આ આવૃત્તિમાં કોઈ પણ સુધારો વધારો કરવામાં આવ્યો નથી.

# भारतार्थप्रकाश.

## THE BHARATARTHA-PRAKASH.

## शान्तिपर्व—राजधर्म.

आवृत्ति त्रीजी—प्रत २६०.

पर्व १२ मुं.

રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલિસીટરની
સહાયતાથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ભટ્ટ. મણિશંકર મહાનંદ તરફથી

રા. રા. રવિપ્રસાદ ગણપતરામ મહાનંદ,
અમદાવાદ.



अमदावाद—खाडीयामां "हितेच्छु" छापखानामां हरिप्रसाद
पितांबरदास महेताए मुद्रांकित कर्युं.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.



મુલ્ય રૂ. ૩.

# ભારતાર્થપ્રકાશ.



## शांतिपर्व.

॥ नारायणंनमस्कृत्यनरंचैवनरोत्तमं ॥

॥ देवींसरस्वतींव्यासंततोजयमुदीरयत् ॥

**वैशंपायनउवाच** ॥ कृतोदकास्तेसुहृदांसर्वेषांपांडुनंदनाः ॥

॥ विदुरोधृतराष्ट्रश्चसर्वाश्चभरतस्त्रियः ॥

વૈશંપાયન કહેછે,—હે જનમેજય, એ રીતે કર્યાં છે સર્વ સુહૃદોનાં પ્રેત તર્પણ જેમણે એવા તે સર્વ પાંડુનંદન, વિદુર, ધૃતરાષ્ટ્ર, તથા ભરતોની સર્વ સ્ત્રિયો, મહાત્મા એવાં તે સર્વ પોતાની શુદ્ધિ થવા સારૂ શેહેરથી બહાર તે ગંગા તીરવિષે એક માસ પર્યંત નિવાસ કરી રહ્યાં. તે વખતે કર્યું છે પ્રેત તર્પણ જેણે એવા ધર્મરાજ યુધિષ્ઠિર પાસે બ્રહ્મર્ષિમાં અત્યંત શ્રેષ્ઠ એવા મહાત્મા સિદ્ધ પુરૂષો ત્યાં આવ્યા. તે કયા કયા સિદ્ધ આવ્યા તે હું કહું તે હે જનમેજય, તું સાંભળ. દ્વૈપાયન, નારદ, મહાન્ઋષિ દેવલ, દેવસ્થાન, કણ્વ તથા અત્યંત શ્રેષ્ઠ એવા તેમના શિષ્ય, વેદાર્થ જાણનાર કેટલાક બીજાઓ, વેદોક્ત આચારનિષ્ટ એવા કેટલાક બ્રાહ્મણો, કેટલાક ગૃહસ્થ, કેટલાક બ્રહ્મચારિઓ, તથા અભય દક્ષિણા દેનાર કેટલાક સન્યાસિઓ મહાત્મા એવા તે સર્વેએ કુરૂસત્તમ એવા યુધિષ્ઠિરને જોયા, તેટલામાં સામે આવી યુધિષ્ઠિરે યથાવિધિ પૂજન કરેલા સેંકડો તથા હજારો તે મહર્ષિઓ, તે વખતને યોગ્ય એવી તેની પૂજા ગ્રહણ કરી પુણ્ય એવાં તે ભાગીરથીના તીરવિષે શોકે કરી વ્યાકુળ છે ચિત્ત જેનું એવા યુધિષ્ઠિરને સાંત્વના કરવા સારૂ ચોતરફથી તેને વીંટી અમુલ્ય એવાં આસનો ઉપર બિરાજમાન થયા. તે વખતે નારદજી, કૃષ્ણ

દ્વૈપાયનાદિક મુનિઓ સાથે એકમત કરી ધર્મપુત્ર યુધિષ્ઠિર પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યા કે, હે યુધિષ્ઠિર, તમે બાહુ બળથી તથા માધવ ભગવાનના પ્રસાદથી ધર્મવડે આ સમગ્ર પૃથ્વી જીતી. હે પાંડવ, લોકને ભય કરનાર એવા આ સંગ્રામથી તમે મુક્ત થયા એ ઘણું સારૂં થયું પણ ક્ષત્ર ધર્મમાં પ્રીતિમાન્ થઈ તમે હર્ષિત થાઓ છો. હે નૃપ, હણાયા છે શત્રુ જેમના એવા તમે મિત્રોને પ્રસન્ન કરે છો અને આ લક્ષ્મીને પ્રાપ્ત થઈને તમને શોક બાધ નથી કરતો. એવાં નારદનાં વચન સાંભળી યુધિષ્ઠિર રાજા તે પ્રત્યે આવી રીતે વચન કેહેવા લાગ્યા કે, શ્રીકૃષ્ણના બાહુ બળના આશ્રયથી, બ્રાહ્મણોના પ્રસાદથી તથા ભીમ તથા અર્જુનના બળેકરી આ સમગ્ર પૃથ્વી જીતી પણ આ દુઃખ નિરંતર મારા હૃદયમાં રેહે છે; હે ભગવન્, લોભકારિત એવો આ મોટો જ્ઞાતિનો ક્ષય કરી પ્રિય એવા અભિમન્યુ તથા દ્રૌપદીના પુત્રોને મરાવી આ જય પણ મને અજય સરખો લાગે છે. કેમકે વધૂ એવી સુભદ્રા મને શું કહેશે ? જરૂર કેહેશે જે રાજ્યના લોભેકરી તમે મારો પુત્ર મરાવ્યો. તેમજ અહિંથી દ્વારકા પ્રત્યે ગયેલા હરિ એવા ભગવાનને પણ તે તથા દ્વારકાનાં મનુષ્ય શું કેહેશે. જરૂર કેહેશે જે સ્વજનની પીડા ટાળનાર ઇશ્વર એવા તમે પોતાના ભાણેજ એવા અભિમન્યુને કેમ મરાવ્યો ? હણાયા છે પુત્ર તથા બાંધવ જેના અમારા પ્રિય તથા હિત વિષે સન્નદ્ધ એવી આ કૃપણ દ્રૌપદી મને વારંવાર પીડા કરેછે. હે નારદ, હે ભગવાન્, આ બીજું પણ તમને હું કહુંછું તે સાંભળો. છુપી રીતે ઉત્પન્ન થયેલા અમારા ભાઈ કર્ણનો અપકાર કરવાથી કુંતિએ મને દુઃખિત કર્યો. દશ હજાર હસ્તિ સરખાં બળવાળો, નથી સામે યોદ્ધો લડનાર જેને, સિંહના સરખું છે યુદ્ધમાં ગમન જેનું, બુદ્ધિમાન, દયાળુ, દાતા, નિયમિત છે વ્રત જેનાં ધૃતરાષ્ટ્રના પુત્રોનો આશ્રયભૂત, માની, તીક્ષ્ણ છે પરાક્રમ જેનું, અસહનશીલ, નિરંતર ક્રોધિ સંગ્રામવિષે અમને ફેકનાર, જલદી અસ્ત્ર ફેકનાર, વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનારો, શૂરો, અદ્ભુત છે પરાક્રમ જેનાં, છુપી રીતે ઉત્પન્ન થયેલો કુંતિનો પુત્ર, અમારો ભાઈ સૂર્ય થકી ઉત્પન્ન થયેલો સર્વ ગુણ સંયુક્ત એવા જે કર્ણને પેટીમાં નાખી પૂર્વે કુંતિએ ગંગાના પ્રવાહમાં નાખી દીધો હતો, ને ઉદક ક્રિયાવિષે સૂર્યનો પુત્ર એમ કહ્યું હતું ને જેને લોક રાધાગર્ભજન્ય

સૂતપુત્ર એ રીતે માનતા હતા, કુંતિના જ્યેષ્ઠ પુત્ર તે અમારા માતૃજ ભાઇ એવા કર્ણને આ ભાઈ છે એમ ન જાણતાં ભાઇ એવા મેં રાજ્યના લોભથી મરાવ્યો તે, અગ્નિ જેમ તૂલ રાશિને બાળે તેમ મારાં શરીરને બાળે છે. શ્વેતવાહન છે જેનું એવો ભાઇ અર્જુન પણ તેને જાણતો ન હતો તે-મજ હું ભીમ તથા નકુલ સહદેવ પણ જાણતા ન હતા. ને સુંદર વ્રતવાળો તે, અમોને જાણતો હતો. તેમ અમે સાંભળ્યું છે જે યુદ્ધના આરંભ વિષે પણ કુંતિ, તેની પાસે અમારા કલ્યાણ વાસ્તે ગઇ હતી, અને તેને કહ્યું હતું જે તું મારો પુત્ર છે તોયપણ મહાત્મા એવા તેણે પૃથાનું કહ્યું કર્યું નહિ. પણ પછી કર્ણે કુંતિને આવી રીતે કહ્યું એમ અમે સાંભળ્યું છે જે, હે માતઃ, સંગ્રામમાં દુર્યોધનરાજાને હું ત્યાગ કરવા સમર્થ થાઉં તેમ નથી; કેમકે તેમ કરવાથી મારેવિષે અનાર્યપણું, ક્રૂરપણું તથા કૃતઘ્નપણું પ્રાપ્ત થાય અને તારા મતથી કદિ યુધિષ્ઠિર સાથે સંધિ કરૂં તો સંગ્રા-મવિષે અર્જુનથી બ્હીનો એમ મને લોક માને, વાસ્તે હું સંગ્રામમાં કેશવસહિત અર્જુનને જીતી ધર્મપુત્ર યુધિષ્ઠિર સાથે સંધિ કરીશ. એ રીતે તેણે કહ્યું એવાં તેનાં વચન સાંભળી કપાટ સરખા વક્ષસ્થળવાળા તેને વળી કુંતિએ કહ્યું કે અર્જુન સાથે તારી ઇચ્છામાં આવે તે રીતે યુદ્ધ કર; પણ બાકીના ચારને અભય આપ, એવાં કુંતિનાં વચન સાંભળી કંપતી એવી તે માતાને બુદ્ધિમાન્ કર્ણે હાથ જોડી આવી રીતે કહ્યું કે, સંગ્રામમાં પ્રાપ્ત થઇ વશ થએલા હશે તોપણ તારા ચાર પુત્રને હણીશ નહિ, એટલે હે દેવિ, કર્ણ હણાવાથી અર્જુનસહિત વા અર્જુન હણાવાથી કર્ણ સહિત તારા પુત્ર પાંચ ને પાંચ ધ્રુવ રેહેશે. એવાં કર્ણનાં વચન સાંભળી પુત્રનો છે લોભ જેને એવી કુંતિએ વળી કર્ણને કહ્યું કે, જે ભાઇઓનું કલ્યાણ કરવા ઇચ્છે છે તેનું કલ્યાણ કરજે એમ કહી કુંતિ, કર્ણને છોડી દઇ પોતાના ઘરપ્રત્યે ગઈ. એ રીતે થએલો કુંતિનો તથા તેનો વિચાર પ્રથમથી અમારા જા-ણવામાં આવ્યો નહિ તેને લીધે ભાઈ, શૂરવીર મોટા ધનુષવાળા તે સ-હોદરને સંગ્રામમાં અર્જુને પાડ્યો. ત્યારપછી જલપ્રદાન વખતે કુંતિના વચનથી કર્ણ મારો પૂર્વજ સોદર્ય ભાઈ છે એમ મેં જાણ્યું તેથી હવે ભા-ઇને મારનાર મારૂં તીવ્ર એવું હૃદય અત્યંત ખેદ પામે છે; કેમકે કર્ણ

તથા અર્જુન છે સહાય જેને એવો હું ઇન્દ્રને પણ ઝીતત, ને સભામાં દુરાત્મા એવા ધૃતરાષ્ટ્રના પુત્રોવડે ક્લેશ પામેલો મારો ઉત્પન્ન થયેલો ક્રોધ, કર્ણને જોઇ શાંત થતો હતો. તેમજ સભાવિષે દુર્યોધનના હિતેચ્છુક એવા તેની કટુ તથા રૂક્ષ એવી વાણી સાંભળી ઉત્પન્ન થયેલો મારો રોષ, તેના પગ જોઇ નાશ થતો હતો; કેમકે તેના પગ જોઉં ત્યાં મને મારી માતા કુંતિના સરખા લાગે પણ તેના સાદૃશ્યનો હેતુ જાણવાનો વિચાર કરતાં કોઈ રીતે પણ તે જાણવામાં આવ્યો નહિ. ને હે પ્રભો, સંગ્રામવિષે તેના ચક્રને પૃથ્વીએ શું કરવા ગળ્યું, અને તે મારા ભાઇને શાપ શું કરવા થયો, તે તમે કેહેવા યોગ્ય છો. હે ભગવન્, વિદ્વાન્ એવા સર્વ જાણનાર તમે કાર્ય કારણ સર્વ જાણો છો, માટે તે સર્વ તમારાથી હું શ્રવણ કરવા ઇચ્છું છું.

॥ श्रोतुमिच्छामिभगवंस्त्वत्तःसर्वंयथातथं ॥
॥ भवान्हिसर्वविद्विद्वान्लोकेवेदकृताकृतं ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि कर्णाभिज्ञाने गुर्जरभाषायां प्रथमोऽध्यायः ॥

---

**वैशंपायनउवाच** ॥ सएवमुक्तस्तुमुनिर्नारदोवदतांवरः ॥
कथयामासतत्सर्वंयथाशप्तःससूतजः ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય, એ રીતે યુધિષ્ઠિરે જેને પૂછ્યું એવા બોલનારાઓમાં શ્રેષ્ઠ તે નારદમુનિયે, જે રીતે તે સૂતપુત્ર કર્ણને શાપ થયો હતો તે સર્વ કહી બતાવ્યું. નારદ કહે છે,—હે ભારત, હે મહાબાહો, જે રીતે તમે કહો છો તે એમજ છે, કર્ણ તથા અર્જુનને સંગ્રામવિષે કંઇપણ અસહ્ય છે નહિ, તથાપિ તે બેઉને પરસ્પર જે વૈર થયું તે વિષે હે અનઘ, હે મહાબાહો, પૂર્વે જે દેવતાઓનું ગુહ્ય આ વૃત્તાંત બનેલું છે તે કહું તે સાંભળો, હે પ્રભો, શસ્ત્રપૂત એવા ક્ષત્રિયો સ્વર્ગમાં કેમ જાય એવો વિચાર કરી વૈરાગ્નિનો ઉદ્દિપક એવો કન્યાગર્ભ, ક્ષત્રિયોને સ્વર્ગમાં જવા સારૂ દેવતાઓએ નિર્માણ કર્યો. તેજયુક્ત એવો તે કર્ણ, સૂતપુત્રપણાને પ્રાપ્ત થયો, તેણે દ્રોણગુરૂથકી ધનુર્વેદ અધ્યયન કર્યો. ભીમસેનનું બળ, અર્જુનનું

લાઘવ હે રાજેન્દ્ર, તમારી બુદ્ધિ, નકુલ સહદેવનો વિનય, બાળપણમાંથીજ ગાંડીવધનુષ ધરનાર અર્જુનનું વાસુદેવ સાથે સખ્ય, તથા તમારે વિષે પ્રજાનો અનુરાગ જોઇ અંતરમાં દાહ પામતો તે, બાળકપણામાંથીજ દુર્યોધનરાજા સાથે મિત્રતા કરી દેવતાઓના સંકલ્પથી તથા પોતાના સ્વભાવથી તમારી સાથે નિરંતર દ્વેષ કરવામાં પ્રવર્તમાન થયો. ત્યારપછી ધનુર્વેદમાં અધિક છે પરાક્રમ જેનું એવા અર્જુનને જોઇ એકાંતવિષે દ્રોણ પાસે આવી કર્ણે આવી રીતે કહ્યું કે, અર્જુન સાથે યુદ્ધ કરવાની મારી મતિ છે વાસ્તે રહસ્ય તથા ઉપસંહારસહિત બ્રહ્માસ્ત્રને હું જાણવા ઇચ્છું છું. તેમ તમારે અવશ્ય કરીને પુત્ર તથા શિષ્યોવિષે સ્નેહ સમાન છે, માટે તમારા પ્રસાદથી વિચક્ષણ પુરૂષો મને અકૃતાસ્ત્ર ન કહે એમ થવું જોઇએ. એવી રીતે કર્ણે જેમને કહ્યું એવા દ્રોણાચાર્યે અર્જુનવિષે કટાક્ષને લીધે આ બ્રહ્માસ્ત્ર શીખવા માગે છે એ રીતનું તેનું દુરાત્માપણું જાણી તે પ્રત્યે આવી રીતે કહ્યું કે, યથાર્થ આચરણ કર્યાં છે વ્રત જેણે એવો બ્રાહ્મણ વા તપસ્વિ એવો ક્ષત્રિય બ્રહ્માસ્ત્રને જાણે, ઇતર વર્ણ કોઇ રીતે જાણે નહિ, એટલે તું બ્રાહ્મણ તથા ક્ષત્રિયથી ઇતર છે માટે તે વિદ્યાને યોગ્ય નથી. એવાં દ્રોણનાં વચન સાંભળી તેનો સારી રીતે સત્કાર કરી આજ્ઞા લઇ તત્કાલ મહેંદ્ર પર્વત પ્રત્યે જ્યાં પરશુરામ વિરાજતા હતા ત્યાં ગયો. રામ પાસે જઇ મસ્તકથી તેને પ્રણામ કરી ગુરૂ છે તે પિતાજ છે એમ મનમાં ધારી હું ભાર્ગવ બ્રાહ્મણ છું એમ કહી તેની પાસે રહ્યો. રામે પણ ગોત્રાદિક પૂછી તું ભલે આવ્યો અહિં રેહે, એમ કહી અત્યંત પ્રસન્ન થઇ તેને ગ્રહણ કર્યો. સ્વર્ગસરખા તે મહેંદ્ર પર્વતમાં વસતા કર્ણને ગંધર્વ, રાક્ષસ, યક્ષ તથા દેવતાઓ સાથે સમાગમ થયો. એ રીતે ત્યાં રહી ભૃગુ શ્રેષ્ઠ એવા પરશુરામથકી યથાવિધિ અસ્ત્ર તથા શસ્ત્ર શીખ્યો. ને દેવ, દાનવ તથા રાક્ષસોને પણ અત્યંત પ્રિય થયો. ખડ્ગ તથા ધનુષ છે હાથમાં જેને એવો તે એકલો સૂર્ય પુત્ર કર્ણ, કોઇ વખતે આશ્રમની પાસે દક્ષિણ સમુદ્ર સમીપે ફરતો હતો. ત્યાં હે પાર્થ, તેણે અગ્નિહોત્રમાં આસક્ત એવા કોઇ બ્રહ્મવાદિ બ્રાહ્મણની હોમધેનુને યદચ્છાએ કરી અજ્ઞાનથી હણી. પછી કર્ણ, બ્રાહ્મણ પાસે જઇ તેને પ્રસન્ન કરવા સારૂ આવી રીતે વચન કેહેવા લાગ્યો કે, હે ભગવન્, આ તમારી હોમધેનુને અજાણથી મેં હણી માટે મારો અપરાધ ક્ષમા કરી મારી ઉપર પ્રસન્ન

થાઓ, એમ વારંવાર કેહેવા લાગ્યો. એવાં કર્ણનાં વચન સાંભળી ક્રોધાયમાન થયેલો તે બ્રાહ્મણ, વાણીએ કરી જાણે તિરસ્કાર કરતો હોય નહિ તેની પેઠે કેહેવા લાગ્યો કે, હે દુરાચાર, હે દુર્મતે, તું વધ યોગ્ય છે માટે તારાં દુષ્કર્મના ફલને તું પ્રાપ્ત થઇશ. જેની સાથે નિરંતર સ્પર્દ્ધા કરે છે અને જેનો પરાજય કરવાની નિરંતર ઇચ્છા કરે છે તેની સાથે યુદ્ધ કરતાં તારાં ચક્રને હે પાપી, પૃથ્વી ગળશે. એ રીતે પૃથ્વી ચક્રને ગળશે તે વખતે ગાફલ એવા તારા મસ્તકને પરાક્રમ કરી શત્રુ પાડશે. હે નરાધમ, અહીંથી જા. હે મૂઢ, પ્રમત્ત એવા તેં જે રીતે આ મારી ગાયને હણી તે પ્રમત્ત એવા તારૂં મસ્તક શત્રુ પાડશે. એવાં બ્રાહ્મણનાં વચન સાંભળી કર્ણે ગાયો ધન તથા રત્ને કરી પ્રસન્ન કરવા માંડ્યો તોયપણ તેણે પાછું કહ્યું કે જોઇએ તો જા, જોઇએ તો ઉભો રેહેજે, તારે કરવું હોય તે કર, તોય મારૂં બોલેલું સર્વ લોક પણ ફોગટ કરી શકે નહિ. એ રીતે બ્રાહ્મણે જેને કહ્યું એવો બ્હીનેલો કર્ણ, દીનતાથી નીચે મુખ કરી તે શાપવિષે નીજમનથી ચિંતા કરતો રામની પાસે ગયો.

॥ इत्युक्तोब्राह्मणेनाथकर्णोदैन्यादधोमुखः ॥
॥ राममभ्यगमद्भीतस्तदेवमनसास्मरन् ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन प० गुर्जरभाषायां कर्णशापोनाम द्वितियोऽध्यायः ॥ २ ॥

**नारदउवाच** ॥ कर्णस्यबाहुवीर्येणप्रणयेनदमेनच ॥
॥ तुतोषभृगुशार्दूलोगुरुशुश्रूषयातथा ॥

નારદ કહે છે,—કર્ણના બાહુવીર્યથી, પ્રેમથી, દમે કરી તથા ગુરૂ શુશ્રૂષાથી ભૃગુકુળમાં સિંહરૂપ એવા પરશુરામ પ્રસન્ન થયા. તેથી તપસ્વિ એવા તેણે તપસ્વિ તે કર્ણને વિધિપુરઃસર અંગ પ્રત્યંગ તથા દેવતાના આરાધન સહિત ઉપસંહાર યુક્ત સમગ્ર બ્રહ્માસ્ત્ર શીખવ્યું. એ રીતે પરશુરામ થકી જાણ્યું છે બ્રહ્માસ્ત્ર જેણે એવા ભૃગુના આશ્રમવિષે ક્રીડા કરતા અદ્ભુત પરાક્રમવાળા કર્ણ, ધનુર્વેદવિષે યત્ન કર્યો. ત્યાર પછી કોઇ વખતે ઉપવાસે કરી કર્ષિત

આશ્રમ સમીપે કર્ણ સહિત વિચરતા બુદ્ધિમાન્ વિશ્વાસથી ઉત્પન્ન થયું છે સુહૃદપણું જેને એવા કલાંત મનવાળા ગુરૂ જમદગ્નિ પુત્ર પરશુરામ, કર્ણના ખોળાવિષે મસ્તક મૂકી શયન કરી ગયા. તેટલામાં શ્લેષ્મ, મેદ, માંસ તથા શોણિતનું છે ભોજન જેને એવો દારૂણ સ્પર્શવાળો દારૂણ કૃમિ, કર્ણની સમિપે આવ્યો. રૂધિરનું અશન કરનાર તે કૃમિ, કર્ણના સાથળને પ્રાપ્ત થઈ તેને ભેદવા લાગ્યો, પણ કર્ણ, ગુરૂની નિદ્રા ભંગના ભયથી તેને દૂર કરવા વા હણવા પણ સમર્થ થયો નહિ. હે ભારત, તે રીતે તે કૃમિયે દંશ કરવા માંડેલા સૂર્ય પુત્ર કર્ણે, ગુરૂ જાગી જશે તો, એવી શંકાથી તેની ઉપેક્ષા કરી. એવી રીતે કર્ણ, ધૈર્યથી અસહ્ય એવી તે વેદનાને સહન કરી ભાર્ગવ એવા પરશુરામને ન કંપાવતે તથા ન વ્યથા પમાડતે ધારણ કરી રહ્યો. જ્યારે એ કર્ણના રૂધિરનો પોતાના અંગને સ્પર્શ થયો ત્યારે જાગ્રત થયેલા ભૃગૂદ્વહ એવા તેજસ્વી પરશુરામે, ત્રાસયુકત થઇ આવી રીતે તેને કહ્યું કે, અરે આશ્ચર્ય ! હું અશુચિતાને પ્રાપ્ત થયો, આ તું શું કરે છે ? ભયને છોડી દઇ આ શું થયું તે યથાર્થ મને કેહે. એવાં પરશુરામનાં વચન સાંભળી કર્ણે કૃમિએ કરેલું ભક્ષણ તેને બતાવ્યું. તે ટાણે રામે, સૂકર સરખા, આઠ પગવાળા તીક્ષ્ણ છે દંષ્ટ્રા જેની સોઇ સરખા તીક્ષ્ણ રૂવાટાંથી વીંટાયલા ત્રાસે કરી સંકુચિત કર્યું છે અંગ જેણે અને અલર્ક છે નામ જેનું એવા તે કૃમિને જોયો. રામે દૃષ્ટમાત્ર એવા ખેદયુક્ત થયેલા તે કૃમિયે તે રૂધિર વિષેજ પોતાના પ્રાણ ત્યાગ કર્યા, તે આશ્ચર્ય સરખું થયું. તેટલામાં અંતરિક્ષવિષે ઇચ્છા પ્રમાણે રૂપ ધરનાર, ભયંકર રૂપવાળો રક્ત છે ગ્રીવા જેની મેઘની ઉપર રહેલો કૃષ્ણ અંગવાળો રાક્ષસ દેખાયો. તે ટાણે પૂર્ણ છે મન જેનું એવો તે રાક્ષસ, હાથ જોડી રામ પ્રત્યે કેહેવા લાગ્યો કે, હે ભૃગુશાર્દૂલ, તમારૂં કલ્યાણ થાઓ, હું જે રીતે આવ્યો છું તેમ હવે જઇશ. હે મુનિસત્તમ, આ નરક થકી તમે મને મૂકાવ્યો માટે તમારૂં કલ્યાણ થાઓ, તમને હું પ્રણામ કરૂં છું; કેમકે તમે મારૂં પ્રિય કર્યું. એવાં તેનાં વચન સાંભળી પ્રતાપવાન્ એવા મહાબાહુ જમદગ્નિના પુત્ર પરશુરામે તેને પૂછ્યું કે, તું કોણ છે અને શું કરવા નરકને પ્રાપ્ત થયો તે કેહે ? તે કેહેવા લાગ્યો કે, પૂર્વે સત્યુગવિષે તમારા પૂર્વ પિતામહ ભૃગુની તુલ્ય છે વય જેનું એવો દંશ નામે મોટો અસુર હતો.

તે મેં ભૃગુની અત્યંત દયિત એવી ભાર્યા બલાત્કારથી અપહરણ કરી તેથી ક્રુદ્ધ થએલા તમારા પૂર્વ પિતામહે મને કહ્યું કે—હે પાપ, મૂત્ર તથા શ્લેષ્મને અશન કરનાર તું નરકને પ્રાપ્ત થઈશ. તે ટાણે મેં દીનતા પૂર્વક કહ્યું કે હે બ્રહ્મન્, મને પાછી શાપથી મુક્તિ ક્યારે થશે ? તે સાંભળી દયાથી તેણે કહ્યું કે ભાર્ગવ એવા રામથી તારી મુક્તિ થશે. તે પછી એવી રીતના તે મહર્ષિના અભિશાપે કરી હું કૃમિભૂત થઇ પૃથ્વી વિષે પડ્યો. હે સાધો, એવી અમંગળરૂપ આ ગતિને પ્રાપ્ત થએલા મને પાપયોનિથી તમે મુક્ત કર્યો. એ રીતે રામને કહી તેને નમસ્કાર કરી મહા અસુર ગયો. ત્યારપછી પરશુરામે સક્રોધ થઇ કર્ણ પ્રત્યે આવી રીતે વચન કહ્યું કે, હે મૂઢ, આ અતિ દુઃખને કયારેય બ્રાહ્મણ સહન કરે નહિ. ક્ષત્રિય સરખું તારૂં ધૈર્ય દેખાય છે માટે સત્ય કેહે. એવાં પરશુરામનાં વચન સાંભળી શાપથી ભય પામેલો કર્ણ, તેને પ્રસન્ન કરતાં કેહેવા લાગ્યો કે, હે ભાર્ગવ, બ્રાહ્મણ તથા ક્ષત્રિયથી બીજે ઉત્પન્ન થએલ એવો હું સૂત છું એમ જાણો, ને રાધાપુત્ર કર્ણ એ રીતે પૃથ્વી વિષે મનુષ્ય, મને કહે છે. હે ભાર્ગવ, હે બ્રહ્મન્, અસ્ત્રમાં લુબ્ધ એવા મને પ્રસન્ન થાઓ, ને વેદવિદ્યાપ્રદ ગુરૂ પિતાજ કેહેવાય, એમાં સંદેહ નહિ; તેથી તમારી પાસે હું ભાર્ગવ છું એ રીતે મારૂં ગોત્ર મેં કહ્યું. એવાં કર્ણનાં વચન સાંભળી રોષ રહિત એવા ભૃગુશ્રેષ્ઠ પરશુરામ, બાળતા હોય નહિ તેની પેઠે પૃથ્વી વિષે પડેલા કંપતા હાથ જોડેલા દીન એવા કર્ણ પ્રત્યે કેહેવા લાગ્યા કે, જે માટે અસ્ત્રના લોભથી મિથ્યા બોલી તું બ્રહ્માસ્ત્ર શીખ્યો વાસ્તે હે મૂઢ, સરખા સાથે યુદ્ધ કરતાં તને વિનાશકાળ વખતે બ્રહ્માસ્ત્ર ભાસમાન થશે નહિ. કેમકે બ્રાહ્મણ શિવાય બીજા વિષે બ્રહ્માસ્ત્ર, કયારેય નિશ્ચલ થઇ રહે નહિ. હવે અહિંથી તું જા. કારણ જૂઠું બોલનારને અહિં નિવાસ યોગ્ય નહિ. તારા સરખો પૃથ્વી વિષે યુદ્ધમાં કોઈ ક્ષત્રિય થશે. એ રીતે પરશુરામે જેને કહ્યું એવો કર્ણ, રામને પ્રણામ કરી ત્યાંથી ગયો, પછી દુર્યોધન પાસે જઇ હું કૃતાસ્ત્ર છું એમ કહ્યું.

॥ एवमुक्तःसरामेणन्यायेनोपजगामह ॥

॥ दुर्योधनमुपागम्यकृतास्त्रोस्मीतिचाब्रवीत् ॥

इतिश्री म० शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि गुर्जरभाषायां कर्णास्त्रप्राप्तिनाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

नारदउवाच ॥ कर्णस्तुसमवाप्यैवमस्त्रंभार्गवनंदनात् ॥
॥ दुर्योधनेनसहितोमुमुदेभरतर्षभ ॥

નારદ કહે છે,—હે ભરતર્ષભ, કર્ણ તો ભાર્ગવનંદન એવા પરશુરામ થકી અસ્ત્રને પ્રાપ્ત થઇ દુર્યોધન સહિત આનંદથી દિવસ નિર્ગમન કરતો હતો. ત્યારપછી કોઇ વખતે હે રાજન્, સેંકડો રાજાઓ, કલિંગ દેશમાં ચિત્રાંગદ રાજાના રાજપૂર નામના નગરમાં સ્વયંવર વિષે કન્યા વાસ્તે આવ્યા. ત્યાં સર્વે રાજાઓ એકઠા મળ્યા છે એમ સાંભળી કર્ણ સહિત દુર્યોધન પણ સુવર્ણના અંગવાળા રથે કરી ગયો, હે નૃપસત્તમ, એવી રીતે મહોત્સવરૂપ તે સ્વયંવર સપ્રવૃત્ત થયો તે સાંભળી શિશુપાળ, જરાસંધ, ભીષ્મક, વક્ર, કપોતરોમા, નીલ, દૃઢ પરાક્રમવાળો રૂકમી, સ્ત્રીરાજ્યનો અધિપતિ મહારાજ સૃગાલ, અશોક, શતધન્વા, શૂરવીર એવો ભોજ, એટલા એ અને બીજા પણ ઘણાક દક્ષિણ દિશાનો આશ્રય કરેલા રાજાઓ, મ્લેચ્છાચાર્ય રાજાઓ, પ્રાચી તથા ઉદીચીના રાજાઓ, સુવર્ણના બાજુબંધ પેરેલા, શુદ્ધ સરખી કાંતિવાળા, પ્રકાશમાન છે દેહ જેમના, બળે કરી ઉત્કટ એવા જાણે વ્યાઘ્ર હોય નહિ એવા તે સર્વે રાજાઓ કન્યા વાસ્તે ત્યાં આવ્યા હતા. હે ભારત, આવેલા તે સર્વે રાજાઓ સ્વયંવરની સભામંડપમાં બેસી ગયા. પછી ધાવ્ય તથા હજુરી ચાકરસહિત તે કન્યા રંગ મંડપ પ્રત્યે પ્રવિષ્ટ થઇ. ત્યાર પછી હે ભારત, ધાવ્યના મુખથી રાજાઓના નામવરને સાંભળી વરનારી તે કન્યા ધૃતરાષ્ટ્ર પુત્ર દુર્યોધનને પણ અતિક્રમણ કરી આગળ ચાલી. એ રીતે પોતાનું ઉલ્લંઘન ન સહન કરી શકતો કુરૂ કુળમાં ઉત્પન્ન થએલો બળ તથા વીર્યના મદથી મત્ત, ભીષ્મ દ્રોણનો છે આશ્રય જેને એવો દુર્યોધન રાજાઓને તિરસ્કાર કરી તે કન્યાને ત્યાંથી લઇ રથમાં બેસાડી જવા લાગ્યો. હે પુરૂષર્ષભ, તેમજ ખડ્ગ ધારણ કરેલો, બાંધ્યા છે ઘોના ચર્મના મોજા જેણે એવો શસ્ત્ર ધરનારાઓમાં શ્રેષ્ઠ

કર્ણ પણ રથે કરી તેની પાછળ જવા લાગ્યો. તે વખતે કવચ પેહેરતા તથા રથ જોડતા રાજાઓનો અત્યંત મોહોટો વિમર્દ થયો. સંક્રુદ્ધ થયેલા તે રાજાઓ, મેઘ જેમ બે પર્વત ઉપર વર્ષે તેમ કર્ણ તથા દુર્યોધન ઉપર બાણનો વર્ષાદ કરતા તેમની સામે દોડવા લાગ્યા. સામે આવતા એવા તેમનાં કર્ણે એક એક બાણે કરી ધનુષ તથા બાણનાસમૂહ પૃથ્વી વિષે પાડી નાખ્યા. એ રીતે પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા કર્ણે, કેટલાક ધનુષ વગરના, કેટલાક ઉગામેલ ધનુષવાળા, કેટલાક બાણ ધરેલાને કેટલાક શક્તિ તથા ગદાધરનારાઓને લાઘવથી વ્યાકુળ કરી હણાયા છે સારથિ જેમના એવા ઘણાક રાજાઓને પરાજય પમાડયા. સારથિ હણાવાથી પોતે અશ્વને ચલાવતા 'અમારી રક્ષા કરો રક્ષા કરો' એ રીતે બોલતા ભાગ્યાં છે મન જેમનાં એવા તે રાજાઓ, સંગ્રામ છોડી દૂર ભાગી ગયા. ને કર્ણે રક્ષા કરેલો હૃષ્ટ એવો દુર્યોધન તો કન્યાને લઇ હસ્તિનાપુર પ્રત્યે ગયો.

॥ दुर्योधनस्तुकर्णेनपाल्यमानोभ्ययात्तदा ॥

॥ हृष्टःकंन्यामुपादायनगरंनागसाव्हयं ॥

इतिश्री म० शांति० राजधर्मानुशासन प० गुर्जरभाषायां दुर्योधनस्य स्वयंवरे कन्याहरणंनाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

---

नारदउवाच ॥ आविष्कृतबलंकर्णंश्रुत्वाराजासमागधः ॥

॥ आव्हयद्वैरथेनाजौजरासंधोमहीपतिः ॥

નારદ કહે છે,—પ્રકટ કર્યું છે બળ જેણે એવા કર્ણને સાંભળી માગધ એવા તે જરાસંધ રાજાએ સંગ્રામ વિષે દ્વંદ્વ યુદ્ધ વાસ્તે કર્ણને બોલાવ્યો એટલે દિવ્યાસ્ત્ર જાણનાર યુદ્ધ વિષે નાનાપ્રકારના આયુધેકરી અન્યોન્ય વર્ષતા તે બેઉનું યુદ્ધ થયું. પછી ક્ષીણ થયાં છે બાણ જેમનાં, ધનુષ વગરના, ભાગી ગયાં છે ખડ્ગ જેમનાં પૃથ્વી પ્રત્યે ગએલા બળયુક્ત એવા તે બેઉ, બાહુવડે યુદ્ધ કરવા લાગ્યા. તેમાં કર્ણે બાહુકંટક યુદ્ધેકરી યુદ્ધ કરતાં તેના જરાએ સાંધેલા દેહની સંધિ ભેદી. તે જરાસંધ રાજાએ પોતાના શરીરનો

પાટનરૂપ વિકાર જોઇ વૈર છોડી દઇ દૂરથીજ હું તને પ્રસન્ન થયો છું એમ કર્ણને કહી પ્રીતિએકરી કર્ણને માલિની નામની નગરી આપી; તેથી હે નરશાર્દૂલ, શત્રુને જીતનાર તે કર્ણ અંગદેશનો રાજા થયો, ને દુર્યોધનના અનુમતથી પારકા સૈન્યને પીડનાર કર્ણ, ચંપા નગરીનું પાલન કરતો હતો એ તમને પણ વિદિત છે. એ રીતે શસ્ત્રના પ્રતાપેકરી તે પૃથ્વીવિષે વિખ્યાત થયો. પછી તમારા હિત વાસ્તે ઇન્દ્રે તેનાં કવચ તથા કુંડળની ભિક્ષા માગી, તે વખતે દેવમાયાએકરી મોહિત થયેલા તેણે પરમ અર્ચિત સહજ એવાં દિવ્ય કુંડળ તથા સહજ કવચ પણ તેને દીધું. એ રીતે કુંડળ તથા કવચેકરી મુક્ત થયેલા તેને અર્જુને સંગ્રામવિષે વાસુદેવ જોતાં હણ્યો. બ્રાહ્મણના તથા મહાત્મા પરશુરામના શાપથકી, કુંતિને વરદાન આપવાથી ઇન્દ્રની માયાએકરી સંખ્યાવિષે અર્દ્ધ રથ કહી ભીષ્મના અવમાનથી, શલ્યથકી થયેલા તેજો વધથી, વાસુદેવના ન્યાયથી, રૂદ્ર, દેવરાજ, યમ, વરૂણ, કુબેર, દ્રોણ તથા મહાત્મા કૃપથકી દિવ્ય એવાં અસ્ત્ર ગ્રહણ કરી ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને, સૂર્યસરખી કાંતિવાળા સૂર્યપુત્ર કર્ણને સંગ્રામવિષે હણ્યો. હે પુરૂષવ્યાઘ્ર, એ રીતે બ્રાહ્મણ તથા પરશુરામે શાપ આપેલો ઘણાકે છેતરેલો તમારો ભાઈ કર્ણ, યુદ્ધકરી નિધનને પ્રાપ્ત થયો છે, માટે તમારે શોચ કરવા લાયક નથી.

एवंशतस्तवभ्राता बहुभिश्चापिवंचितः ॥
नशोच्यः पुरुषव्याघ्रयुद्धेननिधनंगतः ॥
इतिश्री महाभारते शांतिप० राज० गुर्जरभाषायां कर्णवीर्यकथनंनाम पंचमोऽध्यायः ॥ ५ ॥

**वैशंपायनउवाच** ॥ एतावदुक्त्वादेवर्षिर्विरराम सनारदः ॥
॥ युधिष्ठिरस्तुराजर्षिर्दध्यौशोकपरिप्लुतः ॥

વૈશંપાયન કેહે છે,—હે જનમેજય, એટલાં વચન કહી, દેવર્ષિ એવા તે નારદ બોલતા રહી ગયા, અને શોકેકરી વ્યાપ્ત એવા રાજર્ષિ યુધિષ્ઠિર તો ધ્યાન કરવા લાગ્યા. તે વખતે દીન છે મન જેનું, શોકેકરી ઉપહત, આતુર,

સર્પની પેઠે શ્વાસોશ્વાસ કરતા ઓતરફથી અશ્રુએકરી વ્યાપ્ત છે નેત્ર જેનાં એવા દીન તે યુધિષ્ઠિર પ્રત્યેકરી વ્યાપ્ત અંગવાળી દુઃખેકરી ઉપહત છે ચેતના જેની એવી મધુર ભાષણ કરનારી કુંતી, વખતને લગતું ઘટતી રીતે આવું વાક્ય કેહેવા લાગી કે,—હે યુધિષ્ઠિર, હે મહાબાહો, હે મહાપ્રાજ્ઞ, એ કર્ણનો તું શોચ કરવા યોગ્ય નથી, માટે શોકને છોડી દે ને આ મારાં વચન સાંભળ. તારે અર્થે ભાઈપણું જણાવવા સારૂ પૂર્વે મેં તેને કહ્યું હતું. તેમજ ધર્મ ધરનારાઓમાં શ્રેષ્ઠ એવા તેને દેવ એવા પિતા ભાસ્કરે પણ કહ્યું હતું. હિત ઇચ્છનાર સુહૃદે જે કેહેવું ઘટે તે દિવાકર એવા સૂર્યે સ્વપ્નમાં પણ તેને અનેક રીતે કહ્યું હતુ એ રીતે પૂર્વે અમે બેઉએ સ્નેહના કારણે કરી કહ્યું તોપણ હું વા સૂર્ય, કોઇ તેને શાંત કરવા તારી સાથે એકતા કરવા સમર્થ થયાં નહિ, ને મૃત્યુગ્રસ્ત વૈરનું ઉદ્ધરણ કરવામાં પ્રીતિમાન્ તથા તમારૂં ઉલટું કરનાર જાણી પછી મેં ઉપેક્ષા કરી. એ રીતે માતાએ જેને કહ્યું અશ્રુથી આકુળ નેત્રવાળા શોકેકરી વ્યાકુળ છે ઇન્દ્રિયો જેની એવા ધર્માત્મા ધર્મરાજાએ કહ્યું કે,—હે જનનિ, તેં કર્ણનું જન્મ વૃત્તાંત ગુપ્ત રાખવાથી હું આ રીતે પીડિત થયો; એ રીતે તેને કહી મોટા તેજવાળા દુઃખ સમન્વિત યુધિષ્ઠિરે સર્વ લોકવિષે સ્ત્રિયો ગુહ્ય વૃત્તાંત ધારણ કરશે નહિ એમ શાપ દીધો. પછી ઉદ્વિગ્ન છે હૃદય જેનું એવો તે રાજા, પુત્ર, પૌત્ર, સંબંધિ તથા સુહૃદોને યાદ કરી ઉદ્વિગ્ન છે ચેતના જેની એવો થયો. ત્યાર પછી શોકેકરી વ્યાપ્ત છે આત્મા જેનો એવો સંતાપથી પીડિત રાજા સધુમ અગ્નિસરખો થઇ વૈરાગ્યને પ્રાપ્ત થયો.

॥ ततःशोकपरीतात्मासधूमइवपावकः ॥

॥ निर्वेदमगमद्धीमानूराजासंतापपीडितः ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वाणि गुर्जरभाषायां

स्त्रीशापे षष्ठोऽध्यायः ॥ ६ ॥

**वैशंपायनउवाच** ॥ युधिष्ठिरस्तुधर्मात्माशोकव्याकुलचेतनः ॥

॥ अशोचदुःखसंतप्तः स्मृत्वाकर्णमहारथं ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય, શોકેકરી વ્યાકુળ છે ચિત્ત જેનું દુ:ખેકરી સંતપ્ત એવા ધર્માત્મા યુધિષ્ઠિર, મહારથિ કર્ણને યાદ કરી શોચ કરવા લાગ્યા. દુ:ખ તથા શોકેકરી આવિષ્ટ વારંવાર નિશ્વાસ મૂકતા શોક કર્શિત એવા યુધિષ્ઠિરરાજા, અર્જુનને જોઈ તે પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા કે, આપણે વૃષ્ણિ તથા અંધકના પૂરવિષે ભિક્ષા માગીને નિર્વાહ કરત તો પુરૂષ વગરની જ્ઞાતિને કરી આ દુર્ગતિને પ્રાપ્ત થાત નહિ. તેમ આપણે પુરૂષાર્થ પણ બરાબર સિદ્ધ થયા નહિ ને આપણા શત્રુ એવા કૌરવોના સિદ્ધ થયા ને તેઓ સ્વર્ગવાસી પણ થયા ને આપણે તો પોતે પોતાને મારી ધર્મના ફળને પણ શું પ્રાપ્ત થઈશું? આપણાં તો બેઉ બગડયાં માટે ક્ષત્રિયના આચારને, સહાયાદિને, પરાક્રમને તથા ક્રોધને પણ ધિક્કાર છે; કેમકે, જે આચારાદિ વડે આપણે આ શોકને પ્રાપ્ત થયા. વાસ્તે વનચારિને નિત્ય એવાં ક્ષમા, દમ, શૌચ, વૈરાગ્ય, અમાત્સર્ય, અહિંસા તથા સત્યવચન એ સર્વ ધર્મથી શ્રેષ્ઠ છે. લોભ તથા મોહથી દંભ તથા માનને આશ્રેલા આપણે રાજ્ય પામવાની ઇચ્છાથી આ અવસ્થાને પ્રાપ્ત થયા. પૃથ્વીવિષે હણાયલા બાંધવોને જોઇ જયને ઇચ્છતા આપણને ત્રૈલોક્યના રાજ્યે કરીને પણ કોઇ પ્રહર્ષ કરે નહિ તથાપિ અર્થેકરી હીન અને હણાયા છે બાંધવ જેમના એવા તે આપણે પૃથ્વી વાસ્તે અવધ્ય એવા રાજાઓને ત્યાગ કરી જીવિએ છીએ. રાજ્યરૂપ આમિષની ઇચ્છા કરનારને આમિષની ઇચ્છા કરતા શ્વાનોની પેઠે શુભ થાય ને આપણને તો રાજ્યરૂપ આમિષ ઇષ્ટ હતું ને તેને છોડી દેવું પણ ઇષ્ટ હતું તથપિ સમગ્ર પૃથ્વી, સુવર્ણના રાશિ, સર્વ ગાયો તથા અશ્વ એ બધાં વાસ્તે પણ જે આ હણાયા તે ત્યાગ કરવા લાયક ન હતા. એટલે કે બંધુઓ વાસ્તે એ સર્વ ત્યાગ કરવા લાયક હતું પણ તે વાસ્તે બંધુઓ ત્યાગ કરવા લાયક ન હતા. કામમન્યુએ કરી વ્યાપ્ત અને ક્રોધ તથા હર્ષસમન્વિત એવા તે, મૃત્યુના વાહનમાં બેશી યમલોક પ્રત્યે ગયા. માતા, પિતા, તપ, બ્રહ્મચર્ય, સત્ય, તિતિક્ષા ઉપવાસ, યજન, ગૌરી વ્રતાદિવ્રત, દુર્ગોત્સવાદિ કૌતુક, તથા લક્ષ્મીનારાયણ શિલાદિક મંગલ ઇત્યાદિ ઉપાએ કરી બહુ કલ્યાણયુક્ત એવા પુત્રોને પ્રચ્છે છે. એમ કરતાં કોઇ વખતે માતાઓ ગર્ભ ધારણ કરે છે: તેમને દશ માસ

પર્યંત ધારણ કરે છે. તે પછી કુશલતાથી તે ગર્ભ પ્રસૂત થઇ જીવે તેમને જોઇ કૃપણ એવી ફળને ઇચ્છતી તેમની માતાઓ આવી રીતે મનમાં વિચાર કરે જે સુંદર કુંડળવાળા આ પુત્ર સંભાવિત યુવાવસ્થાવાળા બલિષ્ટ થઇ આપણને આ લોક તથા પરલોક વિષે જયારે સુખ આપે ત્યારે જાણું એ આપણા પુત્ર, એવા વિચારવાળી આ સ્ત્રીયોના સુંદર કુંડળ પેરેલા યૂવા એવા આ પુત્રોને આપણે હણ્યા. તેથી તેમનો એ બધો સમુદ્યોગ કેવળ નિષ્ફળ થયો. કેમકે તેઓ પૃથ્વીના ભોગને ભોગવ્યા વગર પિતૃ તથા દેવતાઓના ઋણથી મુક્ત થયા વગર, યમલોક પ્રત્યે ગયા. હે અંબ, જયારે ઉત્પન્ન થએલાં ધનરત્નવિષે થઇ છે કામના જેમને એવા ધૃતરાષ્ટ્ર તથા ગાંધારી બેઉ થયાં ત્યારેજ દુર્યોધનાદિક રાજાઓ હણાયા. કામમન્યુ, ોધ તથા હર્ષે કરી વિષમ એવા તે કયારેય જયના ફળને પણ ભોગવશે નહિ. માટે પંચાલ તથા કૌરવોમાંના જેઓ હણાયા તેઓ હણાયાજ, કેમકે આ લોક પોતાના કર્મથી સ્વર્ગમાં ગયા એમ તેમને જોતા નથી. આ લોકના વિનાશવિષે આપણાંજ કારણ કેહેવાયાં પણ તે બધાંનો ધૃતરાષ્ટ્રના પુત્રોવિષેજ પર્યવસાન થશે; કેમકે, આપણે અવાંતર કારણ છીએ પણ આપણા રાજયનો અપહાર કરવાથી મુખ્ય કારણ તો ધૃતરાષ્ટ્રના પુત્રોજ છે. હમેશ તરવામાં જેની બુદ્ધિ છે, દ્વેષ કરનાર, કપટ દ્યૂતાદિકે કરી છે ઉપજીવન જેનું, ઉપરથી વિજય રાખનાર, અપકાર ન કરનાર એવા આપણા વિષે અપકાર કરનાર એવો ધૃતરાષ્ટ્રજ સર્વ અનર્થનું મૂળભૂત થયો. તેથી કામના તેમની પણ પૂરી ન થઇ, તેમ આપણી પણ ન થઇ, તેમ તેમનો તથા આપણનો કોઇનો જય પણ ન થયો ને તેમણે પણ આપણા દ્વેષથી સુખે પૃથ્વી પણ ભોગવી નહિ. સુખે સ્ત્રિયોનો ઉપભોગ કર્યો નહિ તથા ગીત વાદ્યાદિક પણ શ્રવણ કર્યાં નહિ. તેમજ ચાકર તથા સંબંધિઓનાં વાકય સાંભળ્યાં નહિ. તેમજ પંડિતોનાં વાકય પણ સાંભળ્યાં નહિ. અમુલ્ય એવાં રત્ન ભોગવ્યાં નહિ. પૃથ્વી તથા દ્રવ્યનો પણ સારી રીતે આગમ થાય એવી ચેષ્ટા કરી નહિ. આપણી સમૃદ્ધિ જોઇ વિવર્ણ શ્વેત તથા કૃશ થઇ આપણા દ્વેષથી તપેલા તેણે આ લોકનું સુખ પણ સારી રીતે ભોગવ્યું નહિ. શકુનિએ નિવેદન કર્યો છે આપણો અભ્યુદય જેની

પાસે એવા પુત્રને અનુસરતા મારે જે અન્યાય માર્ગે ચાલતા ધૃતરાષ્ટ્ર રાજા પણ પિતા ભીષ્મ તથા વિદુરના વાકયને પણ અનાદર કરી અપવિત્ર, લુબ્ધ તથા કામવશ થયેલા પુત્રને નિયમમાં ન રાખવાથી મારી પેઠેજ ક્ષયને પ્રાપ્ત થયા. એ રીતે પ્રદીપ્ત એવા યશથી ભ્રષ્ટ થયેલો દુર્યોધન, પણ ભાઇઓને મરાવી વૃદ્ધ એવાં આ માતા પિતાને શોકાગ્નિ વિષે નાખી પોતે ગયો. અમારા દ્વેષ સંયુક્ત સદા પાપ બુદ્ધિવાળા યુદ્ધ કરવા ઇચ્છતા એ દુર્યોધને શ્રીકૃષ્ણની સન્નિધિવિષે અમારા દ્વેષથી પાંડવ નષ્ટ થઇ ચુકયા એ રીતે જે વાકય કહ્યું તે રીત કુલીન એવો કોણ બંધુ, સુહૃદજન આગળ કહે? તેજે કરી ભાસ્વર પદાર્થોની પેઠે સર્વ દિશાઓને બાળતા એવા આપણે પણ દુર્યોધનના દોષથી ઘણાક વર્ષ સુધી દુ:ખને પ્રાપ્ત થયા. ને આપણો વૈર પુરૂષ એવો દુર્મતિ તે દુર્યોધન પણ દઢ એવા બંધનને પ્રાપ્ત થયો ને આ કુળનો નાશ પણ આપણે દુર્યોધન વાસ્તે કર્યો. જે દુર્યોધન વાસ્તે અવધ્ય એવા ભીષ્માદિકનો વધ કરી લોક વિષે વાચ્યતાને પ્રાપ્ત થયા. આ કુળનો અંત કરનાર દુર્મતિ એવા પાપ પુરૂષ દુર્યોધનને દેશનો પતિ કરી હાલ ધૃતરાષ્ટ્ર રાજા, હવે શોચ કરે છે. શૂરવીર હણાયા, પાપ કર્યું, પોતાનો દેશ ખોયો, અને તેમને હણી, અમારો સર્વનો ક્રોધ પણ ગયો, પણ આ શોક મને રૂંધે છે. હે ધનંજય, કરેલું પાપ, ઉપકારથી, કહ્યાથી, પશ્ચાત્તાપથી, દાનથી, તપથી, ત્યાગે કરી તીર્થમાં ગમન કરવાથી, તથા શ્રુતિસ્મૃતિના જપથી હણાય છે. તેમાં પણ ત્યાગવાન્ ફરીથી પાપ કરવા પરિપૂર્ણ થતો નથી એવી શ્રુતિ છે. તેમ ત્યાગવાન્ જન્મ મરણને પણ પ્રાપ્ત થાય નહિ. એ રીતે પણ જ્યારે શ્રુતિ છે ત્યારે પ્રાપ્ત થયો છે યોગમાર્ગ જેને શ્રવણ મનાદિકે કરી અહં 'બ્રહ્માસ્મિ' એ રીતે નિશ્ચિત બુદ્ધિવાળો અખંડાનંદને પ્રાપ્ત થાય છે, ત્યારે હે ધનંજય, એ રીતે ત્યાગના ફળને જાણતો એવો હું સુખ દુ:ખ રહિત ધ્યાનનિષ્ટ તથા જ્ઞાનસમન્વિત થઇ હે પરંતપ, તમારી સર્વની આજ્ઞા લઇ વન પ્રત્યે જઇશ. હે અરિસૂદન, તેમ કંઇ સમગ્ર ધર્મ પાળી સકાતા નથી એવી શ્રુતિ છે, ગૃહસ્થ એવા મેં એ પ્રત્યક્ષ જોયું છે ને પરિગ્રહને ઇચ્છતા મેં પાપ પણ કર્યું તેથી પાછું જન્માદિ થાય, મારે જન્મ ક્ષયનું નિમિત્ત પ્રાપ્ત થવા શકય થવાય છે એવી શ્રુતિ

છે, માટે હું તો જન્મ ટળવા સારૂ પરિગ્રહ, સમગ્ર રાજ્ય તથા સુખનો ત્યાગ કરી મમત્વ તથા શોક રહિત સુખ દુ:ખે કરી મુક્ત એવો હું વન પ્રત્યે જઇશ, ને નિષ્કંટક તથા કલ્યાણરૂપ એવી આ પૃથ્વીને શીક્ષા કર. હે કુરૂનંદન, મારે રાજ્ય તથા ભોગનું પ્રયોજન નથી. એટલાં વચન કહી કુરૂરાજ એવા યુધિષ્ઠિર બોલતા રહી ગયા. તે પછી તેથી નાહાના એવા પૃથા પુત્ર અર્જુન તે પ્રત્યે કેહેવા લાગ્યા.

॥ एतावदुक्त्वावचनंकुरुराजोयुधिष्ठिरः ॥

॥ उपारमत्ततःपार्थःकनीयानभ्यभाषत ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि गुर्जरभाषायां युधिष्ठिरपरिदेवनं नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

**वैशंपायनउवाच** ॥ अथार्जुनउवाचेदमधिक्षिप्तइवाक्षमी ॥

॥ अभिनीततरंवाक्यंदढवादपराक्रमः ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય, તિરસ્કાર કરેલાની પેઠે ક્ષમા રહિત દઢ છે વાદ તથા પરાક્રમ જેનું એવા અર્જુન, અત્યંત ઉતાવળથી આવી રીતે વાકય કેહેવા લાગ્યા. ઉગ્ર પરાક્રમવાળા ઈંદ્ર પુત્ર મહા તેજસ્વિ અર્જુન, પોતાના આત્માને ઉગ્ર દેખાડતાં બે ગલોફાં ચાટી ગર્વથી આવી રીતે કેહેવા લાગ્યા કે,–અરે આ દુ:ખ, કષ્ટ તથા અતિ મૂઢપણું ! કેમકે અમાનુષ એવાં કર્મ કરી તમે ઉત્તમ એવી લક્ષ્મીને ત્યાગ કરો છો. શત્રુઓને હણી સ્વધર્મથી સંપાદન કરેલી પૃથ્વીને પ્રાપ્ત થઇ, બુદ્ધિલાઘવથી આ રીતે સર્વને કેમ ત્યાગ કરો છો ? કલીબ તથા દીર્ઘસૂત્ર એવા પુરૂષને રાજ્ય કયાંથી ? જ્યારે તમારે રાજ્ય ગ્રહણ કરવું નજ હતું ત્યારે ક્રોધ મૂર્ચ્છિત એવા તમે રાજાઓને શું કરવા માર્યા ? હણાયું છે કલ્યાણ જેનું દરિદ્ર માટે સર્વ લોકમાં વિખ્યાત નહિ, તથા પશુ પુત્ર વિનાનો જે હોય તે ધન ચિંતાથી વિમુખ થઇ ભિક્ષાવડે પોતાનું જીવિત નિભાવે. ને પૌરૂષથી કોઇ પણ પારકાના અર્થને પ્રાપ્ત થવા ઇચ્છે નહિ. તમે તો પ્રાપ્ત છે કલ્યાણ જેને એવા, સંપન્ન, સર્વ લોકવિષે વિખ્યાત તથા પશુ પુત્રાદિયુકત છો માટે પૌરૂષથી અર્થને પામી હવે ભિક્ષા માગી જીવવાને

ઇચ્છોછો તેથી મને એમ લાગે છે કે તમારી બુદ્ધિ ઉલટો વિચાર કરે છે. હે નૃપ, સમૃદ્ધ એવા રાજ્યને છોડી દઇ ભિક્ષાપાત્રવતી એવી આ પાપિષ્ટ વૃત્તિનો આશ્રય કરી જીવતા તમને આ લોક, શું કેહેશે? હે પ્રભો ધર્માદિક સર્વ અર્થને છોડી દઇ હણાયું છે કલ્યાણ જેનું એવા નિષ્કિંચન થઇ મૂઢની પેઠે શું કરવા ભિક્ષા માગવાની ઇચ્છા કરો છો? આ રાજકુળવિષે ઉત્પન્ન થઇ સમગ્ર પૃથ્વીને જીતી સમગ્ર ધર્મ તથા અર્થને છોડી દઇ મૂઢપણાથી શું કરવા વનવિષે જવા ઇચ્છો છો? તમ વગરના રહેલા આ હુત દ્રવ્યને જો અસાધુ એવા કોઇ મંથન કરશે તો યજ્ઞાદિ ધર્મ લોપજન્ય પાપ તમને પ્રાપ્ત થશે. નિષ્કિચનપણું મુનિઓનું ભૂષણ છે રાજાઓનું નથી, એ વાકયના ઉદ્દેશથી નહુષ રાજાએ પણ અધનતા નિમિત્તથી નિર્દય કર્મ કરી કહ્યું છે જે નિર્ધનપણાને ધિક્કાર છે. ને નિષ્કિંચનપણું ઋષિઓને ભૂષણરૂપ છે એ તમે પણ જાણોછો ને જે આ ધર્મ એ રીતે કેહેવાય છે તે પણ ધનથીજ પ્રવર્તમાન થાય છે. જે જેનું ધન હરણ કરે છે તે તેનો ધર્મજ હરણ કરે છે. હે રાજન્, આપણું ધન હરણ કરે ત્યારે ક્ષત્રિય એવા આપણે કેનો અપરાધ ક્ષમા કરીએ. પાસે ઉભેલા દરિદ્રને લોકો દૂષિત થએલાને જુવે તેમ જુવે છે. માટે લોકવિષે પાતકરૂપ એવાં દારિદ્રયને તમે પ્રશંસા કરવા યોગ્ય નથી. હે રાજન્, લોકો પતિતનો શોચ કરે તથા નિર્ધનનો શોચ કરે માટે પતિત તથા નિર્ધન એઉ તુલ્ય છે. અહિં ત્યાંથી એકઠા કરેલા વૃદ્ધિ પામેલા અર્થથકી પર્વતોમાંથી જેમ નદીઓ નિકળે તેમ સર્વ ક્રિયાઓ પ્રવર્તમાન થાય છે. હે નરાધિપ, અર્થથકી ધર્મ કામ તથા સ્વર્ગ થાય છે, તેમજ મુમુક્ષુ જનોની પ્રાણયાત્રા પણ અર્થાધીન છે એટલે મોક્ષ પણ અર્થથી થાય છે. અર્થે કરી વિહીન માટેજ અલ્પબુદ્ધિવાળા પુરૂષની સર્વ ક્રિયાઓ ગ્રીષ્મઋતુમાં કુત્સિત નદીઓ જેમ નાશ પામે તેમ નાશ પામે છે. જેને અર્થ તેના મિત્ર, જેને અર્થ તેના બાંધવ, જેની પાસે અર્થ લોકવિષે પુરૂષ તેજ, અને પંડિત પણ તેજ. અર્થની કામનાવાળા નિર્ધન પુરૂષને તુરત અર્થ પ્રાપ્ત થતો નથી અને હસ્તિ જેમ હસ્તિ સાથે મળી જાય તેમ જ્યાં ધન હોય તેમાં જઈ ધન મળે છે. હે નરાધિપ, ધર્મ, કામ, સ્વર્ગ, હર્ષ, ક્રોધ, શ્રુત, તથા દમ, એ સર્વ અર્થથી પ્રવર્તે છે. કુળની મર્યાદા પણ ધનથી રહે છે ને ધર્મ પણ ધનથી

પ્રવર્તમાન થાય છે. હે પુરૂષોત્તમ, નિર્ધનને આ લોક તથા પરલોક બેઉ સુધરતા નથી. અર્થાત્ બેઊ લોક બગડે છે. કેમકે નિર્ધન માણસ, ધર્મકૃત્ય પણ યથાર્થ કરી શકે નહિ. માટે પર્વતમાંથી જેમ નદી સ્રવે તેમ ધર્મ, ધનથીજ થઈ શકે છે. હે રાજન્, ક્ષીણ થયો છે અર્થ, ગાયો, ચાકર તથા અતિથિ જેના એવો જે હોય તેનેજ લોક વિષે કૃશ જાણવો પણ શરીરે કરી જે કૃશ હોય તેને કૃશ જાણવો નહિ. હે રાજન્, ન્યાયથી તમે જુવો. દેવાસુરયુદ્ધ વિષે દેવતાઓએ જ્ઞાતિ તથા બાંધવ એવા દૈત્યોનો વધ કરી તેમનું ધન ગ્રહણ કર્યું માટે જ્યારે પારકાનું ધન હરણ કરવું નહીં ત્યારે રાજા કેવી રીતે ધર્માચરણ કરે? તેને બીજી જીવિકા ન હોવાથી કોઇ રીતે ધર્મ થાયજ નહિ. વેદ વિષે પણ કવિઓએ એટલોજ નિશ્ચય કર્યો છે જે વેદત્રયીનું અધ્યયન કરવું, વિદ્વાન્ થવું, અને સર્વ પ્રકારથી ધન સંગ્રહ કરી યત્નથી યજન કરવું. દેવતાઓ દ્રોહથીજ સ્વર્ગ વિષે સ્થાનને પ્રાપ્ત થયા છે. દેવતાઓ, જ્ઞાતિના દ્રોહ વિના બીજું શું ઇચ્છેછે? દેવતાઓનો એ રીતે નિશ્ચય છે. તેજ રીતે શાશ્વત એવા વેદવાદ છે, અધ્યયન, અધ્યાપન, યજન, યાજન, તથા ધનસંગ્રહ એજ શ્રેયસ્કર છે માટે રાજાઓને પારકાઓનું ધન લેવું એ કંઈ દોષ નથી; કેમકે કોઇને અપકાર કર્યા વગર રાજાઓને કયાંય કંઇ પણ ધન મળે એમ અમે જોતા નથી, માટે રાજાઓ તો એજ રીતે આ પૃથ્વીને જીતી યજન કરે છે. પુત્ર જેમ પિતાના ધનને આ મારૂં છે એમ કહે, તેમ આ પૃથ્વી મારી છે એમ કહે છે. એ રીતે રાજર્ષિઓ પૃથ્વી સંપાદન કે યજન કરી અંતે સ્વર્ગમાં જાય છે; કેમકે એમ કરવું એ રાજાઓનો ધર્મ છે. જેમ જળના રાશિઓ, પૂર્ણ સમુદ્રમાંથી નિકળી, દશેય દિશાઓમાં જાય છે તેમજ ધનના રાશિઓ પણ રાજાના કુળમાં નિકળી સમસ્ત પૃથ્વીમાં વ્યાપ્ત થાય છે. પ્રથમ આ પૃથ્વી દિલીપ, નૃગ, નહુષ, અંબરીષ, તથા માંધાતાની હતી, તે આ પૃથ્વી હાલ તમારે વિષે રહિ છે. માટે તે તમને સર્વ દક્ષિણાત્મક દ્રવ્યમય યજ્ઞ સંપ્રાપ્ત થયો છે, તે જો નહિ કરો તો રાજ્યના કિલ્બિષને તમે પ્રાપ્ત થશો. જે માંડલિક તથા પ્રજાદિકનો રાજા, દક્ષિણાવાન્ એવા અશ્વમેધે કરી યજન કરે, તે સર્વે ત્યાં આવી તેનાં અવભૃથ સ્નાનવિષે પવિત્ર

થાય. વિશ્વરૂપ એવા મહાદેવે સર્વમેધ નામના મહામખવિષે સર્વ ભૂતનો તથા પોતે પોતાનો પણ હોમ કર્યો હતો, માટે પશુ, પત્ની તથા યજમાન ત્રણ વેદ, અને ચાર ઋત્વિજ એ દશરથનો જેમાં પ્રચાર થાય છે એવો મોટો આ ભૂતિપથ શાશ્વત તથા અનાદિ છે એમ અમે સાંભળ્યું છે, માટે હે રાજન્, તે રસ્તો છોડી તમે આડે રસ્તે જાઓ નહિ.

॥ शाश्वतोयंभूतिपथोनास्त्यंतमनुश्रुश्रुमः ॥
॥ महान्दाशरथःपंथामाराजन्कुपथंगमः ॥
इतिश्री महाभारते शांतिपर्वणि रा० अर्जुनवाक्ये गुर्जरभाषायां
अष्टमोऽध्यायः ॥ ८ ॥

**युधिष्ठिरउवाच** ॥ मुहूर्तंतावदेकाग्रोमनःश्रोत्रेंतरात्मनि ॥
॥ धारयन्नपितच्छ्रुत्वारोचेतवचनंमम ॥

યુધિષ્ઠિર કહે છે—તું પણ મારાં વચન સાંભળી, મુહૂર્ત પર્યંત હૃદય કમળવિષે મન તથા શ્રોત્રને સ્થિર કરી એકાગ્ર થા એટલે, પછી મારાં વચન તને રૂચિકર થશે; કેમકે અંતર્મુખનેજ નિવૃત્તિ માર્ગ ઇષ્ટ છે, બહિર્મુખને નથી. હું ગ્રામ્ય સુખનો ત્યાગ કરી, સાધુગમ્ય એવા માર્ગ પ્રત્યે જઇશ. ક્યારેય તારેવાસ્તે રાજ્યનો સ્વીકાર નહિ કરૂં, ત્યાં તું કહીશ કે રાજ્ય એજ સાધુગમ્ય માર્ગ, તો ત્યાં કહું તે સાંભળ—એકાકિએ ગમ્ય એવો કલ્યાણરૂપ માર્ગ કયો એ રીતે મને પૂછ અથવા પૂછવાને ન ઇચ્છતો હઉં તોપ હું કહું તે મારાથી સાંભળ—ગ્રામ્ય સુખ તથા ગ્રામ્ય આચારનો ત્યાગ કરી મોટું તપ કરતો એવો હું અરણ્યમાં ફળ તથા મૂળનું અશન કરી મૃગસાથે વિચરીશ. ચર્મચીર તથા જટા ધારણ કરી પરિમિત છે અહાર જેનો માટેજ કૃશ એવો હું બેઉ વખતે સ્નાન કરી અગ્નિમાં હોમ કરીશ. શીત, વાત, આતપ, ક્ષુધા, પિપાસા તથા શ્રમને પણ સહન કરનાર એવો વિધિદૃષ્ટ તપે કરી શરીરને શોષણ કરીશ. અરણ્યમાં વસનાર માટેજ હર્ષિત એવાં મૃગ તથા પક્ષિઓની મન તથા કર્ણને સુખ દેનાર એવી નાના પ્રકારની વાણી

નિરંતર શ્રવણ કરતો, ને પ્રફુલિત એવા વૃક્ષ તથા લતાઓના સુંદર ગંધને આઘ્રાણ કરતો, નાના પ્રકારના રૂપવાળાં રમણીય એવા વનવાસિ પ્રાણિઓને જોતો, વાનપ્રસ્થ જનકુળવાસિઓનાં પણ દર્શન કરી તેમનું અપ્રિય ન કરતો ગ્રામવાસીનું પણ અપ્રિય ન કરતો એકાંતમાં છે શીલ જેનો એવો વિચાર કરતો પકવ તથા અપકવ ફળ મૂળાદિથી વર્તતો હું વન્ય એવાં ફળાદિક તથા જળવડે વાણીએકરી પિતૃઓ તથા દેવતાઓને તૃપ્ત કરીશ. એ રીતે આરણ્ય શાસ્ત્રોના અત્યંત ઉગ્ર એવા વિધિને સેવન કરતો હું આ દેહની સમાપ્તિની વાટ જોઇશ. અથવા મુંડિત છે મસ્તક જેનું એવો મનનશીલ એકલો હું, એક એક દિવસ એક એક વૃક્ષ પાસે ભિક્ષા માગી કલેવરનો ક્ષય કરીશ. રજે કરી ઢંકાઈ ગએલો, શૂન્ય ઘરનો આશ્રય જેને, વા વૃક્ષના મૂળવિષે છે નિકેત જેનું, ત્યાગ કર્યું છે સર્વ પ્રિય તથા અપ્રિય જેણે, શોક, હર્ષ રહિત, તુલ્ય છે નિંદા તથા આત્મસ્તુતિ જેને, આશા તથા મમત્વ રહિત, સુખ દુઃખ રહિત, કોઇ વસ્તુનો સ્વીકાર કરનાર નહિ, યોગે કરી આત્માને વિષેજ રમતો એવો, પ્રસન્ન છે આત્મા જેનો, જડ, અંધ તથા બધિરના સરખી છે આકૃતિ જેની, કયારેય પણ કોઇ પારકાઓ સાથે સંવાદ ન કરતો, સ્થાવરજંગમાત્મક ચાર પ્રકારના સર્વ પ્રાણિઓની હિંસા ન કરતો, સ્વધર્મસ્થ તથા ઇંદ્રિયપોષક એવી પ્રજાપ્રત્યે સમાન, કોઇનો અવહાસ ન કરતો, કોઈ વખતે ભૃકુટી ન ચડાવતો, નિરંતર પ્રસન્ન છે મુખ જેનું, સર્વ ઇંદ્રિયોને નિયમમાં રાખનાર, કોઇને માર્ગ ન પૂછતો કોઈ એક માર્ગથી જતો, વિશેષે કરી કોઈ દેશ કે દિશા પ્રત્યે જવા ન ઇચ્છતો, કયાંય પણ જવામાં અપેક્ષારહિત, પાછળ ન જોતો એવો જતો, સરલ, અંતર્મુખ સ્થૂલ સૂક્ષ્મ શરીરાભિમાન શૂન્ય જેમ સારી રીતે સુતેલો શિશુપણ સંસ્કાર દ્દઢપણાથી સ્તનપાન કરે છે એમજ દેહદ્વયના અભિમાને કરી હીન એવો હુંપણ ભોજનાદિક કરીશ. વિરૂદ્ધ એવા જે સર્વ દ્વંદ્વ તેમને ન ગણકારતો અલ્પ સ્વાદુ વા અસ્વાદુ એક ઘરમાં જો ન મળે તો બીજા ઘરમાં, ત્યાં પણ ન મળે તો વળી બીજા ઘરમાં પ્રાર્થના કરીશ અને ત્યાં નહિજ મળે તે દિવસે સાત ઘેર ભિક્ષાર્થે જઇશ. જ્યારે ધૂમ શૂન્ય, ઠેકાણે મૂકયું છે મુસલ જેમાં, અગ્નિ હીન, ગૃહસ્થનું ભોજન થઇ ગયા પછી, તેમજ અતિથિનો સંચાર થઇ ગયા કેડે ને

ભિક્ષુકો પણ ગયા પછી એક વખતે ત્રણ એવા પાંચ ઘેર પ્રત્યે હું ભિક્ષાર્થે ગમન કરીશ. એ રીતે સ્નેહરૂપિ પાશને છોડી દઇ હું આ પૃથ્વી પ્રત્યે વિચરીશ. લાભ વા અલાભવિષે સમદર્શી મોટું છે તપ જેનું જીવવા ઇચ્છનારની પેઠે ધનાદિ સંગ્રહ ન કરતો ને મરવા ઇચ્છનારની પેઠે ધનાદિનો ત્યાગ ન કરતો જીવિત તથા મરણ છે સમાન જેને એવો વાંસલાએ કરી એકજણ બાહુને કાપે, એક જણ બીજી બાહુ ઉપર ચંદનનો લેપ કરે તે બેઉનું કલ્યાણ તથા અકલ્યાણ ન ચિંતન કરતો, જીવતાં માણસથી બની શકે એવી પોતાના અભ્યુદયની સર્વ ક્રિયાઓનો ત્યાગ કરી શરીરનો નિર્વાહ થાય એતાવન્માત્ર ક્રિયા કરીશ. તે કર્મવિષે પણ આસક્તિ રહિત, ત્યાગ કરી છે સર્વ ઈંદ્રિયોની ક્રિયા જેણે, સંકલ્પ રહિત, સારી રીતે દૂર કર્યો છે બુદ્ધિનો મળ જેણે, સર્વ સંગથકી વિમુક્ત, સર્વ સ્નેહ પાશને છોડી દેનાર, વાયુની પેઠે કોઇને પણ વશ ન રેહેનાર, ટળી ગયો છે રાગ જેને એવો એ રીતે વિચરતો હું શાશ્વતી એવી તુષ્ટિને પ્રાપ્ત થઇશ. હે અર્જુન, અજ્ઞાનને લીધે તૃષ્ણાથી મેં મોટું પાપ કર્યું છે. કેમકે કેટલાક મૂઢ માણસો, સારાં નરતાં કર્મ કરી પોતાના સુખનિમિત્તભૂતથી પાછળ લાગેલા સ્ત્રીઆદિકનું પોષણ કરે છે પણ ક્ષીણ છે પ્રાણ જેના એવો આ કલેવરને છોડી દઇ આયુષ્યને અંતે તે સારાં નરતાં કર્મજન્ય પાપને પોતે ભોગવે છે; કારણ કર્મનું ફળ કર્તાનેજ ભોગવવું પડે છે. એ રીતે રથચક્રની પેઠે ભમતા આ સંસાર ચક્રમાં કાર્યવાન્ એવો આ ભૂતગ્રામ, સાથે સંયોગને પામે છે; જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ તથા વેદનાએ કરી સંકીર્ણ એવા અપાર જૂઠા સંસારને જે ત્યાગ કરે તે સુખી થાય. સ્વર્ગમાંથી દેવતાઓ અને પોતપોતાના સ્થાનકમાંથી મહર્ષિઓ પણ પડે છે ત્યારે અવિદ્યાના તત્વને જાણનાર કોણ પુરૂષ, સ્વર્ગના ઐશ્વર્યની કામના કરે ? કોઇ પણ ન કરે. સ્વલ્પ એવા પૃથ્વીપતિ રાજાઓ પોતાના અપમાનાદિક કારણને લીધે નાનાપ્રકારનાં કપટાદિરૂપ કર્મ કરી મોટા રાજાને બાંધે, એટલે કે ઘણાક મળી એક મોટાને હણે એ રીતે ઐશ્વર્ય દુઃખમય તથા ક્ષયિષ્ણુ છે. માટે ઘણા કાળે પ્રાપ્ત થએલાં આ જ્ઞાનરૂપિ અમૃતને પ્રાપ્ત થઇ હું સદા એકરૂપ એવાં અવિનાશિ શાશ્વત પદની હું પ્રાર્થના કરૂં છું. નિરંતર એક પ્રકારની આ ધૃતિએ

કરી વિચરતો માટેજ નિર્ભય માર્ગ પ્રત્યે રહેલો હું જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ તથા વેદનાએ કરી વ્યાપ્ત એવા પાંચ ભૌતિક દેહને સમાપ્ત કરીશ.

॥ जन्ममृत्युजराव्याधिवेदनाभिरभिद्रुतं ॥

॥ देहंसंस्थापयिष्यामिनिर्भयंमार्गमाश्रितः ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि युधिष्ठिरवाक्ये गुर्जरभाषायां नवमोऽध्यायः ॥ ९ ॥

**भीमउवाच** ॥ श्रोत्रियस्येवतेराजन्मंदकस्याविपश्चितः ॥

॥ अनुवाकहताबुद्धिर्नैषतत्वार्थदर्शिनी ॥

ભીમ કહે છે,—હે રાજન્, તત્વાર્થને ન જાણનાર એવી આ તમારી બુદ્ધિ, અર્થજ્ઞાનશુન્ય મંદ એવા વેદપાઠકની બુદ્ધિ જેમ નિત્ય વેદના પાઠે કરી હણાય તેમ હણાઇ. હે ભરતર્ષભ, આળસ્યમાં છે ચિત્ત જેનું એવા તમે જ્યારે રાજધર્મને નિંદો છો ત્યારે ધૃતરાષ્ટ્રના પુત્રોને માર્યા શું કરવા? ક્ષાત્ર માર્ગે ચાલનાર તમારા વિના બીજાને બંધુ ઉપર પણ ક્ષમા, અનુકંપા, કારૂણ્ય તથા અનૃશંસપણું છેજ નહિ. અમે પ્રથમથીજ તમારી આવી બુદ્ધિ જાણતે તો શસ્ત્ર ગ્રહણ કરત નહિ, તેમ કોઇને મારત પણ નહીં. શરીરના ક્ષય પર્યંત ભિક્ષા માગી ચલાવત ને રાજાઓનું દારૂણ એવું આ યુદ્ધ પણ થાત નહિ. બળવાનનું આ સર્વ અન્નની પેઠે ભોગ્ય છે એમ ઋષિઓ કહે છે, માટે સ્થાવર જંગમ સર્વ બળવાનનુંજ ભોજન છે. રાજ્યગ્રહણકરનારે જે કોઇ તે કાર્ય વિષે વિરોધિ હોય તેમને હણવા. એ રીતે ક્ષત્રધર્મ જાણનાર પ્રાજ્ઞ પુરૂષો કહે છે. માટે હે યુધિષ્ઠિર, રાજ્યના વિરોધિ અને સદોષ એવા તેમને આપણે ધર્મથી હણ્યા માટે હવે આ પૃથ્વીને ભોગવો. જેમ કોઇ જળાર્થિ એવો પુરૂષ કૂવો ખોદી તેમાંથી જળ ન નિકળ્યું હોય તેટલામાં સ્નાન કર્યા વગર ગારાથી દિગ્ધ છે અંગ જેનું એવો પોતે પાછો વળે તેવું આ આપણું કર્મ છે. જેમ મધના લોભ વાસ્તે મોટા વૃક્ષ ઉપર ચઢી ત્યાંથી મધ લઇ તે પ્રાશન કર્યા વગર મરવું તેવું આ આપણું કર્મ છે. જેમ પુરૂષ,

આશાએ કરી ઘણે દૂર માર્ગે જઇ ત્યાંથી નિરાશ થઈ પાછો વળે, હે કુરૂનંદન, જેમ પુરૂષ શત્રુઓને મરાવી પછી પોતાના આત્માને મરાવે, જેમ ક્ષુધિત એવો પુરૂષ, યદૃચ્છાથી અમને પ્રાપ્ત થઈ તે જમે નહિ, અને જેમ કામીપુરૂષ, કામિનીને પ્રાપ્ત થઇ તેને ભોગવે નહિ તે રીતે કર્મની જેને ઉપમા અપાય એવું આ આપણું કર્મ છે. પણ હે રાજન્, હે ભારત, આમ કરવામાં અમેજ નિંદ્ય છીએ. કેમકે આ જ્યેષ્ઠ ભ્રાતા છે એમ જાણી મંદબુદ્ધિવાળા તમને અનુસર્યા. બાહુબળવાળા, સંપાદન કરી છે વિદ્યા જેમણે એવા શૂરવીર અમે શક્તિહીનની પેઠે નપુંસકના વાક્યને માન્ય કરીએ છીએ. તથાપિ અનાથ, રક્ષક એવા અમને નષ્ટ થયો છે અર્થ જેમનો એવા જોઈ બીજાઓ અર્થસિદ્ધિ વાસ્તે શું વિચાર નહિ કરે ? કરશેજ. આ જેવું મારૂં વચન છે તે પ્રમાણે જુઓ-આપત્કાળે સન્યાસ ગ્રહણ કરવો એમ કહેલું છે, તેમજ જરાએ કરી વ્યાપ્ત, વા શત્રુએ પરાભવ પમાડેલાએ સંન્યાસ ગ્રહણ કરવો. માટે આ ક્ષત્રિયોનિ વિષે કૃતપ્રજ્ઞ પુરૂષો ત્યાગની પ્રશંસા કરતા નથી. કેમકે સૂક્ષ્મદર્શિ એવા પુરૂષ, ક્ષત્રિયને મૌણ્ડ્યાદિક નિષિદ્ધ છે માટે તેનું આચરણ કરવાથી ધર્મનો વ્યતિક્રમ થાય છે એમ માને છે. માટે હિંસાવાસ્તેજ ઉત્પન્ન થએલા, હિંસાજ છે જીવન જેમનું અને તે હિંસ્ર ધર્મનોજ જેમને આશ્રય છે એવા ક્ષત્રિયો તે હિંસ્રધર્મની નિંદા કેમ કરે ? ન કરે. કેમકે તેમ કરવાથી તે ધર્મના સૃષ્ટા વિધાતા નિંદ્ય થાય. વેદત્રયીરૂપ વિદ્યાએ કરી વિહીન તથા લક્ષ્મીએ કરી હીન એવા નાસ્તિકોએ સત્યાભાસ સરખું જૂઠું અર્થવાદ સંબંધિ સંન્યાસ વિધિરૂપિ વિજ્ઞાન પ્રવર્તાવ્યું છે. તેથી કંઇ ક્ષત્રિયોને સંન્યાસનો અધિકાર સિદ્ધ થતો નથી. પોતાવડે પોતાનું પોષણ કરતા ક્ષત્રિએ મૌન પૂર્વક કપટ યોગનો આશ્રય કરી મરવા શક્ય થવાય પણ જીવવા શક્ય થવાય નહિ. માટે જે પુત્ર, પૌત્ર, દેવ, ઋષિ અતિથિ તથા પિતૃઓને પોષણ કરવામાં અસમર્થ હોય તેણે અરણ્યમાં જઇ એકલાએ સુખે કરી પોતાની જીવિકા ચલાવવી ને એક ચર્યાથી જો સિદ્ધિ થતી હોય તો વનમાં એકલા રેહેવાવાળા આ મૃગ, વરાહ તથા પક્ષિઓ પણ સ્વર્ગમાં જવાં જોઇએ. કદી કોઇ પણ રાજા, સન્યાસથી જો સિદ્ધિને પામે તો એકાંત વિષે રહેલા પર્વત તથા વૃક્ષો પણ જલદી સિદ્ધિને પ્રાપ્ત થાય. કેમકે આ પર્વત

તથા વૃક્ષો નિત્ય છે સંન્યાસ જેમને, ઉપદ્રવ રહિત, પરિગ્રહહીન તથા નિરંતર બ્રહ્મચારી છે. જ્યારે પુરૂષ પોતાની સંપત્તિ વિષે પારકાઓનાં કર્મજન્ય ફળને પ્રાપ્ત થાય નહિ ત્યારે કર્મજ કરવાં એમ સિદ્ધ થયું, માટે કર્મ ન કરનારને સિદ્ધિ છે નહિ; વાસ્તે તમે પણ કર્મજ કરો, ત્યાં તમે કેહેશો કે મુમુક્ષુને દેહભરણ વિના બીજું કર્મ અપેક્ષિત છે નહિ, તો તે વિષે કહું તે સાંભળો. ઉદક વિષે ઉત્પન્ન થએલા મીનાદિક અને સ્થાવર જંતુઓ તેમને પણ પોતાનો દેહજ ભર્તવ્ય છે, બીજો કોઇ છે નહિ. માટે તેઓ પણ મુક્ત થવા જોઇએ. પોતપોતાના કર્મે કરી જગત્ બધું વ્યાપ્ત છે તેને તમે જુવો. તેમ કર્મ ન કરનારને સિદ્ધિ થતી નથી, માટે કર્મજ કર્તવ્ય છે.

॥ अवेक्षस्वयथास्वैःस्वैःकर्मभिर्व्यापितंजगत् ॥
॥ तस्मात्कर्मैवकर्तव्यंनास्तिसिद्धिरकर्मणः ॥
इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि
गुर्जरभाषायां दशमोऽध्यायः ॥ १० ॥

**अर्जुनउवाच** ॥ अत्रैवोदाहरंतीममितिहासंपुरातनं ॥
॥ तापसैःसहसंवादंशक्रस्तभरतर्षभ ॥

અર્જુન કહે છે—હે ભરતર્ષભ, આ પ્રસંગે તાપસ સાથે ઈંદ્રના સંવાદરૂપ પુરાતન ઇતિહાસ કહેલો છે તે હું કહું તે સાંભળો. નથી આવી દાઢી મુછ જેમને, મંદ કુળમાં ઉત્પન્ન થએલા, સમૃદ્ધ, બ્રહ્મચર્ય પાળનાર, વનવિષે જ્યાં ત્યાં ફરવું એજ મુખ્ય ધર્મ છે એમ માનનાર કેટલાક બ્રાહ્મણ, પોતાનાં ઘર, ભાઇઓ તથા પિતૃઓને ત્યાગ કરી, વનમાં ચાલી નીકળ્યા. તેમને જોઈ ઉત્પન્ન થઇ છે દયા જેને એવા ઇન્દ્રે સુવર્ણમય પક્ષિનું રૂપ ધારણ કરી તેમને આવી રીતે કહ્યું કે—મોટા યજ્ઞ કરી તેમનું અવશિષ્ટ જમનારાઓએ જે કર્યું તે બીજાં માણસ, કયારેય કરી શકે નહિ. ને પવિત્ર પણ એજ કર્મ, તથા જીવિત પણ એમનુંજ ઉત્તમ છે; કારણ ધર્મમાં પરાયણ એવા તે, સિદ્ધાર્થ થઇ મુખ્ય એવી ગતિને પ્રાપ્ત થયા. એવાં પક્ષિરૂપ

ઇંદ્રનાં વચન સાંભળી તે બ્રાહ્મણોએ પરસ્પર આવી રીતે કહ્યું કે અરે આ પક્ષિ, વિઘસ ખાનારની પ્રશંસા કરે છે. માટે જરૂર આ પક્ષી આપણનેજ જણાવે છે. કેમકે વિઘસ એટલે જીર્ણ એવાં તૃણ પર્ણ ફળાદિક, તેમને ખાનારા આપણે છીએ, વાસ્તે આપણે શ્રેષ્ઠ છીએ એમ માનવા લાગ્યા. તે વખતે પાછું પક્ષિએ તેમને કહ્યું કે, આગંતુક તથા સ્વાભાવિક દોષ યુક્ત મૃગ, કીટ તથા પક્ષિનાં ઉચ્છિષ્ટ એવાં પડી ગએલાં તૃણ પર્ણ ફળાદિક ખાનાર છો માટેજ મૂઢ એવા તમારી હું પ્રશંસા કરતો નથી. કેમકે વિઘસાશિ બીજા થાય છે. એવાં પક્ષિનાં વચન સાંભળી વળી ઋષિઓએ પૂછ્યું કે, હે વિહંગમ, આ અવસ્થા પરમ શ્રેયરૂપ છે એમ જાણી અમે તેને સેવન કરીએ છીએ પણ તેથી કંઇ અધિક શ્રેય હોય તો તે કેહ તો અમે તે ઉપર શ્રદ્ધા રાખીએ. પક્ષિએ કહ્યું કે, હે તાપસગણ, તમે કંઇ પણ મારાં વાકયમાં શંકા નહિ રાખો ને ખરેખર વિશ્વાસ રાખશો તો હું તમારાં હિતરૂપ એવાં સત્ય વચન કહીશ. એવાં પક્ષિનાં વચન સાંભળી ઋષિઓએ કહ્યું કે—હે તાત, હે ધર્માત્મન્, કલ્યાણના માર્ગ તું જાણે છે માટે તારાં વચન સારી રીતે અમે સાંભળશું અને તારા કેહેવા પ્રમાણે પણ અમે ચાલશું માટે અમને ઉપદેશ કર. એવાં તાપસગણનાં વચન સાંભળી, પક્ષી, તેઓ પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યો કે—ચતુષ્પદોમાં ગાય શ્રેષ્ઠ, ધાતુઓમાં સુવર્ણ શ્રેષ્ઠ, શબ્દોમાં મંત્ર શ્રેષ્ઠ, અને બે પગવાળાઓમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે; કેમકે બ્રાહ્મણને જન્મ આદિ મરણ પર્યંત જાતકર્માદિરૂપ મંત્રોક્ત સંસ્કાર યથા કાલ કરાય છે. બ્રાહ્મણને વૈદિક કર્મ એ, અનુત્તમ એવો સ્વર્ગનો માર્ગ છે. એમ જો ન હોય તો સ્વર્ગાર્થિ એવા પ્રાચીન, પુરૂષ, મારી સમક્ષ મંત્રસિદ્ધ એવાં કર્મ કેમ કરે ? જે મનુષ્ય ઇશ્વરત્વ બુદ્ધિએ કરી જે દેવતાની ઉપાસના કરે તે દેહાંતવિષે તે તે દેવતાના તદાત્મ્યરૂપ સિદ્ધિને પામે. કર્મ સંચિત એવી આ આદિત્ય, શશિ તથા તારકાત્મક સિદ્ધિત્રયને સર્વ ભૂત ઇચ્છે છે. માટે કર્માધિકાર સ્થાન એવું ગાર્હસ્થ્યજ સિદ્ધિ ક્ષેત્ર છે, એટલે કે આ ગૃહસ્થાશ્રમ મોટો તથા પવિત્ર છે. વાસ્તે જે મનુષ્ય, કર્મની નિંદા કરી તમે કહેલા કુત્સિત એવા ત્યાગમાર્ગ પ્રત્યે જાય અર્થહીન એવા તે મૂઢોને પાપ લાગે છે. જેઓ, દેવયાન માર્ગ, પિતૃયાન માર્ગ

તથા શાશ્વત એવા બ્રહ્માવાપ્તિ માર્ગને ત્યાગ કરી વર્તે છે મૂઢ એવા તે, એમના ત્યાગે કરી ક્ષુદ્ર એવા દંદ શૂકાદિ સર્પનિ યોનિને પ્રાપ્ત થાય છે. દદામિ ઇ૦મંત્રે કહેલું ઉપાસનાયુક્ત એવું એ કર્મ તમને હો. કેમકે તે તે માર્ગ વિષે નિષ્ઠા પૂર્વક જે સ્થિતિ તેજ તપસ્વિઓનું તપ કેહેવાય છે, બીજું કાંઇ શોષણાદિ તપ કેહેવાતું નથી. તેમ નિયમથી દેવાર્ચન, પિતૃ તર્પણ, બ્રહ્મોપાસના તથા ગુરૂજનની સેવા એ કાર્ય દુષ્કર છે એમ વિદ્વાનો કહે છે. ને દેવતાઓ પણ એવું દુષ્કર કર્મ કરી પરમ એવી વિભૂતિને પ્રાપ્ત થયા છે. માટે તમોને હું કહું છું કે તમો ગાર્હસ્થ્યને વહન કરો. પ્રજાનું મૂળ પણ કર્મજ છે, માટે તે શ્રેષ્ઠ છે એમાં સંશય નહિ. માટે આ કુટુંબ વિધિથી ગૃહસ્થ કર્મવિષે સર્વ રહ્યું છે. હે બ્રાહ્મણો, દ્વંદ્વાતીત તથા વિમત્સર એવા પુરૂષ, તપઃ શબ્દ વ્યવહારાર્થે તો યજ્ઞાદિકનેજ કહે છે ને બ્રહ્મચર્યાદિયુક્ત અધ્યયનને મધ્યમ કહે છે. પ્રાતઃકાલ સાયંકાલે યથાવિધિ પોતાના કુટંબને જે અન્નનો વિભાગ કરી આપે તે વિઘસાશિ દુરાધર્ષ એવા પદને પ્રાપ્ત થાય. જે પુરૂષો, અતિથિ દેવ પિતૃઓને તથા સ્વજનને યથા વિધિ અન્ન આપી અવશિષ્ટનું જે ભોજન કરે તેઓ વિઘસાશી કેહેવાય, માટે જે સ્વધર્મનો આશ્રય કરી સુંદર વ્રતવાળા સત્યવાદિ એવા પુરૂષો નિઃસંશગ થઈ લોકના ગુરૂ થાય છે તે શોભે નહિ, એ રીતે દુષ્કરકર્મ કરનાર વિમત્સર એવા તે પુરૂષો, સ્વર્ગ લોકને પ્રાપ્ત થઇ ઘણાકુવર્ષ યોનિવાસ કરે છે. અર્જુન કહે છે,-તે બ્રાહ્મણો, તે પક્ષિરૂપ ઇંદ્રનાં ધર્માર્થ સહિત એવાં હિતરૂપ વચન સાંભળી આશ્રમાંતરમાં સિદ્ધિ છે નહિ એમ જાણી તેને છોડી દઇ ગાર્હસ્થ્યનો આશ્રય કરી રહ્યા. માટે તમે પણ હે સર્વજ્ઞ, નિરંતર ધૈર્યનો આશ્રય કરી હે નરોત્તમ, હણાયા છે શત્રુઓ જેમાંથી એવી સમગ્ર પૃથ્વીને તમે શાસન કરો.

॥ तस्मात्त्वमपि सर्वज्ञधैर्यमालंब्यशाश्वतं ॥

॥ प्रशाधि पृथिवींकृत्स्नांहतामित्रां नरोत्तम ॥

इतिश्री महाभारते शांतिप. राजधर्मानुशासनप. अर्जुनवाक्ये गुर्जरभाषायां ऋषिशकुनि संवादकथने एकादशोऽध्यायः ॥ ११ ॥

**વૈશંપાયનउवाच** ॥ अर्जुनस्यवचःश्रुत्वानकुलोवाक्य मब्रवीत् ॥
॥ राजानमाभिसंप्रेक्ष्यसर्वधर्मभृतांवरं ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય, અર્જુનનાં વચન સાભળી નકુલ, સર્વ ધર્મ ધરનારાઓમાં શ્રેષ્ઠ એવા રાજા સામે જોઈ તે પ્રત્યે હે અરિંદમ, માંસલ છે છાતિ જેની દુઃખેકરી વિવર્ણ મુખવાળો થોડું બોલનાર મહા પ્રાજ્ઞ તે ભાઈના ચિત્તને અનુરોધન કરી આવી રીતે કેહેવા લાગ્યો કે,-હે મહારાજ, વિશાખ યૂપ નામના ક્ષેત્રમાં સર્વ દેવતાઓએ અગ્નિ સ્થાપન કરવા સારૂ સ્થંડિલ નિર્માણ કર્યાં હતાં, તેઓ આજ દિવસ પર્યંત જોવામાં આવે છે તેથી એમ જણાય છે જે દેવતાપણું પણ કર્મનુંજ ફળ છે. હે પાર્થિવ, અનાસ્તિક એવા પ્રાણિઓને વૃષ્ટિદ્વારા અન્ન આપનાર એવા જે પિતૃઓ છે તે પણ વિધિ જોઇ કર્મજ કરે છે. માટે હે ભારત, વેદવાદનો જેમણે ત્યાગ કર્યો છે એવા પુરૂષોને અત્યંત નાસ્તિક તમો જાણો. ને સર્વ કર્મ છે પ્રિય જેને એવો જે વેદોક્ત કર્મ કરે છે તે દેવયાન માર્ગેકરી બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. કેમકે આ ગૃહસ્થાશ્રમ સર્વ આશ્રમથી શ્રેષ્ઠ છે એમ વેદના નિશ્ચયવાળા પુરૂષ કહે છે. હે નરાધિપ, શ્રુતિ સંપન્ન એવા બ્રાહ્મણો પાસે જઇ તમો સમજો. હે મહારાજ, જે ધર્મથી ધન સંપાદન કરી યજ્ઞાદિક કર્મ કરે જીત્યું છે ચિત્ત જેણે એવો તે સાત્વિક સન્યાસિ કેહેવાય. જે ગૃહસ્થાશ્રમ સંબંધિ સુખ ભોગને જોયા વગર સ્વર્ગાદિક વિષે નિષ્ટાવાન થઇ દેહનો ત્યાગ કરે તે તામસસન્યાસી કેહેવાય; હે પાર્થ, જે સ્થાનક વગરનો ભિક્ષાવાસ્તે પર્યટન કરનાર વૃક્ષના મૂળનો છે આશ્રય જેને પાક ન કરનાર રૂંધિ છે સર્વ વૃત્તિઓ જેણે એવો જે મુનિ હોય તે ભિક્ષુક સન્યાસી કેહેવાય. હે પાર્થ, ક્રોધ, હર્ષ તથા વિશેષે કરી ચાડિયાપણું પણ અનાદર કરી જે બ્રાહ્મણ વેદાધ્યન કરે તે ત્યાગીજ કેહેવાય. એક તરફ બીજા સર્વ આશ્રમ ત્રાજવામાં મૂક્યા ને એક તરફ એકલો ગૃહસ્થાશ્રમ મૂક્યો, ત્યાં બેઉ ત્રાજવાં સમાન થયાં માટે એકલો ગૃહસ્થાશ્રમ બ્રહ્મચર્યાદિ ત્રણ આશ્રમ તુલ્ય છે. હે ભારત, તેમાં બીજા આશ્રમોથી કેવળ સ્વર્ગનો લાભ થાય છે પણ ગૃહસ્થાશ્રમથી તો કામ તથા સ્વર્ગ બેઉ મળે છે માટે લોકવેત્તા મહર્ષિઓની એ ગૃહસ્થાશ્રમ પરમગતિ રૂપ છે. હે ભરતર્ષભ, એમ જાણી રાગ દ્વેષ રહિત એવો જે ગૃહસ્થાશ્રમ કરે

તે ભાગ્યશીલ, ને જે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી વિમૂઢની પેઠે વનમાં જાય તે હતભાગ્ય કેહેવાય, કેમકે ધર્મધ્વજી એવો નર, વનમાં જઇ જો કામનાઓને ઇચ્છેછે તો એને યમરાજ મૃત્યુપાશે કરી કંઠવિષે બાંધે છે. તેમ હું કર્તા છું એમ અભિમાને કરી કરેલું કર્મ ફળદાયક થતું નથી, ને હે મહારાજ, અભિમાનના ત્યાગપુરઃસર કરેલું કર્મ મહાફળ આપનાર થાય છે. કેમકે શમ, દમ, ધૈર્ય, સત્ય, શૌચ, સરળતા, યજ્ઞ, ધૃતિ તથા ધર્મ એ ઋષિઓનો હિતરૂપ એવો નિત્ય વિધિ છે. અને આ ગાર્હસ્થ્ય વિષે પિતૃ, દેવ તથા અતિથિ વાસ્તે સમારંભ પ્રશંસ્ય છે. હે મહારાજ, આ ગાર્હસ્થ્યથીજ ત્રિવર્ગરૂપ ફળ થાય છે. આ અપ્રતિષેધિત વિધિવિષે વરતતા નિષ્ઠાવાનનો કયારેય નાશ છે નહિ. હે રાજન્, ધર્માત્મા એવા પાપરહિત પ્રજાપતિએ વિવિધ પ્રકારની છે દક્ષિણા જેમાં એવા યજ્ઞે કરી મારૂં યજન કરશે એમ જાણી પ્રજાને ઉત્પન્ન કરી. તેમજ યજ્ઞ વાસ્તે વિરૂધ, વૃક્ષ, ઔષધિ મેધ્ય એવાં પશુ તથા હવિષ પણ ઉત્પન્ન કર્યા છે. માટે તે યજ્ઞરૂપ કર્મ બેડીની પેઠે વિશેષે કરી ગૃહસ્થાશ્રમિને રોધ કરનારૂં છે. વાસ્તે ગૃહસ્થપણું આ લોકવિષે દુષ્કર તથા દુર્લભ છે. હે મહારાજ, તે ગાર્હસ્થ્યને પ્રાપ્ત થઇ પશુ ધાન્ય તથા ધનેકરી સંયુક્ત એવા જે ગૃહસ્થ, યજન ન કરે તેઓ નિરંતર પાપ ભાગી થાય છે. કેટલાક ઋષિઓ સ્વાધ્યાયરૂપ યજ્ઞ કરે છે, કેટલાક જ્ઞાન યજ્ઞ કરનાર છે. અને બીજા કેટલાક યોગિઓ મહાયજ્ઞનો મનમાંજ વિસ્તાર કરે છે. એ રીતે મનનું છે સમાધાન જેમાં એવા માર્ગ પ્રત્યે રેહેનાર બ્રહ્મભૂત એવા દ્વિજાતિને દેવતાઓ પણ ઇચ્છે છે. માટે તે તમે પણ ત્યાંથી ગ્રહણ કરેલાં એવાં, વિચિત્ર પ્રકારનાં રત્ન યજ્ઞવિષે ત્યાગ કર્યા વગર નાસ્તિકની પેઠે બોલો છો. હે નરાધિપ, કુટુંબ હોય ત્યાં સુધી હું ત્યાગને જોતો નથી, માટે રાજસૂય, અશ્વમેધ, સર્વમેધ અને બ્રાહ્મણોએ અભિપૂજિત એવા બીજા પણ જે યજ્ઞ છે તેમણે કરી હે મહીપાલ, દેવપતિ ઇન્દ્રની પેઠે યજન કરો. રાજાના પ્રમાદરૂપ દોષેકરી ચોરાદિકનો ઉપદ્રવ થાય છે તેથી જે રાજા, પ્રજાનું રક્ષણ કરે તે રાજા કલિસ્વરૂપ કેહેવાય. હે વિશાંપતે, તેમજ માત્સર્યાવિષ્ટ છે ચિત્ત જેમનું એવા આપણે પણ અશ્વ, ગાયો, દાસિઓ, શણગારેલી હસ્તિનીઓ, ગ્રામ, જનપદ ક્ષેત્ર તથા ઘર બ્રાહ્મણોને ન આપ્યા વગર કલિસ્વરૂપ થઇશું. અદાતા, શરણાંગતની

રક્ષા ન કરનાર રાજાઓ દોષનાજ ભોક્તા થાય છે પણ કયારેય સુખના ભોક્તા થતા નથી. તેમજ હે પ્રભો, તમે પણ મહાયજ્ઞથી યજન કર્યા વગર અને પિતૃ સ્વધા કર્યા વિના તથા તીર્થોવિષે સ્નાન કર્યાં વગર જો ચાલી નિકળશો તો વાયુએ પ્રેરણા કરેલા મેઘની પેઠે નાશને પ્રાપ્ત થશો. ને બેઉ લોકથી ભ્રષ્ટ થઇ પિશાચની યોનિને પ્રાપ્ત થશો. જે અહંતા તથા મમતાનો ત્યાગ કરે તેજ ત્યાગી જાણવો. કેવળ ઘરનો ત્યાગ કરવાથી ત્યાગી કેહેવાય નહિ. અપ્રતિષેધિત એવા એ વિધિવિષે વરતતા બ્રાહ્મણને હે મહારાજ, કયારેય ઉત્તમસ્થિતિ છે નહિ. હે પાર્થિવ, ઇન્દ્ર જેમ દૈત્યના સૈન્યને હણે તેમ સંગ્રામવિષે વેગથી સમૃદ્ધ એવા શત્રુઓને હણી હે પાર્થ, પ્રાચીનોએ કહેલા, શિષ્ટોએ સેવિત એવા સ્વધર્મ વિષે પ્રીતિમાન્ કોણ શોચ કરે? કોઇ ન કરે. ક્ષત્રિધર્મ તથા પરાક્રમથી પૃથ્વીને જીતી મંત્રવેત્તાઓને દઇ હે નરેન્દ્ર તમો સ્વર્ગ પ્રત્યે જશો, માટે હવે આ ટાણે તમારે શોચ કરવો નહિ.

॥ क्षात्रेणधर्मेणपराक्रमेणजित्वामहीमंत्रविद्भ्यःप्रदाय ॥

॥ नाकस्यपृष्ठेसिनरेंद्रगंतानशोचितव्यंभवताद्यपार्थ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वाणि नकुलवाक्ये गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥ १२ ॥

---

**सहदेवउवाच** ॥ नबाह्यंद्रव्यमुत्सृज्यसिद्धिर्भवतिभारत ॥

॥ शारीरंद्रव्यमुत्सृज्यसिद्धिर्भवतिवानवा ॥

સહદેવ કહે છે,–હે ભારત, મમકારાસ્પદ એવું દ્રવ્ય બાહ્યાભ્યંતર ભેદે કરી બે પ્રકારનું. તેમાં બાહ્ય દ્રવ્યનો ત્યાગ કરવાથી સિદ્ધિ થાય નહિ, ને આભ્યંતર દ્રવ્યનો ત્યાગ કરવાથી પણ સિદ્ધિ થાય કે ન થાય એ સંદેહ પડતુ છે માટે બાહ્યમમકાર શૂન્ય અને અભ્યંતરમમકાર સંપન્નને જે ધર્મ તથા જે સુખ થાય છે તે અમારા શત્રુઓને થાઓ. આભ્યંતર મમકારનો ત્યાગ કરી પૃથ્વીને શાસન કરનાર જે ધર્મ તથા જે સુખ થાય છે તે અમારા મિત્રગણને હો. બે જેમાં છે અક્ષર એવો મૃત્યુ અને ત્રણ જેમાં અક્ષર છે એવું શાશ્વત બ્રહ્મ, મારૂં, એ રીતે જે સ્વીકારે એ મૃત્યુ. ને મારૂં

નહિ એ રીતે જે પરિત્યાગ તે શાશ્વત એવું બ્રહ્મ એટલે કે મારૂં એ રીતે જે સ્વીકાર એ સંસારનું મૂળ, અને મારૂં નહિ એ રીતે જે પરિત્યાગ તે મોક્ષનું મૂળ. હે રાજન્, બ્રહ્મ તથા મૃત્યુ અલક્ષિત થઇ બુદ્ધિનો આશ્રય કરી શાસ્ત્રકર્તાઓને લડાવે છે એમાં સંશય નહિ—એટલે કે કેટલાક કર્તા, એવો આત્મા નિત્ય છે એમ કહે છે અને કેટલાક અનિત્ય કહે છે. હે ભારત, આત્માનો જો નિયત એવો અવિનાશ હોય તો પ્રાણિઓના શરીરને હણી હણનાર હિંસાને પ્રાપ્ત થાય નહિ. અને કદિ આત્મા દેહની સાથે ઉત્પન્ન થતો હોય ને પાછો દેહની સાથે નષ્ટ થતો હોય તો ક્રિયામાર્ગ વૃથા થાય. માટે એકમાંથી એકેયનો નિશ્ચય કર્યા વગર અત્યંત પ્રાચીન એવા સત્પુરૂષોએ સેવન કરેલો માર્ગ વિદ્વાનોએ સેવન છે; માટે જે રાજા સ્થાવર જંગમ સહિત સમગ્ર પૃથ્વીને પ્રાપ્ત થઇ તેને જો સારી રીતે ભોગવે નહિ તો તેનું જીવિત નિષ્ફળ છે. અથવા હે રાજન્, વનમાં નિવાસ કરનાર અને વનોદ્ભવ ફળ મૂળાદિકે કરી જીવનાર એવા જેની દ્રવ્ય વિષે જો મમતા થાય તો તે મૃત્યુના મુખમાં વર્તે છે એમ જાણવું. હે ભારત, ભૂતોનું બાહ્યાભ્યંતર દ્રવ્ય જે છે તે પણ વ્યાપક એવા પરમાત્માની સત્તા છે એમ તમો જાણો. જે પુરૂષો તદાત્મરૂપ ભૂતને નિત્ય સિદ્ધ એમ જાણે તે મહાભયથી મુક્ત થાય. તમે અમારા પિતા, માતા, ભ્રાતા, તથા ગુરૂ છો માટે પીડિત એવા મારા દુઃખરૂપ પ્રલાપને ક્ષમા કરવા યોગ્ય છો. હે પૃથ્વીપાલ, હે ભરતસત્તમ, ખોટું વા ખરૂં જે કંઇ મેં આ ભાષણ કર્યું તે બધું ભક્તિએ કરીનેજ કર્યું છે. કંઇ જ્ઞાનના ગર્વથી કર્યું નથી એમ તમો જાણો.

॥ तथ्यंवायदिवातथ्ययंन्मयैतत्प्रभावितं ॥

॥ तद्विद्धिपृथिवीपालभक्त्या भरतसत्तम ॥

इतिश्री महाभारते शांतिपर्वाणि राजध० सहदेववाक्ये

गुर्जरभाषायां त्रयादशोऽध्यायः ॥ १३ ॥

---

**वैशंपायनउवाच** ॥ अव्याहरतिकौंतेयेधर्मराजेयुधिष्ठिरे ॥

॥ भ्रातृणांब्रुवतांतांस्तान्विविधान्वेदनिश्चयान् ॥

વૈશંપાયન કહે છે.—હે જનમેજય, વિવિધ પ્રકારના તે તે વેદનિશ્ચય, ભાઇઓએ કહ્યા તોય પણ ધર્મરાજ એવા કુંતિપુત્ર યુધિષ્ઠિર કંઇપણ બોલ્યા નહિ, ત્યારે મોટા કુળજન સંપન્ન વિસ્તીર્ણ નેત્રવાળી સ્ત્રીયોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર વિષે હમેશ વિશેષે કરી માન કરનારી રાજાએ નિરંતર લડાવેલી, ધર્મજ્ઞ, ધર્મદર્શિની, મોટો છે કટિ પાશ્ચાદ્દભાગ જેનો એવી સુંદરી દ્રૌપદી, હસ્તિઓએ કરી વીંટાયલો જેમ યૂથપતિ હોય તેમ સિંહ તથા શાર્દૂલ સરખા ભાઇઓથી વીંટાઇ બેઠેલા રાજાઓમાં શ્રેષ્ઠ. એવા સ્વામિ સામે જોઈ આજ્ઞા લઇ રમણિય એવાં સાંત્વ વાદેકરી આવી રીતે વચન કહેવા લાગી કે—હે પાર્થ, આ તમારા ભાઇઓ વારંવાર આક્રંદ કરતા ચાતકની પેઠે શુષ્કકંઠ થયા છે, એમને તમે આનંદ આપતા નથી. હે મહારાજ, મદોન્મત્ત એવા મોટા હસ્તિ જાણે હોય નહિ એવા નિરંતર દુ:ખભાગી આ ભાઇઓને યુક્તિ યુક્ત વાક્યે કરી આનંદયુક્ત કરો. હે રાજન્, પૂર્વે દ્વૈત વનમાં તમે શીતવ્રત તથા આતપથી પીડિત થએલા એકઠા મળી બેઠેલા આ ભાઇઓને તમે આવી રીતે વચન કહ્યાં હતાં જે હે શત્રુને દમન કરનાર, હે ભાઇઓ, સંગ્રામવિષે દુર્યોધનને હણી આપણે સર્વ કામનાએકરી સંપૂર્ણ એવી પૃથ્વીને ભોગવશું ને સંગ્રામવિષે ઝીતવા ઇચ્છિતા રથિઓને વિરથ કરી મોટા હસ્તિઓને હણી ઘોડેસ્વારસહિત તે રથ તથા મોટા હસ્તિથી પૃથ્વીને આચ્છાદન કરી પ્રાપ્ત છે દક્ષિણા જેમાં એવા સમૃદ્ધ વિવિધપ્રકારના યજ્ઞેકરી યજન કરનાર તમોને વનવાસ કૃત દુ:ખ, સુખ વાસ્તે થશે. હે ધર્મભૃતાંવર, એ રીતે તમે પોતે એ ભાઇઓને કહ્યું હતું ને હવે આ ટાણે હે વીર, અમારાં મનને કેમ વ્યથાયુક્ત કરો છો? નપુંસક પુરૂષ, પૃથ્વીને ભોગવે નહિ અને ધનને પ્રાપ્ત થાય નહિ. નપુંસકના ઘરવિષે જેમ કાદવમાં મત્સ્ય હોય નહિ તેમ પુત્ર પણ હોય નહિ. દંડ વગરનો ક્ષત્રિય, શોભે નહિ તેમ દંડ વિનાનો રાજા પૃથ્વીને પણ ભોગવે નહિ. તેમજ હે ભારત, હે રાજસત્તમ, દંડરહિત રાજાની પ્રજા સુખ પામે નહિ. સર્વ ભૂતવિષે મિત્રતા, દાન, અધ્યયન, તથા તપ, એ બ્રાહ્મણનોજ ધર્મ છે રાજાનો નથી. અસત્પુરૂષોને દંડ, સત્પુરૂષોનું પરિપાલન, તથા સંગ્રામવિષે અપલાયન એ રાજાઓનો પરમ ધર્મ છે. જેનેવિષે ક્ષમા ને ક્રોધ, દાન ને અદાન, ભય તથા નિર્ભયતા, નિગ્રહને અનુગ્રહ, એ બેઉ વિદ્યમાન હોય તે ધાર્મિક કેહવાય. તમે શ્રુતથી, દાનથી,

સાંત્વનાથી, ઈજ્યાથી તથા યાચનાથી કંઈ પૃથ્વી સંપાદન કરી નથી. હે વીર, પરાક્રમથી ઉદ્યુક્ત થએલા હસ્તિ, અશ્વ તથા રથેકરી સંપન્ન પ્રભુશક્તિ, મંત્રશક્તિ તથા ઉત્સાહ શક્તિએ કરી શ્રેષ્ઠ, દ્રોણ, કર્ણ, અશ્વત્થામા તથા કૃપાચાર્યે રક્ષિત એવું શત્રુઓનું સૈન્ય તમે હણ્યું માટે પૃથ્વીને ભોગવો. હે પ્રભો, હે મહારાજ, હે પુરૂષશાર્દૂલ, નાનાપ્રકારના દેશેકરી યુક્ત એવો જંબુદ્વીપ તમે દંડેકરી મર્દન કર્યો. હે નરાધિપ, જંબુદ્વીપ સરખો ક્રૌંચદ્વીપ પણ મહા મેરૂની પશ્ચિમથી તમે મર્દન કર્યો. હે નરાધિપ, તેમજ ક્રૌંચદ્વીપ સરખો શાકદ્વીપ મહામેરૂની પૂર્વતરફથી તમે દંડે કરી મર્દન કર્યો. હે પુરૂષવ્યાઘ્ર, તેજ રીતે મહામેરૂથી ઉત્તરે શાકદ્વીપ સરખો ભદ્રાશ્વખંડ પણ તમે દંડેકરી મર્દન કર્યો. હે વીર, એ રીતે નાનાપ્રકારના દેશ જેમાં રહ્યા છે એવા અંતર દ્વીપસહિત દ્વીપસાગરમાં વિગાહન કરીને પણ તમે દંડથી મર્દન કર્યા. હે ભારત, હે મહારાજ, એવાં એ અપ્રતિમેય કર્મ કરી દ્વિજાતિએ પૂજ્યમાન એવા તમે પ્રસન્ન થતા નથી. હે ભારત, તે તમે ઉન્મત્ત વૃષભ તથા ઊર્જિત ગજેંદ્ર સરખા આ ભાઇઓને જોઈ આનંદને પ્રાપ્ત થાઓ. દેવ સરખી છે પ્રતિમા જેમની શત્રુને સહન કરનાર, શત્રુને તપાવનાર એવા તમે સર્વ છો, એમાંથી એક પણ સ્વામી હોય તો સુખની સીમા રહે નહિ, એવી મારી મતિ છે. ત્યારે હે પુરૂષ વ્યાઘ્ર,પુરૂષમાં શ્રેષ્ઠ એવા તમે પાંચેય મારા પતિ છો,તેથી નિઃસીમ સુખ થાય તેમાં તો શુંજ કેહવું? જેમ શરીરને ચેષ્ટા કરવામાં સમસ્ત ઈંદ્રિયો છે તેમ તમે મને ઉપયોગી છો. હે જનાધિપ, પૂર્વે સર્વ દર્શિની તથા સર્વજ્ઞ એવી શ્વશ્રુ, કુંતિએ મને આવી રીતે કહ્યું હતું કે હે પાંચાલિ, જલદી પરાક્રમવાળો યુધિષ્ઠિર, ઘણાક હજાર રાજાઓને હણી અનુત્તમ એવા સુખવિષે તને રાખશે, તે તેનું કેહવું કયારેય પણ મિથ્યા થાય નહિ. પણ તમારા મોહથી તે વ્યર્થ થશે એમ હું જોઉં છું. અને જેમનો જ્યેષ્ઠ ઉન્મત્ત થાય તો બીજા સર્વ, તેને અનુસરનાર થાય. હે મહારાજ, તમારા ઉન્માદથકી સર્વ પાંડવ ઉન્માદયુક્ત થાય. હે નરાધિપ, જો અનુન્મત્ત એવા તમારા ભાઈઓ ઉન્માદયુક્ત થાય તો નાસ્તિકો સાથે તમને બાંધિ પૃથ્વીનું રાજ્ય કરે. આપ જે અભિલાષ રાખો છો, તે મૂઢનું કાર્ય છે, એમ કરવાથી કોઈ શ્રેષ્ઠને પ્રાપ્ત થાય નહિ. ને ઉન્માદને લીધે ઉન્માર્ગે ચાલે તે ધૂપ, અંજનયોગ તથા નસ્ય કર્મે કરી વૈદ્યોએ

ચિકિત્સા કરવા યોગ્ય થાય છે. હે ભરતસત્તમ, તે હું લોકવિષે પુત્રરહિત થવાથી સ્ત્રિયોમાં સર્વથી અધમ છું તોય પણ જીવવાને ઇચ્છું છું. યત્ન કરતા એમની સમક્ષ આ ટાણે મારાં વચન મિથ્યા કરશો માં, એમ કરતાં નહિ માનો તો સર્વ પૃથ્વીનો ત્યાગ કરી પોતાની મેળે આપતમાં પડશો. હે રાજસત્તમ, જેમ પૃથ્વીવિષે માંધતા તથા અંબરીશ રાજાઓમાં સંમત હતા તેના સરખી યોગ્યતાને આ ટાણે તમે પણ પ્રાપ્ત થયા છો. હે રાજન, ધર્મે કરી પ્રજાને પાલન કરતાં પર્વત, વન તથા દ્વીપસહિત દેવી એવી પૃથ્વીને શાસન કરો, ને ખેદયુકત મનવાળા થાઓ નહિ. હે નૃપોત્તમ, વિવિધ પ્રકારના યજ્ઞે કરી યજન કરો, શત્રુઓ સાથે યુદ્ધ કરો અને બ્રાહ્મણોને ધન ભોગ તથા વસ્ત્ર આપો.

यजस्वविविधैर्यज्ञैर्युध्यस्वारीन्प्रयच्छच ॥

धनानिभोगान्वासांसिद्विजातिभ्योनृपोत्तम ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि रा० द्रौपदीवाक्ये गुर्जरभाषायां

चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

**वैशंपायनउवाच** ॥ याज्ञसेन्यात्वचःश्रुत्वापुनरेवार्जुनोब्रवीत् ॥

॥ अनुमान्यमहाबाहुंज्येष्टंभ्रातरमच्युतं ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય, યાજ્ઞસેનીનાં વચન સાંભળી ફરીથી અર્જુન, અચ્યુત એવા મહાબાહુ જ્યેષ્ઠ ભ્રાતાને માનપુરઃસર કેહેવા લાગ્યા કે, સર્વ પ્રજાને દંડ શિક્ષા કરે છે. ને દંડજ અભિરક્ષણ પણ કરે છે, બધા નિદ્રિત થઇ જાય તે વખતે પણ દંડ જાગરૂત રહે છે. માટે બુદ્ધ પુરૂષો દંડ છે એજ ધર્મ છે એમ કહે છે. હે જનાધિપ, ધર્મ અર્થ તથા કામને પણ દંડજ સંરક્ષણ કરે છે માટે ત્રિવર્ગ પણ દંડથીજ સિદ્ધ થાય છે. ધન તથા ધાન્યનું પણ દંડથી રક્ષણ થાય છે. માટે હે વિદ્વાન, લૌકિક વ્યવહાર જોઈ તમે પણ દંડ ધારણ કરો. જુવો કે કેટલાક રાજદંડના ભયથી પાપ કરતા નથી. કેટલાક યમદંડના ભયથી અને કેટલાક લોક ભયથી પાપ કરતા નથી. પાપી એવા કેટલાક પરસ્પર એક બીજાના ભયથી પાપ કરતા નથી. એ રીતે સાંસિદ્ધિક એવા લોકવિષે સર્વ દંડ વિષે રહ્યું

છે. કેટલાક દંડના ભયથી પરસ્પર બ્હીતા નથી, માટે દંડ જો પાલન ન કરતો હોય તો માણુસ નરકમાં જઇને ડૂબે. જે માટે અદાંત પુરૂષોને તાડનાદિકે કરી દમન કરે છે અને ખરાબ પુરૂષોને દંડે છે, એ રીતે દમન તથા દંડન કરે છે તેથી તેને બુદ્ધ પુરૂષો દંડ એ રીતે કહે છે. બ્રાહ્મણોને વાણીએ કરી દંડ આપવો, ક્ષત્રિયોને પગાર આપવો, વૈશ્યોએ રાજાઓને ધન આપવું એ દંડ અને શૂદ્રને કંઇ દંડ નહીં એટલે એની પાસે દાસપણું કરાવવું એ એનો દંડ. હે વિશાંપતે, મનુષ્યોને સંમોહ ન થવા સારૂ અને અર્થ સંરક્ષણ વાસ્તે દંડ સંજ્ઞિક મર્યાદા લોકવિષે સ્થાપન કરી છે. જ્યાં શ્યામ છે વર્ણ જેનો રક્ત નેત્રવાળો સારી રીતે ઉદ્ધુત થએલો દંડ વિચરે છે ત્યાં પ્રજા મોહ પામે નહિ. દંડ કરનાર યથાપરાધ જુવે તો બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા ભિક્ષુક એ મનુષ્ય દંડના ભયથીજ પોતપોતાના માર્ગવિષે રહે છે. હે રાજન્, ભય વગર માણુસ યજન કરે નહિ, તેમ ભય વગર કોઇને કંઇ દેવા પણ ઇચ્છે નહિ. તેમજ કોઇ પણ પુરૂપ ભય વગર કરેલી કબુલાત ઉપર ઉભું રહેવા પણ ઇચ્છે નહિ. પારકાં મર્મસ્થાન કાપ્યાવગર અને દુષ્કર કર્મ કર્યા વગર અને મત્સ્યઘાતિની પેઠે પોતાનો અપકાર ન કરનાર એવાંઓને પણ હણ્યાવગર મોટી શ્રીને માણુસ પ્રાપ્ત થાય નહિ. પારકાઓને ન હણુનારી કીર્તિ વૃદ્ધિ પામતી નથી. તેને વિત્ત મળતું નથી અને તેની પ્રજા પણ હોતી નથી. જુવો ઇન્દ્ર વૃત્રાસુરને મારી મહેન્દ્રપણાને પ્રાપ્ત થયો. અસુરને હણુનાર એવા દેવતાઓની લોકો અત્યંત પૂજા કરે છે. એજ રીતે રૂદ્ર કાર્તિકસ્વામી, શક્ર, અગ્નિ, વરૂણ, યમ, કાલવાયુ, મૃત્યુ, કુબેર, રવિ, વસુઓ, મરૂતો, સાધ્ય, તથા વિશ્વદેવ એ સર્વ દેવ અસુરને હણુનાર છે, તેથી તેમના પ્રતાપે કરી નમ્ર એવા જન તેમને નમે છે. પણ શમમાં પરાયણ, દાંત, સર્વભૂત વિષે મધ્યસ્થ એવા બ્રહ્મા, ધાતા તથા પૂષાને કોઇ રીતે નમતા નથી. સર્વ કર્મ વિષે પ્રશાંત એવા તો કોઇક માણુસજ જય પામે છે. લોકવિષે અહિંસા વડે જીવનાર કોઇને પણ હું જોતો નથી. પ્રાણિવડેજ પ્રાણિઓ જીવે છે. તેમાં અત્યંત બળવાન પ્રાણિઓ દુર્બલ વડે જીવે છે. નકુળ મુષિકને ભક્ષણ કરે છે, બિડાલ

નકુળને, શ્વાન બિડાલને અને ચિત્ર વ્યાઘ્ર શ્વાનને ભક્ષણ કરેછે, અને તેમને પુરૂષ ભક્ષણ કરે છે તે તમે જુવો, એમજ કાલ વ્યતિત થાય છે. આ સ્થાવર જંગમાત્મક સર્વ જગત્ પ્રાણનું અન્ન છે. દૈવવિહિત વિધાનમાં વિદ્વાન્ મોહ પામતો નથી. તેમજ તમને પણ હે રાજેન્દ્ર, વિધાતાએ શૌર્યાદિ ગુણયુક્ત એવા ક્ષત્રિય ઉત્પન્ન કર્યા છે વાસ્તે તેવા થવા યોગ્ય છો; ત્યાગ કર્યો છે ક્રોધ તથા હર્ષ જેમણે એવા જે મંદ ક્ષત્રિય, વનમાં જઇ તપશ્ચર્યા કરે છે તેઓ પણ વધ વિના પ્રાણયાત્રા કરતા નથી, કેમકે ઉદક, પૃથ્વી તથા ફળવિષે ઘણાક પ્રાણિઓ રહ્યા છે તેમને પ્રાણ નિર્વાહ વાસ્તે કોઇ પણ નથી હણતો તેમ નથી, બધા હણે છે. સૂક્ષ્મ યોનિ એવાં કેટલાંક કર્મગમ્ય જે પ્રાણિઓ છે, તે પાંપણના આઘાતથી પણ નાશ પામે છે. નથી છે ક્રોધ તથા મત્સર જેમને એવા મુનિઓ ગ્રામમાંથી નીકળી પરિમોહિત એવા તે વનમાંજ કુટુંબ ધર્મ પાળે છે. એ રીતે વનમાં કુટુંબધર્મિ તે મનુષ્ય, પૃથ્વીને ભેદી ઔષધિને કાપી વૃક્ષાદિક છેદી અંડજ પશુને હણી યજ્ઞનો વિસ્તાર કરનાર તે, સ્વર્ગને પામે છે. દંડયુક્ત નીતિ પ્રવર્તવાથી હે કૌંતેય, સર્વે ભૂતના સર્વ ઉપક્રમ સિદ્ધ થાય. એમાં મને સંશય નથી. લોકવિષે દંડ જો ન હોય તો આ પ્રજા નાશ પામે, ને જળ વિષેના નાના મત્સ્યને જેમ મોટા મત્સ્ય ભક્ષણ કરે છે તેમ અત્યંત બળવાન્ દુર્બળનેજ ભક્ષણ કરી જાય. સારી રીતે પમાડેલો દંડ, પ્રજાનું રક્ષણ કરે છે, એ રીતે પૂર્વે બ્રહ્માએ જે કહ્યું છે તે સત્ય છે. જુવો અગ્નિ પણ શાંત થઈ પાછો ફુત્કારથી ભયભીત એવો તે દંડ ભયંકરી પ્રજ્વલિત થાય છે. સારા નરસાનો વિભાગ કરતો એવો દંડ જો લોકવિષે ન હોય તો આ સર્વ જગત્માં અંધકાર થઈ જાય અને સારાસાર કંઈ પણ જણાય નહિ. ભેદી છે મર્યાદા જેમણે એવા વેદનિન્દક નાસ્તિકો પણ દંડથી પીડિત થઇ તત્કાળ મર્યાદા પાળવામાં પ્રવર્તમાન્ થાય. સર્વે લોક દંડથી જીતાયલો છે, સ્વભાવથી પવિત્ર જન તો દુર્લભ છે, દંડના ભયથી બીનેલો પુરૂષ, મર્યાદા પાળન કરવામાં પ્રવર્તમાન થાય. એ રીતે ચાતુર્વર્ણ્યને હર્ષ થવા સારૂ અને તેને વિનય પમાડવા સારૂ તેમજ પૃથ્વીવિષે ધર્મ તથા અર્થનું રક્ષણ કરવા સારૂ વિધાતાએ દંડ નિર્માણ કર્યો છે. જો દંડથી પક્ષિઓ તથા શિકારી પશુઓ

ભય પામતા ન હોય તો પશુ, મનુષ્ય તથા યજ્ઞયોગ્ય એવાં હુતદ્રવ્યને પણ ખાઈ જાય. જો પાળન કરનાર દંડ ન હોય તો બ્રહ્મચારી અધ્યયન ન કરે, અપત્યવાળી ગાયને લોક દોહન ન કરત અને કન્યાનો વિવાહ ન કરત. જો પાળન કરનાર દંડ ન હોત તો સર્વનો ઉચ્છેદ થાત, સર્વ મર્યાદા ભેદાઇ જાત, અને સર્વ મનુષ્યો સર્વ ઠેકાણે મમત્વ કરત. જો પાળન કરનાર દંડ ન હોત તો વિધિપુરઃસર દક્ષિણાવાન્ એવાં સંવત્સર, સત્ર નિર્ભય રેહેત નહિ. આ શ્રમિત પુરૂષો યથોક્ત આશ્રમ ધર્મ પાળત નહિ. તેમ કોઇ વિદ્યાને પણ પ્રાપ્ત થાત નહિ. પાલન કરનાર દંડ જો ન હોય તો જોડેલા ઉષ્ટ્ર, બળિબર્દ, અશ્વ, અશ્વતર તથા ગર્દભ વાહનને વહન કરે નહિ. જો પાળન કરનાર દંડ ન હોય તો ચાકર, સ્વામિનું અને બાળક વડિલોનું વચન કયારેય માનત નહિ. તેમ યુવતી ધર્મનું આચરણ પણ કરત નહિ. સર્વ પ્રજા દંડવિષે રહિ છે માટે દંડવિષેજ ભય રહ્યું છે એમ બુધ પુરૂષો જાણે છે. મનુષ્યોને સ્વર્ગ પણ દંડવિષે રહ્યા છે, એ રીતે આ સર્વ લોક દંડવિષે સુપ્રતિષ્ઠિત છે. જ્યાં શત્રુને નાશ કરનાર એવો સારી રીતે વિહિત દંડ વિચરે છે, ત્યાં કપટ, પાપ, વા વંચના એ કંઈ પણ દેખાતું નથી. ઉદ્યુક્ત થએલો દંડ જો ન હોય તો શ્વાન હવિષ જોઇ તેને ચાટવા લાગે, ને કાગડો પુરોડાશને હરણ કરે. કદી આ રાજ્ય, ધર્મથી વા અધર્મથી પ્રાપ્ત થયું પણ તે વિષે શોક છોડી દઇ ભોગ ભોગવો અને યજન કરો. એટલે પવિત્ર વસ્ત્ર પેરેલા શોભિતાં ઉત્તમ અન્ન જમતા તથા ફળ અને દાને કરી વરસતા સર્વ, સુખે કરી ધર્માચરણ કરે. સર્વ સમારંભ અર્થને આધીન રહ્યા છે એમાં સંશય નહિ. અર્થ દંડને આધીન છે માટે દંડનું ગૌરવ તો જુવો. લોકનો તેવો વ્યવહાર થવા સારૂ ધર્મ સંબંધિ શુભ ભાષણ કર્યું છે. પણ દુષ્ટની અહિંસા એજ સાધુની હિંસા છે, માટે એ બેઉમાંથી આર્તનું રક્ષણ કરવું એ કલ્યાણરૂપ છે. અત્યંત ગુણવાન કંઈ નથી, તેમ અત્યંત નિર્ગુણ પણ કંઈ નથી. સર્વ કાર્યમાં સારૂં વા નરતું બેઉ દેખાય છે. પશુઓના વૃષણ છેદે છે, તેમની નાસિકા ભેદે છે, એટલે તે પશુઓ, ઘણોક ભાર વહન કરે છે, એ રીતે દમન કરેલાં તેમને બાંધે છે. એ રીતે અસત્યથી આકુળ દંડેકરી જર્જરીકૃત એવા લોકવિષે તે તે ન્યાયે કરી હે મહારાજ, પુરાણધર્મને આચરો, યજન કરો, દાન આપો,

પ્રજાનું રક્ષણ કરો, ધર્મને સારી રીતે પાળો. હે કૌંતેય, શત્રુઓને હણો અને મિત્રોનું પરિપાલન કરો. હે પાર્થિવ, હે ભારત, શત્રુઓને હણતાં તમને દીનતા માં થાઓ. કેમકે કર્તાને કંઇ પણ પાપ થતું નથી. હાથમાં છે શસ્ત્ર જેને એવો જે, સામે આવેલા શસ્ત્ર પાણિને હણે તેણે કરી તે, ભ્રૂણહત્યારો થાય નહિ; કારણ ક્રોધ, ક્રોધને ચોતરફથી પ્રાપ્ત થાય છે. વસ્તુતાએ પણ સર્વ ભૂતનો અંતરાત્મા અવધ્ય છે, એમાં સંશય નહિ. એ રીતે આત્મા અવધ્ય છે તે કોઇનો પણ વધ્ય કેમ થાય? જેમ પુરૂષ, પાછો નવી શાળામાં પ્રવેશ કરે એમ જીવ પણ તે તે શરીરોને પ્રાપ્ત થાયછે અને પુરાણ દેહનો ત્યાગ કરી નવાં શરીરને પામે છે માટે તત્વદર્શિ એવા જન તેને મૃત્યુ મુખ એ રીતે કહે છે.

॥ देहान्पुराणानुत्सृज्यनवांन्संप्रतिपद्यते ॥

॥ एवंमृत्युमुखंप्राहुर्जनायेतत्वदर्शिनः ॥

इतिश्री म० शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि अर्जुनवाक्ये गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥

---

**वैशंपायनउवाच** ॥ अर्जुनस्यवचःश्रुत्वाभीमसेनोत्यमर्षणः ॥

॥ धैर्यमास्थायतेजस्वीज्येष्टंभ्रातरमब्रवीत् ॥

વૈશંપાયન કહે છે,–હે જનમેજય, અર્જુનનાં વચન સાંભળી, અતિ કોપ શીલ એવા તેજસ્વી ભીમસેન, ધૈર્ય રાખી કેહેવા લાગ્યા કે,–હે રાજન્, જાણ્યા છે ધર્મ જેણે એવા તમે છો તેથી કયારેય કંઇ પણ તમારૂં અવિદિત છે નહિ. ને અમે તમારૂં આચરેલું શીખીએ છીએ પણ સદા તે પ્રમાણે કરવા સમર્થ થતા નથી એવા આપ છો તેથી હે જનાધિપ, જ્યેષ્ઠ ભ્રાતાને મારે કેહેવું એ યોગ્ય નહિ એમ વારંવાર મનમાં થાય છે તથાપિ અતિ દુઃખ થવાને લીધે કહું છું તે આપ સાંભળો. તમારા સંપ્રમોહે સર્વ સંશયિત કર્યું, ને અમને વિકલપણું તથા નિર્બળપણું પ્રાપ્ત થયું. માટે સર્વ શાસ્ત્રમાં વિશારદ એવા તમે લોકના રાજા થઇ દીનપણાથી કુત્સિક પુરૂષની પેઠે મોહને કેમ પ્રાપ્ત થાઓ છો? હે પ્રભો, ઉત્તરકાળ વિષે તથા વર્તમાનકાળમાં લોકની

ગતિ તથા દુર્ગતિ તમે જાણોછો; કેમકે તમારૂં કંઇ પણ અવિદિત નથી માટે હે મહારાજ, રાજ્ય કરવા વિષે હું તમને યુક્તિ કહુ તે એકાગ્ર મને કરી તમે સાંભળો. માણસને બે પ્રકારનો વ્યાધિ ઉત્પન્ન થાય છે. તેમાં એક શારીર ને બીજો માનસ. શરીર સંબંધિ વ્યાધિ ને મન સંબંધિ તે આધિ કેહેવાય. તે બેઉનો પરસ્પર જન્મ છે એટલે આધિથી વ્યાધિ થાય છે અને વ્યાધિથી આધિ થાય છે. તેમજ કહે છે શારીર વ્યાધિથી માનસ આધિ થાય છે, તેમજ માનસ આધિથી શારીર વ્યાધિ થાય એમાં સંશય નહિ. થઈ ગએલા શારીર તથા માનસ દુઃખને જે શોચ કરે તે દુઃખે કરી વળી બીજા દુઃખને પ્રાપ્ત થાય, એ રીતે બે અનર્થને પામે, જેમ કફ, પિત્ત તથા વાત એ ત્રણ શારીર ગુણ છે, તે ગુણોનું સમતાથી રેહેવું એ સ્વસ્થ લક્ષણ એમ કહે છે પણ તેઓમાંથી એકની વૃદ્ધિ થાય તો તેની ચિકિત્સા કરવી જોઇએ; તે કેવી રીતની કે ઉષ્ણદ્રવ્યે કરી શીતનો બાધ થાય ને શીતદ્રવ્યે કરી ઉષ્ણતાનો બાધ થાય. તેમજ સત્વ, રજ ને તમ એ ત્રણ મનના ગુણ છે, તે ગુણોનું જે સામ્ય એ સ્વસ્થનું લક્ષણ અને તેઓમાંથી એકની વૃદ્ધિ થાય, તો તેની ચિકિત્સા કરવી કહેલી છે. હર્ષે કરી શોકનો બાધ થાય તેમજ શોકે કરી હર્ષને બાધ કરાય. કેટલાક મૂઢ સુખ વખતે દુઃખને યાદ કરી શોકથી હર્ષને બાધ કરે છે, અને કેટલાક દુઃખ વખતે સુખને યાદ કરી હર્ષે કરી શોકને બાધ કરે છે. પણ તમે તો જ્ઞાની હોવાથી શારીર તથા માનસ દુઃખથી રહિત છો માટે તમે તો દુઃખી પણ નથી તેમ સુખી પણ નથી, ને સુખદુઃખનું સ્મરણ કરવું પણ તમારે યોગ્ય નથી; વાસ્તે સુખ વખતે દુઃખને તથા દુઃખ વખતે સુખને પણ તમો યાદ કરવા યોગ્ય નથી, તોઅપણ તમે જ્યારે યાદ કરો છો ત્યારે દૈવજ બલવત્તર એમ હું માનું છું. અથવા હે પાર્થિવ, થએલું યાદ કરી જેથી તમે કલેશ પામો છો એવો આ તમારો સ્વભાવ છે ત્યારે પાંડુપુત્રો જોતાં એક વસ્ત્ર પેરેલી રજસ્વલા એવી સભામાં આવેલી દ્રૌપદીને જોઇ તે દ્રૌપદીના કલેશરૂપ દુઃખને શું તમે યાદ કરવા યોગ્ય નથી? તેમજ આપણે મૃગચર્મ પેહેરી નગરમાંથી વનપ્રત્યે ચાલી નિકળ્યા, મહા અરણ્યમાં જઇ નિવાસ કર્યો જટાસુરથી પરિકલેશ થયો, ચિત્રસેન સાથે સંગ્રામ તથા સિંધુ રાજાથી થએલા પરિકલેશને કેમ યાદ કરતા નથી? વળી અજ્ઞાતચર્યા

વિષે દુષ્ટ કીચકે રાજપુત્રી એવી દ્રૌપદીને લાતથી મારી હતી તે કેમ ભૂલી જાઓ છો? હે અરિંદમ, જેમ પૂર્વે પોતા સરખા એવા દ્રોણ તથા ભીષ્મ સાથે તમારે યુદ્ધ થયું હતું તેમ હાલ પોતા સરખા એકલા મન સાથે તમને યુદ્ધ કરવું પ્રાપ્ત થયું છે. જે આ યુદ્ધવિષે બાણ, મિત્ર તથા બંધુઓનું કામ પડે તેમ નથી, કેવળ આત્મા વડેજ લડવાનું છે એવું આ યુદ્ધ તમોને પ્રાપ્ત થયું છે, માટે તે આ યુદ્ધ વિષે મનને જીત્યાવગર જો દેહનો ત્યાગ કરશો તો પાછો બીજો દેહ ધારણ કરી તે મન પ્રાણાદિક સાથે યુદ્ધ કરવું પડશે, વાસ્તે હે ભરતર્ષભ, હમણાંજ જાઓ, મનને જીતવા તૈયાર થઈ તેની સાથે યુદ્ધ કરો. નહિ તો પોતાના કર્મે કરી અવ્યક્તરૂપ મન સંબંધિ બીજું વ્યક્ત રૂપ થશે. યુદ્ધ વિષે તે મનને નહિ જીતો તો અવાચ્ય એવી અવસ્થાને પ્રાપ્ત થશો, માટે હે મહારાજ, એ મનને જીતી કૃતકૃત્ય થશો. પ્રાણિઓનું એવી રીતનું આવવું જવું છે એવી આ બુદ્ધિનો નિશ્ચય કરી પિતા પિતામહ સંબંધિ રાજ્યને યોગ્યતા પ્રમાણે શાસન કરો. યુદ્ધવિષે પાપરૂપ એવો દુર્યોધન ચાકર સહિત હણાયો એ ઘણું સારૂં થયું. ને દ્રૌપદીના કેશપાશની પદવીને તમે પ્રાપ્ત થયા એ પણ ઘણું રૂડું થયું. હે પાર્થ, હવે વિધિપુરઃસર ઘણીક છે દક્ષિણા જેમાં એવા અશ્વમેધે કરી યજન કરો ને અમે તથા વીર્યવાન્ એવા વાસુદેવ, તમારા કિંકર છીએ.

॥ यजस्ववाजिमेधेनविधिवद्दक्षिणावता ॥

॥ वयंतेकिंकराःपार्थवासुदेवश्चवीर्यवान् ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि भीमवाक्ये गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ असंतोषःप्रमादश्चमदोरागोप्रशांतता ॥

॥ बलंमोहोभिमानश्चाप्युद्वेगश्चैवसर्वशः ॥

યુધિષ્ઠિર કહેછે,—અસંતોષ,પ્રમાદ,મદ, રાગ, અપ્રશાંતતા, બળ,મોહ, અભિમાન, તથા ચોતરફથી, ઉદ્વેગ પાપરૂપ એવા એ દુર્ગુણેકરી આવિષ્ટ તું રાજ્યને ઇચ્છે છે, માટે રાજ્યની ઇચ્છા છોડી દઈ તે દુર્ગુણેકરી વિનિ-

મુક્ત એવો તું પ્રશાંત થઇ અત્યંત સુખી થા. કેમકે હે રાજા, એકલો આ અખિલ ભૂમિને શીક્ષા કરે તેને પણ ઉદર એકજ હોય છે ત્યારે તું એ રાજ્યની શું પ્રશંસા કરે છે? હે ભરતર્ષભ, દિવસ તથા માસે કરીને પૂરી થાય નહિ એવી હદવિનાની આશાને પૂરી કરવા ઇચ્છતો તું તારાં આયુષે કરીને પણ પૂરી કરવા સમર્થ થઇશ નહિ. જેમ પ્રદીપ્ત એવો અગ્નિ પ્રજ્વલિત થાય છે તેજ ઇન્ધન વગરનો થાય ત્યારે શાંત થાય છે, તેમ તું ઉઠેલા ઔદર્ય અગ્નિને અલ્પાહારપણાથી શાંત કર. અપ્રાજ્ઞ એવો પુરૂષ, પોતાના ઉદર વાસ્તે ઘણુંક અન્ન ભેગું કરે છે માટે તું પ્રથમ ઉદરનો જય કર એટલે કલ્યાણના ઝીતવાથી તેં પૃથ્વીને ઝીતીજ છે; એટલે કે તારો જયજ છે. મનુષ્યસંબંધિ કામ ભોગની તથા ઐશ્વર્યની તું પ્રશંસા કરે છે પણ અભોગિ તથા તપેકરી કૃશ એવા પુરૂષ, ઉત્તમ સ્થાનને પ્રાપ્ત થાય છે. દેશના યોગ ક્ષેમરૂપ ધર્માધર્મ તારે વિષે રહ્યા છે એ મોટા ભારથી તું મુકત થા ને ત્યાગનો આશ્રય કર. જો કે વ્યાઘ્ર, પોતાના એક ઉદર વાસ્તે ઘણીક હિંસા કરે છે તેથી તેની પાછળ લોભવશ એવા બીજા મંદ પ્રાણિઓ જીવે છે. જે રાજાઓ વિષય ગ્રહણ કરી પછી તેમનો ત્યાગ કરી સંતુષ્ટ થતા નથી એ તેમની બુદ્ધિનો વિપર્યય છે એમ તું જાણ; કેમકે પત્રાહાર કરનાર, પાષાણ ઉપર કુટીને ખાનાર, દાંતરૂપિ બારણાથી ખાંડીને ખાનાર, જળ તથા વાયુ ભક્ષણ કરી રેહેનાર પુરૂષો આ નરકને ઝીતે છે. જે રાજા આ અખિલ પૃથ્વીને શાસન કરે ને તુલ્ય છે પાષાણ તથા કાંચન જેને એવો જે છે તે બેઉમાંથી સમાન દૃષ્ટિવાળો જ્ઞાની કૃતાર્થ થાય; રાજા કૃતાર્થ થાય નહિ. માટે તું પણ સંકલ્પ વિષે નિરારંભ, નિરાશ તથા નિર્મમ થઇ આલોક તથા પરલોકવિષે અશોક તથા અવ્યય એવાં સ્થાનને પ્રાપ્ત થા. ત્યાગ કર્યું છે રાજ્યરૂપ આમિષ જેમણે એવા પુરૂષો શોચ કરતા નથી ત્યારે તું તેવા રાજ્યરૂપ આમિષ વાસ્તે શું કરવા શોચ કરે છે? રાજ્યરૂપ સર્વ આમિષ ત્યાગ કરવાવડે મિથ્યાઅપવાદથી તું મુકત થઇશ. પિતૃયાન તથા દેવયાન નામના બે માર્ગ વિખ્યાત છે, તેમાં યજન કરનારા, પિતૃયાને કરી પિત્રાદિ લોકપ્રત્યે જાય છે, ને નિઃસંગ એવા નિરભિમાન પુરૂષો, દેવયાન માર્ગે કરી મોક્ષને પ્રાપ્ત થાય છે. તેમજ મહર્ષિઓ

તપ, બ્રહ્મચર્ય તથા સ્વાધ્યાએ કરી દેહને મૂકી ઉત્કૃષ્ટ લોકને પ્રાપ્ત થાય છે. લોકવિષે રાજ્યસંગ તથા કર્મની ઇચ્છા એ બેઉ આમિષ કેહેવાય છે. પાપરૂપ એવા તે બેઉ આમિષથી મુક્ત એવો પુરૂષ, પરમપદને પ્રાપ્ત થાય છે. પૂર્વે દ્વંદ્ધ રહિત મોક્ષમાર્ગનો અવલંબન કરતા વિમુક્ત એવા જનકે આવી રીતની ગાથા ગાઇ છે એમ કહે છે, તે કેવી રીતે કે—મારે અનંત એવું વિત્ત છે પણ તેમાંથી કંઇ પણ મારૂં નથી માટે મિથિલાનગરીમાં અગ્નિદાહ થવાથી પણ મારૂં કંઇ બળે નહિ. પર્વતના શિખર ઉપર ઉભેલો પુરૂષ, જેમ પૃથ્વિ વિષે રહેલાને બરાબર દેખે નહિ તેમ મંદ બુદ્ધિવાળો પુરૂષ, પ્રજ્ઞારૂપ પ્રસાદમાં આરૂઢ થઇ શોચ કરવા લાયક નહિ, તથા શોચ કરતાં મનુષ્યોને જુવે નહિ. જે જોવા યોગ્યને જુવે ને કર્તવ્ય અકર્તવ્યને જાણે તેજ ચક્ષુમાન્ તથા બુદ્ધિમાન્. કેમકે અજ્ઞાત વસ્તુને સારી રીતે જણાવવાથી તે બુદ્ધિ કેહેવાય છે અને તેને યુક્ત તે બુદ્ધિમાન્ કેહેવાય. જે વાણીને જાણે તે બ્રહ્મભાવને પ્રાપ્ત થએલા તથા જાણ્યો છે આત્મા જેમણે એવા વિદ્યાવાનોના મધ્યમાં ઘણા માનને પામે પણ તત્વને જાણે નહિ. જ્યારે આકાશાદિક પંચમહાભૂતોનું નાનાપણું એકુ આત્મા વિષે લીન થાય છે અને પાછું તેથીજ વિસ્તૃત થાય છે એમ જાણે ત્યારે બ્રહ્મને પામે. વળી તે મનુષ્ય તે ગતિને પામે પણ અવિદ્વાન્, અલ્પચિત્તવાળા, બુદ્ધિ વિનાના તથા તપ વગરના તે ગતિને પામે નહિ; કેમકે સર્વ બુદ્ધિ વિષે રહ્યું છે.

॥ तेजनास्तांगतिंयांतिनाविद्वांसोल्पचेतसः ॥

॥ नाबुद्धयोनातपसःसर्वंबुद्धौप्रतष्ठितं ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि युधिष्ठिरवाक्ये गुर्जरभाषायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥

---

**वैशंपायनउवाच** ॥ तूष्णींभूतंतुराजानंपुनरेवार्जुनोब्रवीत् ॥

॥ संतप्तःशोकदुःखाभ्यांराजवाक्शल्यपीडितः ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય, એટલું કહી તૂષ્ણીભાવને પ્રાપ્ત થએલા રાજા પ્રત્યે, રાજાના વાક્યરૂપ શલ્યેકરી પીડિત થએલા શોક તથા દુઃખે કરી

તેમ એવા અર્જુન ફરીથી આવી રીતે કહેવા લાગ્યા કે,—હે ભારત, પોતાની સ્ત્રી સાથે વિદેહ રાજાના સંવાદરૂપ પૂર્વે થએલા આ ઇતિહાસને મનુષ્યો કહે છે તે હું કહું તે તમે સાંભળો. રાજ્યને છોડી દઇ ભિક્ષા વાસ્તે કરી છે બુદ્ધિ જેણે, એવા વિદેહ રાજાને દુઃખિત એવી તેની સ્ત્રીએ જે કહ્યું હતું તે હું કહું છું. ધન અપત્ય, મિત્રો તથા વિવિધ પ્રકારનાં રત્નને તથા યજ્ઞાદિ દ્વારા શુદ્ધ કરનાર એવા માર્ગને છોડી દઇ જનકે મૂઢપણાથી ભિક્ષુકાશ્રમનો આશ્રય કરવો ધાર્યો. એ રીતે ભૈક્ષ્યવૃત્તિને આશ્રિત, નિષ્કિંચન, બીજી ચેષ્ટારહિત, ગયો છે મત્સર જેને, ભુંજેલા યવ મુષ્ટિથી નિર્વાહ કરતા નિર્ભય એવા પોતાના તે સ્વામિને જોઇ ક્રુદ્ધ થએલી મનસ્વિની એવી તેની પ્રિય ભાર્યા, તેની પાસે આવી એકાંતમાં યુક્તિ યુક્ત આવી રીતનું વચન કહેવા લાગી કે,—હે રાજન્, ધનધાન્ય સમન્વિત એવા પોતાના રાજ્યને છોડી દઇ ભિક્ષુકી વૃત્તિનો આશ્રય કરી કેમ ભ્રષ્ટ એવા યવ મુષ્ટિથી નિર્વાહ કરોછો? એમ કરવું તમને યોગ્ય નથી. કેમકે મોટા રાજ્યનો ત્યાગ કરી યવમુષ્ટિરૂપ સ્વલ્પમાં સંતુષ્ટ થાઓ છો માટે એટલું ગ્રહણ કરવાથી પણ તમારી પ્રતિજ્ઞા તો અન્યથા થઇ ને આ તમારી વિચેષ્ટા પણ અન્યથા થઈ ને હે રાજન્, આ મુષ્ટિધાને કરી અતિથી દેવ ઋષિ તથા પિતૃઓને પણ પોષણ કરવા તમે શક્ય થઇ શકો તેમ નથી માટે આ તમારો પરિશ્રમ ફોગટ છે. તમે ક્રિયાહીન થઇ ચાલી નિકળવા તૈયાર થયા તેથી દેવ અતિથી તથા પિતૃઓ એ સર્વેએ તમારો ત્યાગ કર્યોછે, જે તમે વેદત્રયીએ કરી વૃદ્ધ એવા હજારો બ્રાહ્મણ તથા લોકના ભર્તા થઈ આ ટાણે તેઓવડે પોતાનું ઉદર ભરવાની ઇચ્છા કરોછો. પ્રદીપ્ત એવી લક્ષ્મીનો ત્યાગ કરી આજ તમે શ્વાનની પેઠે ઉદર પૂરણાર્થ ફરશો માટે આજ તમારી માતા પુત્ર વગરની અને ભાર્યા પતિ વગરની થઇ. ધર્મની છે કામના જેમને એવા ફલાર્થી કૃપણ આ ક્ષત્રિઓ, તમારા અનુગ્રહની આકાંક્ષાથી તમને સેવતા હતા. તેમની આશાને વિફળ કરી તમે કયા લોકને પ્રાપ્ત થશો? તમને કોઇ પણ લોક નહિ મળે. તેમ હે રાજન્, મોક્ષ સંશયિત છે ને પ્રાણિઓ પ્રારબ્ધાધીન છે તેમ છતે તમે ધર્મ પત્નીઓનો ત્યાગ કરી જીવવાને ઇચ્છોછો માટે પાપકર્મિ એવા તમારા બેઉ લોક બગડશે. માટે તમે માળાઓ, ગંધ, અલંકાર તથા વિવિધ પ્રકારનાં વસ્ત્રને છોડી દઇ ક્રિયાહીન થઈ શું કરવા ચાલી નીકળો

છો. તમે સર્વ ભૂતના પવિત્ર એવા મોટા જલાશયની પેઠે તથા ફળિત વૃક્ષની પેઠે આશ્રયરૂપ થઈ ઉદર વાસ્તે બીજાઓની કેમ ઉપાસના કરશો ? સર્વ કર્મના ત્યાગે કરી ઉપેત એવા હસ્તિને પણ માંસ ખાનાર એવા ઘણાક પ્રાણિઓ તથા ઘણાક કૃમિઓ, ભક્ષણ કરે છે ત્યારે સર્વ પુરૂષાર્થહીન એવા તમને ભક્ષણ કરે તેમાં તો શુંજ કેહેવું. જે આ તમારી કુંડિકાને, ત્રિદંડને તથા તમારાં વસ્ત્રને હરણ કરે તે વિષે તમારૂં મન કેવી રીતનું થાય. સર્વનો ત્યાગ કરી જે આ ધાના મુષ્ટિનો સ્વિકાર કરો છો એ ધાના મુષ્ટિ સરખુંજ સર્વ રાજ્યાદિક છે; કેમકે સંગિપણું બેઉ વિષે સમાન છે માટે આ શું કરો છો ? ને જ્યારે ધાના મુષ્ટિ વાસ્તે ચેષ્ટા કરતી રહે છે ત્યારે સર્વ સંગ ત્યાગરૂપ તમારી પ્રતિજ્ઞા તો વ્યર્થજ થાય છે ને કદી તમોને જ્ઞાન છે તો ઘરમાં રેહેવાથી પણ હું તમારી કોણ છું તમે મારા કોણ મારે વિષે તમારો અનુગ્રહ પણ શું છે. વાસ્તે હે રાજન્, તમારે જ્યારે સ્વીકાર તો છેજ ત્યારે પૃથ્વિને શીક્ષા કરો અને પ્રાસાદ, શયન, યાન, વસ્ત્ર તથા આભરણોનો સ્વીકાર કરો. લક્ષ્મીએ કરીને હીન, નિર્ધન, ત્યાગ કર્યા છે મિત્ર જેમણે નિષ્કિંચન પરમ સુખને ઇચ્છનાર સંન્યાસિઓએ ધારણ કરેલાં કુંડિકાદિકને જોઇ જે પોતે પણ તે રીતે કરે છે તે શું રાજ્યાદિક સર્વનો ત્યાગ કરે છે ? નથી કરતો, ને ઉલટો ઉચિત પરિગ્રહનો ત્યાગ કરી અનુચિત એવો બીજો પરિગ્રહ કરે છે. જે જે હમેશ ભિક્ષા માગે ને જે સદા દાન આપે તેઓમાં અંતર તમે જાણો ને તેઓમાં શ્રેષ્ઠ કોણ કેહેવાય, સદા યાચના કરનાર તથા દંભાન્વિત એવા સંન્યાસિઓને દક્ષિણા દેવી તે દાવાનળમાં આહુતિ આપવા સરખું છે. હે રાજન્, જેમ અગ્નિ કાષ્ટને બાળ્યા વગર શાંત થાય નહિ તેમ યાચના કરનાર દ્વિજ પણ કલેશોને બાળ્યા વગર શાંત થાય નહિ. લોક વિષે અન્ન દેનારા સંન્યાસિઓનું નિશ્ચલ એવું જીવન છે. માટે દાતા એવો રાજા જો ન હોય તો મોક્ષને ઇચ્છનારા સંન્યાસિઓ પણ કયાંથી ? આ લોક વિષે ગૃહસ્થ તથા ભિક્ષુકો અન્નથીજ છે, કેમકે અન્નથી પ્રાણી ઉત્પન્ન થાય છે. માટે અન્ન દેનારને પ્રાણ દેનાર જાણવો. ગૃહસ્થ થકી જૂદા પડેલાને ગૃહસ્થોનોજ છે આશ્રય જેમને એવા દાંત સંન્યાસિઓ પ્રભવ તથા પ્રતિષ્ઠાને પ્રાપ્ત થઇ રહે છે. ત્યાગથી, મૂઢપણાથી તથા યાચનાથી સંન્યાસિ થવાતું નથી પણ સરલ થઇ જે અર્થ

નો ત્યાગ કરે તે સંન્યાસી કેહેવાય, કારણ સહજથી ભિક્ષુક થવાતું નથી. હે મહીપતે, આસક્તિ રહિત નિઃસંગ મુકાયા છે બંધન જેના શત્રુ તથા મિત્રવિષે સમાન એવો જે આસક્તની પેઠે વ્યવહાર કરે તે મુકત થાય. નાનાપ્રકારના પાશથી બંધાયલા ધનને ખોળતા કાષાય વસ્ત્ર પેરેલા માથું મુંડાવેલા કેટલાક દાન ગ્રહણ કરવા સારૂ ફોગટ સંન્યાસ ગ્રહણ કરે છે. વેદત્રયીનું પઠન તથા જીવિકાનો ત્યાગ કરી જેઓ પોતાના પુત્રોને ઘેર ભિક્ષા વાસ્તે જાય છે નિર્બુદ્ધિ એવા તે ત્રિદંડ તથા વસ્ત્રને ફોગટ ગ્રહણ કરે છે. રાગાદિ દોષ ટળ્યા વગર જેઓ કાષાય વસ્ત્ર ધારણ કરે છે ધર્મધ્વજ એવા મુંડાવેલા તે જીવિકા વાસ્તે કાષાય ધારણ કરે છે એવી મારી મતિ છે. હે મહારાજ, નગ્ન, મુંડ તથા જટા ધરનાર સાધુઓને, કાષાય, અજીન તથા ચીર વસ્ત્રેકરી પોષણ કરતા જીતેન્દ્રિય એવા તમે લોકોને ઝીતો. જે પિત્રાદિક વાસ્તે અગ્નિમાં આહુતિ આપે, ગુરૂઓ વાસ્તે દાન આપે, સારી દક્ષિણાવાળા યજ્ઞ કરે, તથા ભોજનથી પૂર્વે દિવસે દિવસે દાન આપે તેથી બીજો ધર્મિષ્ઠ કોણ? અર્જુન કહે છે,— હે ધર્મરાજ, લોકવિષે જનક તત્વજ્ઞ એમ કેહેવાય છે તે પણ આ રીતે મોહ સંપન્ન થયો હતો માટે તમે મોહ વશ થાઓ માં. આ રીતે ધર્મને અનુસરતા સદા દાન તથા તપવિષે તત્પર સરલતારૂપ ગુણેકરી યુકત કામ ક્રોધ રહિત પ્રજાનું પાલન કરવામાં યુકત ઉત્તમ દાન કરનારા, ગુરૂ તથા વૃદ્ધની સેવા કરનાર યથાવિધિ દેવતા અતિથિ તથા પ્રાણિઓનો સત્કાર કરતા બ્રહ્મણ્ય તથા સત્યવાદિ એવા આપણે ઇષ્ટ એવાં સ્થાનને પ્રાપ્ત થઇશું.

॥ देवतातिथिभूतानांनिर्वपंतोयथाविधि ॥
॥ स्थानामिष्टमवाप्स्यामोब्रह्मण्याःसत्यवादिनः ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजध० अर्जुनवाक्ये गुर्जरभाषायां
॥ अष्टादशोऽध्यायः ॥ १८ ॥

**युधिष्ठिरउवाच** ॥ वेदाहंतातशास्त्राणिअपराणिपराणिच ॥
॥ उभयंवेदवचनंकुरुकर्मत्यजेतिच ॥

યુધિષ્ઠિર કહે છે,—હે તાત, હું વેદ તથા ધર્મશાસ્ત્ર પણ જાણું છું. વેદમાં કર્મ કરવા અને કર્મનો ત્યાગ કરવો એ બેઉ વચન છે. તેમની વ્યવસ્થા યથાવિધિ હું જાણુંછું. પ્રાચીનોએ પણ વ્યવસ્થા દેખાય નહિ એવો તે શાસ્ત્રોનો યુક્તિથી નિશ્ચય કરેલો છે. તું તો કેવળ અસ્ત્રજ્ઞ એવો વીરવ્રત સમન્વિત છે, કોઇ રીતે પણ તું તત્વથી શાસ્ત્રાર્થ જાણવા સમર્થ નથી. કારણ શાસ્ત્રાર્થમાં સૂક્ષ્મ દર્શિત તથા ધર્મ નિશ્ચયમાં કોવિદ જે હોય તેમને જે રીતે તું કહે છે તેમ કેહે નહિ. તથાપિ ભ્રાતૃસ્નેહને લીધે તેં જે યુક્ત વા અયુક્ત વચન મને કહ્યાં તેથી હે કૌંતેય, હે અર્જુન, હું પ્રસન્ન થયો છું. સર્વ યુદ્ધ ધર્મમાં તથા ક્રિયા નિપુણતા વિષે તારા સરખો ત્રણ લોક વિષે કોઇ છે નહિ. ધર્મ પ્રતિપાદક શાસ્ત્ર અતિ સૂક્ષ્મ હોવાથી તારા જાણવામાં આવે તેમ નથી માટે હે ધનંજય, તું મારી બુદ્ધિપ્રત્યે શંકા કરવા યોગ્ય નથી. તું કેવળ યુદ્ધ શાસ્ત્ર જાણનારજ છે, તેં વૃદ્ધોની સેવા કરી નથી, તેથી સંક્ષિપ્ત તથા વિસ્તારને જાણનાર એવા જ્ઞાનિઓના નિશ્ચયને તું જાણતો નથી. જેમની કલ્યાણવિષે બુદ્ધિ છે એવા પુરૂષોનો એવો નિશ્ચય છે કે, તપ, ત્યાગ અને અનિર્દેશ્ય એવું બ્રહ્મ એ ઉત્તરોત્તર એક બીજાથી શ્રેષ્ઠ છે. હે પાર્થ, તું ધનનેજ સર્વથી ઉત્કૃષ્ટ માને છે પણ તેમ નથી, તે વિષે હું કહું છું. જો કે તપ તથા સ્વાધ્યાયશીલ એવા જન ધાર્મિક દેખાય છે. તપોયુક્ત એવા ઋષિઓ સનાતન લોકને પ્રાપ્ત થાય છે. તેમજ નથી ઉત્પન્ન થયા શત્રુઓ જેમને એવા અરણ્યવિષે રેહેનાર ધીર બીજા ઘણાક વનવાસિઓ, સ્વાધ્યાએ કરી સ્વર્ગ પ્રત્યે ગયા. કેટલાક આર્ય પુરૂષો વિષયના નિગ્રહથી અબુદ્ધિજન્ય અજ્ઞાનનો ત્યાગ કરી ઉત્તર માર્ગેકરી ત્યાગવાનના લોકોને પ્રાપ્ત થાય છે. ને ક્રિયાવાન્ પુરૂષો, સ્મશાનમાં દેહ ત્યાગ કરી ભાસ્વાન્ એવા દક્ષિણ દિશાવિષે રહેલા લોકને પ્રાપ્ત થાય છે. અને મોક્ષને ઇચ્છનારા જે ગતિને પ્રાપ્ત થાય છે તે ગતિ અનિર્દેશ્ય છે, તે યોગથી પ્રાપ્ત થાય છે માટે યોગજ સર્વોત્કૃષ્ટ છે તે તને જણાવવા શક્ય થવાય તેમ નથી; કેમકે તે વિષે તું અનધિકારી છે. કેટલાક કવિઓ શાસ્ત્રો જોઇ તેમાંથી સાર ગ્રહણ કરી અસારનો ત્યાગ કરી સારા નિશ્ચયવાળા થાયછે, કેટલાક વેદવાદ તથા વેદાંતને અતિક્રમણ કરી કેળના થાંભલાને ચિરવાથી જેમ કંઇ પણ સારને દેખે નહિ તેમ સારને દેખતા નથી. કેટલાક એકાંતનો

ત્યાગ કરી પાંચ ભૌતિક શરીર વિષે રહેલા આત્માને મારૂં આ થાઓ ઇત્યાદિ ચિન્હથી ઇચ્છાદિમાન્ કહે છે. પણ વસ્તુતાએ તે આત્મા મનવાણીથી અગોચર તથા સૂક્ષ્મ છે પણ અવિદ્યાએકરી હું બ્રાહ્મણ છું હું ગૃહસ્થ છું એમ કહે છે. ને જીવ રૂપેકરી ભૂત પ્રાણિ માત્રવિષે રહે છે. માટે મનને આત્માવિષે સુમુખ કરી તૃષ્ણાનો નિગ્રહ પૂર્વક કર્મ સંતતિનો ત્યાગ કરી જ્યારે નિરભિમાન થાય ત્યારે તે સુખી થાય. હે અર્જુન, સત્પુરૂષોએ સેવન કરેલા સૂક્ષ્મ બુદ્ધિએ કરી ગમ્ય એવા આ માર્ગ છતે અનર્થ યુક્ત એવા અર્થની તું કેમ પ્રશંસા કરે છે? હે ભારત, ક્રિયા, દાન,યજ્ઞ તથા કર્મ વિષે નિરંતર પ્રીતિમાન્ એવા કર્મકાંડ જાણનારાઓ પણ એ રીતે અર્થને અનર્થપણાએ કરી જુવે છે ત્યારે જ્ઞાનિ જુવે તેમાં તો શુંજ કહેવું? દુઃખે કરીને પણ સિદ્ધાંત સમજાવી શકાય નહિ એવા પંડિત તર્ક કરનારા, દૃઢ છે પૂર્વનો સંસ્કાર જેમને, મૂઢ, આ નથી આ નથી એમ બોલનાર, જૂઠાનું અપમાન કરનાર, મનુષ્યોની સભામાં બોલનાર, બહુશ્રુત, જે અમે નથી જાણતા તે બીજો કોણ જાણવા યોગ્ય છે એમ કહેનાર, પ્રાજ્ઞ, શાસ્ત્ર વિત્તમ, શાસ્ત્ર ભણેલા, મોહોટા, કેટલાક વાચાળ પુરૂષો, સમગ્ર પૃથ્વી પ્રત્યે ફરે છે, પણ હે કૌંતેય, તત્વવેત્તા પુરૂષ છે તે તપે કરી વૈરાગ્યને પામે, જ્ઞાનથી બ્રહ્મને પામે ને ત્યાગે કરી સદા સુખને પ્રાપ્ત થાય.

॥ तपसामहदाप्नोतिबुद्ध्यावैविंदतेमहत् ॥

॥ त्यागेनसुखमाप्नोतिसदाकौंतेयतत्ववित् ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन प० युधिष्ठिरवाक्ये गुर्जरभाषायां एकोनविंशतितमोऽध्यायः ॥ १९ ॥

**वैशंपायनउवाच** ॥ अस्मिन्वाक्यांतरेवक्तादेवस्थानोमहातपाः ॥

॥ अभिनीततरंवाक्यमित्युवाचयुधिष्ठिरं ॥

વૈશંપાયન કહેછે,—હે જનમેજય, આ વાક્યને અવસરે વક્તા એવા મહા તપસ્વી દેવસ્થાન, યુધિષ્ઠિર પ્રત્યે અતિશય યુક્તિમાન્ એવું આવી રીતનું વાક્ય કહેવા લાગ્યા. દેવસ્થાન કહે છે,—હે યુધિષ્ઠિર, ધન થકી બીજું શ્રેષ્ઠ નથી એમ તમને જે અર્જુને કહ્યું તે વિષે હું કહું તે એકાગ્ર મને કરી તમે

સાંભળો. હે અજાત શત્રો, હે રાજન્, સમગ્ર પૃથ્વીને ધર્મથી તમે જીત્યા છો તેને હવે વિનાકારણ તમે છોડી દેવા યોગ્ય નથી. તેમ બ્રહ્મને પ્રાપ્ત થવાની ચાર આશ્રમરૂપ ચાર પગથીયાંવાળી નિસરણી છે, તે પ્રત્યે હે પાર્થ, હે મહાબાહો, તમે ક્રમે કરી જવા યોગ્ય છો, માટે હાલ તો હે પાર્થ, ઘણીક જેમાં દક્ષિણા છે એવા મોટા યજ્ઞે કરી યજન કરો. હે પાર્થ, કેટલાક સ્વાધ્યાયરૂપ યજ્ઞ કરનાર, કેટલાક જ્ઞાનરૂપી યજ્ઞવાળા, તેમજ કેટલાક કર્મનિષ્ઠ, ને કેટલાક તપોનિષ્ઠ હોયછે એમ જાણો. ને હિરણ્યગર્ભઉપાસકનાં વચન જે રીતે સંભળાય છે તે પ્રમાણે હું કહું તે સાંભળો. જે યજ્ઞાદિક વાસ્તે રાજા બીજાઓ પાસેથી ધનની ઇચ્છા કરે તે ઇચ્છા ન કરવી એજ સારૂં, તે બ્રાહ્મણધર્મને જો ક્ષત્રિય આશ્રય કરે તો તે મોટો દોષ ભાગી થાય. રાજાઓને સમગ્ર એવો ધનસંગ્રહ યજ્ઞ વાસ્તે છે, તેમ છતે જેઓ પોતાનો દેહ તથા સમગ્ર એવું ધન, અયોગ્ય કર્મમાં સમર્પણ કરે અને યોગ્ય કર્મમાં ન કરે તો બુદ્ધિએ કરી દૂષિત એવો તે, આત્મદ્રોહજન્ય પોતાને પ્રાપ્ત થતી ભ્રૂણહત્યાને તે જાણતો નથી. એ રીતે યોગ્ય તથા અયોગ્યના અપરિજ્ઞાનથી શુદ્ધિધર્મ પણ દુષ્કર છે. વિધાતાએ ધનને યજ્ઞ વાસ્તેજ ઉત્પન્ન કર્યું છે, તેથી વેદ આજ્ઞા પ્રમાણે યજ્ઞ વાસ્તેજ પુરૂષ ધનનું રક્ષણ કરે છે. માટે સર્વ ધનનો યજ્ઞવિષેજ ઉપયોગ કરવો. તેથી અભિષ્ટસિદ્ધિ થાયછે. ઇંદ્ર પણ રત્નવાન્ એવા વિવિધપ્રકારના યજ્ઞે કરી સર્વ દેવતામાં શ્રેષ્ઠ થઈ ઘણું તેજ તથા ઈંદ્રપણાને પ્રાપ્ત થએલો તે શોભે છે, માટે સર્વ યજ્ઞમાંજ ઉપયોગ કરવું. ચર્મનું છે વસ્ત્ર જેને એવા મહાત્મા મહાદેવ પણ સર્વ યજ્ઞમાં પોતાના આત્માની આહુતી આપી દેવના દેવ થયા ને સર્વ લોકમાં પોતાની સુંદર કીર્તિનો વિસ્તાર કરી કાંતિમાન્ એવા તે શોભેછે. ઈંદ્રથી અધિક ધનવાન્ મરૂત્તરાજાએ સુવર્ણમય યજ્ઞપાત્ર કરી યજ્ઞાનુષ્ઠાન કર્યું હતું. તે યજ્ઞમાં સાક્ષાત્ લક્ષ્મી પોતે પધાર્યાં હતાં. હે પાર્થિવેંદ્ર, તમે સાંભળેલો પુણ્યવાન્ હરિશ્ચંદ્ર, યજ્ઞથી યજન કરી શોક રહિત એવો તે, પોતે મનુષ્ય છતે સમૃદ્ધિએ કરી ઈંદ્રને જય પામ્યો હતો. માટે યજ્ઞવિષેજ સર્વ ઉપયોગ કરવું.

॥ हरिश्चंद्रःपार्थिवेंद्रश्रुतस्तेयज्ञैरिष्ट्वापुण्यभाग्वीतशोकः ॥

॥ ऋद्धयाशक्रंयोजयन्मानुषःसुन्‌तस्माद्यज्ञेसर्वमेवोपयोज्यं ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मा० देवस्थानवाक्ये गुर्जरभाषायां विंशतितमोऽध्यायः ॥ २० ॥

---

**देवस्थानउवाच** ॥ अत्रैवोदाहरंतीममितिहासंपुरातनं ॥
॥ इंद्रेणसमयेपृष्ठोयदुवाचबृहस्पतिः ॥

દેવસ્થાન મુનિ કહે છે, આ ઠેકાણે સમયસર ઇંદ્રે પૂછ્યું ત્યારે બૃહસ્પતિએ જે કહ્યું છે એ પ્રાચીન ઇતિહાસ હું કહું તે તમે સાંભળો. સંતોષ અત્યંત સ્વર્ગને આપનાર છે, પરમ સુખરૂપ છે, સંતોષથી બીજું કંઇ પણ શ્રેષ્ઠ છે નહિ. જ્યારે માણસ, કૂર્મ જેમ ચોતરફથી પોતાનાં અંગ પોતાવિષે પ્રવિલાપન કરે તેમ જાગ્રદાદિ વિષય પોતાવિષે પ્રવિલાપન કરે ત્યારે સ્વયંપ્રકાશ એવો આત્મા થોડા વખતમાં પોતાના સ્વરૂપ વિષેજ સંતુષ્ટ થાય. એ રીતે સ્વસ્વરૂપનિષ્ટ એવો જ્ઞાની, પોતાથી વ્યતિરિક્ત બીજો ન હોવાથી ભય પામે નહિ, તેમ તેથી પણ બીએ નહિ એવો થાય ત્યારે તે કામ તથા દ્વેષને જીતનાર તે આત્માને જુવે; જ્યારે એ, સર્વ ભૂતનો દ્રોહ કરે નહિ ને મન કર્મ તથા વાણીએ કરી કંઈ આકાંક્ષા પણ રાખે નહિ ત્યારે બ્રહ્મને પામે. હે કૌંતેય, હે ભારત, એ રીતે માણસો, પોતાના અધિકાર પ્રમાણે જેવાં જેવાં કર્મ કરે છે તેવાં ફળને પ્રાપ્ત થાય છે. એટલે કે સર્વ ભૂતને ભય આપનાર ભયને પ્રાપ્ત થાય છે ને અભય આપનાર અભયને પ્રાપ્ત થાય છે એમ તમે જાણો, ને સારી રીતે પ્રજાનું પાલન કરી તમે પણ અભયને પ્રાપ્ત થાઓ. આ લોકવિષે કેટલાક સામની પ્રશંસા કરે છે, કેટલાક યત્નની પ્રશંસા કરે છે, કેટલાક ધ્યાનની પ્રશંસા કરે છે, કેટલાક એકનેજ અવસ્થા ભેદે કરી સામ તથા યત્નની પ્રશંસા કરે છે, કેટલાક યજ્ઞની, કેટલાક સંન્યાસની, કેટલાક દાનની તથા કેટલાક પ્રતિગ્રહની પ્રશંસા કરે છે, કેટલાક સર્વનો પરિત્યાગ કરી તૂષ્ણી ભાવને પ્રાપ્ત થએલા ધ્યાન કરતા રહે છે. કેટલાક શત્રુ સંહારપૂર્વક રાજ્યની પ્રશંસા કરે છે, કેટલાક પ્રજા પાલનની પ્રશંસા કરે છે. ને કેટલાક એકાંતનિવાસની પ્રશંસા કરે છે. એ સર્વનો વિચાર કરી વિદ્વાન્ લોકોએ આવી રીતે નિશ્ચય કરેલો છે જે કોઇપણ પ્રાણિનો દ્રોહ ન થાય એવો જે ધર્મ તે સત્પુરૂષોનો સંમત છે. ને અદ્રોહ, સત્ય-

વચન, અન્નાદિકનો સંવિભાગ, દયા, દમ, બાહ્યેન્દ્રિયનો નીગ્રહ પોતાની સ્ત્રિયો વિષે પુત્રોત્પાદન, મૃદુતા, લજ્જા, અચંચલતા, એજ ઇષ્ટ એવો મુખ્ય ધર્મ છે, એમ સ્વાયંભુવ મનુએ પણ કહ્યું છે. માટે હે કૌંતેય, તમે પણ પ્રયત્નથી પ્રજાનું પ્રતિપાલન કરો. કેમકે રાજવિષે રહેલો નિરંતર પોતાને વશ, તુલ્ય છે પ્રિય તથા અપ્રિય જેને, યજ્ઞાવશિષ્ટ ખાનાર, શાસ્ત્રાર્થના તત્વને જાણનાર, અસાધુને નિગ્રહ કરવામાં તત્પર, સાધુઓના સંગ્રહમાં પ્રીતિમાન્, પ્રજાને ધર્મમાર્ગે સ્થાપન કરી પોતે ધર્મથી વરતનાર, પછી વૃદ્ધ અવસ્થામાં પુત્રને રાજ્ય આપી વનમાં જઈ વાનપ્રસ્થધર્મના આશ્રયથી વન્ય એવાં ફળ મૂળથી વરતનાર સાવધાનપણાથી શાસ્ત્રોક્ત વિધિથી કર્મ કરનાર, એવા ધર્મનિશ્ચયવાળા તે ક્ષત્રિયને આ લોક તથા પરલોક બેઉ સફળ થાય છે. તેમ મુક્તિમાર્ગ અતિ દુષ્પ્રાપ્ય છે તથા તેમાં વિઘ્ન પણ ઘણાં છે એવું મારૂં મત છે, માટે રાજાઓને તો પ્રજાપાલન કરવું એજ શ્રેષ્ઠ ધર્મ છે. આવી રીતે ધર્મ પાળનાર, સત્ય દાન તથા તપમાં તત્પર ક્રૂરતારહિત સદ્ગુણેકરી યુક્ત, કામક્રોધરહિત, પ્રજાનું પાલન કરવામાં યુક્ત, ઉત્તમ ધર્મનો આશ્રય કરેલા ગાય તથા બ્રાહ્મણવાસ્તે યુદ્ધ કરનાર ક્ષત્રિયો, ઉત્તમ ગતિને પ્રાપ્ત થયા છે. એજ રીતે હે પરંતપ, રૂદ્ર વસુ, આદિત્ય સાધ્યદેવ, તથા આ ધર્મનો આશ્રય કરેલા રાજર્ષિ સંઘ, એ સર્વ સાવધાનપણાથી પુણ્ય એવાં પોતાનાં કર્મ કરી સ્વર્ગને પ્રાપ્ત થયા છે.

॥ एवंरुद्राःसवसवस्तथादित्याःपरंतप ॥

॥ साध्याराजर्षिसंघाश्चधर्ममेतंसमाश्रिताः ॥

॥ अप्रमत्तास्ततःस्वर्गंप्राप्ताःपुण्यैःस्वकर्मभिः ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि देवस्थानवाक्ये गुर्जरभाषायां एकविंशतितमोऽध्यायः ॥ २१ ॥

**वैशंपायनउवाच** ॥ अस्मिन्नेवांतरेवाक्यंपुनरेवार्जुनोब्रवीत् ॥

॥ निर्विण्णमनसंज्येष्ठमिदंभ्रातरमच्युतं ॥

વૈશંપાયન કહેછે,—એટલામાં વળી અર્જુન, ખેદયુક્ત છે મન જેનું ધર્મ યુક્ત એવા મોટાભાઇ પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, હે નરશ્રેષ્ઠ, હે

ધર્મજ્ઞ, ક્ષત્રિધર્મથી શત્રુઓને ઝીતી સુદુર્લભ એવા રાજ્યને પ્રાપ્ત થઇ શું કરવા અત્યંત તપાયમાન થાઓ છો? હે મહારાજ, ક્ષત્રિયોને સંગ્રામમાં મરવું એજ શ્રેષ્ઠ છે, માટે તમે તે સંબંધિ કલેશ છોડી દઇ ઘણાક યજ્ઞથી યજન કરો. તપ, ત્યાગ તથા પ્રેત્ય ધર્મ વિધિ બ્રાહ્મણોને કહ્યો છે, ક્ષત્રિયોને તો સંગ્રામવિષે મરણ વિહિત છે. ક્ષત્રિધર્મ અતિ ભયંકર છે એમ શાસ્ત્રમાં કહેલું છે માટે હે ભરતશ્રેષ્ઠ, હે પ્રભો, ક્ષત્રિયનો વધ સંગ્રામમાંજ શસ્ત્રે કરી થવો જોઇએ. હે રાજન્ ક્ષત્રિય બ્રહ્માથી ઉત્પન્ન થયા છે માટે ક્ષત્રિધર્મથી વરતતા બ્રાહ્મણનું જીવિત પણ લોકવિષે પ્રશસ્ત કેહેવાય છે. સંન્યાસ, યાચના, તપ તથા પારકા ધનથી જીવિકા એ ક્ષત્રિયને અતિ નિષિદ્ધ છે, માટે સર્વ ધર્મને જાણુ-નાર, ધર્માત્મા, બુદ્ધિમાન્, લોક વિષે નિપુણ, પરાવર જાણનાર, પ્રજાને રંજન કરનાર એવા તમે સંતાપથી ઉત્પન્ન થએલા શોકનો ત્યાગ કરી કર્મ કરવા વિષે સન્નિદ્ધ થાઓ. ક્ષત્રિયનું હ્રદય વજ્ર સરખું કઠિન હોય છે તેથી તમને શોક કરવો યોગ્ય નથી, માટે હે મનુષ્યેંદ્ર, ક્ષત્રધર્મથી શત્રુઓને ઝીતી ચક્રવર્તિ રાજ્યને પામી જીત્યો છે આત્મા જેણે એવા તમે યજ્ઞ તથા દાનમાં તત્પર થાઓ. બ્રાહ્મણનો પુત્ર ઇન્દ્ર, કર્મે કરી ક્ષત્રિય થયા, અને પાપવૃત્તિવાળા આઠસો દશ પોતાના જ્ઞાતીયને હણ્યા. હે વિશાંપતે, ઇન્દ્રનું તે કર્મ પૂજ્ય તથા પ્રશંસ્ય થયું. ને તે કર્મથીજ તે દેવતાઓના ઇન્દ્રપણાને પ્રાપ્ત થયા એમ અમે સાંભળ્યું છે, વાસ્તે હે મહારાજ, તમે પણ ઇન્દ્રની પેઠે સંતાપ રહિત થઇ ઘણીક છે દક્ષિણા જેમાં એવા યજ્ઞે કરી યજન કરો. હે મનુષ્યેંદ્ર, હે ક્ષત્રિયર્ષભ, થઇ ગયલી બાબતોનો કંઇ પણ શોચ કરો માં. સંગ્રા-મમાં મરણ પામેલા શસ્ત્રપૂત એવા તે તો પરમ ગતિને પ્રાપ્ત થયા. હે ભ-રતર્ષભ, જે થયું તે અવશ્ય ભાવિ હતું માટે હે રાજશાર્દૂલ, અદૃષ્ટને કોઇ પણ અતિક્રમણ કરવા સમર્થ થતું નથી.

॥ भवितव्यंतथातच्चयद्वृत्तंभरतर्षभ ॥

॥ दिष्टंहिराजशार्दूलनशक्यमतिवार्तितुं ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि अर्जुनवाक्ये

गुर्जरभाषायां द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

**વૈશંપાયનઉવાચ** ॥ एवमुक्तस्तुकौंतियोगुडाकेशनपांडवः ॥

॥ नोवाचकिंचित्कौरव्यस्ततोद्वैपायनोब्रवीत् ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય, એ રીતે અર્જુને જેને કહ્યું એવા કુરૂ કુળમાં ઉત્પન્ન થએલા કુંતિપુત્ર પાંડવ યુધિષ્ઠિર, કંઇ પણ બોલ્યા નહિ. તે વખતે દ્વૈપાયન વ્યાસજી, યુધિષ્ઠિર પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, હે સૌમ્ય, હે યુધિષ્ઠિર, અર્જુને જે વચન તમને કહ્યાં તે સત્ય છે. શાસ્ત્ર જોતાં ગૃહસ્થાશ્રમ ધર્મ પરમ શ્રેષ્ઠ છે. હે ધર્મજ્ઞ, તમે શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે યથાવિધિ સ્વધર્મનું આચરણ કરો. ગાર્હસ્થ્યનો ત્યાગ કરી ક્ષત્રિય એવા તમને સંન્યાસ કહેલો નથી. હે મહીપતે, ગૃહસ્થની પાછળ દેવતાઓ, પિતૃઓ, અતિથી તથા ચાકર, એટલા જીવે છે, માટે ગાર્હસ્થ્યનો આશ્રય કરી તેમનું પોષણ કરો. હે જનાધિપ, પક્ષિ, પશુઓ તથા બીજા પ્રાણિઓને પણ ગૃહસ્થો પોષણ કરે છે માટે સર્વેથી ગૃહસ્થાશ્રમી શ્રેષ્ઠ છે. માટે હે પાર્થ, દુર્બળ ઇન્દ્રિયો વાળાઓએ દુઃખે કરી બની શકે નહિ એવા આ ચારેય આશ્રમના આશ્રયભૂત વિધિને તમે આચરો. સંમગ્ર એવું વેદજ્ઞાન પણ તમોને છે, તેમ મોટું એવું તપ પણ તમે કર્યું, હવે મુખ્યની પેઠે પિતૃપિતામહ સંબંધિ રાજ્યને તમે વહન કરવા યોગ્ય છો. તપ, યજ્ઞ, વિદ્યા, ભિક્ષા, ઇન્દ્રિય સંયમ, ધ્યાન, એકાંત શીલતા, સંતોષ અને શક્તિ પ્રમાણે શાસ્ત્ર જ્ઞાન, એ સર્વ ચેષ્ટા બ્રાહ્મણોને સિદ્ધિકારક છે. તમે તો સર્વ જાણો છો તથાપિ ક્ષત્રિયોને શું સિદ્ધિકારક છે તે હું કહુંછું,—યજ્ઞાનુષ્ઠાન, વિદ્યોપાર્જન, લક્ષ્મી પ્રત્યે અસંતોષ, દંડ ધારણ કરવો, ઉગ્રપણું, પ્રજાનું પરિપાલન, સમગ્ર વેદનું જ્ઞાન, વિવિધ પ્રકારનું તપોનુષ્ઠાન, ઘણાક દ્રવ્યનું સંપાદન અને પાત્ર વિષે દાન, હે વિશાંપતે, સુકૃતરૂપ એવાં એ કર્મ રાજાઓનાં છે. એ કર્મથી ક્ષત્રિયને આ લોક પરલોક બેઉ સિદ્ધ થાય છે એમ અમે સાંભળ્યું છે. હે કૌંતેય, એ સર્વ કર્મમાં પણ દંડ ધારણ શ્રેષ્ઠ છે; કેમકે દંડ, બળવિષે રહ્યોછે. તે બળ ક્ષત્રિયવિષે નિરંતર રહ્યું છે. હે રાજન્, એ વિદ્યાઓ ક્ષત્રિયોને સિદ્ધિ કરનારી છે, એ વિષે બૃહસ્પતિએ આવી ગાથા ગાઈ છે. જેમ સર્પ ઊંદરને ગળે તેમ પૃથિવી, યુદ્ધથી વિરોધન કરનાર એવા રાજાને તથા અપ્રવાસિ એવા બ્રાહ્મણને ગળી જાય છે. રાજર્ષિ એવો સુદ્યુમ્ન પણ દંડધારણ થકી પ્રાચેત-

સદક્ષ સમાન પરમ સિદ્ધિને પ્રાપ્ત થયો હતો એમ સાંભળ્યું છે. યુધિષ્ઠિર પૂછેછે,—હે ભગવન્, સુદ્યુમ્ન રાજા કયા કર્મથી પરમ એવી સંસિદ્ધિને પ્રાપ્ત થયો, તે રાજા સંબંધિ વૃત્તાંત હું શ્રવણ કરવા ઈચ્છુંછું. વ્યાસજી કહે છે,—હે રાજન્, આ પ્રસંગે પુરાતન એવો ઈતિહાસ કહું તે સાંભળો. તીક્ષ્ણ છે વ્રત જેમનું એવા શંખ તથા લિખિત નામના બેઉ ભાઈઓ હતા. તેઓ બહુદા નદીના તીર ઉપર નિરંતર છે પુષ્પ તથા ફળ જેમાં એવા વૃક્ષોએ કરી યુક્ત રમણીય એવા જૂદા જૂદા આશ્રમ કરી તેમાં રેહેતા હતા. કોઈ વખતે લિખિત, પોતાના જ્યેષ્ઠ ભ્રાતા એવા શંખના આશ્રમ પ્રત્યે આવ્યો. તે વખતે શંખ આશ્રમ માંથી બાહાર ગયો હતો, તોપણ તે લિખિત તો મોટા ભાઈ એવા શંખના આશ્રમ પ્રત્યે જઇ વૃક્ષમાંથી સારી રીતે પકવ એવાં ફળ પાડી ગ્રહણ કરી મારાંજ છે એમ વિશ્વાસથી ભક્ષણ કરવા લાગ્યો. તે ભક્ષણ કરે છે તેટલામાં શંખ પણ આશ્રમ પ્રત્યે આવ્યો. ને ભક્ષણ કરતા તે નાના ભાઈને જોઈ શંખે તેને કહ્યું કે, આ ફળ તને ક્યાંથી પ્રાપ્ત થયાં અને શા કારણથી તું-ખાય છે? તેણે જ્યેષ્ઠ ભ્રાતાપાસે જઈ તેને અભિવંદન કરી જાણે હસતો હોય નહિ તેની પેઠે કહ્યું કે અહિંથીજ મેં ફળ ગ્રહણ કર્યાં. એવાં તે નાના ભાઇનાં વચન સાંભળી તીવ્ર છે ક્રોધ જેનો એવા શંખે તેને કહ્યું કે, પોતાની મેળે ફળ ગ્રહણ કરતાં તેં ચોરી કરી માટે જા રાજાપાસે જઇ તારૂં કર્મ તેને આવી રીતે કહી બતાવજે. હે પાર્થિવસત્તમ, આપ્યાવગર મેં ફળ ગ્રહણ કર્યાં માટે મને ચોર જાણી તમારા ધર્મને અનુસરી હે નરાધિપ, ચોર એવા મને જલદી દંડ આપો. એમ જ્યેષ્ઠ ભ્રાતા શંખે જેને કહ્યું એવો તીક્ષ્ણવ્રતવાળો લિખિત, હે માહબાહો,ભાઇના વચનથી સુદ્યુમ્ન રાજા પાસે ગયો. સુદ્યુમ્ન રાજા દ્વારપાલના મુખથી વિપ્રર્ષિ એવા લિખિત આવ્યા એમ સાંભળી ચાકરસહિત પોતે પગે ચાલી તે લિખિતની પાસે આવ્યા. એ રીતે પાસે આવી ધર્મવિત્તમ એવા તે લિખિતને કહ્યું કે, હે ભગવન્, શું કરવા આપનું આગમન થયું તે મને કહો, એટલે તેમ કરૂં. એ રીતે રાજાએ જેને કહ્યું એવા તે વિપ્રર્ષિએ સુદ્યુમ્ન પ્રત્યે આવી કહ્યું કે, તમે કેહેશો તે કરીશ એમ તેં પ્રતિજ્ઞા કરી માટે હું કહું તે સાંભળી તે પ્રમાણે તું કરવા યોગ્ય છે. હે મનુજર્ષભ, હે મહારાજ, મોહોટા ભાઇએ દીધેલાં નહિ એવાં તેનાં ફળ મેં ભક્ષણ કર્યાં. માટે તે ચોરકર્મનો જલદી તું

મને દંડ આપ. સુદ્યુમ્ને કહ્યું કે, તમને દંડ ધારણ કરવામાં તમે રાજાને પ્રમાણ માનતા હો તો હે બ્રાહ્મણર્ષભ આજ્ઞા વિષે પણ પ્રમાણ માનો. મહાવ્રતવાળા તમે પોતાનાં કર્મ સંભળાવવાથી દોષ રહિત થયા. કેમકે કીર્તને કરી દોષ નાશ થાય છે અને બીજી જે તમારે કામના હોય તે કહો એટલે તમારા કહેવા પ્રમાણે હું કરીશ. વ્યાસ કહે છે,-હે યુધિષ્ઠિર, એ રીતે મહાત્મા એવા સુદ્યુમ્ન રાજાએ તે બ્રહ્મર્ષિની પ્રાર્થના કરી તો પણ દંડવિના બીજો વર તેણે માગ્યો નહિ ત્યારે તે પૃથિવીપાલ એવા સુદ્યુમ્ને મહાત્મા લિખિતના હાથ કપાવી નાખ્યા. એ રીતે રાજાએ ધારણ કર્યો છે દંડ જેને એવા આર્તરૂપ તે લિખિતે, પોતાના ભાઈ શંખ પ્રત્યે જઇ આવી રીતે તેને કહ્યું કે રાજાએ ધારણ કર્યો છે દંડ જેને એવા દુર્બુદ્ધિવાળા મને આપ ક્ષમા કરવા યોગ્ય છો. એવાં નાના ભાઇનાં વચન સાંભળી શંખે તે પ્રત્યે આવી રીતે કહ્યું કે, હે ધર્મજ્ઞ, હું તારી ઉપર કોપ કરતો નથી, તું મને દૂષણ આપ માં, તારો ધર્મ નાશ થશે એમ જાણી મેં તને પ્રાયશ્ચિત કરાવ્યું. માટે હવે તું જલદી બહુદા નદી પ્રત્યે જઇ યથાવિધિ દેવ, ઋષિ તથા પિતૃઓનું તર્પણ કર, ને હવે ફરી કોઇ વખતે અધર્મમાં મન કરીશ નહીં. એવાં પોતાના જ્યેષ્ટ ભ્રાતા શંખનાં વચન સાંભળી લિખિત, પવિત્ર નદીમાં સ્નાન કરી આચમનાદિ કર્મ કરવા તૈયાર થયો, તેટલામાં કમળ સરખા બેઉ હાથ તેને ઉત્પન્ન થયા તે જોઇ વિસ્મય પામેલા લિખિતે, પોતાના ભાઇ શંખ પાસે જઇ તે બેઉ હાથ દેખાડ્યા. તે જોઈ શંખે કહ્યું કે મારા તપઃ પ્રભાવથી આ હાથ પાછા ઉત્પન્ન થયા એમાં કંઇ પણ શંકા તારે કરવી નહિ. લિખિતે કહ્યું કે, હે મહાદ્યુતે, હે દ્વિજ સત્તમ, જ્યારે તમારા તપનું આવું પરાક્રમ છે ત્યારે પૂર્વે તમેજ મને પવિત્ર કેમ ન કર્યો અને રાજાની પાસે મોકલ્યો. શંખે કહ્યું કે, તું દંડ યોગ્ય અને મને દંડ દેવાનો અધિકાર નહિ તેથી તને રાજા પાસે મોકલ્યો તથા તે નરપતિ તથા પિતૃઓ સહિત તું પણ પવિત્ર થયો. વ્યાસ કહે છે, હે પાંડવ શ્રેષ્ઠ, તે કર્મે કરી શ્રેષ્ઠ એવો તે સુદ્યુમ્ન રાજા, પ્રાચેતસદક્ષ સમાન પરમ સિદ્ધિને પ્રાપ્ત થયો. હે મહારાજ, પ્રજાનું પરિપાળન કરવું એજ ક્ષત્રિયોનો ધર્મ છે, બીજો આડો માર્ગ છે; માટે તમે શોકવિષે મન કરો માં. હે ધર્મજ્ઞ સત્તમ, આ ભાઇનું હિતરૂપ વચન સાંભળો. હે રાજેંદ્ર, દંડ આપવો એજ ક્ષત્રધર્મ છે. સંન્યાસ કરવો એ કંઇ ક્ષત્ર ધર્મ નથી.

॥ भ्रातुरस्यहितंवाक्यंशृणुधर्मज्ञसत्तम ॥
॥ दंडएवहिराजेंद्रक्षत्रधर्मोनमुंडनं ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि व्यासवाक्ये गुर्जरभाषायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

---

**वैशंपायनउवाच** ॥ पुनरेवमहर्षिस्तंकृष्णद्वैपायनोमुनिः ॥
॥ अजातशत्रुंकौंतेयमिदंवचनमब्रवीत् ॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય, મહર્ષિ એવા કૃષ્ણ દ્વૈપાયન મુનિ, વળી અજાત શત્રુ એવા કુંતિપુત્ર યુધિષ્ઠિર પ્રત્યે આવી રીતે વચન કેહવા લાગ્યા કે, હે તાત, હે મહારાજ, હે યુધિષ્ઠિર, અરણ્યમાં વસતા મનસ્વિ એવા તમારા ભાઇઓના ત્યાં જે મનોરથ થતા હતા તે મનોરથને હે ભરતશ્રેષ્ઠ, મહારથિ એવા આ ભાઇઓ પ્રાપ્ત થાઓ. હે પાર્થ, નહુષના પુત્ર યયાતિની પેઠે પૃથ્વીનું પાલન કરો. હે નરવ્યાઘ્ર, તપસ્વિ એવા તમારા ભાઇઓએ અરણ્યમાં દુઃખરૂપ નિવાસનો અનુભવ કર્યો છે. માટે હવે, દુઃખને અંતે તેઓ સુખનો અનુભવ કરો. હે ભારત, હે વિશાંપતે, ભાઇઓ સહિત ધર્મ, અર્થ તથા કામનો અનુભવ કરી પછી તમે પ્રસ્થાન કરજો. હે ભારત, હે કૌંતેય, અર્થિ, પિતૃઓ તથા દેવતાઓના અનૃણિપણાને પ્રાપ્ત થાઓ. પછી તે બધું કરશો. હે કુરૂનંદન, સર્વ મેધ તથા અશ્વમેધે કરી યજન કરો, ત્યારપછી હે મહારાજ, પરમ એવી ગતિને પ્રાપ્ત થશો. હે પાંડવેય, ઘણીક છે દક્ષિણા જેમાં એવા યજ્ઞસાથે સર્વ ભાઇઓને જોડી તમે અતુલ્ય એવી કીર્તિને પ્રાપ્ત થશો. હે કુરૂસત્તમ, હે પુરૂષવ્યાઘ્ર, હિંસા પ્રધાન એવો ક્ષત્રધર્મ મને માં હો, એવી રીતનાં તમારાં વચનને અમે જાણિએ છીએ, માટે હે નૃપ, જે રીતે કરવાથી તમે ધર્મથી ભ્રષ્ટ ન થાઓ તેવું હું કહું તે સાંભળો. હે નરેશ્વર, હે યુધિષ્ઠિર, પરસ્વ હરનાર, ચોર સરખાં લોક, રાજાને વિજય તથા વિગ્રહ કરવા પ્રવૃત્ત કરે છે, પણ જે રાજા, દેશકાલની પ્રતીક્ષા કરી શાસ્ત્રજન્ય બુદ્ધિનો આશ્રય કરી શત્રુઓને મારે છે તે, પાપેકરી જોડાતો નથી ને જે રાજા, પ્રજા પાસેથી છઠ્ઠો ભાગ પોતાનો વેરો લઈ દેશની રક્ષા ન કરે, તે પ્રજાકૃત પાપના ચતુર્થાંશનો ભાગી થાય. જેવી રીતે આચરવાથી ધર્મભ્રષ્ટ ન થવાય તે પ્રમાણે હું કહું તે સાંભળો.

ધર્મશાસ્ત્રની આજ્ઞાપ્રમાણે જે આચરે તે ધર્મથી ચળાયમાન થાય નહિ ને નિર્ભય થાય, માટે જો કામ તથા ક્રોધને છોડી દઇ પિતાની પેઠે સમાન દૃષ્ટિવાળો થઇ શાસ્ત્રજન્ય બુદ્ધિનો આશ્રય કરી રાજ્ય કરે તે કયારેય પણ પાપેકરી લિપ્ત થાય નહિ. તેમાં પણ હે મહાદ્યુતે, કર્મ કરવા વખતે પણ દૈવે અવ્યાહત એવો રાજા, કદી તે કર્મ ન કરે તો તે કંઇ શાસ્ત્રનું અતિક્રમણ કેહેવાય નહિ. વેગથી તત્કાલ વા બુદ્ધિપૂર્વક વિચાર કરીને રાજાએ શત્રુઓને નિગ્રહ તો કરવોજ, પણ તે પાપરૂપ શત્રુઓ સાથે સંધિ કરવી નહિ, ને રાજ્યમાં પાપસંચાર થવા દેવો નહિ. હે યુધિષ્ઠિર, રાજાએ શૂરવીર તથા વિદ્વાનોનો સત્કાર કરવો, અને વિચારવાન્ વેદવેત્તા બ્રાહ્મણોનું તથા ધર્મવાન લોકોનું પરિપાલન કરવું એ અવસ્ય છે. અને ધર્મકાર્યવિષે બહુશ્રુત એવા ઉત્કૃષ્ટ જ્ઞાનસંપન્ન લોકોની યોજના કરવી, તથાપિ વિચક્ષણ રાજાએ ગુણસંપન્ન એવા એકનો વિશ્વાસ કરવો નહિ. દુર્વિનીત, રક્ષણ ન કરનાર, માની, માનવા લાયકને માન ન કરનાર, ગુણવિષે દોષ જોનાર રાજા, પાપ ભાગી થાય ને તે દુર્દાંત કેહેવાય. હે નૃપ, રક્ષણ ન કરવાથી, વૃષ્ટિ ન હોવાથી અથવા તસ્કરવડે પ્રજા નાશ પામે એ સર્વ રાજકિલ્બિષ કેહેવાય. વાસ્તે હે યુધિષ્ટિર, સારો વિચાર તથા સારી નીતિથી જો રાજા પુરૂષકાર પ્રકાશ કરે તેમ છતે પણ જો પ્રજા નાશ પામે તો કંઇ પણ રાજાનો અધર્મ ન કહેવાય. આરંભેલાં કાર્ય નાશ પામે, વા દૈવયોગથી સિદ્ધ થાય પણ રાજા જો પુરૂષકાર કરે તો તેને પાપ સ્પર્શ કરે નહિ. આ પ્રસંગે હે રાજશાર્દૂલ, હે પાંડવ, પૂર્વે થઇ ગએલ રાજર્ષિ હયગ્રીવનુ જેમાં વૃત્તાંત છે એવી આ કથા કહું તે શ્રવણ કરો. હે યુધિષ્ઠિર, જે હયગ્રીવ સંગ્રામમાં શત્રુઓને હણી અકિલષ્ટ કર્મ કરી, અસહાય એવો પોતે છેવટ સંગ્રામમાં હણાવાથી સ્વર્ગલોકમાં ગયો. જે હયગ્રીવ, મનુષ્યોના પાલનવિષે મુખ્ય એવા ઉપાય તેમજ શત્રુઓના નિગ્રહવિષે કરવા લાયક એવાં કર્મ કરી પોતાની સત્કીર્તિનો વિસ્તાર કરી યુદ્ધમાં હણાએલો તે સ્વર્ગલોકમાં હર્ષ પામે છે, સંગ્રામમાં ત્યાગ કર્યો છે આત્મા જેણે, શસ્ત્રગ્રહણ કરેલો, કર્મશીલ, મહાત્મા, સંગ્રામના મધ્યમાં શત્રુઓએ શસ્ત્રથી હણેલો સંસિદ્ધ થયા છે અર્થ જેને એવો તે, સ્વર્ગલોકમાં હર્ષ પામે છે. જે યુદ્ધરૂપ યજ્ઞવિષે ધનુષરૂપિ યજ્ઞસ્તંભ, બાણ તથા ખડ્ગરૂપિ શુચ ને શર્વો, રુધિરરૂપિ

આજ્ય, રથરૂપ વેદી, ક્રોધરૂપિ યજ્ઞનો મૂલભૂત અગ્નિ, તથા રથના ચાર અશ્વરૂપિ છે બ્રહ્માદિક, ચાર ઋત્વિજો જેમાં એવા તે યુદ્ધરૂપ યજ્ઞમાં શત્રુઓને હોમી યુદ્ધાવશેષરૂપ અવભૃથવિષે પોતે પાપથી મુક્ત થઇ વેગવાન્ એવો રાજસિંહ હયગ્રીવ, સ્વર્ગલોકવિષે શોભે છે. યજ્ઞશીલ, મહાત્મા, મનસ્વી હયગ્રીવ, ન્યાયથી બુદ્ધિપૂર્વક દેશનું રક્ષણ કરી સર્વ લોકમાં કીર્તિનો વિસ્તાર કરી યુદ્ધવિષે ત્યાગ કર્યો છે આત્મા જેણે એવો પોતે, સ્વર્ગલોકવિષે શોભેછે. ધર્મશીલ તથા મહાત્મા એવો જે હયગ્રીવ, ક્રિયાવિષે ઉત્સાહ, તથા અભિમાનના ત્યાગે કરી યજ્ઞાદિ ક્રિયા કરી દંડ, નીતિ તથા પૃથ્વીનું પાલન કરી વિદ્વાન્, ત્યાગી, શ્રદ્ધાયુક્ત, તથા કૃતજ્ઞ એવો તે, માનુષલોકનો ત્યાગ કરી સંમત, મેધાવિ એવા સત્પુરૂષોના લોક પ્રત્યે જઇ હર્ષ પામે છે. મહાત્મા એવો જે, સારી રીતે વેદને પ્રાપ્ત થઇ, શાસ્ત્રનું અધ્યયન કરી, રાજ્યને પાળી ચાતુર્વર્ણ્યને પોતપોતાના ધર્મવિષે સ્થાપન કરી, પોતે સ્વર્ગ લોકવિષે શોભે છે. જે, અનેક સંગ્રામને જીતી, પ્રજાનું પાલનકરી, સોમપાન કરી, ઉત્તમ બ્રાહ્મણોને તૃપ્ત કરી, પ્રજાવિષે યુક્તિથી દંડ ધારણ કરી યુદ્ધમાં હણાયલો પોતે સ્વર્ગમાં શોભે છે. જેનાં શ્લાઘનીય પૂજ્ય એવાં વૃત્તને વિદ્વાન્ એવાં સન્મનુષ્યો, વખાણે છે. પવિત્ર કીર્તિવાળો મહાત્મા એવો તે હયગ્રીવ, સ્વર્ગને જીતી વીરલોકને પ્રાપ્ત થઇ, સિદ્ધિને પ્રાપ્ત થયો.

॥ वृत्तंयस्यश्लाघनीयंमनुष्याःसंतोविद्वांसोर्हयंत्यर्हणीयं ॥

॥ स्वर्गंजित्वावीरलोकानवाप्यसिद्धिंप्राप्तःपुण्यकीर्तिर्महात्मा ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि व्यासवाक्ये गुर्जरभाषायां चतुर्विंशतितमोऽध्यायः ॥ २४ ॥

---

**वैशंपायनउवाच** ॥ द्वैपायनवचःश्रुत्वाकुपितेचधनंजये ॥

॥ व्यासमामंत्र्यकौंतेयःप्रत्युवाचयुधिष्ठिरः ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય, દ્વૈપાયન એવા વ્યાસનાં વચન સાંભળી, અર્જુન, કુપિત થયા તે વખતે કુંતિપુત્ર યુધિષ્ઠિર, વ્યાસની રજા લઇ તે પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યા કે, આ પૃથ્વી સંબંધિ રાજ્ય, તથા

નાના પ્રકારના ભોગ, આ ટાણે મારા મનને પ્રસન્ન કરતા નથી, કેમકે આ શોક મને રૂંધે છે, હે મુને, પતિહીન તથા પુત્ર વગરની સ્ત્રિયોનો વિલાપ સાંભળી હું શાંતિને પામતો નથી. એ રીતે યુધિષ્ઠિરે જેને કહ્યું એવા યોગ જાણુનારાઓમાં શ્રેષ્ઠ, મહાપ્રાજ્ઞ, ધર્મજ્ઞ, વેદનો પાર પામેલા વ્યાસ, યુધિષ્ઠિર પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, કર્મે કરી વા યજ્ઞાનુષ્ઠાનથી કંઇ પણ લાભ થતો નથી, પુરૂષને કોઇ પણ દેનાર છે. વિધાતાએ જેને જે વખતે જે નિર્માણ કર્યું છે તે, તે વખતે અનાયાસે પ્રાપ્ત થાય છે. એટલે તે સ્ત્રિઓને પતિલાભનો કાળ ગયો માટે હવે તે સ્ત્રિયોનો શોચ કરવો નહિ. બુદ્ધિ, શાસ્ત્ર તથા અધ્યયને કરીને પણ મનુષ્ય, અકાલે પુત્રાદિકને પ્રાપ્ત થવા સમર્થ થતો નથી ને કોઇ વખતે મૂર્ખ પણ અર્થને પ્રાપ્ત થાય છે; માટે કાર્ય કાળને આધીન છે. કારીગરી, મંત્ર તથા ઔષધ એ પણ ભૂતિકાલ ન હોય તે વખતે ફળ આપે નહિ, તેજ ભુતિકાળવિષે યોજના કર્યા હોય તો સિદ્ધ થાય. કાળે કરીને વાયુ જલદીથી વાય છે, કાળે કરી વૃષ્ટિ, મેઘને પ્રાપ્ત થાય છે, કાળે કરીનેજ, જલાશય કમલ યુક્ત, તથા વનમાં રહેલા વૃક્ષ પુષ્પિત થાય છે, તેમજ રાત્રિઓ ચંદ્રિકા તથા અંધકારથી આવૃત્ત ને ચંદ્ર, કળાએ કરી પરિપૂર્ણ થાય છે. વખત વિના વૃક્ષોમાં ફળ તથા પુષ્પ થાય નહિ. ને વખત વિના નદિઓ પણ વેગથી વહન કરે નહિ.લોકવિષે ખગપન્નગ; મૃગદ્વિપ તથા શૈલ મૃગો વખત વિના મત્ત થતા નથી. વખત વિના સ્ત્રિયો વિષે ગર્ભ થતા નથી. ઋતુઓનો આગમ પણ વખતસરજ થાય છે, વખત પ્રાપ્ત થયા વિના કોઈ મરે નહિ, તેમ જન્મે પણ નહિ, બાળક વખત વિના બોલે નહિ. અકાળે યૌવન પ્રાપ્ત થાય નહિ. તેમજ વાવેલું બીજ વખત થયા વિના ઉગે પણ નહિ. આકાળે સૂર્ય, ઉદય થાય નહિ, તેમ અકાળે અસ્તગિરિને પણ પ્રાપ્ત થાય નહિ. ચંદ્ર તથા મોટી ઉર્મિ રૂપી છે માળા જેને એવો સમુદ્ર પણ અકાળે વૃદ્ધિ પામે નહિ, તેમ હીન પણ થાય નહિ. હે યુધિષ્ઠિર, આ પ્રસંગે પુરાતન એવો સેનજિત્ રાજાનો ઇતિહાસ કહું તે સાંભળો. દુઃખથી પીડિત એવા સેનજિત્ રાજાએ કહ્યું છે જે, આ દુઃસહ એવી કાળની ગતિ સર્વ મનુષ્યોને સ્પર્શ કરે છે, કાળે કરી પરિપકવ એવા સર્વ રાજાઓ મરે છે. હે રાજન્, કેટલાક બીજાઓને મારે છે, તેમનો વળી બીજા મારે છે,

એ કથનમાત્ર છે. કોઈ કોઇને હણુતો નથી ને કોઈ હણાતો પણ નથી. કોઇ હણે છે એમ માને છે ને કોઇ નથી હણતો એમ માને છે, પણ પ્રાણિઓમાં જન્મ મરણ તો સ્વભાવથીજ નિયત છે. ધન, સ્ત્રી, પુત્ર વા પિતા મરવાથી અરે શું દુઃખ થયું એમ ધ્યાન કરી દુઃખનો પ્રતિકાર કરે છે તેમ તમે પણ મૂઢની પેઠે શોકાર્ત એવા તેમનો શોચ શું કરો છો ? જુવો દુઃખ કરવાથી દુઃખ અને ભય કરવાથી ભય વૃદ્ધિંગત થાય છે. આ દેહ મારો નથી તેમજ સર્વ પૃથ્વી પણ મારી નથી. જેમ મને તેમજ બીજાઓનું પણ કંઇ નથી, એ રીતે અદ્વૈત આત્મતત્વને જોનાર મોહ પામે નહિ. હે મૂઢ, દિવસે દિવસે હર્ષ તથા શોકને દેનાર એવાં સેંકડો કારણ હોય છે પણ તેઓ પંડિતને હર્ષ શોક આપનાર થતાં નથી. એ રીતે પ્રિય તથા દ્વેષ્ય અને સુખ તથા દુઃખ, જીવો વિષે પરિવર્તન કર્યા કરે છે. વિચાર કરીએ તો દુઃખજ છે સુખ છે નહિ તેથી તેજ ઉપલબ્ધ થાય છે. તૃષ્ણાએ કરી દુઃખ થાય છે ને દુઃખ ટળવાથી સુખ થાય છે. એ રીતે આ સુખ દુઃખની ધારા સંતત છે. સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ, નિરંતર કોઈ સુખને તથા દુઃખને પણ પ્રાપ્ત થતું નથી. દુઃખને અંતે સુખજ થાય છે તે કોઇ વખતે દુઃખમાંથી પણ સુખ થાય છે. માટે જે શાશ્વત એવાં સુખને ઇચ્છે તેણે એ બેઉનો ત્યાગ કરવો. દુઃખાંત પ્રભવ સુખ ને સુખાંત પ્રભવ દુઃખ છે, માટે જે નિમિત્ત શોક તાપ તથા આયાસ થાય તે પોતાનું એક અંગ હોય તો પણ સર્પદષ્ટ અંગુઠાની પેઠે તેનો ત્યાગ કરવો, નહિ તો સુખ, દુઃખ પ્રિય તથા અપ્રિય જે જે પ્રાપ્ત થાય તેને સ્વતંત્ર એવો પોતે હ્રદયથી સેવન કરે, પુત્ર તથા સ્ત્રિયોનું કંઇક પણ પ્રિય આચરતો તું કોણ, કેનું સંબંધી ને શા કારણથી તે સંબંધ છે તે જાણીશ. લોક વિષે જે અત્યંત મૂઢ છે ને બુદ્ધિના પર એવા બ્રહ્મને જે પ્રાપ્ત થયા છે તેઓ સુખને પામે છે, ને મધ્યમ જનો ક્લેશ પામે છે. હે યુધિષ્ઠિર, એ રીતે ભૂતભવિષ્ય જાણનાર લોકના ધર્મને સમઝનાર, સુખ દુઃખ જાણનાર, મહાપ્રાજ્ઞ એવા તે સેનજિત્ રાજાએ એ રીતે કહ્યું છે જે તૃષ્ણાદિ નિમિત્ત દુઃખે કરી પોતે દુઃખિત થાય તે કયારેયપણ સુખી થાય નહિ. કેમકે દુઃખનો ક્ષય નથી. એ તો એકમાંથી બીજું થયાજ કરે. સર્વને સુખદુઃખ, ઐશ્વર્ય, અનૈશ્વર્ય, લાભ,

અલાભ, તથા મરણ અને જીવિત ક્રમે કરી થયાજ કરે છે. માટે ધીર પુરૂષ હર્ષ પણ કરતા નથી ને શોક પણ કરતા નથી. રાજાઓને યુદ્ધજ યાગસ્વરૂપ છે દંડ, નીતિ યોગસ્વરૂપ, અને યજ્ઞમાં દક્ષિણાદાન સંન્યાસરૂપ છે, કેમકે તેઓજ એને પાવન કરનારાં છે. મહાત્મા નિરહંકાર યજ્ઞશીલ એવો જે રાજા, બુદ્ધિપૂર્વક ન્યાયથી રાજ્યની રક્ષા કરે, સર્વ લોક પ્રત્યે ધર્મદૃષ્ટિથી વિચરે તે દેવલોક પ્રત્યે જઇ હર્ષને પામે, સંગ્રામને જીતી, દેશની રક્ષા કરી, સોમપાન કરી, પ્રજાને વધારી તેઓવિષે યુક્તિથી દંડ ધારણ કરી જે રાજા યુદ્ધમાં ક્ષીણ થાય તે સ્વર્ગમાં જઈ હર્ષને પામે. સારી રીતે વેદને પ્રાપ્ત થઇ શાસ્ત્રનું અધ્યયન કરી સારી રીતે રાજ્યને પાળી ચાતુર્વર્ણ્યને પોતપોતાના ધર્મવિષે સ્થાપન કરી પવિત્ર છે આત્મા જેનો એવો તે રાજા, દેવલોકમાં જઇ હર્ષ પામે. સ્વર્ગમાં ગયા પછી પણ જેના વૃત્તને પાછળથી શેહેરના, દેશના તથા ચાકર સહિત સર્વ મનુષ્ય, પ્રશંસા કરે તે રાજા સર્વ રાજાઓથી શ્રેષ્ઠ ગણાય.

॥ यस्यवृत्तंनमस्यंतिस्वर्गस्थस्यापिमानवाः ॥

॥ पौरजानपदामात्याःसराजाराजसत्तमः ॥

इतिश्री महाभारते शांति प० राजध० सेनजिदुपाख्याने गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥ २५ ॥

---

वैशंपायनउवाच ॥ अस्मिन्नेवप्रकरणेधनंजयमुदारधीः ॥

॥ अभिनीततरंवाक्यमित्युवाचयुधिष्ठिरः ॥

વૈશંપાયન કહેછે,—હે જનમેજય, આ પ્રકરણને વિષેજ ઉદાર બુદ્ધિવાળા, યુધિષ્ઠિર, અર્જુનપ્રત્યે આવી રીતે યુક્તિયુક્ત વાક્ય કેહેવા લાગ્યા કે—હે પાર્થ, ધનથકી બીજું કંઇ શ્રેષ્ઠ નથી એમ જે તું માને છે ને કેહેછે જે નિર્ધનને સ્વર્ગ સુખ તથા અર્થ કંઇ નથી એ તારૂં કેહેવું ફોગટ છે. કેમકે ઘણાક જન વેદાધ્યયન તથા તપોનુષ્ઠાને કરી સનાતન એવા લોકને પ્રાપ્ત થયા છે. જે ઋષિઓની પેઠે વેદાધ્યાયી બ્રહ્મચારી તથા સર્વ ધર્મજ્ઞ હોય તેમને દેવતાઓ બ્રાહ્મણ કહેછે. હે ધનંજય, મહર્ષિઓમાં કેટલાક સ્વાધ્યાયનિષ્ઠ, કેટલાક જ્ઞાનનિષ્ઠ તથા કેટલાક નિરંતર ધર્મનિષ્ઠ હોયછે એમ તું જાણ. હે પ્રભો, તેમાં

વૈખાનસોના મતથી જ્ઞાનનિષ્ઠ મહાત્માઓના વાક્યને અનુસારે રાજ્યકાર્ય કર્તવ્ય છે એમ અમે જાણીએ છીએ. અજ, પ્રશ્નિ, સિકત્ત, અરૂણ તથા કેતુ એ સર્વ ઋષિઓના ગણ, સ્વાધ્યાયના પ્રભાવથી સ્વર્ગ પ્રત્યે ગયા છે. હે ધનંજય, દાન અધ્યયન, યજ્ઞ તથા ઇન્દ્રિયનો નિગ્રહ દુષ્કર એવાં એ વેદોક્ત કર્મને પામી દક્ષિણમાર્ગે કરી મનુષ્ય સ્વર્ગમાં જાયછે. આ ક્રિયાવાન્‌ના લોક પૂર્વે મેં પણ કહ્યા હતા. ને યોગી ઉત્તર માર્ગે સનાતન એવા લોકને પ્રાપ્ત થાયછે. તેમાં હે પાર્થ, પુરાણજ્ઞ પુરૂષો, ઉત્તર માર્ગની પ્રશંસા કરેછે, એ બેઉ ગતિથી પણ સંતોષ અધિક છે. કેમકે સંતોષ અત્યંત સ્વર્ગને આપનાર તથા પરમ સુખરૂપ છે. જેથી બીજું કંઈ અધિક નથી એવી પરમ વૈરાગ્યયુક્ત તુષ્ટિરૂપ ઉત્તમ સિદ્ધિ, ક્રોધાદિક ઝીતનાર પાસે નિરંતર સારી રીતે રહેછે, બીજા પાસે રહેતી નથી. આ પ્રસંગે યયાતિરાજાએ જે ગાથા ગાઇ છે તે હું કહું છું. જ્યારે મનુષ્ય, કૂર્મ જેમ પોતાનાં અંગ પોતા વિષે લીન કરે તેમ કામનાઓને પ્રત્યાહરણ કરે અને જ્યારે પોતે બીએ નહિ ને બીજાઓને ભય આપે નહિ, ઇચ્છા દ્વેષ શુન્ય થાય, ને જ્યારે સર્વ ભુતવિષે કર્મ મન તથા વાણીએ કરી પાપબુદ્ધિ કરે નહિ, ત્યારે તે બ્રહ્મને પ્રાપ્ત થાય. જે અભિમાન તથા મોહને વશ કરી પુત્ર કલત્રાદિકના સંગરહિત થાય ત્યારે આત્મજ્ઞાન સંપન્ન એવો તે મોક્ષને પામે. હે અર્જુન નિયમમાં છે ઇન્દ્રિયો જેને એવો તું વળી હું કહું તે સાંભળ. કેટલાક ધર્મને કેટલાક શાસ્ત્રને, તથા બીજા કેટલાક ધનને ઇચ્છે છે. ધનને ઇચ્છનારા પરિહાર્ય વસ્તુનો પરિહાર કરી શકતા નથી, ને ધન હાથમાં આવવાથી તેના મનમાં ભય પણ રહે છે. તેમાં પણ દુષ્કર્મી એવો ભય તથા શોક રહિત જે હોય તે તો થોડા અર્થની ઇચ્છાને લીધે બ્રહ્મહત્યાને પણ તુચ્છ સમજે. દુર્લભ એવાં ધનને પ્રાપ્ત થઇ અનુકૂળ એવા ચાકરોને લોભી એવો તે સ્વામિ ધન દઈને અત્યંત તપાયમાન થાય છે. ને થોડું પણ સંચય કરેલું ધન દેવસ્વજ કેહેવાય તે તે ગ્રહણ કરી દેવતાઓને ન આપ્યા વગર તે ધને કરી શું તે સુખી થાય? ન થાય. કેમકે લાભથી લોભ થાય એ ન્યાયે કરી તૃષ્ણા અધિક થવાથી તે લોભી ધનવાન્ દુઃખનોજ અનુભવ કરે છે. તે પ્રસંગે પ્રાચીન પુરૂષોએ ગાએલી યજ્ઞનો વિસ્તાર કરનારી વેદમાંથી વિહિત ગાથા હું કહું છું. વિધાતાએ ધન યજ્ઞ વાસ્તે ઉત્પન્ન કર્યું છે, ને તેના

રક્ષણ વાસ્તે પુરૂષને ઉત્પન્ન કર્યા છે. માટે સર્વ ધનનો યજ્ઞમાંજ ઉપયોગ કરવો. એમાંથી ભોગનો અભિલાષ કરવો નહિ. હે કૌંતેય, હે ધનવતાંવર, પુરૂષાર્થ વાસ્તે વિધાતા મનુષ્યોને ધન આપે છે, તેથી ધન યજ્ઞ વાસ્તેજ છે એમ તું જાણ. માટે વિદ્વાન્ એવા પુરૂષો જાણે છે જે ધન કોઈનું નથી તેથી શ્રદ્ધાવાન્ એવા માણસોએ દાન તથા યજન કરવું. પ્રાપ્ત થએલા ધનનું દાન કરવું પણ અપવ્યય વા ભોગ કરવા નહિ, તેમાં પણ અપાત્રને આપવું નહિ. કેમ કે અલ્પ બુદ્ધિવાળા જે પુરૂષો ધર્મભ્રષ્ટને દાન આપે તેને મુવા પછી સો વર્ષ પર્યંત વિષ્ટા ભક્ષણ કરવું પડે છે. માટે પાત્રાપાત્ર વિજ્ઞાનને આધીન એવો દાન ધર્મ પણ દુષ્કર છે. પ્રાપ્ત થએલા ધનના અપાત્રવિષે દાન ને પાત્ર વિષે અદાનરૂપ બે મોટા અતિક્રમ છે. માટે ધન પાત્રનેજ આપવું, અપાત્રને આપવું નહિ.

॥ लब्धानामपिवित्तानांबोद्धव्यौद्वावतिक्रमौ ॥

॥ अपात्रेप्रतिपत्तिश्चपात्रेचाप्रतिपादनं ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वाणि युधिष्ठिरवाक्य गुर्जरभाषायां षड्विंशोऽध्यायः ॥ २६ ॥

**युधिष्ठिरउवाच** ॥ आभिमन्यौहतेबालेद्रौपद्यास्तनयेषुच ॥

॥ धृष्टद्युम्नेविराटेचद्रुपदेचमहीपतौ ॥

યુધિષ્ઠિર કહે છે,—બાળક એવો અભિમન્યુ, દ્રૌપદીના પાંચ પુત્ર, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, મહીપતિ દ્રુપદ, ધર્મજ્ઞ વૃષસેન, રાજા ધૃષ્ટકેતુ, તથા નાના દેશમાંથી આવેલા બીજા રાજાઓ પણ સંગ્રામમાં હણાયા તેથી જ્ઞાતિને હણનાર આતુર, રાજ્યની છે કામના જેને, અતિ ઉગ્ર, વંશનો ઉચ્છેદ કરનાર એવા મને શોક બાધ કરે છે. જેના ખોળામાં ક્રીડા કરી હું મોટો થયો પિતામહ એવા તે ગંગા પુત્ર ભીષ્મને.રાજ્યલુબ્ધ એવા મેં સંગ્રામમાં પાડ્યા. જ્યારે વજ્રે કરી જેમ કંપે તેમ અર્જુનના બાણેકરી વિઘુર્ણાયમાન થતા શિખંડિએ જોએલા, જીર્ણ થએલા સિંહની પેઠે ઉચ્ચ, મનુષ્યમાં સિંહરૂપ, બાણેકરી વ્યાપ્ત એવા એમને મેં જોયા તે ટાણેજ મારૂં મન અત્યંત વ્યથિત થયું. પાર-

આ રથિઓને પીડા કરનારા આડું જોએલા ખેદ પામતા પર્વતની પેઠે ધુણું-યમાન થતા એમને જોઈ મને મોહ થયો હતો. જેણે ધનુષબાણ ગ્રહણ કરી કુરૂક્ષેત્રમાં મહા સંગ્રામવિષે પરશુરામ સાથે અનેક દિવસ યુદ્ધ કર્યું હતું. તેમજ વારાણસીમાં પણ નદી સુત ભીષ્મે કન્યાવાસ્તે એકલા પોતે અનેક રાજાઓ સાથે યુદ્ધ કર્યું હતું. વળી જેણે દુરાસદ એવા ચક્રવર્તી ઉગ્રાયુધ રાજાને અસ્ત્ર-ના પ્રતાપથી બાળ્યો હતો તે મહાત્મા પિતામહને યુદ્ધવિષે મરાવ્યા. પોતે મૃત્યુને પણ રક્ષણ કરનાર એવા જેણે બાણોરી પાંચાલ્ય એવા શિખંડિને પાડ્યો નહિ, તેમને અર્જુને પાડ્યા. જ્યારે હે મુનિસત્તમ, રૂધિરેકરી વ્યાપ્ત પૃથ્વીવિષે પડેલા એને મેં જોયા ત્યારેજ મને અતિ ઉગ્ર એવો સંતાપ થયો. બાળક એવા અમને જેણે મોટા કર્યા તથા રક્ષણ કર્યાં, તે પિતામહને ગુરૂ જનને ઘાત કરનાર પાપરૂપ રાજ્યમાં લોભાયલા મૂઢ એવા મેં થોડા વખ-તના રાજ્ય વાસ્તે મરાવ્યા. તેમજ સર્વ રાજાઓએ પૂજિત મોટા ધનુષ્યવા-ળા દ્રોણાચાર્યને પણ સંગ્રામમાં સામે જઈ મિથ્યા વાક્યથી મેં છેતર્યા. તે ટાણે ગુરૂ એવા તેણે મને પૂછ્યું જે, હે રાજન્, જો મારો પુત્ર જીવતો હોય તો તું મને સત્ય કેહે. એ રીતે સત્યનો નિશ્ચય કરવા સારૂ બ્રાહ્મણ એવા તેણે મને પૂછ્યું તે વખતે અત્યંત રાજ્યમાં લુબ્ધ, ગુરૂજનને હણનાર પાપ-રૂપ એવા મેં સત્યરૂપ કંચુકને છોડી દઇ ગજશબ્દ સ્પષ્ટ ન સંભળાય તે રીતે ગજ હણાયો તો ને અશ્વત્થામા હણાયો એમ કહી તે મહાત્માનો ઘાત કરાવ્યો તે હું યાદ કરૂં છું ત્યાં મારા શરીરમાં દાહ થાય છે. એવાં કર્મ કરી હું કોણ જાણે ક્યા લોકને પ્રાપ્ત થઈશ. તેજ રીતે સંગ્રામમાં પલાયન ન ક-રનાર અતિઉગ્ર એવા મોટા ભાઇ કર્ણને પણ સંગ્રામમાં મેં મરાવ્યો માટે મારાથી બીજો અધિક પાપી કોણ? પર્વતવિષે ઉત્પન્ન થએલા સિંહના બા-ળક સરખા અભિમન્યુને લુબ્ધ એવા મેં દ્રોણની પાલન કરેલી સેનામાંયે જવા-ની આજ્ઞા આપી ત્યારથી આરંભી પાપી એવો હું બ્રહ્મહત્યારાની પેઠે અર્જુ-ન સામે તથા કમળ સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણની સામે જોવા સમર્થ થતો નથી. પાંચ પર્વતે કરી હીન એવી પૃથ્વી હોય નહીં જાણે એવી પાંચ પુત્ર વિનાની દ્રૌપદીને પણ હું શોચ કરૂંછું. તે પાપરૂપ હું પૃથ્વીનો નાશ કરનાર થયો. માટે હું અહિં બેઠેજ કલેવરને શોષણ કરીશ. ગુરૂ ઘાતી એવો હું

અન્ન જળનો ત્યાગ કરીશ એમ તમો જાણો. કેમકે બીજી જાતિ વિષે પણ પાછો કુળનો અંત કરનાર ન થઊં. હું જળપાન પણ નહિ કરૂં ને અન્ન પણ ખાઇશ નહિ. હે તપોધન, અહિં રહેલો હું મારા પ્રિય એવા પ્રાણનો ત્યાગ કરીશ. હું તમને પ્રસન્ન થઇ કહું છું કે તમો યથેષ્ટ સ્થાન પ્રત્યે ઇચ્છા પ્રમાણે જાઓ. હું આ શરીર ત્યાગ કરૂં છું, તમે સર્વ મને આજ્ઞા આપો. વૈશંપાયન કહે છે,—હે જનમેજય, એ રીતે બોલતા બંધુના શોકેકરી વિહ્વલ એવા યુધિષ્ઠિર પ્રત્યે મુનિસત્તમ એવા વ્યાસ, એમ ન થાય એમ કહી તે પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યા કે,—હે મહારાજ, હે પ્રભો, તમે અત્યંત શોક કરવા યોગ્ય નથી, તે વિષે વળી ફરીથી કહુંછું તે સાંભળો. દૈવને કોઇ અતિક્રમણ કરી શકે તેમ છે નહિ. ને જેમ જળના જીવ ઉત્પન્ન થાય છે ને નાશ થાય છે તેમજ જીવમાત્ર આ લોકમાં ઉત્પન્ન થાય છે ને વિનષ્ટ થાય છે. સર્વ પદાર્થનો છેવટ નાશ છે. સંયોગનો અંત વિયોગ, જીવનનો અંત મરણ, ઉન્નતિનો અંત પતન, સુખનો અંત દુઃખ, આલસ્યનું અંત દુઃખ, દક્ષપણું તે વખતે દુઃખરૂપ પણ પરિણામે સુખરૂપ થાય છે. અણિમાદિ ઐશ્વર્ય, શ્રી, હ્રીં, ધૃતિ, તથા કીર્તિ એ સર્વ દક્ષવિષે વસે છે આળસુવિષે વસતા નથી. મિત્રોથી પરિપૂર્ણ સુખ થતું નથી, શત્રુઓથી પરિપૂર્ણ દુખ થતું નથી, પ્રજ્ઞાથી પરિપૂર્ણ અર્થ થતો નથી અને ધનથી પરિપૂર્ણ સુખ થતું નથી. હે કૌંતેય, જે વાસ્તે તને વિધાતાએ સરજ્યો છે તે કર્મ તું કર, તેથી તને સિદ્ધિ થશે. કર્મનો ત્યાગ કરવામાં તું સમર્થ નથી.

॥ यथासृष्टासिकौंतेयधात्राकर्मसुतत्कुरु ॥
॥अतएवहिसिद्धिस्तेनेशस्त्वंकर्मणांनृप ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि व्यासवाक्ये गुर्जरभाषायां सप्तविंशतितमोऽध्यायः ॥ २७ ॥

**वैशंपायनउवाच** ॥ ज्ञातिशोकाभितप्तस्यप्राणानभ्युत्सिसृक्षतः ॥
॥ ज्येष्ठस्यपांडुपुत्रस्यव्यासःशोकमपानुदत् ॥

વૈશંપાયન કહેછે,—હે જનમેજય, જ્ઞાતિના શોકે કરી સંતપ્ત, પ્રાણનો ત્યાગ કરવા ઇચ્છતા એવા મોટા પાંડુ પુત્ર યુધિષ્ઠિરનો શોક વ્યાસજીએ ટાળ્યો. વ્યાસ કહે છે,-હે નરવ્યાઘ્ર, હે યુધિષ્ઠિર, આ પ્રસંગે અશ્મા નામના બ્રાહ્મણે ગાએલો પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો. દુઃખ તથા શોકસંયુક્ત એવા જનક રાજાએ પ્રાજ્ઞ એવા અશ્મા નામના બ્રાહ્મણને પોતાનો સંશય ટળવા સારૂ આવી રીતે પૂછ્યું કે, હે બ્રહ્મન્, બાંધવ તથા સંપત્તિની વૃદ્ધિ તથા વિનાશ વખતે કેવી રીતે વરતવાથી મનુષ્યનું કલ્યાણ થાય. એવાં નજકનાં વચન સાંભળી મહામતિ અશ્મા બ્રાહ્મણ, તે પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યા કે, મનુષ્યનો દેહ ઉત્પન્ન થતા માત્રમાંજ તેને તે તે દુઃખ સુખ અનુસરે છે, એટલે કે સ્વાભાવિક એવા એ સુખાદિકવિષે માણસને હર્ષ વિષાદ કરવા જોઇએ નહિ. ઉદાસીન થઈ રહેવું જોઇએ. તેમ ન કરે તો તે એકમાંથી એકનો પણ પ્રાદુર્ભાવ થવાથી વાયુ જેમ વાદળને હરે તેમ તેની ચેતના તત્કાળ હરાઇ જાય છે, તેથી હું કુલીન છું, સિદ્ધ છું કેવળ સાધારણ મનુષ્ય નથી એ ત્રણ હેતુએ કરી એનું ચિત્ત શિથિલ થઇ જાય છે, તેથી સંપ્રસક્ત છે મન જેનું એવો તે, પિતૃસંચિત એવા ધનાદિકને નટનર્તકાદિ દ્વારા ખરચી નાખી પરિક્ષીણ એવો પોતે ચોરી કરી પરસ્વહરણ કરવું હિતરૂપ છે એમ માને ત્યારે અતિક્રમણ કરી છે મર્યાદા જેણે એવા ચોરી કરનાર તેને પારધી જેમ બાણથી મૃગને હણે તેમ તેને રાજાઓ હણે. એ ચોરી કરનાર વીશ વા ત્રીશ વર્ષમાં મરણ પામે, સો વર્ષનો થાય નહિ. કેમકે તેમને રાજાદિક મારી નાખે એ રીતે લોકમાં દરિદ્રતા દોષથી માણસ, અપાર દુઃખસાગરમાં ડુબે છે. માટે પરમ દુઃખિ એવા તે માણસોનું દુઃખ જે રીતે ટળે તેવી બુદ્ધિથી ઉપાય લેવા એટલે કે દુઃખ વખતે તેથી અધિક દુઃખિતના દાખલા આપવા ને સુખ વખતે અધિક સુખી બતાવી તેના આત્માને હર્ષ શોકથી રહિત કરવો. તેમાં પણ મનુષ્યોને માનસદુઃખ થવાનાં કારણ બે છે, ત્રીજું નથી. એક તો ચિત્તવિભ્રમ અને બીજું કંઈ પુત્રશોકાદિ અનિષ્ઠોપનિપાત, એ બે કારણોથીજ દુઃખ થાય છે. એ રીતે વિવિધ પ્રકારનાં તે તે દુઃખ તેમજ વિષયસંગજન્ય દુઃખ પણ મનુષ્યોને પ્રાપ્ત થાય છે. જરા તથા મૃત્યુ, જાણે વૃક નામના બે શીકારી પશુઓ હોય નહિ તેની પેઠે દુર્બળ, બળવાન્

નાના તથા મોટા સર્વ પ્રાણિઓને ખાઈ જાય છે. સાગરપર્યંત એવી આ-પૃથ્વીને જીતે પણ જરા તથા મૃત્યુને અતિક્રમણ કરે એવો કોઇ મનુષ્ય છે નહિ. સુખ તથા દુઃખ જે કંઇ પ્રાણિઓને પ્રાપ્ત થાય તે પરવશ એવાં તેમણે સહન કરવાં; કેમકે તેને પરિહાર કરવાનો ઉપાય છે નહિ. મનુષ્યોને અપ્રિય એવા એ જરાદિક અર્થ પૂર્વ વયમાં, મધ્યમાં વા ઉત્તર વયમાં અવશ્ય કરીને પ્રાપ્ત થયા વગર રેહેતાજ નથી. અપ્રિયસાથે સંયોગ, સુપ્રિ-યસાથે વિયોગ, અર્થ, અનર્થ, સુખ, દુઃખ, જન્મ, મરણ ઉન્નતિ, ક્ષય, તથા લાભ, અલાભ એ સર્વ અદૃષ્ટધિન છે. જેમ ફળાદિક વિષે ગંધ, વર્ણ, રસ, સ્પર્શ ઇત્યાદિ ગુણ સ્વભાવથી જેમ પોતાની મેળે થાય છે તેમજ સુખ દુઃખા-દિક પણ સ્વાભાવિક છે, એ કોઇથી ટાળી શકાય તેમ નથી. સર્વ પ્રાણિને, આસન, શયન, ઉત્થાન તથા ભોજનાદિક, નિયતકાળમાં કર્તવ્ય છે. કાળે તથા અદૃષ્ટે કરી રોગી હોય તે અરોગી થાય, બળવાન્ દુર્બળ થાય, અને શ્રીમાન્ દરિદ્ર થાય. કેમકે કાળની ગતિ વિચિત્ર પ્રકારની છે. સત્કુળમાં જન્મ પરાક્રમ, આરોગ્ય, રૂપ, સૌભાગ્ય, તથા ઉપભોગ એ સર્વ ભવિતવ્યે કરીનેજ ઉપલબ્ધ થાય છે. દૈવનો મહિમા કેવો છે કે દરિદ્ર લોકોને ઇચ્છા ન કર-વાથી પણ ઘણાક પુત્રો હોય છે, ને સમૃદ્ધિવાન્ કામના કરવાથી પણ પુત્રના સુખને દેખતા નથી; કારણ દૈવનું વિચેષ્ટિત વિચિત્ર પ્રકારનું છે. વ્યાધિ, અગ્નિ, જળ, શસ્ત્ર, ક્ષુધાદિક, આપત્, વિષ તથા જ્વરાદિકે કરી મરણ તેમ-જ ઊંચેથી પડવું એ સર્વ અદૃષ્ટાધિન છે તેને કોઇપણ અતિક્રમણ કરી શકે તેમ નથી. જે ધનવાન્ હોય તે યુવાવસ્થામાંજ મૃત્યુને પામે અને દરિદ્ર સો વર્ષનો અતિ વૃદ્ધ થઇ મૃત્યુને પામે. બહુધા કરી નિષ્કિંચન પુરૂષ ચિરંજીવી દેખાય છે, અને સમૃદ્ધ કુળમાં ઉત્પન્ન થએલા પતંગ નામના જંતુની પેઠે નાશ પામે છે. બહુધા કરી લોકવિષે દાનવાનને ભોજન કરવાની શક્તિ પણ થોડી રહે છે, અને દરિદ્રોને કષ્ટ પણ જીર્ણ થઇ જાય છે. કાળે પ્રેરણા કરેલા પુરૂષ, આ હું કરૂં છું એમ માની દુરાત્મા એવા તે, અસંતોષને લીધે પોતાના ઇષ્ટ વાસ્તે પાપાચરણ કરે છે. કેટલાક વિદ્વાન્ પુરૂષો પણ બુધ પુરૂષોએ નિંદિત એવાં મૃગયા, દ્યૂત, પરસ્ત્રિયો, તથા મદ્યપાન કરતા દેખાય છે. એ રીતે ઇચ્છિત તથા અનિચ્છિત એવા સર્વ અર્થ, સર્વ ભૂતને કાળે કરીને પ્રાપ્ત

થાયછે, તેનું કારણ અદષ્ટ વિના બીજું નથી. હે નરર્ષભ, વાયુ, આકાશ, અગ્નિ, ચંદ્ર, આદિત્ય દિવસ, રાત્રિ, તારા મંડળ, નદીઓ, પર્વત, શીત, ઉષ્ણ, હર્ષણ, એ સર્વે જેમ પોતાની મેળે ઇશ્વરેચ્છાથી થયાં છે તેમજ મનુષ્યોને સુખ દુઃખ પણ કાળે કરી પ્રાપ્ત થાયછે. હે રાજન્, ઔષધ, મંત્ર, હોમ તથા જપ પણ જરા મૃત્યુ થકી મનુષ્યની રક્ષા કરતાં નથી. હે રાજન્, જેમ મહા સમુદ્રમાં કાષ્ટ સાથે કાષ્ટ મળી જાય ને પાછાં વળી એક બીજાથી દૂર થઇ જાય તેમજ જગત્માં પ્રાણિઓ કાળે કરી એકઠા મળે ને કાળે કરી જૂદાં પણ થઈ જાય. જે પુરૂષોને સ્ત્રિયો, ગીત તથા વાદ્યે કરી સેવન કરે છે, અને જે અનાથ એવા પારકું અન્ન ખાયછે તે બેઉનો યમરાજાને ઘેર યથાશાસ્ત્ર સરખો ન્યાય થશે, એટલે કે યમને ગરીબ શ્રીમાન્ બધા સરખા છે. માતા પિતા, પુત્ર તથા દારાઓનો સેંકડો તથા હજારો વખત અનુભવ કર્યો હશે પણ વિચાર કરતાં કોઇ કોઇનું નથી, જીવને લોકાંતર થવાથી કોઇનો સંબંધ રહેતો નથી. રસ્તામાં જેમ માણસ એક બીજાને મળે તેમજ સ્ત્રી, બંધુ તથા સુહૃદજનનું મળવું છે. માટે હું કોણ છું કયાં જઇશ, કયાં છું, શું કરવા અનુતાપ કરૂં છું, એવું મનમાં ધ્યાન કરી મનને સ્થિર કરવું; કેમકે પ્રિયનો સહવાસ અનિત્ય છે. સંસાર, ચક્રની પેઠે ભ્રમણ કરે છે ને ભ્રાતા, માતા, પિતા તથા સખા, રસ્તામાં મળેલા સરખા છે એટલે કે કોઈ કોઇનું છે નહિ. તેમ પરલોક કોઇએ પ્રત્યક્ષ જોયો નથી. પરંતુ કલ્યાણને ઇચ્છતા પુરૂષોએ શાસ્ત્રની આજ્ઞા ઉપર શ્રદ્ધા રાખી પરલોકનું અસ્તિત્વ સિદ્ધ કરી પિતૃઓનાં શ્રાદ્ધાદિક તથા બીજાં ધર્મકૃત્ય કરવાં. વિદ્વાન્ પુરૂષોએ વિધિવત્ યજન કરવું, ત્રિવર્ગનું સેવન કરવું. કેમકે, જન્મ મૃત્યુરૂપિ છે મોટા ગ્રાહ જેમાં એવા ગંભીર કાળરૂપ સાગરમાં આ જગત્ બધું ડુબી જાયછે, તેમાંથી જાગ્રત થઇ કોઇ પણ નિકળતું નથી. જુવો આયુર્વેદ ભણનારા ઘણાક વૈદ્ય પોતાના પરિગ્રહ સહિત વ્યાધિગ્રસ્ત દેખાયછે, તેઓ નાનાપ્રકારના કવાથ તથા વિવિધપ્રકારના ઘૃતપાન કરેછે તોય પણ મહોદધિ જેમ વેલાને અતિક્રમણ કરે નહિ તેમ મૃત્યુને અતિક્રમણ કરતા નથી. કેટલાક રસાયન જાણનાર તથા રસાયન ખાનાર એવા પુરૂષો પણ બળવાન હસ્તિઓએ હણેલા બીજા હસ્તિઓની પેઠે જરાએ કરી ગ્રસ્ત દેખાય છે. તેમજ તપેકરી

મુક્ત સ્વાધ્યાયનો અભ્યાસ કરવામાં તત્પર, દાતા તથા યજ્ઞશીલ એવા પણ જરા તથા મૃત્યુને તરતા નથી. ઉત્પન્ન થએલા સર્વ પ્રાણિઓને દિવસ, રાત્રિ, માસ, વર્ષ, તથા પક્ષ જે વ્યતીત થયાં તે ફરી આવવાનાં નથી. ને તે આ પરવશ એવો નર, કાળે કરી સર્વ પ્રાણિએ સેવેલા વિપુલ એવા સંસાર માર્ગને પ્રાપ્ત થાય છે. કેટલાક કહેછે કે જીવથકી દેહ ઉત્પન્ન થાયછે, કેટલાક કહેછે કે દેહ થકી જીવ ઉત્પન્ન થાયછે. તે હો પણ આ જગત્માં સ્ત્રી તથા બીજા બંધુઓ સાથે સમાગમ વટેમારગુના સંગમ સરખો છે, કોઈ સાથે પણ અત્યંત સહાવસ્થાન કોઇનું રેહેતું નથી. પ્રથમ તો પોતાના શરીર સાથેજ પોતાનો સમાગમ ઘણા કાળ રેહેતો નથી ત્યારે બીજાઓ સાથે તો ક્યાંથીજ રહે ? હે અનઘ, હે રાજન્, હાલ તમારા પિતા તથા પિતામહ ક્યાં છે, આજ તમે તેમને જોતા નથી અને તેઓ તમને જોતા નથી. આ લોકમાં રહેલો પુરૂષ, નરક તથા સ્વર્ગને જોતો નથી. નરક તથા સ્વર્ગ જોવાનાં સત્પુરૂષોનો શાસ્ત્રરૂપ ચક્ષુ છે, માટે હે નૃપતે, તું પણ શાસ્ત્રનું અનુશીલન કર. પિતૃ, દેવ, તથા મનુષ્યોનાં રૂણથી મુક્ત થવા સારૂ બ્રહ્મચર્ય, પુત્રોત્પાદન તથા યજ્ઞાનુષ્ઠાન અવશ્ય કર્તવ્ય છે. જે રાજા, પ્રથમ બ્રહ્મચર્ય પાળી પ્રજોત્પાદન કરી યજ્ઞશીલ એવો પછી હૃદયગત અનૃતને છોડી દઈ પરમાત્માનું આરાધન કરે તેના આ લોક પરલોક બેઉ સુધરે. રાગદ્વેષરહિત ધર્મને આચરતા ઘટતી રીતે પ્રજાપાસેથી વેરો લેનાર પ્રવર્તમાન કર્યોછે ધર્મ જેણે એવા રાજાનું યશ ચરાચર એવા સર્વ લોકમાં વૃદ્ધિ પામે છે. એવા અશ્મા બ્રાહ્મણના પરિપૂર્ણ હેતુવાળા સમગ્ર વાક્યને સમજી વિશુદ્ધ છે બુદ્ધિ જેની એવો શાંત શોક થયેલો વિદેહરાજા, તે અશ્મા બ્રાહ્મણની રજા લઈ પોતાના ઘર પ્રત્યે ગયો. તેમજ તું પણ હે અચ્યુત, હે શક્રોપમ, શોકને છોડી દે, ઉભો થા અને હર્ષને પ્રાપ્ત થા. તેં ક્ષત્રિધર્મેકરી પૃથ્વીને ઝીતી છે માટે હે કુંતિ સુત, તેને તું ભોગવ, તિરસ્કાર કર માં.

॥ तथात्वमप्यच्युतमुंचशोकमुत्तिष्ठशक्रोपमहर्षमेहि ॥
क्षात्रेणधर्मेणमहीजितातेतांभुंक्ष्वकुंतीसुतमावमंस्थाः ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वाणि व्यासवाक्ये गुर्जरभाषायां अष्टात्रिंशोऽध्यायः ॥ ३८ ॥

**वैशंपायनउवाच** ॥ अव्याहरतिराजेंद्रेधर्मपुत्रेयुधिष्ठिरे ॥

॥ गुडाकेशोहृषिकेशमभ्यभापतपांडवः ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય, એટલું કહેવાથી પણ રાજેન્દ્ર એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર કંઇ ન બોલ્યા ત્યારે પાંડુ પુત્ર અર્જુને હૃષીકેશ એવા શ્રીકૃષ્ણ પ્રત્યે આવી રીતે કહ્યું કે, જ્ઞાતિના શોકે કરી અભિસંતપ્ત શત્રુને તપાવનાર એવા આ ધર્મ પુત્ર યુધિષ્ઠિર શોકરૂપિ સમુદ્રમાં ડૂબ્યા છે, તેને હે માધવ, તમે આશ્વાસના કરો. હે જનાર્દન, અમે સર્વ પાછા સંશયિત થયા છીએ માટે હે મહાબાહો, તમે એમના શોકનો નાશ કરવા યોગ્ય છો. વૈશંપાયન કહે છે,—હે જનમેજય, એ રીતે મહાત્મા અર્જુને જેને કહ્યું એવા કમળસરખાં નેત્રવાળા અચ્યુત એવા ગોવિંદ ભગવાન, રાજાના અભિમુખ થયા. જે બાળકપણાથીજ ધર્મરાજને અર્જુનથી પણ અધિક પ્રિય છે, તેમ તેનાં વચનને પણ ધર્મરાજ અતિક્રમણ કરતા નથી, એવા મહાબાહુ શ્રીકૃષ્ણ ચંદને કરી ભૂષિત એવો રાજાનો ભુજ પોતાના હસ્તવિષે ધારણ કરી શૈલસ્તંભની જેને ઉપમા અપાય એવા યુધિષ્ઠિરને વિનોદ કરાવતાં કેહેવા લાગ્યા તે વખતે સુંદર દષ્ટા તથા સુંદર નેત્રવાળું તેનું મુખ સૂર્ય ઉદય થવાથી પ્રફુલ્લિત થએલાં કમળ સરખું શોભતું હતું. વાસુદેવ કહે છે—હે પુરૂષ વ્યાઘ્ર શરીરનું શોષણ કરે એવો શોક તમે કરો માં. જેઓ, આ રણાજિરમાં હણાયા તેઓ ક્યારેય પણ પાછા મળવાના નથી. હે રાજન, જેમ સ્વપ્નમાં પ્રાપ્ત થએલા લાભ, જાગ્રત થઇએ એટલે ટળી જાય, તેમજ મહા સંગ્રામમાં હણાયલા ક્ષત્રિય પણ તેવા થઇ ગયા. રણશોભિતા એવા તે સર્વ શૂરવીર સન્મુખ આવી મરણ પામ્યા પણ એમાંથી એકેય પાછળથી વા પલાયન કરી હણાયો નથી. માટે શૂરવીર એવા તે સર્વ મહાસંગ્રામમાં યુદ્ધ કરી પોતાના પ્રાણ ત્યાગ કરી શસ્ત્રપૂત એવા તે સ્વર્ગ પ્રત્યે ગયા, માટે તેમનો તમે શોચ કરવા યોગ્ય નથી. ક્ષત્ર ધર્મમાં તત્પર, શૂરવીર, વેદ તથા વેદાંગનો પાર પામેલા તેઓ પવિત્ર એવી વીર ગતિને પ્રાપ્ત થયા વાસ્તે મરણ પામેલા મોટા પ્રભાવવાળા તે રાજાઓને સાંભળી તેમનો શોચ કરવા તમો યોગ્ય નથી. આ પ્રસંગે પુત્રના શોકથી પીડિત થએલા સૃંજયને નારદે કહેલો પુરાતન એવો ઇતિહાસ હું કહું તે સાંભળો.

નારદ કહે છે-હે સૃંજય, હે રાજન્, હું, તું તથા સર્વ પ્રજા સુખ દુઃખ ભોગવી અંતે મરીશું. કેમકે સુખ દુઃખનો ભોગ કે અંતે મૃત્યુ એ તો સર્વને અવસ્ય છે માટે એમાં શોચ શો કરવો ? આ પ્રસંગે હે નૃપતે, પ્રાચીન રાજાઓનું તે માહાત્મ્ય હું કહું તે તું સાંભળ, અને તે મનમાં ગ્રહણ કર, એટલે તારૂં દુઃખ ટળી જશે. મરણ પામેલા મોટા પ્રભાવવાળા રાજાઓને સાંભળીનેજ સંતાપને શાંત કર. હે રાજન્, ક્રૂર ગ્રહને અભિશમન કરનાર, આયુષ્યને વધારનાર શ્રવણ કરવા યોગ્ય એવું મનોહર પ્રાચીન રાજાઓનું મહાત્મ્ય, વિસ્તારથી કહું તે શ્રવણ કર. હે સૃંજય, અવિક્ષિતનો પુત્ર મરૂત્ત રાજા, અતિ ભાગ્યવાન્ હતો. જે મહાત્માના યજ્ઞમાં બૃહસ્પતિ છે મુખ્ય જેમાં એવા વરૂણ તથા બૃહસ્પતિ સહિત વિશ્વસૃષ્ટા દેવતાઓ, આવ્યા હતા. જેણે સ્પર્દ્ધાએ દેવરાજ ઇન્દ્રને પણ જીત્યો હતો. જેને ઇન્દ્રનું પ્રિય ઇચ્છનાર બૃહસ્પતિએ તું યાગ ન કર એમ ના પાડી હતી. તેથી બૃહસ્પતિના નાના ભાઇ સંવર્તે તેને યજન કરાવ્યું હતું. હે રાજસત્તમ, જે મરૂત્તના રાજ્યમાં યજ્ઞમંડપથી શોભિતી પૃથ્વી ખેડ્યા વગર ધાન્ય ઉત્પાદન કરતી હતી. જે મરૂત્તના યજ્ઞમાં વિશ્વેદેવ દેવતાઓ સભાસદ હતા. સાધ્યને મરૂદ્ગણ પરિવેષ્ટા હતા. જેના યજ્ઞમાં મરૂદ્ગણ સોમપાન કરતા હતા. એ રાજાએ દેવ, મનુષ્ય તથા ગંધર્વને એટલી તો દક્ષિણા આપી કે જેને તેઓ વહન પણ કરી શક્તા ન હતા. હે સૃંજય, ધર્મજ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્યે કરી તારાથી અધિક અત્યંત પવિત્ર એવો તે પણ મૃત્યુગ્રસ્ત થયો એમ અમે સાંભળ્યું છે ત્યારે તું પુત્રનો શોક શું કરે છે, પુત્રનો શોક ન કર. જેના રાજ્યમાં ઇન્દ્રે એક વર્ષપર્યંત સુવર્ણની વૃષ્ટિ કરી હતી જે રાજાને પ્રાપ્ત થઇ વસુમતી એવી પૃથ્વી સત્યનામવાળી થઇ. ને તે રાજાના રાજ્યમાં નદીઓ, સુવર્ણને વહન કરતી હતી જે નદીઓમાં લોકપૂજિત એવા ઇન્દ્રે, સુવર્ણના કુર્મ, કર્કટ, નક્ર, મકર તથા શિંશુક નામના જળજંતુઓને નાખ્યા હતા. ઇન્દ્રે નાખેલા સેંકડો તથા હજારો સુવર્ણના તે મત્સ્યાદિકને જોઇ તે સુહોત્ર રાજા પણ વિસ્મયને પ્રાપ્ત થયો. પછી તે બધું ગ્રહણ કરી કુરૂજાંગલ દેશમાં રાખી અવિતથ એવા યજ્ઞે કરી યજન કરતા તેણે તે સર્વ બ્રાહ્મણોને આપી દીધું. હે સૃંજય, ધર્મજ્ઞાનાદિકે કરી તારાથી અધિક ને તારા પુત્રથી પુણ્યવાન્ એવો

તે પણ મૃત્યુગ્રસ્ત થયો ત્યારે અયાજ્ઞિક એવા પુત્રનો તું શું શોક કરે છે! માટે ચેતનાવાન્ થા, અને વિચાર કરી શાંત થા. જેણે યજ્ઞવિષે દશલક્ષ શ્વેત અશ્વ, દશલક્ષ સુંવર્ણાલંકૃત કન્યા, દશલક્ષ દિગ્ગજતુલ્ય માતંગ, એક કોટિ સુવર્ણની માળાથી શોભિતા વૃષ, અને સહસ્ત્ર ધેનું, એ દક્ષિણા આપી હતી. એવા દાતા યજમાન એવા તે અંગરાજાના વિષ્ણુપદ નામક પર્વતવિષે થતા યજ્ઞમાં ઇન્દ્ર, સોમપાને કરી મત્ત થયો હતો ને બ્રાહ્મણો દક્ષિણા વડે મત્ત થયા હતા. એવા તેણે સો યજ્ઞ કર્યા, તેમાં એટલી તો દક્ષિણા આપી કે તેને દેવ, મનુષ્ય તથા ગંધર્વ કોઇ વહન કરી શકતા ન હતા. અંગદેશના તે બૃહદ્રથ રાજાએ અગ્નિષ્ટોમ આદિ લઇ સાતસોમ સંસ્થાન વિષે જેટલું ધન આપ્યું તેટલું આપનાર આજ દિવસ સુધી કોઇ બીજો થયો નથી ને થશે પણ નહિ. હે સૃજંય, જ્ઞાનાદિકે કરી તારાથી અધિક તારા પુત્રથી અત્યંત પુણ્યવાન્ એવો તે પણ કાળનો કોળિયો થયો એમ અમે સાંભળ્યું છે માટે તું પુત્રનો શોચ શું કરે છે. જેણે મોટા રથમાં શબ્દે કરી પૃથ્વીને શબ્દાયમાન કરતાં જયકારક એક રથે કરી પૃથ્વીને એક છત્રવાળી કરી હતી, તથા આ સર્વ પૃથ્વીને ચર્મની પેઠે વીંટી લીધી હતી, ને આરણ્યક પશુઓ સહિત જે કંઇ ગાયો, અશ્વ પોતાનું હતું તે સર્વ ઉશીનર પુત્ર તે શિબિએ યજ્ઞ વિષે આપી દીધું હતું. હે સૃંજય, પ્રજાપતિ પણ ઇન્દ્ર સરખા પરાક્રમવાળા રાજર્ષિ શૈબ્યના ધોંસરાને વેહેનાર બીજા કોઇને પણ ન માનતા હતા. ઐશ્વર્યાદિકે કરી તા-રાથી અધિક સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ તારા પુત્રથી અતિ પુણ્યવાન્ એવો તે શિ-બિ પણ મરણ પામ્યો ત્યારે યજન કરનાર નહિ એવા તારા પુત્રનો તું શું શોચ કરે છે. ઘણોક છે દ્રવ્યસંચય જેને એવા શકુંતલાથી ઉત્પન્ન થયેલા દુષ્યં-તપુત્ર મહાત્મા જે ભરતે પૂર્વે, યમુનાના તીર વિષે ત્રિંશત, સરસ્વતીના તટ વિષે વિંશતિ, ને ગંગાના તટ વિષે ચતુર્દશ અશ્વ બાંધી મહા તેજસ્વિ એવા તેણે, સહસ્ત્ર અશ્વમેધ અને શત રાજસૂય યજ્ઞ કર્યા હતા, તે વખતે સર્વ રાજાઓ, મનુષ્યો બે હાથે કરી જેમ આકાશ પ્રત્યે જઇ શકે નહિ તેમ ભ-રતના મોટા કર્મને અનુગમન કરવા સમર્થ થતા ન હતા. જેણે વેદિનો વિસ્તાર કરી અસંખ્ય અશ્વ બાંધી હજાર પદ્મ અશ્વ, કણ્વને આપ્યા. હે સૃંજય, ઐશ્વર્યાદિકે કરી તારાથી અધિક અને તારા પુત્રથી અત્યંત પુણ્યવાન્ તે દુષ્યંત

પુત્ર ભરત પણ મરણને પામ્યો ત્યારે અયાજ્ઞિક એવા તારા પુત્રનો તું શું શોચ કરે છે. જે, ઔરસ પુત્રની પેઠે નિરંતર પ્રજા ઉપર દયા કરતા હતા, અને જેના દેશમાં સ્ત્રિયો વિધવા થતી ન હતી, તેમ કોઇ અનાથ ન હતા ને હમેશ જે રામચંદ્ર પિતાની પેઠે પોતાની પ્રજાની રક્ષા કરતા હતા, જે રામના રાજ્યમાં વખતસર વર્ષાદ વરસતો હતો, સારી રીતે ધાન્ય ઉત્પન્ન થતાં હતાં, કોઇ વખતે દુકાળ પડતો ન હતો. કોઇપણ પ્રાણિઓ જળમાં ડૂબતાં ન હતાં. અગ્નિદાહ થતો ન હતો. કોઇને રોગ થતો ન હતો. હજારો વર્ષની સ્ત્રિયો તથા પુરૂષો થતા હતા. તેમજ સર્વ સિદ્ધ છે અર્થ જેમના એવા સર્વ રોગ રહિત રેહેતા હતા. સ્ત્રિયોને પણ પરસ્પર વિવાદ થતો ન હતો ત્યારે પૂરૂષોને તો ક્યાંથીજ થાય? સર્વ પ્રજા, નિરંતર પોતપોતાનો ધર્માચરણ કરતી હતી. જે રામના રાજ્યમાં સર્વ સિદ્ધ છે અર્થ જેમનો નિર્ભય, ઇચ્છા પ્રમાણે, વિચરનાર, સત્ય છે વ્રત જેમનું, એવા સંતુષ્ટ મનવાળા સર્વ મનુષ્ય હતા. જે રામના રાજ્યમાં વૃક્ષો પણ નિરંતર છે પુષ્પ તથા ફળ જેમાં એવા નિરૂપદ્રવ હતા. ને ગાયો પણ ઘડા ભરી દૂધ આપતી હતી. મહાતપસ્વિ એવા જેણે ચતુર્દશ વર્ષ પર્યંત વનમાં રહી નથી દ્વાર બંધ જેમાં વખાણવાલાયક દશ અશ્વમેધ યજ્ઞ કર્યા. યુવાવસ્થાવાળા, શ્યામ, રક્ત છે નેત્ર જેનાં, યૂથપતિ હસ્તિ સરખા, આજાનુ બાહુ, સુંદર મુખવાળા, સિંહના સરખા છે સ્કંધ જેના, મહાભુજ, એવા તે અયોધ્યાપતિ દશરથ પુત્ર રામ, અગિયાર હજાર વર્ષ સુધી રાજ્ય કરી છેવટ મરણને પ્રાપ્ત થયા એમ અમે સાંભળ્યું છે. હે સૃંજય, ઐશ્વર્યાદિકે કરી તારાથી અધિક ને તારા પુત્રથી અતિશય પુણ્યવાન્ એવા તે પણ જ્યારે મરણ પામ્યા ત્યારે તારા પુત્રનો તું શોચ શું કરે છે. જે ભગીરથના વિસ્તૃત એવા યજ્ઞવિષે સોમપાન કરી મદોત્કટ થએલા સુરસત્તમ ઇંદ્રે, બાહુવીર્યે કરી ઘણાક હજાર અસુરોને ઝીત્યા હતા. વિસ્તૃત યજ્ઞે કરી યજન કરતા જે ભગીરથે, સુવર્ણાલંકૃત દશ લક્ષ કન્યા દક્ષિણા આપી હતી. તે સર્વ કન્યાઓ રથ ઉપર બેઠેલી હતી, સર્વ રથ ચાર અશ્વયુક્ત હતા, એક એક રથની પાછળ સુવર્ણની માળા પેરેલા સો સો હસ્તિ, એક એક હસ્તિની પાછળ હજાર હજાર અશ્વ, એક એક અશ્વની પાછળ હજાર હજાર ગાયો, ને એક એક ગાયની પાછળ

હજાર હજાર મેંઢા અને બોકડા આપ્યા હતા. કોઈ વખતે ત્યાં સમીપ દેશ વિષે ભગીરથ રાજા બેઠા હતા તે સમયે ગંગા તેના ખોળામાં આવીને બેઠાં. તેથી ઉર્વશી કેહેવાયાં. એ રીતે ત્રિલોકપથ પ્રત્યે જનારી તે ગંગાએ ઘણી દક્ષિણા આપનાર તે યજમાન એવા ભગીરથને, પિતાપણાથી સ્વીકાર કર્યો ને પોતે તેના દુહિતૃપણાને પ્રાપ્ત થઇ તેથી ભાગીરથી એ નામે કરી વિખ્યાત થઇ. હે સૃંજય, તારાથી ધર્માદિકે કરી અધિક તારા પુત્રથી અત્યંત પુણ્યવાન્ એવો તે પણ મરણ પામ્યો એમ અમે સાંભળ્યું છે, માટે તું પુત્રનો શું શોચ કરે છે. જે મહાત્મા દિલીપ રાજાએ સાવધાન થઇ મહાયજ્ઞવિષે ધને કરી સંપૂર્ણ એવી આ પૃથ્વી બ્રાહ્મણોને આપી હતી, ને બ્રાહ્મણો, જેના ઘણાક કર્મને અદ્યાવધિ કહે છે, યજમાન એવા જે દિલીપના પ્રત્યેક યજ્ઞમાં તેના પુરોહિતે સુવર્ણથી શોભિતા હજાર હજાર હસ્તિરૂપ દક્ષિણા ગ્રહણ કરી હતી. જેના યજ્ઞમાં સુવર્ણમય શોભિતો મોટો યજ્ઞસ્તંભ ઉભો કર્યો હતો, તેની પાસે વર્ણ સ્થળમાં બેઠેલા ઇન્દ્રાદિક દેવતાઓ કર્મ કરતા હતા. છ હજાર દેવ તથા ગંધર્વ, નૃત્ય કરતા હતા. ગંધર્વરાજ વિશ્વાવસુ પોતે, તેમના મધ્યમાં સપ્તસ્વરને અનુસારે વીણા વગાડતો હતો, તે વખતે ત્યાં બેઠેલાં સર્વ પ્રાણિઓ, આ, મારી આગળજ વગાડે છે એમ માનતાં હતાં. એ દિલીપરાજાનું અનુકરણ બીજા કોઇ પણ રાજાઓ ન કરતા હતા. કેમકે સુવર્ણથી શોભિતા જેના મત્ત હસ્તિઓ, રસ્તામાં શયન કરતા હતા. અને જેમણે, સત્યવાદિ એવા મહાત્મા દિલીપને દૃષ્ટિએ કરી જોયો હતો તે પણ સ્વર્ગમાં ગયા. જે દિલીપના ઘરવિષે સ્વાધ્યાયનો શબ્દ, પ્રત્યંચાનો શબ્દ, તથા દીયતાં એટલે ઘો, આપો એ ત્રણ શબ્દ, જીર્ણ થતા ન હતા. હે સૃંજય, તારાથી ધર્માદિકે કરી અધિક તારા પુત્રથી અત્યંત પુણ્યવાન્ એવો તે પણ મરણ પામ્યો ત્યારે તું પુત્રનો શું શોચ કરે છે. કોઇને પુત્રોત્પન્ન થવા સારૂ દધિયુક્ત આજ્ય નિર્માણ કરેલું હતું તે યુવનાશ્વ રાજાએ પીધું. તેમાથી રૂધિરના યોગવિના તે યુવનાશ્વના ઉદરમાં ગર્ભ થયો તે, પૂર્ણ થયો તે વખતે દેવતાઓએ યુવનાશ્વનો પાર્શ્વભાગ ભેદી તે ગર્ભને બહાર કાઢ્યો. તે વખતે પિતાના ખોળામાં સુતેલા દેવરૂપિ એવા તેને જોઇ દેવતાઓ પરસ્પર કેહેવા લાગ્યા કે આ કોને ધાવશે. તે વખતે 'મને ધાવશે,' એમ કહી ઇન્દ્ર તેની પાસે

મયો ને પોતાનો હાથ તેના મુખમાં આપ્યો, તેમાંથી તે મહાત્માને પુષ્ટિ વાસ્તે દૂધની ધારા થઇ. એ રીતે ઇન્દ્રનો હાથ સ્ત્રવવા લાગ્યો એવી રીતે ઇન્દ્રના હસ્તનું પાન કરી તે વૃદ્ધિ પામ્યો. એક દિવસમાં સો પળ એટલે એક દિવસમાં એટલો બોજો વધતો હતો કે તેથી દ્વાદશ દિવસમાં દ્વાદશ વર્ષ જેવડો થયો. એ રીતે પ્રૌઢ થએલા યુદ્ધમાં ઇન્દ્ર સરખા શૂરવીર ધ- ર્માત્મા તથા મહાત્મા એવા જેણે એક દિવસમાં સર્વ પૃથ્વીનો જય કર્યો હતો. તેમજ જેણે અંગાર, મરૂત, અસિત, ગય, અંગ તથા બૃહદ્રથને સંગ્રામમાં પરાજય પમાડ્યા હતા. યુવનાશ્વપુત્ર એવા તે માંધાતાએ જ્યારે અંગાર રાજા સાથે યુદ્ધ કર્યું, ત્યારે તેઓના ધનુષના ટંકારે કરી નભો મં- ડળ વિદીર્ણ થયું. એમ દેવતાઓ માનતા હતા. જેટલામાં સૂર્ય ઉદય થાય છે ને પાછો અસ્ત થાય છે તે સર્વ યુવનાશ્વપુત્ર માંધાતાનું ક્ષેત્ર હતું એમ કેહેવાય છે. જે માંધાતાએ શત અશ્વમેધ તથા શત રાજસૂયથી યજન કરી દશ યોજનમાં દીર્ઘ અને એક યોજનમાં આયત એવા સુવર્ણના રોહિત નામના મત્સ્ય બ્રાહ્મણોને દક્ષિણામાં આપ્યા હતા. હે સૃંજય, ઐશ્વર્યાદિકે કરી તારાથી અધિક તારા પુત્રથી અતિ પુણ્યવાન્ એવો તે પણ મૃત્યુનો અતિથિ થયો માટે અયાજ્ઞિક એવા પુત્રનો તું શું શોચ કરે છે. જેણે સાગર પર્યંત એવી આ સમગ્ર પૃથ્વીને જીતી કાષ્ટ દંડ ફેંકતા હતા. તે શમ્યાપાત કેહેવાય યુગકીલક જેટલે દૂર પડે, તેટલે દૂર વેદીએ કરી પૃથ્વીને ચીતરતા તે પૃથ્વી પ્રત્યે જતા હતા. એણે મુખ્ય યજ્ઞ તથા શતવાજપ યજ્ઞ કરી સુ- વર્ણના ત્રણ પર્વતે કરી બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હતા. પછી વ્યુઢ એવાં આસુર યુદ્ધે કરી દૈતેય તથા દાનવોને હણી નહુષ પુત્ર યયાતિ, યદુદ્રુહ્યુ આદિ પુ- ત્રોને પૃથ્વીનો અંશ આપી પુરૂને રાજ્યાભિષેક કરી સ્ત્રી સહિત પોતે વનમાં ચાલી નીકળ્યો, હે સૃંજય, તારાથી ધર્માદિકે કરી અધિક તારા પુત્રથી અ- ત્યંત પુણ્યવાન્ તે નહુષ પુત્ર યયાતિ પણ મરણ પામ્યો એમ અમે સાં- ભળ્યું છે માટે તું પુત્રનો શું શોચ કરેછે. પ્રજા રક્ષણ કરનાર એવા જે પ- વિત્ર રાજાને વરી હતી, અને જેણે વિસ્તૃત એવા યજ્ઞમાં દશ લક્ષ યાજ્ઞિક રાજાઓને બ્રાહ્મણોના દાસ્યમાં યોજના કર્યા હતા. એવું કામ પૂર્વે કોઇએ કર્યું નથી અને બીજાઓ કરશે પણ નહિ. એવી રીતે દાક્ષ્ય યુક્ત એવા પુરૂષ,

નાભાગ પુત્ર અંબરીષનાં વખાણુ કરતા હતા. એ રીતે અંબરીષના યજ્ઞોમાં બ્રાહ્મણોનું દાસપણું કરતા સર્વ રાજાઓ અંબરીષના માહાત્મ્યથી ઉત્તર માર્ગે કરી હિરણ્યગર્ભના લોકને પ્રાપ્ત થયા. હે સંજય, ઐશ્વર્યાદિકે કરી તારાથી અધિક ને તારા પુત્રથી અતિશય પુણ્યવાન્ એવો તે નાભાગ પુત્ર અંબરીષ પણ મરણ પામ્યો એમ અમે સાંભળ્યું છે, ત્યારે તારા પુત્રનો તું શું શોચ કરે છે. જે મહાત્માને એક લક્ષ ભાર્યાઓ અને દશ લક્ષ પુત્ર હતા. તે સર્વ સુવર્ણનું કવચ પેરેલા તથા ઉત્તમ ધનુષ ધરનાર હતા. તે એક એક પુત્રને શત શત કન્યા હતી, તે તે એક એક કન્યા પાછળ શત શત હસ્તિ, એક એક હસ્તિની પાછળ શત શત રથ, પ્રત્યેક રથની પાછળ સુવર્ણની માળાથી શોભિતા શત શત અશ્વ, પ્રત્યેક અશ્વની પાછળ શત શત ગાયો, પ્રત્યેક ગાય પાછળ શત શત મેંઢાને બોકડા, એ સર્વે શશબિંદુ રાજાએ અશ્વમેધ યજ્ઞમાં બ્રાહ્મણોને અર્પણ કર્યું હતું, હે સંજય, ઐશ્વર્યાદિકે કરી તારાથી અધિક તારા પુત્રથી અતિ પુણ્યવાન તે શશબિંદુ પણ મરણ પામ્યો એમ અમે સાંભળ્યું છે, ત્યારે તું પુત્રનો શોચ શું કરે છે. જે અમૂર્તરયાના પુત્ર ગય રાજાએ શત વર્ષ પર્યંત હુતાવશિષ્ટનું ભોજન કર્યું હતું. તેથી પ્રસન્ન થએલા અગ્નિએ તેને કહ્યું કે તું વર માગ, ત્યારે તે ગય રાજાએ અગ્નિ પાસે આવી રીતે વર માગ્યા કે, હે હુતાશન, તમારા પ્રસાદથી મને ધર્મમાં શ્રદ્ધા, સત્યમાં અનુરાગ, ને નિરંતર દાન કરૂં તોય ધનનો ક્ષય ન થાય એ વર હું માગું છું. એવી તેની પ્રાર્થના સાંભળી અગ્નિએ તેને તે તે વર આપ્યા એ રીતે ગયરાજા, અગ્નિ થકી તે તે સર્વ કામનાઓને પ્રાપ્ત થયો, એ રીતે અમે સાંભળ્યું છે. એ ગય રાજાએ હજારો વર્ષ પર્યંત દર્શ પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, તથા અશ્વમેધે કરી યજન કર્યું હતું. તેમજ જે હજારો વર્ષ પર્યંત સવારમાં ઉઠી દશ હજાર ગાય તથા સો ખચ્ચરનું દાન આપતો હતો. વળી જેણે સ્વાહાથી દેવગણને, સ્વધાથી પિતૃગણને, અભીષ્ઠ સાધનથી સ્ત્રિયોને તૃપ્ત કર્યા હતાં. જેણે અશ્વમેધ નામના મહા યજ્ઞમાં પચાસ હાથનો છે વિસ્તાર જેનો અને દશ હસ્ત દીર્ઘ એવી સુવર્ણની પૃથ્વી કરી તેનું બ્રાહ્મણોને દાન આપ્યું હતું. હે રાજન્, હે પુરૂષર્ષભ, જેણે ગંગાવિષે જેટલા વેળુના કણ છે, તેટલી ગાયો બ્રાહ્મણોને આપી હતી. હે સંજય, ઐશ્વર્યાદિકે કરી તારાથી અધિક તારા પુત્રથી અત્યં-

ત પુણ્યવાન્ એવો તે ગય રાજા પણ મરણ પામ્યો ત્યારે તું પુત્રનો શું શોચ કરે છે. મહા તપસ્વિ એવા સંકૃતિ પુત્ર રંતિદેવે સારી રીતે આરાધન કરી ઇન્દ્ર પાસે આવી રીતના વરની પ્રાર્થના કરી હતી જે અમને અન્ન ઘણું થાય, હમેશ અતિથિનો સમાગમ રહે, તેમજ ધર્મમાં શ્રદ્ધા રહે, તેમાં કોઇની અમારે યાચના કરવી ન પડે. તેમજ ગ્રામ્ય તથા આરણ્ય પશુઓ પોતાની મેળે તીક્ષ્ણ વ્રતવાળા જે રંતિદેવની પાસે આવી તેને આવી રીતે કેહેતાં હતાં જે અમને પિતૃકાર્યમાં નિયોગ કરો, તેથી તેણે યજ્ઞમાં મારેલાં પશુઓના ચર્મરાશિ થકી ઉત્પન્ન થએલા સારભૂત દ્રવે કરી મોહોટી નદી થઇ હતી તે ચર્મણ્વતી નામથી વિખ્યાત એવી નદી આજ દિવસ પર્યંત વિખ્યાત છે. જે રંતિદેવ, સભામાં બ્રાહ્મણોને શત શત નિષ્ક સુવર્ણ દાન કરતો હતો; તે બ્રાહ્મણો લેતા ન હતા, પછી જ્યારે શહસ્ત્ર નિષ્ક આપતા હતા ત્યારે તેઓ લેતા હતા. બુદ્ધિમાન્ એવા રંતિદેવના ઘરમાં અન્વાહાર્ય તથા દ્રવ્યના ઉપકરણભૂત ઘડા, તપેલીયો, કઢાઇ, થાળીઓ આદિ લઈ સર્વ પાત્ર સુવર્ણનાં હતાં. જે સંકૃતિ પુત્ર રંતદેવના ઘરવિષે જે રાત્રિ વિષે અતિથિઓ રેહેતા હતા તે રાત્રિ વિષે વિશ હજાર તથા એકસો ગાયોનું ગવ્ય વપરાતું હતું. તોય પણ ઉજ્વલ મણિનાં કુંડલ પેરેલા પાક કરનારાઓ, આવી રીતે આક્રોશ કરતા હતા જે કઢી દાળ ઇત્યાદિ સૂપાન્ન ઘણું છે માટે તે ખાઓ; કેમકે પૂર્વની પેઠે આજ માંસ નથી. હે સંજય, ઐશ્વર્યાદિકે કરી તારાથી અધિક અને તારા પુત્રથી અતિશય પુણ્યવાન્ એવો તે રંતિદેવ પણ મરણ પામ્યો ત્યારે અયાજ્ઞિક એવા પુત્રનો તું શું શોચ કરે છે. ઇક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થએલો પુરૂષમાં સિંહરૂપ અતિમાનુષ પરાક્રમવાળો જે સગર રાજા જ્યારે ગમન કરતો હતો ત્યારે શરત્કાલીન સ્વચ્છ એવાં નભોમંડળમાં નક્ષત્રગણ જેમ ચંદ્રને અનુગમન કરે તેમ સાઠ હજાર પુત્ર અનુગમન કરતા હતા. (પાછળ ચાલતા હતા.) જેણે પોતાના પ્રતાપથી એક પોતેજ જેનો અધિપતિ છે એવી પૃથ્વીને એક છત્રા કરી હજાર અશ્વમેધે કરી દેવતાઓને તૃપ્ત કર્યા હતા. જેણે કમળ સરખાં નેત્રવાળી સ્ત્રિઓએકરી પૂર્ણ શય્યાદિ ઉપકરણ સહિત સર્વ ઉપસ્કર છે સોનાના જેમાં સુવર્ણના સ્તંભથી શોભિતો પ્રાસાદ, યોગ્ય એવા બ્રાહ્મણોને આપ્યો હતો ને બીજી પણ

વિવિધ પ્રકારની તેમની કામનાઓ પરિપૂર્ણ કરી હતી. જેની આજ્ઞાથી સુવર્ણ આસાદરૂપ તે ધનનો બ્રાહ્મણોએ વિભાગ કરી લીધો હતો. જેણે કોપથી પૃથ્વી ખોદાવી સમુદ્ર કીધા તેથી તે સમુદ્ર આજ સુધી સાગર નામથી વિખ્યાત છે. હે સૃંજય, ધર્માદિકે કરી તારાથી અધિક તારા પુત્રથી અતિશય પુણ્યવાન્ એવો તે સગર પણ મૃત્યુગ્રસ્ત થયો ત્યારે તું પુત્રનો શોચ શું કરે છે. વેન પુત્ર એવા જે પૃથુને દંડકારણ્યવિષે મહર્ષિઓએ એકઠા મળી અભિષેક કર્યો હતો, તે સર્વત્ર અતિ પ્રસિદ્ધ થયો તેથી પૃથુ એ રીતે વિખ્યાત થયો. વિનાશ થકી તે રક્ષા કરતા હતા માટે ક્ષત્રિય કેહેવાયા, ને પ્રજા, જે વેન પુત્ર પૃથુને જોઇ અમે રક્ત છીએ એમ કેહેતી હતી એ રીતે અનુરાગથી રાજા એવું નામ થયું. કેમકે પ્રજાનું અનુરંજન કરવાથી રાજા કેહેવાય. જે પૃથુના રાજ્યમાં પૃથ્વી ખેડ્યા વગર ધાન્યવાળી તથા ઘણાંક ફળ પુષ્પને પ્રસવ કરતી હતી. પત્ર પત્રમાં મધુ ઉત્પન્ન થતું હતું. ગાયો હસ્તસ્પર્શ માત્રમાં પૂર્ણ દૂધ આપતી હતી. સર્વ સિદ્ધિ છે અર્થ જેમને એવી નિર્ભય તથા રોગરહિત પ્રજા પોતાની ઇચ્છા પ્રમાણે ક્ષેત્ર તથા ગૃહવિષે વસતી હતી. રાજા જળમાં ગમન કરતો હતો તે વખતે સમુદ્ર નદી તથા નદનાં જળ સ્તંભન થઇ જતાં હતાં. ધ્વજનો એટલે ધજાનો ભંગ થતો નહતો જેણે અશ્વમેધ નામના મોટા યજ્ઞવિષે બારસો હાથ ઉંચા એવા સુવર્ણના એકવીશ પર્વત બ્રાહ્મણોને આપ્યા હતા. હે સૃંજય, ધર્માદિકે કરી તારાથી અધિક તારા પુત્રથી અતિશય પુણ્યવાન એવો તે પણ મરણ પામ્યો માટે અયાજ્ઞિક એવા તારા પુત્રનો તું શું શોચ કરે છે. હે સૃંજય, હે રાજન્, તૂષ્ણીભાવને પ્રાપ્ત થઇ તું શું ધ્યાન કરે છે? આ મારી વાણીને નથી સાંભળતો. જો ન સાંભળતો હોય તો નજીક મરણ આવેલા વિષે સારી રીતે યોજના કરેલું પથ્ય જેમ ફોગટ જાય તેમ આ મારૂં કેહેવું ફોગટ થયું. સૃંજય કહેછે,—હે નારદ, પુણ્ય કરનાર મહાત્મા એવા કીર્તિએ કરી સુકૃત રાજર્ષિઓ સંબંધિની વિચિત્ર પ્રકારના અર્થવાળી પવિત્ર ગંધવાળી માળાસરખી શોક નાશ કરવો એ છે પ્રયોજન જેનું એવી આ તમારી વાણીને હું સાંભળું છું. હે મહર્ષે હે નારદ, તમારૂં બોલવું ફોગટ નથી. કેમકે તમને જોઇનેજ હું શોક રહિત થયો છું. હે બ્રહ્મવાદિન્, તમારા વચનને હું શ્રવણ કરવા ઇચ્છું છું. કેમકે

અમૃતની પેઠે તમારા વચનના પાનથી હું તૃપ્ત થતો નથી. હે અમોઘ દ-ર્શિન્, હે વિભો, સંતાપે કરી દગ્ધ એવા મને પ્રસાદ કરતા હો તો હાલજ તમારા પ્રસાદથી મારા પુત્રનું સંજીવન તથા તે પુત્રોનો સમાગમ મને થાઓ નારદ કહેછે,—સ્વર્ણષ્ઠીવી એવો જે પુત્ર તને પર્વત ઋષિએ આપ્યો હતો, ગુણ-વાન્ એવો તે આ પુત્ર મરણ પામ્યો. હિરણ્યનાભ એવો પાછો તે આ પુત્ર હું તને આપું છું તે હજારો વર્ષ સુધી જીવતો રેહેશે.

यस्तेपुत्रोगमितोयंविजातःस्वर्णष्ठीवीयमदात्पर्वतस्ते ॥
पुनस्तुतेपुत्रमहंददामिहिरण्यनाभंवर्षसहस्त्रिणंच ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि षोडशराजोपाख्यानो गुर्जरभाषायां एकोनत्रिंशत्तमोऽध्यायः ॥ २९ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ सकथंकांचनष्ठीवीसृंजयस्यसुतोभवत् ॥
॥ पर्वतेनकिमर्थंवादत्तस्तेनममारच ॥

યુધિષ્ટિર કહેછે,—સૃંજયનો તે પુત્ર, કાંચનષ્ઠીવી કેમ થયો? તે પર્વત ઋષિએ કેમ આપ્યો અને કેમ મરણ પામ્યો? તે વખતમાં મનુષ્ય હજાર વર્ષનાં આયુષ્યમાન્ થતાં હતાં ને તે સૃંજયનો પુત્ર નથી પ્રાપ્ત થઇ કુમાર અવસ્થા જેને એવડો બાળક કેમ મરણ પામ્યો? એ સુવર્ણષ્ઠિવીનું શું તેવું નામ માત્રજ હતું કે સુવર્ણષ્ઠિવી હતો એ સર્વ હું જાણવા ઇચ્છુછું. શ્રીકૃષ્ણ કહેછે. હે જનેશ્વર, આ પ્રસંગે બનેલું વૃત્તાંત હું કહું તે સાંભળો. પ્રથમ લોક-સત્તમ એવા મામો ભાણેજ બેઉ નારદ તથા પર્વતઋષિ ઘૃત તથા શાળી એટલે ચોખા ભક્ષણ કરી મનુષ્ય લોકમાં વિહાર કરવા સારૂ દેવલોકથી આવ્યા હતા. તેમાં નારદ માતુલ અને પર્વત તેનો ભાગિનેય હતો. તપે કરી યુક્ત અવ-નીતલમાં વિચરનાર, મનુષ્ય ભોગને ભોગવનાર, ઘટતી રીતે વિચરનાર, પરસ્પર પ્રીતિમાન, હર્ષયુક્ત એવા તે બેઉએ પરસ્પર આવી રીતના શપથ કર્યા જે આપણ બેમાં શુભ વા અશુભ જે કંઈ સંકલ્પ હૃદયમાં થાય તે પર-સ્પર એક બીજાને કેહેવો. જે ન કહે તે જુઠું બોલવા સંબંધિ પાપભાગી થાય. એ રીતે પરસ્પર પ્રતિજ્ઞા કરી લોકપૂજિત એવા તે બેઉ મહર્ષિઓએ

શ્વૈત્ય એવા સંજય પાસે જઇ આવી રીતે કહ્યું કે, અમે કિયત્કાલપર્યંત તારા હિત વાસ્તે તારી પાસે રહીશું, માટે હે પૃથિવીપાલ, તું અમને અનુકૂલ થા. 'ઠીક બહુ સારૂ' એમ કહી રાજા તેમનો સત્કાર કરી સેવા કરવા લાગ્યો. ત્યારપછી કોઇ વખતે પરમ હર્ષિત થએલો રાજા, તપરૂપિ છે ધન જેમને એવા તે મહાત્મા પાસે જઇ આવી રીતે કેહેવા લાગ્યો કે, વરને વરનારી દર્શનીય, સુંદર અંગવાળી શીલવૃત્તયુક્ત કુમારી કમળના કિંજલ્ક સરખી સુંદર કાંતિવાળી સુકુમારી નામની આ મારી એકજ કન્યા, તમારી પરિચર્યા કરશે. એવાં રાજાનાં વચન સાંભળી તેઓએ કહ્યું કે ઘણું સારૂં એટલે રાજાએ કન્યાને આવી રીતે શીક્ષા આપી કે, હે કન્યે, આજથી તારે દેવ તથા પિતૃઓની પેઠે આ બ્રાહ્મણોની સેવા કરવી. પિતાનાં વચન સાંભળી 'ઠીક બહુ-રૂડું' એમ કહી ધર્મચારિણી એવી તે કન્યા, પિતાની આજ્ઞા પ્રમાણે તે બ્રાહ્મ-ણોનો સત્કાર કરી તેમની સેવા કરવા લાગી. તેના તે ઉપચારથી તથા અ-પ્રતિમ એવા રૂપથી તત્કાલ નારદને કામ પ્રાપ્ત થયો. તે મહાત્માને હૃદયમાં પ્રાપ્ત થએલો કામ, શુકલપક્ષની પ્રવૃત્તિ થવાથી જેમ ધીરેધીરે ચંદ્રમા વૃદ્ધિ પામે તેમ વૃદ્ધિ પામવા લાગ્યો. તથાપિ ધર્મવેત્તા એવા તે નારદે લજ્જાથી પ્રવૃત્ત થએલો તીવ્ર એવો કામ સંબંધિ વૃત્તાંત, પોતાના ભાગિનેય એવા મહાત્મા પર્વતને કહ્યો નહિ. તોય પણ તપોબળથી તથા તેની ચેષ્ટાથી નાર-દના મનનો વિકાર જાણી અત્યંત ક્રુદ્ધ થએલા પર્વતમુનિ, તે પ્રત્યે આવી આવી રીતે કેહેવા લાગ્યા કે, આપણે બેઉએ પરસ્પર આવી રીતે પ્રતિજ્ઞા કરી હતી જે એક બીજાના હૃદયમાં જે કંઇ શુભ વા અશુભ સંકલ્પ થાય તે પરસ્પર એક બીજાને કેહેવો તે પ્રતિજ્ઞા તમે ફોકટ કરી; કેમકે તમારા હૃદય-માં પ્રવર્તમાન થએલો કામ સંબંધિ વાર્તા તમે પૂર્વે મને કહી નહીં, એ રીતે બ્રહ્મચારી, ગુરૂ, તપસ્વી તથા બ્રાહ્મણ થઈ કુમારી એવી સુકુમારી વિષે થએલો કામ છુપાવી તમે પરસ્પર આપણે કરેલી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો માટે સુસંક્રુદ્ધ એવો હું તમને શાપ આપુ છું તે તમે સાંભળો. આ સુકુમારી તમારી ભાર્યા થશે એમાં સંશય નહિ પણ હે પ્રભો, વિવાહથી આરંભી તે, તમારૂં વાનર સરખું રૂપ જોશે, તેમજ બીજા માણસો પણ સ્વરૂપનો નાશ કર-નાર એવું તમારૂં વાનર સરખું રૂપ જોશે. એવાં પર્વત મુનિનાં વચન

સાંભળી માતુલ એવા નારદે પણ પોતાના ભાગિનેય એવા તે પર્વતને આવી રીતે શાપ આપ્યો કે, તું તપ, બ્રહ્મચર્ય, સત્ય તથા દમે કરી યુક્ત છે, એ રીતે નિરંતર ધર્મમાં તત્પર છે તથાપિ સ્વર્ગને પ્રાપ્ત થઈશ નહિ. એ રીતે ક્રુદ્ધ થએલા અસહનશીલ એવા તે બેઉ પરસ્પર શાપ દઈ ક્રુધ થએલા બેઉ ઉત્તમ હસ્તિની પેઠે પાછા વળ્યા. હે ભારત, પોતાના તેજે કરી યોગ્ય રીતિએ ચોતરફ જેનો સત્કાર છે એવા મહામતિ પર્વત મુનિ, સમગ્ર પૃથ્વી પ્રત્યે પર્યટન કરવા લાગ્યા. અને ત્યારપછી કેટલેક દિવસે બ્રાહ્મણમાં અત્યંત શ્રેષ્ઠ એવા નારદે, સુકુમારી નામની અનિંદિત એવી તે સૃંજય કન્યાનો ધર્મથી પાણિગ્રહણ કર્યો. પાણિગ્રહણ થઈ રહ્યા કે તુરત તે સુકુમારી વાનર સરખું છે મુખ જેનું એવા દેવર્ષિનારદને દેખવા લાગી, એવા જોયા તોય પણ તેનું અવમાન ન કરતાં તે વિષે પ્રીતિ મતિ એવી પતિવત્સલ તે, બીજા દેવ, મુનિ તથા યક્ષને મને કરીને પણ ન ઇચ્છતાં પોતાના પતિની સેવા કરતી હતી. ત્યાર પછી કોઇ વખતે ભગવાન્ એવા પર્વત મુનિ, પર્યટન કરતા કોઈ વનમાં ગયા ત્યાં નારદને જોઇ તેને અભિવંદન કરી પર્વતે કહ્યું કે, હે પ્રભો, તમે પ્રસન્ન થઇ મને સ્વર્ગમાં જવાની આજ્ઞા આપો. એવાં પર્વતનાં વચન સાંભળી અત્યંત દીન એવા નારદે હાથ જોડી પાસે ઉભેલા દીન એવા તે પર્વતને આવી રીતે કહ્યું કે તું વાનર થઇશ એમ પ્રથમ મને શાપ દીધો ત્યાર પછી મત્સરથી મેં પણ તને શાપ દીધો જે આજથી તારો સ્વર્ગમાં વાસ નહિ થાય તે થયું પણ તું મારે પુત્ર તુલ્ય છે. તારી સાથે એવો વ્યવહાર થવો યોગ્ય નહિ. એ રીતે પરસ્પર કહી મુની એવા તે પરસ્પર શાપથી મુક્ત થયા. તે વખતે શોભાયુક્ત એવા દેવરૂપ નારદને જોઈ સુકુમારી પરપુરૂષની આશંકાએ કરી એથી દૂર ભાગવા લાગી. તે રીતે દૂર ભાગતી તેને જોઇ પર્વત મુનિએ તેને કહ્યું કે, હે પતિવ્રતે, તું પલાયન કર માં. આજ તારો ભર્તા છે, એમાં કંઇ પણ સંશય નથી. પરમ ધર્મને જાણનાર ભગવાન્ એવા આ નારદ તારા પ્રભુ છે એમાં સંશય નહિ, એમ કહી મહાત્મા પર્વત મુનિએ અનેક તરેહથી સમજાવી ત્યારે સુકુમારી સ્વામિના શાપનું વૃત્તાંત સાંભળી સ્વસ્થ ચિત્તવાળી થઈ. ત્યારપછી પર્વત મુનિ, સ્વર્ગ પ્રત્યે ગયા ને નારદ પોતાના ગૃહ પ્રત્યે ગયા. વાસુદેવ

કહે છે,—હે નરોત્તમ, સર્વનું પ્રત્યક્ષ કરનાર ભગવાન્ એવા આ નારદ ઋષિ તમારી પાસે બેઠા છે એને પૂછો એટલે સંજય તથા તેના પુત્રનું વૃત્તાંત એ કહેશે.

॥ प्रत्यक्षकर्तासर्वस्यनारदोभगवानृषिः ॥
॥ एषवक्ष्यतितेपृष्ठोयथावृत्तंनरोत्तम ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि नारदपर्वतोपाख्याने गुर्जरभाषायां त्रिंशत्तमोऽध्यायः ॥ ३० ॥

**वैशंपायनउवाच** ॥ ततोराजापांडुसुतौनारदंप्रत्यभाषत ॥
॥ भगवञ्छ्रोतुमिच्छामिसुवर्णष्ठीविसंभवं ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય, ત્યારે પાંડુ પુત્ર યુધિષ્ઠિરરાજાએ નારદ પ્રત્યે કહ્યું કે, હે ભગવન્, હું સુવર્ણષ્ઠીવિનું જન્મવૃત્તાંત સાંભળવા ઇચ્છું છું તે તમે કહો. એ રીતે ધર્મરાજાએ જેને પૂછ્યું એવા નારદ મુનિ સુવર્ણષ્ઠીવિનું જે રીતે વૃત્તાંત હતું તે પ્રમાણે કહેવા લાગ્યા. નારદ કહે છે,—હે મહાબાહો, જેવી રીતે આ કેશવ ભગવાને કહ્યું તે એમજ છે બાકી કંઇ અવશેષ રહ્યું છે તે તમે પૂછ્યું માટે હું કહુંછું. હું તથા મારો ભાગિનેય મહામુનિ પર્વત, જય કરનારાઓમાં શ્રેષ્ઠ એવા સંજય પાસે વાસ કરવા સારૂ ગયા. તેણે વિધિદષ્ટ કર્મેથી સર્વ કામે કરી પૂજિત એવા અમે એના ઘર વિષે નિવાસ કરી રહ્યા. વર્ષાકાળ વ્યતીત થયા પછી અમારો ગમન સમય થયો તે વખતે પર્વત મુનિએ વખતને લગતું આવી રીતનું વચન મને કહ્યું કે, આપણે આ રાજાના ઘરવિષે સુખે કરી નિવાસ કર્યો માટે કંઇક પણ એનો ઉપકાર કરવો જોઇએ, એવાં પર્વતનાં વચન સાંભળી હે રાજન, શુભ દર્શન એવા તેને મેં કહ્યું કે, હે ભાગિનેય, એ સર્વ કરવું તારે વિષે રહ્યું છે, ભલે રાજાને વર આપ, ઇચ્છિત વરને તે પ્રાપ્ત થાઓ, તારી ઇચ્છા હોય તો આપણા તપે કરી તે રાજા સિદ્ધિને પ્રાપ્ત થાઓ. એવો વિચાર કરી પછી જય કરનારાઓમાં શ્રેષ્ઠ એવા સંજયને બોલાવી હે કુરૂપુંગવ, મારા અનુમતથી પર્વતે આવી રીતે વાક્ય કહ્યું કે હે નૃપ, સરલતાથી તેં કરેલા સત્કારે કરી

અમે તારી ઉપર પ્રસન્ન થયા છીએ માટે હે મહારાજ, જેણેકરી દેવતાઓને પીડા અને મનુષ્યનો ક્ષય ન થાય તેવો વર અમારી આજ્ઞાથી તું માગ. કેમકે અમે તને પૂજાર્હ માનિએ છીએ. સૃંજય કહે છે, તમે જો મને પ્રસન્ન થયા હો તો તમે પ્રસન્ન થયા એજ મને મહાફળ એવો પરમ લાભ થયો. એ રીતે કહેતા સૃંજયને વળી ફરીથી પર્વતે કહ્યું કે, હે રાજન્, તારા હૃદયમાં ઘણા વખતથી જે સંકલ્પ હોય તે વર તું માગ. સૃંજય કહે છે, તમારે જરૂર મને વર આપવોજ હોય તો શૂરવીર, વીર્યવાન્, દૃઢ છે વ્રત જેનું, આયુષ્યમાન્ ઈંદ્ર સરખી કાંતિયુક્ત એવા મોટા ભાગ્યવાળા પુત્રને હું ઈચ્છું છું. એવાં તેનાં વચન સાંભળી, પર્વતમુનિએ તેને કહ્યું કે, આ તારી કામના પરિપૂર્ણ થશે. પણ તારા હૃદયમાં આ સંકલ્પ ઈંદ્રને પરાભવ કરવાસારૂ છે વાસ્તે તારો પુત્ર આયુષ્માન્ નહિ થાય અને સુવર્ણષ્ઠીવી એ નામથી લોકમાં વિખ્યાત થશે. ઈંદ્રસરખી કાંતિવાળા તે પુત્રની તારે સદા ઈંદ્રથી રક્ષા કરવી. એવાં મહાત્મા પર્વતનાં વચન સાંભળી સૃંજયે પર્વતમુનિને પ્રસન્ન કરી કહ્યું કે હે મુને, એમ માં થાઓ ને તમારા તપથી મારો પુત્ર આયુષ્માન્ થાય. એ રીતે સૃંજયે કહ્યું તોયપણ ઈંદ્રની વ્યપેક્ષાથી પર્વતમુનિએ કંઇપણ તેને કહ્યું નહિ. તે વખતે દીન એવા તે રાજાને ફરીથી મેં આવી રીતે કહ્યું કે, હે મહારાજ, તારો પુત્ર કલેવરનો ત્યાગ કરે તે વખતે તું મને યાદ કરજે એટલે તારો પુત્ર હું દેખાડીશ. દૈત એવો તારો પુત્ર યમરાજને વશ થયો હશે તોયપણ પાછો લઇ આવી હું તને આપીશ તું શોચ કર માં. એમ રાજાને કહી ઇચ્છિત એવાં સ્થાન પ્રત્યે અમે ગયા, ને તે સૃંજય પણ ઇચ્છા પ્રમાણે પોતાના ઘરમાં ગયો. ત્યારપછી થોડે વખતે રાજર્ષિ એવા તે સૃંજયને તેજે કરી જાણે જ્વલાયમાન થતો હોય નહિ એવો મહાપરાક્રમી પુત્ર ઉત્પન્ન થયો. તે પુત્ર, પ્રતિ દિવસ સરોવરમાં રહેલા કમળની પેઠે વૃદ્ધિ પામવા લાગ્યો. તે પુત્ર, સુવર્ણ થુંકવા લાગ્યો તેથી સુવર્ણષ્ઠીવી એવું તેનું યથાર્થ નામ થયું. હે કુરૂસત્તમ, અત્યંત આશ્ચર્યરૂપ એવી તે વાત સર્વ ઠેકાણે પ્રસિદ્ધ થઈ તેથી દેવતાઓના રાજા ઈંદ્રને પણ જાણવામાં આવ્યું જે મહર્ષિ પર્વતના વરદાનથી. સૃંજયરાજાને સુવર્ણષ્ઠીવી પુત્ર આવ્યો છે એમ જાણી મને એ પરા-

ભર કરશે એવા ભયથી બૃહસ્પતિના મતવિષે રહેલો તે ઇંદ્ર, તે સૃંજયકુમારનું છિદ્ર જોવા લાગ્યો. તેથી તેણે મૂર્તિમાન્ એવાં પોતાના દિવ્યાસ્ત્ર વજ્રને બોલાવી, કહ્યું કે, તું વ્યાઘ્રરૂપ થઈ આ રાજપુત્રને હણ, નહિ તો પર્વતે જે રીતે એને કહ્યું છે તે પ્રમાણે અત્યંત વૃદ્ધિ પામેલો એ સૃંજયપુત્ર, પોતાના પરાક્રમથી મને પવિત્ર કરશે. એમ ઇંદ્રે જેને કહ્યું એવો પારકા શેહેરને જીતનાર વજ્ર, તે કુમારનું છિદ્ર જોવા સારૂ તેની પાછળ ફરવા લાગ્યો. સૃંજયરાજા પણ દેવરાજ સરખી કાંતિવાળા પુત્રને પ્રાપ્ત થઇ અંતઃપુર સહિત રૂષ્ટ થએલો તે, બહુધા કરી વનમાંજ રહેતો હતો. તેટલામાં કોઇ વખતે ભાગીરથીના તીરવિષે નિર્જન વનમાં, ધાત્રી છે ભેગી જેને એવો તે બાળક, ક્રીડા વાસ્તે ચોતરફ દોડતો હતો. એ રીતે ક્રીડા કરતાં ગજેંદ્ર સરખા પરાક્રમવાળા પાંચ વર્ષના તે બાળકને એકદમ બળવાન્ એવા વ્યાઘ્રે પકડી કોપાયમાન થતાં તેને હણ્યો. તે ટાણે પ્રાણરહિત થએલો તે કુમાર, પૃથ્વીવિષે પડી ગયો. તેને જોઇ ધાત્રી મોકળો કંઠ મૂકી રૂદન કરવા લાગી. અને તે વ્યાઘ્ર તો રાજપુત્રને હણી ત્યાંજ અંતર્ધાન થઇ ગયો. એ રીતે વ્યાઘ્ર, ઇંદ્ર માયાથી અંતર્ધાન થઇ ગયો. એ રીતે અત્યંત પીડિતની પેઠે રૂદન કરતી ધાત્રીનો શબ્દ સાંભળી પોતે રાજા પણ દોડીને સ્થાનકે આવ્યો. ત્યાં આવી વ્યાઘ્રે પીધું છે રૂધિર જેનું, સુતેલા, ભ્રષ્ટ થએલા ચંદ્રની પેઠે નિરાનંદ એવા રૂધિર સંસિક્ત કુમારને જોઇ અત્યંત પીડિત છે મન જેનું એવો આતુર થએલો તે રાજા, તેને ખોળામાં લઇ વિલાપ કરવા લાગ્યો. તેટલામાં શોકે કરી કર્શિત રૂદન કરતી એવી તેની માતાઓ પણ જ્યાં તે સૃંજયરાજા હતો તે દેશ પ્રત્યે આવીયો. તે ટાણે મારેવિષે ગયું છે મન જેનું એવા તે રાજાએ મારૂં સ્મરણ કર્યું તે જાણી હું તેની પાસે ગયો. ને હે મહિપતે, યદુવીર એવા શ્રીકૃષ્ણે જે વચન તમને કહ્યાં એ વચન શોકાતુર એવા તેને મેં સંભળાવ્યાં, પછી છેવટ ઇંદ્રના અનુમતથી પાછો તે બાળકને મેં જીવતો કર્યો કેમકે જે થવું હોય તે થાયજ તે અન્યથા થાય નહિ. ત્યાર પછી મોટા યશવાળો સુવર્ણષ્ઠીવી નામનો પરાક્રમી તે કુમાર, માતા પિતાના ચિત્તને પ્રસન્ન કરતો હતો. હે નૃપ, ભયંકર પરાક્રમવાળો તે, પોતાના પિતા

સ્વર્ગમાં ગયા પછી એક શત સહસ્ત્ર વર્ષ રાજ્ય કરી ઘણીક છે દક્ષિણા જેમાં એવા ઘણાક યજ્ઞથી યજન કરી દેવ તથા પિતૃઓને તૃપ્ત કરી મોટી કાંક્ષાંતિવાળો તે, કુળની વૃદ્ધિ કરનાર એવા ઘણાક પુત્ર ઉત્પન્ન કરી હે રાજન્, ઘણે કાળે પછી પોતે કાળધર્મને પ્રાપ્ત થયો. હે રાજેંદ્ર, આ ટાણે તમે, ઉત્પન્ન થએલા આ શોકને નિવૃત્ત કરી જે રીતે તમને કેશવ ભગવાન્ તથા મહા તપસ્વી વ્યાસ કહે છે તે પિત પિતામહના રાજ્ય પ્રત્યે રહી તેની ધોંસરીને વહન કરો ને પુણ્ય એવા મહા યજ્ઞથી યજન કરો તો ઇષ્ટ એવા લોકને પ્રાપ્ત થશો.

पितृपैतामहंराज्यमास्थायधुरमुद्वह ।
इष्ट्वापुण्यैर्महायज्ञैरिष्टंलोकमवाप्स्यसि ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि स्वर्णष्ठिविसंभवो-
पाख्याने गुर्जरभाषायां एकत्रिंशत्तमोऽध्यायः ॥ ३१ ॥

वैशंपायनउवाच ॥ तूष्णीभूतंतुराजानंशोचमानंयुधिष्ठिरं ।
॥ तपस्वीधर्मतत्वज्ञःकृष्णद्वैपायनोब्रवीत् ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય, એ રીતે નારદે કહ્યું તોય પણ કંઇ ન બોલતા શોચ કરતા યુધિષ્ઠિરને ધર્મ તત્વને જાણનાર તપસ્વી એવા કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ, આવી રીતે કેહેવા લાગ્યા કે, હે કમળસરખા નેત્રવાળા, પ્રજાનું પાલન કરવું એજ રાજાઓનો ધર્મ છે. ને નિરંતર ધર્મને અનુસરનાર લોકને તે ધર્મ પ્રમાણ કરી માનવો. માટે હે રાજન્, પિતૃ પિતામહ સંબંધિ પદને પાલન કરો કેમકે તપશ્ચર્યા કરવી એ બ્રાહ્મણનો નિત્ય ધર્મ છે એમ વેદમાં નિશ્ચય કરેલો છે. વાસ્તે હે ભરતર્ષભ, તપો વિષયક વાક્ય નિરંતર બ્રાહ્મણોએ પ્રમાણ કરવું. અને તે સમગ્ર ધર્મનું રક્ષણ ક્ષત્રિએ કરવું. જે વિષયમાં આસક્ત થઇ પોતે શાસનને અતિક્રમણ કરે લોકથી ઉલટી રીતે ચાલનાર તેને રાજાએ બે હાથથી દંડ આપવો. કેમકે મોહવશ થઇ, જે પ્રમાણને અપ્રમાણ કરે તે કદી પોતાનો ચાકર હોય, પુત્ર હોય વા કોઇ તપસ્વી હોય તોપણ પાપરૂપ એવા તેમને સર્વ ઉપા-

પથી નિયમમાં રાખવા અથવા તેમને મારી નાંખવા. કારણ એવી રીતે આડે રસ્તે ચાલનારની ઉપેક્ષા કરનાર રાજા, પોતે કિલ્બિષને પ્રાપ્ત થાય. જે રાજા નાશ પામતા ધર્મની રક્ષા ન કરે. તે ધર્મહીન કેહેવાય. તમે ધર્મહંતા કૌરવોને પાછળ ચાલનાર સહિત હણ્યા માટે હે પાંડવ, સ્વધર્મમાં પ્રવર્તમાન એવા તમે શું કરવા શોચ કરો છો. વધ્યનો વધ, પ્રજાની રક્ષા તથા ધન દાન એજ રાજાનો ધર્મ છે. એવાં વ્યાસજીનાં વચન સાંભળી યુધિષ્ઠિર તે પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યા કે, હે તપોધન, હે સર્વ ધર્મ વિદાંવર, તમે જે વચન કહ્યાં તે તેમજ છે એમાં કંઇ મને સંદેહ નથી કેમકે તમે સર્વ ધર્મને સારી રીતે જાણો છો. પણ મેં રાજ્ય વાસ્તે અવધ્ય એવા ઘણાકને મરાવ્યા. હે બ્રહ્મન્, તે કર્મ મારાં હૃદયને બાળે છે અને શરીરનો શોષણ કરે છે. એવાં તેનાં વચન સાંભળી વળી વ્યાસજી તે પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યા કે, હે ભારત, લોકવિષે કર્તા કોણ ? ઈશ્વર, વા પુરૂષ; ને લોકમાં જે ફળ ભોગ થાય છે તે હટથી થાય છે, વા કર્મથી થાય છે, જો ઇશ્વર કર્તા છે તો મનુષ્ય ઇશ્વરની પ્રેરણાથી શુભાશુભ કર્મ કરે છે માટે તે કર્મનું ફળ પણ ઇશ્વિરને પ્રાપ્ત થવું જોઇએ. જેમ કોઇ પુરૂષ, વનમાં જઇ કુવાડાથી વૃક્ષને કાપે તેનું પાપ તે કાપનારનેજ થાય કોઇ રીતે પણ કુવાડીને થાય નહિ. ત્યાં તમે કેહેશો કે કુવાડો તો અચેતન છે તેથી એને પાપની સંભાવના ન ઘટે માટે કુવાડાથી કાપનારનેજ પાપ થવું જોઇએ. તો તેમ નહિ પણ કુવાડાને નિર્માણ કરનારનેજ પાપ થવું જોઇએ; કેમકે તેણે જો કુવાડાને નિર્માણજ ન કર્યો હોત તો વૃક્ષછેદન કેમ થાત, પણ તેમ માનવું પણ કોઈ રીતે યુક્તિ સિદ્ધ થતું નથી, કેમકે એકનું કરેલું બીજાને ભોગવવું કેમ સંભવે ? માટે એ ફળ ઇશ્વરનેજ ભોગવવું યોગ્ય છે, અથવા તમે પુરૂષને કર્તા માનતા હો તો અહિતાચરણ કરનાર દુરાત્મા શત્રુગણનો તમે નાશ કર્યો તે તમે સારૂં કામ કર્યું. એનો શોક શું કરવો. તેમ અદૃષ્ટને કોઇ પણ અતિક્રમણ કરી શકતું નથી માટે મનુષ્ય, અદૃષ્ટથી કર્મ કરી ફળભાગી કેમ થાય, અને વિશેષે કરી મનુષ્યને મૃત્યુ સ્વાભાવિક કેહેશો તોય કયારેય કોઇને વધજનિત પાપ થશે નહિ અને કદી શાસ્ત્રને અનુસારે મનુષ્યને પુણ્ય પાપ થાય છે એ સ્વીકાર કરશો તો રાજાએ આડે રસ્તે ચાલનારને દંડ આપવો એ શાસ્ત્ર

તથા યુક્તિથી પણ માન્ય કરવા યોગ્ય છે. ને હે ભારત, લોકવિષે સારાં નરતાં કર્મ હંમેશ થયાજ કરે છે અને તેનાં સારાં નરતાં ફળ પણ થાય છે એવી મારી મતિ છે, એમ છે માટે હે રાજશાર્દૂલ, જે જેવું કર્મ કરશે તેને તેવું ફળ થશે. વાસ્તે તમે અશુભ કર્મનો ત્યાગ કરી ધર્મથી પ્રજાપાલન કરો ને આ રીતે શોકવિષે મન કરો માં. હે ભારત, ક્ષત્રિય ધર્મ નિંદનીય હોય તોપણ તમારે તેનો સ્વીકાર કરવો પણ શરીરનો ત્યાગ કરવો એ ઉચિત નથી. હે કૌંતેય, વિદ્યમાન એવો પુરૂષ, પોતાના પાપ કર્મનાં વિહિત એવાં પ્રાયશ્ચિત્ત કરે ને મરણ પામેલો પરાભવને પામે. હે ભારત, હે રાજન્, માટે જીવતા એવા તમે કરેલા કર્મનાં પ્રાયશ્ચિત કરશો ને પ્રાયશ્ચિત્ત કર્યા વગર મરણ પામશો તો પરલોકમાં અવશ્ય પશ્ચાત્તાપ કરશો.

तद्राजन्जीवमानस्त्वंप्रायश्चित्तंकरिष्यसि ।
प्रायश्चित्तमकृत्वातुप्रेत्यतप्तासिभारत ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि प्रायश्चित्त विधौ गुर्जरभाषायां द्वात्रिंशत्तमोऽध्यायः ॥ ३२ ॥

**युधिष्ठिरउवाच** ॥ हताःपुत्राश्चपौत्राश्चभ्रातरःपितरस्तथा ।
॥ श्वश्रुरागुरवश्चैवमातुलाश्चपितामहाः ॥

યુધિષ્ઠિર કહેછે,—હે પિતામહ, રાજ્યમાં લુબ્ધ એવા એકલા મેં, પુત્ર પૌત્ર, ભાઇઓ, પિતાઓ, શ્વશુર, ગુરૂઓ, માતુલ, પિતામહ, મહાત્મા ક્ષત્રિયો, સંબંધિ, સુહૃદો, વયસ્ય, ભાગિનેય, જાતિલાઓ તથા નાના દેશમાંથી આવેલા ઘણાક રાજાઓને હણ્યા. નિરંતર ધર્મ પાળનાર વારંવાર સોમ પાન કરનાર, એવા તે શૂરવીર રાજાઓને હણી હે તપોધન, હું શું પ્રાપ્ત થઇશ. હે પિતામહ, શ્રીમાન્ એવા તે પાર્થિવસિંહે કરી આ પૃથ્વી હીન થઇ માટે તે વાતને વારંવાર હું ચિંતન કરૂંછું ત્યાં આજ દિવસ સુધી નિરંતર હું બળું છું. તેમજ ઘોર એવા જ્ઞાતિવધને તથા હણાયલા બીજા સેંકડો રાજાઓને તેમજ હણાયલા બીજા કરોડો નરને જોઇ મને સંતાપ થાયછે, ને પુત્ર, પતિ તથા ભાઇઓ વડે હીન એવી તે શ્રેષ્ઠ સ્ત્રિ-

યોની શું અવસ્થા થશે. હે દ્વિજશ્રેષ્ઠ, કૃશ તથા દીન એવી તે સ્ત્રિયો, અંત કરનાર ઘોર એવા યાદવ સહિત અમને પાંડવને આક્રોશ કરતીઓ, પૃથ્વી તલવિષે પડશે, ને ભાઇઓ પિતૃઓ, પતિ તથા પુત્રોને ન જોતિ એવી તે સર્વ સ્ત્રિયો, પતિ પુત્રાદિવિષે વત્સલતાને લીધે પોતાના પ્રાણ ત્યાગ કરી યમલોક પ્રત્યે જશે એમાં મને સંશશ નથી. માટે સૂક્ષ્મ રીતે ધર્મનો વિચાર કરીએ ત્યાં સ્ત્રીવધના ભાગી પણ અમે થઇશું. વાસ્તે જરૂર સુહૃદોને હણી અનંત એવું પાપ કરી અમે ઊંધે મસ્તકે નરકમાં પડશું. માટે હે સત્તમ, અમે તો ઉગ્ર તપે કરી શરીરને છોડી દેઇશું. તે આરૂ કહેલું પાપ જેથી નિવૃત્ત થાય એવો શ્રેષ્ઠ આશ્રમ મને બતાવો. વૈશંપાયન કહેછે, હે જનમેજય, એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી દ્વૈપાયન વ્યાસજી, પોતાની બુદ્ધિથી સારી રીતે વિચાર કરી ઋષિ એવા તે, પાંડુ પુત્ર યુધિષ્ઠિર પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યા કે, હે રાજન્, હે ક્ષત્રિય-ર્ષભ, ક્ષત્ર ધર્મને યાદ કરી તું ખેદ કર માં. આ ક્ષત્રિયો, ક્ષત્રધર્મે કરી હણાયા છે, સમગ્ર લક્ષ્મીને તથા પૃથ્વીવિષે મોટા યશને તથા પારકા પ્રાણને હરણ કરવા ઇચ્છતા તેઓ પોતાના અપરાધથીજ કાળે કરી નિધનને પ્રાપ્ત થયા. તમે, ભીમસેને, અર્જુને તથા નકુલ સહદેવે કોઇને હણ્યા નથી, પ્રજાના કર્મનો સાક્ષિ એવો કાળજ તેમનો હણનાર છે. હે ભરતર્ષભ, આયુદ્ધ પણ નિમિત્ત માત્ર છે, વાસ્તે નિયંતા એવો કાળજ પ્રાણિઓ વડે, પ્રાણિઓને હણે છે. તે કાળરૂપ ઇશ્વર પણ કર્મને અનુસારેજ તે તે ફળ આપેછે તેથી વૈષમ્ય નૈર્ઘૃણ્ય રૂપદોષથી પોતે લિપ્ત થતો નથી. તેમ હે મહાબાહો, વિનાશના હેતુભૂત એવાં તેમનાં કર્મ તમે યાદ કરો. જે-ઓથીજ તેઓ કાળને વશ થયા. તેમ તમારૂં પોતાનું નિયત એવું વ્રત શાસન તમે જાણો કે—મને પણ વિધાતાએ બળાત્કારથી આવું કર્મ ક-રાવ્યું માટે આ બધુંજ બન્યું તે કાળનુંજ મહાત્મ્ય છે. જેમ સુતારે રચેલો યંત્ર, ચેષ્ટા કરાવનારને આધીન હોય છે તેમ ઇશ્વરનું બનાવેલું યંત્રરૂપ આ જગત્ કાળ યુક્ત કર્મને આધીન છે ને પુરૂષની ઉત્પત્તિ તથા વિનાશ યદૃચ્છાએ કરીને થાય છે માટે તે નિમિત્ત હર્ષ તથા શોક કરવો એ વૃથા છે. હે રાજન્, તારા ચિત્તને 'હું હંતા છું' એમ જે બંધન

છે તે અસત્ય છે તથાપિ તેને તું સત્ય માનતો હો તો તેનું પ્રાયશ્ચિત્ત કર. હે પાર્થ, પૂર્વે થયેલા દેવાસુર યુદ્ધમાં આવી રીતે સંભળાય છે જે અસુર મોટા ભાઇઓ, અને દેવતાઓ તેમ નાના ભાઈઓ હતા, તેમને પણ લક્ષ્મી નિમિત્ત, બત્રિશ હજાર વર્ષ સુધી મોટો વિરોધ થયો હતો. છેવટ દેવતાઓ, દૈત્યોને હણી રૂધિરે કરી વ્યાપ્ત એવી પૃથ્વીને કરી સ્વર્ગને પ્રાપ્ત થયા. તેમજ પૃથ્વીને પ્રાપ્ત થઇ ગર્વે કરી મોહિત વેદનો પાર પામેલા શાલાવૃક નામથી ત્રણ લોકમાં વિખ્યાત અઠયાશી હજાર બ્રાહ્મણ દૈત્યોની સહાયતા કરવા સારૂ સન્નદ્ધ થયા તેમને પણ દેવતાઓએ હણ્યા. માટે જે ધર્મનો નાશ કરવા ઇચ્છે ને અધર્મના પ્રવર્તક થાય, તીક્ષ્ણ તથા દુરાત્મા એવા તેમને દેવતાઓએ જેમ દૈત્યોને હણ્યા હતા તેમ હણવા. એકને હણવાથી જો શિષ્ટોના કુળનો બચાવ થતો હોય, અથવા એવા એક કુળને હણવાથી દેશનો બચાવ થતો હોય તો તેમ કરવું; કેમકે તેમ કરવાથી કંઇ પણ ધર્મની હાનિ થતી નથી. હે નરાધિપ, કોઇ ઠેકાણે અધર્મ ધર્મરૂપ અને ધર્મ અધર્મરૂપ થાય છે તે વાત પંડિત જનો યથાર્થ જાણે છે. તેમજ તમે પણ હે પાંડવ, હે ભારત, શાસ્ત્રને જાણો છો ને પૂર્વે દેવતાઓએ ગએલા માર્ગ પ્રત્યે ગએલા છો માટે હે પાંડવર્ષભ, રાજ્ય વાસ્તે પારકા પ્રાણ હરણ કરનાર કયારેય નરકમાં જતા નથી. વાસ્તે હે પરંતપ, આ ભાઈઓ તથા સુહૃજ્જનોને આશ્વાસના કરો જે દુરાત્મા, પાપ કરે ને આ પાપ કર્મ છે એમ જાણે તોય પણ તેમાં પ્રવર્તમાન થાય, અને તે કામ કર્યા પછી પાછો લજાય પણ નહિ તે અવસ્ય નરકમાં જાય ને તેના પાપનું પ્રાયશ્ચિત્ત પણ કયાંઇ નિકળે નહિ ને તે પાપ કયારેય નાશ પામે પણ નહીં, અને તમે તો પોતે શુદ્ધ છતે દુર્યોધનના દોષે આ કામ તમને કરાવ્યું, તોએ પણ તમે આ કામ કરવા ઇચ્છતા ન હતા અને પાછા કર્મ કરીને પણ પશ્ચાત્તાપ કરો છો માટે આ ટાણે હે મહારાજ, અશ્વમેધ નામના મોટા યજ્ઞરૂપ પ્રાયશ્ચિત્તને કરી તમે પાપ રહિત થશો. પૂર્વે વાયુસહિત ભગવાન એવા ઇંદ્ર, શત્રુઓને ઝીતી, સો વખત એક એક યજ્ઞ કરી શતક્રતુ કહેવાયા ને પાપ રહિત થયા; એ રીતે ઝીત્યું છે સ્વર્ગ જેણે એવા તે, સુખોદય એવા લોકને પ્રાપ્ત થઇ મરૂદ્ગણથી વીંટાયલા તે દિશાઓને શોભાવતા

પોતે શોભે છે. આ ટાણે સ્વર્ગલોકવિષે અપ્સરાઓએ સત્કાર કરેલા, શચીપતિ એવા તે વિબુધેશ્વર ઈંદ્રની ઋષિઓ તથા દેવતાઓ ઉપાસના કરે છે. તેમજ હે અનઘ, તમે પણ પરાક્રમથી રાજાઓને જીત્યા ને આ પૃથ્વી તમને પ્રાપ્ત થઈ માટે હવે હે રાજન્, સંબંધિયોથી વીંટાયલા તમો, તે તે રાજાઓનાં શેહેર તથા દેશ પ્રત્યે જઈ એમના ભાઈઓ, પુત્ર તથા પૌત્રને પોતપોતાના રાજ્ય ઉપર અભિષેક કરો, ને ગર્ભસ્થ તથા બાળકોની રક્ષા કરો એ રીતે સર્વ પ્રકૃતિને રંજન કરતા પૃથ્વીની રક્ષા કરો. અને જેમને કુમાર ન હોય ત્યાં કન્યાને રાજ્યનો અભિષેક કરો, એમ કરવાથી સ્ત્રીવર્ગની કામના પરિપૂર્ણ થશે એટલે તમારો શોક ટળી જશે. હે ભારત, એ રીતે સર્વ દેશવિષે આશ્વાસના કરી પૂર્વે વિજય કરનાર ઇન્દ્રે જેમ યજન કર્યું હતું તેમ તમે પણ અશ્વમેધથી યજન કરો. હે ક્ષત્રિયર્ષભ, કાળના બળે મોહ પમાડેલા તે મહાત્મા ક્ષત્રિયો પોતાના કર્મે કરી નાશને પ્રાપ્ત થયા માટે તેમનો શોચ કરવો તમને યોગ્ય નથી. હે ભારત, બરાબર ક્ષત્ર ધર્મ તમે પાળ્યો તેથી તમને ચક્રવર્તિ રાજ્ય પ્રાપ્ત થયું માટે હે કૌંતેય, પરલોક વિષે પણ કલ્યાણ આપનાર એવા સ્વધર્મનું રક્ષણ કરો.

अवाप्तक्षत्रधर्मस्तेराज्यंप्राप्तमकंटकं ॥

रक्षस्वधर्मकौंतेयश्रेयान्यःप्रेत्यभारत ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपार्वणि प्रायश्चितीयोपाख्याने गुर्जरभाषायां त्रयस्त्रिंशत्तमोऽध्यायः ॥ ३३ ॥

**युधिष्ठिरउवाच** ॥ कानिकृत्वेहकर्माणिप्रायश्चित्तयितेनरः ।

॥ किंकृत्वामुच्यतेतत्रतन्मेब्रूहिपितामह ॥

યુધિષ્ઠિર કહે છે,–હે પિતામહ, કયાં કર્મ કરવાથી પુરૂષ પ્રાયશ્ચિત કરવાનો અધિકારી થાય છે, અને શું કરવાથી પાપમુક્ત થાય છે તે તમે મને કહો. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી વ્યાસજી તે પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, જે વિહિત કર્મ ન કરે, અને નિષિદ્ધ કર્મ કરે તથા કપટ વ્યવહાર કરે, તે પુરૂષ પ્રાયશ્ચિત્ત કરવાનો અધિકારી થાય. બ્રહ્મચારી થઈ

સૂર્યોદય પહેલે ન ઉઠનાર, તેમજ સૂર્ય અસ્તસુધી સુતો રહે તે, ખરાબ નખવાળો, શ્યામ દાંતવાળો, જ્યેષ્ટના વિવાહ પહેલાં પોતાનો વિવાહ કરનાર કનિષ્ટ, લગ્ન થએલા કનિષ્ટ બંધુ ને લગ્ન ન થએલો જ્યેષ્ઠ બંધુ બ્રહ્મહત્યા તથા પરનિંદા કરનાર, શ્વશુરની મોટી કન્યાનો વિવાહ થયા પહેલે કનિષ્ટ સાથે વિવાહ કરનાર, તેમજ કનિષ્ટના વિવાહ થયા પછી જ્યેષ્ટને પરણનાર, વ્રતભ્રંસ કરનાર, દ્વિજાતિનો વધ કરનાર, બ્રાહ્મણ થઇ અપાત્રવિષે દાન કરનાર, તથા પાત્રવિષે દાન ન કરનાર, હે કૌંતેય સમૂહને હણનાર, નૃપશ્વાદિક વેચનાર, અગ્નિનો ત્યાગ કરનાર, વેદનો વિક્રય કરનાર, ગુરૂ તથા સ્ત્રીનો વધ કરનાર, કારણવિના પશુ હત્યા કરનાર, કોઇના ઘરમાં અગ્નિ મૂકી બાળી નાખનાર, મિથ્યા વચન બોલનાર, ગુરૂથી અત્યાચાર થઇ તેની મર્યાદા છોડી દેનાર, એટલા એ અને તથા પોતાના કુળધર્મને છોડી દેનાર, એટલા પ્રાયશ્ચિત કરવાના અધિકારી થાય. હવે વેદ તથા શાસ્ત્રથી વિરૂદ્ધ એવાં જે અકાર્ય છે તે હું કહું તે એકાગ્ર મનેકરી તું શ્રવણ કર. સ્વધર્મનો પરિત્યાગ, પરધર્મનું આચરણ, અયાજ્ય યાજન, અભક્ષ્ય ભક્ષણ, શરણાગતનો ત્યાગ, ચાકરનું પોષણ ન કરવું, લવણ ગુડાદિક રસનો વિક્રય, પશ્વાદિકનો વધ, પોતે શક્તિમાન્ છતે અગ્નિહોત્રાદિ કર્મ ન કરનાર, હે ભારત, નિત્ય દેવા લાયકમાં સર્વ ચીજ ન દેનાર, કહેલી દક્ષિણા ન દેનાર, બ્રાહ્મણ સ્વનુઆભિમર્શન, એ સર્વ અકાર્ય છે એ રીતે ધર્મ જાણનાર પુરૂષો કહે છે. પુત્ર ધનાદિકસારૂ પિતાસાથે કલહ કરે, ગુરૂની સ્ત્રીપ્રત્યે ગમન કરે, હે નરવ્યાઘ્ર, ધર્મપત્ની વિષે ઋતુકાળે મૈથુન ન કરનાર પણ અધાર્મિક થાય, જે કરવાથી તથા ન કરવાથી પુરૂષ પ્રાયશ્ચિતનો અધિકારી થાય, એટલાં આ કર્મ વિસ્તાર તથા સંક્ષેપથી મેં કહ્યાં. હવે એજ કર્મ જે નિમિત્તવડે કરવાથી પુરૂષ પાપે કરી લિપ્ત ન થાય તે હું કહું તે સાંભળો. વેદનો પારંગત બ્રાહ્મણ પણ હણવાની ઇચ્છાથી હાથમાં શસ્ત્ર લઇ સંગ્રામમાં સામે આવે, એની સામે જઇ તેને હણનાર બ્રહ્મહત્યારો થાય નહીં. એ વિષે હે કૌંતેય, વેદમાં મંત્ર કહેલો છે માટે વેદ પ્રમાણે વિહિત ધર્મ હું તને કહું છું. પોતાના વૃતથીરહિત સંગ્રામમાં શસ્ત્ર લઇ સામે આવનાર બ્રાહ્મણને જે હણે તે બ્રહ્મહત્યારો થાય નહીં, કેમકે, હત્યા કરનારનો ક્રોધ, તે શત્રુના ક્રોધપ્રત્યે

જઈ પર શરીરદ્વારા તેના પ્રાણ હરણ કરે છે. તેમજ અસાધ્ય એવા રોગાદિકે કરી પ્રાણનો નાશ ઉપસ્થિત થાય તે વખતે ધર્મિષ્ટ ચિકિત્સકના ઉપદેશથી મદિરાપાન કરે અથવા અજ્ઞાનથી કરે તે ફરી સંસ્કાર કરવાથી પાપમુક્ત થાય. હે કૌંતેય, પ્રથમ જે અભક્ષ્ય ભક્ષાદિક કહ્યું તે સર્વનું પ્રાયશ્ચિત્ત કરવાથી પાપનો ધ્વંસ થાય છે. ગુરૂની આજ્ઞાથી ગુરૂની સ્ત્રીપ્રત્યે ગમન કરવાથી પાપ થતું નથી, કેમકે મહર્ષિ ઉદ્દાલકે પોતાના શિષ્યથકી પોતાના પુત્ર શ્વેતકેતુને ઉત્પન્ન કર્યો હતો. જે કોઇ ગુરૂવાસ્તે આપત્કાળવિષે બ્રાહ્મણ ભિન્ન જાતિનું ધન હરણ કરે તે ચૌર્યદોષે કરી દૂષિત થાય નહિ. પોતાના પારકાના પ્રાણ રક્ષણ વાસ્તે, ગુરૂનું કાર્ય સાધવા વાસ્તે, સ્ત્રીને સંતોષ થવાસારૂ તથા કોઇના વિવાહ વાસ્તે જૂઠું બોલવાથી દોષ થતો નથી. બ્રહ્મચારીનું રેતન સ્ખલન થાય તો તેને ફરીથી સંસ્કાર કરવો પડે નહિ, કેવળ સમિદ્ધ એવા અગ્નિવિષે આજ્યનો હોમ કરવો એજ પ્રાયશ્ચિત કરવું એમ કહેલું છે. જ્યેષ્ઠ ભ્રાતા પતિત વા સંન્યાસી હોય તો એના વિવાહ થયા પેહેલે કનિષ્ટ પોતાના વિવાહ કરે તો દોષ ભાગી થાય નહિ. કામતી સ્ત્રીની પ્રાર્થનાથી પારદાર્ય, તેના ધર્મનું દુષક થતું નથી. વિધિથી સંસ્કાર કરેલ પશુ પવિત્ર થાયછે માટે શ્રાદ્ધાદિ નિમિત્તવિના પશુહત્યા વા પશુહત્યાનો ઉપદેશ દોષકારી થાય છે. અજ્ઞાનતાથી અયોગ્યને દાન ને યોગ્યને અદાન પણ દોષાવહ થતું નથી. સ્ત્રી વ્યભિચારિણી હોય તો તેનો પરિત્યાગ કરવો તેથી તે સ્ત્રી પવિત્ર થાય છે અને તેનો સ્વામી પાપ લિપ્ત થતો નથી. સોમનું તત્વ જાણી તેનો વિક્રય, અસમર્થ ચાકરનો પરિત્યાગ, તથા ગાયોની રક્ષા વાસ્તે વનદાહ દોષકારક થતાં નથી. હે ભારત, જે કર્મ કરવાથી દોષ થાય નહિ એવાં આ કર્મ કહ્યાં, હવે વિસ્તારથી પ્રાયશ્ચિત્ત કહું તે સાંભળો.

उक्तान्येतानिकर्माणियानिकुर्वन्नदुष्यति ॥
प्रायश्चित्तानिवक्ष्यामिविस्तरेणैवभारत ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि प्रायश्चित्तीये गुर्जरभाषायां चतुस्त्रिंशत्तमोऽध्यायः ॥ ३४ ॥

**વ્યાસउवाच ॥** तपसाकर्मणाचैवप्रदानेनचभारत ।
पुनातिपापंपुरुषःपुनश्चेन्नप्रवर्तते ॥

વ્યાસ કહેછે,—હે ભારત, પુરૂષ એકવાર પાપ કરી, પાછો ફરીથી જો પાપવિષે પ્રવર્તમાન ન થાય તો કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપથી, યજ્ઞાદિ કર્મથી, તથા ગવાદિકના દાનેકરી પોતાના પાપને દૂર કરે, બ્રહ્મહત્યા કરનાર પુરૂષ, કપાળ તથા ખટ્વાંગ ધારણ કરી ભિક્ષા માગી એકવાર ભોજન કરે, દાસાદિ રહિત, હંમેશ અતિ મેહેનત કરનાર, બ્રહ્મચર્ય વ્રત પાળનાર, ઇર્ષ્યા ન કરનાર, ભૂતળવિષે શયન કરનાર, તથા લોકવિષે પોતાનું કુકર્મ પ્રકાશ કરનાર એવો તે, એવી રીતે આચરવાથી પૂર્ણ બાર વર્ષે બ્રહ્મહત્યાથી મુક્ત થાય. અથવા પ્રાયશ્ચિત ઉપદેશ કરનાર, વિદ્વાનોની તથા પોતાની ઇચ્છાથી શસ્ત્રધારીના શસ્ત્રથી જીવિતનો ત્યાગ, વા પ્રજ્વલિત અગ્નિમાં દેહપાત, વા નીચું મસ્તક રાખી વેદનો પાઠ કરતાં કરતાં તીર્થયાત્રા ત્રણસો યોજન પગેકરી ગમન, વેદ જાણનાર બ્રાહ્મણને સર્વસ્વ, વા જીવનોપયોગી ધન દાન, અથવા ઉપસ્કર સહિત ગૃહદાન, વા ગાય બ્રાહ્મણની રક્ષા એટલાંવડે પણ બ્રહ્મહત્યાથી મુક્ત થાયછે. જે કૃચ્છ્રની રીતે એટલે ત્રણ દિવસ પ્રાતઃકાળે, ત્રણ દિવસ સાયંકાળે, ત્રણ દિવસ અયાચિત અને ત્રણ દિવસ ઉપવાસ કરે તે ૭ વર્ષે, તેમજ એક મહિનામાં સાત દિવસ પ્રાતઃકાળે, સાત દિવસ સાયંકાળે, સાત દિવસ અયાચિત, અને સાત દિવસ ઉપવાસ કરે, તે ત્રણ વર્ષમાં, તેમજ એક માસ પ્રાતર્ભોજન, એક માસ સાયંભોજન, એક માસ અયાચિત તથા એક માસ ઉપવાસ કરે તે એક વર્ષમાં, અને જે કેવળ ઉપવાસે કરી કાળ નિર્ગમન કરે તે થોડા દિવસમાં બ્રહ્મહત્યાથી મુક્ત થાય. તેમજ અશ્વમેધ યજ્ઞે કરી તે પણ બ્રહ્મહત્યાથી મુક્ત થાય એમાં સંશય નહિ. અને જે કોઈ એવા પાપી યજ્ઞને અંતે અવભૃથ સ્નાન કરે છે તેઓ સર્વ પણ પાપ રહિત થાય છે એમ શ્રુતિમાં કહેલું છે। જે, યુદ્ધવિષે બ્રાહ્મણ વાસ્તે પોતાના પ્રાણ ત્યાગ કરે તે પણ બ્રહ્મહત્યાથી મુક્ત થાય, જે પાત્ર બ્રાહ્મણોને હજાર ગાય આપે તે બ્રહ્મહત્યા તથા સર્વ પાપથી મુક્ત થાય, જે, દૂધવાળી પચ્ચીશ હજાર કપિલા ગાયનું દાન આપે તે પણ સર્વ પાપથી મુક્ત થાય, જે પ્રાણ જે સંશય વખતે સાધુ એવા દરિદ્ર

બ્રાહ્મણોને દૂધ તથા વાછરડાંવાળી હજાર ગાય આપે તે, પાપથી મુક્ત થાય, હે મહિપાલ, જે, નિયમ શીલ એવા બ્રાહ્મણોને કાંબોજદેશીય શત અશ્વનું દાન કરે તે પાપથી મુકત થાય. હે ભારત, જે, એક બ્રાહ્મણને પણ તેની ઇચ્છા પ્રમાણે ગૃહ ક્ષેત્રાદિ આપી પાછો તેનું લોકવિષે કીર્તન ન કરે તે પણ સર્વ પાપથી મુકત થાય. જે એકવાર સુરાપાન કરે તે, અગ્નિવર્ણ સુરાપાન કરવાથી આ લોક તથા પરલોકવિષે પોતાના આત્માને પવિત્ર કરેછે. પર્વત ઉપથી પતન, અગ્નિ પ્રવેશ, તથા જેમ હવસ્થાન કરે, તે, સર્વ પાપથી મુક્ત થાય છે. સુરાપી બ્રાહ્મણ, બૃહસ્પતિ નામના સત્રથી પાછો બ્રાહ્મણ થઇ બ્રહ્માના લોકમાં જાય એવી શ્રુતિ છે. તેમજ સુરાપાન કરનાર પુરૂષ, વિમત્સર થઇ પૃથ્વીના દાનરૂપ પ્રાયશ્ચિત્ત કરે ને ફરીથી જો તે પાન ન કરે તો તે, નિષ્પાપ થાય. જે, ગુરૂપત્નીપ્રત્યે ગમન કરે, તે, તપ્ત એવી લોહમયી શિલાવિષે શયન કરે અથવા પોતાનું શિશ્ન છેદન કરી ઉંચી દૃષ્ટિ રાખી વનમાં ગમન કરી પોતાના શરીરનો ત્યાગ કરે ત્યારે તે પાપથી મુક્ત થાય. સ્ત્રી જન, અહાર વિહાર પરિત્યાગ પૂર્વક નિયમ પાળે તો વર્ષ દિવસે પાપે કરી મુક્ત થાય. જે મહાવ્રત કરે, બ્રાહ્મણને સર્વસ્વ આપે અથવા ગુરૂના કાર્ય સારૂ યુદ્ધમાં પ્રાણનો ત્યાગ કરે તે અશુભ કર્મથી મુક્ત થાય. જે ગુરૂ સાથે મિથ્યા ભાષણ કરે અને તેનો પ્રતિરોધ કરે તે તેનું પ્રિય કાર્ય કરવા વડે તે પાપથી મુક્ત થાય. સ્ત્રી સંસર્ગાદિકથી નિયમ ઉલ્લંઘન કરનાર બ્રહ્મચારી, બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત તથા છ માસ ગોચર્મનું પરિધાન કરે ત્યારે તે પાપથી મુકત થાય. પરસ્ત્રી તથા પરધનનો અપહાર કરનાર વર્ષ પર્યંત વ્રત કરવાવડે તે પાપથી મુકત થાય. વા જેનું ધન અપહરણ કરે તેને પાછું તેટલુંજ ધન વિવિધ પ્રકારના ઉપાયથી આપે ત્યારે તે પાપથી મુક્ત થાય. જ્યેષ્ટ ભ્રાતાનો વિવાહ થયા વિના પોતાનો વિવાહ કરનાર કનિષ્ઠભ્રાતા તથા તેનો જ્યેષ્ઠભ્રાતા એ બેઉ, ઇંદ્રિયો નિયમમાં રાખી બાર દિવસનું કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવાથી પવિત્ર થાય. પણ પાછું ફરીથી જ્યેષ્ઠના વિવાહ થયા પછી પિતૃઓને તારવા ઇચ્છતા ફરીથી પોતાનો વિવાહવિધિ તેજ સ્ત્રી સાથે કરવો તે વિના શુદ્ધિ થાય નહિ ને તેમ કરવાથી તે પૂર્વ વિવાહિત સ્ત્રી પણ પાપે કરી લિપ્ત થતી નાથી. સ્ત્રિયો, મહાપાપનો યોગ હોય તોપણ ચા-

તુર્માસ્યમાં એકાંતર વ્રતે કરી શુદ્ધ થાય એમ ધર્મ જાણનાર પુરૂષો કહે છે. સ્ત્રિયોએ એકવાર વ્યભિચાર થયો હોય તો અથવા માનસિક વ્યભિચાર થયો હોય તો તે વાત જાણનાર પુરૂષે જ્યાં સુધી પાછું રજોદર્શન થયું ન હોય ત્યાં સુધી તે પ્રત્યે ગમન કરવું નહિ. પાછું રજોદર્શન થયા પછી ગમન કરવું; કેમકે સ્ત્રી રજોદર્શનથી પ્રાયશ્ચિતવડે ભસ્મવડે જેમ પાત્ર શુદ્ધ થાય તેમ શુદ્ધ થાય છે. કાંસ્યપાત્ર શૂદ્રનું ઉચ્છિષ્ટ થયું હોય, ગાયે આઘ્રાત કરયું હોય વા બ્રાહ્મણ ગંડૂષથી દૂષિત થયું હોય તો તે પાત્ર, પંચગવ્ય, માટી, જળ, ભસ્મ, આમ્લ તથા વન્હિ એ દશવડે શુદ્ધ થાય. ધર્મ તથા પ્રાયશ્ચિત્ત બ્રાહ્મણને પરિપૂર્ણ ચતુષ્પાદ, ક્ષત્રિયને ત્રિપાદ, વૈશ્યને દ્વિપાદ, ને શૂદ્રને એક પાદ છે, કેમકે એમને એવી રીતનું વિધાન છે. એ રીતે શૌચાદિ ધર્મના ગુરૂ લાઘવનો નિશ્ચય જાણવો. જે પશુ પક્ષિનો વધ વા પિપ્પલાદિ ભિન્ન બીજા વૃક્ષોનું છેદન કરે તે ત્રણ રાત્ર વાયુ ભક્ષણ કરે ને પોતાનું કર્મ કહી બતાવે તેથી શુદ્ધ થાય, હે રાજન્, જે અગમ્યાગમન કરે તે છ માસ પર્યંત ભીનું વસ્ત્ર પેહેરી ભસ્મમાં શયન કરે તો તે પવિત્ર થાય. સર્વ અકાર્યનો આજ વિધિ છે, એટલે મદ્યપાનાદિક અકાર્ય કરનાર ભસ્મ શયન પુરઃસર રૂદ્રાખ્યાનના જપથી શુદ્ધ થાય માટે બ્રહ્માના કહેલા વિધિએ કરી દૃષ્ટાંતભૂત આગમ તથા તેમાં કહેલા હેતુવડે જેવું પાપ તે પ્રમાણે તેનું પ્રાયશ્ચિત કરવું. જે બ્રાહ્મણ હિંસા રહિત, મિતભાષી, ને પરિમત ભોજન કરનાર, રાગ દ્વેષ, માન અપમાન શૂન્ય થઇ પવિત્ર સ્થાનમાં બેશી ગાયત્રી જપ કરે તે સર્વ પાપથી મુક્ત થાય. જે દ્વિજ, દિવસે હમેશ ઉભો રહે, રાત્રિએ અનાવૃત્ત સ્થળમાં શયન, ત્રણવાર દિવસે તથા ત્રણવાર રાત્રિએ વસ્ત્રસહિત સ્નાન, સ્ત્રી, શૂદ્ર તથા પતિત સાથે અભાષણ એવી રીતે કરે તે અજ્ઞાનકૃત પાપથી મુક્ત થાય. હે રાજન્, મનુષ્ય, ભૂતસાક્ષિક એવાં શુભ તથા અશુભના ફળને મરણ પામ્યા પછી પ્રાપ્ત થાય છે. તેમાં જે અધિક હોય તેનાં ફળને પ્રાપ્ત થાય માટે દાન, તપ તથા કર્મે કરી શુભ ફળ વધારવું ને અશુભનું પ્રાયશ્ચિત્ત કરવું, પણ જેમ અધિક પુણ્યવાન્ પોતે થાય તેમ કરવું. જે નિત્ય શુભ કર્મ કરે પાપ કર્મથી નિવૃત્ત થાય તથા નિરંતર ધનનું દાન આપે તે પાપથી મુક્ત થાય. પાપને અનુરૂપ પ્રાયશ્ચિત કહ્યું છે. એ રીતે મહાપાતકને

છોડી દઈ સર્વ પાપનું પ્રાયશ્ચિત્ત કહેલું છે, અભક્ષ્યાભક્ષ્ય, બીજાં પાપ, તથા વાચ્યાવાચ્યમાં અજ્ઞાનકૃત ને જ્ઞાનકૃત બે પ્રકાર છે તેમાં પ્રાયશ્ચિત્ત કહેલાં છે. તેમાં જાણીને કરેલું સર્વ પાપ ઘણું થાય છે. ને અજ્ઞાનથી કરેલાનો થોડો દોષ થાય છે તેનું પ્રાયશ્ચિત કહ્યું છે. એ રીતે શાસ્ત્ર પ્રમાણે કહેલા વિધિથી પાપ ટાળવા સમર્થ થવાય છે, પણ આસ્તાવાન્ તથા શ્રદ્ધાવાન્-વિષે આ વિધિ કહેલો છે. નાસ્તિક, અશ્રદ્ધાવાન્ તથા દંભદ્વેષ છે પ્રધાન જેને એવા પુરૂષોને આ વિધિ કહેલો નથી, એટલે તેઓ પ્રાયશ્ચિત્ત કરવાથી પણ પાપમુક્ત થતા નથી. હે ધર્મભૃતાંવર, હે નર વ્યાઘ્ર, આ લોક તથા પરલોકમાં સુખને ઇચ્છતા પુરૂષે શિષ્ટાચાર તથા શિષ્ટ એવો ધર્મ સેવન કરવો. હે રાજન્, તમે શિષ્ટાચાર પ્રમાણે રાજધર્મથી શત્રુઓનો નાશ કર્યો છે તે માટે તમે પાપથી મુક્ત થશો, અથવા તમને હું પાપી છું એમ જાણી ખેદ થતો હોય તો પ્રાયશ્ચિત કરો. પણ અનાર્યજુષ્ટ એવા શોકે કરી તમે નિધનને પ્રાપ્ત થાઓ માં; કારણ એમ કરવું તમને ઉચિત નથી. વૈશંપાયન કહે છે, હે જનમેજય, એ રીતે ભગવાન્ એવા વ્યાસજીએ જેને કહ્યું એવા ધર્મરાજ યુધિષ્ઠિર, મુહૂર્ત પર્યંત મનમાં વિચાર કરી તપોધન એવા વ્યાસજી પ્રત્યે આવી રીતે પૂછવા લાગ્યા.

एवमुक्तोभगवताधर्मराजोयुधिष्ठिरः ।
चिंतयित्वामुहूर्तंनप्रत्युवाचतपोधनं ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि प्रायाश्चित्तीये गुर्जरभाषायां पंचत्रिंशत्तमोऽध्यायः ॥ ३५ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ किंभक्ष्येचाप्यभक्ष्येचाकिंचदेयंप्रशस्यते ।
॥ किंचपात्रमपात्रंवातन्मेब्रूहितपोधन ॥

યુધિષ્ઠિર પૂછે છે,—હે પિતામહ, શું ભક્ષ્ય, શું અભક્ષ્ય, ઉત્તમ દાન શું, પાત્ર શું ને અપાત્ર શું તે બધું મને કહો. વ્યાસ કહે છે, આ પ્રસંગે સિદ્ધો તથા પ્રજાપતિ મનુના સંવાદરૂપ પુરાતન ઇતિહાસ હું કહું તે તમે સાંભળો, પૂર્વે આદિ કાળવિષે વ્રતમાં તત્પર એવા ઋષિઓએ બેઠેલા

સમર્થ એવા મનુપાસે આવી રીતે આવી તેને ધર્મ સંબંધિ પ્રશ્ન પૂછ્યો. હે પ્રજાપતે, કેવી રીતનું અન્ન ખાવા લાયક, પાત્ર કોણ, અધ્યયન તથા તપ કેવી રીતે કરવું તથા જે કંઇ કાર્યાકાર્ય હોય તે સર્વ મને કહો. તેઓએ એ રીતે જેને પૂછ્યું એવા સ્વાયંભુવ મનુ, તેઓ પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યા કે, વિસ્તાર તથા સંક્ષેપથી યથાશાસ્ત્ર હું તમને ધર્મ કહું તે સાંભળો. જપ, હોમ, ઉપવાસ, આત્મજ્ઞાન, પવિત્ર નદીઓ, જ્યાં જપાદિમાં તત્પર બ્રાહ્મણ છે એવો દેશ, બ્રહ્મગિરિ આદિ લઇ પર્વત, સુવર્ણ પ્રાશન, રત્ન સ્નાન, સુવર્ણ સ્નાન, દેવસ્થાનાભિગમન, આજ્ય પ્રાશન, પવિત્ર એવાં એ સામાન્ય પ્રાયશ્ચિત, વિશેષ જેનો દોષ કહ્યો નથી એવાં પાપ કરનાર પુરૂષને પવિત્ર કરે એમાં સંશય નહિ, દીર્ઘ આયુષને ઇચ્છનાર પ્રાજ્ઞ એવા માણસે કયારેય પણ ગર્વ કરવો નહિ, અને કદી ગર્વ કરે તો ત્રણ રાત્ર પર્યંત ધર્મ શાસ્ત્રોક્ત તપ્તકૃચ્છ્ર કરે, બ્રાહ્મી ઇત્યાદિનો કવાથ પીએ, ન આપેલી વસ્તુનું અગ્રહણ, દાન, અધ્યયન, તપ, અહિંસા, સત્ય, અક્રોધ, તથા યજ્ઞ, એ ધર્મનાં લક્ષણ, તે ધર્મ કોઇ તેવા દેશ કાલવિષે અધર્મરૂપ થાયછે ને સ્તેય, અનૃત ઇત્યાદિ અધર્મ ધર્મરૂપ થાયછે, એ રીતે સ્તેય અનૃત તથા હિંસા અવસ્થાવિષે ધર્મરૂપ થાયછે. એટલે કે પ્રાણ જતો હોય તે વખતે સ્તેયાદિક અધર્મને ધર્મત્વ, અને અસ્તેયાદિક ધર્મને અધર્મત્વ છે. વિશેષ જાણનાર પુરૂષોને ધર્મ તથા અધર્મ બેઉ બે પ્રકારના છે. તેમજ લૌકિક તથા વૈદિક રીતિથી પ્રવૃત્તિ અપ્રવૃત્તિ પણ બે પ્રકારની છે. તેમાં અપ્રવૃત્તિનું ફળ મોક્ષ છે ને પ્રવૃત્તિનું ફળ જન્મ મરણાદિ છે. તેમાં પણ અશુભનું ફળ અશુભ ને શુભ કર્મનું ફળ શુભ થાયછે, ને શુભાશુભ બેઉ મિશ્રિતનું ફળ પણ તેવુંજ થાય. દેવતાઓનું આરાધન, શાસ્ત્ર વિહિત કર્મ, વ્યાવહારિક કાર્ય તથા ઉદ્યમ એ ચારમાંથી જે કંઈ પણ ઇચ્છાપૂર્વક કરે તો નીચ પુરૂષોને પણ તેનું શુભ ફળ થાય. જે પોતાના મનમાં આ કર્મ પાપ બાળતું હશે એમ સંદેહ થયા પછી પણ લોકમાં યશ વાસ્તે નિત્યકર્મ કરે વા જે કંઇ શત્રુનાશાદિક સારૂ શ્યેન યાગાદિક અપેક્ષાપૂર્વક કરે તેને બેઉ લોકમાં તેનું ફળ થતું નથી; કેમકે એમ કરવાથી ઉલટું પ્રાયશ્ચિત કરવું કહેલું છે, ક્રોધ તથા મોહથી મનને પ્રિય

તથા અપ્રિય એવું જે કંઇ પાતક કર્યું હોય તે, દૃષ્ટાંત, શાસ્ત્ર તથા યુક્તિથી શરીરને ક્લેશરૂપ ઉપવાસાદિ હવિષ્યનું અશન, પવિત્ર જપ તથા તીર્થાટન શ્રમાદિકરૂપ પ્રાયશ્ચિત્તે કરી શાંત થાય. રાજા, અપરાધિને દંડ ન દે તો એક રાત્રિ ઉપવાસ કરે અને પુરોહિત, રાજાને દંડ આપવાનો ઉપદેશ ન કરે તો તે ત્રણ રાત્રિ ઉપવાસરૂપ પ્રાયશ્ચિત કરવાથી શુદ્ધ થાય. જે, પુત્રાદિ મરણ નિમિત્ત શોકથી પોતાના વધ વાસ્તે પ્રવર્તમાન થયો તથાપિ મરણ થયું નહિ ને જીવતો રહે તો તે ત્રણ રાત્રિ ઉપવાસરૂપ પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થાય. પોતાની જે બ્રાહ્મણત્વાદિક જાતિ, ગૃહસ્થાદિકની પંક્તિ પોતાની જન્મભૂમિ તથા પોતાના કુળધર્મનો ત્યાગ કરે એને પ્રાયશ્ચિત છેજ નહિ. કોઇ વખતે ધર્મમાં સંશય પડે તો દશ બ્રાહ્મણ વેદશાસ્ત્ર જાણનાર, ને ત્રણ બ્રાહ્મણ ધર્મશાસ્ત્ર જાણનાર, જેને ધર્મ કહે તે ધર્મ જાણવો. અને બળાધ મૃત્તિકા, ઝીણી કીડિયો, ઝીણાગુચ્છ, તથા વિષ, શલ્ક વર્જિત મત્સ્ય, કાચબા વગરના ચાર પગવાળા પ્રાણી, મંડૂક આદિ લઇ જળચર, ભાસ, હંસ-સુપર્ણ, ચક્રવાક, પ્લવ, બક, કાક, મદ્ગુ, ગૃધ્ર, શ્યેન, હુવડ માંસ ખાનાર દાઢવાળાં સર્વ, ચાર પગવાળાં પક્ષિઓ, એકોરથી દાંતવાળાં, ચાર દાંતવાળાં, એટલાંઓનું માંસ બ્રાહ્મણોને અભક્ષ્ય છે, મેષી, વડવા, ગર્દભી, ઉષ્ટ્રી, સૂતિકા ગાય, માનુષી, તથા મૃગી, એટલાંઓનું દુગ્ધ બ્રાહ્મણોને અપેય છે. પ્રેતાન્ન, સૂતિકાન્ન, તેમજ દશ દિવસ થયા પહેલાં ગાયનું દૂધ અભોજ્ય તથા અપેય છે. રાજાનું અન્ન, તેજની, શૂદ્રનું અન્ન, બ્રહ્મ તેજની, સુવર્ણકારનું અન્ન તથા પતિ પુત્રહિન સ્ત્રીનું અન્ન, આયુષની હાનિ કરેછે. વ્યાજના ઉદ્યમથીજ પોતાની જીવિકા ચલાવનારનું અન્ન વિષ્ટાતુલ્ય, વેશ્યાનું અન્ન, સ્ત્રીની કમાઇ ખાનારનું તથા સ્ત્રૈણનું અન્ન શુક્ર સમાન છે. અગ્નિષ્ટોમીય વપા હોમથી પૂર્વે, દીક્ષિતનું અન્ન, કદર્યનું અન્ન, યજ્ઞ વિક્રય કરનારનું, સુતારનું, મોચીનું, વ્યભિચારિણી સ્ત્રીનું, ધોબીનું, વૈદ્યનું, કોટવાળનું, ધણાકથી જીવનાર, ગ્રામથી જીવનાર, રંગ તથા સ્ત્રીથી જીવનાર, લગ્ન કરેલા નાના ભાઈનાં લગ્ન ન કરેલા જ્યેષ્ટ બંધુનું, બંદિનું, દ્યૂત કરનારનું, વામહસ્ત દત્ત, વાશીભાત, સુરા મિશ્રિત, ઉચ્છિષ્ટ, કુટુંબને ન દેઈ પોતા વાસ્તે રાખેલું એ સર્વ અન્ન અભોજ્ય છે. પિષ્ટા, ઇક્ષુ, શાક તથા દુગ્ધના

વિકાર, સથવો, શુંજેલા યવ, તથા દહી ભેળેલો સાથવો, એટલા પદાર્થ ઘણા દિવસના હોય તો ખાવા નહિ. દૂધપાક, તિલ મિશ્રઓદન માંસ તથા પૂઆ એ પણ દેવતાના ઉદ્દેશવિના કરેલા હોય તો ગૃહમેધિ બ્રાહ્મણોએ અભક્ષ્ય તથા અભોજ્ય છે. ગૃહસ્થ મનુષ્યે બ્રાહ્મણ, દેવ, ઋષિ પિતૃઓ તથા ઘરના દેવતાઓની પૂજા કરી પછી પોતે ભોજન કરવા યોગ્ય છે. જેમ પ્રવર્જિત સંન્યાસી હોય તેની પેઠે ઘરમાં નિરભિમાન થઇ રેહેનાર, પુત્રાદિક તથા સ્ત્રિયો સાથે પણ તેજ રીતે વસનાર બ્રાહ્મણ, ધર્મને પામે. યશ વાસ્તે, ભયથી તથા ઉપકારીને દાન આપવું નહિ. તેમજ નૃત્ય તથા ગીત પરાયણ, હસાવનાર ભાંડ ઇત્યાદિને, મત્તને, ઉન્મત્તને, ચોરી કરનારને, નિંદકને, મૂગાને, વિવર્ણ અંગવાળાને, અંગ હીનને, ઠીંગણાને, દુર્જનને, દુષ્કુલીનને, તથા વ્રતે કરી સંસ્કાર ન કરેલાને દાન આપવું નહિ. વેદરહિત એવા શ્રોત્રિય વિનાને દાન આપવું નહિ. અનુત્તમ દાન ને અનુત્તમ પ્રતિગ્રહ એ દાતા તથા પ્રતિગ્રહિતા બેઉને શ્રેયસ્કર નથી. જેમ ખેરના કાષ્ટનો તથા શિલાનો આશ્રય કરી સમુદ્રને તરવા જાય તો તે તરવા જનાર સમુદ્રમાં ડુબી જાય, તેમજ અપાત્રને દેનાર તથા તે પ્રતિગ્રહ કરનાર બેઉ ડૂબે એટલે પાષાણના વહાણમાં બેસનાર જેમ વહાણ સાથે પોતે ડૂબે તેમજ પોતે તરનાર નહિ એવા અપાત્રને દાન આપવાથી તેની સાથે પોતેય ડૂબે. જેમ આર્દ્રકાષ્ટ વિષે રહેલો અગ્નિ, દેદીપ્યમાન થતો નથી ને ઉલટો તેમાં લીન થાય છે તેમજ તપ, સ્વાધ્યાય તથા શુદ્ધ ચરિત્રે કરી હીન પ્રતિગ્રહી દાતાને પાપમાં લીન કરે છે. જેમ ઠીકરામાં રહેલું જળ, ને કૂતરાના ચર્મમાં રહેલું દુગ્ધ શોભે નહિ, તેમજ વ્રત હીન વિષે રહેલું શાસ્ત્રસ્થાન દોષે કરી શોભે નહિ. મંત્ર તથા વ્રત રહિત, શાસ્ત્રને ન જાણનાર એવો હોય પણ ગુણ વિષે દોષારોપણ ન કરતો હોય તો તેને દયાથી દાન આપવું. તેમજ વ્રત રહિત, હીન, દીન તથા આતુર હોય તેને પણ આ આપણો ઇષ્ટકારી છે એમ જાણીને વા ધર્મ બુદ્ધિથી દાન દેવું નહિ, કેવળ દયાથી આપવું. વેદ રહિત બ્રાહ્મણને જે કંઇ દીધું તે બધું નિષ્ફળ થાય છે, ને ઉલટો પોતે અપાત્ર દોષે કરી યુક્ત થાય એમાં સંશય નહિ. જેવો કાષ્ટમય હસ્તી, જેવો ચર્મમય મૃગ, તથા અધ્યયન ન કરેલો બ્રાહ્મણ

એ ત્રણેય કેવળ નામ માત્ર ધારણ કરે છે. જેમ નપુંસક પુરૂષ સ્ત્રીવિષે નિષ્ફળ થાય છે, જે ગાય વિષે ગાય અફળાય છે, તથા પક્ષવિનાનો જેવો પક્ષી તેવો મંત્ર વગરનો બ્રાહ્મણ જાણવો. જેમ સડેલું ઘાસ, ધાન્ય, નિર્જળ કૂપ, અગ્નિ વગરના સ્થાનમાં હોમ, તેમજ મૂર્ખને આપેલ દાન નિષ્ફળ છે. દેવ તથા પિતૃઓના હવ્યકવ્યને નાશ કરનાર એવો અર્થહરનાર મૂર્ખ યજમાનનો શત્રુ જાણવો. હે યુધિષ્ઠિર, હે ભરતર્ષભ, સાંભળવા લાયક એવું આ મોટું વૃત્ત જે રીતે તમે પૂછ્યું હતું તે પ્રમાણે મેં સંક્ષેપથી તમને સર્વ કહ્યું.

एतत्तेकाथितंसर्वंयथावृत्तंयुधिष्ठिर ॥

समासेनमहद्र्येतत्छ्रोतव्यंभरतर्षभ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि व्यासवाक्ये गुर्जरभाषायां षट्त्रिंशत्तमोऽध्यायः ॥ ३६ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ श्रोतुमिच्छामिभगवन्विस्तरेणमहामुने ॥

॥ राजधर्मान्द्विजश्रेष्ठचातुर्वर्ण्यस्यचाखिलान् ॥

યુધિષ્ઠિર પૂછે છે,—હે ભગવન્, હે મહામુને, હે દ્વિજશ્રેષ્ઠ, હું રાજાઓના ધર્મ તથા ચાર વર્ણના સમગ્ર ધર્મ વિસ્તારથી શ્રવણ કરવાને ઇચ્છું છું. હે દ્વિજોત્તમ, આપત્કાલવિષે કેવી રીતે નીતિ પાળવી ધર્મમાર્ગનો અવલંબ કરી કેવી રીતે હું પૃથ્વીને વશ કરૂં. પ્રસંગે કરી અભિમુખ એવી ઉપવાસાત્મિક આ પ્રાયશ્ચિત કથા મને હર્ષ ઉત્પન્ન કરતી હોય નહિ જાણે તેમ લાગે છે. ધર્મચર્યા અને રાજ્ય પરસ્પર વિરોધિ છે; એ વિષે હું નિરંતર વિચાર કરૂં છું ત્યાં મારૂં ચિત્ત મોહ પામે છે. વૈશંપાયન કહે છે,-હે મહારાજ, હે જનમેજય, એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા વ્યાસજી સર્વજ્ઞોમાં પુરાતન એવા નારદ સામે જોઇ તે પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે,-હે નરાધિપ, હે મહાબાહો, જો તે તમે સમગ્ર ધર્મ શ્રવણ કરવાને ઇચ્છતા હો તો, કૌરવોના પિતામહ, વૃદ્ધ એવા ભીષ્મ પ્રત્યે તમે જાઓ; સર્વ ધર્મને જાણનાર, સર્વજ્ઞ એવા ભાગીરથીના

પુત્ર તે, ધર્મ રહસ્યવિષે રહેલા તમારા મનના સંશયને છેદન કરશે. જેને ત્રિપથગા એવી દિવ્યનદી દેવી ગંગાએ ઉત્પન્ન કર્યા છે, જેણે ઈંદ્રાદિક સર્વ દેવને સાક્ષાત્ નેત્રથી જોયા છે, તેમજ સમર્થ એવા જેણે બૃહસ્પતિ છે મુખ્ય જેમાં એવા દેવર્ષિઓને વારંવાર સેવાથી સંતુષ્ટકરી રાજનીતિ અધ્યયન કરી છે, કુરૂસત્તમ એવા જેઓ શુક્રાચાર્ય તથા બૃહસ્પતિથી વ્યાખ્યાસહિત ધર્મ શાસ્ત્રને પ્રાપ્ત થયા હતા, વળી આચરણ કર્યાં છે વ્રત એવા જેણે ભાર્ગવચ્યવનથકી તથા વસિષ્ટથકી અંગસહિત વેદનું અધ્યયન કર્યુંછે, તેમજ પૂર્વે પિતામહના જ્યેષ્ટ પુત્ર પ્રદીપ્ત તેજવાળા અધ્યાત્મ તત્વ જાણનાર સનત્કુમારથી આત્મજ્ઞાનનો ઉપદેશ લીધો હતો. જે માર્કંડેયના મુખથકી સમગ્ર યતિધર્મને પ્રાપ્ત થયા છે, વળી પુરૂષમાં શ્રેષ્ઠ એવા જે, પરશુરામથકી તથા ઈંદ્રથી અસ્ત્ર વિદ્યાને પ્રાપ્ત થયા છે. મનુષ્યમાં ઉત્પન્ન થએલા એવા જેને પોતાની ઇચ્છાથી મૃત્યુ થશે, તેમજ અનપત્ય છતે જેને વિખ્યાત એવા પવિત્ર લોક પ્રાપ્ત થશે. પવિત્ર એવા બ્રહ્મર્ષિઓ નિરંતર જેના સભાસદો હતા. તેમ જ્ઞાનયજ્ઞ વિષે જેનું કંઇ પણ અવિદિત છેજ નહિ, સૂક્ષ્મધર્માર્થના તત્વને જાણનાર ધર્મજ્ઞ એવા તે તમને કેહેશે; માટે ધર્મવેત્તા એવા તેણે પ્રાણ મૂકયા નથી તેથી અગાઉ તેની પાસે જાઓ. એ રીતે વ્યાસજીએ જેને કહ્યું એવા કુંતિના પુત્ર દીર્ઘ પ્રજ્ઞાવાળા મહામતિ કુંતિપુત્ર યુધિષ્ઠિર કેહેવાવાળાઓમાં શ્રેષ્ઠ એવા સત્યવતી સુત વ્યાસ પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યા કે, રૂવાટાં ઉભાં થાય એવો જ્ઞાતિનો અત્યંત મોટો વિનાશ કરી પૃથ્વીને નાશ કરનાર સર્વ લોકનું બૂરૂં કરનાર હું સરળતાથી યુદ્ધ એવા તેને પણ સંગ્રામમાં છળથી મરાવી હાલ પાસે જઇ તેને સારી રીતે પૂછવા કેમ યોગ્ય થાઉ? વૈશંપાયન કહે છે,—હે જનમેજય, એ રીતે બોલતા શ્રેષ્ઠ એવા તે યુધિષ્ઠિર રાજાને ચાતુર્વર્ણ્યના હિતની ઈચ્છાથી મહાબાહુ એવા મહામતિ યદુશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ, વળી આવી રીતે કેહેવા લાગ્યા કે હે નૃપોત્તમ, હવે આ ટાણે તમે શોકવિષે અતિ નિર્બંધ કરવા યોગ્ય નથી, ને ભગવાન્ એવા વ્યાસે જે કહ્યું તે તમે કરો. હે મહાબાહો, મહાપ્રરાક્રમ તમારા ભાઇઓ તથા બ્રાહ્મણો, ગ્રીષ્મને અંતે જેમ મેઘની યાચના કરે તેમ તમારી યાચના કરી તમને સેવે છે, માટે હે મહારાજ, હણાતાં

બાકી રહેલા રાજાઓ, સમગ્ર ચારવર્ણ, તથા કુરૂજાંગલ દેશની પ્રજા એ સર્વ આવ્યાં છે માટે એમના તથા મહાત્મા બ્રાહ્મણોના પ્રિય વાસ્તે, અમિત તેજવાળા ગુરૂ એવા આ વ્યાસની આજ્ઞા તેમજ હે પરંતપ, હે અમિત્રઘ્ન, અસ્મદાદિક સબંધિ, તથા દ્રૌપદીનું પ્રિય કરો; ને લોકનું પણ જે રીતે હિત થાય તેમ કરો. વૈશંપાયન કહે છે-હે જનમેજય, એ રીતે શ્રીકૃષ્ણે જેને કહ્યું એવા કમળ સરખાં નેત્રવાળા ઉદાર મનવાળા રાજા, સર્વ લોકના હિતવાસ્તે ઉભા થયા. હે નરવ્યાઘ્ર, એ રીતે પોતે શ્રીકૃષ્ણે જેને સમજાવ્યા તેમજ દ્વૈપાયન વ્યાસજીએ, દેવસ્થાને, અર્જુને, ને બીજા પણ ઘણાક સમજાવ્યા એવા મોટા યશવાળા યુધિષ્ઠિર, માનસ દુઃખ તથા સંતાપને છોડી દેઇ શ્રવણ કર્યો છે વેદાર્થ જેણે એવા નીતિશાસ્ત્રાદિકમાં વિશારદ પાંડુ નંદન યુધિષ્ઠિર, મનની શાંતિને પ્રાપ્ત થઇ કર્તવ્ય અર્થનો નિશ્ચય કરી નક્ષત્રથી વીંટાયલા ચંદ્રની પેઠે તે બાંધવજનથી પરિવૃત થઇ ધૃતરાષ્ટ્રને આગળ કરી પોતાના નગરમાં પ્રવેશ કરવાની છે ઇચ્છા જેને એવા ધર્મજ્ઞ કુંતિપુત્ર યુધિષ્ઠિર, દેવ તથા હજારો બ્રાહ્મણોનું પૂજન કરવા લાગ્યા. ત્યાર પછી બંદિજનોએ જેની સ્તુતિ કરીછે એવા યુધિષ્ઠિરે કંબલ તથા અજિનથી વીંટાયલા શુભ લક્ષણવાળા શ્વેત સોળ બળદ યુકત, પવિત્ર મંત્રે કરી પૂજિત શ્વેતવર્ણવાળા નવા રથ પ્રત્યે દેવ એવા ચંદ્ર જેમ અમૃતમય રથ પ્રત્યે આરોહણ કરે તેમ આરોહણ કર્યું. તે વખતે ભયંકર પરાક્રમવાળા કુંતિપુત્ર ભીમસેને બળદોની રાશ ગ્રહણ કરી, અર્જુને તેની ઉપર પ્રદીપ્ત એવું શ્વેતછત્ર ધારણ કર્યું. રથના મસ્તકવિષે અર્જુને ધારણ કરેલું તે શ્વેતછત્ર, જેમ આકાશના મધ્યમાં ચોતરફ તારાએ-કરી વ્યાપ્ત જેવું વાદળ શોભે તેવું ચોતરફ રહેલું મૌતિકની ઝાલરથી શોભતું હતું. તે વેળાએ શૂરવીર એવા માદ્રીપુત્ર નકુલ તથા સહદેવે ચંદ્રની કાંતિ સરખા શુભ્ર શોભિતા ચામર તથા વ્યજન ગ્રહણ કર્યા હતા, હે રાજન્, એ રીતે પાંચ ભાઇઓ જેમાં છે એવો તે રથ, પંચમહાભૂ-તાત્મક દેહરૂપિ રથ, જેવો શોભે તેવો શોભતો હતો. તે ટાણે હે રાજન્, ધૃતરાષ્ટ્રનો પુત્ર યુયુત્સુ પણ મન સરખા વેગવાળા અશ્વેકરી યુકત એવા શુભ રથમાં બેશી યુધિષ્ઠિરની પાછળ જવા લાગ્યો. તેમજ સાત્યકિ સ-

હિત શ્રીકૃષ્ણ પણ શૈબ્ય સુગ્રીવાદિક અશ્વ જોડેલા સુવર્ણમય શુભ્ર રથ પ્રત્યે આરોહણ કરી તેની પાછળ કુરૂ દેશ પ્રત્યે જવા લાગ્યા. હે ભારત, યુધિષ્ઠિરના જ્યેષ્ઠ પિતા ધૃતરાષ્ટ્ર, ગાંધારીના રથમાં આરોહણ કરી ધર્મ-રાજની આગળથી ગમન કરવા લાગ્યા. તેમજ કુંતિ, દ્રૌપદી આદિ લઇ સર્વ તે કૌરવોની સ્ત્રિયો પણ વિદુરને આગળ કરી નાના પ્રકારના વાહને-કરી જવા લાગી. તે સર્વની પાછળ અસંખ્ય રથ, હસ્તી, અશ્વ તથા પા-યદળ જવા લાગ્યા. એ રીતે વૈતાલિક, સૂત તથા માગધોએ સુભાષિતે કરી જેની સ્તુતિ કરી છે એવા યુધિષ્ઠિર રાજા, હસ્તિનાપુર પ્રત્યે જવા લાગ્યા. અતિ સંકુલ મોટા શબ્દ જ્યાં થઇ રહ્યા છે હૃષ્ટપુષ્ટ જનેકરી આકુલ એવું મહાબાહુ યુધિષ્ઠિરનું તે પ્રયાણ પૃથ્વીવિષે બીજાને જેની ઉ-પમા અપાય નહિ એવું થયું. તેમ નગરવાસિ મનુષ્યોએ પણ યુધિષ્ઠિરને નગરમાં પધારવા વખતે નગર તથા રાજમાર્ગો શણગારેલા હતા. તેમજ શ્વેતપુષ્પના સમૂહ તથા પતાકાવડે રાજમાર્ગની પૃથ્વી શણગારેલી હતી. ને રાજમાર્ગમાં અગરૂ આદિ લઇને સુગંધિ ધૂપ કરેલા હતા. સુગંધિ ચૂર્ણ નાના પ્રકારનાં પુષ્પ, પ્રિયંગુ તથા પુષ્પની માળાઓથી રાજભૂવન શોભતું હતું. નગરના દ્વારવિષે જળે કરી પૂર્ણ નવા દૃઢ ચૂર્ણાદિકથી શુકલ કરેલા શ્વેત પુષ્પ યુક્ત કુંભ, તે તે ઠેકાણે સ્થાપન કરેલા હતા. એ રીતે શુભ વાક્યેકરી જેની સ્તુતિ કરી છે એવા સંબંધિઓથી વીંટાયલા પાંડુનંદન યુધિષ્ટિર, યથાર્થ શણગારેલું છે દ્વાર જેનું એવા નગર પ્રત્યે પ્રવિષ્ટ થયા.

यथास्वलंकृतंद्वारंनगरंपांडुनंदनः ॥

स्तूयमानःशुभैर्वाक्यैःप्रविवेशसुहृद्वृतः ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि युधिष्टिर प्रवेशो गुर्जरभाषायां सप्तत्रिंशत्तमोऽध्याय ॥ ३७ ॥

---

**वैशंपायनउवाच** ॥ प्रवेशनेतुपार्थानांजनानांपुरवासिनां ॥

॥ दिदृक्षूणांसहस्राणिसमाजग्मुःसहस्रशः ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, પાંડવોના પૂર પ્રવેશ વખતે તે-

મને જોવા ઇચ્છતાં હજારો પુરવાસી મનુષ્ય, આવ્યાં હતાં, હે રાજન્, તે વખતે શણગારેલાં છે ચકલાં જેમાં એવો રાજમાર્ગ પણ ચંદ્રોદય થવાથી વૃદ્ધિ પામેલો મહોદધી શોભે તેવો શોભતો હતો. હે ભારત, રાજમાર્ગ વિષે રહેલાં સ્ત્રિઓએ કરી પૂર્ણ રત્નજડિત મોટાં ઘર સ્ત્રિયોના ભારેકરી જાણે કંપાતાં હોય નહિ તેવાં થયાં હતાં. તે સ્ત્રિયો લજ્જાથીજ જાણે ધીરે ધીરે બોલતી હોય નહિ તેની પેઠે યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન તથા માદ્રીપુત્ર નકુલ સહદેવની પ્રશંસા કરતી હતી. તેમ હે મહારાજ, તે સ્ત્રિયો, હે પાંચાલિ, હે કલ્યાણિ, ગૌતમી જેમ મહર્ષિઓને સેવે તેમ તું પુરૂષ સત્તમ એવા પાંડવોને સેવે છે માટે ધન્ય છે। ને તારાં કર્મ તથા તારી વ્રતચર્યા પણ અમોઘ છે. એ રીતે દ્રૌપદીને પણ તેની પ્રશંસાપૂર્વક કેહેતી હતી. હે ભારત, એવી રીતનાં તે સ્ત્રિયોનાં પ્રશંસનીય વચન તથા પ્રીતિથી ઉત્પન્ન થએલા મનુષ્યોના પરસ્પર શબ્દે કરી બધું પૂર સમાકુલ થઈ ગયું હતું. એ રીતે યુધિષ્ઠિર રાજા, ક્રમથી તે રાજમાર્ગને અતિક્રમણ કરી શોભાયમાન એવાં રાજભૂવન પાસે પધાર્યા. તે સમય સર્વ કારભારીઓ તેમજ શેહેરનાં તથા દેશનાં મનુષ્ય, પાસે આવી કર્ણને સુખ આપે એવા સુંદર વાણીથી આવી રીતે કેહેવા લાગ્યાં કે, હે રાજેંદ્ર, હે શત્રુનિષૂદન, શત્રુઓને તમે જીત્યા એ ઘણું સારૂં થયું. તેમજ ધર્મ તથા બળથી તમારૂં રાજ્ય તમને પાછું પ્રાપ્ત થયું તે પણ ઘણું સારૂં થયું. માટે હવે હે મહારાજ, તમે સેંકડો વર્ષ સુધી અમારા રાજા થાઓ, અને ઇન્દ્ર જેમ સ્વર્ગનું પાલન કરે છે તેમ ધર્મથી પ્રજાનું પાલન કરો. એ રીતે રાજગૃહદ્વાર વિષે મંગલરૂપ વાણીથી જેનો સત્કાર થયો છે, એવા યુધિષ્ઠિર ચોતરફથી બ્રાહ્મણોએ કહેલા આશિર્વાદને ગ્રહણ કરી ઇન્દ્રના ઘરની જેને ઉપમા અપાય એવા પોતાના ઘર પ્રત્યે પ્રવેશ કરી પછી રથમાંથી નીચે ઉતર્યા. પછી શ્રીમાન્ એવા તે રાજા, ઘરની અંદર પ્રવેશ કરી દેવતાઓની પાસે જઇ રત્ન તથા વિવિધ પ્રકારના ગંધમાલ્યથી તેમની પૂજા કરી પાછા મોટા યશવાળા શ્રીમાન્ એવા બહાર પધાર્યા. તે ટાંણે હાથમાં છે મંગલદ્રવ્ય જેમને એવા આશિર્વાદ દેવા ઇચ્છતા ઉભેલા બ્રાહ્મણોને જોયા, તે બ્રાહ્મણોએ કરી વીંટાયલા ધર્મરાજ, તારાગણથી વીંટાયલો નિર્મળ ચંદ્ર શોભે તેવા શોભતા હતા. તે

સમયે કુંતિપુત્ર યુધિષ્ઠિર પોતાના ગુરૂ ધૌમ્ય તથા જ્યેષ્ટ પિતા ધૃતરાષ્ટ્રને આગળ કરી તે બ્રાહ્મણોની વિધિપુરઃસર પુષ્પ, મોદક, રત્ન, ઘણુંક સુવર્ણ, ગાયો, વસ્ત્ર તથા વિવિધ પ્રકારના ચાકરોથી પૂજા કરતા હતા. તેટલામાં તો હે ભારત, સ્વર્ગપ્રત્યે પણ જાણે વ્યાપ્ત થયો હોય એવો સંબંધિઓને પ્રીતિ ઉત્પન્ન કરનાર, પવિત્ર, કાનને સુખ આપનાર એવો પુણ્યાહ શબ્દ થવા લાગ્યો. તે સમયે યુધિષ્ઠિર રાજા, હંસની પેઠે વેદ જાણનાર એવા વિદ્વાન્ બ્રાહ્મણોની પુષ્કળ છે અર્થપદ તથા અક્ષર જેમાં એવી વાણીને સાંભળતા હતા. તેટલામા વળી હે નૃપ, જય બોલનાર મનુષ્યોના શબ્દ સાથે દુંદુભિ તથા શંખનો શબ્દ થવા લાગ્યો. પછી વિપ્રજન બોલતા રહી ગયા તે વખતે અક્ષશિખા તથા ત્રિદંડ ધરેલો, દુર્યોધનનો મિત્ર ભિક્ષુક બ્રાહ્મણનો વેષ ધરનાર આશિર્વાદ દેવા ઇચ્છતા તપ તથા નિયમ ધરનાર હજારો બ્રાહ્મણોથી વીંટાઇ ઉભેલો મહાત્મા પાંડવો વિષે છે પાપ બુદ્ધિ જેને દુષ્ટ ચાર્વાક નામે રાક્ષસ, તે બ્રાહ્મણોને પૂછ્યા વગરજ નિર્ભયતાથી આવી તે યુધિષ્ટિર રાજાને કેહેવા લાગ્યો કે-હે કૌંતેય, તેં આ સર્વ બ્રાહ્મણો મારી પાસે આવી રીતે તને કેહેવરાવે છે કે, જ્ઞાતિને હણનાર એવા કુત્સિત તને ધિક્કાર છે, ને વળી આવી રીતે કહે છે કે આ જ્ઞાતિનો ક્ષય કરી ગુરૂઓને મરાવી જીવિતથી મરવું તેજ તારૂં શ્રેય છે. એવું તે દુષ્ટ રાક્ષસનું બોલવું સાંભળી તેના વાક્યે કરી ભયભિત એવા તે બ્રાહ્મણો વ્યથાયુક્ત થઇ ચીસો પાડવા લાગ્યા. એ રીતે તે સર્વ બ્રાહ્મણ તથા યુધિષ્ઠિર રાજા, એ સર્વ લજ્જિત તથા પરમ ઉદ્વિગ્ન થઇ તૂષ્ણિભાવને પ્રાપ્ત થયા. તે સમયે યુધિષ્ઠિર કેહેવા લાગ્યા કે પ્રણામ કરતા તથા યાચના કરતા મને તમે પ્રસન્ન થાઓ ને પાસે રહ્યા છે ઘણા કાળથી દુઃખિત એવા ભ્રાતાદિક જેને એવા મને તમે ધિક્કાર કરવા યોગ્ય નથી. એટલે ભ્રાત્રાદિકના દુઃખનો પરિહાર કરવા સારૂ મારૂં આ રાજ્ય કારણ છે; મારાં પોતાનાં સુખ વાસ્તે નથી. વૈશંપાયન કહે છે-હે જનમેજય, હે રાજન્, હે વિશાંપતે એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી તે સર્વ બ્રાહ્મણો યુધિષ્ઠિર પ્રત્યે કહેવા લાગ્યા કે હે પાર્થિવ, એ વચન અમારાં નથી. તારૂં કલ્યાણ થાઓ, એમ રાજાને કહી તપે કરી નિર્મળ વેદ જાણનાર મહાત્મા એવા તે બ્રાહ્મણો, જ્ઞાનચક્ષુથી તે અમુક છે એમ જાણી યુધિષ્ઠિર પ્રત્યે કેહેવા લાગ્યા કે, હે યુધિષ્ઠિર, આ દુર્યોધનનો સખા ચાર્વાક નામે રાક્ષસ છે તે સન્યાસીના રૂપે

કરી તે દુર્યોધનનું હિત કરવા ઇચ્છે છે—હે ધર્માત્મન્, અમે કંઇપણ કેહતા નથી. આવી રીતનું ભય તમારૂં જાઓ, ભાઈઓ સહિત તમને કલ્યાણ પ્રાપ્ત થાઓ. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ રીતે રાજાને કહી ક્રોધે કરી મૂર્છિત એવા તે સર્વ પવિત્ર બ્રાહ્મણોએ પાપરૂપ તે રાક્ષસને તિરસ્કાર કરતા હુંકારે કરી મારી નાખ્યો. એરીતે બ્રહ્મવાદિ બ્રાહ્મણોના તેજે કરી નિર્દગ્ધ એવો તે મહેંદ્રના યંત્રે કરી નિર્દગ્ધ એવો અંકુરવાન્ વૃક્ષ, જેમ પડે તેમ પડ્યો. ત્યાર પછી રાજાએ જેનો સત્કાર કર્યો છે એવા બ્રાહ્મણો, તે રાજાનાં વખાણ કરી, ત્યાંથી ગયા, ને સુહૃજ્જન સહિત પાંડુપુત્ર રાજા યુધિષ્ઠિર હર્ષને પ્રાપ્ત થયો.

पूजिताश्चययुर्विप्राराजानमभिनंद्यतं ॥
राजाचहर्षमापेदेपांडवःससुहृज्जनः ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वाणि चार्वाकवधे गुर्जरभाषायां अष्टत्रिंशत्तमोऽध्यायः ॥ ३८ ॥

---

**वैशंपायनउवाच** ॥ ततस्तत्रतुराजानंतिष्ठंतंभ्रातृभिःसह ॥
॥ उवाचदेवकीपुत्रःसर्वदर्शीजनार्दनः ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, ત્યારપછી ભાઇઓ સહિત બેઠેલા યુધિષ્ઠિર રાજાને, સર્વદર્શી એવા દેવકીપુત્ર જનાર્દન ભગવાન્, આવી રીતે કેહવા લાગ્યા કે, હે તાત, આ લોકવિષે બ્રાહ્મણો મારે સદા અર્ચનીય છે, એઓ પૃથ્વીવિષે રેહેનારા દેવતાઓ છે, તેઓ ક્રુદ્ધ થાય તો એના મુખમાંથી વિષ નીકળે છે માટે એમને સારી રીતે પ્રસન્ન કરવા જોઇએ. હે રાજન્, હે મહાબાહો, પૂર્વે સત્યયુગવિષે ચાર્વાક એવે નામે રાક્ષસ હતો તેણે બદરિકાશ્રમમાં જઇ ઘણા વર્ષસુધી તપશ્ચર્યા કરી બ્રહ્માને પ્રસન્ન કરી તેના પાસે સર્વ પ્રાણિથી અભયરૂપ વર માગ્યો ત્યારે જગત્પતિ બ્રહ્માએ તેને કહ્યું કે સર્વ ભૂતથી અભયરૂપ અનુત્તમ વર હું તને આપું છું પણ બ્રાહ્મણનું અપમાન તારે કરવું નહીં, તેમ કરીશ તો તેથી તારૂં મરણ થશે, એ રીતે બ્રહ્મા થકી પ્રાપ્ત થયો છે વર જેને એવો ઘણા પરાક્રમવાળો પાપરૂપ, તીવ્રકર્મવાળો મહાબળવાન્ તે રાક્ષસ, દેવતાઓને સંતાપવા લાગ્યો. ત્યારે બળે કરી તેણે તિરસ્કાર કરેલા દેવતાઓએ એકઠા મળી બ્રહ્માને

કહ્યું કે આ રાક્ષસનો વધ થાય તેમ કરો; કેમકે અમને ઘણો સંતાપ કરે છે, એવી દેવતાઓની પ્રાર્થના સાંભળી તેમને બ્રહ્માએ આવી રીતે કહ્યું કે, થોડા વખતમાં જે રીતે એનું મૃત્યુ થાય તેવી રીતે મેં તેને કહેલું છે. મનુષ્યવિષે દુર્યોધનરાજા એનો સખા થશે તેના સ્નેહથી બંધાયલો તે, બ્રાહ્મણોનું અવમાન કરશે તેથી ક્રુદ્ધ થએલા વાણિરૂપિ છે બળ જેમને એવા બ્રાહ્મણો, હુંકારથી તેને બાળી નાખશે. એ રીતે પાપરૂપ એવો તે નાશ પામશે, એ રીતે બ્રહ્માએ દેવતાઓને કહ્યું હતું, બ્રાહ્મણના દંડથી હણાયલો તે આ ચાર્વાક રાક્ષસ સૂતો છે, માટે હે નૃપતિ શ્રેષ્ઠ, હે ભરતર્ષભ, તમે શોચ કરો માં. હે પાર્થિવ, ક્ષત્ર ધર્મેકરી હણાયલા તે તમારા જ્ઞાતીય તથા ક્ષત્રિય પુંગવ શૂરવીર મહાત્મા બીજા રાજાઓ પણ સ્વર્ગમાં ગયા, માટે તેમનો શોચ કરો માં. હે અચ્યુત, તે તમે ગ્લાનિ રહિત થઇ કાર્ય કરો, શત્રુઓને હણો, પ્રજાનું રક્ષણ કરો અને બ્રાહ્મણોની પૂજા કરો.

सत्वमातिष्ठकार्याणिमातेभूत्ग्लानिरच्युत ॥

शत्रून्जहिप्रजारक्षद्विजांश्चपरिपूजय ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि

गुर्जरभाषायां एकोनचत्वारिंशत्तमोऽध्यायः ॥ ३९ ॥

---

**वैशंपायनउवाच** ॥ ततःकुंतीसुतोराजागतमन्युर्गतज्वरः ॥

॥ कांचनेप्राङ्मुखोहृष्टोन्यषदित्परमासने ॥ १ ॥

વૈશંપાયન કહેછે,—પછી ગયોછે ક્રોધ જેનો તથા ગયો છે સંતાપ જેનો એવો હર્ષ પામેલો કુંતીનો પુત્ર રાજા યુધિષ્ઠિર સુવર્ણના ઉત્તમ આસન ઉપર પૂર્વાભિમુખે બેઠો. તેની સામે સુવર્ણના ઉત્તમ તેજસ્વી આસન ઉપર શત્રુને દમન કરનાર વાસુદેવ તથા સાત્યકી બેઠા. યુધિષ્ઠિર રાજાને વચમાં રાખીને તેની બન્ને બાજુ ઉપર સુંવાળા એવા રત્નજડિત આસન ઉપર મહાત્મા અર્જુન અને ભીમસેન બન્ને બેઠા. વળી સુવર્ણથી વિભૂષિત અને શ્વેત એવા હાથીદાંતથી નિર્માણ કરેલા સિંહાસન ઉપર સહદેવ અને નકુળ સહિત કુંતી બેઠી. તેજ પ્રમાણે દુર્યોધનનો પુરોહિત

સુધર્મા, વિદુર, ધૌમ્ય, કૌરવ એવા ધૃતરાષ્ટ્ર, એ સર્વે અગ્નિ સરખા તેજસ્વી આસનો ઉપર જૂદા જૂદા બેઠા. યુયુત્સુ, સંજય, યશવાળી ગાંધારી, એ સર્વે જે તરફ ધૃતરાષ્ટ્ર રાજા બેઠો હતો, તે તરફ બેઠા. પછી તે સ્થળમાં બેઠેલા ધર્મ પુત્ર યુધિષ્ઠિરે શ્વેત પુષ્પ, સર્વતોભદ્ર આદિકુથી ચીતરેલાં દેવતાઓનાં સ્થાપન, અક્ષત, પૃથ્વી, સુવર્ણ, રૂપુ અને રત્નનો સ્પર્શ કર્યો. પછી પુરોહિતને આગળ કરીને અને ઘણાક મંગળ પદાર્થોને લેઇને સર્વે પ્રધાનોએ આવીને ધર્મરાજાનાં દર્શન કર્યાં. તે સ્થળમાં સુવર્ણ, નાના પ્રકારનાં રત્ન, સર્વ સામગ્રીથી યુક્ત અભિષેક કરવાનું પાત્ર, સુવર્ણના, ત્રાંબાના, રૂપાના, અને મૃત્તિકાના જળથી પૂર્ણ ભરેલા ઘડા, પુષ્પ, લાજા (ડાંગરની ધાણી); આસનો, ગોરસ, સમડી, પીંપળો, અને ખાખર, ઇત્યાદિક સમિધ, મધ, ઘી, ઉદુંબરના કાષ્ઠનો કરેલો સરવો તથા સુવર્ણથી અલંકૃત કરેલો શંખ, એ સર્વે લાવીને મૂકયાં. પછી શ્રીકૃષ્ણે આજ્ઞા આપવા ઉપરથી તે સ્થળમાં ધૌમ્ય પુરોહિતે પૂર્વ, ઉત્તર તથા પશ્ચિમ ભાગમાં વેદીને સરવાવડે ઉપલેખન કરીને પછી દૃઢ છે પગ મૂકવાનાં પગથીયાં જેનાં એવા તથા અગ્નિ સમાન તેજવાળા અને શુભ્ર—જેના ઉપર વ્યાઘ્રનું ચર્મ પાથરેલું છે એવા સર્વતોભદ્ર આસન ઉપર મહાત્મા યુધિષ્ઠિરને અને દ્રુપદપુત્રી કૃષ્ણાને બેસાડીને વિધિ અને મંત્ર પુરઃસર તે બુદ્ધિમાને અગ્નિમાં હોમ કરવા માંડયો. પછી કૃષ્ણે ઉઠીને પૂજન કરેલો શંખ લેઇને પૃથ્વીના પતિ કુંતીના પુત્ર યુધિષ્ઠિરને અભિષેક કર્યો. તેજ પ્રમાણે રાજર્ષિ ધૃતરાષ્ટ્ર અને બધા પ્રધાનોએ પણ અભિષેક કર્યો. કૃષ્ણે અનુજ્ઞા આપવા ઉપરથી ભાઇઓ સહવર્તમાન ભીમે પણ અભિષેક કર્યો. એ રીતે પાંચજન્ય નામે શંખે કરી અભિષેક કરેલો રાજા યુધિષ્ઠિર અત્યંત દર્શનીય થયો. તે વખતે પણવ નામે વાદ્ય તથા નગારાં વાગવા લાગ્યાં. ધર્મરાજાએ પણ તે સર્વેએ કરેલા પૂજનનું ધર્મવડે ગ્રહણ કર્યું. તથા પુષ્કળ દક્ષણા આપતા તે રાજાએ તેમનું પણ પૂજન કર્યું. પછી એક સહસ્ર સુવર્ણની મોહોરો દક્ષિણા આપીને વેદના અધ્યયનવડે સંપન્ન તથા ધૃતિ અને શીલ ગુણવડે યુક્ત બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું. હે રાજન્, તે બ્રાહ્મણો પ્રસન્ન થઇને સ્વસ્તિ અને જય બોલવા લાગ્યા તથા હંસની પેઠે શબ્દ કરતા તેઓ યુધિષ્ઠિરની પ્રશંસા કરવા લાગ્યા. તેઓ બોલ્યા કે હે યુધિષ્ઠિર! હે મહાબાહો! હે પાંડવ! વારૂ તું જય પામે છે

તે બહુ સારૂ થયું ! હે મોટા તેજવાળા રાજન્ ! પોતાના પરાક્રમવડે તું પોતાના ધર્મને પામ્યોછે એ બહુ સારૂં છે ! હે રાજન્ ! વારૂ ગાંડિવ છે ધનુષ્ય જેનું એવો અર્જુન, અને પાંડવ એવો ભીમસેન તથા માદ્રીના પુત્ર પાંડવ અને તું પણ કુશળ છે એ બહુ સારૂ છે ! હે વીર ! સંગ્રામરૂપ તે ક્ષયથી તમો ભલે મુક્ત થયા તથા શત્રુઓને જીત્યા એ પણ બહુ સારૂં થયું ! માટે હે ભારત ! હવે જે ઉત્તરકાર્ય કરવાં હોય તે ઉતાવળે કરો. હે ભારત ! પછી સત્પુરૂષોએ પૂજેલો ભાઇઓ સહિત ધર્મરાજા યુધિષ્ઠિર તે મોટા રાજ્યને પામ્યો.

ततःप्रत्यर्चितःसद्भिर्धर्मराजोयुधिष्ठिरः ॥

पतिपेदेमहद्राज्यंसुहृद्भिःसहभारत ॥ २४ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मे युधिष्ठराभिषेके गुर्जरभाषायां

चत्वारिंशत्तमोऽध्यायः ॥ ४० ॥

---

**वैशंपायनउवाच** ॥ प्रकृतिनांचतद्वाक्यंदेशकालोपबृंहितम् ॥

॥ श्रुत्वायुधिष्ठिरोराजासोंतरंप्रत्यभाषत ॥ १ ॥

વૈશંપાયન કહે છે,—દેશકાળવડે યુક્ત એવું પ્રધાનોનું તે વચન સાંભળીને પછી યુધિષ્ઠિર રાજા બોલ્યા કે પાંડુના પુત્ર અમોને ધન્ય છે કે જેમના સત્ય કે પછી અસત્ય પણ ગુણો શ્રેષ્ઠ બ્રાહ્મણો આ સ્થળમાં આવીને બોલે છે ! તમો જેથી ઇર્ષ્યાથી રહિત થઇને એ પ્રમાણે ગુણસંપન્ન અમોને કહો છો તેથી અમારા ઉપર તમારી મોટી કૃપા છે એમ હું માનું છું. મારા પિતા અને અમારા પરમદૈવતરૂપ મહારાજા ધૃતરાષ્ટ્ર છે, માટે મારૂં પ્રિય કરવાને જેઓ ઇચ્છતા હોય તેમણે તેમનું પ્રિય કરવામાં તથા તેમની આજ્ઞા માનવામાં તત્પર રહેવું ઘટે છે. હું જ્ઞાતિજનનો મોટો વધ કરીને પણ એટલાજ માટે જીવું છું; માટે મારે નિરંતર આળસ તજીને એમની સેવા કરવી યોગ્ય છે. તેથી જો તમો તથા બીજા સર્વ મારા પ્રિય જનોએ મારા ઉપર કૃપા કરવી યોગ્ય છે તો જેમ પૂર્વે ધૃતરાષ્ટ્ર સાથે વર્તતા હતા તેમ હવે પછી પણ તેમની સાથે વર્તન કરવું ઘટે છે. હું તથા તમો સર્વ સહિત આખા જગત્નો સ્વામિ એ છે. આ સકળ પૃથ્વી અને

સર્વે પાંડવો પણ તેનાંજ છે. માટે તમો સર્વે જણાએ આ મારૂં વચન મનમાં રાખવું. એમ કહીને યુધિષ્ઠિર રાજાએ તેમને રજા આપી કે હવે સર્વે પોતપોતાની ઇચ્છામાં આવે ત્યાં જાઓ. કુરૂકુળને આનંદ આપનાર યુધિષ્ઠિરે નગરના તથા દેશના આવેલા સર્વે લોકોને રજા આપીને કુંતીપુત્ર ભીમસેનની યુવરાજને સ્થાને યોજના કરી. મંત્ર કરવામાં, કાર્યનો નિશ્ચય કરવામાં અને રાજનીતિના છ* ગુણનું ચિંતન કરવામાં બુદ્ધિમાન વિદુરની યોજના તેણે પ્રીતિયુકત થઇને કરી. વળી કોઇ કાર્ય કર્યું છે કે નથી કર્યું તેનું જ્ઞાન થવાને તથા આવક અને ખરચનો વિચાર કરવાને સર્વે ગુણવડે યુકત અને વૃદ્ધ સંજયની યોજના કરી. સેનાબળનું પરિણામ કરવામાં તથા સેવકોને આજ્ઞા કરવામાં અને તેમને પગાર આપવાના કાર્યમાં તેમજ કાર્યોની તપાસ રાખવામાં યુધિષ્ઠિરે નકુલને આજ્ઞા કરી. વળી મહારાજા યુધિષ્ઠિરે શત્રુઓના હુમલાનો અટકાવ કરવાને તથા દુષ્ટનો નાશ કરવાના કાર્યમાં અર્જુનને આજ્ઞા કરી. બ્રાહ્મણોનાં કાર્ય, દેવનાં કાર્ય, અને તેવાંજ બીજાં ધર્મ કાર્ય ઉપર તપાસ રાખવાની આજ્ઞા પુરોહિતોમાં શ્રેષ્ઠ એવા ધૌમ્ય પુરોહિતને કરી. હે પૃથ્વીપતે! નિરંતર સમીપમાં રહેનારા સહદેવને એવી આજ્ઞા કરી કે સર્વે સ્થિતિમાં તેણે રાજાનું રક્ષણ કરવું. વળી તેજ પ્રમાણે પ્રસન્ન થયેલો તે રાજા જે જે કર્મમાં જેને જેને યોગ્ય માનતો હતો, તે તે કર્મમાં તેની તેની યોજના તેણે કરી. પછી ધર્માત્મા, ધર્મનું પાલન કરનાર તથા શત્રુવીરને હણનાર યુધિષ્ઠિર રાજાએ વિદુર, સંજય, અને મોટી બુદ્ધિવાળા યુયુત્સુને કહ્યું કે તમો સર્વે જણે સાવધાન થઇને મારા પિતા આ રાજા ધૃતરાષ્ટ્રનાં તે તે કર્મ નિત્ય પ્રત્યે જેમ ઘટતાં હોય તેમ યથાયોગ્ય કરવાં, તથા નગર સંબંધી અને પ્રાંતો સંબંધી જે કાર્યો છે, તે તમામ રાજાની આજ્ઞા લેઇને વિભાગ પ્રમાણે કરવાં.

पौरजानपदानांचयानिकार्याणिसर्वशः ॥

राजानंसमनुज्ञाप्यतानिकर्माणिभागशः ॥ १९ ॥

इतिश्री महाभारते शांतिपर्वाणि राजधर्मे भीमादिकर्मनियोगे

गुर्जरभाषायां एकचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४१ ॥

* એ છ ગુણનું વિવેચન આગળ થવાનું છે માટે અહીં લખ્યા નથી.

**वैशंपायनउवाच** ॥ ततोयुधिष्ठिरोराजाज्ञातीनांयेहतायुधि ॥
॥ श्राद्धानिकारयामासतेषांपृथगुदारधीः ॥ १ ॥

વૈશંપાયન કહે છે,-પછી ઉદાર બુદ્ધિવાળો યુધિષ્ઠિરરાજા પોતાનાં જ્ઞાતિ જનમાંથી જેઓ સંગ્રામમાં હણાયા હતા તેમનાં પ્રત્યેકનાં જૂદાં જૂદાં શ્રાદ્ધ કરાવવા લાગ્યો. ધૃતરાષ્ટ્ર રાજાએ પોતાના પુત્રોનું સર્વ કામનાઓને સફળ કરનારૂં ઔર્ધ્વ દૈહિક (શ્રાદ્ધ) કર્યું તથા અન્ન, ગાયો અને ધન આપ્યાં; તેમજ તે મહાયશવાળા રાજાએ મોટા મૂલ્યનાં અને વિચિત્ર રત્નનું પણ દાન કર્યું. દ્રૌપદી યુધિષ્ઠિર રાજાએ દ્રોણનું, મહાત્મા કર્ણનું ધૃષ્ટદ્યુમ્ન અને અભિમન્યુનું, હિડિંબ રાક્ષસનું વિરાટ આદિક પોતાનાપર ઉપકાર કરનારા સ્નેહી અને સગાંનું, તથા દ્રુપદ અને દ્રુપદના પુત્રોનું શ્રાદ્ધ કર્યું; તે પ્રત્યેકને ભિન્ન ભિન્ન ઉદ્દેશીને તથા ધન, રત્નો, ગાયો અને વસ્ત્ર આદિકથી એક હજાર બ્રાહ્મણોને તૃપ્ત કર્યા. વળી બીજા રાજાઓ કે જેમનાં સગાંવહાલાં કોઈ હતાં નહિ તે તે રાજાઓને ઉદ્દેશીને તેમનું શ્રાદ્ધ યુધિષ્ઠિર રાજાએ કર્યું. વળી તે પાંડુના પુત્ર યુધિષ્ઠિરે પોતાનાં સગાંવહાલાંની ઉત્તરક્રિયા કરી તથા તેમને ઉદ્દેશીને નાના પ્રકારની ધર્મશાળાઓ, પરબો, અને તળાવો બંધાવ્યાં. એ પ્રમાણે તે તેમના દેવામાંથી છૂટીને અને લોકમાં અનિંદ્ય થઈને કૃત્યકૃત્ય થયો તથા પ્રજાને ધર્મેકરી પાળવા લાગ્યો. તથા ધૃતરાષ્ટ્ર, ગાંધારી, વિદુર, અને સર્વે માન આપવા જોગ કૌરવ તથા સેવકોને પણ તે પૂજવા લાગ્યો. તેમનામાં જે સ્ત્રીઓના સ્વામી સંગ્રામમાં હણાયા હતા તથા જેમના પુત્રો સંગ્રામમાં હણાયા હતા તે સર્વનું કુરૂકુળના તે દયાળુ રાજાએ સન્માન કરી પાલન કર્યું. પ્રાણી ઉપર દયા રાખનારા તે સમર્થ રાજાએ દીન, આંધળાં અને નિરાશ્રિત મનુષ્યોને વસવાનાં ઘર, વસ્ત્ર અને ભોજન આપીને તેમના ઉપર અનુગ્રહ કર્યો. તે યુધિષ્ઠિર રાજાએ સમગ્ર પૃથ્વીને જીતીને તથા શત્રુઓ પ્રતિ પોતાનો ધર્મ અદા કરીને શત્રુ રહિત અને સુખી થઈને ભોગ ભોગવ્યા.

सविजित्यमहींकृत्स्नामानृण्यंप्राप्यवैरिषु ॥
निःसपत्नसुखीराजाविजहारयुधिष्ठिरः ॥ १२ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि श्राद्धक्रियानाम गुर्जरभाषायां द्विचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४२ ॥

**વૈશંપાયનઉવાચ** ॥ अभिषिक्तोमहाप्राज्ञोराज्यंप्राप्ययुधिष्ठिरः ॥
॥ दाशार्हंपुंडरिकाक्षमुवाचप्रांजलिःशुचिः ॥ १ ॥

વૈશંપાયન કહે છે.—રાજ્યાભિષેક કરેલો મોટી બુદ્ધિવાળો યુધિષ્ઠિર રાજા રાજ્ય પામીને પુંડરિક જાતિના કમળ સમાન છે નેત્ર જેનાં એવા શ્રી કૃષ્ણને શુદ્ધ ચિત્તે હાથ જોડીને કહેવા લાગ્યો કે હે કૃષ્ણ! હે યાદવોમાં શાર્દૂલ જેવા! તમારી કૃપાએકરીને, નીતિએકરીને, બળેકરીને, બુદ્ધિએકરીને, તથા પરાક્રમેકરીને મારા પિતા અને પિતામહના વારાથી ચાલતું આવેલું રાજ્ય ફરીને મને પ્રાપ્ત થયું. હે પુંડરીકાક્ષ! તમને પ્રણામ છે. હે શત્રુઓને દમન કરનાર! તમને વારંવાર પ્રણામ છે. સર્વ પ્રાણીઓના દેહમાં વસનારા એક આત્મા તમો છો એમ કહે છે; તમારૂં ઉપાસન કરનારાઓનું રક્ષણ કરનારા પણ તમેજ છો એમ મુનિઓ કહેછે. ઇંદ્રિયોને નિયમમાં રાખીને અનેક પ્રકારનાં નામોએ કરી બ્રાહ્મણો તમારી સ્તુતિ કરે છે. હે જગતને ઉત્પન્ન કરનાર! હે જગતના આત્મા! હે જગતની ઉત્પત્તિના સ્થાનરૂપ! હે વ્યાપક ધર્મવાળા વિષ્ણુ! હે જય કરનાર! હે હરે! હે કૃષ્ણ! હે વૈકુંઠ! હે પુરૂષોત્તમ! તમને પ્રણામ છે. જે સાત આદિત્ય (અદિતિના પુત્ર) કહેવાય છે તે પણ તમે એકજ પુરાણ પુરૂષ તે તે ગર્ભને પામેલા છો. એટલે અદિતિનો પુત્ર સૂર્ય તથા વામન એ બે રૂપ; અદિતિનાં રૂપાંતર પૃશ્નિ આદિક છે, માટે પૃશ્નિગર્ભ, પરશુરામ, દાશરથીરામ, બળરામ અને કૃષ્ણ એ પાંચ રૂપ મળીને સાતે રૂપ તમારાં છે. એ સર્વે ગર્ભમાં તમે એકજ છો, પણ પ્રત્યેક ગર્ભમાં તમે ભિન્ન ભિન્ન નથી. વળી ધર્મ અને જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય, લક્ષ્મી અને યશ એ ત્રણ જોડાંવાળા પણ તમનેજ કહેલા છે. વળી તમે પવિત્ર કીર્તિવાળા, ઇંદ્રિયોના સ્વામિ, યજ્ઞના ઇશ્વર, બ્રહ્મદેવના પણ ગુરૂ કહેવાઓ છો; શ્રુતિ, અનુમાન અને પ્રત્યક્ષ એ ત્રણ દર્શનનાં સાધન તમારેવિષે છે; કલ્યાણકારી, વિભુ અને દામોદર પણ તે તમે એકજ છો. તમે વરાહ છો, તમે અગ્નિ છો, તમે સૂર્ય છો, તમે ધર્મ છો અને તમે ગરૂડના ચિન્હવાળા છો. શત્રુની સેનાનું મર્દન કરનાર, સર્વ શરીરમાં પ્રવિષ્ટ થયેલા આત્મારૂપ પુરૂષ અને ત્રણ લોકને આક્રમણ કરનાર છો. તમે ઉત્તમ છો માટે વરિષ્ઠ કહેવાઓ છો, તમે અન્ન આપનારા છો માટે વાજસનિ કહેવાઓ છો, તમે પ્રલય કાળમાં ભયંકર છો માટે ઉગ્ર કહેવાઓ છો, અને તમે દેવની સેનાને આગળ થઇને દોરી જા-

ઓ છો માટે સેનાની કહેવાઓ છો. તમે સત્યસ્વરૂપ છો અને સ્વામિ કાર્તિક તે તમે છો; તમે પતન થાઓ એવા નથી માટે અચ્યુત કહેવાઓ છો, અને શત્રુઓનું તમે પાતન કરો છો. સંસ્કાર પામેલા બ્રાહ્મણરૂપ, વિકાર પામેલા અનુલોમજ આદિક શંકરરૂપ, અને સન્યાસી આદિક ધર્મરૂપ તમે છો. તમારો માર્ગ ઊર્ધ્વ દિશાએ છે, માટે તમે ઊર્ધ્વવર્ત્મા છો; તમે અગ્નિ-રૂપ છો; ઈંદ્રનો ગર્વ નાશ કરનારા છો; તમે હરિ અને હરરૂપી છો; તમે સમુદ્રરૂપી છો; તમે ગુણથકી રહિત છો; કર્મયોગ્ય પૂર્વ, ઉત્તર, અને ઈશાન દિશારૂપ તમે છો; સૂર્ય, ચંદ્ર અને અગ્નિ એ ત્રણના તેજ સ્વરૂપ તમે છો; તમે સ્વર્ગમાંથી ઉતરેલા છો, તમે પોતાની મેળેજ શોભાયમાન છો માટે તમે સ્વરાટ કહેવાઓ છો; તમે વિરાટ સ્વરૂપ છો; તથા તમે રૂડે પ્રકારે શોભાયમાન છો માટે તમે સમ્રાટ્ કહેવાઓ છો; દેવતાઓના તમે રાજા છો; સંસારની તમે ઉત્પત્તિ કરનારા છો; સર્વત્ર તમે વ્યાપક છો; તમે સત્તારૂપ છો; તમે શરીર થકી રહિત છો, કૃષ્ણ* છે માર્ગ જેનો એવા તમે કૃષ્ણ છો; વળી અત્યંત ઇષ્ટ પદાર્થના તમે આપનારા છો; અ-શ્વિનીના કુમારદેવ વૈદ્યના પિતા તમે સૂર્ય સ્વરૂપ છો; તમે કપિલ અને વામન છો. તમે યજ્ઞ સ્વરૂપ, નિશ્ચળ, ગરૂડ સ્વરૂપ, અને યજ્ઞસેન કહેવાઓ છો. તમે શિખંડી, નહુષ, મહેશ્વર, અને આકાશમાં સ્પર્શ કરનાર પુનર્વસુ નક્ષત્રરૂપ છો. અત્યંત પિંગળવર્ણ એવા તમે રૂકમ યજ્ઞ છો. તમે સુષેણ તથા દુંદુભિ છો. તમે કાળચક્રરૂપ છો, લક્ષ્મીને નિવાસ કરવાના કમળરૂપ છો, તથા પુષ્પને ધારણ કરનાર પુષ્કરરૂપ છો. તમે ઋભુ, વિભુ, અને સ-ર્વથી સૂક્ષ્મ છો, તમે ચારિત્રરૂપે કહેવાઓ છો. તમે બ્રહ્મસ્વરૂપ, સમુદ્રસ્વરૂપ, પવિત્ર એવાં ધામ સ્વરૂપ અને ધામને જાણનાર છો. તમને હિરણ્યગર્ભ, સ્વાહા, સ્વધા, અને કેશવ, એ પ્રકારે કરીને કહે છે. હે કૃષ્ણ ! આ જગતનું ઉત્પત્તિસ્થાન તમે છો. આ જગતના લયનું સ્થાન પણ તમે છો, અને પૂર્વે આ જગતને ઉત્પન્ન પણ તમેજ કર્યું છે. હે વિશ્વના ઉત્પત્તિ સ્થાનરૂપ કૃષ્ણ ! આ વિશ્વ તમારા સ્વાધીનમાં છે; શાર્ઙ્ગ ધનુષ્ય, ચક્ર તથા ખડ્ગ જેના હાથમાં છે એવા હે ભગવાન્ ! તમને નમસ્કાર હજો. એ પ્રમાણે

---

* પાછળ ભગવદ્ગીતામાં એવું વર્ણન છે; "शुक्लकृष्णेगतीह्येतेजगतःशाश्वतेमते इ०"

સભાના મધ્યમાં ધર્મરાજાએ સ્તવન કરેલા, કમળ સમાન નેત્રવાળા, યાદવોમાં મુખ્ય કૃષ્ણ પ્રસન્ન થઈને સર્વથી મોટા પાંડવ, ભરત વંશમાં જન્મ પામેલા યુધિષ્ઠિરને ઘણાંક વચન બોલીને અભિનંદન આપવા લાગ્યા.

एवंस्तुतोधर्मराजेनकृष्णःसभामध्येप्रीतिमानपुष्कराक्षः ॥

तमभ्यनंदद्भारतंपुष्कलाभिर्वाग्भिर्ज्येष्ठंपांडवंयादवाग्र्यः ॥ १७ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि वासुदेवस्तुतिर्नाम गुर्जरभाषायां त्रिचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४३ ॥

---

**वैशंपायनउवाच** ॥ ततोविसर्जयामाससर्वाःप्रकृतयोनृपः ॥

॥ विविशुश्चाभ्यनुज्ञातायथास्वानिगृहाणिते ॥ १ ॥

વૈશંપાયન કહે છે,—પછી યુધિષ્ઠિર રાજાએ સર્વે પ્રધાનોને રજા આપી અને તેઓ પણ રાજાની આજ્ઞા પામીને પોતપોતાને ઘેર ગયા. પછી ભયાનક છે પરાક્રમ જેનું એવા ભીમને, અર્જુનને, તથા નકુલ સહદેવને શાંત કરીને શ્રીમાન્ યુધિષ્ઠિર રાજા બોલ્યા કે મોટા સંગ્રામમાં શત્રુઓએ નાના પ્રકારનાં શસ્ત્રોવડે તમારા શરીરમાં ક્ષત કરેલાં છે અને તમે અત્યંત શ્રમિત થયા છો, તથા શોક અને ક્રોધેકરીને સંતાપ પામેલા છો. હે ભરત શ્રેષ્ઠો ! મારે અર્થે અરણ્યમાં નઠારા મનુષ્યની પેઠે તમોએ દુઃખકારક સ્થાનમાં વાસ વસવાનો અનુભવ કર્યો છે, માટે ઇચ્છા પ્રમાણે અમે સુખ ઉપજે એ પ્રમાણે આ જયનો તમે અનુભવ કરો; તમે વિશ્રાંતિ પામશો તથા તમને સુખનો અનુભવ થશે ત્યારે પછી કાલે સવારે હું તમારી સાથે મુલાકાત કરીશ. પછી અનેક મેહેલોવડે શોભાયમાન, અનેક રત્નોથી વ્યાપ્ત દાસી અને દાસથી ભરપૂર, એવા દુર્યોધનના ઘરમાં, ધૃતરાષ્ટ્રની આજ્ઞા પામીને તથા પોતાના મોટા ભાઈ યુધિષ્ઠિરે આપવા ઉપરથી, ઈન્દ્ર જેમ પોતાના સ્વર્ગના મંદિરમાં નિવાસ કરે તેમ મહાબાહુ ભીમે તેમાં નિવાસ કર્યો. જેવું દુર્યોધનનું ઘર હતું તેવુંજ દુઃશાસનનું ઘર પણ મેહેલોની પંક્તિથી સંયુક્ત, સુવર્ણના તોરણથી અલંકૃત, દાસી તથા દાસવડે અત્યંત સંપૂર્ણ, તથા પુષ્કળ ધન અને ધાન્યથી ભરપૂર હતું; રાજાની આજ્ઞાથી અર્જુને તે ઘરમાં નિવાસ કર્યો. દુર્મર્ષણનું ઘર દુઃશાસનના ઘરથી પણ ઉત્તમ હતું; તે કુબેરના ભુવનની પેઠે, સુવર્ણ અને રત્નોથી અલંકૃત હતું, તે

ઘર ધર્મના પુત્ર યુધિષ્ઠિર મહારાજાએ પ્રસન્ન થઇને મહાવનમાં કૃશ થઇ ગયેલા તથા વર આપવાને યોગ્ય નકુલને આપ્યું. દુર્મુખનું ભુવન સર્વથી સુંદર હતું; તે શોભાયમાન સુવર્ણથી શણગારેલું તથા પૂર્ણ એવા કમળના પત્ર સમાન નેત્રવાળી સ્ત્રીઓનાં શયનથી યુક્ત હતું, તે ઘર નિરંતર પ્રિય કરનારા સહદેવને આપ્યું અને તે પામીને, કૈલાસને પામીને જેમ કુબેર આનંદ પામે તેમ તે આનંદ પામ્યો. હે રાજન્! યુયુત્સુ, વિદુર, સંજય, સુધર્મા અને ધૌમ્ય, એ સર્વે પોતપોતાના ભુવનમાં ગયા. વાઘ જેમ પર્વતની ગુફામાં પેસે તેમ પુરૂષમાં વ્યાઘ્ર જેવા કૃષ્ણ પરમાત્માએ સાત્યકી સહિત અર્જુનના ઘરમાં પ્રવેશ કર્યો. તે સ્થળોમાં ભોજન અને ખાનપાનવડે પ્રસન્ન થયેલા તથા અત્યંત સુખવડે રાત્રિએ વશેલા, અને સુખેકરીને પ્રાતઃકાળમાં જાગ્રત થયેલા તે સર્વે યુધિષ્ઠિર રાજાનું ઉપાસન કરતા હતા.

तत्रभक्षान्नपानैस्तेमुदिताःसुसुखोषिताः ॥
सुखप्रबुद्धाराजानमुपतस्थुर्युधिष्ठिरम् ॥

इतिश्री महाभारते शांतिपर्वणि गृहविभागे गुर्जरभाषायां
चतुश्चत्वारिंशत्तमोऽध्यायः ॥ ४४ ॥

**जनमेजयउवाच** ॥ प्राप्यराज्यंमहाबाहुर्धर्मपुत्रोयुधिष्ठिरः ॥
॥ यदन्यकरोद्विप्रतन्मेवक्तुमिहार्हसि ॥ १ ॥

જનમેજય કહે છે,—હે વિપ્ર! ધર્મના પુત્ર મહાબાહુ યુધિષ્ઠિરે રાજ્ય પામીને બીજું જે કર્યું તે મને આ સમયે કહેવું ઘટે છે. હે મુનિ! ત્રણ લોકના પરમગુરૂ અને ઇંદ્રિયોના સ્વામિ ભગવાન્ કૃષ્ણ વીરે પણ જે કર્યું તે પણ મને કહેવું જોઇએ, વૈશંપાયન કહે છે,—હે પાપ રહિત રાજેંદ્ર, વાસુદેવ ભગવાનને આગળ કરીને પાંડવોએ જે કર્યું તે હું તને યથાર્થપણે કહું છું; સાંભળ. કુંતીના પુત્ર મહારાજા યુધિષ્ઠિરે રાજ્ય પામીને ચારે વર્ણની પ્રજાને ઘટારત પ્રમાણે પોતપોતાના સ્થાનમાં સ્થાપન કરી. તે પાંડવ રાજાએ એક હજાર મહાત્મા સ્નાતક બ્રાહ્મણોમાંના એક એકને હજાર હજાર મોહોરો અપાવી. વળી જે પ્રકારે તેણે પોતાના આશ્રિત તથા અનુજીવી સેવકોને અને અતિથિઓને તેમના મનોરથ પૂરા કરીને તૃપ્ત કર્યા, તેજ પ્રકારે દીન અને નિરાધાર લોકોને પણ મનોરથ પૂરીને તૃપ્ત કર્યા. તેણે પોતાના પુરોહિત ધૌમ્યને દશ હજાર ગાયો, ધન, સુવર્ણ, રૂપું,

અને નાના પ્રકારનાં વસ્ત્ર આપ્યાં. હે મોટા રાજા! કૃપાચાર્ય પ્રત્યે તેણે ગુરૂવૃત્તિ રાખીને વર્તન કર્યું અને નિયમિત વૃત્તવાળા તે રાજાએ વિદુરની પૂજા કરી. આપનારાઓમાં ઉત્તમ તે પોતાના સર્વે આશ્રિતોને નાના પ્રકારનાં ભક્ષ્ય, અન્ન અને પાનવડે કરીને તથા નાના પ્રકારનાં વસ્ત્ર, શય્યા, અને આસનવડે કરીને સંતોષ પમાડતો હતો. હે રાજાઓમાં શ્રેષ્ઠ જન્મેજય! તે મહાયશવાળો રાજા પ્રાપ્ત થયેલા ધન આદિકનું યથોચિત પાત્ર જોઇને દાન કરતો હતો તથા તેમ કરીને ધૃતરાષ્ટ્રના યુયુત્સુનું પૂજન કરતો હતો. યુધિષ્ઠિર રાજા તે રાજ્યનો ભાર ધૃતરાષ્ટ્રને, વિદુરને અને ગાંધારીને માથે નાખીને સ્વસ્થની પેઠે સુખે કરીને રહેતો હતો. હે ભરતર્ષભ! તેજ પ્રમાણે આખા નગરને પણ પ્રસન્ન કરીને પછી મહાત્મા વાસુદેવની પાસે તે હાથ જોડીને ગયા. ત્યાં મણિ અને સુવર્ણથી અલંકૃત મોટા પલંગ ઉપર બેઠેલા, નીલ રંગના મેઘ સમાન કાંતિવાળા કૃષ્ણને તેણે જોયા. તેમનો દેહ તેજવડે પ્રકાશમાન હતો, દીવ્ય અલંકારથી તે અલંકૃત હતા, પીળું રેશમી પિતાંબર તેમણે પેહેરેલું હતું તેથી જાણે સોનામાં જડેલો નીલમણિ હોય તેવા તે શોભતા હતા, છાતી ઉપર આવી રહેલા કૌસ્તુભ મણિવડે સર્વ પ્રકારે તે વિરાજમાન હતા તે જાણે ઉદય પામતા સૂર્યવડે ઉદયાચળ પર્વત શોભતો હોય તેમ લાગતું હતું. ત્રણ લોકમાં તેને ઉપમા આપવા જેવો કાંઇ પદાર્થ છે નહિ. એવા પુરૂષ દેહધારી મહાત્મા વિષ્ણુની પાસે જઇને તે રાજા યુધિષ્ઠિર સ્મિત હાસ્ય કરીને આ પ્રમાણે મધુર વચન ચન બોલ્યા, કે હે બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ કૃષ્ણ! વારૂ, સુખવડે તમોએ રાત્રિ નિર્ગમન તો કરી? હે અચ્યુત! કેમ સકળ જ્ઞાન તમને પ્રસન્ન તો છે? હે બુદ્ધિમાનમાં ઉત્તમ! દેવી બુદ્ધિ આપની સમીપે આશ્રય કરીને તો રહેલી છે? ત્રણ લોકમાં ગમન કરવા યોગ્ય છે પરાક્રમ જેનું એવા હે ભગવાન! તમારી કૃપાએ કરી અમને રાજ્ય પ્રાપ્ત થયું તથા પૃથ્વી અમારા સ્વાધીનમાં રહેલી છે; તથા અમે જય અને ઉત્તમ યશ પામ્યા અને ધર્મથકી અમો પડયા નહિ. એ પ્રકારે ભાષણ કરતા શત્રુઓનું દમન કરનાર ધર્મરાજ પ્રત્યે ભગવાન કાંઇ બોલ્યા નહિ પણ ધ્યાનયુકત થયા.

तंतथाभाषमाणंतुधर्मराजमरिंदमं ॥
नोवाचभगवान् किंचिद्ध्यानमेवान्वपद्यत ॥ २० ॥

इतिश्रीमहाभा० शांति० गु० भा० पंचचत्वारिंशत्तमोऽध्यायः ॥४५॥

**युधिष्ठिरउवाच** ॥ किमिदंपरमाश्चर्यंध्यायस्यमितविक्रम ॥
॥ कच्चिल्लोकत्रयस्यास्यस्वस्तिलोकपरायण ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે અમાપ પરાક્રમવાળા ભગવાન ! તમે ધ્યાન કરો છો આ મોટું આશ્ચર્ય શું છે? હે લોકના પરમસ્થાનરૂપ ! વારૂ, આ ત્રણ લોકનું કલ્યાણ તો છે ના ? હે પુરૂષ શ્રેષ્ઠ ! હે દેવ ! જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ થકી ચોથો ધ્યાનનો માર્ગ જે તુરીયાવસ્થા તેનું આલંબન કરીને સ્થુલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે દેહમાંથી તમે નીકળી ગયેલા છો, તેણે કરીને મારૂં મન વિસ્મય પામે છે. પ્રાણાયામ આદિક પાંચ કર્મ કરનારા અથવા ગમનાદિક પાંચ કર્મ કરનારા અને શરીરમાં રહેલા વાયુનો તમે નિગ્રહ કર્યો છે. પ્રસન્ન એવાં તમારાં ઈંદ્રિય તમે મનમાં સ્થાપન કર્યાં છે. હે ગોવિંદ ! વાણી અને મનને તમે બુદ્ધિમાં સ્થાપન કર્યાં છે. હે દેવ ! શબ્દાદિ ગુણને ભજનારા દેવ તથા શ્રોત્રાદિક ઈંદ્રિયોને તમે ક્ષેત્રજ્ઞમાં સ્થાપન કર્યાં છે. તમારાં રૂવાં કંપતાં નથી તથા તમારૂં મન અને બુદ્ધિ સ્થિર છે. હે માધવ ! લાકડા પેઠે, ભીંત પેઠે કે શિલા પેઠે તમે ચેષ્ટા રહિત દેખાઓ છો. જેમ વાયુ વિનાની જગોમાં દીવો કંપતો નથી પણ બળ્યા કરે છે, તેમ હે ભગવાન! હે દેવ ! પાષાણની પેઠે તમે નિશ્ચળ છો. હે દેવ! જો આ ધ્યાનનું કારણ સાંભળવાને હું યોગ્ય હોઉં અને જો તમારી કોઈ ગુપ્ત વાર્તા તે ન હોય, તો તમારે શરણે આવેલા અને પ્રાર્થના કરનારાનો મારો સંશય નાશ કરો. આ જગતના કર્ત્તા અને તેમાં નાના પ્રકારના ફેરફાર કરનારા (વિકાર કરનારા) પણ તમેજ છો; ક્ષરરૂપ અને અક્ષરરૂપ તમે છો; આદિ અને અંત રહિત તથા સર્વના આદિ પુરૂષોત્તમ તમેજ છો. હે ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ! તમારે શરણે આવેલા, અને માથાવડે તમને પ્રણામ કરનારા તમારા ભક્તને આ ધ્યાનનું યથાર્થ કારણ કહો, પછી ઇન્દ્રના નાના ભાઇ ભગવાન કૃષ્ણ પોતાના મન, બુદ્ધિ અને ઈંદ્રિયોને પોતપોતાના સ્થાનમાં લાવીને હાસ્ય કરીને બોલ્યા. વાસુદેવ કહે છે,—અગ્નિ જેમ શાંત થતો હોય તેમ બાણની શય્યામાં સુતેલા ભીષ્મ મારૂં ધ્યાન કરે છે; હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા યુધિષ્ઠિર ! તેથી મારૂં મન તેનામાં ગયુંછે. વજ્રની ગર્જના જેવા જેના ધનુષ્યના ટંકારને દેવનો રાજા ઇન્દ્ર પણ સહન કરી શકતો નથી, તેને હું મનવડે પામેલો છું. જેણે સમસ્ત રાજાઓના મંડળને વેગેકરી જીતીને તે ત્રણ કન્યાઓ આણી તે ભીષ્મને હું મનવડે

પામ્યો છું. ભાર્ગવ પરશુરામની સાથે જેણે ત્રેવીસ રાત્રિઓ સુધી યુદ્ધ કર્યું પણ પરશુરામથી જે જીતાયા નહિ તે ભીષ્મને હું મન વડે પામ્યો છું. ઈન્દ્રિય સમુદાયને એકાગ્ર કરીને અને શ્વાસાવરોધની ક્રિયાથી મનનું સંયમન કરીને તે મારે શરણે આવ્યા છે માટે મારૂં મન તેનામાં ગયું છે. હે રાજન્! ગર્ભ ધારણ કરવાની વિધિવડે જેને ગંગાએ ધારણ કર્યો હતો તે વસિષ્ઠના શિષ્ય ભીષ્મને હું મન વડે પામ્યો છું. જે મહા તેજવાળો દિવ્ય અસ્ત્રોને ધારણ કરે છે તથા જે બુદ્ધિમાન અંગ સહિત ચારે વેદોને ધારણ કરેછે તે ભીષ્મને હું મનવડે પામ્યો છું. હે પાંડવ! જમદગ્નિના પુત્ર રામના પ્રિય શિષ્ય અને સર્વ વિદ્યાને ધારણ કરનાર ભીષ્મને હું મનવડે પામ્યો છું. હે ભરત શ્રેષ્ઠ! તે ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણેછે; તે ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ ભીષ્મને હું મનવડે પામ્યો છું. પુરૂષોમાં વ્યાઘ્ર જેવો તે પોતાનાં કર્મે કરી સ્વર્ગ લોકમાં જશે ત્યારે ચંદ્ર વિનાની રાત્રિ જેવી પૃથ્વી શોભા રહિત થશે. માટે હે યુધિષ્ઠિર! ભયાનક છે પરાક્રમ જેનું એવા ગંગાપુત્ર ભીષ્મની પાસે જઇને તેનું પૂજન કરીને તારા મનમાં જે હોય તે પૂછ. હે રાજન્! ધર્મ, અર્થ, કામ અને મોક્ષની વિદ્યાઓ, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનો યજ્ઞાદિ નિશેષ ધર્મ જે ચાતુર્હોત્ર,—બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સન્યસ્ત એ ચાર આશ્રમ,—અને તમામ રાજધર્મ તું તેમને પૂછ. કેમકે કૌરવની ધુંસરીને ધારણ કરનાર ભીષ્મપિતા અસ્ત પામશે ત્યારે તે સર્વે જ્ઞાન પણ અસ્ત પામશે; માટે હું તને પ્રેરણા કરૂં છું. શ્રીકૃષ્ણનું તે ઉત્તમ અને સત્ય વચન સાંભળીને ધર્મને જાણનાર યુધિષ્ઠિર અશ્રુથકી ગદ્ગદ કંઠ થઇને ભગવાનને કહેવા લાગ્યો કે, હે ભગવાન્! તમે જે ભીષ્મનો મહિમા કહો છો, તે પ્રમાણેજ તે છે એમાં સંદેહ નથી; હે માધવ! હું પણ એમજ માનુંછું. હે મહા તેજવાળા ભગવાન! ભીષ્મનું મોટું ભાગ્ય અને પ્રભાવ મહાત્મા બ્રાહ્મણોના મુખથી મેં સાંભળ્યો છે. હે શત્રુને નાશ કરનારા તથા યદુકુળને આનંદ આપનારા કૃષ્ણ! લોકના કર્ત્તા તમો જે કહો છો, તે વાકય યથાર્થ છે એમાં કાંઇ વિચારવા જેવું નથી; હે માધવ! જો તમારી બુદ્ધિ મારા ઉપર કૃપા કરવાની છે, તો પ્રથમ તમને આગળ કરીને અમે ભીષ્મની પાસે જઇએ. સૂર્ય ઉત્તરાયનના થશે ત્યારે તે

પરલોકમાં જશે, માટે હે મહાબાહો! ભીષ્મપિતાને તમારૂં દર્શન થવું યોગ્ય છે. તમે આદિદેવ, ક્ષરરૂપ અને અક્ષરરૂપ છો; માટે તમારૂં દર્શન તે ભીષ્મપિતાને મોટો લાભ છે, કેમકે બ્રહ્મમય નિધિ તે તમો છો. વૈશંપાયન કહે છે,–ધર્મરાજનું એવું વચન સાંભળીને પાસે બેઠેલા સાત્યકીને મધુસુદન ભગવાન્ કહેવા લાગ્યા કે, મારો રથ તૈયાર કરો. તેથી શ્રીકૃષ્ણની પાસેથી સાત્યકી ઉતાવળે ઉઠીને દારૂક સારથીને કહેવા લાગ્યો કે શ્રીકૃષ્ણનો રથ તૈયાર કરી જોડી લાવો. હે રાજસિંહ! પછી સાત્યકીનું વચન સાંભળીને સુવર્ણથી જેનાં અંગ અલંકૃત કરેલાં છે,–મરકતમણિ, ચંદ્રકાંત અને સૂર્યકાંતથી શોભાયમાન જેમાં બેસવાનાં સ્થાન છે,–જેનાં ચક્રને સુવર્ણથી શણગારેલાં છે,–સૂર્યના સરખું જેનું તેજ છે,–ઉતાવળે જે ગમન કરનારો છે,–નાના પ્રકારના વિચિત્ર મણિથી જેનાં અંગ શોભાયમાન છે,–નવા ઉગેલા સૂર્યના જેવો પ્રતાપવાળો,–વિચિત્ર એવી ગરૂડના ચિન્હવાળી ધજાએ કરી ધજાવાળો,–સુગ્રીવ અને શૈબ્ય આદિક ઉત્તમ અને મનના સમાન ગતિવાળા તથા જેનાં અંગ સુવર્ણથી અલંકૃત કરેલાં છે એવા ચાર ઉત્તમ અશ્વ જેને જોડેલા, એવો ઉત્તમ રથ જોડીને આણ્યો છે એ પ્રકારે દારૂક સારથિએ આવી શ્રીકૃષ્ણને નિવેદન કર્યું.

सुग्रीवशैब्यप्रमुखैर्वराश्वैर्मनोजवैःकांचनभूषितांगैः ॥
संयुक्तमावेदयदच्युतायकृतांजलिर्दारुकोराजसिंह ॥ २९ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि महापुरुषस्तवोनाम गुर्जरभाषायां षट्चत्वारिंशत्तमोऽध्यायः ॥ ४६ ॥

---

**जनमेजयउवाच** ॥ शरतल्पेशयानस्तुभरतानांपितामहः ॥
॥ कथमुत्सृष्टवान्देहंकंचयोगमधारयत् ॥ १ ॥

જનમેજય કહે છે,–ભરતકુળના રાજાઓના પિતામહ, બાણશય્યામાં સૂતેલા ભીષ્મે શી રીતે દેહત્યાગ કર્યો તથા કયા યોગની ધારણા કરી? વૈશંપાયન કહે છે,–હે રાજન્! કુરૂવંશમાં વ્યાઘ્ર જેવા! પવિત્ર અને એકાગ્ર થઈને મહાત્મા ભીષ્મનો દેહત્યાગ ધ્યાન રાખી સાંભળ. ઉતરાયનમાં સૂર્ય

નિવૃત્તિ પામ્યો ત્યારે ભીષ્મે એકાગ્ર થઇને સર્વે ઇન્દ્રિયોની વૃત્તિઓને ખેંચીને આત્મામાં આણી; તે વખતે વેરાયાં છે કિરણ જેનાં એવો જાણે સૂર્ય હોય તેમ સેંકડો બાણથી વ્યાપ્ત દેહવાળા અને ઉત્તમ બ્રાહ્મણોથી વીંટાયેલા ભીષ્મ પરમ શોભાથી શોભતા હતા. તે બ્રાહ્મણો કોણ હતા તે કહું છું; વેદને જાણનારા વ્યાસ, દેવના ઋષિ નારદ, દેવસ્થાન, વાત્સ્ય, અશ્મક, સુમંતુ, જૈમિનિ, મહાત્મા પૈલ, હારીત, લોમશ, બુદ્ધિમાન આત્રેય, બૃહસ્પતિ, શુક્ર, મહામુનિ ચ્યવન, સનત્કુમાર, કપિલ, વાલ્મીકિ, તુંબરૂ, કુરૂ, મૌદ્‌ગલ્ય, ભાર્ગવ, પરશુરામ, મહામુનિ તૃણબિંદુ, પિપ્પલાદ, વાયુ, સંવર્ત, પુલહ, કચ, કાશ્યપ, પુલસ્ત્ય, ક્રતુ, દક્ષ, પરાશર, મરીચિ, અંગિરા, કાસ્ય, ગૌતમ, ગાલવમુનિ, ધૌમ્ય, વિભાંડ, માંડવ્ય, ધૌમ્ર, કૃષ્ણાનુભૌતિક, ઉત્તમ બ્રાહ્મણ ઉલૂક, મહામુનિ માર્કંડેય, ભાસ્કરી, પૂરણ, કૃષ્ણમુનિ, અને પરમ ધાર્મિક, સૂત, એ મુનિઓ અને બીજા પણ શ્રદ્ધા, શમ, દમ, આદિક ગુણોથી યુક્ત મહાત્મા મહાભાગ મુનિઓના સમુદાયથી વીંટાયલા, જાણે ગ્રહોથી વીંટાયલો ચંદ્રમા હોય તેમ ભીષ્મ શોભતા હતા. પુરૂષવ્યાઘ્ર જેવા અને બાણશય્યામાં સૂતેલા ભીષ્મ, મન, વચન અને કર્મે કરીને પવિત્ર થઇને તથા હાથ જોડીને શ્રીકૃષ્ણનું ધ્યાન કરવા લાગ્યા તથા આનંદયુક્ત સ્વરે કરી મધુસૂદન ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. વાણીને જાણનારાઓમાં શ્રેષ્ઠ, પરમ ધર્માત્મા, સમર્થ ભીષ્મપિતામહ બન્ને હાથ જોડીને યોગના સ્વામિ, જેની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયું છે એવા જગતના પતિ જયશાળી વિષ્ણુ વાસુદેવનું સ્તવન કરવા લાગ્યા. ભીષ્મ કહે છે—શ્રીકૃષ્ણનું આરાધન કરવાને ઇચ્છતો હું જે વાણી બોલવાની ઇચ્છા રાખું છું, તે વિસ્તારવાળી તથા સંક્ષેપવાળી વાણીવડે પુરૂષમાં ઉત્તમ એવા ભગવાન પ્રસન્ન થાઓ. પોતાના કે પારકાથી ઉપજેલા દોષથી રહિત, તથા તેવોજ (દોષરહિત) જેને પામવાનો માર્ગ છે, સર્વથી અધિક શક્તિવાળા, તત્વમસિ એ મહા વાકયના 'તત્' પદના અર્થભૂત ઈશ્વર અને હિરણ્યગર્ભ એવા પ્રજાના પતિને, સર્વ વૃત્તિઓવડે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ દેહને છોડીને હું શરણે જાઉં છું. જે અનાદિ અને અનંત પરબ્રહ્મને દેવ કે ઋષિઓ જાણતા નહોતા, પણ સર્વના ધારણ કરનારા, ભગવાન

અને હરિ એવા નારાયણ જાણતા હતા; જે નિર્વિકાર પરબ્રહ્મને ઋષિઓના સમુદાય, સિદ્ધ, મોટા નાગ, દેવો અને દેવર્ષિઓ નારાયણ પાસેથી જાણે છે; જેને દેવ, દાનવ, ગંધર્વ, ક્ષય, રાક્ષસ, કે નાગ લોકો પણ એ કોણ છે, તથા એ ભગવાન્ ક્યાંથી ઉત્પન્ન થયા, એમ જાણતા નથી; જેમ એક સૂત્રના દોરામાં મણિ પરોવાય છે તેમ જે ભૂતના સ્વામિમાં સમગ્ર ભૂત ગુણરૂપ થઈને પ્રવેશ કરે છે તથા નિવાસ કરે છે; જેમ દોરા ઉપર માળા રહેછે તેમ, જે નિત્ય અને દૃઢ એવા તંતુરૂપ વિશ્વના સ્થાનભૂત અને વિશ્વના કર્તારૂપ પરમાત્મામાં કાર્ય અને કારણ જે સત્ અને અસત્ તેણે ગૂંથેલું વિશ્વ રહેલું છે; જે નારાયણ દેવને હરિ, હજાર માથાંવાળા, હજાર પગવાળા, હજાર નેત્રવાળા, હજાર બાહુવાળા, હજાર મુકુટવાળા અને સહસ્ર મુખેકરીને ઉજ્વળ, દેવ કહે છે; જેને જગત્‌નું પરમ શરણભૂત, સૂક્ષ્મમાં સૂક્ષ્મ, મોટામાં મોટું, ભારેમાં ભારે, અને ઉતમમાં ઉત્તમ તત્વ કહે છે; જેને સામાન્યપણે કર્મનો પ્રકાશ કરનારા મંત્રોમાં મંત્રના અર્થનું વિવરણ કરનારા બ્રાહ્મણ મંત્રોમાં, કર્મના અંગભૂત દેવતા આદિક સંબંધિ જ્ઞાન વાક્યોમાં કેવળ આત્માનું જ્ઞાન કરનારાં વાક્યોમાં, અબાધિત અર્થ જેમાં છે અથવા સામવેદમાં જે બાધ રહિત સત્ય કર્મવાળા પરમાત્માનું ગાન થાય છે; જે બુદ્ધિમાં પ્રગટ દેખાનારા ભક્તોના સ્વામિ દેવના બ્રહ્મ, જીવ, મન અને અહંકાર એ ચાર રૂપને વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ ચાર પરમ ગુહ્ય અને દિવ્ય નામવડે કરીને ઋષિઓ પૂજે છે; સ્વધર્મે કરીને જેની પ્રીતિને અર્થે કરેલું તપ જેનાથકી ચિત્તમાં સ્થિર રહેછે, અર્થાત્ જે ઇશ્વરપ્રીત્યર્થ આચરેલો ધર્મ ચિત્તની શુદ્ધિ કરવારૂપ સ્વાર્થજ થાયછે અને જે સર્વનો આત્મા, સર્વને જાણનાર, સર્વરૂપ, સર્વ જ્ઞાનરૂપ અને સર્વમાં વ્યાપી રહેલોછે; જેમ અરણીનાં કાષ્ઠ પ્રદિપ્ત અગ્નિને ઉત્પન્ન કરેછે, તેમ જે દેવને વેદનું રક્ષણ કરવા માટે વસુદેવથકી દેવકી દેવીએ જન્મ આપ્યો છે; તજ્યો છે ભેદ જેણે તથા ગયું છે અકલ્યાણ અને કલ્યાણ જેનું એવો પુરૂષ સૂક્ષ્મ બુદ્ધિવડે જે પાપરહિત પોતાના આત્મારૂપ સર્વના ઇશ્વર ગોવિંદને હૃદયાકાશમાં જુએછે; જે પ્રજાના સ્વામિ પરમેશ્વરનું કર્મ વાયુ અને ઈંદ્રથકી અધિક છે જેનું તેજ સૂર્યથકી અધિક છે અને બુદ્ધિ તથા ઇંદ્રિયોવડે જાણવામાં

નથી આવતો, તે પરમેશ્વરને હું શરણે જાઊં છું. ગત કલ્પાદિકની કથાઓમાં જેને પુરૂષ કરીને કહ્યો છે, યુગના આરંભમાં જેને (બ્રહ્મ વધારો કરનાર) કરીને કહ્યો છે, સર્વનો ક્ષય કરવાના કાળમાં જેને સંકર્ષણ કરીને કહ્યોછે, તે ઉપાસના કરવા યોગ્ય દેવનું અમે ઉપાસન કરીએ છીએ. જે ઘણે પ્રકારે પ્રગટ થયેલા અને સર્વ મનોરથ આપનારા ભગવાન આત્માને અનેક પ્રકારનાં કર્મવડે અનન્ય ભક્તિ કરનારા ભજે છે; જેને જગતનો કોશ કહે છે તથા જેમાં પ્રજાઓ મૂકેલી છે; જેમ જળમાં હંસ આદિક જળ પ્રાણીઓ દેખાય છે તેમ જેમાં આ સર્વ વિશ્વ જોવામાં આવે છે; જે સત્ય સ્વરૂપ અને 'ૐ' એ પ્રકારે એક અક્ષરનું બ્રહ્મ છે, જે સત્ અને અસત્થી પર છે, જેનો આદિ, મધ્ય અને અંત દેવ કે ઋષિઓ જાણતા નથી; દુઃખના પરમ ઔષધરૂપ, આદિ તથા અંત વિનાના, સ્વયંભૂ, સનાતન જોવામાં ન આવે એવા, અને જાણવામાં ન આવે એવા, જે હરિ તથા નારાયણ નામવાળા સમર્થ દેવને દેવ, અસુર, ગંધર્વ, સિદ્ધ, ઋષિઓ અને મોટા નાગદેવો નિયમપૂર્વક નિત્ય પૂજે છે; જે દેવને વિશ્વના કર્તા કરીને કહેછે, વિશ્વમાં સ્થિતિ કરનારાઓ સ્વામિ કરીને કહેછે; તથા જગત્ના અધ્યક્ષ, અક્ષર અને પરમપદ કરીને કહેછે, તે દેવને હું શરણે જાઊં છું. સુવર્ણ સમાન કાંતિવાળો, દૈત્યનો નાશ કરનારો, અદિતિનો ગર્ભ, જે એક છતાં બાર પ્રકારે જન્મ પામ્યો છે તે સૂર્યરૂપ પરમાત્માને પ્રણામ છે. જે પોતાનામાં રહેલા અમૃતવડે શુક્લ પક્ષમાં દેવોને અને કૃષ્ણ પક્ષમાં પિતૃઓને તૃપ્ત કરે છે તથા જે બ્રાહ્મણોનો રાજા છે તે ચંદ્રરૂપ પરમાત્માને પ્રણામ છે. મોટા અંધકારની (અજ્ઞાનની) પાર અતિ તેજવાળા (જ્ઞાનસ્વરૂપ) જે પુરૂષને જાણવાવડે કરીને મૃત્યુને જીતેછે (મોક્ષ મેળવે છે) તે જ્ઞેયસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે. જે મોટા વિસ્તારવાળા દેવનું ઋગ્વેદની ઋચાઓ સ્તવન કરે છે, અગ્નિ સંબંધી કર્મમાં અધ્વર્યુઓ જેનું સ્તવન કરે છે, મોટા યજ્ઞમાં બ્રાહ્મણોના સમુદાય જેનું ગાન કરે છે તે વેદરૂપ પરમાત્માને પ્રણામ છે. ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એમ ત્રણે વેદ જેનું ધામ છે, જે ડાંગરની ધાણી ( લાજા ), જવનો સાથવો, પરિવાપ, પુરોડાશ (ઘીમાં બોળેલી આહુતી) અને દૂધ એ પાંચ

આહુતીરૂપ છે, જેના ગાયત્રી આદિક સાત તંતુઓને યજ્ઞમાં વિસ્તારે છે એવા યજ્ઞરૂપ પરમાત્માને પ્રણામ છે. आश्रावय એ ચાર અક્ષરવડે, अ-स्तुश्रौषट् એ ચાર અક્ષરોવડે, यज એ બે અક્ષરવડે, येयजामहे એ પાંચ અક્ષરોવડે, वषट् એ બે અક્ષરવડે, એમ સત્તર અક્ષરવડે જેનો હોમ થાય, છે, તે હોમરૂપ પરમાત્માને પ્રણામ છે. જે વેદ પુરૂષનું 'યજુર' એવું નામ છે; ગાયત્રી આદિક છન્દો જેના હસ્તપાદાદિક અવયવ છે; ઋગ, યજુ અને સામ એ ત્રણ વેદથી થનારો યજ્ઞ જેનું માથું છે; રથંતર અને બૃહત્ રથંતર એ મંત્રો જેનાં પ્રીતિ વચન છે; એવા સ્તોત્રરૂપ પરમાત્માને પ્રણામ છે. જે દેવતાઓના હજાર વર્ષના યજ્ઞમાં ઋષિરૂપ ભગવાન સુવર્ણની જેની પાંખો છે એવા પક્ષીરૂપે પ્રકટ થયા તે હંસરૂપ પરમાત્માને નમસ્કાર છે. પાદ એટલે શબ્દ અથવા વાકય તે જેનાં હસ્તપાદાદિક અંગ છે, સ્વરસંધિ, વ્યંજનસંધિ, વિસર્ગસંધિ, વગેરે સંધિઓ તે જેના આંગળી આદિક સાંધા છે, સ્વર અને વ્યંજન એ જેના અલંકાર છે, એવો દિવ્ય અક્ષર જેને કહે છે તે વાણીરૂપ બ્રહ્મને મારો નમસ્કાર છે. યજ્ઞ છે અંગ જેનાં એવો વરાહ થઇને જેણે ત્રણ લોકના હિતને અર્થે પૃથ્વીનો જળમાંથી ઉદ્ધાર કર્યો તે વીર્યરૂપ પરમાત્માને નમસ્કાર છે. યોગ ધારણ કરીને જે હજાર ફણાઓથી બનાવેલા અને નાગવડે અલંકૃત પલંગમાં શયન કરે છે તે નિદ્રારૂપ પરમાત્માને નમસ્કાર છે. ધર્મને અર્થેજ જેનો વાણી આદિક વ્યવહાર છે એવા અવતારો દ્વારા મોક્ષ હેતુ વેદોકત ઉપાયોવડે સત્પુરૂષોને તરવાના સેતુરૂપ યોગ ધર્મને જે વિસ્તારે છે તે સત્યરૂપ પરમાત્માને નમસ્કાર છે. નાના પ્રકારના ધર્મને આચરનારા અને નાના પ્રકારનાં ધર્મનાં ફળને ઇચ્છિનારા પુરૂષો જેને પાશુપત, પંચરાત્ર આદિક તંત્રમાં કહેલા નાના પ્રકારના ધર્મોએ કરી પૂજે છે તે ધર્મરૂપ પરમાત્માને નમસ્કાર છે. કામમય જેમનાં અંગ છે એવા દેહધારીઓ, સર્વે જેનાથકી પ્રકટ થાય છે, તથા જે સર્વ પ્રાણીઓનો ઉન્માદ છે, તે કામરૂપ પરમાત્માને નમસ્કાર છે. દેહાદિકમાં રહેલા જે અવ્યક્ત પુરૂષને તથા બુદ્ધિમાં રહેલા જે ક્ષેત્રજ્ઞને મોટા ઋષિઓ શોધે છે તે ક્ષેત્રાત્મા પરમેશ્વરને નમસ્કાર છે. જે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં રહેલું ચેતન સ્વરૂપે કરીને રહેલું છતાં પણ સાંખ્ય

મતના આચાર્યો જેને અગિયાર ઇન્દ્રિયો અને પાંચ ભૂત એમ સોળ ગુણોએ વીંટાયલું કહે છે તે સાંખ્ય સ્વરૂપ પરમાત્માને નમસ્કાર છે. ગયેલી છે નિદ્રા જેમની, જીત્યો છે શ્વાસ જેમણે, તથા નિયમમાં રાખી છે ઇન્દ્રિયો જેમણે એવા સત્વ ગુણમાં રહેલા યોગીયો જે જ્યોતિઃસ્વરૂપને જૂએ છે તે યોગરૂપ પરમાત્માને નમસ્કાર છે. પુણ્ય તથા પાપ બન્ને નાશ પામવાથી, ફરીને જન્મ લેવા પડશે એવો ભય જેમને નથી એવા શાંત સંન્યાસીઓ જેને પામે છે તે મોક્ષ સ્વરૂપ પરમાત્માને પ્રણામ છે. જે હજાર યુગને અંતે, પ્રદિપ્ત છે જ્વાળાઓ જેની એવો અગ્નિ ભૂત માત્રનું ભક્ષણ કરે છે તે ઘોર અગ્નિરૂપ પરમાત્માને પ્રણામ છે. સર્વ ભૂતનો સંહાર કરીને અને જગતને એક સમુદ્રરૂપ કરીને જે એકલો બાળકરૂપ થઇને શયન કરે છે તે માયા સ્વરૂપ પરમેશ્વરને નમસ્કાર છે. કમળ સમાન જેનાં નેત્ર છે એવા જે અજન્માની નાભિમાંથી ઉપજેલા કમળમાં વિશ્વ સ્થિત થયું છે તે કમળ સ્વરૂપ પરમાત્માને પ્રણામ છે. જેમાં ચારે પ્રકારના કામનું પર્યવસાન થાય છે–અંત આવે છે, તે હજાર માથાંવાળા, અમાપ આત્મારૂપ, યોગ નિદ્રાસ્વરૂપ પુરૂષને નમસ્કાર છે. જેના કેશસ્થાનમાં મેઘ રહ્યા છે, સર્વે અંગના સંધિઓમાં નદીઓ રહેલી છે, તથા કૂખોમાં ચાર સમુદ્ર રહેલા છે, તે જળ સ્વરૂપ પરમાત્માને નમસ્કાર છે. જેના થકી સર્વ જન્મ પામે છે તથા પ્રલય પછી રહેલા સર્વ વિકારો જેનામાં લય પામે છે તે જગતના હેતુરૂપ પરમાત્માને પ્રણામ છે. જે સુષુપ્તિ અવસ્થામાં સાક્ષીરૂપે સદા બેઠોજ છે તથા જાગ્રત અવસ્થામાં કર્તારૂપે કરીને જે સ્થિતિવાળો છે, તેમજ ઇષ્ટ અને અનિષ્ટ ભાવોનો જે દ્રષ્ટા છે તે દ્રષ્ટા સ્વરૂપ પરમાત્માને પ્રણામ છે. સર્વ કાર્યમાં જેની શક્તિ કોઇથી કુંઠિત થતી નથી તથા ધર્મનાં કાર્યમાં જે સદા તૈયાર છે, તેમજ જે વૈકુંઠનું રૂપ છે એવા કાર્યસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે. અધર્મવડે જેની મહત્તા નાશ પામી છે એવા ક્ષત્રિઓનો જેણે ક્રોધ પામીને એકવીશવાર સંગ્રામમાં સંહાર કર્યો તે ક્રૂરતારૂપ પરબ્રહ્મને હું પ્રણામ કરૂં છું. પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન, એમ પાંચ પ્રકારે પોતાના વિભાગ કરીને શરીરમાં ફરનાર વાયુરૂપે થઇને જે પ્રાણીઓને ચેષ્ટા કરનારાં કરે છે–કાર્યમાં પ્રવૃત્ત કરે છે, તે વાયુસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે. યોગ માયાના

બળવરૂ નટની પેઠે કૃતાદિ યુગોમાં મત્સ્યાદિ રૂપેકરી જે અવતાર ધારણુ કરે છે તથા માસ, ઋતુ, અયન, વર્ષ એ કાળના વિભાગોએ કરી સૃષ્ટિ અને પ્રલય જે કરે છે તે કાળસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે. જેનું મુખ બ્રાહ્મણ છે, બન્ને ભુજ ક્ષત્રિઓ છે, સમગ્ર ઊરૂ અને ઉદર વૈશ્ય છે તથા જેના પગમાં શૂદ્ર આશ્રય કરીને રહેલા છે, તે વર્ણસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે. જેનું મુખ અગ્નિ છે, માથું સ્વર્ગ છે, નાભિ આકાશ છે, બન્ને પગ પૃથ્વી છે; નેત્ર સૂર્ય છે, બન્ને કાન દિશાઓ છે, એવા લોકસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે. જે કાળથકી પર છે, યજ્ઞથકી પર છે, હિરણ્યગર્ભથકી પર છે તથા શુદ્ધ છે, જેનો આદિ કોઇ નથી તથા જે પોતે જગતનો આદિ છે એવા વિશ્વના આત્માસ્વરૂપ પરબ્રહ્મને પ્રણામ છે. રાગ દ્વેષાદિક ગુણોએ કરીને શ્રોતાદિક વિષયોમાં રહેલા ને જેને વિષયનો રક્ષણ કર્તા કહુછે તે રક્ષણકર્તારૂપ પરમાત્માને પ્રણામ છે. અર્થાત્ જે વિષયમાં આત્માની પ્રીતિ થાય છે, તે વિષયને વાસના રૂપે કરી મનમાં રાખીને તે સંસૃતિ પામેછે, માટે તે વિષયનો રક્ષણ કર્તા (રાખનાર) કહેવાય છે. જે અન્ન અને પીવાના પદાર્થોમાં ધન સ્વરૂપ છે તથા જે રસ અને પ્રાણની વૃદ્ધિ કરનારો છે, તેમજ જે ભૂતોને ધારણ કરનારો છે તે પ્રાણસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે. પ્રાણોનું ધારણ કરવામાટે જે ચાર પ્રકારનું અન્ન ખાય છે તથા દેહની માંહે પ્રવેશ કરીને જઠરાગ્નિ સ્વરૂપે જે તેનું પાચન કરે છે તે પાચકરૂપ પરમાત્માને પ્રણામ છે. પીળાં છે નેત્ર જેનાં, જાડો છે કંઠ જેનો, વિકરાળ છે રૂપ જેનું, દાઢ તથા નખ છે આયુધ જેનાં, એવા દાનવના રાજા હિરણ્યકશિપુના પ્રાણ હરનાર નૃસિંહરૂપ પરમાત્માને મારો પ્રણામ છે. જેને દેવ, ગંધર્વ, દૈત્ય કે દાનવો તત્વે કરીને જાણી શકતા નથી તે સૂક્ષ્મરૂપ પરમાત્માને પ્રણામ છે. જે ભગવાન તથા વ્યાપક શ્રીમાન અનંત ( શેષ ) રસાતળમાં રહીને સમગ્ર જગતને ધારણ કરેછે તે વીર્યસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે. સૃષ્ટિના રક્ષણને અર્થે સ્નેહ પાશરૂપ બંધન વડે પ્રાણીઓને જે મોહ પમાડે છે તે મોહસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે. શબ્દાદિક પાંચ વિષયોમાં રહેલું જ્ઞાન થવા પછી પ્રાપ્ત થયેલું આત્મજ્ઞાન તે જેનું જ્ઞાન છે તથા જ્ઞાન વાક્યદ્વારા જેની પ્રાપ્તિ થાયછે તે જ્ઞાનાત્મા પરમેશ્વરને

પ્રણામ છે. અગોચર જેનું શરીર છે તથા બુદ્ધિરૂપ નેત્રે કરીને જે સર્વ સ્થળમાં જુએ છે, જેનામાં અપાર વિષયો સમાઇ રહેલા છે તે દિવ્ય પરમાત્માને પ્રણામ છે. જટાધારી, નિરંતર દંડધારી તથા લાંબા ઉદરવાળું જેનું શરીર છે, તેમજ કમંડળુના જળવડે દૈત્યોનો જે નાશ કરેછે એવા બ્રહ્મસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે. શૂળધારી, દેવતાઓના સ્વામિ, ત્રણ નેત્રવાળા તથા ભસ્મવડે ચોપડેલું છે ઉર્ધ્વ લિંગ જેનું એવા મહાત્મા રૂદ્રરૂપ પરમાત્માને મારો પ્રણામ છે. માથા ઉપર જેણે અર્ધ ચંદ્ર ધારણ કર્યો છે, સર્પનાં જેણે યજ્ઞોપવિત ધારણ કર્યાં છે તથા પિનાક ધનુષ્ય અને શૂળ જેના હાથમાં છે એવા ઉગ્ર સ્વરૂપ પરબ્રહ્મને મારો પ્રણામ છે. સર્વ ભૂતના આત્મારૂપ, અહંકારના અંતરૂપ અને ક્રોધ, મોહ તથા દ્રોહ રહિત શાંત સ્વરૂપ પરબ્રહ્મને મારો પ્રણામ છે. સર્વ વિશ્વ જેને વિષે છે, સર્વ વિશ્વ જેના થકી ઉદ્દભવ પામ્યું છે, જે પોતે સકળ વિશ્વરૂપ છે, જે સર્વ સ્થાનમાં છે, તથા જે સર્વ વિશ્વમય છે, તે સર્વ સ્વરૂપ પરબ્રહ્મને નિરંતર મારો પ્રણાણ છે. હે વિશ્વને ઉત્પન્ન કરનાર! હે વિશ્વના આત્મારૂપ! હે વિશ્વના હેતુ! તમને નમસ્કાર છે; તમે નિત્યમુક્ત હો, કેમકે તમે પાંચે મહાભૂતથી પર છો. ત્રણ લોકમાં અને તેથી પર પણ વિદ્યમાન તમને ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાળમાં નમસ્કાર છે; સર્વે દિશાઓમાં તમને નમસ્કાર છે; સર્વ જગત્મય ભંડાર તમે છો. હે ભગવાન! હે વિષ્ણો! હે લોકોના ઉત્પત્તિસ્થાન! હે નિર્વિકાર! તમને પ્રણામ છે; હે હૃષિકેશ! તમેજ જગત્ના કર્ત્તા અને પરાજય ન પામો એવા સંહારકર્ત્તા પણ છો. તમારા દિવ્યભાવને હું ત્રણે કાળમાં જોઈ શકતો નથી, પણ તમારૂં જે સનાતન રૂપ છે, તેને હું યથાર્થપણે કરીને જોઇ શકું છું. તમારા માથાવડે સ્વર્ગ વ્યાપ્ત છે, પૃથ્વી દેવી તમારા બન્ને પગવડે વ્યાપ્ત છે, તમારા વિક્રમે કરી ત્રણે લોક વ્યાપ્ત છે, તમે સનાતન પુરૂષ છો. દિશાઓ, હસ્ત, સૂર્ય, નેત્ર, વીર્ય, શુક્ર, અને પ્રજાપતિ એ સાત ઉપરના માર્ગ તમોએ વ્યાપ્ત કર્યા છે; એ સાત માર્ગ અમાપ તેજવાળા વાયુના છે તે તમોએ રોકયા છે. અતસીના પુષ્પ સરખા શ્યામ અને પીળું વસ્ત્ર જેણે ધારણ કર્યું છે એવા અક્ષરરૂપ ભ-

ગવવાનને જે નમેછે તેમને ભય નથી. શ્રીકૃષ્ણને કરેલો એક પણ પ્રણામ દશ અશ્વમેધ યજ્ઞના ફળની બરોબર છે; દશ અશ્વમેધ કરનાર ફરીને જન્મ પામે છે, પણ શ્રીકૃષ્ણને પ્રણામ કરવાથી તો ફરીને જન્મ મરણનો ભય પણ ટળી જાય છે. શ્રીકૃષ્ણનું વ્રત કરનારા, શ્રીકૃષ્ણનું સ્મરણ કરનારા, શ્રીકૃષ્ણનું સ્મરણ કરતા રાત્રે સૂઇને ફરીને ઉઠીને પણ શ્રીકૃષ્ણનું સ્મરણ કરનારા, તેઓ શ્રીકૃષ્ણના જેવા દેહને પામીને, મંત્રવડે હોમેલું ઘી જેમ અગ્નિમાં પ્રવેશ કરેછે તેમ શ્રીકૃષ્ણમાં પ્રવેશ કરે છે. નરકના અત્યંત ત્રાસથી રક્ષણ કરવારૂપ મંડળ રચનારા અને સંસારરૂપ નદી તરવાને હોડીના કાષ્ટરૂપ વિષ્ણુને નમસ્કાર છે. બ્રાહ્મણનું રક્ષણ કરનારા, ગાય અને બ્રાહ્મણનું હિત કરનારા, અને જગત્‌નું રૂડું કરનારા દેવ કૃષ્ણ–ગોવિંદને નમસ્કાર છે. 'હરિ' એ બે અક્ષર પ્રાણને ગમન કરવાના જંગલમાં ભાથારૂપ છે, સંસારનો નાશ કરવાના ઔષધરૂપ છે તથા દુઃખ અને શોકથી રક્ષણ કરનાર છે. જેમ સત્ય વિષ્ણુમય છે તેમ જગત્ પણ વિષ્ણુમય છે; જેમ સર્વ કાંઇ વિષ્ણુમય છે તેમ મારૂં પાપ પણ નાશ પામો. અર્થાત્ જ્યાં વિષ્ણુ હોય ત્યાં પાપ રહિ શકતું નથી; અને વિષ્ણુ સર્વત્ર છે માટે મારા પાપને રહેવાને સ્થાન ન મળવાથી તે નાશ પામવું જોઇએ. હે કમળનેત્ર! હે દેવતાઓમાં ઉત્તમ! તમારે શરણે આવેલા અને ઇચ્છેલી ગતિ પામવાને ઇચ્છતા તમારા ભક્તને જે શ્રેયસ્કર હોય તેનું ચિંતવન કરો. એ પ્રમાણે સ્તુતિ કરેલા, વિદ્યા અને તપના આદિકારણભૂત, કારણ રહિત વિષ્ણુ જનાર્દન દેવ વાણીરૂપ યજ્ઞે કરી પૂજેલા હોઇને તે મારા ઉપર પ્રસન્ન થાઓ. નારાયણ એ પરબ્રહ્મ છે, નારાયણ એ પરમ તપ છે, નારાયણ એ પરમ દેવ અને નિરંતર સર્વ કાંઇ નારાયણરૂપજ છે. વૈશંપાયન કહે છે,–શ્રીકૃષ્ણમાં ગયું છે મન જેનું એવા ભીષ્મે એ પ્રકારે વાક્ય બોલીને 'શ્રીકૃષ્ણને પ્રણામ છે' એ પ્રમાણે તે સમયે પ્રણામ કર્યો. ભગવાને પણ યોગ બળથી ભીષ્મની ભક્તિ જાણીને તેને ત્રણ લોકનું દર્શન થાય એવું દિવ્ય જ્ઞાન આપીને પોતે પોતાના સ્થળમાં આવ્યા; તથા તેજ વખતે યુધિષ્ઠિરે તેમને ધ્યાનમાંથી જગાડ્યા હતા. ભીષ્મે કરેલી સ્તુતિનો શબ્દ વિરામ પામ્યો એટલે બ્રહ્મવાદી મુનિઓ

ગદ્ગદ કંઠે થઇને તે મહા બુદ્ધિવાળા ભીષ્મનું વાણીવડે પૂજન કરવા લાગ્યા. તેમ પુરૂષમાં ઉત્તમ એવા શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા સર્વે બ્રાહ્મણ શ્રેષ્ઠો ધીમે ધીમે વારંવાર ભીષ્મનાં વખાણ કરવા લાગ્યા. ભગવાન પુરૂષોત્તમ ભીષ્મનો ભક્તિયોગ પોતાના યોગબળથી જાણીને આનંદ પામ્યા તથા એકાએક ઉઠીને રથમાં બેઠા. એક રથમાં શ્રીકૃષ્ણ તથા સાત્યકી બેશીને ગયા. બીજા રથમાં મહાત્મા યુધિષ્ઠિર તથા અર્જુન બેશીને ગયા; એક રથમાં ભીમસેન અને નકુલ સહદેવ બેશીને ગયા; તથા કૃપાચાર્ય, યુયુત્સુ, સૂત, અને શત્રુને તાપ પમાડનારા સંજય, એ પુરૂષશ્રેષ્ઠો નગરના જેવા રથમાં બેશીને તથા ચક્રના મોટા ધડધડાટથી પૃથ્વીને કંપાવતા ભીષ્મની પાસે ગયા. પછી પુરૂષમાં શ્રેષ્ઠ અને આનંદ પામેલા કેશી નામે દૈત્યને હણનાર શ્રીકૃષ્ણે માર્ગમાં બ્રાહ્મણોએ ઉચ્ચારેલી સ્તુતિયુક્ત વાણીઓ સાંભળી તથા તેમણે મનમાં હર્ષ પામીને હાથ જોડી પ્રણામ કરતા બીજા કોઈ મનુષ્યનું અભિનંદન કર્યું.

ततोगिरःपुरुषवरस्तवान्वितािद्वजेरिताःपथिसुमनाःसशुश्रुवे ॥

कृतांजलिप्रणतमथापरंजनंसकेशिहामुदितयनाभ्यनंदत ॥ १०७ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि भीष्मस्तवराजोनाम गुर्जरभाषायां सप्तचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४७ ॥

**वैशंपायनउवाच** ॥ ततःसचहृषीकेशःसचराजायुधिष्ठिरः ॥

॥ कृपादयश्चतेसर्वेचत्वारःपांडवाश्चते ॥ १ ॥

વૈશંપાયન કહે છે,–પછી તે શ્રીકૃષ્ણ અને રાજા યુધિષ્ઠિર તથા કૃપાચાર્ય આદિક સર્વ તેઓ અને તે ભીમ આદિક ચારે પાંડવો ધજાઓ અને નિશાનવડે શોભતા, ઉતાવળે ગમન કરનારા અશ્વોથી યુક્ત, અને નગર જેવા મોટા રથમાં બેશીને ત્વરાથી કુરૂક્ષેત્રમાં ગયા. કુરૂક્ષેત્રમાં આવીને તેમણે જોયું તો તે કેશ, મજ્જા અને અસ્થિથી ભરાઈ ગયેલું છે, જ્યાં મહાત્મા ક્ષત્રિયોએ પોતાના દેહનો ત્યાગ કરેલો છે, જાણે પર્વતો પડેલા હોય તેમ હાથી અને ઘોડાઓના દેહનાં અસ્થિના ઢગલા પડેલા છે,

માણસના માથાનાં તુમલાં જાણે સર્વત્ર શંખ પડેલા હોય; હજારો ચિતાઓથી વ્યાપ્ત અને હજારો કવચ તથા હથિઆરોથી સમાકુળ તે કુરૂક્ષેત્ર જાણે કાળને મદિરાપાન કરવાની ભૂમિ હોય તથા પાન કર્યા પછી તેનો ત્યાગ કર્યો હોય તેવું દેખાતું હતું. જ્યાં ભૂતનાં ટોળાં ફર્યા કરે છે અને રાક્ષસના સમુદાય જેનું સેવન કરે છે એવા કુરૂક્ષેત્રને જોતા જોતા તે મહારથીઓ ચાલ્યા. રસ્તે જતાં સર્વ યાદવોને આનંદ આપનાર મહાબાહુ કૃષ્ણે યુધિષ્ઠિરને પરશુરામનું પરાક્રમ કહેવા માંડ્યું. હે પાર્થ! પૃથ્વીને એકવીશવાર નક્ષત્રી કરીને પેલા દૂર પાંચ રામહ્રદ દેખાય છે તેમાં ક્ષત્રિઓના રૂધિરવડે કરીને સમર્થ પરશુરામે પિતૃઓનું તર્પણ કરયું; પછી પરશુરામ ક્ષત્રીવધ કરવારૂપ કર્મથી વિરામ પામ્યા. યુધિષ્ઠિર કહે છે,—તમે જેમ કહો છો કે પૂર્વે રામે એકવીશવાર પૃથ્વીને ક્ષત્રિય વિનાની કરી, તેમાં મને મોટો સંશય છે. હે યાદવ શ્રેષ્ઠ! હે અમાપ વિક્રમવાળા કૃષ્ણ! ક્ષત્રિયનું બીજ જ્યારે પરશુરામે બાળી નાખ્યું ત્યારે ફરીને ક્ષત્રિય જાતિની ઉત્પત્તિ શી રીતે થઇ? હે યાદવશ્રેષ્ઠ! મહાત્મા ભગવાન પરશુરામે શા માટે ક્ષત્રિયનું બીજ ઉખેડી નાખ્યું તથા ફરીને તે વૃદ્ધિ શી રીતે પામ્યું? મોટા રથયુદ્ધે કરીને કોટિક ક્ષત્રિયો હણાયા છતાં પણ હે બોલનારાઓમાં શ્રેષ્ઠ કૃષ્ણ! ફરીને પાછી પૃથ્વી ક્ષત્રિયોવડે વ્યાપ્ત થઇ. હે યદુકુળમાં વ્યાઘ્ર જેવા કૃષ્ણ! ભૃગુના વંશમાં થયેલા મહાત્મા પરશુરામે પૂર્વે કુરૂક્ષેત્રમાં શાને અર્થે આ ક્ષત્રિય જાતિનો વિનાશ કર્યો? હે વૃષ્ણિ કુળમાં ઉત્પન્ન થયેલા ગરૂડધ્વજ! હે ઇંદ્રના નાના ભાઈ કૃષ્ણ! એ મારો સંશય મટાડો કેમકે વેદ પણ તમારાથકી પર નથી. વૈશંપાયન કહે છે,–પછી ગદના મોટા ભાઇ શ્રીકૃષ્ણ પ્રભુજીએ અપ્રતિમ છે બળ જેનું એવા તે યુધિષ્ઠિરને તે સમયે જે રીતે ક્ષત્રિયોથી પૃથ્વી વ્યાપ્ત થઈ તે સર્વે જેમ બન્યું હતું, તેમ સમગ્ર તત્વે કરીને કહ્યું.

ततोयथावत्सगदाग्रजःप्रभुःशशंसतस्मैनिखिलेनतत्वतः ॥
युधिष्ठिरायाप्रतिमौजसेतदायथाभवत्क्षत्रियसंकुलामही ॥ १९ ॥
इतिश्री महाभारते शांतिपर्वाणि राजधर्मानुशासन पर्वणि रामोपाख्याने
गुर्जरभाषायां अष्टचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४८ ॥

वासुदेवउवाच ॥ शृणुकौंतेयरामस्यप्रभावोयोमयाश्रुतः ॥
॥ महर्षीणांकथयतांविक्रमंतस्यजन्मच ॥ १ ॥

શ્રીકૃષ્ણ કહેછે,–હે યુધિષ્ઠિર! મોટા ઋષિઓના મુખથી પરશુરામનો જે પ્રભાવ, પરાક્રમ અને તેનો જન્મ મેં સાંભળ્યો છે તે કહુંછું, સાંભળ. વળી જમદગ્નિના પુત્ર પરશુરામે કરોડો ક્ષત્રિયોનો જે રીતે સંહાર કર્યો તથા જે ફરીને રાજાઓના વંશમાં ઉત્પન્ન થયા તે ભારતના સંગ્રામમાં હણાયા તે સર્વ હું તને કહુંછું. જન્હુ રાજાનો પુત્ર અજ કરી થયો તેનો પુત્ર બાલ્લાકાશ્વ અને તે રાજાનો પુત્ર ધર્મને જાણનાર કુશિક રાજા થયો. તે પૃથ્વીમાં ઈંદ્રના સરખા કુશિક રાજાએ ઉત્તમ તપ કરયું અને તેથી અજીત તથા ત્રણ લોકના ઇશ્વર એવા પુત્રને પામ્યો. તેને ઉગ્ર તપવાળો અને પુત્ર ઉત્પન્ન કરવામાં સમર્થ જોઇને સહસ્ત્ર નેત્રવાળો ઈંદ્ર પોતેજ તેની સ્ત્રીના ગર્ભમાં ગયો. હે રાજન્! દેવતાઓનો સ્વામિ ઈંદ્ર તેનો પુત્ર થયો અને તે ઈંદ્ર કુશિકનો પુત્ર ગાધિ નામે કહેવાયો. હે સમર્થ રાજન્! તે ગાધિને સત્યવતી નામે એક કન્યા થઈ, તેને સમર્થ ગાધિએ ભૃગુના પુત્ર ઋચીકસાથે પરણાવી. હે કુરૂનંદન! સત્યવતીના પવિત્રપણાથી પ્રસન્ન થયેલા ભાર્ગવ ઋચીકે તેને તથા ગાધિને પુત્ર થવાને અર્થે ચરૂ (ભાત) રાંધ્યો. પછી તે સમયે પોતાની સ્ત્રી સત્યવતીને બોલાવીને ભૃગુપુત્ર ઋચીક તેને કહેવા લાગ્યા કે આ ચરૂનો ઉપયોગ તારે કરવો તથા આ ચરૂનો ઉપયોગ તારી માતાએ કરવો. તેથી તારી માતાને તેજસ્વી, ક્ષત્રિઓથી અજેય, અને લોકોમાં મોટા ક્ષત્રિઓનો નાશ કરનાર ક્ષત્રિયશ્રેષ્ઠ પુત્ર ઉત્પન્ન થશે. હે કલ્યાણિ! આ ચરૂને લીધે તને પણ ધૃતિવાળો, શમગુણ યુક્ત, તપવાળો અને શ્રેષ્ઠ બ્રાહ્મણ પુત્ર પ્રાપ્ત થશે. પોતાની સ્ત્રીને એ પ્રમાણે કહીને ભૃગુને આનંદ આપનાર, તપમાં આસક્ત, શ્રીમાન ઋચીક ઋષિ અરણ્યમાં ગયા. એ વખતે તીર્થયાત્રા કરવા નીકળેલો ગાધિરાજા સ્ત્રીસહિત ઋચીક ઋષિના આશ્રમમાં આવી પ્હોંચ્યો. હે રાજન્! તે સમયે બન્ને ચરૂ હાથમાં લેઇને સત્યવતીએ હર્ષથી વ્યગ્ર થઇને પોતાના સ્વામિએ કહેલું વચન પોતાની માતાને નિવેદન કરયું. હે યુધિષ્ઠિર! તેની માતાએ ભૂલથી પોતાનો ચરૂ પોતાની પુત્રી સત્યવતીને

આપ્યો તથા તેનો ચરૂ પોતાની પાસે રાખ્યો. હવે તે સમયે સત્યવતીએ ક્ષત્રિયનો અંત કરનારો અને દેહકરી ભયાનક દેખાવવાળો ગર્ભ ધારણ કર્યો. પછી ઋચીક ઋષિએ પોતાની સ્ત્રી સત્યવતીને તથા તેના ગર્ભમાં રહેલા ક્ષત્રિયને જોઇને તે ભૃગુઓમાં વ્યાઘ્ર જેવા મુનિ પોતાની દેવાંગના સમાન રૂપવાળી પત્ની પ્રત્યે બોલ્યા કે હે ભદ્રે ! તને તારી માતાએ છેતરી છે; તારો ચરૂ બદલાયો છે તેથી કરીને તારો પુત્ર અત્યંત ક્રૂર કર્મ કરનારો અને અમર્ષવાળો થશે; અને તારો ભાઇ તપમાં અસક્તિવાળો અને બ્રહ્મરૂપ નીકળશે. કેમકે આ અત્યંત મોટું એવું સકળ બ્રહ્મનેજ તારા ચરૂમાં મૂકેલું હતું, તથા સકળ ક્ષત્રિય જાતિનું વીર્ય તારી માતાના ચરૂમાં મૂકેલું હતું. પણ હે ભદ્રે ! એ ચરૂ બદલાઇ ગયા માટે હવે એમ થવાનું નથી, એટલે તને બ્રાહ્મણ પુત્ર અને તારી માતાને ક્ષત્રિય પુત્ર થશે નહિ, પણ તારી માતાને બ્રાહ્મણ પુત્ર થશે અને તને ક્ષત્રિય પુત્ર થશે. સ્વામિએ એ પ્રમાણે કહ્યું તે સાંભળીને મહાભાગ્યવતી સત્યવતી તે કાળે ઋચીકને માથું નમાવી પગે પડી અને ધ્રૂજતી ધ્રૂજતી આ પ્રમાણે બોલી કે હે પ્રભો ! હે ભગવાન ! 'તું બ્રાહ્મણને વિષે અધમ એવો પુત્ર પામીશ' એવું વચન આ સમયે તમારે બોલવું ઘટતું નથી. ઋચીક કહે છે, હે ભદ્રે ! એવો પુત્ર તને થાય એમ મેં સંકલ્પ કર્યો નથી, પણ ચરૂ બદલાયો તે હેતુથી ઉગ્ર કર્મવાળો પુત્ર તારા ગર્ભમાં ઉપજ્યો છે. સત્યવતી કહે છે, હે મુનિ ! જો તમે ધારો તો જગત્‌ને ઉત્પન્ન કરો તો પછી પુત્ર ઉત્પન્ન કરવો એમાં તમારે શી મોટી વાત છે? માટે હે સ્વામિ ! શમ ગુણવાળો અને સરળ પુત્ર મને આપવો ઘટે છે. ઋચીક કહે છે, હે ભદ્રે ! હું પૂર્વે કોઇ વખત સ્વપ્નમાં પણ અસત્ય બોલ્યો નથી તો પછી અગ્નિનું સ્થાપન કરીને મંત્ર સહિત ચરૂ તૈયાર કરવામાં તે મારૂં વચન અસત્ય કેમ થઇ શકે ? હે ભદ્રે ! મેં પૂર્વથીજ જોએલું છે તથા તપવડે પણ જાણેલું છે કે તારા પિતાનું સકળ કુળ બ્રહ્મરૂપ થશે. સત્યવતી કહે છે, હે સ્વામિન ! હે જય કરનારાઓમાં શ્રેષ્ઠ ! વારૂ તમારો તથા મારો પૌત્ર એ પ્રકારનો ભલે થાય, પણ મને શમ ગુણવાળો પુત્ર મળે એમ કૃપા કરો. ઋચીક કહે છે, હે સુંદરિ ! પુત્ર કે પૌત્રમાં મારા મનથી કાંઇ વિશેષ નથી માટે હે ભદ્રે !

જેવું વચન તું બોલી છે તે પ્રમાણે થશે. શ્રીકૃષ્ણ કહે છે, પછી સત્યવતીએ તપમાં આસક્તિવાળા, શાંત અને નિયમિત વ્રતવાળા ભૃગુના વંશજ પુત્ર જમદગ્નિને જન્મ આપ્યો. અને કુશિકના પુત્ર ગાધિને વિશ્વામિત્ર પુત્ર થયા, તથા સકળ બ્રહ્મગુણેયુક્ત બ્રહ્મવિદ્યા તેને પ્રાપ્ત થઇ. એ રીતે ઋચીકે તપના ભંડારરૂપ જમદગ્નિને જન્મ આપ્યો તથા જમદગ્નિએ પણ મહાદારૂણ, સર્વ વિદ્યાના અંતને પામેલા, ધનુર્વેદની પાર ગયેલા, ક્ષત્રિયના હણનાર, અને પ્રદિપ્ત થયેલા અગ્નિ જેવા, શ્રેષ્ઠ પુત્ર પરશુરામને જન્મ આપ્યો. તે પરશુરામે ગંધમાદન પર્વતમાં જઇને શંકરને પ્રસન્ન કરીને વરદાનમાં તેમની પાસેથી અસ્ત્ર તથા અમાપ તેજવાળી ફરસીને માગી લીધી. તે ફરસીની ધારા કોઇ વખત કુંઠિત થાય તેવી નહોતી; એવી અકુંઠ ધારવાળી, બળતા અગ્નિના સરખી તેજવાળી, અને જેની શક્તિનું મનુષ્ય બુદ્ધિથી માપ થઈ શકે નહિ એવી ફરસીએ કરી તે લોકમાં અપ્રતિમ થયા. અર્થાત્ તેનો જોરો બીજો કોઇ રહ્યો નહિ. એ સમયમાં કૃતવીર્યનો પુત્ર અને હૈહયનો રાજા, બળવાન અને તેજસ્વી ક્ષત્રિય અર્જુન કરીને હતો. તેને દત્તાત્રેયની કૃપાથી હજાર બાહુ પ્રાપ્ત થયા હતા તથા તે ચક્રવર્તી અને મહાતેજસ્વી રાજા થયો હતો. તે પરમ ધર્મને જાણનારા રાજાએ પોતાના બાહુ અને અસ્ત્રના બળથી સંગ્રામમાં સાત દ્વીપ અને પર્વતો સહિત આખી પૃથ્વી જીતીને અશ્વમેધ યજ્ઞ કરી તે સર્વે પૃથ્વી બ્રાહ્મણોને આપી. હે યુધિષ્ઠિર ! તૃષા યુક્ત થયેલા અગ્નિએ તે પરાક્રમી સહસ્રાર્જુનની પાસે જઇને ભિક્ષા માગી, તે ઉપરથી તેણે અગ્નિને ભિક્ષા આપી; એટલે તેના બાણના અગ્રભાગમાંથી નીકળેલો વીર્યવાન્ અગ્નિ ગામ, નગર, દેશ અને ગાયોના ગોહાને બાળી નાખવાની ઇચ્છાથી પ્રજળવા લાગ્યો. મોટા ઓજવાળા પુરૂષના ઈંદ્ર તે કાર્તવીર્યના પ્રભાવથી તે પર્વત અને વનસ્પતિઓને બાળવા લાગ્યો. સહસ્રાર્જુન સહિત તે અગ્નિએ પવનવડે વૃદ્ધિ પામીને મહાત્મા વસિષ્ઠના રમણિક અને સૂના આશ્રમને બાળ્યો. જ્યારે કાર્તવીર્ય સહસ્રાર્જુને આશ્રમ બાળી મૂક્યો ત્યારે વીર્યવાન અને ધર્મથી પડે નહીં એવા વસિષ્ઠે ક્રોધથી તે અર્જુનને શાપ દીધો કે જેથી તેં આ મારૂં મોટું વન પણ છોડયું નહિ અને બાળી મૂક્યું માટે હે અર્જુન ! સંગ્રા-

મમાં પરશુરામ તારા બાહુઓ કાપી નાખશે. હે ભારત ! મહાતેજવાળો સહસ્રાર્જુન બળવાન અને નિરંતર શમ ગુણવાળો હતો તથા બ્રાહ્મણનું રક્ષણ કરનાર, શરણે આવેલાને શરણું આપનાર, દાતા અને શૂરો હતો, તેથી તે મહાત્માએ દીધેલા શાપનો તે સમયે કાંઇ વિચાર કર્યો નહિ. તેના પુત્રો બળવાન હતા તથાપિ શાપે કરીને પિતાનો વધ થવાને નિમિત્ત ભૂત થઇ પડવાને ગર્વિષ્ઠ અને નિરંતર દુષ્ટ થતા હતા. હે ભરતશ્રેષ્ઠ ! હૈહયનો રાજા બુદ્ધિમાન કાર્તવીર્ય (સહસ્રાર્જુન) ન જાણતાં છતાં તે પુત્રોએ જમદગ્નિની ગાયના વત્સને આણ્યું તે નિમિત્તથી મહાત્મા પરશુરામનું યુદ્ધ થયું અને ક્રોધયુક્ત થયેલા રામે અર્જુનના બાહુ છેદીને, હે રાજેંદ્ર ! સમર્થ જામદગ્ન્યે ત્યાં ભ્રમણ કરતા વત્સને રાજપુત્રોના અંતઃપુરમાંથી પોતાના આશ્રમમાં આણ્યું. હે રાજન્ ! પછી અર્જુનના તે મૂર્ખ પુત્રો એકઠા થઇને મહાત્મા જમદગ્નિના આશ્રમમાં ગયા અને તે બુદ્ધિહીન પુત્રોએ ભાલાના અગ્રવડે જમદગ્નિનું માથું ધડ ઉપરથી નીચે પાડયું. તે વખતે યશવાળા પરશુરામ સમિધ તથા દર્ભ લેવા ગયા હતા ત્યાંથી પાછા આવ્યા અને પિતાનો વધ થયેલો જાણ્યો ત્યારે પરમ ક્રોધવાળા રામે તે અમર્ષને લીધે પૃથ્વીને નક્ષત્રી કરવાની પ્રતિજ્ઞા કરીને હાથમાં શસ્ત્ર લીધું. પછી ભૃગુકુળમાં વ્યાઘ્ર જેવા વીર્યવાન્ પરશુરામે પરાક્રમ કરીને તત્કાળ સહસ્રાર્જુનના પુત્ર અને પૌત્રોને મારી નાખ્યા તથા હજારો હૈહયને મારીને અત્યંત ક્રોધવાળા તે ભાર્ગવે રૂધિરના કાદવવાળી પૃથ્વીને કરી નાખી, મોટા તેજવાળા પરશુરામ તત્કાળ નિઃક્ષત્રિય પૃથ્વી કરીને અત્યંત કૃપાથકી વીંટાઇને વનમાં ગયા. પછી હજારો વર્ષ વીત્યા પછી કોઇક કાળે સ્વભાવેજ ક્રોધવાળા તે સમર્થ રામને કોઇએ મેહેણું દીધું. તે એમ થયું કે વિશ્વામિત્રનો પૌત્ર અને રૈભ્યનો પુત્ર મહાતપસ્વી પરાવસુ કરીને હતો. હે મોટા રાજા ! તેણે મનુષ્યોની સભામાં પરશુરામની નિંદા કરીને કહ્યું કે હે રામ ! યયાતિના પતનમાં પ્રતર્દન આદિક યજ્ઞમાં જેઓ આવેલા છે તેઓ શું ક્ષત્રિય નથી? તમે પરશુરામ મિથ્યા પ્રતિજ્ઞાવાળા છો અને મનુષ્યોની સભામાં અમથીજ બડાઇ મારો છો; અને ક્ષત્રિય વીરોના ભયથી પર્વતમાં જઇને ભરાઇ બેઠા છો. તમે નિઃક્ષત્રિય કરેલી પૃથ્વી ફરીને સે-

કડો ક્ષત્રિયોથી વ્યાપ્ત થઈ ગઈ છે. એ પ્રમાણે પરાવસુનું વચન સાંભળીને પરશુરામે હાથમાં શસ્ત્ર લીધું. હે રાજન્! પછી જે સેંકડો ક્ષત્રિયો તેણે હણ્યા હતા તેમાંથી મોટા વીર્યવાળા ક્ષત્રિયો સેંકડો પ્રકારે વૃદ્ધિ પામીને પૃથ્વીના ધણી થયા. હે રાજન્! તેણે ફરીને તેમને તથા બાળકોને પણ તત્કાળ મારી નાખ્યા, પણ તે કાળે જે બાળક ગર્ભમાં રહેલા હતા તેમનાવડે કરીને પૃથ્વી ફરીને વ્યાપ્ત થઈ. પરશુરામે પણ જે જે ગર્ભ જન્મ પામ્યો તેને તેને ફરીને પણ હણ્યો અને તે કાળે ક્ષત્રિયોની સ્ત્રીઓના કોઈ પણ બાળકોને જીવતા રહેવા દીધા નહિ. એ પ્રમાણે તે સમર્થ રામે એકવીશવાર નિઃક્ષત્રિય પૃથ્વી કરીને અશ્વમેધ યજ્ઞ કર્યો તથા તે યજ્ઞના અંતમાં કશ્યપ મુનિને દક્ષિણામાં આખી પૃથ્વી આપી. તે વખતે હે રાજન્! ક્ષત્રિયોને શેષ રહેવા દેવા માટે કશ્યપે જે હાથમાં સરવો ઝાલેલો હતો તે હાથવતી બતાવીને રામને આ વચન કહ્યું કે હે મહામુનિ પરશુરામ! દક્ષિણ સમુદ્રના તીર ઉપર જાઓ; મારા દેશમાં તમારે કહીં પણ વસવું નહિ. પછી જેના બીજા છેડા ઉપર પૃથ્વી છે એવો શૂર્પારક નામે દેશ પરશુરામને અર્થે સમુદ્રે એકાએક નિર્માણ કર્યો. હે મહારાજ! પછી કશ્યપ મુનિએ પૃથ્વીનું દાન ગ્રહણ કરીને અને તેમાં બ્રાહ્મણનું સંસ્થાન કરીને અત્યંત મોટા વનમાં પ્રવેશ કર્યો. પછી હે ભરતશ્રેષ્ઠ! શૂદ્રો અને વૈશ્યો ઉત્તમ બ્રાહ્મણોની સ્ત્રીઓ પ્રત્યે ઇચ્છામાં આવે તેમ વર્તવા તથા આચરણ કરવા લાગ્યા. જીવ લોક રાજા વિનાનો થયો ત્યારે દુર્બળ લોકોને બળવાન લોકો પીડા કરવા લાગ્યા; કેમકે તે કાળે બ્રાહ્મણોનું સ્વામિપણું કોઈના ઉપર પણ રહ્યું નહિ. પછી કાળે કરીને દુરાત્મા લોકોથી એ આચરેલા વિપરીત ધર્મથી પીડા પામેલી પૃથ્વી ઉતાવળે રસાતળમાં પેશી જવા લાગી. ધર્મનું રક્ષણ કરનારા ક્ષત્રિયોએ વિધિ પ્રમાણે નહિ રક્ષણ કરાતી અને ત્રાસથી દ્રવીભૂત થઇ જતી તે પૃથ્વીને જોઇને ઉદાર બુદ્ધિવાળા કશ્યપ મુનિએ તેને પોતાના ઉરૂથી ધારણ કરી રાખી. પૃથ્વીને ઉરૂવડે ધારણ કરી માટે તે ઉર્વી કહેવાય છે. પછી પૃથ્વી દેવીએ કશ્યપને પ્રસન્ન કરીને પોતાનું રક્ષણ થવા માટે ઉદ્દેશીને તેની યાચના કરી અને રાજા માગ્યો. પૃથ્વી કહે છે,—હે બ્રહ્મન્! હૈહયના કુળમાં ઉત્પન્ન થયેલા

ક્ષત્રિય શ્રેષ્ઠો મેં સ્ત્રીઓના ગર્ભમાં રક્ષિત કરેલા છે; હે મુનિ ! તે મારૂં રક્ષણ કરો. હે પ્રભો ! ઋક્ષવાન પર્વતમાં રીંછોએ ઉછેરેલો પૌરવનો વંશજ વિદુરથનો પુત્ર છે. તેજ પ્રમાણે યજ્ઞ કરાવનારા અમાપ બળવાળા દયાળુ પરાશર મુનિએ સૌદાસના વંશજનું રક્ષણ કર્યું. તે ક્ષત્રિય છતાં પણ શૂદ્રની પેઠે તે મુનિનાં સર્વે કર્મ કરે છે માટે સર્વકર્મા એવું તેનું નામ પડેલું છે; એ રાજા મારૂં રક્ષણ કરો. હે મુનિ! મહાતેજસ્વી શિબિનો પુત્ર ગોપતિ નામે છે, તેને વનમાં ગાયોએ ઉછેરેલો છે, તે મારૂં રક્ષણ કરો. પ્રતર્દનનો પુત્ર મહા બળવાન વત્સ નામે છે તેને ગાયોના ગોઠામાં વત્સોએ ઉછેરેલો છે તે રાજા મારૂં રક્ષણ કરો. દધિવાહનનો પૌત્ર અને દિવિરથનો પુત્ર ગંગાના કાંઠા ઉપર ગૌતમે સંતાડીને રક્ષણ કરેલો છે. મોટા તેજવાળા અને અત્યંત વૈભવેકરીને અલંકૃત મહાભાગ બૃહદ્રથ રાજાનું ગૃધ્રકૂટ પર્વતમાં ગાયનાં પૂછડાં સમાન પૂછડાંવાળા વાનરોથી રક્ષણ થયેલું છે. મરૂત્ત રાજાના વંશમાં જે ક્ષત્રિય પુત્રોનું રક્ષણ થયું છે તે સર્વે મરૂત્પતિ ઈંદ્રના સમાન પરાક્રમી છે, તથા તેમનું રક્ષણ સમુદ્રે કરેલું છે. એ ક્ષત્રિયના વંશજ તે તે સ્થળમાં આશ્રય લેઇને રહેલા છે અને શિલ્પિ, સોની વગેરે જાતિને અવલંબન કરી નિર્વાહ કરે છે. એ સર્વે જો મારૂં રક્ષણ કરશે તો હું સ્થિર રહીશ. એમના પિતાઓ અને પિતામહોને મારે અર્થે અક્લિષ્ટ છે કર્મ જેનું એવા રામે હણ્યા છે. હે મહામુનિ ! મારે તેમનું પૂજન કરવું યોગ્ય છે. ધર્મનું ઉલ્લંઘન કરનારાઓથી રક્ષણ હું ઇચ્છતી નથી, પણ જે ધર્મ પ્રમાણે વર્તે છે તેમનાવડે હું રક્ષિત થઇ રહેવા ઇચ્છું છું માટે તે ઉતાવળે કરો. શ્રીકૃષ્ણ કહે છે.—પછી પૃથ્વીએ બતાવેલા, વીર્યવડે માન પામેલા તે ક્ષત્રિય રાજાઓને લાવીને કશ્યપે રાજ્યાભિષેક કર્યો. તેમના પુત્રો અને પૌત્રો થયા, જેમના વંશ આજ સુધી સ્થિર થઇ ચાલ્યા આવે છે. હે પાંડવો ! તું મને જે પૂછે છે તે પૂર્વે એ પ્રમાણે થયેલું છે. વૈશંપાયન કહે છે,—ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરને એ પ્રમાણે કહેતાં કહેતાં, ભગવાન સૂર્યની પેઠે દિશાઓને પ્રકાશિત કરતાં, યાદવોમાં શ્રેષ્ઠ મહાત્મા શ્રીકૃષ્ણ તે રથમાં બેશીને વેગેકરી જતા હતા.

एवंब्रुवस्तंचयदुप्रवीरोयुधिष्ठिरंधर्मभृतांवरिष्ठम् ॥
रथेनतेनाशुययौमहात्मादिशःप्रकाशन्भगवानिवार्कः ॥ ९० ॥

इतिश्री महाभारते शांतिपर्वणि रामोपाख्यानंनाम गुर्जरभाषायां
एकोनपंचाशत्तमोऽध्यायः ॥ ४९ ॥

**वैशंपायनउवाच** ॥ ततोरामस्यतत्कर्मश्रुत्वाराजायुधिष्ठिरः ॥
॥ विस्मयंपरमंगत्वाप्रत्युवाचजनार्दनम् ॥ १ ॥

વૈશંપાયન કહે છે,-પછી યુધિષ્ઠિર રાજા રામનું તે કર્મ સાંભળીને પરમ વિસ્મય પામીને શ્રી કૃષ્ણને કહેવા લાગ્યા કે હે કૃષ્ણ! ઈંદ્રની પેઠે મહાત્મા રામનું પરાક્રમ વિસ્મય પમાડનારૂં છે, કે જેણે ક્રોધે કરીને પૃથ્વીને ક્ષત્રિયવિનાની કરી મૂકી હતી. ક્ષત્રિયોના કુળને વહન કરનારા તે રાજાઓ રામના ભયથી ઉદ્વિગ્ન હતા તથા ગાય, સમુદ્ર, ગોલાંગૂલ જાતિનાં વાનર, રીંછ અને વાનરોએ તેમનું રક્ષણ કર્યું હતું! અહો! આ મનુષ્ય લોકને ધન્ય છે અને પૃથ્વીપર વસનારા લોકો ભાગ્યશાળી છે કે જ્યાં આવું કર્મ બ્રાહ્મણે કર્યું છે! હે તાત! એ પ્રમાણે વાતો કરતા કરતા યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણ બન્ને જ્યાં ગંગાના પુત્ર સમર્થ ભીષ્મ બાણશય્યામાં સૂતેલા હતા ત્યાં ગયા. ત્યાં જઇને તેમણે અત્યંત કિરણોના સમુદાયથી વીંટાયલા સાયંકાળના સૂર્ય સમાન કાંતિવાળા ભીષ્મને બાણની પથારીમાં સૂતેલા જોયા. ઓઘવતી નદીની પછવાડે પરમ ધર્મવાળા પ્રદેશમાં દેવોએ ઉપાસન કરાતો જેમ ઈંદ્ર હોય તેમ મુનીઓ તેમના સમીપમાં બેઠેલા હતા. તેને દૂરથી જોઇને શ્રીકૃષ્ણ, રાજા યુધિષ્ઠિર, ચારે પાંડવો અને કૃપાચાર્ય આદિક બીજા સર્વે રથમાંથી ઉતરી પડીને અને પોતાના ચંચળ મનને સ્થિર કરીને તથા ઈંદ્રિય સમુદાયને એકાગ્ર કરીને તે મહા મુનિઓની પાસે જઇને ઉભા રહ્યા. પછી શ્રીકૃષ્ણ, સાત્યકિ અને પાંડવોએ વ્યાસાદિક ઋષિશ્રેષ્ઠોને પ્રણામ કરીને તેઓ ભીષ્મની પાસે ગયા. વૃદ્ધ એવા ભીષ્મનાં દર્શન કરીને યદુશ્રેષ્ઠ કૃષ્ણ આદિક તથા પાંડવો આદિક સર્વે પુરૂષશ્રેષ્ઠો તેની આસપાસ વીંટાઇને બેઠા. પછી શાંતિ પામતા અગ્નિ જેવા ભીષ્મપિતાને જોઇને કાંઇક મનમાં ઉદાસ થઇને શ્રીકૃષ્ણ બોલ્યા કે, હે વાણી બોલવામાં શ્રેષ્ઠ ભીષ્મ! પૂર્વની પેઠે તમારાં સર્વે જ્ઞાન નિર્મળ છે નહિ વારૂ? વારૂ તમારી બુદ્ધિ વ્યાકુળ તો નથી? બાણના પ્રહારરૂપ દુઃખે કરીને તમારા અંગને પીડા તો નથી થતી? કેમકે માનસ દુઃખ કરતાં પણ શારીર દુઃખ બળવત્તર છે. હે પ્રભો! નિરંતર ધર્મ યુક્ત શંતનુ પિતાના વરદા-

નથી ઈચ્છામાં આવે તે કાળે તમારૂં મરણ થાય એમ છે; એવું ઈચ્છા મરણનું કારણ પિતાને સંતુષ્ટ કરવારૂપ લાભ મારે પણ નથી તો બીજાની શી વાત! હે રાજન્! અત્યંત સૂક્ષ્મ કાંટો હોય તથાપિ દેહમાં તે પીડા ઉત્પન્ન કરે છે, તો પછી બાણના સમુદાયથી વ્યાપ્ત થયેલા તમારા દેહની તો વાતજ શી કરવી! હે ભારત! તમને પ્રાણીનાં જન્મ અને મરણ કહીને ઉપદેશ કરવો એ તો યોગ્યજ નથી, કેમકે દેવોને પણ ઉપદેશ કરવાને તમે સમર્થ છો. હે પુરૂષશ્રેષ્ઠ ભીષ્મ! ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ સર્વે જ્ઞાન વૃદ્ધ એવા તમો પુરૂષશ્રેષ્ઠની બુદ્ધિમાં સ્થિત થયેલું છે. હે મહાબુદ્ધિમાન્! પ્રાણીઓનો સંહાર અને ધર્મના ફળનો ઉદય એ સર્વ તમોએ જાણેલું છે; કેમકે તમે તો ધર્મરૂપ ભંડારજ છો. તમો ઉર્ધ્વરેતાને વિશાળ રાજ્યની ગાદી ઉપર બેઠેલા, સમગ્ર અંગવાળા, નિરોગી અને હજારો સ્ત્રીઓથી વીંટાયલા હું જાણે જોઉં છું. હે તાત! હે રાજન્! સત્ય છે ધર્મ જેનો, મોટું છે વીર્ય જેનું, શૂર અને ધર્મમાંજ તત્પર શંતનુના પુત્ર ભીષ્મવિના જન્મ સાથે ઉત્પન્ન થયેલા સ્વાભાવિક મૃત્યુને પોતાના તપોબળથી અટકાવીને બાણની પથારીમાં સૂતેલા બીજા કોઇને અમે સાંભળ્યો નથી. સત્યમાં, તપમાં, દાનમાં, યજ્ઞ કરવામાં. ધનુર્વેદમાં, વેદમાં અને નિરંતર રક્ષણ કરવામાં દયાયુક્ત, પવિત્ર, ઈંદ્રિયોને દમન કરવાના ગુણયુક્ત અને સર્વભૂતના હિતમાં આસક્ત એવા બીજા કોઇ તમારા સરખા મહારથીને અમે સાંભળ્યો નથી. દેવ, ગંધર્વ, અસુર, યક્ષ અને રાક્ષસોને એ કરવડેજ જીતવાને તમે સમર્થ છો એમાં કાંઇ સંશય નથી. હે મહાબાહો ભીષ્મ! બ્રાહ્મણો તમને નિરંતર આઠ વસુઓના અંશથી ઉપજેલા ઇન્દ્રસરખા વસુને નવમા વસુ કહે છે તથા ગુણે કરીને તમે ઉત્તમ છો એમ કહે છે. હે પુરૂષશ્રેષ્ઠ! તમે કોણ છો તે હું જાણુંછું; તમો પોતાની શક્તિએ કરીને દેવોમાં પણ પ્રખ્યાત પુરૂષશ્રેષ્ઠ છો. હે મનુષ્યમાં ઇન્દ્ર જેવા! મનુષ્યોમાં તમારા ગુણે કરીને યુક્ત હોય તેવો કોઇ પુરૂષ પૃથ્વીમાં મેં જોયો નથી કે સાંભળ્યો પણ નથી. હે રાજન! તમે સર્વ ગુણોએ કરીને દેવોથી પણ અધિક થાઓ છો; તેમ તપવડે કરીને સ્થાવર જંગમ જગતને ઉત્પન્ન કરવાને પણ તમે શક્તિમાન છો; ત્યારે પોતાના ઉત્તમ ગુણોએ કરીને પોતાને અર્થે લોકનું (મૃત્યુ પછી રહેવાના સ્થાનનું) નિર્માણ કરો એમાં શું

આશ્ચર્ય છે? હે ભીષ્મ! તમે એવા સમર્થ છો માટે જ્ઞાતીનો નાશ થવાથી પરિતાપ પામતા પાંડુના મોટા પુત્ર આ યુધિષ્ઠિરનો શોક તમે નાશ કરો. હે ભારત! ચારે વર્ણના ચાર આશ્રમ સહિત જે ધર્મ કહેલા છે તે સર્વ તમોએ જાણેલા છે. તેમ જે ધર્મ ચાર વિદ્યાઓમાં કહેલા છે, ચાતુર્હોત્રમાં કહેલા છે, યોગમાં કહેલા છે અને સાંખ્યમાં કહેલા છે તે નિયમિત અને સનાતન ધર્મ તમારા જાણેલા છે. હે ગાંગેય! ચારે વર્ણનો જે ધર્મ બીજાથી વિરોધ પામતો નથી તથા ચારે વર્ણના લોકો જેનું સેવન કરે છે તે ધર્મ વ્યાખ્યાસહિત તમારો જાણેલો છે. ઉત્તમ જાતિની કન્યામાં અધમ જાતિથી થયેલા પુત્રોની જાતિના ધર્મ, તથા દેશ જાતિ અને કુળના વિશેષ ધર્મનું લક્ષણ તમે જાણો છો. વળી વેદમાં કહેલો ધર્મ અને શ્રેષ્ઠ પુરૂષોએ કહેલો ધર્મ પણ સદાકાળ તમે જાણો છો. ઇતિહાસ અને પુરાણના અર્થો પણ સમગ્ર તમે જાણોછો અને સકળ ધર્મશાસ્ત્ર પણ નિરંતર તમારા મનમાં રહેલું છે. હે પુરૂષ શ્રેષ્ઠ! આ લોકમાં જે અર્થો સંશયવાળા છે તે અર્થોના સંશય તોડનારા તમારા વિના આ લોકમાં બીજો નથી. માટે હે રાજન્! પાંડુના પુત્ર યુધિષ્ઠિરના મનમાં ઉત્પન્ન થયેલા શોકને તમો તમારી બુદ્ધિએ કરીને ખેંચી કાઢો; કેમકે જેમની બુદ્ધિનો વિસ્તાર ઉત્તમ છે એવા તમારા સરખા પુરૂષો મોહ પામતા પુરૂષને શાંતિ આપનારા થાય છે.

सपांडवेयस्यमनःसमुत्थितंनरेंद्रशोकंव्यपकर्षमेधया ॥
भवद्विधाह्युत्तमबुद्धिविस्तराविमुह्यमानस्यनरस्यशांतये ॥ ३६ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायां
पंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

**वैशंपायनउवाच** ॥ श्रुत्वानुवचनं भीष्मो वासुदेवस्यधीमतः ॥
॥ किंचिदुन्नाम्यवदनंप्रांजलिर्वाक्यमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન કહે છે,—બુદ્ધિમાન શ્રીકૃષ્ણનું વચન સાંભળીને ભીષ્મ પિતામહ લગારેક મુખ ઉચું કરીને હાથ જોડી આ વચન બોલ્યા કે-ભીષ્મ કહે છે,-હે જગતના ઉત્પન્ન કરનારા અને નાશ કરનારા કૃષ્ણ ભગવાન!

તમને નમસ્કાર છે; હે હૃષીકેશ! તમે જગત્‌ના કર્તા અને પરાજય ન પામો એવા સંહાર કર્તા છો. હે વિશ્વ કરનારા! હે વિશ્વના આત્મારૂપ! હે વિશ્વની ઉત્પત્તિરૂપ! તમને નમસ્કાર છે. તમે પાંચભૂત થકી પર રહેલા, મોક્ષરૂપ છો. ત્રણ લોકમાં વ્યાપ્ત એવા તમોને પ્રણામ છે; ત્રણ ગુણથી પર એવા તમોને પ્રણામ છે. હે યોગીશ્વર તમને પ્રણામ છે; તમે સર્વનું ઉત્તમ આશ્રયસ્થાન છો. હે પુરૂષશ્રેષ્ઠ! મારા સંબંધમાં તમે જેવું વચન બોલો છો, તે વડે હું તમારા દિવ્ય ભાવોને ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે માર્ગમાં જોઉં છું. હે ગોવિંદ! તમારૂં જે સનાતન રૂપ છે, તેને હું જોઉં છું; અમાપ તેજવાળા વાયુના સાત ઉપરના માર્ગ તમે રોકયા છે. સ્વર્ગ તમારા માથાવડે વ્યાપ્ત છે; પૃથ્વી દેવી તમારા બન્ને પગથી વ્યાપ્ત છે; તમારા બાહુઓવડે દિશાઓ વ્યાપ્ત છે; નેત્રવડે સૂર્ય વ્યાપ્ત છે; તમારા વીર્યમાં શુક્ર રહેલો છે. અતસીના પુષ્પ સમાન શ્યામ તથા પીળાં વસ્ત્રવાળા તમારા અક્ષર શરીરને વિજળી સહિત મેઘની ઉપમા અમે આપીએ છીએ. હે પુંડરીકાક્ષ! હે દેવોનેવિષે ઉત્તમ! તમારે શરણે આવેલા અને ઇચ્છીત ગતિને પામવા ઇચ્છનાર તમારા ભકતનું જે કલ્યાણ હોય તેનું ચિંતન કરો. શ્રીકૃષ્ણ કહે છે,—હે પુરૂષ શ્રેષ્ઠ! જેથી તમારી ભક્તિ મારે વિષે ઉત્તમ છે તેથી હે રાજન્! મારા દિવ્ય સ્વરૂપનું તમને દર્શન કરાવ્યું છે. હે રાજેંદ્ર! હે ભારત! ભક્તિ પુરૂષને અથવા ભક્તિ સહિત છતાં પણ જે સરળ મનનો નથી તેને, તેમ શમ ગુણ વિનાના પુરૂષને હું મારા સ્વરૂપનું દર્શન આપતો નથી. તમે તો મારા ભક્ત છો, નિરંતર આર્જવ યુક્ત છો, તથા દમ, તપ, સત્ય અને દાનમાં સદા આસક્ત છો અને પવિત્ર છો; તેથી હે ભીષ્મ! હે રાજન્! પોતાના તપવડે કરીને મારૂં દર્શન કરવાને તમે યોગ્ય છો; અને જ્યાંથી ફરીને સંસારમાં આવવું પડતું નથી એવા લોક તમને પ્રાપ્ત થયા છે. હે કુરૂશ્રેષ્ઠ ભીષ્મ! તમારા જીવિતના હવે ત્રીસ દિવસ શેષ રહ્યા છે, પછી તમે દેહનો ત્યાગ કરીને રૂડાં કર્મ ફળના ઉદયે કરીને ઉત્તમ લોકને પામશો. આ પ્રજ્વલિત અગ્નિના સરખા દેવો સર્વે વસુઓ વિમાનમાં બેસીને સૂર્ય ઉત્તર દિશામાં ગમન કરે તે સમય સુધી અંતર્ધાન રહીને તમને જોયા કરે છે. જગત્‌ને કાળના

વશમાં નાખવાને ભગવાન સૂર્ય ઉત્તર દિશામાં ગમન કરશે ત્યારે હે પુરૂષ- માં શ્રેષ્ઠ વીર! જ્ઞાની પુરૂષ જે લોકને પામીને ફરીને સંસારમાં આવતો નથી તે લોકમાં તમે જશો. હે વીર ભીષ્મ! તમે એ લોકમાં જશો ત્યારે સમગ્ર જ્ઞાન નાશ પામશે; માટે આ સર્વે તમારી પાસે ધર્મનું વિવેચન કરવાને આવ્યા છે. તેથી કરીને જ્ઞાતિના શોકે કરીને હણાયું છે જ્ઞાન જેનું એવા સત્ય પ્રતિજ્ઞાવાળા યુધિષ્ઠિરને ધર્મ, અર્થ અને સમાધિયુક્ત સત્ય વચન કહો અને એમનો શોક નાશ કરો.

तज्ज्ञातिशोकोपहतश्रुतायसत्याभिसंधाययुधिष्ठिराय ॥

प्रब्रूहिधर्मार्थसमाधियुक्तंसत्यंवचोस्यापनुदानुशोकम् ॥ १८ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि गुर्जरभाषायां एकपंचाशत्तमोऽध्यायः ॥५१॥

**वैशंपायनउवाच** ॥ ततःकृष्णस्यतद्वाक्यं धर्मार्थसहितांहितम् ॥

॥ श्रुत्वाशांतनवोभीष्मःप्रत्युवाचकृतांजलिः ॥ १ ॥

વૈશંપાયન કહે છે,—પછી ધર્મ અને અર્થ સહિત તથા હિત યુક્ત શ્રીકૃષ્ણનું તે વચન સાંભળીને શંતનુના પુત્ર ભીષ્મે હાથ જોડીને પ્રત્યુત્તર કર્યો કે હે લોકનાથ! હે મહાબાહો! હે શિવ! હે નારાયણ! હે અચ્યુત તમારૂં વચન સાંભળીને હું હર્ષમાં નિમગ્ન થયો છું. હે વાણિના પતિ! જ્યારે વાણિનો સકળ વિષય તમારી વેદ વાણિમાં સમાયલો છે, ત્યારે ત- મારી પાસે હું શું બોલીશ? હે દેવ! આ લોકમાં કોઇ પણ સ્થળમાં કાંઈ પણ કર્તવ્ય છે અથવા જે કાંઈ કરાય તે સર્વે લોકમાં બુદ્ધિમાન એવા તમો પાસેથી નીકળેલું છે. દેવના રાજા પાસે જઇને જે કોઈ દેવ- લોકની વાત કરે તે તમારી પાસે ધર્મ, અર્થ, કામ અને મોક્ષના અર્થનું વ્યાખ્યાન કરે. અર્થાત્ તમો સર્વ જાણો છો માટે મારે કહેવું એ મિથ્યા છે. મને બાણ વાગેલાં છે તે પરિતાપવડે મારૂં મન પણ પીડાયુક્ત છે તથા હે મધુસુદન! મારાં અંગ શિથિલ થઇ જાય છે અને બુદ્ધિ પ્ર સન્ન થતી નથી. હે ગોવિંદ! ઝેર અને અગ્નિના સમા બાણોએ કરીને હું પીડા પામું છું માટે કાંઈ પણ બોલવાને મારી બુદ્ધિ ચાલતી નથી.

મારૂં બળ જાણે હવે મને તજીને જતું રહેવા કરે છે, પ્રાણ જાણે નીકળી જવાને ઉતાવળ કરે છે, મર્મસ્થળ પરિતાપ પામે છે અને મારૂં ચિત્ત ભ્રાંતિયુક્ત થઇ ગયું છે. દુર્બળતાવડે મારી વાણી અટકી જાય છે, તો પછી હું બોલવાનો ઉત્સાહ શી રીતે રાખું. હે દાશાર્હ કુળની વૃદ્ધિ કરનાર કૃષ્ણ! તમે મારા ઉપર પ્રસન્ન થાઓ તો બહુ રૂડું છે. માટે હે મહાબાહો અચ્યુત! મારો અવિનય ક્ષમા કરો કેમકે હું કાંઇ પણ બોલી શકતો નથી; વળી તમારી પાસે બોલતાં તો બૃહસ્પતિ પણ શિથિલ થઇ જાય તો મારી શી ગતિ! હે મધુસૂદન! હું દિશાઓ, આકાશ કે પૃથ્વી કશાને જાણી શકતો નથી; પણ કેવળ તમારી શક્તિવડે કરીને હું રહેલો છું. એટલા માટે ધર્મરાજનું જે હિત હોય તે તમો પોતેજ આ સમયે કહો કેમકે સર્વે શાસ્ત્રોનું ઉત્પત્તિ સ્થાનજ તમે છો. તમે લોકના કર્ત્તા અને અવિનાશી કૃષ્ણ બેઠા છો તેમ છતાં મારા સરખો કેમ બોલી શકે? એ તો ગુરૂ બેઠા છતાં શિષ્ય બોલે તેના જેવો અવિનય કહેવાય. શ્રીકૃષ્ણ કહે છે, કૌરવોના ધુરંધર મહાવીર્યવાન, મહાસત્વવાન, સ્થિર અને સર્વ અર્થને જાણનાર ભીષ્મ! આ વાકય બોલે તે યોગ્ય છે. હે ગાંગેય! હે સમર્થ ભીષ્મ! બાણ વાગવાથી જે પીડા થાય છે એમ તમે મને કહો છો તે સંબંધી હું પ્રસન્ન થઇને આ વરદાન આપું છું તે ગ્રહણ કરો; એવો કે હે ગાંગેય તમને ગ્લાનિ, મૂર્છા, દાહ કે પીડા, એમાંનું કાંઇ પણ થશે નહીં, એટલુંજ નહિ પણ ભૂખ તરસ પણ તમને બાધ કરશે નહિ. હે નિષ્પાપ! સમગ્ર જ્ઞાન તમને પ્રદર્શિત થશે અને તમારી બુદ્ધિને દુર્બળતા કોઇ સ્થળમાં ઉપજશે નહિ. હે ભીષ્મ! મેઘનાં વાદળાંથી મુક્ત થયેલો ચંદ્ર જેમ નિર્મળ થાય છે તેમ રજોગુણ અને તમોગુણ વિનાનું તથા સત્વગુણમાં સ્થિત થયેલું તમારૂં મન નિરંતર નિર્મલ થશે. જે જે કાંઇ ધર્મયુક્ત કે અર્થ યુક્ત વિષયનું તમે ચિંતવન કરશો તે તે વિષયમાં તમારી બુદ્ધિ સર્વોત્તમ થશે. હે ક્ષત્રિઓમાં વ્યાઘ્ર જેવા અમાપ પરાક્રમવાળા ભીષ્મ! તમે દિવ્યચક્ષુ પામીને આ ચાર પ્રકારના ભૂતસમુદાયને જોઇ શકશો. હે ભીષ્મ! તમે જ્ઞાનચક્ષુથી યુકત થઇને, જળમાં જેમ મત્સ્ય દેખી શકે છે તેમ સંસારરૂપ અગ્નિમાં જન્મ મરણ પામતા

પ્રજાના સમુદાયને તત્વેકરીને જોઈ શકશો. વૈશંપાયન કહે છે,—પછી વ્યાસ સહિત સર્વે મોટા ઋષિઓ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદનાં વચનો સહિત વચનો બોલીને શ્રીકૃષ્ણને પૂજવા લાગ્યા. તે સમયે જે સ્થળમાં શ્રીકૃષ્ણ બેઠા હતા તથા જે સ્થળમાં ભીષ્મ અને પાંડવો બેઠા હતા તે સ્થળમાં સર્વે ઋતુઓમાં ઉપજેલાં દિવ્ય પુષ્પોની વૃષ્ટિ આકાશમાંથી થઇ. વળી સર્વ પ્રકારનાં વાદિત્ર વાગવા લાગ્યાં તથા અપ્સરાઓના સમુદાય ગાવા લાગ્યા; તે સ્થળમાં કાંઇ પણ અહિત કે અનિષ્ટ દેખાતું નહોતું. સર્વે ગંધને વહન કરનારો, પવિત્ર અને સ્પર્શ કરીને સુખ ઉપજાવે એવો કલ્યાણકારી પવન વાવા લાગ્યો, તથા શાંત એવી દિશાઓમાં શાંત એવાં પશુ તથા પક્ષીઓ દોડવા લાગ્યાં. પછી બે ઘડીમાં હજાર કિરણવાળા ભગવાન સૂર્ય પશ્ચિમ દિશાના એકાંત ભાગમાં જાણે વન બાળતા હોય તેમ દેખાવા લાગ્યા. અર્થાત્ સૂર્ય અસ્ત થવા આવ્યો હતો. તે વખતે સર્વે મોટા ઋષિઓ ઉઠીને જનાર્દન ભગવાનની, ભીષ્મપિતામહની તથા યુધિષ્ઠિર રાજાની રજા માગવા લાગ્યા. ત્યારે પાંડવ સહિત શ્રીકૃષ્ણે, સાત્યકીએ, સંજયે અને કૃપાચાર્યે તેમને પ્રણામ કર્યો. પછી તેમણે રૂડે પ્રકારે પૂજેલા અને ધર્મમાં આસક્ત તે ઋષિઓ “અમે કાલે આવીશું” એમ કહીને જ્યાંજેને જવું હતું ત્યાં તે ઉતાવળે ગયા. પછી શ્રીકૃષ્ણ તથા પાંડવો ભીષ્મની રજા માગીને અને તેની પ્રદક્ષિણા કરીને ઉત્તમ એવા રથમાં બેઠા. પછી સુવર્ણવડે ચીતરેલી જેની ઉધો છે એવા રથ સહિત, પર્વતના સરખા અને મદવાળા હાથીઓ સહિત, ગરૂડની પેઠે વેગથી ચાલનારા ઘોડાઓ સહિત અને સજ કરેલાં છે ધનુષ્ય જેમણે એવા પાયદળ સહિત તેઓ નગર ભણી ચાલ્યા. જેમ મહાનદી નર્મદા ઋક્ષવાન પર્વતને પામીને તેની આગળ તથા તેની પાછળ ગતિ કરે છે તેમ અત્યંત ગમન કરનારી તે સેના રથોની આગળ ચાલતી હતી તેમ પાછળ પણ ચાલતી હતી. પછી તે સેનાને હર્ષ પમાડતો અને સૂર્યના કિરણોએ પીધા છે રસ જેના એવી મોટી ઔષધીઓને ફરીને પોતાના ગુણવડે યુક્ત કરતો ભગવાન ચંદ્રમા પૂર્વ દિશામાં ઉદય પામ્યો. પછી દેવના નગર સમાન શોભાવાળા નગરમાં યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ તથા તે પાંડવો પ્રવેશ કરીને શ્રમથી યુક્ત થયેલા

મૃગપતિ સિંહ જેમ પોતાની ગુફાઓમાં પેસે તેમ જેને જે યોગ્ય તેમણે તે તે ભુવનમાં પ્રવેશ કર્યો.

ततःपुरंसुरपुरसंमितद्युतिंप्रविश्यतेयदुवृषपांडवास्तदा ॥
यथोचितान्भवनवरान्समाविशन्श्रमान्विताम्रृगपतयोगुहाइव ॥ ३४ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मेयुधिष्ठराद्यागमने गुर्जरभाषायां
द्विपंचाशत्तमोऽध्यायः ॥ ५२ ॥

वैशंपायनउवाच ॥ ततःशयनमाविश्यप्रसुप्तोमधुसूदनः ॥
॥ याममात्रार्धशेषायांयामिन्यांप्रत्यबुध्यत ॥ १ ॥

વૈશંપાયન કહે છે,—પછી શયનમાં પ્રવેશ કરીને શ્રીકૃષ્ણે શયન કર્યું તથા અરધો પોહોર રાત્રિ શેષ રહી તે સમયે તે જાગ્રત થયા. પછી શ્રીકૃષ્ણે ધ્યાન માર્ગમાં પ્રવેશ કરીને સર્વ જ્ઞાનનું અવલોકન કર્યું અને પછી સનાતન બ્રહ્મનું ધ્યાન કર્યું. પછી સ્તુતિ અને પુરાણને જાણનારા તથા સારી રીતે શીખવેલા પોપટ આદિક પક્ષીઓ વિશ્વના કર્ત્તા અને પ્રજાના પતિ વાસુદેવની સ્તુતિ કરવા લાગ્યા. હાથવડે નરઘાં વગાડનારા ગાતા તથા વગાડવા લાગ્યા તથા ગવૈયા ગાતા લાગ્યા. શંખ અને મૃદંગો હજારો વાગવા લાગી. વીણા, શરણાઇઓ અને વાંસળીઓનો અતિ મનોરંજ નાદ જાણે વિસ્તાર પામેલું હાસ હોય તેમ તે ભવનમાંથી સંભળાવા લાગ્યો. પછી યુધિષ્ઠિર રાજાના ભવનમાંથી પણ મંગળ સ્તુતિપાઠની મધુરવાણીઓ અને ગીત તથા વાદિત્રના શબ્દો બાહાર સંભળાવા લાગ્યા. પછી ઉઠીને દાશાર્હ એવા શ્રીકૃષ્ણે સ્નાન કર્યું તથા હાથ જોડીને ગુપ્ત મંત્ર જપીને તે મહાબાહુ અગ્નિનો આશ્રય કરીને ઉભા રહ્યા; અર્થાત્ અગ્નિનું ઉપાસન કર્યું. પછી શ્રીકૃષ્ણે ચાર વેદને જાણનારા એક હજાર બ્રાહ્મણોમાંથી પ્રત્યેકને એક હજાર ગાયોનું દાન કર્યું. પછી ગાય આદિક મંગળ પદાર્થનો સ્પર્શ કરીને નિર્મળ આરસામાં પોતાના મુખનું અવલોકન કરીને પછી શ્રીકૃષ્ણે સાત્યકીને કહ્યું.કે હે સાત્યકિ! જા, રાજાના મેહેલમાં

જઇને તજવીજ કર કે મોટા તેજવાળા યુધિષ્ઠિર ભીષ્મને મળવા જવાને તૈયાર થયા છે? પછી શ્રીકૃષ્ણની આજ્ઞાથી સાત્યકી ઉતાવળો ત્યાં ગયો અને યુધિષ્ઠિર રાજા પાસે જઇને બોલ્યો કે હે રાજન્! બુદ્ધિમાન્ વાસુદેવનો રથ જોડીને તૈયાર કર્યો છે તથા શ્રીકૃષ્ણ ભીષ્મપિતાની પાસે જવા તૈયાર થયા છે. હે મોટા તેજવાળા ધર્મરાજા! શ્રીકૃષ્ણ તમારી વાટ જોઇનેજ ઉભા છે, માટે હવે પછી જે કરવાનું હોય તે આપે કરવું યોગ્ય છે. એ પ્રમાણે સાંભળીને ધર્મના પુત્ર યુધિષ્ઠિરે પ્રત્યુત્તર કર્યો. યુધિષ્ઠિર કહે છે,—હે અપ્રતિમ તેજવાળા અર્જુન! મારો ઉત્તમ રથ તૈયાર કરો. સેના લેઇને ત્યાં જવું નથી; માત્ર આપણેજ ત્યાં જઇશું. ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ભીષ્મને પીડા કરવી મને યોગ્ય દીસતી નથી. માટે હે ધનંજય! આગળ દોડનારા પણ આજ સાથે લેવા નથી; આજથી આરંભીને ભીષ્મપિતા પરમ ગુહ્ય તત્વ કહેવાના છે માટે હે અર્જુન! તે સ્થળમાં અન્ય જૂદા પુરૂષોનો સમાગમ હું ઇચ્છતો નથી. વૈશંપાયન કહે છે,—કુંતીનો પુત્ર નરશ્રેષ્ઠ અર્જુન ધર્મરાજાનું વચન સમજીને તેમને કહેવા લાગ્યો કે રથશ્રેષ્ઠ જોડીને તૈયાર કર્યો છે. પછી યુધિષ્ઠિર રાજા, નકુલ અને સહદેવ, ભીમ અને અર્જુન એ પાંચે જણ જાણે પાંચે મહાભૂતજ હોય નહિ તેમ શ્રીકૃષ્ણના ભુવનપ્રત્યે ગયા. શ્રીકૃષ્ણ પણ મહાત્મા પાંડવોને આવતા જોઇને સાત્યકિસહિત તે બુદ્ધિમાન રથમાં બેઠા. રથમાં બેશીને રાજાની સુખાકારીની ખબર પૂછીને તથા વાતચિત કરીને મેઘના સરખી ગર્જના કરતા ઉત્તમ રથમાં બેશીને તે નરશ્રેષ્ઠ ચાલ્યા. શ્રીકૃષ્ણનો દારૂક સારથિ બલાહક, મેઘપુષ્પ, શૈબ્ય અને સુગ્રીવ ચાર ઘોડાને હાંકતો હતો. હે રાજન્! તે કાળે દારૂકે હાંકેલા વાસુદેવના તે ઘોડાઓ ખરીઓના અગ્રભાગથી પૃથ્વીને ઉખેડતા ચાલ્યા જતા હતા, તે વેગવાળા અને મોટા બળવાળા જાણે આકાશને ગળી જતા હોય તેમ ચાલતાં સમગ્ર ધર્મ ક્ષેત્ર જે કુરૂક્ષેત્ર તેમાં પેઠા. પછી ત્યાંથી, જેમ વેદના ગણસહિત બ્રહ્મદેવ હોય તેમ મોટા ઋષિઓ સહિત તે સમર્થ ભીષ્મપિતા જે સ્થળમાં બાણશય્યામાં સૂતેલા હતા તે સ્થળમાં ગયા. પછી શ્રીકૃષ્ણ, યુધિષ્ઠિર, ભીમ, ગાંડિવ છે ધનુષ્ય જેનું એવો અર્જુન, નકુલ, સહદેવ અને સાત્યકિ, એ સર્વે રથમાંથી ઉતરીને જમણો હાથ ઉંચો કરીને ઋષીઓનું પૂજન કરવા

લાગ્યા. (નમસ્કાર કર્યો તથા ખબર અંતર પૂછી) પછી જેમ નક્ષત્રોથી વીંટાયલો ચંદ્રમા હોય તેમ તે સર્વથી વીંટાયલો રાજા યુધિષ્ઠિર, જેમ ઈંદ્ર બ્રહ્માની પાસે જાય તેમ ભીષ્મપિતામહની પાસે ગયો. તે સમયે ભયવડે પ્રાપ્ત થયો છે ગભરાટ જેને એવા યુધિષ્ઠિરે જેમ પૃથ્વીપર પડેલો સૂર્ય હોય તેવા બાણુ શય્યામાં સૂતેલા તે મહાબાહુ ભીષ્મને જોયા.

शरतल्पेशयानंतमादित्यंपतितंयथा ॥

सददर्शमहाबाहुंभयाच्चागतसाध्वसः ॥ २८ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि भीष्मानुगमने गुर्जरभाषायां

त्रिपंचाशत्तमोऽध्यायः ॥ ५३ ॥

**जनमेजयउवाच** ॥ धर्मात्मनीमहावीर्येसत्यसंधेजितात्मनी ॥

॥ देवव्रतेमहाभागेशरतल्पगतेऽच्युते ॥ १ ॥

જન્મેજય કહે છે,—ધર્માત્મા મોટા વીર્યવાળા, સત્ય પ્રતિજ્ઞાવાળા જીત્યું છે મન તથા ઇન્દ્રિયો જેણે એવા અખંડિત મહાભાગ દેવવ્રત ભીષ્મ જ્યારે બાણશય્યામાં સૂતેલા હતા, જ્યારે શંતનુના પુત્ર ગાંગેય-પુરૂષમાં વ્યાઘ્ર જેવા ભીષ્મ વીર શયનમાં સૂતા હતા, અને પાંડવો તેની ચારે પાસે બેઠા હતા, જ્યારે સર્વે સૈન્ય નાશ થયા પછી ભીષ્મની પાસે આ વીર પુરૂષો એકઠા મળેલા હતા, તે વખતે શી કથાઓ થઇ તે હે મહામુનિ! તમે મને કહો. વૈશંપાયન કહે છે, કૌરવોના ધુરંધર ભીષ્મ જ્યારે બાણુ-શય્યામાં સૂતેલા હતા તે સમયે હે નૃપ! ઋષિઓ, નારદ આદિક સિદ્ધ, હણાતાં શેષ રહેલા યુધિષ્ઠિર આદિક રાજાઓ, ધૃતરાષ્ટ્ર, કૃષ્ણ, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ, એ સર્વે ત્યાં આવ્યા. તે સર્વે મહાત્માઓ ભરતોના પિતામહની પાસે જઇને, પૃથ્વીપર પડેલો જેમ સૂર્ય હોય તેમ બાણુશય્યામાં પડેલા ભીષ્મનો શોક કરવા લાગ્યા. તે વખતે એક મુહૂર્ત જાણે ધ્યાન કરીને દેવ સમાન છે દર્શન જેનું એવા નારદ મુનિએ સર્વે પાંડવોને અને હણાતાં શેષ રહેલા બીજા રાજાઓને કહ્યું કે જે સમયે જે કરવું જોઇએ તે હું કહું છું; તે એ કે જાણે ભારત વંશનો સૂર્ય આથમી જતો હોય તેમ આ ગંગાપુત્ર ભીષ્મ પણ આથમી જાય છે,

માટે જે પૂછવું હોય તે પૂછો. આ ભીષ્મ પ્રાણનો ત્યાગ કરવાની ઇચ્છાવાળા છે, માટે સર્વે એમને ધર્માદિક પૂછી લ્યો, કેમકે ચારે વર્ણના નાના પ્રકારના સમગ્ર ધર્મ એ જાણેછે. આ વૃદ્ધ પુરૂષ દેહનો ત્યાગ કરીને પરલોકને પામે છે, માટે મનમાં રહેલા સંશયો તેમને ઉતાવળે પૂછી લ્યો. વૈશંપાયન કહે છે, નારદે એ પ્રમાણે કહ્યું તે ઉપરથી રાજાઓ ભીષ્મની પાસે ગયા, પણ તેઓ ભીષ્મને પૂછી શકયા નહિ અને પરસ્પર જોવા લાગ્યા. પછી પાંડુના પુત્ર યુધિષ્ઠિરે હૃષીકેશ કૃષ્ણને કહ્યું કે દેવકીના પુત્ર કૃષ્ણવિના પિતામહને પ્રશ્ન કરવાને બીજો કોઈ શકિતમાન નથી. હે યદુશ્રેષ્ટ ! હે મધુસૂદન ! તમે પ્રથમ પૂછો. હે તાત ! તમે અમારા સર્વ ધર્મને જાણનાર ઉત્તમ છો. એ પ્રમાણે પાંડવે કહ્યું તે સાંભળીને ભગવાન, કેશવ, અને અચ્યુત એવા શ્રીકૃષ્ણ કોઇથી ધર્ષણ કરી ન શકાય એવા ભીષ્મપિતા પાસે જઇને બોલ્યા. શ્રીકૃષ્ણ કહે છે, હે શ્રેષ્ઠ રાજન્ ! વારૂ તમારી રાત્રિ સુખમાં તો વીતી છે ? અધિક સ્પષ્ટ એવી બુદ્ધિ તો વારૂ તમને ઉપસ્થિત થઇ છે ? હે નિષ્પાપ ! વારૂ સર્વ પ્રકારનાં જ્ઞાન તમને પ્રદર્શિત તો થયાં છે ? વારૂ તમારૂં હૃદય ગ્લાનિ તો નથી પામતું ? અને તમારૂં મન વ્યાકુળ તો નથી થતું ? ભીષ્મ કહે છે, મારા દાહ, મોહ, શ્રમ, ક્ષય, ગ્લાનિ, અને પિડા એ સર્વ હે વાર્ષ્ણેય તમારી કૃપાએ કરીને તત્કાળ નાશ પામ્યાં છે. હે પરમ તેજસ્વી ! વળી ભૂત, વર્તમાન ! અને ભવિષ્ય એ સર્વે હાથમાં જેમ ફળ અર્પણ કરેલું હોય તે સર્વ પાસથી જોઈ શકાય તેમ હું જોઇ શકું છું. હે અચ્યુત ! તમારા વરદાનથી જે જે ધર્મ વેદમાં કહેલા છે તથા જે ધર્મ વેદાંત ઉપરથી પ્રાપ્ત થયેલા છે તે સર્વે હું જોઊં છું. હે જનાર્દન ! શિષ્ટ પુરૂષોએ જે ધર્મ કહેલો છે તે મારા હૃદયમાં છે તથા દેશ, જાતિ અને કુળ એના ધર્મને હું જાણનારો છું. વળી ચાર આશ્રમોના ધર્મમાં જે અર્થ કહેલો છે તે મારા હૃદયમાં સ્થિર થયેલો છે. તેમ હે કેશવ ! હું સમગ્ર રાજધર્મોને પણ જાણું છું. હે જનાર્દન ! જે સ્થળમાં જે બોલવું ઘટે તે સ્થળમાં તે હું બોલીશ, તમારી કૃપાથી મારા મનમાં રૂડી બુદ્ધિએ પ્રવેશ કર્યો છે. હે જનાર્દન ! તમારા

ધ્યાને કરીને પુષ્ટ થયેલો હું જુવાનના સરખો બળવાળો થયો છું તથા કલ્યાણકારી ધર્મ કહેવાને તમારી કૃપાથી સમર્થ થયો છું. પણ હે માધવ! તમે પોતે પાંડુપુત્ર યુધિષ્ઠિરને કલ્યાણકારી ધર્મ શા માટે કહેતા નથી તથા એ સંબંધમાં તમારે શું કહેવાની ઇચ્છા છે તે મને આ સમયે કહો. શ્રીકૃષ્ણ કહે છે, હે કૌરવ! યશ અને કલ્યાણનું મૂળ હું છું એમ જાણો; તથા સત્ અને અસત્ રૂપ તમામ ભાવ મારા થકી ઉત્પન્ન થયા છે. વળી જેમ ચંદ્ર શીતળ કિરણવાળો છે એમ કહેવાથી લોકમાં કોણ વિસ્મય પામશે? તેમજ હું યશ થકી પૂર્ણ છું એમ જાણીને પણ મારા વિષે કોણ વિસ્મય પામશે? પણ હે મહા તેજસ્વી! હે ભીષ્મ મારે તમારો યશ ફરીને પણ સ્થાપન કરવો છે માટે મારી વિશાળ બુદ્ધિ મેં તમારામાં સમર્પણ કરી છે. હે રાજન! જ્યાં સુધી આ પૃથ્વી નિશ્ચળ થઇને રહેશે ત્યાં સુધી તમારી અક્ષય કીર્તિ લોકમાં વિસ્તાર પામશે. હે ભીષ્મ! યુધિષ્ઠિર પૂછશે અને તે સમયે તમે તેને જે કહેશો તે વેદનું વાક્ય હોય તેમ પૃથ્વીના પૃષ્ઠ ઉપર સ્થિર થશે. જે પુરૂષ એ તમારાં કહેલાં વચન પ્રમાણ માનીને આત્માનો આત્માની સાથે યોગ કરશે તે પરલોકમાં આવીને સર્વ પુણ્યનાં ફળ ભોગવશે. હે ભીષ્મ! તમારો યશ ફરીને પણ કેવી રીતે વિસ્તાર પામે એમ વિચારી એ કારણથી મેં તમને આપેલી દિવ્ય બુદ્ધિ આપેલી છે. જ્યાં સુધી પૃથ્વી ઉપર પુરૂષનો યશ વિસ્તાર પામે છે, ત્યાં સુધી તેની કીર્તિ અક્ષય થાય છે એ નિશ્ચય છે. હે ભારત! હે રાજન! હણાતાં શેષ રહેલા રાજાઓ તમારી ચારે પાસે બેઠેલા છે અને તેઓ તમને ધર્મ પૂછવાને ઇચ્છે છે તેમને તે ધર્મ કહો. તમે વયમાં વૃદ્ધ છો; જ્ઞાન અને આચારથી યુક્ત છો; સકળ રાજધર્મમાં કુશળ છો; બીજા સર્વે રાજાઓએ પણ જન્મથી આરંભીને તમારામાં કાંઇ પાપ જોયું નથી, તથા તેઓ તમને સર્વ ધર્મના જ્ઞાતા જાણે છે; હે રાજન! પિતા જેમ પુત્રને નીતિ શીખવે તેમ તમે તેમને ઉત્તમ નીતિ કહો. તમે ઋષિઓ અને દેવોની નિરંતર ઉપાસના કરી છે, માટે તમારેજ એ સર્વ સમગ્રપણે કરીને અવશ્ય કહેવું ઘટે છે. ધર્મ સાંભળવા ઇચ્છનારાઓએ પૂછવા ઉપરથી તે જાણનાર સત્પુરૂષે તેમનું સમાધાન કરવું એ ધર્મ છે એમ બુ-

દ્વિમાનોનું કહેવું છે; પણ ધર્મ પૂછનારાઓને તે ન કહેવાથી કષ્ટ આપનારો દોષ થાય છે. માટે હે સમર્થ ભરત શ્રેષ્ઠ ! ધર્મ જાણવા ઇચ્છનારા તમારા પુત્ર અને પૌત્રોએ પૂછેલા સનાતન ધર્મને તમે જાણવાવાળા છો, માટે તે કહો.

तस्मात्पुत्रैश्च पौत्रैश्चधर्मानपृष्ठान्सनातनान् ॥
विद्वान्जिज्ञासमानैस्त्वंप्रब्रूहिभरतर्षभ ॥ ३९ ॥
इतिश्री महाभारते शांतिपर्वणि कृष्णवाक्ये गु० भा०
चतुःपंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥

**वैशंपायनउवाच** ॥ अथाब्रवीन्महातेजावाक्यंकौरवनंदनः ॥
॥ हंतधर्मान्प्रवक्ष्यामिदृढेवाङ्मनसीमम ॥ १ ॥

વૈશંપાયન કહે છે.-હવે કૌરવોને આનંદ આપનાર મોટા તેજવાળા ભીષ્મપિતામહ બોલ્યા કે હું ખુશીથી ધર્મ કહીશ કેમકે હે ગોવિંદ ! તમે સર્વભૂતના અવિનાશી આત્મા છો તેથી તમારી કૃપાથી મારાં વાણી અને મન દૃઢ છે. ધર્માત્મા યુધિષ્ઠિર મને ધર્મ સંબંધિ પ્રશ્ન કરો, તેથી પ્રસન્ન થઇને સમગ્ર ધર્મ હું કહીશ. જે મહાત્મા અને ધર્માત્મા રાજર્ષિભ જન્મ પામ્યો ત્યારે સર્વે ઋષિઓ હર્ષ પામ્યા હતા તે પાંડુનો પુત્ર યુધિષ્ઠિર મને ધર્મ પૂછો; પ્રકાશમાન છે યશ જેમના એવા ધર્મનું આચરણ કરનારા સર્વે કૌરવોમાં જેના સમાન બીજો કોઇ છે નહીં, તે પાંડવ મને ધર્મ પૂછો. સંતોષ, ઇંદ્રિયદમન કરવાનો ગુણ, બ્રહ્મચર્ય, ક્ષમા, ધર્મ, બળ, અને તેજ એ ગુણો જેનામાં છે એવો પાંડવ યુધિષ્ઠિર મને ધર્મ પૂછો. જે સંબંધીઓ, અતિથિ, નોકર અને આશ્રિત એ સર્વનો સત્કાર કરીને તેમનું અત્યંત સન્માન કરેછે તે પાંડવ મને પૂછો. સત્ય, દાન, તપ, શૌર્ય, શાંતિ, દક્ષતા અને ચિત્તની સ્વસ્થતા એ સર્વ ગુણ જેનામાં છે તે પાંડવ મને પૂછો. જે ધર્માત્મા યુધિષ્ઠિર કામથી, ક્રોધથી, ભયથી કે દ્રવ્યના કારણથી પણ અધર્મનું આચરણ કરતો નથી, તે પાંડવ મને પૂછો. જે નિરંતર સત્ય બોલે છે, નિરંતર ક્ષમા રાખે છે, નિરંતર જ્ઞાન જાણે છે, નિરંતર અતિથિ જેને વાહાલા છે તથા જે સત્પુ-

રૂપોને નિરંતર આપે છે, તે પાંડવ મને પૂછો. જે નિરંતર યજ્ઞ તથા અધ્યયન કરે છે તથા ધર્મમાં સદૈવ આસકત છે, તેમજ જે શાંત છે તથા શાસ્ત્રનાં રહસ્ય જેણે સાંભળ્યાં છે, તે પાંડવ મને પૂછો. વાસુદેવ કહે છે,—હે ભીષ્મ! ધર્મરાજા યુધિષ્ઠિર પરમ લજ્જાથી યુકત થઇને તથા લોકનિંદાથી ભય પામીને તમારી પાસે આવતો નથી. હે પૃથ્વીપતે! તે રાજા લોકનો નાશ કરીને શોક નિંદાના ભયથી બીહે છે અને તેથી તમારી પાસે આવતો નથી. પૂજ્ય, માન્ય, ભકત, ગુરૂ, સંબંધિ અને બંધુઓ, જેમનું પૂજન કરવું ઘટે છે તેમને બાણોવડે ભેદીને હવે તે લજ્જા પામે છે તથા તેથી તમારી પાસે આવતો નથી. ભીષ્મ કહે છે,—હે કૃષ્ણ! જેમ દાન, અધ્યયન, અને તપ કરવું એ બ્રાહ્મણનો ધર્મ છે તેમ સંગ્રામમાં દેહ પાડવો. એ ક્ષત્રિયોનો ધર્મ છે. ઉલટે માર્ગે જતા હોય તો પિતૃઓ, પિતામહો, ભાઈઓ, ગુરૂઓ, સંબંધિઓ અને બાંધવો, એ સર્વને સંગ્રામમાં જે હણે તેજ ધર્મ છે. હે કેશવ! પ્રતિજ્ઞાનો ભંગ કરનારા લોભી એવા પાપી ગુરૂઓને પણ સંગ્રામમાં જે હણે તેજ ક્ષત્રિયધર્મને જાણનારો છે. લોભવડે કરીને સનાતન ધર્મસેતુને પણ જે જોતા નથી, તેમને સંગ્રામમાં જે હણે તે ક્ષત્રિયને ધર્મ જાણનારો જાણવો. જે ક્ષત્રિય યુદ્ધમાં પૃથ્વીને રૂધિરરૂપ જળવાળી, કેશરૂપ ઘાસવાળી, હાથીરૂપ પર્વતવાળી અને ધજાઓરૂપ વૃક્ષવાળી કરે તે ધર્મને જાણનારો છે એમ જાણવું. ક્ષત્રિય જાતિના પુરૂષોને સંગ્રામમાં યુદ્ધ કરવા બોલાવ્યો, તો તેણે યુદ્ધ કરવુંજ; મનુએ કહેલું છે કે ક્ષત્રિયને યુદ્ધ એ ધર્મ આપનારૂં, સ્વર્ગ આપનારૂં, અને આ લોકમાં કીર્તિ આપનારૂં છે. વૈશંપાયન કહેછે,—ભીષ્મે એ પ્રમાણે કહ્યું તે સાંભળીને ધર્મનો પુત્ર યુધિષ્ઠિર વિનયસહિત પાસે આવીને ભીષ્મના મુખ આગળ તેની દૃષ્ટિ પડે તેમ બેઠો; તથા ભીષ્મના ચરણને સ્પર્શ કર્યો; ભીષ્મે પણ તેનું અભિનંદન કર્યું તથા તેને મસ્તકનેવિષે સુંઘીને 'બેશ' એ પ્રકારે તે સમયે કહ્યું પછી સર્વ ધનુષ્ય ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ગંગાના પુત્ર ભીષ્મે તેને કહ્યું. કે હે તાત! હે કૌરવશ્રેષ્ઠ! મને નિરાંતે પૂછ અને ભય પામીશ નહિ.

तमुवाचाथगांगेयोवृषभःसर्वधन्विनां ॥
मांपृच्छताततिश्रब्धंमाभैस्त्वंकुरुसत्तम ॥ २२ ॥
इतिश्री महाभारते शांतिपर्वणि गुर्जरभाषायां पंचपचाशत्तमोऽध्यायः ॥५५॥

**वैशंपायनउवाच** ॥ प्रणिपत्यहृषीकेशमभिवाद्यपितामहम् ॥
॥ अनुमान्यगुरून्सर्वान्पर्यपृच्छद्युधिष्ठिरः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—પછી શ્રીકૃષ્ણને પ્રણામ કરીને, ભીષ્મપિતામહને નમસ્કાર કરીને અને કૃપાચાર્ય, વ્યાસ આદિક સર્વે ગુરૂઓનું સન્માન કરીને યુધિષ્ઠિરે ધર્મ પૂછવા માંડ્યા. યુધિષ્ઠિર કહે છે,–પ્રજા પાળનરૂપ રાજાઓનો ધર્મ તે સર્વ ધર્મમાં શ્રેષ્ઠ છે એમ ધર્મ જાણનારા જાણે છે; એ ધર્મને હું, વહન ન થઇ શકે એવો મોટો ભાર માનું છું, માટે મને હે રાજન્! હે પિતામહ! રાજાના ધર્મ વિશેષે કરીને કહો. આ સકળ જીવ લોકનો મોટો આશ્રય રાજધર્મ છે; તથા હે કૌરવ! એ રાજધર્મોને ધર્મ, અર્થ, અને કામરૂપ ત્રિવર્ગ આશરીને રહ્યો છે. જે ઘોડાઓને રાશો, અને હાથીને અંકુશ કબજામાં રાખનાર છે, તેમ લોકને કબજામાં રાખનાર રાજધર્મ છે. એ રાજર્ષિઓએ સેવેલા ધર્મમાં જો પુરૂષ મોહ પામે તો લોકની મર્યાદાપૂર્વક વ્યવસ્થા રહે નહિ અને સઘળું અવ્યવસ્થિત થઇ જાય. સૂર્ય ઉદય પામીને જેમ અશુભ અંધકારનો નાશ કરે છે, તેમ અપ્રકાશરૂપ અશુભ એવી નરકની ગતિને રાજધર્મ દૂર કરે છે હે પિતામહ! હે ભરતશ્રેષ્ઠ! એટલા માટે મારે અર્થે પ્રથમ તમે રાજાના ધર્મ કહો, કેમકે તમે ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ છો. હે શત્રુઓને પરિતાપ પમાડનાર! અમો સર્વને પરમ રહસ્ય તમારાથકી પ્રાપ્ત થાઓ; કેમકે શ્રીકૃષ્ણ તમને બુદ્ધિમાં સર્વોત્તમ માને છે. ભીષ્મ કહે છે,–મોટું છે રૂપ જેનું એવા ધર્મને અને જગતના ઉત્પન્ન કરનાર શ્રીકૃષ્ણને પ્રણામ છે; સર્વે બ્રાહ્મણોને પ્રણામ કરીને વેદ પરંપરાથી ચાલતા આવેલા ધર્મ હું કહેવા માંડું છું. હે યુધિષ્ઠિર! સમગ્ર રાજધર્મ હું તને કહું છું તથા બીજું પણ તું જે ઇચ્છતો હોય તે સાવધાન થઇને મારી પાસેથી સાંભળ.

હે કુરૂશ્રેષ્ઠ ! જાતિએ કરીને ક્ષત્રીય ન છતાં પણ પ્રજાનું પાળન કરવાને અધિકાર પામેલા ગમે તે રાજાએ દેવતા અને બ્રાહ્મણ, એમને પ્રસન્ન કરવાને વિધિપૂર્વક વર્તવું. કેમકે ધર્મનો લોપ થઇ જવાથી જે પાપ થાય છે, તેમાંથી દેવતાઓ અને બ્રાહ્મણોને પૂજવાવડે રાજા મુક્ત થાય છે; તથા હે કુરૂશ્રેષ્ઠ ! લોકમાં તે રાજા માન પામે છે. હે યુધિષ્ઠિર ! હે પુત્ર ! તારે સર્વદા પુરૂષ પ્રયત્નવડે કરીને યત્ન કરવો; કેમકે પુરૂષ પ્રયત્ન વિના દૈવ, રાજાનો ઇષ્ટ અર્થ સિદ્ધ કરી શકતું નથી. દૈવ અને પુરૂષ પ્રયત્ન એ બન્ને રથના બે પૈડાંની પેઠે સાધારણ બાબતો છે, પણ હું પુરૂષ પરાક્રમને ઉત્તમ માનું છું; કેમકે દૈવ તો ફળદ્વારા નિશ્ચય કર્યા પછીજ કહી શકાય છે; તથા ફળપ્રાપ્તિ ન થાય તો પછી દૈવનો નિશ્ચય કરીને સમાધાન પમાય છે. તારો પ્રયત્ન એકવાર નિષ્ફળ થાય તોપણ તેનો સંતાપ તું કરીશ નહિ; પણ બીજીવાર પ્રયત્ન કરવા માંડજે, કેમકે રાજાઓની ઉત્તમ નીતિ એજ છે. વળી સત્ય કરતાં બીજું કાંઇ રાજાઓને સિદ્ધિ આપનારૂં નથી; જે રાજા સત્યમાં આસક્ત છે તે આ લોકમાં તથા પરલોકમાં પણ સુખ પામે છે. હે રાજેંદ્ર ! ઋષિઓને પણ સત્ય એજ પરમ ધન છે, તથા રાજાઓને પણ સત્યથી બીજું કાંઇ મોટું વિશ્વાસ ઉત્પન્ન કરવાનું સાધન નથી. હું તને રાજાના ગુણ કહું તે સાંભળ; રાજાએ ગુણવાન, સદાચરણવાળા, ઇંદ્રિયોનું દમન કરવામાં શક્તિવાળા, કોમળ, ધર્મવાળા, ઇંદ્રિયજીત, પ્રસન્ન મુખવાળા, અને બહુ આપનારા થવું; કેમકે એથી નિરંતર રાજ્ય લક્ષ્મી ટકી રહે છે અને નાશ પામતી નથી-હે કુરૂઓને હર્ષ આપનાર ! સર્વ કાર્યોમાં તું સરળ થજે; એટલે પોતાનું છિદ્ર ઢાંકવામાં, બીજાનું છીદ્ર પોતે શોધી કાઢયું હોય તે શત્રુઓથી છાનું રાખવામાં તથા છુપી મસલહત ઢાંકવામાં નીતિ યુક્ત વિચારવડે તું યથાર્થ બોલનાર થજે. જે રાજા કેવળ કોમળ થાય છે તેનું સર્વ પ્રકારે ઉલ્લંઘન થાય છે, અને જે રાજા કેવળ સખત થાય છે તેનાથી લોકો ઉદ્વેગ પામે છે, માટે કોમળ તથા સખત તથા બન્ને ગુણવાળો થજે. બોલનારાઓમાં શ્રેષ્ઠ હે પુત્ર ! બ્રાહ્મણોને તારે દંડ કરવો નહિ; કેમકે હે પાંડવ ! આ લોકમાં બ્રાહ્મણ એ નામથી તે કોઇ મોટું તત્વ છે. હે કૌરવ્ય ! મહાત્મા મનુએ પોતાના રચેલા ધર્મ કહ્યા છે

તેમાં બે શ્લોક તેણે કહ્યા છે તે હે રાજેંદ્ર! તારે હૃદયમાં રાખવા યોગ્ય છે. તે શ્લોક આ પ્રમાણે છેઃ—જળથી અગ્નિ પ્રગટયો છે, બ્રાહ્મણથી ક્ષત્રિયો પ્રગટયા છે અને પથરથી લોઢું પ્રગટયું છે; તેમનું તેજ સર્વે સ્થાનમાં ગમન કરનારૂં છે, પણ પાછું પોતાના ઉત્પત્તિ સ્થાનમાં જઇને શમી જાય છે. એટલે જ્યારે લોહ પાષાણને હણે છે, અગ્નિ જળને હણે છે, અને ક્ષત્રિય બ્રાહ્મણનો દ્વેષ કરે છે ત્યારે તે ત્રણે નાશ થાય છે. હે મહારાજા યુધિષ્ઠિર! એમ જાણીને તારે બ્રાહ્મણોને તો નમસ્કારજ કરવો; કેમકે પૂજન કરેલા તે વેદને તથા યજ્ઞને ધારણ કરે છે. હે નર વ્યાઘ્ર! એજ પ્રમાણે જે ત્રણ લોકનો ઘાત કરનારા એવા દુષ્ટ હોય તેમનો તારે પોતાના બાહુઓવડે કરીને નિગ્રહ કરવો. હે તાત! હે મહારાજ! હે રાજન્! પૂર્વે મહર્ષિ શુક્રે બે શ્લોક કહેલા છે તે એકાગ્ર ચિત્તે સાંભળ. શસ્ત્ર ઉગામીને આવતો પુરૂષ જો સંપૂર્ણ વેદ ભણેલો હોય તથાપિ ધર્મની અપેક્ષા રાખનારા રાજાએ તેના સામું શસ્ત્ર ઉગામીને પોતાના ધર્મે કરી તેને કબજે કરવો. નાશ પામતા ધર્મનું જે રક્ષણ કરે તેનેજ ધર્મ જાણનારો કહેવો; પણ તેમ કરવાવડે તે કાંઇ ધર્મની હાની કરનારો થતો નથી. અર્થાત્ દુષ્ટ પુરૂષ પોતાના અધર્મે કરી રાજાને ક્રોધ ઉત્પન્ન કરે છે તથા તે ક્રોધે કરીને પોતે નાશ પામે છે એમાં રાજાનો દોષ નથી. હે નરશ્રેષ્ઠ! એમ છે, તો પણ બ્રાહ્મણોનું તો તારે રક્ષણજ કરવું. તેમણે અપરાધ કર્યો હોય તો તેમને દેશ પાર કરવા પણ હણવા તો નહિ. હે પૃથ્વીપતે! તેમના ઉપર ખરો ખોટો આરોપ મૂકવામાં આવ્યો હોય, તથાપિ તેમના ઉપર કૃપા રાખવી. તે બ્રહ્મહત્યા કરનારો હોય, ગુરૂની સ્ત્રી સાથે ગમન કરનારો હોય, ગર્ભ હત્યા કરનારો હોય, કે રાજ્યદ્રોહી હોય તથાપિ બ્રાહ્મણ છે એટલા માટે તેને દેશનિકાલજ કરવો; કેમકે શરીર સંબંધિ ભય તેમને કોઇ વખત ઉત્પન્ન કરાય નહિ. જે પુરૂષો બ્રાહ્મણોને પ્રિય છે તથા બ્રાહ્મણો ઉપર ભક્તિભાવવાળા છે એવા પુરૂષોનો સંગ્રહ કરવા કરતાં બીજો કોઇ મોટો ભંડાર રાજાઓને છેજ નહિ. હે મહારાજ! મરૂ પ્રદેશ, જળ, પૃથ્વી, વન, પર્વત અને નર એ છ પ્રકારના દુર્ગ (કિલ્લા) શાસ્ત્રમાં કહ્યા છે, તે સર્વમાં, જેઓ શાસ્ત્રના નિશ્ચયવાળા છે તે સર્વે નરદુર્ગને (મનુષ્યરૂપ કિલ્લાને) મહાદુરતર માને છે.

એટલા માટે બુદ્ધિમાન રાજાએ સર્વદા ચારે વર્ણ ઉપર દયા રાખવી; કેમકે ધર્માત્મા અને સત્યવચન બોલનાર રાજા પ્રજાને રંજન કરી શકે છે. હે પુત્ર ! તારે સર્વ તરફથી નિરંતર ક્ષમાવાળા પણ થવું નહિ; કેમકે ક્ષમાવાન હાથીની પેઠે ક્ષમાવાન રાજા પણ ધર્મવિરોધી પુરૂષ થાય છે. હે મહારાજ ! આ અર્થ વિષે પૂર્વે બૃહસ્પતિએ કરેલા નીતિશાસ્ત્રમાં એક શ્લોક કહેલો છે તે હું તને કહું છું; સાંભળ. જેમ ક્ષમાવાળા હાથીનો હાંકનાર મહાવત તેના માથા ઉપરજ બેસે છે, તેમ નિરંતર ક્ષમા રાખનાર રાજાનો નીચ પુરૂષ પણ પરાભવ કરે છે, માટે હમેશાં રાજાએ અત્યંત કોમળ પણ થવું નહિ કે અત્યંત તીક્ષ્ણ પણ થવું નહિ; શોભાયમાન વસંતઋતુના સૂર્યની પેઠે નહિ શીતળતા આપનાર કે નહિ પરિતાપ ( ધામ ) આપનાર થવું. હે મહારાજ ! પ્રત્યક્ષ એટલે ઉપકાર અપકાર વગેરેથી, અનુમાન એટલે નેત્ર, મુખ વગેરેની ચેષ્ટા આદિકથી, ઉપમા એટલે બીજી જગોએ તેણે કરેલાં કામ વગેરેના સરખાપણાથી, અને શાસ્ત્ર એટલે સામુદ્રિક લક્ષણ વગેરે શાસ્ત્રમાં કહેલાં પ્રમાણથી તારે પોતાના અને પારકા અથવા મિત્ર અને શત્રુઓને સર્વદા પારખવા. હે ઘણી દક્ષિણા આપનારા યુધિષ્ઠિર ! તું સર્વે પ્રકારનાં વ્યસન* તજજે; તેમ છેકજ તેનો ત્યાગ કરજે એમ પણ નહીં; પરંતુ તેમને અત્યંત વ્યાપ્ત થઇ જવા દેવાં નહિ. કેમકે જે રાજા વ્યસની હોય છે તેનો લોક પરાભવ કરે છે અને જે રાજા વ્યસનનો અત્યંત દ્વેષ કરે છે. તે લોકને ઉદ્વેગ પમાડે છે. રાજાએ સદા ગર્ભવતી સ્ત્રીની પેઠે આચરણ કરવું; હે મહારાજ ! એનું કારણ હું તને કહું તે તું સાંભળ અને પછી તું જાણીશ કે આટલા માટે એ રીતે વર્તવું ઘટે છે. જેમ ગર્ભવતી સ્ત્રી પોતાના મનમાં આવે તેવું પોતાનું હીત તજીને ગર્ભનું હિત આચરે છે, તેમ રાજાએ પણ નિશ્ચય તેમજ કરવું ઘટે છે. હે કુરૂશ્રેષ્ઠ ! રાજાએ પણ સદા ધર્મનું અનુવર્તન કરનારા થઇને વર્તવું તથા પોતાનું પ્રિય તજીને જેથી લોકનું હિત થાય તેમ કરવું.

*વ્યસન અઢાર પ્રકારનાં મનુએ કહેલાં છેઃ-શિકાર કરવો, પાસા રમવા, દિવસે ઉંઘવું, વિવાદ કરવો, સ્ત્રીસેવન, મદ, વાદ્ય-ગીત નૃત્યમાં આસક્ત થવું, વૃથા મદ્ય પીવું, એ દશ કામ સંબંધી વ્યસન છે. ચાડીયાપણું, સાહસ, દ્રોહ, ઈર્ષ્યા, અસુયા, અર્થ બગાડવો, નિંદા અને કઠોરતા એ આઠ ક્રોધથી ઉપજેલાં વ્યસન છે. એ અઢાર વ્યસન તજવાં.

હે પાંડવ ! તારે ધીરજ કદાપિ પણ તજવી નહિ; કેમકે ધીર અને હાથી, ઘોડા, પુરૂષ અને રથરૂપ સ્પષ્ટ દંડવાળા રાજાને કોઈ સ્થળમાં ભય હોતું નથી. હે રાજાઓમાં વ્યાઘ્ર જેવા! હે બોલનારાઓમાં શ્રેષ્ઠ ! સેવકોની સાથે તારે અત્યંત હાસી મશ્કરી કરવી નહિ; એથી જે દોષ ઉપજે છે તે તું સાંભળ. અતિશય પરિચય પાડવાથી સેવકો સ્વામીનું માન રાખતા નથી તથા પોતાના સ્થાનમાં રહેતા નથી અને તેના વચનનું ઉલ્લંઘન કરે છે; તેમને કોઈ સ્થળમાં મોકલવા માંડ્યા તો તેમાં સંશય ઉઠાવે છે; છાની વાત પ્રકટ કરે છે; ન માગવા જવું માગે છે; રાજાને ભોજન કરવા જેવા પદાર્થ પોતે ખાઇ જાય છે; પોતાના અધિષ્ઠાતા રાજાની નિંદા કરે છે; તેના સામે ક્રોધ કરે છે; મિથ્યા ગુણ કે મિથ્યા દોષ બતાવીને ઠગે છે, તથા તેમ કરીને કાર્યનો નાશ કરે છે; કૃત્રિમ હુકમો બનાવીને તે રાજાના દેશને ફોલી ખાય છે તથા જર્જર કરી મૂકે છે; સ્ત્રીઓનું રક્ષણ કરનારાઓ સાથે મિત્રતા કરે છે અને અંતઃપુરમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખે છે; રાજાના સરખો વેષ રાખીને લોકોને ઠગે છે; હે રાજશાર્દૂલ ! તેઓ નિર્લજ્જ થઈને રાજાની સમક્ષ બગાસાં ખાય છે તથા થુંકે છે કે ઠાંસા ખાય છે; રાજાનું વચન છાનું હોય તથાપિ લોકોમાં પ્રકટ કરે છે. હે શ્રેષ્ઠરાજા ! રાજા જ્યારે કોમળ સ્વભાવનો અને હાસી મશ્કરીના છંદવાળો હોય છે ત્યારે તેના સેવકો તે રાજાનો અનાદર કરીને ઘોડે, હાથી ઉપર, કે રથ ઉપર બેશી જાય છે. તેના મિત્રો તેને સભામાં બેશીને એમ કહે છે કે, “ હે રાજન્ ! આ તો તમારાથી થાય તેવું નથી, આ તો તમે બહુ ખોટું કર્યું. ” રાજા જ્યારે ક્રોધ પામે છે, ત્યારે તેઓ હસે છે, અને રાજા તેમનું સન્માન કરે છે ત્યારે પણ તેઓ હર્ષ પામતા નથી; પરંતુ એક બીજાના કારણને લીધે તેઓ અત્યંત હર્ષ પામે છે. તેના મંત્રનો ભેદ કરે છે; તેનું દુષ્કૃત ઊઘાડું કરે છે; તેની અવગણના કરીને જાણે ગમ્મતને અર્થે કોઇ કામ કરતા હોય તેમ તેઓ તે રાજાની આજ્ઞા તુચ્છ ગણીને પાળે છે; રાજાના અલંકાર, ભોજનના પદાર્થ, સ્નાન કરવાનું સાહિત્ય તથા શરીરમર્દન કરવાની વસ્તુઓ કોઇ લેઈ જાય ત્યારે, હે નરવ્યાઘ્ર ! તેઓ નિર્ભયપણાથી તેના સાંભળતા તેની મજાક બનાવે છે; પોતાના અધિકારની નિંદા કરે છે; હે ભારત ! તેઓ તે

અધિકાર છોડી દેછે; પોતાને મળતા વેતનથી સંતોષ પામતા નથી અને રાજાને આપવાનો કર વગેરે પોતે ખાઇ જાય છે. વળી જેમ કોઇ સૂત્રના દોરાથી બાંધેલા પક્ષીની સાથે રમત કરે તેમ રાજાની સાથે રમત કરવાને ઇચ્છે છે; અને લોકોમાં એમ કહે છે કે રાજા તો અમારા હાથમાં છે, અમે પાઇશું તેટલું પાણી તે પીશે. હે યુધિષ્ઠિર ! રાજા કોમળ સ્વભાવનો અને હાસી મશ્કરીના છંદવાળો હોય તો એ અને બીજા પણ એવા દોષ ઉત્પન્ન થાય છે.

एतेचैवापरेचैवदोषाःप्रादुर्भवंत्युत ॥
नृपतौमार्दवोपेतेहर्षुलेचयुधिष्ठिर ॥ ६० ॥

इतिश्री महाभारते शां० रा० गु० भा० षट्पंचाशत्तमोऽध्यायः ॥ ५६ ॥

भीष्म उवाच ॥ नित्योद्युक्तेनवैराज्ञाभवितव्यंयुधिष्ठिर ॥
॥ प्रशस्यतेनराजाहिनारीवोद्यमवर्जितः ॥ १ ॥

ભીષ્મ કહે છે,—હે યુધિષ્ઠિર ! રાજાએ નિરંતર ઉદ્યોગવાળા થવું જોઇએ; કેમકે ઉદ્યમ વિનાની સ્ત્રીની પેઠે રાજા પણ નિરૂદ્યોગી હોય તો વખણાતો નથી. હે પૃથ્વીપતે ! ભગવાન શુક્રાચાર્યે આ સ્થળમાં શ્લોક કહેલો છે હે રાજન્ ! તે હું તને કહું તે એકાગ્ર થઇને સાંભળ. જેમ સાપ ઊંદરોને ગળે છે તેમ પૃથ્વી આ બે જણને ગળી જાય છે; એક તો શત્રુ સાથે વિરોધ નહિ કરનારા રાજાને અને બીજું પ્રવાસ નહિ કરનારા બ્રાહ્મણને. માટે હે નરોમાં વ્યાઘ્ર જેવા ! એ વાત તારે હૃદયમાં વિચારવી જોઇએ, અને પછી જે સંધિ કરવા જેવા હોય તેમની સાથે સંધિ કર અને વિરોધ કરવા જેવા હોય તેની સાથે વિરોધ કર. સ્વામિ, અમાત્ય, સુહૃત્ ( પ્રિય સજ્જનો-મિત્ર ), કોશ એટલે ભંડાર, દેશ, કિલ્લો અને સેના એ સાત રાજ્યનાં અંગ છે. એ સાત અંગવાળા રાજ્યથી વિપરીત આચરણ જે કરે, તે પુરૂષ કદાપિ ગુરૂ હોય અથવા મિત્ર હોય તથાપિ તેને હણવો. હે રાજેંદ્ર ! પૂર્વે બૃહસ્પતિના મતને અનુસરતો મરૂત્ત રાજાએ પ્રાચીન શ્લોક કહેલો છે. એવો કે ગર્વ વિનાના તથાપિ કાર્ય અને અકાર્યને

નહિ જાણનાર તથા ઉલટે માર્ગે પ્રવૃત્ત થયેલા ગુરૂને પણ માફ ન કરાય એવો દંડ થાય છે. બાહુના પુત્ર બુદ્ધિમાન સગર રાજાએ નગરના લોકોનું હિત ઈચ્છીને અસમંજા નામે પોતાના મોટા પુત્રનો પણ ત્યાગ કર્યો હતો. હે રાજન્ ! તે અસમંજા નગરના લોકોનાં બાળકોને સરયૂ નદીમાં ડૂબાડી મારતો હતો, એટલા માટે તેના પિતાએ તેનો ધિઃક્કાર કરીને તેને દેશનિકાલ કર્યો હતો. ઉદ્દાલક ઋષિએ પણ પોતાના પ્રિય પુત્ર મહાતપસ્વી શ્વેતકેતુને તજ્યો હતો, કેમકે તે બ્રાહ્મણોને અનાદ કરતો હતો. આ સ્થળમાં લોકનું રંજન કરવું એજ રાજાઓનો સનાતન ધર્મ છે; તેમજ સત્યનું રક્ષણ કરવું તથા વ્યવહારમાં સરળ થવું એ પણ રાજાના મુખ્ય ધર્મ છે. જે રાજા પરાક્રમી, સત્યવાદી અને ક્ષમાવાન હોય છે તે સારા માર્ગથી ચલાયમાન થતો નથી. કર વગેરે લેવાના કારણથી પ્રજાના ધનનો નાશ કરતો નથી, તથા સેવક વગેરેનો પગાર અને બીજું જે કાંઈ આપવાનું હોય છે તે વખતસર આપે છે. તે પોતાના મન ઉપર કબજો રાખે છે, શાસ્ત્રને અનુસરતો તેનો નિશ્ચય હોય છે, અને નિરંતર દિવસના પૂર્વ ભાગમાં ધર્મ, મધ્ય ભાગમાં અર્થ, અંત ભાગમાં કામ અને રાત્રિના પાછલા ભાગમાં યોગ સેવે છે. તથા એ રીતે ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં સદા આસક્ત હોય છે. પૂર્વે કહેલી છે તે ત્રણ પ્રકારની નીતિમાં જેનો મંત્ર ગુપ્ત હોય છે તે રાજા થવાને યોગ્ય છે. મંત્રનું રક્ષણ ન કરવા કરતાં બીજું મોટું સંકટ રાજાને નથી. રાજાએ ચારે વર્ણના ધર્મોનું રક્ષણ કરવું જોઇએ; કેમકે ધર્મનું ઉલ્લંઘન થવા ન દેતાં તેનું રક્ષણ કરવું એ રાજાઓનો પ્રાચીન ધર્મ છે. રાજાએ કોઇનો વિશ્વાસ કરવો નહિ; તેમ કદાપિ કરવો પડે તોપણ અતિશય વિશ્વાસ કરવો નહિ. સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સમાશ્રય એ નીતિષાડ્ગુણ્ય એટલે રાજનીતિ સંબંધિ છ ગુણોના ગુણ દોષને નિરંતર બુદ્ધિવડે વિચારવા. ચઢી આવનાર કરતાં સ્થાયિ રાજા બળવાન હોય તો ચઢી આવનારે સલાહ કરવી તે 'સંધી' કહેવાય છે; બન્ને સમાન બળવાળા હોય તો યુદ્ધાદિ કરવું તે 'વિગ્રહ' કહેવાય છે; દુર્બળ ઉપર ચઢાઇ કરવી તે 'યાન'; બળવાન ચઢી આવ્યો હોય ત્યારે દુર્બળે કિલ્લામાં ભરાઇ બેસવું તે 'આસન' અર્ધી સેના કિલ્લામાં રાખી કિલ્લાનું રક્ષણ કરવું તથા અર્ધી સેના બહાર

મોકલી શત્રુની સેનામાં આવતું ધાન્ય વગેરે અટકાવવું તે 'દ્વૈધીભાવ'; અને શત્રુ બળવાન હોય તો પોતાના મિત્ર રાજાનો આશ્રય લેઇ યુદ્ધ કરવું તે 'સમાશ્રય' સપ્તાંગ રાજ્યમાં શત્રુઓનું છિદ્ર જોનાર રાજા સર્વદા વખણાય છે. તથા જે રાજા ધર્મ આદિ ત્રિવર્ગના અર્થને જાણનારો અને શત્રુના અમાત્ય વગેરેને ફોડવાને જેણે ચારો (છૂપા દૂત) મૂકેલા છે તે રાજા વખણાય છે. યમ અને વૈશ્રવણ (કુબેર) ની પેઠે ભંડાર પ્રાપ્ત કરવાની પ્રીતિવાળો, ગુણ અને દોષને જાણનાર તથા અમાત્ય, દેશ, કિલ્લા, કોસ અને દંડ (સેના) એ પ્રકૃતિ પંચક પોતાનાં તથા શત્રુનાં મળીને દશ જે સ્થાન કહેવાય છે, એ સ્થાન પોતાનાં હોય તેની વૃદ્ધિ કરનારો અને શત્રુનાં હોય તેનો ક્ષય કરનારો એવો રાજા જોઇએ. જ્યાં જ્યાં ન્યૂનતા દીઠામાં આવે ત્યાં ત્યાં પૂર્ણતા કરનાર, જે પૂર્ણ હોય તેની તજવીજ રાખનારો, સુંદર મુખવાળો અને સ્મિતપૂર્વક બોલનારો રાજા જોઇએ. વળી તે વૃદ્ધોની સેવા કરનારો, આળસ જેણે જીતેલું એવો, લોલુપ નહિ, સત્પુરૂષોનાં આચરણમાં નિશ્ચયાત્મક બુદ્ધિવાળો, સંતોષ પમાડનારો અને સુંદર દેખાવવાળો જોઇએ. સત્પુરૂષોના હાથમાંથી કદાપિને દ્રવ્ય છીનાવી લેતો નથી, પણ અસત્પુરૂષો પાસેથી તે લેઇ લે છે અને સત્પુરૂષોને આપેછે. શત્રુના ઉપર પોતાની મેળે પ્રહાર કરનાર, દાતા, જીતેંદ્રિય, રમ્ય વસ્તુઓની સિદ્ધિ કરનારો, પ્રસંગ આવ્યે આપનાર, ભોગ ભોગવનાર અને શુદ્ધ આચરણુવાળો રાજા વખણાય છે. વૈભવવડે વીંટાયલા રાજાએ શૂરા, પ્રીતિવાળા, શત્રુઓ જેમનો છળ ન કરી શકે એવા, કુળવાન, નિરોગી, ઉત્તમ આચરણવાળા, શિષ્ટ પુરૂષો સાથે સંબંધવાળા, માનવાળા અથવા ટેકી, બીજાને અપમાન નહિ આપનારા, વિદ્યાઓને જાણનારા, લોક વ્યવહારમાં કુશળ, પરલોકમાં કલ્યાણ થવાની આશા રાખનારા, ધર્મમાં આસકત, સાધુ શીળવાળા, અને વિપત્તિમાં પર્વતના સરખા અચળ, એવા પુરૂષોને પોતાના સહાય કરવા તથા તમામ ભોગ તેમની સમાન ભોગવવા; માત્ર છત્ર અને આજ્ઞા એટલુંજ પોતાની પાસે વધારે રાખવું. એવા શૂર પુરૂષો ઉપર રાજાની પ્રત્યક્ષ વૃત્તિ અને પરોક્ષ વૃત્તિ પણ સમાન રહેવી જોઇએ. એમ આચરે તો રાજા આ લોકોમાં ખેદ પામતો નથી. પણ જે રાજા સર્વ કો-

ઈનાપર આશંકા લાવે છે તથા જે સર્વનું સર્વસ્વ હરણુ કરે છે તે લોભી અને અસત્યવાદી રાજા થોડાક કાળમાં પોતાનાં માણુસોથીજ બંધાય છે. જે રાજા પવિત્ર અને લોકનાં ચિત્ત હરણુ કરવામાં આસક્ત હોય છે તે શત્રુઓથી ગ્રસ્ત થઇને પડતો નથી પણુ સર્વ તરફથી તે સ્થિર થાય છે. ક્રોધ વગરનો, વ્યસન વગરનો, દંડ કરવામાં કોમળ અને ઇંદ્રિયજીત, એવો રાજા હિમાચળની પેઠે ભૂતમાત્રને વિશ્વાસપાત્ર થાય છે. બુદ્ધિમાન દાન કરવાના ગુણુથી યુક્ત, શત્રુનાં છિદ્ર જાણુવામાં તત્પર, સુંદર દર્શનવાળો, સર્વે વર્ણુની નીતિ અને અનીતિને જાણુનારો, હાથમાં લીધેલું કામ ઉતાવળે પાર પાડનારો, ક્રોધ જેણે જીત્યો છે એવો, અત્યંત મેહેરબાની કરનારો, ઉદાર મનવાળો, રીસાળ પ્રકૃતિનો નહિ, રાજ કાર્યમાં યોગ્ય થયેલો, ક્રિયાવાળો, બડાઈ ન મારનારો, તથા જે રાજાએ આરંભેલાં કાર્ય રૂડે પ્રકારે પૂરાં થયા પછીજ લોકોના જોવામાં આવે તે રાજા સર્વે રાજાઓમાં ઉત્તમ જાણુવો. જેના દેશમાં લોકો, છોકરા જેમ બાપના ઘરમાં નિર્ભય થઇને ફરે છે તેમ, નિર્ભય થઇને ફરે છે તે રાજા સર્વે રાજાઓમાં શ્રેષ્ઠ સમજવો. જે રાજાના દેશના તથા નગરના રેહેનારા મનુષ્યો પોતાનો વૈભવ પ્રકટપણે ભોગવી શકતા હોય તથા નીતિ અને અનીતિને જાણુનારા હોય તે રાજાને ઉત્તમ રાજા જાણુવો. જે રાજાના દેશમાં વસનારા લોક પોતાના કર્મમાં આસકત, શરીરનુંજ પોષણુ કરવામાં પ્રીતિ ન રાખનારા પણુ તેનાવડે બની શકે તેવો ધર્મ સાધવામાં પ્રીતિ રાખનારા, ઇંદ્રિય દમન કરનારા, યથાવિધિ રક્ષણુ પામેલા, આજ્ઞામાં રહેનારા, વિનય પ્રમાણે વર્તાવી શકાય એવા, આજ્ઞા પ્રમાણે અનુસરાવી શકાય એવા, બીજાનો પરાભવ કરવાનું જેમનું આચરણુ નથી એવા અને દાન કરવાની ભાવનાવાળા હોય તે રાજા ઉત્તમ જાણુવો. જે રાજાના દેશમાં કૂડ નથી કે કપટ નથી; છળ પ્રપંચ નથી કે અદેખાઇ નથી; તે રાજાના દેશમાં સનાતન ધર્મનો વાસ છે એમ જાણુવું. જે રાજા જ્ઞાની પંડિતોનો સત્કાર કરે છે, બીજાનું હિત કરે એવા શાસ્ત્રાર્થમાં જે પ્રીતિવાળો છે. સત્પુરૂષોના ધર્મનું જે અનુસરણુ કરે છે, તે રાજા રાજ્યને યોગ્ય છે. જે રાજાએ મોકલેલા છૂપા દૂત તથા કરેલા મંત્ર તે જાણે ન મોકલ્યા હોય તથા ન કર્યા

હોય તેમ શત્રુઓ જાણી શકતા નથી તે રાજા રાજ્યને યોગ્ય છે. હે ભારત! મહાત્મા ભાર્ગવે રામનું ચરિત્ર કહ્યા પછી આ શ્લોક રાજાને કહ્યો છે કે, પ્રથમ રાજા પ્રાપ્ત કરવો, પછી સ્ત્રી પ્રાપ્ત કરવી, પછી ધન પ્રાપ્ત કરવું; કેમકે જો લોકમાં રાજા ન હોય તો સ્ત્રી પણ ક્યાંથી? અને ધન પણ ક્યાંથી? અર્થાત્ સ્ત્રી અને ધનનું રક્ષણ રાજા વિના બની શકે નહિ માટે તે પ્રાપ્ત કર્યા છતાં પણ રાજા ન હોવાથી જલદી નાશ પામે. રાજ્યને ઇચ્છનારાઓનો રાજ્યમાં પ્રજાનું ઉઘાડું રક્ષણ કરવા શિવાય બીજો સનાતન ધર્મ છેજ નહિ; કેમકે રક્ષણજ માત્ર લોક સમુદાયને ધારણ કરી રહ્યું છે. હે રાજેંદ્ર! પ્રચેતાના પુત્ર મનુએ રાજધર્મના વ્યાખ્યાનમાં આ બે શ્લોક કહ્યા છે તે તું એક ચિત્તે સાંભળ; સમુદ્રમાં જેમ ભાગેલી હોડીને તજી દેવામાં આવે છે તેમ પુરૂષે આ છ જણનો ત્યાગ કરવો; તે છ જણ આ પ્રમાણે:-(૧) ઉપદેશ ન કરનાર આચાર્ય, (૨) અધ્યયન કર્યા વિનાનો ઋત્વિજ, (૩) રક્ષણ ન કરનાર રાજા, (૪) કઠોર વચન બોલનારી સ્ત્રી, (૫) ગામમાં વસવાની ઇચ્છા રાખનાર ગોવાળ (ભરવાડ), અને (૬) વનમાં વસવાની ઇચ્છા રાખનાર હજામ. એ છનો પુરૂષે ત્યાગ કરવો.

अरक्षितारंराजानंभार्यांचाप्रियवादिनीम् ।
ग्रामकामंचगोपालंवनकामंचनापितम् ॥ ४९ ॥

इतिश्री महाभारते शा० रा० नु० भा० सप्तपंचाशत्तमोऽध्यायः ॥५७॥

**भीष्मउवाच** ॥ एतत्तेराजधर्माणांनवनीतंयुधिष्ठिर ।
॥ बृहस्पतिर्हिभगवान्न्याय्यंधर्मंप्रशंसति ॥

ભીષ્મ કહે છે,—હે યુધિષ્ઠિર! એ રક્ષણ તે રાજધર્મનું તત્વ છે, તે મેં તને કહ્યું; ભગવાન બૃહસ્પતિ પણ એનેજ ન્યાયયુક્ત ધર્મ કહે છે અને તેનાં વખાણ કરે છે. વળી ભગવાન વિશાલાક્ષ, મહાતપસ્વી શુક્ર, સહસ્ર નેત્રવાળા ઈંદ્રદેવ, પ્રચેતાના પુત્ર મનુ, ભગવાન ભરદ્વાજ, ગૌરશિરા મુનિ, એ સર્વે રાજનીતિ શાસ્ત્રના રચનારા, બ્રહ્મણ્ય, અને સત્યવાદી છે, હે ધ-

ર્મવાળાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! તે સર્વે રક્ષણ કરવા રૂપ ધર્મનેજ વખાણે છે. હે રકતકમળ સમાન રકત નેત્રવાળા યુધિષ્ઠિર ! એ રક્ષણરૂપ ધર્મને સિદ્ધ કરવાની યુક્તિઓ હું તને કહું તે સાંભળ. છાના દૂત; પ્રકટ દૂત; સમય આવ્યે મત્સર રાખ્યા વિના દાન આપવું તથા સેવકોને પગાર આપવો; યુક્તિનું ગ્રહણ કરવું; અયોગ્ય ઉપાયથી કર વગેરે ન લેવા; હે યુધિષ્ઠિર ! સત્પુરૂષોને રાખી લેવા; શૌર્ય, દાહપણ, સત્ય, પ્રજાનું હિત કરવું, સીધા ચાલીને કે વાંકા ચાલીને પણ શત્રુ પક્ષનું ભેદન કરવું; જૂનાં થયેલાં મકાનોની મરામત વગેરેથી તજવીજ રાખવી; દુઃખી થતા લોકોની તજવીજ રાખવી; શારીરદંડ અને દ્રવ્યદંડ એ પ્રકારના દંડનો પ્રયોગ વખત પડે કરવો; સાધુ પુરૂષોને તજવા નહિ; કુલિન પુરૂષોને રાખવા; ઘાસ, દાણા વગેરે સંગ્રહ કરવા જેવા પદાર્થોનો સંગ્રહ કરવો; બુદ્ધિમાનની સેવા કરવી; સેના વગેરે બળની હમેશાં પુષ્ટિ કરતા રહેવું; પ્રજાની તપાસ રાખતા રહેવું; કાર્ય કરવામાં ખેદ ના પામવો; ભંડારમાં વૃદ્ધિ કરતાં રહેવું; શત્રુથકી મંત્ર વગેરેનું રક્ષણ કરવું; પહેરેગીરોનો પણ વિશ્વાસ ન કરવો; નગરની પ્રજાના સમુદાયને પણ વેપાર વગેરેના પ્રપંચ કરી શત્રુઓ વશ કરી લેછે તેને ફોડીને પાછો પોતાના વશમાં લેવો; શત્રુ, મિત્ર અને મધ્યસ્થના ઉપર પણ ઘરે તેની નજર રાખતાં રહેવું; પોતાના સેવકોને શત્રુ ફોડે છે કે કેમ તેની તજવીજ રાખવી; પોતાના નગરની ચર્ચા જોવી; પોતાના સેવકોનો પણ પોતે વિશ્વાસ કરવો નહિ; શત્રુની પણ આસનાવાસના કરવી; નીતિના ધર્મને અનુસરવું; નિરંતર ઉદ્યોગ કરવો; શત્રુઓની ઉપેક્ષા કરવી નહિ; અને કૃપણતા વગેરે હીનકર્મ હમેશાં તજવાં. રાજાએ ઉદ્યોગશીલ થવું તે રાજધર્મનું મૂળ છે એવું બૃહસ્પતિએ પણ કહેલું છે; તેના શ્લોક કહું તે સાંભળ. ઇંદ્રે જ્યારે ઉદ્યોગ કર્યો ત્યારે તે અમૃત પામ્યો; ઉદ્યોગ કર્યો ત્યારે તેણે અસુરોને હણ્યા; અને ઉદ્યોગ કર્યો ત્યારેજ આ લોક અને સ્વર્ગમાં પણ તે શ્રેષ્ઠતા પામ્યો. ઉદ્યોગ કરવામાં જે પુરૂષ ધીર છે તેજ પંડિતોમાં પણ શ્રેષ્ઠતા પામે છે; જે પુરૂષ ઉદ્યોગ કરવામાં વીર છે, તેને પંડિતો સેવે છે અને રંજન કરે છે. જે ઝેર વિનાના સાપને લોકો તુચ્છ ગણી તેની ચેષ્ટા કરે છે, તેમ બુદ્ધિમાન છતાં

પણ નિરંતર ઉદ્યોગ વિનાના રાજાની પણ તેના શત્રુઓ ધર્ષણા કરે છે. બળવાન રાજાએ દુર્બળ શત્રુ છતાં પણ તેની અવજ્ઞા કરવી નહિ કે એ શું કરનારો છે ? કેમકે અગ્નિ અલ્પ છતાં પણ બાળે છે અને ઝેર અલ્પ છતાં પણ મારે છે. દુશમન પાસે કદાપિ સેનાનાં રથ, હાથી, ઘોડા અને પાયદળ એ ચાર અંગમાંનું એકાદ અંગ હોય અને તે કિલ્લામાં રહેલો હોય તો સમૃદ્ધિવાળા રાજાના આખા દેશને પણ તે પીડા કરી શકે છે. લોકને સીધે રસ્તે ચઢાવવાને રાજાએ પોતે સીધા ચાલીને નમૂનો આપવો એ રાજાને જાણવાનું રહસ્ય વચન છે. વળી શત્રુને જીતવા વગેરે કારણથી રાજાના હૃદયમાં જે કપટ રહેલું હોય, તથા તેવાજ કારણથી જે તેણે હીનકાર્ય આચર્યું હોય તે સર્વે સમાન કરવું; એવી રીતે કે લોકોની પ્રીતિ સંપાદન કરવાને અર્થે પછી તેણે ધર્મિષ્ઠ કર્મ કરવાં. રાજ્ય એ એક મોટો તંત્ર છે, ને અજીતેંદ્રિય અને ક્રૂર પુરૂષોથી ચલાવી શકાતો નથી; તેમ તે મોટા પરિશ્રમનું સ્થાન છે માટે તે કોમળ માણસોથી પણ ધારણ કરી શકાતું નથી. રાજ્ય એ જાણે સર્વ પ્રકારનાં માંસ જેવું છે; તે સમાનતાવડે ધારણ કરી શકાય છે. માટે હે યુધિષ્ઠિર ! તારે સદા ક્રૂરતા તથા કોમળતા મિશ્ર કરીને નિરંતર વર્તવું. જો કદાચિત્ પ્રજાનું રક્ષણ કરતાં તેને (રાજાને) માથે વિપત્તિ આવી પડે એમ હોય તો એ વિપત્તિ વેઠવી એ પણ એનો ઉત્કૃષ્ટ ધર્મ છે; કેમકે રાજાઓનાં એવાંજ આચરણ હોય છે. હે કુરૂકુળમાં શ્રેષ્ટ રાજન્ ! આ તને રાજધર્મમાંથી કિંચિત વાત કહી સંભળાવી છે, માટે તેમાં તને જ્યાં સંદેહ પડતો હોય તે તું મને ફરીને પૂછી જો. વૈશંપાયન કહેછે,–પછી ભગવાન વ્યાસ, દેવસ્થાન, અશ્મ, વાસુદેવ, કૃપાચાર્ય, સાત્યકી અને સંજય વગેરે સર્વે મુખ જાણે પુષ્ટિ પામતાં હોય તેમ અત્યંત આનંદ પામીને ધર્મ આચરનારાઓમાં શ્રેષ્ઠ અને પુરૂષોમાં વ્યાઘ્રસમાન, ભીષ્મને વાહવા ! વાહવા ! કહીને વખાણવા લાગ્યા. પછી દીન થયું છે મન જેનું એવા કુરૂશ્રેષ્ઠ યુધિષ્ઠિર બન્ને નેત્ર આંસુથી પૂર્ણ કરીને તથા ભીષ્મના બન્ને ચરણને ધીમે રહીને સ્પર્શકરીને તેમને (ભીષ્મને) કહેવા લાગ્યા કે હે પિતામહ ! મારો સંદેહ હવે હું કાલે તમને પૂછીશ; કેમકે સૂર્યનારાયણ પૃથ્વીના રસનું પાન કરીને અસ્ત પામે છે. પછી શ્રીકૃષ્ણ,

કૃપાચાર્ય અને યુધિષ્ઠિર આદિક સર્વે, બ્રાહ્મણોને નમસ્કાર કરીને અને મહા નદી ગંગાના પુત્ર ભીષ્મની પ્રદક્ષિણા કરીને આનંદથકી યુક્ત થઇ રથમાં બેઠા. અને ત્યાંથી દૃષદ્વતી નદીના કાંઠા ઉપર જઇને તે રૂડાં આચરણવાળા અને શત્રુને પરિતાપ પમાડનાર કૃષ્ણાદિકે સ્નાન અને જળની ક્રિયાઓ કરી, તથા વિધિ પ્રમાણે સંધ્યાનું ઉપાસન તથા જપ વગેરે મંગળ કર્મ કરીને પછી તેમણે હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો.

दशद्वतींचाप्यवगाह्यसुव्रताःकृतोदकार्थाःकृतजप्यमंगलाः ॥

उपास्यसंध्यांविधिवत्परंतपास्ततःपुरंतेविविशुर्गजाह्वयं ॥ ३० ॥

इतिश्री महाभारते शां० रा० गु० भा० अष्टपंचाशतमोऽध्यायः ॥ ५८ ॥

**वैशंपायनउवाच** ॥ ततःकल्पंसमुत्थायकृतपूर्वाण्हिकक्रियाः ॥

॥ ययुस्तेनगराकारैरथैःपांडवयादवाः ॥ १ ॥

વૈશંપાયન કહે છે,–પછી પ્રાતઃકાળમાં ઉઠીને દિવસના પૂર્વ ભાગમાં કરવાની સર્વે ક્રિયાઓ કરીને પાંડવો તથા યાદવો નગર જેવા રથમાં બેશીને ભીષ્મની પાસે જવાને નીકળ્યા. તેઓ કુરૂક્ષેત્રમાં જઇને ભીષ્મને મળ્યા તથા હે નિષ્પાપ! રથીઓમાં ઉત્તમ એવા ગંગાના પુત્ર ભીષ્મને રાત્રીની સુખાકારી પૂછી અને વ્યાસ આદિક સર્વે ઋષિઓને પ્રણામ કરીને તેમણે અભિનંદન આપેલા તે સર્વે ભીષ્મની ચારે પાસે વીંટાઇને બેઠા. પછી મહાતેજસ્વી ધર્મરાજા યુધિષ્ઠિર ભીષ્મનું યથાવિધિ પૂજન કરીને હાથ જોડીને બોલ્યો. યુધિષ્ઠિર કહે છે,–હે શત્રુઓને પરિતાપ આપનાર રાજન્! હે ભારત! લોકોમાં જે રાજા એ પ્રકારે શબ્દ બોલવામાં આવે છે તે શા રીતે ઉત્પન્ન થયો? તે મને કહો. બીજા લોકોના અને રાજાના હાથ, ભુજા, ગ્રીવા, બુદ્ધિ, ઇંદ્રિયો અને આત્મા એ સર્વે સમાન છે; સુખ અને દુઃખ પણ સમાન છે; મુખ, પીઠ અને ઉદર પણ સમાન છે; વીર્ય, હાડકાં, મજ્જા, માંસ અને રૂધિર પણ સમાન છે; નિઃશ્વાસ અને ઉછ્વાસ સમાન છે; પ્રાણ અને શરીર પણ તેમનાં સમાન છે; જન્મ અને મરણ પણ બન્નેને સમાન છે તેમ રાજાના બીજા તમામ ગુણો પણ ઇતર લોકોના જેવાજ છે એમ છતાં વિશેષ બુદ્ધિવાળા અને

શૂરા લોકો ઉપર એક પુરૂષ રાજા કેમ અધિકાર ચલાવે છે? શૂરવીર અને આર્ય લોકોથી પરિપૂર્ણ આખી પૃથ્વીનું તે એક કેમ રક્ષણ કરી શકે છે અને લોક સર્વે તેની કૃપા શા માટે ઇચ્છે છે? તે એકની પ્રસન્નતાથી આખું વિશ્વ પ્રસન્ન થાય છે તથા તેના એકલાની વ્યાકુલતાથી આખું વિશ્વ વ્યાકુળ થાય છે એ નિશ્ચય છે, પણ એનું કારણ શું? હે ભરતશ્રેષ્ઠ! હે શ્રેષ્ઠ વ્યાખ્યાન કરનાર! એ સર્વ હું યથાર્થ સાંભળવાને ઇચ્છું છું માટે તે સર્વ તત્વે કરીને મને કહો. હે પૃથ્વીપતે! આખું જગત્ જે તે એકલાના આગળ દેવની પેઠે નમસ્કાર કરે છે તે કારણ કાંઇ નાનુંસૂનું નહિ હોય! ભીષ્મ કહે છે,–હે નરવ્યાઘ્ર! તું મનને એકાગ્ર કરીને હું બાકી રાખ્યા વિના જે સર્વ કહું તે સાંભળ; પ્રથમ કૃતયુગમાં રાજ્ય કેમ ઉત્પન્ન થયું તે હું તને કહીશ. પ્રથમ રાજ્ય નહોતું કે રાજા નહોતો; દંડ નહોતો કે દંડ ધારણ કરનાર પણ નહોતો; પણ સર્વે પ્રજા ધર્મવડે કરીને એક બીજાનું પાલન કરતી હતી. હે ભારત! એ રીતે ધર્મવડે એક બીજાનું પાલન કરતા પુરૂષો બહુ ખેદ પામ્યા ત્યારે તેમને મોહ ઉત્પન્ન થયો. હે ભરતર્ષભ! મોહના વશમાં પડેલા તે મનુષ્યોનું જ્ઞાન નાશ થવાથી તેમનો ધર્મ પણ નાશ પામ્યો. હે ભરતસત્તમ! જ્ઞાન નાશ થયું ત્યારે મોહને વશ થયેલા તે સર્વે મનુષ્યો લોભને વશ થઇ પડ્યા. હે રાજન્! પછી મનુષ્યો અપ્રાપ્ત વસ્તુનું ચિંતવન કરવા લાગ્યા, અને તેથી કામ નામે બીજા વિકારે તેમનામાં પ્રવેશ કર્યો. હે યુધિષ્ઠિર! કામને વશ પડેલા તે મનુષ્યોને પછી રાગ ( પ્રીતિ ) નામે વિકારે સ્પર્શ કર્યો, અને કામમાં પ્રીતિવાળા થયેલા તે મનુષ્યો કાર્ય તથા અકાર્યને પણ જાણવા લાગ્યા નહિ. વળી તેજ પ્રમાણે અગમ્યા ગમન, વાચ્ય અને અવાચ્ય, ભક્ષ્ય અને અભક્ષ્ય તથા દોષ અને અદોષ પણ તે ગણવા ન લાગ્યા. અર્થાત્ ફરીને પાછા મોહના વશમાં પડ્યા. આ રીતે સર્વ લોક મોહમાં ડુબી ગયા ત્યારે વેદ નાશ પામ્યા અને હે રાજન્! વેદનો નાશ થવાથી યજ્ઞરૂપ ધર્મ પણ નાશ પામ્યો. એ રીતે જ્યારે વેદ અને યજ્ઞ નાશ પામ્યા ત્યારે દેવોને ત્રાસ ઉત્પન્ન થયો, અને હે નરવ્યાઘ્ર! તેઓ ત્રાસ પામીને બ્રહ્માને શરણે ગયા. પછી લોકના પિતામહ ભગવાન્ બ્રહ્મદેવને પ્રસન્ન કરીને દુઃખના

વેગથી હણાયલા તે સર્વે દેવો હાથ જોડીને તેને કહેવા લાગ્યા કે હે ભગવાન્ ! લોભ, મોહ આદિક ભાવોએ મનુષ્ય લોકમાં રહેલા સનાતન વેદનો નાશ કર્યો. તેથી અમને ભય ઉત્પન્ન થયું છે. હે ઇશ્વર ! વેદનો નાશ થવાથી યજ્ઞ ધર્મનો પણ નાશ થયો છે તથા ત્રણ લોકના ઇશ્વર ! તેથી અમે પણ મનુષ્યની સમાનતાને પામી ગયા છીએ. અમારી વૃષ્ટિ નીચે થાય છે; તથા મનુષ્યો યજ્ઞમાં હુતદ્રવ્ય હોમીને ઉંચે વૃષ્ટિ મોકલનારા છે; પણ તેમની ક્રિયાનો લોપ થવાથી અમે સંશયમાં આવી પડ્યા છીએ. હે પિતામહ ! આ સ્થળમાં જે અમારૂં કલ્યાણ કરનારૂં હોય તેનો વિચાર કરો; કેમકે તમારા પ્રભાવવડે ઉત્પન્ન થયેલો, ઐશ્વર્ય અને સત્ય સંકલ્પપણું આદિક અમારો સ્વભાવ નાશ પામે છે. પછી તે સર્વે દેવોને ભગવાન બ્રહ્માએ કહ્યું કે હે દેવશ્રેષ્ઠો ! હું તમારા કલ્યાણનું ચિંતવન કરીશ, માટે તમો ભય રાખશો નહિં. પછી બ્રહ્માએ પોતાની બુદ્ધિએ કરીને એક લક્ષ અધ્યાય કર્યા, તથા તેમાં ધર્મ, અર્થ અને કામનું વર્ણન કર્યું. એ ધર્મ, અર્થ અને કામનો સમુદાય ' ત્રિવર્ગ ' એ પ્રકારે પ્રખ્યાત છે. ચોથો વર્ગ મોક્ષ નામે પણ વર્ણવ્યો પણ ત્રિવર્ગ કરતાં તેનું ફલ જૂદું તથા તે સિદ્ધ કરવાનાં સાધન પણ ત્રિવર્ગથી વિરૂદ્ધ વર્ણવ્યાં. મોક્ષનો ત્રિવર્ગ ધર્માદિકથી જૂદો નિષ્કામ છે. તથા મોક્ષ ધર્મના ભેદ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોએ કરીને થયેલા છે. દંડનો પણ ત્રિવર્ગ છે એટલે સ્થાન, વૃદ્ધિ અને ક્ષય. દંડે કરીને વેપારી આદિકનું સ્થાન એટલે સમાનતા રહે છે, તપસ્વી આદિકની વૃદ્ધિ થાય છે, અને ચોર આદિકનો ક્ષય થાય છે. આત્મા, દેશ, કાળ, ઉપાય, કૃત્ય, અને સહાય એ નિતિથી ઉપજેલો ષડ્વર્ગ છે. મતલબ કે નિતિના બળથી પ્રજાનું ચિત્ત દુઃસ્થિત મટીને સુસ્થિત થાય છે. નઠારો દેશ મટીને સારો દેશ થાય છે, કળિકાળ મટીને સત્યયુગ થાય છે, સાધનો આવી મળે છે, કૃત્ય સિદ્ધ થાય છે અને સહાય અનુકૂળ થાય છે. હે ભરતશ્રેષ્ઠ ! વળી તે લક્ષ અધ્યાયમાં બ્રહ્માએ કર્મકાંડ, જ્ઞાનકાંડ, ખેતી અને વેપાર વગેરે જીવિકાકાંડ, તથા દંડનીતિ એટલે પ્રજાપાલન કરવાની વિદ્યા, એવી વિશાળ વિદ્યાઓ બતાવી છે. કુટ થવાની શંકાથી

પ્રધાનની રક્ષા કરવી, તથા તે અર્થે છાના દૂતની યોજના કરવી, તે દૂત બ્રહ્મચારીને વગેરે નાના પ્રકારના વેષ ધારણ કરાવવા, એક એક સ્થાનમાં જૂદા જૂદા વેષના ત્રણ ત્રણ છૂપા દૂત રાખવા તથા રાજપુત્રનાં લક્ષણ કેવાં હોય છે તે સર્વ તેમાં કહ્યું છે. વળી હે રાજન્! એ ગ્રંથમાં સામ, ભેદ, દાન, દંડ અને પાંચમી ઉપેક્ષા એવા પાંચ ઉપાય સમગ્રપણે કરીને વર્ણવ્યા છે. વળી તેમાં સમગ્ર મંત્રના પ્રકાર તથા ભેદના પ્રકાર કહ્યા છે; મંત્રનો વિભ્રમ તથા તે સિદ્ધ થાય કે અસિદ્ધ થાય તેનું ફળ પણ વર્ણવ્યું છે. વળી ભયથી થયેલો હીનસંધિ, સત્કારથી થયેલો મધ્યમ સંધિ, અને વિત્તથી થયેલો ઉત્તમ સંધિ એ ત્રણ પ્રકારનો સંધિ સમગ્રપણે વર્ણવ્યો છે. પોતાની મિત્ર વૃદ્ધિ અને કોશનો સંચય, તથા શત્રુનો મિત્રનાશ અને કોશહાનિ એ ચાર યાત્રાના કાલ, ત્રિવર્ગનો વિસ્તાર, તેમજ ધર્મયુક્ત અને અર્થયુકત વિજય પણ તેમાં વર્ણવ્યા છે. આસુરી વિજય પણ તેમાં સમગ્રપણે વર્ણવ્યો છે. વળી અમાત્ય, રાષ્ટ્ર, દુર્ગ, બળ અને પાંચમો કોશ એ પાંચ વર્ગનું ઉત્તમ, મધ્યમ અને અધમ એ ત્રણ ભેદથી વર્ણન કરેલું છે. પ્રકાશ અને અપ્રકાશ એ બે પ્રકારના દંડનું પણ વર્ણન કરેલું છે. તેમાં પ્રકાશ દંડ આઠ પ્રકારનો છે અને અપ્રકાશ દંડનો પણ ઘણો વિસ્તાર છે—હે કૌરવ્ય! રથ, હાથીઓ, ઘોડા, પાયદળ, ભારવાહીક, વહાણ, દૂત અને ઉપદેશક એ આઠ અંગ પ્રકાશ દંડ અથવા બળનાં છે. વીંછી વગેરે જંગમ વિષ અને વછનાગ વગેરે સ્થાવર વિષના યોગ્ય તેમાં કહ્યા છે. વળી સ્પર્શમાં, ભોજનમાં કે અભિચારાદિકવડે વિષ આપવા રૂપ ત્રણ પ્રકારનો દંડ તેમાં વર્ણવ્યો છે. શત્રુ, મિત્ર અને ઉદાસીનનું પણ વર્ણન છે. સમગ્ર ગ્રહ નક્ષત્રાદિ માર્ગોના ગુણ, તથા યામલ નામે તંત્રમાં કહેલા ચોરાશી પ્રકારનાં પૃથ્વીનાં બળ, મંત્ર યંત્રાદિકથી પોતાનું રક્ષણ, અને રથાદિકની બનાવટ સંબંધી તપાસ એ સર્વ તેમાં વર્ણવ્યું છે. મનુષ્ય, હાથી, રથ અને ઘોડાઓના ચક્રવ્યૂહ, ક્રૌંચવ્યૂહ આદિક નાના પ્રકારના વ્યૂહની કલ્પનાઓ અને વિચિત્ર યુદ્ધની કુશલતા તેમાં કહેલી છે. ધૂમકેતુ આદિક ઉત્પાત, ઉલ્કાપાત આદિક નિપાત, રૂડે પ્રકારે યુદ્ધ કરવાની કળા, શસ્ત્રથી પલાયન કરવાની કળા, શસ્ત્રોને પાણી પાવાની અને તીક્ષ્ણ

કરવાની કળા, તથા હે ભરતશ્રેષ્ઠ! શસ્ત્ર વાપરવાનું જ્ઞાન, એ સર્વ તેમાં કહેલું છે. રાજાના બળને દુ:ખ થવા સંબંધી, બળનો હર્ષ થવા સંબંધી પીડા અને આપત્તિ કાળના સંબંધિ, અને પાયદળ સંબંધિ જ્ઞાન તેમાં કહેલું છે. નગારૂં વાગે કે ચાલવા માંડવું વગેરે સંકેત, ધજા વગેરે બતાવવાથી યુદ્ધ કરવું કે બંધ કરવું આદિક વિધાન, અદૃશ્ય થઇને સાંભળવાનો યોગ, જંગલમાં ફરનારા (લુંટારા) તથા ચોર વગેરે ભયાનક મનુષ્યોથી શત્રુના દેશને પીડા કરવી; એ સર્વ તેમાં વર્ણવ્યું છે. અગ્નિ મૂકનાર, ઝેર આપનાર, પ્રતિમા બનાવનાર, એ સર્વવડે તથા સેનાપતિને ફોડવા અને ધાન્ય વગેરેના છોડનો નાશ કરવો એવડે શત્રુના દેશને પીડવાનું જ્ઞાન તેમાં બતાવ્યું છે. મંત્ર, તંત્ર, ઔષધીઓ વગેરેથી હાથીઓ દૂષિત કરવા, માંહે માંહી શઠ ઉત્પન્ન કરવો, સ્વામિભક્ત પુરૂષોને વશ કરવા, તથા વિશ્વાસ ઉત્પન્ન કરવો, એ વિધિઓથી શત્રુના દેશને પિડવાનું જ્ઞાન તેમાં કહ્યું છે. સાત અંગવાળા રાજયનો ઘટાડો, વધારો, સમાનતા, દૂતના સામર્થ્યના યોગથી પોતાના દેશની વૃદ્ધિ, શત્રુ, મિત્ર અને મધ્યસ્થમાં પ્રપંચ કરવો એ સર્વ તેમાં રૂડે પ્રકારે નિરૂપણ કર્યું છે. તેમજ બળવાન શત્રુઓનો નાશ તથા માંહોમાંહી સંહાર કરવાની કળા પણ તેમાં કહી છે. અત્યંત સૂક્ષ્મ વ્યવહાર, શત્રુઓને નિર્મૂળ કરવાના ઉપાય, મલ્લક્રીડા વગેરે શ્રમ, હથીઆર વાપરવાનો અભ્યાસ કરવો, દાન આપવું અને દ્રવ્યનો સંગ્રહ કરવો એ સર્વે તેમાં કહેલું છે. જેમનું ભરણ પોષણ થઇ શકતું નથી તેમનું ભરણ પોષણ કરવું, જેમનું ભરણ પોષણ કરેલું છે તેમની તજવીજ રાખવી, પ્રસંગ આવ્યે દ્રવ્ય આપવું તથા દુ:ખમાં ગભરાઇ ન જવું એ તેમાં વર્ણવ્યું છે. તેજ પ્રમાણે રાજાના ગુણ, સેનાપતિના ગુણ, ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગનું કારણ તેના ગુણ અને દોષ પણ કહેલા છે, નાના પ્રકારની નઠારી ચેષ્ટાઓ, સેવકોની વૃત્તિઓ, સર્વની શંકા રાખવાપણું, પ્રમાદનો ત્યાગ, અલબ્ધ વસ્તુનો લાભ, લબ્ધ વસ્તુની વૃદ્ધિ, અત્યંત વૃદ્ધિ પામેલા પદાર્થોનું વિધિપૂર્વક પાત્ર જોઇને દાન કરવું, ધર્મને અર્થે, યજ્ઞને અર્થે, કામને અર્થે અને દુ:ખની નિવૃત્તિને અર્થે દ્રવ્યનો ખરચ કરવો, એ સર્વ આ અધ્યાયોમાં વર્ણેલું છે. મહાભયા-

નક ક્રોધથી ઉપજેલાં તથા કામથી ઉપજેલાં દશ વ્યસન પણ એમાં વર્ણ્યાં છે. મૃગયા (શિકાર) કરવાનું વ્યસન, પાસા રમવાનું વ્યસન, મદ્યપાન કરવાનું વ્યસન, રંડીબાજીનું વ્યસન, એ ચાર કામથી ઉપજેલાં વ્યસન બ્રહ્મદેવે કહેલાં છે એમ આચાર્યો કહે છે. કઠોરવાણી, ઉગ્રપણું, સખત દંડ કરવો, દેહને કબજામાં ન રાખવો, વિનયાદિકનો ત્યાગ કરવો અને દ્રવ્યને ખોટે માર્ગે વાપરવું, એ છ ક્રોધથી ઉપજેલાં વ્યસન છે. નાના પ્રકારના યંત્ર તથા તેની ક્રિયાઓ, શત્રુના દેશનું પીડન, સામાનું બળ અટકાવવું, ઇમારતોનો નાશ કરવો, ધર્મક્રિયાના વૃક્ષોનો નાશ કરવો, ખેતી વગેરેના ફળને લૂટી લેવું અને પોતાના દેશનું હોય તો શત્રુથી તેનો બચાવ કરવો, વસ્ત્ર કવચ વગેરે સાહિત્ય બનાવવાની યુક્તિઓ, એ સર્વ તેમાં વર્ણ્યાં છે. વળી હે યુધિષ્ઠિર! શરણાઇ, નોબત, શંખ, પડઘમ, એ સર્વને બનાવવાની યુક્તિઓ તેમાં વર્ણી છે. દ્રવ્ય ઉપાર્જન કરવાની યુક્તિઓ, તથા સંગ્રહ કરવાની યુક્તિઓ તથા મણિ, પશુ, પૃથ્વી, વસ્ત્ર, દાસ અને સુવર્ણ એ છ પ્રકારનું દ્રવ્ય તેમાં વર્ણવ્યું છે. વળી પ્રાપ્ત થયેલી વસ્તુઓની યથાવિધિ વ્યવસ્થા, સત્પુરૂષનું પૂજન, વિદ્વાનો સાથે સંપ, દાન-હોમ વિધિનું જ્ઞાન, મંગળ પદાર્થનો પર્શ કરવો વગેરે, શરીરને અલંકૃત કરવાના પ્રકાર, ભોજનની યોજના, નિરંતર આસ્તિકપણું, એક માર્ગે ઉદ્યોગ કરવો, સત્ય બોલવું, મધુર બોલવું, ઉત્સવ અને મંડળીઓની તથા ધજા ચઢાવવાની પ્રત્યક્ષ અને પરોક્ષ ક્રિયાઓ, હે ભરતશાર્દૂલ! સર્વજન સમુદાયનાં સ્થાન જેવાં કે ચૌટાં, ચબુતરા, વગેરેમાં નિત્ય તપાસ રાખવી, બ્રાહ્મણોને દંડ ન કરવો યુકિતપૂર્વક દંડ કરવો, પોતાના નોકર ચાકરોમાં જાતિ અને ગુણના પ્રમાણમાં અધિકાર આપવો કે માન રાખવું, નગરવાસીઓનું રક્ષણ કરવું, દેશની વૃદ્ધિ કરવી, હે રાજન્! ચારે દિશાઓમાં ચાર શત્રુ રાજાઓ, ચાર મિત્ર રાજાઓ અને ચાર મધ્યસ્થ રાજાઓએ રાજાઓના મંડળનો વિચાર, વૈદ્યશાસ્ત્રમાં કહેલા બોતેર પ્રકારના શૌચ, અભ્યંગ વગેરે શરીર સંસ્કાર, તેમજ દેશ, જાતિ, અને કુળના ધર્મ પણ તેમાં વર્ણવ્યા છે. હે ભારે દક્ષિણા આપનાર યુધિષ્ઠિર! ધર્મ, અર્થ કામ અને મોક્ષ, તેમજ સામ, દાન, ભેદ અને દંડ, એ ઉપાય અને નાના

પ્રકારની દ્રવ્યની લાલચ એ સર્વ તેમાં વર્ણવ્યું છે. ભંડારની વૃદ્ધિ કરનારા ખેતી વગેરે કર્મ કરવાના પ્રકાર, માયા (કપટ) કરવાના પ્રકાર, અને વેહેતાં પાણીના ઝરા વગેરે દૂષિત કરવાના પ્રકાર એમાં વર્ણવ્યા છે. હે રાજશાર્દૂલ! જે જે ઉપાયોથી લોકો આર્યમાર્ગમાંથી ચલાયમાન ન થાય તે તે સર્વે ઉપાય નીતિ શાસ્ત્રમાં વર્ણર્યા છે. ભગવાન્ સમર્થ પદ્મજે એ ઉત્તમ શાસ્ત્ર રચીને પછી હર્ષ પામીને ઈંદ્રાદિક સર્વે દેવોને કહેવા લાગ્યા કે લોકના ઉપકારને અર્થે અને ધર્માદિક ત્રિવર્ગની સ્થાપનાને અર્થે સરસ્વતીના બુદ્ધિ વૈભવનું આ તત્વ પ્રકટ કર્યું છે. આ સરસ્વતીની પ્રભાવવાળી બુદ્ધિ દંડ સહિત છે માટે તે લોકનું રક્ષણ કરનારી છે. તથા નિગ્રહ અને અનુગ્રહ કરવામાં પ્રીતિવાળી તે બુદ્ધિ લોકોમાં અનુસરશે. આ શાસ્ત્ર (દંડનીતિ, એવા નામથી પ્રસિદ્ધ થઇને પ્રસરશે; કેમકે દંડવડે એ જગતને પુરૂષાર્થરૂપ ફળ પમાડશે અથવા વાણીવડે એ દંડને પ્રવર્તનાર છે માટે એનું નામ દંડનીતિ પડેલું છે. નીતિના છ ગુણમાં સારભૂત એ દંડનીતિ મહાત્મા પુરૂષોમાં માન પામશે તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ સર્વ સંપૂર્ણપણે કરીને એમાં વર્ણવેલા છે. પછી ઘણાં જેનાં રૂપ છે, વિશાળ જેનાં નેત્ર છે, ઉમા (પાર્વતી)ના પતિ, શિવ તથા સ્થાણુ એવાં નામવાળા, ભગવાન શંકરે એ નીતિ પ્રથમ ગ્રહણ કરી. ભગવાન સદાશિવે પછી જોયું કે મનુષ્યોનો આયુષ્ય કમી થવા લાગ્યો છે, તેથી બ્રહ્માએ નિર્માણ કરેલા મોટા અસ્ત્રરૂપ આ શાસ્ત્રનો શંકરે સંક્ષેપ કર્યો, તથા તેનું નામ 'વૈશાલાક્ષ' એવું પાડ્યું. તે દશહજાર અધ્યાયના શાસ્ત્રનું, બ્રાહ્મણનું અત્યંત રક્ષણ કરનાર, મહાતપસ્વી, ઈંદ્રે ગ્રહણ કર્યું. ભગવાન ઈંદ્રે પણ તે શાસ્ત્રનો સંક્ષેપ કરીને પાંચ હજાર અધ્યાયનું કર્યું, તથા હે તાત! તેનું નામ બાહુદંતક એવું પાડ્યું. ઈંદ્રની પાસેથી બૃહસ્પતિએ તે શાસ્ત્રનું ગ્રહણ કરીને પોતાની બુદ્ધિએ કરી ત્રણહજાર અધ્યાયનું સંક્ષિપ્ત શાસ્ત્ર રચ્યું તથા તેનું નામ 'બાર્હસ્પત્ય' પાડ્યું. પછી અમાપ બુદ્ધિવાળા અને યોગશાસ્ત્રના આચાર્ય મહાયશવાળા શુક્રાચાર્યે એક હજાર અધ્યાયથી સંક્ષેપમાં તે શાસ્ત્ર કહ્યું. એ પ્રમાણે મહર્ષિઓ લોકની સ્થિતિને અનુસારે તેમના આયુષ્યનો ઘટાડો જાણીને અને મનુષ્યની શક્તિનો પણ હ્રાસ જાણીને એ

શાસ્ત્રનો સંક્ષેપ કરતા ગયા. હવે દેવતાઓ પ્રજાના પતિ વિષ્ણુની પાસે જઇને બોલ્યા કે મનુષ્યોમાંથી એક જે શ્રેષ્ઠતાને યોગ હોય તે અમને બતાવો. પછી ભગવાન સમર્થ નારાયણ દેવે વિચાર કરીને રજોગુણમય વિરજા નામે માનસપુત્રને ઉત્પન્ન કર્યો. પણ હે પાંડવ ! મહાભાગ વિરજાએ પૃથ્વીમાં રાજા થવાની ના કહી, કેમકે તેની બુદ્ધિ કર્મ ત્યાગમાં આસક્ત થઇ હતી; તેનો પુત્ર કીર્તિમાન થયો તે પણ પાંચવિષયથી મુક્ત થઇને ત્યાગી થયો; તેનો પુત્ર કર્દમ થયો, તેણે પણ મોટું તપ આચરવા માંડયું. પછી કર્દમ પ્રજાપતિને અનંગ નામે પુત્ર થયો, તે સજ્જન, દંડનીતિમાં કુશળ અને પ્રજાનું રક્ષણ કરનારો થયો. અનંગનો નીતિમાન પુત્ર અતિબળ થયો, તેણે જઇને મોટું રાજ્ય પ્રાપ્ત કર્યું તથા તે ઇન્દ્રિયોને વશ થયો. હે રાજન્ ! મૃત્યુની માનસીપુત્રી સુનીથા નામે જે ત્રણ લોકમાં પ્રખ્યાત છે તેને તેનાથી વેન નામ પુત્ર જન્મ્યો. તે વેન પ્રજામાં મહા અધર્મ કરનારો અને રાગ દ્વેષના વશમાં પડીને વર્તનારો હતો; તેને બ્રહ્મવાદી ઋષિઓએ મંત્રથી પવિત્ર કરેલા દર્ભવડે કરીને હણ્યો. પછી તે ઋષિઓએ મંત્રવડે તેની જમણી જંઘાનું મંથન કર્યું, ત્યારે તેમાંથી હ્રસ્વ અંગવાળો અને વિકૃત રૂપવાળો પુરૂષ ઉત્પન્ન થઇ પૃથ્વીમાં પડયો. બળેલા લાકડાના જેવો શ્યામવર્ણનો, રાતી આંખવાળો, કાળા કેશવાળો, એવો તેને જોઇને તે બ્રહ્મવાદી ઋષિઓ બોલ્યા કે નિષીદ (બેશ); તે ઉપરથી તે અને તેના વંશજ નિષાદ (ભીલ) કહેવાય છે, તે ઉત્પન્ન થયા. તે ક્રૂર અને ડુંગર તથા ઝાડીમાં વસનારા થયા. તેમજ વિંધ્યાચળમાં વસનારા સેંકડો અને હજારો બીજા મ્લેચ્છો પણ તેમાંથી પ્રકટ થયા. પછી તે મહર્ષિઓએ ફરીને તેના જમણા હાથનું મંથન કર્યું, તેમાંથી એક પુરૂષ ઉત્પન્ન થયો તે જાણે બીજો ઈંદ્ર હોય તેવો રૂપવાળો હતો. હે રાજન્ ! તેણે કવચ પેહેરેલું હતું, બાણનો ભાથો પછવાડે બાંધેલો હતો, હાથમાં બાણ અને ધનુષ્ય હતાં, તે વેદ અને વેદના અંગને જાણનારો હતો, ધનુર્વેદમાં પરિપૂર્ણ કુશળ હતો, તથા સઘળી દંડનીતિ તે ઉત્તમ પુરૂષનો આશ્રય કરીને રહેલી હતી, અર્થાત, તેમાં પણ તે પ્રવીણ હતો. પછી વેનના તે પુત્રે હાથ જોડીને મહર્ષિઓને કહ્યું કે ધર્મ અને

અર્થને બતાવનારી અત્યંત સૂક્ષ્મ બુદ્ધિ મને ઉત્પન્ન થઇ છે; પણ એ બુદ્ધિવડે મારે શું કરવું તે મને યથાર્થપણે કરીને કહો. તમે મને અર્થે સહિત જે કાર્ય કરવાનું કહેશો, તે હુ કરીશ એમાં વિચારવા જેવું નથી. એ સાંભળીને તે સ્થળમાં આવેલા દેવ તથા મહર્ષિઓએ તેને કહ્યું કે જે નિયમિત ધર્મવાળું કૃત્ય હોય તે તુ નિઃશંક થઇને કર. પ્રિય તથા અપ્રિયનો ત્યાગ કરીને સર્વે પ્રાણીઓ ઉપર સમાન થઇને તથા કામ, ક્રોધ, લોભ અને માનને દૂર ફેંકી દેઇને નિરંતર ધર્મ ઉપર તારે નજર રાખવી અને જે કોઈ મનુષ્ય ધર્મથી ચલાયમાન થાય તેનો તારે પોતાના બાહુ બળથી નિગ્રહ કરવો. વળી તું પ્રતિજ્ઞા કર કે 'હુ મન, વાણી અને કર્મે કરીને પૃથ્વીમાં વેદનું રક્ષણ કરીશ. વળી દંડનીતિના આશ્રયવાળો નીતિશાસ્ત્રમાં જે ધર્મ કહેલો છે, તે હું નિઃશંક થઇને આચરીશ; પણ ઇંદ્રિયોના વશમાં થઇને હું આચરણ નહિ કરૂં. બ્રાહ્મણોને હું દંડ નહિ કરૂં. વળી સમગ્ર લોકનું વર્ણ સંકર થવાથી હું રક્ષણ કરીશ, હે પરમ તપવાળા રાજન્! એ પ્રકારે તું પ્રતિજ્ઞા કર. પછી ઋષિઓ તથા દેવ આદિક સર્વને વેનનો તે પુત્ર કહેવા લાગ્યો કે હે પુરૂષશ્રેષ્ઠો! મહાભાગ બ્રાહ્મણો સર્વદા મારે નમન કરવા જોગ છે ત્યારે તે બ્રહ્મવાદી મુનિઓ બોલ્યા કે હે વૈન્ય! વારૂ તું એમ આચરણ કરજે. પછી વેદના ભંડારરૂપ શુક્રાચાર્ય તેના પુરોહિત થયા; સરસ્વતીના પુત્રનો સમુદાય, વાલખિલ્ય તેના મંત્રિઓ થયા; ભગવાન ગર્ગ મહર્ષિ તેના જોશી થયા. પોતાના સહિત આઠમો એ પરમ વચન લોકોમાં સંભળાય છે તે આ પ્રમાણે સિદ્ધ થયું, એટલે પ્રથમ વિષ્ણુ, વિષ્ણુથી વિરજા એ બીજો, ત્રીજો કીર્તિમાન્, ચોથો કર્દમ, પાંચમો અનંગ, છઠ્ઠો અતિબળ, સાતમો વેન અને આઠમો પૃથુ, એ આઠમો પૃથુ, વિષ્ણુનો અવતાર છે એમ કહેવાનું તાત્પર્ય છે. એ પૃથુની પેહેલાં ઉપજેલા સૂત અને માગધ તેના યશ બોલનારા થયા. તેમના ઉપર પ્રસન્ન થઇ તે વેનના પુત્ર પૃથુએ સૂતને અનૂપદેશ (કચ્છ), અને માગધને મગધ દેશ આપ્યો. પછી પૃથુએ પૃથ્વીને સારી રીતે ખાડા ટેકરા મટાડીને સમાન કરી. પૃથ્વી પેહેલાં બહુ ખાડા ટેકરાવાળી હતી એવું આપણે સાંભળ્યું નથી, પણ સર્વે મ-

ન્તરોમાં પૃથ્વી વિષમ (ખાડા ટેકરાવાળી) થઇ જાયછે એમ જાણવું. હે મહારાજ ! પછી પૃથુએ પોતાના ધનુષ્યના અગ્રભાગવડે પર્વત સમુદાયને પૃથ્વીમાંથી ઊંચકી કાઢયા તેથી પર્વતો વૃદ્ધિ પામ્યા. પછી વિષ્ણુ દેવ, ઈંદ્ર, અને બીજા દેવોની સાથે મળીને ઋષિએ, બ્રાહ્મણો અને પ્રજાપતિઓએ તેને અભિષેક કર્યો. હે પાંડવ ! નદીઓનો સ્વામિ સમુદ્ર, ઉત્તમ પર્વત હિમાલય, અને સાક્ષાત પૃથ્વી રત્નો લેઇને તેને અર્પણ કરવા આવી. હે યુધિષ્ઠિર ! ઈંદ્રે તેને અખૂટ ધન આપ્યું. સુવર્ણમય પર્વત મેરૂએ પોતે સુવર્ણ અર્પણ કર્યું. યક્ષ અને રાક્ષસના સ્વામિ ભગવાન કુબેરે ધર્મ, અર્થ અને કામમાં સામર્થ્યવાળું ધન આપ્યું; તથા હે પાંડવ ! કોટિક ઘોડા, રથ, હાથી અને પાયદળ, એ સર્વ પૃથુએ ચિંતવન કરતાંમાંજ પ્રકટ થયું. તે રાજા પૃથુના રક્ષણને લીધે તેના રાજ્યમાં જરાવસ્થા બાધ કરતી નહોતી, દુકાળ પડતો નહોતો, તેમ આધિ અને વ્યાધિ પણ રહ્યા નહોતા; વળી સર્પ આદિક પેટે ચાલનારાં પ્રાણીથી, ચોરથી કે અરસપરસ મનુષ્યોથી પણ તેના રાજ્યમાં ભય ઉપજતો નહોતો. તે રાજા સમુદ્ર ઉપર થઇને જવાની જ્યારે ઇચ્છા કરતો ત્યારે જળ તેના પગ નીચે સ્થિર થઇ જતું હતું અર્થાત્ જળ ઉપર તે ચાલી શકતો હતો, પર્વતોમાં થઇને જવું હોય ત્યારે પર્વતો તેને માર્ગ આપતા હતા અને તેના રથની ધજાનો ભંગ થતો નહોતો. તેણે આ પૃથ્વીને દોહીને સત્તર પ્રકારનાં ધાન્ય પ્રાપ્ત કર્યાં અને યક્ષ, રાક્ષસ તથા નાગ, એમણે જે જે ઇચ્છયું તે તે તેમાંથી પ્રાપ્ત કર્યું. તે મહાત્માએ આ મૃત્યુલોકને અત્યંત ધર્મવાન કર્યો અને સર્વ પ્રજાને રંજન કરી, તેથી એ 'રાજા' એ પ્રકારે કહેવાય છે. તેણે બ્રાહ્મણોનું ક્ષત (પ્રહાર-ઘા) થી રક્ષણ કર્યું માટે તે ક્ષત્રિય કહેવાય છે અને આ લોકમાં ધર્મ પ્રથિત કર્યો (વિસ્તાર પમાડ્યો) માટે ઘણા આચાર્યોએ ધરતીને 'પૃથ્વી' એવું નામ આપ્યું છે. હે ભારત ! સનાતન વિષ્ણુએ પોતેજ એને રાજ્યાસન ઉપર સ્થાપન કર્યો છે અને 'તારૂં' કોઇ ઉલ્લંઘન કરશે નહિ' એવી મર્યાદા કરી છે. તેના તપવડે કરીને ભગવાન વિષ્ણુ રાજાની દેહમાં રહેલા છે અને તેથી તે રાજાને મનુષ્યોનો દેવ માનીને દેવની પેઠે જગત નમે છે. હે રાજન્ ! દંડનીતિવડે નિરંતર રાજાએ આ જગતનું રક્ષણ કરવું ઘટેછે. દૂત મોકલીને તેમના ફરવા

વડે લોકનું વૃત્તાંત જાણવાથી રાજાની કોઈ ધર્ષણા કરી શકતું નથી. મન અને કર્મ જેનાં સમાન છે એવા રાજાનાં શુભ કર્મનું ફળ શુભજ થાયછે. દેવના સમુદાય વિના બીજા સર્વે લોકો રાજાના વશમાં રહે છે તેનું શું કારણ છે? એનું કારણ એ છે કે, વિષ્ણુના કપાળમાંથી સુવર્ણનું કમળ થયું; તે કમળમાં ધર્મનું પાલન કરનારી લક્ષ્મી દેવી ઉત્પન્ન થઇ; હે પાંડવ! ધર્મ *વડે લક્ષ્મીથકી અર્થ ઉત્પન્ન થયો; તે અર્થમાંથી ધર્મ અને અર્થ તથા* રાજ્ય લક્ષ્મી ઉત્પન્ન થઇ; હે તાત! તપસ્વી પુરૂષના પુણ્યનો ક્ષય થવાથી તે સ્વર્ગ લોકમાંથી પૃથ્વીમાં આવે છે અને દંડનીતિમાં પ્રવીણ એવો નરપતિ તે થાય છે. તે પુરૂષ પૃથ્વીમાં વિષ્ણુની મહત્તાવડે યુક્ત થાય છે; બુદ્ધિમાન થાય છે તથા માહાત્મ્ય પામે છે. તેને દેવતાઓએ સર્વના ઉપરીપણામાં સ્થાપન કરેલો છે માટે કોઇ તેનું ઉલ્લંઘન કરતું નથી, તથા તે એકના વશમાં આખું ભૂમંડળ રહે છે; માત્ર આ જગતનું નિર્માણ કરવાનું સામર્થ્ય તેનામાં હોતું નથી. હે રાજન! શુભ કર્મનું ફળ શુભજ થાય છે; કેમકે રાજાએ પૂર્વે શુભ કર્મ કરેલાં છે, માટે બીજા પુરૂષોની સાથે સરખાવતાં તે તુલ્ય છતાં અને એક છતાં પણ તેની આજ્ઞામાં આ ભૂલોક રહે છે. જે પુરૂષ એ રાજાનું સૌમ્ય, સુંદર, અર્થવાળું અને રૂપવાળું મુખ જુએ છે તે તેના વશમાં થાય છે. તેનો દંડ ભારે છે માટેજ અત્યંત સ્પષ્ટ લક્ષણવાળી તથા જેણે આ લોક વ્યવહારનો વિસ્તાર કર્યો છે તે નીતિ લોકમાં ટકી રહેલી છે અને અત્યંત અનાચાર થતો નથી. હે યુધિષ્ઠિર! એ દંડનીતિના ગ્રંથમાં પુરાણોની ઉત્પત્તિ, મહર્ષિઓની ઉત્પત્તિ, તીર્થના અને નક્ષત્રોના વંશ કહેલા છે. વળી તેમાં ચાર આશ્રમ, ચાર અગ્નિહોત્ર, ચાર વર્ણ અને ચાર વિદ્યાઓ એ સર્વ કહેલાં છે. તેમાં ઇતિહાસો, વેદ, સમગ્ર ન્યાય, તપ, જ્ઞાન, અહિંસા, સત્ય, અસત્ય અને ઉત્તમ નીતિ કહેલી છે. વૃદ્ધની સેવા, દાન, શૌચ, ઉદ્યોગ, સર્વ ભૂત ઉપર દયા, અને સર્વે મંત્રો વર્ણેલા છે. હે પાંડવ! બ્રહ્મદેવના કરેલા તે શાસ્ત્રમાં પૃથ્વીના ગર્ભમાં જે કાંઇ રહેલું છે તે સર્વ કહી બતાવેલું છે એમાં સંશય નથી. હે પૃથ્વીપતે! તે શાસ્ત્ર ઉપરથી જગતમાં પંડિતો 'રાજા' એવો શબ્દ બોલે છે, તથા દેવ અને નરદેવ (રાજા) ને તુલ્ય ગણે છે. હે ભરતશ્રેષ્ઠ! રાજાઓના મહત્વ વિ-

છે એ સર્વ મેં તને સમગ્રપણે કરીને કહ્યું; હવે એમાં બીજું શું બાકી રહેલું છે ?

एतत्तेसर्वमाख्यातंमहत्त्वंप्रातिराजसु ॥

कार्त्स्न्येनभरतश्रेष्ठकिमन्यदिहवर्त्तते ॥ १४१ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि सूत्राध्याये

*गुर्जरभाषायां एकोनषष्ठितमोऽध्यायः ॥ ५९ ॥*

**वैशंपायनउवाच** ॥ ततःपुनःसगांगेयमभिवाद्यपितामहम् ॥

॥ प्रांजलिर्नियतोभूत्वापर्यपृच्छद्युधिष्ठिरः ॥ १ ॥

વૈશંપાયન કહે છે,—પછી ગંગાના પુત્ર, પિતામહ ભીષ્મને નમ્ર થઈ હાથ જોડીને યુધિષ્ઠિર ફરીને પણ પૂછવા લાગ્યો કે સર્વે વર્ણોના કયા ધર્મ છે! તથા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણના જૂદા જૂદા ધર્મ કયા છે ? વળી ચારે વર્ણના આશ્રમો, જેવા કે બ્રાહ્મણના ચાર આશ્રમ, ક્ષત્રિયના ત્રણ, વૈશ્યના બે અને શૂદ્રનો એક આશ્રમ, એ આશ્રમના ધર્મ શા છે ? તથા રાજધર્મ કયા કયા છે ? હે ભરતશ્રેષ્ઠ! દેશ શાવડે વૃદ્ધિ પામે? રાજા શાથકી વૃદ્ધિ પામે ? નગરના લોકો તથા સેવકો શા ઉપાયથી વૃદ્ધિ પામે ? તે મને કહો. વળી કોશ, દંડ અને દુર્ગ કેમ વૃદ્ધિ પામે તથા સહાય, મંત્રીઓ ઋત્વિક્, પુરોહિત અને આચાર્ય, કેવા હોય તો તેને તજવા ઘટે છે તે કહો. હે પિતામહ! કયી આપદામાં કોના ઉપર રાજાએ વિશ્વાસ રાખવો અને કોનાથકી આત્માનું દઢપણે રક્ષણ કરવું તે મને કહો. ભીષ્મ કહે છે,—મહાત્મા ધર્મને જગતના સરજનારા શ્રીકૃષ્ણને, અને બ્રાહ્મણોને પ્રણામ કરીને હું સનાતન ધર્મ કહું છું. અક્રોધ, સત્ય વચન, રૂડે પ્રકારે અન્નાદિકના વિભાગ કરવા, ક્ષમા, પોતાની સ્ત્રીઓમાં સંતતિ ઉત્પન્ન કરવી, પવિત્ર રહેવું, કોઇનો દ્રોહ ન કરવો, સરળ સ્વભાવના થવું, જેમનું ભરણપોષણ કરવું ઘટે છે તેમનું ભરણપોષણ કરવું એ નવ ધર્મ તો સર્વે વર્ણને આચરવા યોગ્ય છે. હવે હું તને કેવળ બ્રાહ્મણનાજ ધર્મ કહું છું. હે મહારાજ! બ્રાહ્મણનો પુરાતન ધર્મ ઈંદ્રિય દમન છે, તથા

બીજો ધર્મ વેદાધ્યયન છે અને તે અધ્યયન કર્મથીજ નૈષ્ઠિક બ્રાહ્મણ કૃતાર્થ થાય છે. પોતાના કર્મમાં વર્તમાન અને દુષ્કર્મને નહિ આચરતા તથા પ્રજ્ઞાનરૂપ આનંદમાં તૃપ્ત રહેતા શાંત બ્રાહ્મણને જો પોતાની મેળે અનાયાસે વિત્ત આવી મળે તો તેણે સ્ત્રી કરવી અને પ્રજા ઉત્પન્ન કરવી. તેણે દાન કરવું; યજ્ઞ કરવો; અન્નાદિકના તથા ધનના વિભાગ કરીને પછી ભોજન કરવું; એમ સત્પુરૂષો કહે છે. બ્રાહ્મણ પોતાના અધ્યયન કર્મથી સ્થિર થયો હોય, અર્થાત્ નિવૃત્તિ પામ્યો હોય ત્યારે તેણે બીજાં કૃત્ય કરવાં અથવા ના પણ કરવાં; કેમકે બ્રાહ્મણ એ જગત્નો મિત્ર દેવ પણ કહેવાય છે. હે ભારત ! ક્ષત્રિયનો જે ધર્મ છે, તે પણ હું તને કહું છું. હે રાજન્ ! તેણે દાન આપવું પણ યાચના કરવી નહિ; તેણે યજ્ઞ કરવો પણ કરાવવો નહિ; તેણે ભણવું પણ ભણાવવું નહિ; અને પ્રજાનું પાલન કરવું. તેણે નિરંતર ચોર અને લુંટારાનો વધ કરવામાં ઉદ્યોગી રેહેવું તથા સંગ્રામમાં પરાક્રમ કરવું. જે ક્ષત્રિઓ યજ્ઞ કરીને યજન કરે છે, જે ક્ષત્રિઓ વેદ ભણેલા છે, જે ક્ષત્રિઓ સંગ્રામમાં જય મેળવનારા છે, તે ક્ષત્રિઓજ લોકને જીતવામાં સર્વોત્તમ ગણાય છે. સંગ્રામમાંથી દેહને ઘા લાગ્યા શિવાય જે ક્ષત્રિય પાછો ફરે છે તેનું એવું કર્મ પુરાતન પંડિતો વખાણતા નથી. એ પ્રમાણે ક્ષત્રિય જાતિનો માર્ગ મુખ્યત્વે કરીને કહેલો છે; ચોરોને હણવા શિવાય બીજું તેવું ઉતમ કૃત્ય નથી. દાન, અધ્યયન અને યજ્ઞ એ ત્રણ કર્મ કરવાથી રાજાનું કલ્યાણ થાય છે, પણ વિશેષ ધર્મ સધાતો નથી; માટે ધર્મની ઇચ્છા રાખનારા રાજાએ વિશેષે કરીને ધર્મ યુદ્ધ કરવું જોઇએ. રાજાએ પોતાની પ્રજાને પોતપોતાના ધર્મમાં સ્થાપન કરીને તમામ શમ ગુણમાં રહેલાં કર્મ ધર્મવડે કરવાં. ક્ષત્રિય જ્યારે પ્રજા પાલન રૂપ કર્મથી નિવૃત્તિ પામ્યો હોય ત્યારે તેણે બીજું કાંઇક કર્મ કરવું અથવા ના પણ કરવું; કેમકે ક્ષત્રિય ઇંદ્ર દેવ કહેવાય છે. વૈશ્યનો, સનાતન ધર્મ પણ હું તને કહીશ; દાન કરવું; અધ્યયન કરવું, યજ્ઞ કરવો તથા પવિત્ર રીતિવડે ધનનો સંચય કરવો, એ તેના ધર્મ છે. વળી તેણે ઉદ્યોગી થઇને સર્વે પશુઓને પાળવાં તથા પિતાની પેઠે તેમની સંભાળ લેવી. એ શિવાય બીજું કર્મ જો તે કરે તો તે તેણે વિકર્મ એટલે ઉલ-

ટું કર્મ કર્યું એમ જાણવું. વૈશ્ય પશુનું પાલન કરવાવડે મોટું સુખ પામે, એમ છે; કેમકે પ્રજાપતિ બ્રહ્માએ સૃષ્ટિનું નિર્માણ કરીને તેમાંથી વૈશ્યને પશુઓ આપેલાં છે, તથા બ્રાહ્મણને અને ક્ષત્રિયને બીજી સઘળી પ્રજા આપેલી છે. હવે તે વૈશ્યની વૃત્તિ તથા જીવિકા કહું છું; વૈશ્ય છ ગાયો પાળે ત્યારે તેમાંથી એક ગાયનું દૂધ પોતાના નિર્વાહને અર્થે લેવું; અને સો ગાય પાળનાર વૈશ્યે એક બળદની જોડ લેવી. વેપારમાં લાભ થયો હોય તેમાંથી સાતમો ભાગ પોતાના નિર્વાહને અર્થે લેવો. તેજ પ્રમાણે શીંગડાંવાળાં પશુ અને ખરીવાળાં પશુ તથા કારીગરી એમાંથી પણ લાભ મળે તેનો સાતમો ભાગ લેવો. ઘાસ દાણા વગેરેના વેપારમાંથી પણ સાતમો ભાગ લેવો. તેણે ઘાસ અને સર્વ દાણાઓનો વાર્ષિક સંગ્રહ કરવો. મારે પશુ પાળવાં નથી એવી ઇચ્છા વૈશ્યે રાખવી નહિ. તથા જ્યાંસુધી પશુ રાખવાને માટે વૈશ્ય ઇચ્છા રાખતો હોય ત્યાં સુધી બીજાએ તે પશુ કોઈ પ્રકારે રાખવું નહિ. હે ભારત! શૂદ્રનો ધર્મ પણ હું તને કહીશ. બ્રહ્મદેવે શૂદ્રને પ્રજાઓનો દાસ કલ્પ્યો છે, માટે શૂદ્રે ત્રણે વર્ણની સેવા કરવી જોઇએ. ત્રણે વર્ણની સેવા કરવાથીજ તે મોટું સુખ પામશે. અને એ ત્રણે વર્ણને અનુક્રમે શૂદ્રે સેવવી. શૂદ્રે કોઈ દિવસ કોઈ પણ પ્રકારે સંચય તો કરવોજ નહિ. જે શૂદ્ર પોતાથી ઉત્તમ વર્ણનું ધન લેઇને પોતાના સ્વાધીનમાં રાખે છે તેને પાપી જાણવો. પણ જે ધર્મી શૂદ્ર હોય તેણે રાજાએ આજ્ઞા આપેલા નિવાસસ્થળમાં વસવું. હવે તે શૂદ્રની વૃત્તિ તથા તેની ઉપજીવિકા કહું છું; ત્રણે વર્ણની પ્રજાએ અવશ્યે કરીને શૂદ્રનું પોષણ કરવું જોઇએ. તેમણે પોતાની સેવા કરનાર શૂદ્રને વાપરેલી અને જૂની થયેલી છત્રીઓ, વીરણવાળાના પડદા, જોડા, વીંજણા, વગેરે આપવાં. બ્રાહ્મણે શૂદ્રને ફાટી ગયેલાં અને નહિ પેહેરવા લાયક લૂગડાં હોય તે આપવાં; અને તે તેનું ધર્મથી મેળવેલું ધન સમજવું. ગમે તે બ્રાહ્મણની પાસે શૂદ્ર સેવા કરવાની ઇચ્છાથી આવે તો પોતાની મેળે તે શૂદ્રની વૃત્તિની બ્રાહ્મણે કલ્પના કરવી; કેમકે ધર્મને જાણનારા પુરૂષોએ તેની વૃત્તિ કોઈ સ્થળમાં નિરાળી બતાવી નથી. પુત્ર વિનાના શૂદ્રને ખાવાનું આપવું. વૃદ્ધ અને દુર્બળનું પોષણ કરવું. શુદ્રે પણ ગમે તે આપત્તિ પડે તથાપિ સ્વામિનો કદાપિ ત્યાગ કરવો નહિ.

સ્વામિના દ્રવ્યનો જ્યારે ક્ષય થાય ત્યારે પોતાના કુટુંબનું પોષણ કરતાં વધેલા દ્રવ્યથી સ્વામિનું પોષણ કરવું. શુદ્રનું ધન ઉપર સ્વામિપણું છે નહિ. માટે શુદ્રે મેળવેલા ધન ઉપર તેના ધણીનો હક છે. જે યજ્ઞ ત્રણે વર્ણને કરવાના કહ્યા છે તે તેણે પણ કરવા, પરંતુ સ્વાહા અને વષટ આદિક ઉચ્ચાર અને વેદ મંત્ર તેમાં બોલવા નહિ અર્થાત્ મંત્ર વિના તેનો યજ્ઞ કરવાનો કહેલો છે. એટલા માટે શૂદ્રે વેદોક્ત વિધિથી વ્રત કરવાં નહિ કે યજ્ઞ કરવો નહિ, પણ વૈશ્વદેવ, ગ્રહશાંતિ વગેરે ક્ષુદ્ર યજ્ઞ તેણે કરવાં. તથા બસો છપ્પન (૨૫૬) મુઠી અનાજ તેવા યજ્ઞની દક્ષિણામાં આપવું. પૈજવન નામે એક શૂદ્રે યજ્ઞ કર્યો હતો અને વેદમાં જેમ ઈંદ્ર અને અગ્નિ સંબંધી વિધિ કહેલો છે તેવો, પણ મંત્ર રહિત [વિ]ધિ કરીને એક લાખ પૂર્ણ પાત્ર એટલે ૨૫૬૦૦૦૦૦ મુઠી ધાન્યની દક્ષિણા તેણે આપી હતી. શૂદ્ર છતાં તેને યજ્ઞનું ફળ ન મળે એમ ન સમજવું કેમકે સર્વે વર્ણનો તે સેવક છે, માટે સ્વામિના કરેલા યજ્ઞનો ફળભાગ તેને પણ મળે છે. વળી શ્રદ્ધાવડે ગુરૂ અને અગ્નિની સેવા કરવાથી ઉપલોકને અગ્નિઓએ બ્રહ્મવિદ્યા આપી હતી એ પ્રમાણે શ્રદ્ધાથી બ્રાહ્મણાદિકનું સેવન કરનારા શૂદ્રને પણ બ્રાહ્મણે કરેલા યજ્ઞના ફળનો ભાગ મળે છે. કેમકે સર્વે યજ્ઞોમાં શ્રદ્ધા યજ્ઞ સર્વથી અગ્રેસર ગણાય છે. યજ્ઞ કરનારાઓનું દૈવત શ્રદ્ધા છે તથા જે કાંઈ પવિત્ર છે તે છે; તેમજ બ્રાહ્મણ પણ સર્વનું દૈવત્ છે અને પોતપોતામાં તેઓ પરસ્પર દૈવત છે. ત્રણે વર્ણની પ્રજાઓમાં બ્રાહ્મણોએ સંતાન ઉત્પન્ન કર્યાં છે, માટે શૂદ્રાદિક સર્વે તે તે કામનાઓ ધારી સાવધાન થઇને યજ્ઞ કરે છે. અર્થાત્ બ્રાહ્મણથકી ઉત્પત્તિ છે માટે યજ્ઞ કરવાનો તેમને અધિકાર છે. વળી બ્રાહ્મણ દેવના પણ દેવ છે; તે જે બોલશે તે તારૂં પરમ હિત છે. એમ કહ્યું છે માટે ત્રણે વર્ણના શ્રૌત અને સ્માર્ત યજ્ઞો કેવળ પોતપોતાની ઇચ્છા પ્રમાણે ઉત્પન્ન કરેલા નથી. ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદને જાણનારા બ્રાહ્મણને દેવની પેઠે પૂજવો પણ જે ઋગ્, યજુર અને સામવેદ નથી જાણતો એવા શૂદ્રનો પણ પ્રજાપતિ દેવતા છે. હે ભારત! હે તાત! સર્વે વર્ણોને માનસિક યજ્ઞ કરવાનો અધિકાર છે પણ તેવા માનસયજ્ઞમાં દેવતાઓ કે

બીજા લોકો ભાગ લેવાને ઇચ્છતા નથી. શ્રદ્ધારૂપ યજ્ઞમાં તે દેવતાઓ ભાગ લેવા ઈચ્છા કરે છે માટે સર્વે વર્ણોમાં શ્રદ્ધા યજ્ઞ કરવામાં આવે છે. કોઈ કહેશે કે અગ્નિહીન શૂદ્રનો પાક યજ્ઞ (શૂદ્રયજ્ઞ) માં શી રીતે અધિકાર છે. તે વિષે એવું સમાધાન છે કે ત્રણે વર્ણનું દૈવત બ્રાહ્મણ છે અને જે બ્રાહ્મણ બીજી વર્ણોને ઉદ્દેશીને પરાપૂર્વથી યજ્ઞાદિ કર્મ કરે છે. માટે બ્રાહ્મણદ્વારા યજ્ઞ કરાવનારને તેનું ફળ લેવાનો અધિકાર છે. શ્રૌત અગ્નિ વિના દક્ષિણાગ્નિને અર્થે વૈશ્યના ઘરમાંથી આણેલો અગ્નિ જે વૈશ્ય કહેવાય છે તે અધમ છે. માટે બ્રાહ્મણજ ત્રણે વર્ણમાં યજ્ઞનો કરનાર છે. એમ હોવાથી બધીએ વર્ણો મૂળે બ્રાહ્મણમાંથી ઉપજેલી છે. માટે વર્ણ અને જ્ઞાતિઓ ઉત્તમ છે (સાધુ છે) તથા યજ્ઞ કરવાને અધિકાર વાળી છે; અહીં ઉદાહરણ એવું સમજવું કે જેમ એક અકાર અક્ષર તમામ વાણીરૂપ છે, અર્થાત્ તે એકજ અક્ષર તમામ સ્પર્શ, ઉષ્મ, અર્ધસ્વર વગેરેથી પ્રગટ કરાય છે વળી જેમ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ જૂદા છતાં પણ તેમ એકજ બ્રહ્માણ જૂદી જૂદી વર્ણોમાં એક 'અ' કાર ઉપરથી તેમનો વિસ્તાર છે, વ્યાપી રહેલો છે, એમ સમજવું. હે રાજેંદ્ર! યજ્ઞ કરવાને ઇચ્છતા વાનપ્રસ્થ મુનિઓએ કરેલી યજ્ઞની સ્તુતિના શ્લોકો આ સ્થળમાં પ્રાચીન વાર્તાઓ જાણનારા બોલે છે. તે એવા છે કે–સૂર્ય ઉદય પામ્યો હો અથવા ન ઉદય પામ્યો હો, તથાપિ શ્રદ્ધાયુક્ત થઇને અને ઈંદ્રિયો વશમાં રાખીને ધર્મવડે જે અગ્નિમાં હોમ કરે છે તે ઉત્તમ કૃત્ય કરે છે; કેમકે શ્રદ્ધા એજ મોટું કારણ છે. રૌદ્ર, ગલિત, સહ્વાયવ્ય, ઉપાસ્રષ્ટ, ઈત્યાદિ સોળ પ્રકારના અગ્નિહોત્ર ઋગ્વેદના બ્રાહ્મણમંત્રોમાં કહ્યા છે; તેમાં વિષ્પંદમાન, સ્કન્ન, એવા એવા વાયુદેવતા સંબંધિ અગ્નિહોત્ર છે. એ અગ્નિહોત્ર આદ્ય એટલે પ્રથમનો કહેવાય છે; જે અસ્કન્ન એટલે યથાવિધિ હોમ કરેલો જેમાં છે એવા અગ્નિહોત્ર છે તે ઉત્તર એટલે સર્વોત્કૃષ્ટ ગણાય છે. એ પ્રમાણે નાના પ્રકારનાં કર્મફળ આપનારાં અનેક પ્રકારનાં યજ્ઞનાં રૂપ છે. જે બ્રાહ્મણ એવાં યજ્ઞનાં સોળે સ્વરૂપને જાણે છે તથા જ્ઞાનના નિશ્ચયવડે કરીને નિશ્ચિત જેનું મન છે એવો શ્રદ્ધાવાળો બ્રાહ્મણ હોમ કરવાને યોગ્ય છે. ચોર હો, પાપી હો કે અત્યંત પાપકર્મ કરનારો હો, તથાપિ જે યજ્ઞ-

સ્વરૂપ વિષ્ણુને દાન આદિક કર્મે કરીને પૂજવાને ઇચ્છે છે તેને સાધુજ કહેલો છે. એવા પુરૂષનાં ઋષિઓ વખાણ કરે છે અને કહે છે કે એ બહુ ઉત્તમકર્મ છે એમાં સંશય નથી. માટે સર્વે વર્ણના લોકોએ સર્વ પ્રકારે અને સર્વ સમયે યજ્ઞ કરવો એ નિશ્ચય છે. યજ્ઞ સમાન ત્રણે લોકમાં કાંઇ છે નહિ એ નિશ્ચય જાણવું. માટે પારકો ઉત્કર્ષ સહન ન થવાનો દુર્ગુણ તજીને શ્રદ્ધાવડે પવિત્ર થયેલા યજ્ઞનો આશ્રય કરીને શક્તિ પ્રમાણે અને ઇચ્છા પ્રમાણે પુરૂષે યજ્ઞ કરવો, એમ મુનિઓ કહી ગયા છે.

तस्माद्यष्टव्यमित्याहुःपुरुषेणानसूयता ॥

श्रद्धापवित्रमाश्रित्ययथाशक्तियथेच्छया ॥ ९४ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपार्वणि वर्णाश्रमधर्मकथनंनाम

गुर्जरभाषायां षाष्टितमोऽध्यायः ॥ ६० ॥

---

**भीष्मउवाच** ॥ आश्रमाणांमहाबाहोश्रृणुसत्यपराक्रम ॥

॥ चतुर्णामपिनामानिकर्माणिचयुधिष्ठिर ॥ १ ॥

ભીષ્મ કહે છે,-હે મહાબાહો સત્ય પરાક્રમવાળા યુધિષ્ઠિર! ચારે આશ્રમોનાં નામ તથા તેમનાં કર્મ પણ હું તને કહું તે સાંભળ. એક તે બ્રાહ્મણોએ પસંદ કરેલો આશ્રમ બ્રહ્મચર્ય, બીજો મોટો આશ્રમ ગાર્હસ્થ્ય, ત્રીજો વાનપ્રસ્થ અને ચોથો સન્યસ્ત એ ચાર આશ્રમ છે. જટા ધારણ કરવાનો સંસ્કાર જેનો રહેલો છે એવું દ્વિજાતિપણું પામીને અને આધાનાદાદિક કર્મને પામીને અને વેદનું અધ્યયન કરીને, સ્ત્રીસહિત કે પછી સ્ત્રીવિનાનો જે પુરૂષ આત્મવાન અને જીતેંદ્રિય હોય તેણે ગૃહસ્થાશ્રમથી કૃતકૃત્ય થઇને વાનપ્રસ્થ આશ્રમ ધારણ કરવો. તે આશ્રમમાં ધર્મને જાણનારા તથા ઉર્ધ્વરેતા તે પુરૂષે વાનપ્રસ્થને ઉપયોગનાં આરણ્યક વગેરે શાસ્ત્ર ભણીને તથા તે પ્રમાણે આચરીને સન્યસ્ત આશ્રમ લેવો અને તેવડે તે અક્ષરમાં લીન થઈ જાય છે અર્થાત્ કૈવલ્ય (મુક્તિ) પામે છે, હે રાજન્! ઉર્ધ્વરેતા મુનિઓને પણ દ્વિજાતિપણું ધારણ કરવા વગેરેજ નિમિત્ત મોક્ષ પ્રાપ્તિને અર્થે ઉપયોગનાં છે. માટે પંડિત એવા બ્રાહ્મણે તેમજ કરવું. અથવા હે પૃથ્વી-

પતે ! મોક્ષની ઇચ્છા રાખનારા બ્રાહ્મણનો, પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ ધારણ કર્યા પછી અને આચર્યા પછી સન્યસ્ત ધારણ કરવાનો અધિકાર પ્રશસ્ત છે. એ ભૈક્ષચર્યાના આશ્રમમાં સૂર્ય અસ્ત થયો એટલે શયન કરવું, આશા કોઇની રાખવી નહિ, નિવાસ સ્થળ કરવું નહિ, જે મળે તે ઉપર ગુજારો કરવો, ઇંદ્રિયોનું દમન કરવું તથા તેના ઉપર જય મેળવવો, એવી વર્તણુક મુનિએ રાખવી. મોક્ષના આશ્રમને પામેલો જે બ્રાહ્મણ સર્વ આશાઓનો ત્યાગ કરે, સર્વ વસ્તુમાં સમાન બુદ્ધિ રાખે, ભોગનો ત્યાગ કરે, અને વિકારનો ત્યાગ કરે, તે બ્રાહ્મણ અક્ષરના સમાન સ્વરૂપને પામે છે. હવે ગૃહસ્થાશ્રમીની મુક્તિ કેમ થાય તે કહું છું. સર્વે વેદનો અભ્યાસ કરીને, સર્વ કૃત્યથી પરવારીને, સંતાનની ઉત્પત્તિ કરીને, સુખ ભોગવીને, દુઃખે કરીને વર્તવાલાયક અને જેનું મુનિઓએ ધર્મે કરીને સેવન કર્યું છે એવા ગૃહસ્થના ધર્મનું સાવધાન થઇને જે આચરણ કરે છે, તે મુક્તિ પામે છે. વળી ગૃહસ્થાશ્રમવાળા પુરૂષે પોતાની સ્ત્રીથીજ સંતુષ્ટ રહેવું જોઇએ; ઋતુકાળમાં સ્ત્રીનો સંગમ કરવો જોઇએ; નિયોગ ધર્મનું સેવન કરવું શઠ અને કુટિલ થવું નહિ; નિયમિત ભોજન કરવું; દેવ ઉપર શ્રદ્ધા રાખવી; કૃતજ્ઞ થવું; સત્ય બોલનારા, કોમળ અંતઃકરણના અને ક્ષમાવાળા થવું; તથા દુષ્ટ આચરણ કરવું નહિ. ઇંદ્રિય દમન કર્મમાં ગુરૂ અને શાસ્ત્રની આજ્ઞા પાળનાર થવું; દેવને તથા પિતૃઓને બળિદાન આપવાના કર્મમાં સાવધાન થવું; નિરંતર બ્રાહ્મણોને અન્નદાન આપવું; અદેખાઇનો ત્યાગ કરવો; સર્વે આશ્રમના મનુષ્યો, જે ઈશ્વરના બાહાનાથી માગવા આવે તેને અન્ન વગેરે આપવું; તથા વૈદિક કર્મ નિત્ય આચરવામાં ચિત્ત રાખવું. હે તાત ! મોટો છે પ્રભાવ જેમનો એવા મહર્ષિઓએ મોટા અર્થવાળું અને અત્યંત તપયુક્ત, નારાયણગીત (નારાયણે કહેલો શ્લોક) કહેલું છે, તે હું તને કહી સંભળાવું છું તે સાંભળ. ગૃહસ્થાશ્રમી પુરૂષે સત્ય બોલવું, નમ્રતા અને સરળતા રાખવી, અતિથિનું પૂજન કરવું, ધર્મ આચરવો, અર્થ (દ્રવ્ય) ની ઉપાર્જના કરવી, પોતાની સ્ત્રીને વિષે કામ ભોગવવો, તથા આ લોકમાં અને પરલોકમાં સુખ ભોગવવાં એમ મારૂં માનવું છે. આ શ્રેષ્ઠ આશ્રમમાં વસનારા પુરૂષોએ પુત્ર અને સ્ત્રીઓનું પોષણ કરવું

અને વેદનું અધ્યયન કરવું, એમ મોટા ઋષિઓએ કહેલું છે. એ પ્રમાણે જે બ્રાહ્મણ યજ્ઞકર્મનું આચરણ કરીને વિધિપૂર્વક ગૃહસ્થાશ્રમમાં નિવાસ કરે, તથા ન્યાયથી મળેલા ધન ઉપર પોતાનો નિર્વાહ કરે તે સ્વર્ગ લોકમાં અત્યંત શુદ્ધ ફળ પામે છે. તેવા પુરૂષે ઇચ્છેલા વિષયો, દેહનો ત્યાગ કર્યા પછી તેને અક્ષય થઇને પ્રાપ્ત થાય છે તથા અનંત કાળ લગી તે ભોગવે છે; કેમકે તે વિષયોનાં નેત્ર, માથું અને મુખ સર્વત્ર છે. મતલબ કે જે જે સમયે અને જે જે કાળે તેવો પુરૂષ જે જે વિષયનો સંકલ્પ કરે છે, તે તે સમયે અને તે તે કાળે તે તે વિષય તેને પ્રાપ્ત થાય છે. બ્રહ્મચારીની મુક્તિવિષે પણ સાંભળ. બ્રહ્મચારી સર્વ દેવનું એકલોજ સ્મરણ કરે તથા સર્વ મંત્રોનો એકલોજ જપ કરે, તથા એકજ આચાર્યની સેવા કરે. વળી મલરૂપ કાદવવાળો, નિરંતર વ્રત ધારણ કરનારો, નિરંતર દીક્ષા સહિત અને ઇંદ્રિયો વશમાં રાખનારો બ્રહ્મચારી વેદની સેવા કરીને (અધ્યયન કરીને) તથા કૃત્ય કરીને નિરંતર વસે તથા ગુરૂની નિરંતર સેવા કરીને તેને પ્રણામ કરે, એ તેનો ધર્મ છે. વળી તેણે પોતાના ષટ્કર્મમાં નિવૃત્તિ પામવી અને સર્વ જગોએ પ્રવૃત્તિ રાખવી નહિ, નિગ્રહ અને અનુગ્રહ કરવારૂપ અધિકાર ધારણ કરવો નહિ અને શત્રુનું સેવન ન કરવું; હે તાત! બ્રહ્મચારીના આશ્રમનું સ્થાન એવું છે.

नचरंत्यधिकारेणेसेवताद्विपतोनच ॥

एषोश्रमपदस्तातब्रह्मचारिणइष्यते ॥ २१ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वाणि चतुराश्रमधर्मे

गुर्जरभाषायां एकषष्टितमोऽध्याय ॥ ६१ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ शिवान्सुखान्महोदर्कानाहिंस्रान्लोकसंमतान् ॥

॥ ब्रुहिधर्मान्सुखोपायान्मद्विधानांसुखावहान् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે પિતામહ! કલ્યાણ કરનારા, સુખ આપનારા, મોટા પ્રતાપવાળા, હિંસા રહિત, લોકોએ માન્ય રાખેલા, સુખે કરીને આચરી શકાય એવા અને મારા સરખાને સુખ ઉપજાવે એવા ધર્મ કહો.

ભીષ્મ કહે છે,— હે રાજન્ ! બ્રાહ્મણને ચાર આશ્રમ કહ્યા છે; હે ભારતશ્રેષ્ઠ ! બાકીના ત્રણ વર્ણના લોકો તેનું અનુવર્તન કરતા નથી. કેમકે હે રાજન્ ! ક્ષત્રિયને આચરવા જેવાં અને સ્વર્ગ ફળને આપનારાં ઘણાંક કર્મ કહ્યાં છે તથા ક્ષત્રિયને તે સર્વ યથાવત્ આચરવા જેવાં છે પરંતુ તે કર્મ હિંસ્ર છે, માટે બ્રાહ્મણને તે યોગ્ય નથી. એથી કરીને અહિંસ્ર એવા ધર્મ જે તું પૂછે છે તે બ્રાહ્મણને યોગ્ય છે અને તું ક્ષત્રિય છે માટે તારા તથા બ્રાહ્મણના ધર્મ એક હોઇ શકે નહિ. અર્થાત ક્ષત્રિય ધર્મ, અહિંસા આદિક બ્રાહ્મણ ધર્મની સાથે સમાન થઈ શકતો નથી. બ્રાહ્મણ હોઇને ક્ષત્રિયનાં, વૈશ્યનાં કે શૂદ્રનાં કર્મ આચરનારો મંદ બુદ્ધિ વાળો પુરૂષ આ લોકમાં નિંદા પામે છે અને પરલોકમાં જઈને નરકમાં પડે છે. હે પાંડવ ! લોકમાં દાસ, શ્વાન, વરૂ અને પશુની જે સંજ્ઞા પડેલી છે, તે સંજ્ઞા પોતાનું કર્મ તજીને પર વર્ણનું કર્મ આચરનારા બ્રાહ્મણની પડે છે. ચારે આશ્રમોમાં રહેલા બ્રાહ્મણનાં પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, તર્ક અને સમાધિ એ છ કર્મ છે. તેમાં તેની અત્યંત પ્રવૃત્તિ થયેલી હોવી જોઈએ; અને અહિંસારૂપ સર્વ ધર્મથી તે યુક્ત જોઈએ; વળી તે અચપળ ( સ્થિર બુદ્ધિવાળો ) અને પોતાના ચિત્તને જીતનારો થવો જોઇએ. એવા શુદ્ધ તથા તપમાં આસક્ત, તેમજ કામનાઓ તજેલા અને ઉદાર બ્રાહ્મણને અક્ષય્ય લોકની પ્રાપ્તિ થાય છે. જે પુરૂષ જે કાળમાં, જે નિમિત્તથી, જે સ્થળમાં, જેવું કર્મ કરે, તે પુરૂષ ચિરકાળના અભ્યાસે કરીને તેને ગુણવાળું સમજે છે તથા તેવાજ ગુણ સહિત તે કર્મ તેને પ્રાપ્ત થાય છે. એ રીતે બ્રાહ્મણ કર્મના યોગથી સ્વધર્મનો ત્યાગ કરીને હીન ધર્મમાં આનંદ માને છે, પણ ઉપર કહ્યું તે કારણથી તેને તજી શકતો નથી. હે રાજેંદ્ર ! બ્રાહ્મણે ન કરવા જેવાં કર્મ હું તને કહું છું. હે રાજન્ ! વ્યાજની ઉપજ, ખેતી, વેપાર, પશુ પાળવાં-પશુનો વેપાર કરવો કે મૃગયા કરવી, એમાંથી ગમે તે પ્રકારે પણ જીવ ઉપર નિર્વાહ કરવો, એ સર્વની સાથે વેદાધ્યયન જે પરમ મોટું છે તેની તારે તુલના કરવી જોઇએ. કાળના ક્રમમાં આવેલો પુરૂષ પૂર્વજન્મસંબંધી વાસનાના સમુદાયથી પ્રેરાઇને—કાળબળથી પ્રેરાઇને તે તે કાળને ઘટિત ઉત્તમ, મધ્યમ અને

અધમ કર્મ કાળને આધીન થઇને અવશપણે કરે છે. અનંત કાળનાં પુ-ણ્યવાળાં કે અપુણ્યવાળાં તે કર્મ દેહનો આરંભ કરનારાં છે. અને તે સર્વે અંતવાન છે, કેમકે દેહજ જ્યારે અંતવાન છે ત્યારે તે સંબંધી સુખ અને દુઃખ પણ અંતવાનજ છે. એ પ્રમાણે સર્વ દિશાએ પ્રવૃત્તિવાળો જીવ લોક પોતપોતાના કર્મમાં આસક્ત છે.

अंतवंतिप्रधानानिपुराश्रेयस्कराणिच ॥
स्वकर्मनिरतोलोकोह्यक्षरःसर्वतोमुखः ॥ ११ ॥

इतिश्री महाभारते शां० रा० गु० भा० द्विषष्ठितमोऽध्यायः ॥ ६२ ॥

---

**भीष्मउवाच** ॥ ज्याकर्षणंशत्रुनिबर्हणंचकृषिर्वणिज्यापशुपालनंच ॥
॥ शुश्रूषणंचापितथोर्थहेतोरकार्यमेतत्परमंद्विजस्य ॥

ભીષ્મ કહે છે,–બ્રાહ્મણે અત્યંત ન કરવા જેવાં કર્મ આ છે;–ધનુષ્યની પણછ ખેંચવી અર્થાત્ ધનુષ્ય ચઢાવીને તીર ફેંકવો, શત્રુઓનો નાશ કરવો, ખેતી કરવી, વેપાર કરવો, પશુ પાળવાં અને દ્રવ્યને અર્થે સેવા વૃત્તિ કરવી. એ બ્રાહ્મણને અત્યંત અકાર્ય કર્મ છે. બુદ્ધિવાન અને ગૃહસ્થ બ્રાહ્મણે બ્રા-હ્મણનાં ષટ્કર્મ કરવાં, તથા સંસારનાં કૃત્યથી તે પરવારે ત્યારે તેને અરણ્યમાં વાસ કરવો ( વાનપ્રસ્થાશ્રમ ધારણ કરવો ) શ્રેષ્ઠ છે. તેણે રાજાની નોકરી ન કરવી, ખેતી કરીને ધન કમાવું નહિ, વેપારને માર્ગે નિર્વાહ ચલાવવો નહિ, કુટિલતા રાખવી નહિ, જાર કર્મ કરવું નહિ, અને વ્યાજ વટંતરનો રોજગાર કરવો નહિ. હે રાજન્! જે બ્રાહ્મણ જાતિનો પુરૂષ દુરાચરણી અને ધર્મથી બાહ્ય થાય, વ્યભિચારિણી સ્ત્રીનો સ્વામિ થાય, ચાડીઆનું કર્મ કરે, નાચ કરનારો થાય, ગામની નોકરી કરનારો થાય, અને એવું બીજું અયોગ્ય કર્મ કરે તો તે તેથી શૂદ્રપણાને પામે છે-શૂદ્ર થાય છે. હે રાજન્! તેવો બ્રાહ્મણ ગમે તે વેદનું અધ્યયન કરનારો હોય કે વેદનું અધ્યયન કરનારો ન હોય, તથાપિ શૂદ્રોની સાથે તેને પણ શૂદ્રની પેઠે જમાડવો. હે રાજન્! ઉપર કહ્યાં તેવાં કર્મ કરનારા બ્રાહ્મણ શૂદ્ર સમાન થાય છે, માટે તેમને દેવકૃત્યમાં વર્જવા ઘટે છે. હે રાજન્! મર્યાદા રહિત,

અપવિત્ર ક્રૂર, વૃત્તિવાળો હિંસા કરનારો, ધર્મ તજીને પોતાની વૃત્તિ ચલાવનારો, એવો જે બ્રાહ્મણ હોય તેને જે હવ્ય અને કવ્ય આપવાનાં હોય છે, તે ન આપવાનાં થઇ જાય છે; અર્થાત્ દેવકૃત્યમાં અને પિતૃકૃત્યમાં તેવો બ્રાહ્મણ નિરૂપયોગી થાય છે. માટે હે રાજન્! ઇંદ્રિયદમન, પવિત્રતા, સરળતા, આદિક ધર્મ બ્રાહ્મણના કહેલા છે;–હે રાજન્! તેજ પ્રમાણે બ્રાહ્મણના સર્વે આશ્રમો પૂર્વે બ્રહ્માએ સરજેલા છે. જે પુરૂષ ઇંદ્રિયાદિક ગણનું દમન કરનારો, સોમરસનું પાન કરનારો, આર્ય પુરૂષોને ઘટે તેવું આચરણ કરનારો, સર્વના ઉપર દયા રાખનારો, સર્વ સુખ દુઃખાદિકનું સહન કરનારો, સર્વ આશા તજીને શાંતતાથી રહેલો, સરલ સ્વભાવનો, કોમળ અંતઃકરણવાળો, માનવી ભાઇઓ ઉપર પ્રીતિ રાખનારો, અને ક્ષમા કરનારો હોય તેનેજ બ્રાહ્મણ જાણવો; પણ બીજો કોઈ જે પાપકર્મ કરનારો હોય તેને બ્રાહ્મણ કહેવો નહિ. હે રાજન્! હે પાંડુપુત્ર! ધર્મની ઇચ્છાવાળા સર્વે લોકો શૂદ્ર; વૈશ્ય અને ક્ષત્રિયનો આશ્રય કરીને રહેલા છે, માટે એ વર્ણના લોકોને શાંતિના ધર્મમાં પ્રીતિવાળા નથી એમ જાણીને વિષ્ણુ તેમની ઇચ્છા કરતા નથી. મતલબ કે બ્રાહ્મણ વિના શાંતિધર્મ બીજી જગોએ નથી માટે બીજા ધર્મ ઇશ્વરને પ્રસન્ન કરનારા નથી. જો વિષ્ણુની કૃપા ન હોય તો સ્વર્ગાદિક લોકમાં સર્વ લોકના સુખાદિક ભોગ પણ હોઇ શકે નહિ, ચારે વર્ણોના અને ચારે આશ્રમોના ધર્મ પણ હોઈ શકે નહિ, વેદનું અધ્યયન પણ હોઇ શકે નહિ, તેમ સર્વ પ્રકારના યજ્ઞ, અને સર્વ લોકની ક્રિયાઓ પણ તત્કાળ નાશ પામે. જે રાજા પોતાના રાજ્યમાં બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણ વર્ણો પોત પોતાના આશ્રમને યોગ્ય ધર્મ પાળે એમ ઇચ્છતો હોય, તેણે અવશ્ય જાણવા જેવા ચારે આશ્રમોના ધર્મ હું તને કહું છું; હે પાંડવ! તે તું સાંભળ. હે પૃથ્વીપતે! શૂદ્રનો વેદાંતમાં અધિકાર નથી માટે પુરાણનું શ્રવણ કરવાવડે આત્મજ્ઞાન સાંભળવાને ઇચ્છતા, જ્યાંસુધી શરીરમાં સામર્થ્ય હોય ત્યાંસુધી ત્રણે વર્ણની સેવા કરીને પરવારેલા, સંતાન ઉત્પન્ન જેણે કર્યું છે એવા, રાજાની આજ્ઞા પામેલા, મત્ત, પ્રમત્ત આદિક દશ ધર્મ પાળનારા, આચાર વગેરેમાં ત્રણે વર્ણના લોકોના આચારથી થોડોજ અંતર રાખનારા અને શાંત, દાંત આદિક કલ્યાણ ગુણ વિનાના, શૂદ્રને પણ

બધા આશ્રમ કહેલા છે. એટલે નૈષ્ઠિક બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, સકળ વિક્ષેપ કરનારાં કર્મનો ત્યાગ કરવારૂપ સન્યાસ આશ્રમને તે ધારણ કરી શકે. એ ધર્મને આચરનારા શૂદ્રને તે પછી ભૈક્ષચર્યા કરવાની પણ કહેલી છે. હે રાજેંદ્ર ક્ષત્રિય અને વૈશ્યને પણ છેવટે ભૈક્ષ્યચર્યા કહેલી છે. સાંસારિક કૃત્યથી પરવારીને, ઉત્તર વયને પામીને, તથા રાજાનો પરિશ્રમ કરીને એટલે રાજાનું સેવન કરીને વૈશ્ય પણ રાજાની આજ્ઞા લેઇને ગૃહસ્થાશ્રમ છોડીને બીજા આશ્રમમાં જઇ શકે. ક્ષત્રિયના આશ્રમવિષે સાંભળ—હે પાપરહિત યુધિષ્ઠિર! ધર્મવડે વેદનું અધ્યયન કરીને, અને રાજનીતિનાં શાસ્ત્રો ભણીને, પ્રજા એટલે સંતતિ ઉત્પન્ન કરીને, સોમરસનું પાન કરીને, ધર્મવડે સર્વ પ્રજાનું પાલન કરી, હે ઉત્તમ ભાષણ કરનાર! રાજસૂય અને અશ્વમેધ તથા તેવાજ બીજા યજ્ઞ કરીને, અધ્યયન પ્રમાણે બ્રાહ્મણોને બોલાવીને દક્ષિણા આપીને, સંગ્રામમાં થોડો કે ઘણો પણ વિજય પ્રાપ્ત કરીને, હે પાંડવ! રાજ્ય ગાદી ઉપર પ્રજાનું પાલન કરનાર પુત્રને અભિષેક કરીને (સ્થાપન કરીને) અથવા પુત્ર ન હોય તો બીજા ગોત્રના પણ પ્રશંસા કરવા યોગ્ય ક્ષત્રિયનું સ્થાપન કરીને, હે ક્ષત્રિય શ્રેષ્ઠ! પિતૃયજ્ઞવડે વિધિ પૂર્વક પિતૃઓનું પૂજન કરીને, દેવતાઓનું યજ્ઞથી અને ઋષિઓનું વેદથી યત્ને કરી પૂજન કરીને, અંતકાળ સમીપ આવે ત્યારે રાજાએ બીજા આશ્રમમાં જવાની ઇચ્છા કરવી. હે રાજન્! અંતકાળ સમીપમાં આવ્યાથી જે રાજા બીજા આશ્રમમાં જવાની ઇચ્છા કરેછે તે એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં અનુક્રમે જવાવડે સિદ્ધિ પામે છે. હે રાજેંદ્ર! રાજાએ વેદાંત શ્રવણ કરવાના હેતુથી ભૈક્ષ્યચર્યા ઇચ્છવી પણ અન્નમાત્રને અર્થે ભિક્ષુચર્યા ઇચ્છવી નહિ. ગૃસ્થાશ્રમ ત્યાગ કર્યા પછી રાજાએ વેદાંતાદિકનું શ્રવણ કરીને જીવિતની ઇચ્છાથી ભૈક્ષ્યચર્યા કરવી. હે અત્યંત દક્ષિણા આપનાર યુધિષ્ઠિર! ભૈક્ષ્યચર્યા રૂપ કર્મ ક્ષત્રિયાદિ ત્રણે વર્ણને નિત્ય નથી, અર્થાત એમનો આશ્રમ સન્યાસ નિત્ય નથી પણ વિક્ષેપ કર્મના ત્યાગને અર્થે છે, માટે તે કામ્ય છે. હે રાજશાર્દૂલ! વિક્ષેપ કર્મના ત્યાગને અર્થે એ સન્યાસ વૃત્તિ ચારે આશ્રમમાં વસનારાને કહેલી છે. લોકમાં શ્રેષ્ઠ એવો માનવોનો ધર્મ, ધર્મનું સેવન કરતા ક્ષત્રિઓના બાહુબળને

આધીન છે. વળી ત્રણે વર્ણના સર્વે ધર્મ અને ઉપધર્મ, એ સર્વ રાજાના ધર્મ ઉપર આધાર રાખીને રહ્યા છે એવું વેદમાંથી મેં સાંભળ્યું છે. હે રાજન્! જે પ્રકારે સર્વે પ્રાણીઓનાં પગલાં હાથીના પગલાંમાં સમાઇ જાય છે, તે પ્રકારે સર્વે અવસ્થામાં આચરવાના સર્વે ધર્મ રાજધર્મમાં સમાઇ જાય છે એમ તું જાણ. ધર્મને જાણનારા આચાર્યો બીજા બધા ધર્મને અલ્પ આશ્રયવાળા અને અલ્પ ફળવાળા કહે છે; પણ મોટા આશ્રયવાળો એટલે ઘણા સમુદાય જેને આશરે રહેલા છે એવો અને બહુ કલ્યાણરૂપ ક્ષત્રિય ધર્મ છે; આર્ય પુરૂષોએ તેની બરોબર મોટો બીજો ધર્મ કહ્યો નથી. સર્વે ધર્મમાં પ્રધાન ધર્મ રાજધર્મ છે, કેમકે તેથી સર્વે વર્ણોનું પાલન થાય છે. હે રાજન્! ત્યાગરૂપ ધર્મને સર્વોત્તમ અને સનાતન ધર્મ કહ્યો છે અને તે સર્વ ત્યાગરૂપ ધર્મ રાજધર્મમાં રહેલો છે; કેમકે સર્વે ત્યાગીઓના ફળનો છઠ્ઠો ભાગ રાજાને મળે છે માટે રાજા પણ સર્વ ત્યાગી થઇ શકે છે. દંડનીતિનો નાશ પામે ત્યારે વેદત્રયીનો પણ નાશ થાય તથા પ્રગટ થયેલા સર્વે ધર્મનો પણ ક્ષય થાય. પ્રાચીન કાળના અને ક્ષત્રિયને આચરવા યોગ્ય રાજધર્મનો ત્યાગ કરવાથી સર્વે આશ્રમોના ધર્મનો પણ નાશ થઈ જાય. સર્વે પ્રકારના ત્યાગ રાજધર્મમાં જોવામાં આવ્યા છે અને સર્વે પ્રકારની દીક્ષાઓ રાજધર્મમાં કહેલી છે; સર્વે પ્રકારની વિદ્યાઓનો સંબંધ રાજધર્મમાં છે અને સર્વે લોકોનો સમાવેશ રાજધર્મમાં થઇ જાય છે. જે પ્રમાણે મૃગાદિક જીવોનો નીચ મનુષ્યો વધ કરેછે ત્યારે તેઓ હણનારના ધર્મ અને શ્રવણ દર્શન આદિકનો નાશ કરનારા થાય છે; એજ પ્રમાણે રાજધર્મમાં કહેલી નીતિ આદિકથી છુટા પડેલા અગ્નિહોત્રાદિક ધર્મોનો ચોર આદિક નાશ કરે છે અને તે ધર્મ આચરનારાઓના ધર્મને અને ચિત્તને ખેદ પમાડે છે ત્યારે તેઓ સ્વાસ્થ્યનો શોધ કરે છે અને વ્યાકુળપણાને લીધે ધર્મનો આદર કરી શકતા નથી. માટે રાજધર્મ એજ મુખ્ય ધર્મ છે.

यथाजीवाप्राकृतैर्वध्यमानाधर्मश्रुतानामुपपीडनाय ॥
एवंधर्माराजधर्मैर्वियुक्ताःसंचिन्त्वंतोनाद्रियंतेस्वधर्मं ॥ ३० ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि वर्णाश्रमकथने गुर्जरभाषायां त्रिषष्ठितमोऽध्यायः ॥ ६३ ॥

**भीष्मउवाच ॥** चातुराश्रमधर्माश्चयतिधर्माश्चपांडव ॥
॥ लोकवेदोत्तराश्चैवक्षात्रधर्मेसमाहिताः ॥ १ ॥

ભીષ્મ કહે છે,—હે પાંડવ! ચારે આશ્રમના ધર્મ અને સન્યાસીઓના ધર્મ તથા લોક અને વેદથી પણ પર એવા સર્વે ધર્મ ક્ષત્રિય ધર્મમાં સમાઈ રહેલા છે. હે ભરત શ્રેષ્ઠ! એ આશ્રમ આદિકનાં સર્વ કર્મનો પણ ક્ષત્રિય ધર્મમાં સમાવેશ થાય છે. ક્ષત્રિય ધર્મની વ્યવસ્થાનો જો ભંગ થાય તો જીવ લોકોના કલ્યાણનો પણ નાશ થાય. આશ્રમવાસી મનુષ્યોના ધર્મ પરોક્ષ અને બહુ માર્ગવાળા છે; કેટલાક પુરૂષો વિરૂદ્ધ શાસ્ત્રોવડે સનાતન ધર્મના સ્વરૂપને કોપાવે છે. અર્થાત્ ધર્મના સ્વરૂપમાં ગરબડ કરી મૂકે છે. કેટલાક વાદ કરનાર ઉત્તમ વચનોએ કરીને લોકના નિશ્ચયને કોપાવે છે-ડગાવે છે. એવા પુરૂષો ધર્મનો નિશ્ચય જાણતા નથી તથા તેનો અંત પણ તેમણે દીઠો નથી પરંતુ તે પરમ ધર્મમાં નષ્ટ બુદ્ધિવાળા છે. પ્રત્યક્ષ ફળ આપનારો, અત્યંત સુખકર, સર્વના આત્માની ખાતરી કરી આપનારો, નિર્મળ, અને સર્વ લોકનું હિત કરનાર ધર્મ ક્ષત્રિય ધર્મમાં રહેલો છે. તેમ હે યુધિષ્ઠિર! ધર્માશ્રમમાં રહેલા નૈષ્ઠિક, વાનપ્રસ્ત અને સન્યાસી તથા બ્રાહ્મણોના અને બીજા ત્રણે વર્ણના લોકોના ધર્મનું ભવિષ્ય પૂર્વે કહેલું છે; એવી રીતે કે બધા ધર્મો સહિત સર્વે લોકનો રાજ ધર્મમાં સમાવેશ થાય છે. હે રાજેંદ્ર! પૂર્વે તને કથા કહેલી છે કે પૂર્વે ઘણાક શૂરા રાજાઓ દંડ નીતિને અર્થે મોટા બળવાળા, સર્વ ભૂતના ઇશ્વર, સમર્થ દેવ નારાયણ જેને વિષ્ણુ કરીને કહે છે, તેની પાસે ગયા હતા. ત્યાં પોતાનું એક એક કર્મ તથા આશ્રમનો ધર્મ તે એની તુલના કરીને એટલે આશ્રમ ધર્મ મોટો કે દંડનીતિનો ધર્મ મોટો એમ સંદેહ કરીને તેનો સિદ્ધાંત સાંભળવાની ઇચ્છાથી રાજાઓ શ્રીપ્રભુની ઉપાસના કરવા લાગ્યા હતા. એ કથા તને કહેલી છે-આદિ દેવ નારાયણે સાધ્યા દેવ, વસુઓ, અશ્વિની દેવો, રૂદ્રો, મરૂતોના સમુદાય સિદ્ધો અને દેવો એ સર્વ ઉત્પન્ન કર્યા, તથા તે પ્રજાને ક્ષત્રિય ધર્મથી વર્તાવવા લાગ્યા. આ સ્થળમાં હું તને જેમાં અર્થનો નિશ્ચય કર્યો છે એવો ધર્મ કહીશ. હે રાજેંદ્ર! પૂર્વે જ્યારે દાનવો નિર્મર્યાદ થઇને વ-

તંતા હતા તથા જગત્ એક સમુદ્રરૂપ થઇ ગયું હતું ત્યારે માંધાતા નામે પૃથ્વીને પાળનારો વીર્યવાન રાજા થયો હતો. તેણે પૂર્વે નારાયણ દેવ, જેનું આદિ, મધ્ય અને અંત છે નહિ, એવા પ્રભુનું દર્શન કરવાની ઇચ્છાથી યજ્ઞ કર્યો હતો. હે રાજશાર્દૂલ! યજ્ઞમાં તે માંધાતા રાજા મહાત્મા પરમેશ્વર વિષ્ણુના બન્ને ચરણમાં માથું મૂકી તેમને શરણે ગયો ત્યારે વિષ્ણુએ તેને ઇંદ્રનું રૂપ ધારણ કરીને દર્શન આપ્યું. તે સમયે ઉત્તમ રાજાઓથી વીંટાયલા તે માંધાતાએ તે પ્રભુનું પૂજન કર્યું. પછી રાજાઓમાં સિંહ જેવા માંધાતાનો અને મહાત્મા વિષ્ણુનો મહા તેજવાળા વિષ્ણુના સંબંધમાં આ મોટો સંવાદ થયો. ઇંદ્ર કહે છે,—હે ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ! તારે શી ઇચ્છા છે કે જેથી અપ્રમેય, અનંત માયાવાળા, અનંત મંત્રવાળા અને અનંત વીર્યવાળા સનાતન આદિ દેવ નારાયણનાં તું દર્શન કરવા ઇચ્છે છે. એ વિશ્વરૂપ દેવનું દર્શન કરવું મારે પણ શકય નથી કે સાક્ષાત્ બ્રહ્માને પણ તેનું દર્શન થવું શકય નથી; પણ હે રાજન! તારા મનમાં જે જે મનોરથ હશે તે તે હું પૂર્ણ કરીશ, કેમકે મનુષ્યોમાં તું રાજા છે. તું સત્ય પાળનારો, ધર્મમાં તત્પર, જીતેંદ્રિય, શૂરો, દેવો ઉપર દૃઢ પ્રીતિ રાખનારો તથા બુદ્ધિમાં, ભક્તિમાં અને શ્રદ્ધામાં ઉત્તમ છે માટે તારા યથેષ્ઠ મનોરથ હું પૂર્ણ કરીશ. માંધાતા કહે છે,—હે ભગવન! માથું નમાવીને હું તમને પ્રસન્ન કરીને આદિ દેવ નારાયણનું હું નિશ્ચય દર્શન કરીશ. હું સાંસારિક વિષયોને છોડીને ધર્મની કામનાવાળો અરણ્યમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખું છું કેમકે લોકથી જાણવામાં આવેલો સન્માર્ગ તે છે. વિશાળ અને અપ્રમેય ક્ષત્રિય ધર્મથી લોકની પ્રાપ્તિ મને થઇ અને મેં મારો યશ સ્થાપન કર્યો; પણ આદિ દેવ નારાયણથી પ્રવૃત્ત થયેલો જે વર્ણાશ્રમાદિકનો ધર્મ છે તેને ક્ષાત્રધર્મથી લોકમાં શ્રેષ્ઠ કરવાનું હું જાણતો નથી. ઇંદ્ર કહે છે,—જે પુરૂષો ધર્મમાં તત્પર છે પરંતુ ક્ષત્રિય નથી તે ધર્મ વિષયમાં સેહેલેથી સર્વોત્તમ ગતિને પામી શકતા નથી. અર્થાત્ ધર્મની અત્યંત પ્રવૃત્તિ કરી શકતા નથી; કેમકે આદિ દેવથકી ક્ષત્રિયનો ધર્મ પ્રવૃત્ત થયો છે અને બાકીના અંગભૂત ધર્મો તે પછી ઉત્પન્ન થયેલા છે. ક્ષત્રિય ધર્મ શિવાયના બાકીના ધર્મ અંતવાન ફળવાળા છે, અનંત છે

અને સત્યરત સહિત તે ધર્મો ક્ષત્રિય ધર્મથી વિશેષ નથી; આ ક્ષત્રિય ધર્મમાં સર્વ ધર્મોનો સમાવેશ થયેલો છે, માટે આ ધર્મને સર્વથી શ્રેષ્ઠ કહે છે. પૂર્વે દેવોને અને અમિત બળવાળા ઋષિઓને, વિષ્ણુએ ક્ષત્ર ધર્મરૂપ કર્મવડે શત્રુઓને બળાત્કારે મારીને, બચાવ્યા છે. જો એ અપ્રમેય ભગવાને સર્વે અસુર શત્રુઓને ન હણ્યા હોત તો બ્રાહ્મણ, લોકના આદિ કર્ત્તા બ્રહ્મદેવ, આ ધર્મ, અને આદિ ધર્મ, એ કાંઇ રહ્યું ન હોત. જો તે આદિ દેવ સર્વ દેવમાં અસુરો શ્રેષ્ઠદેવ પાસેથી વિક્રમે કરી આ પૃથ્વી ના જીતી લીધી હોત તો ચારે વર્ણના ધર્મ અને ચારે આશ્રમના ધર્મ બ્રાહ્મણોનો વિનાશ થવાથી નાશ પામ્યા હોત. એ સનાતન ધર્મો સેંકડો પ્રકારે નાશ પામી ગયા હોય છે તે પાછા ક્ષત્રિય ધર્મવડે કરીને વૃદ્ધિ પામે છે, તથા યુગેયુગે આદિ ધર્મોની પ્રવૃત્તિ થાય છે માટે લોકમાં ક્ષત્રિય ધર્મને સર્વથી શ્રેષ્ઠ કહેલો છે. ક્ષત્રિય ધર્મમાં રાજાને શું શું કરવાનું કહેલું છે? યુદ્ધમાં આત્માનો ત્યાગ કરવો, સર્વ પ્રાણી ઉપર દયા રાખવી, લોક સંબંધિ જ્ઞાન મેળવવું, પ્રજાનું પાલન કરવું, તેને દુઃખ અને સંકટમાંથી મુક્ત કરવી, ખેદ પામેલાઓને અને પીડા પામેલાઓને મુક્ત કરવા, એવું એવું ક્ષત્રિય ધર્મમાં રાજાને આચરવાનું કહેલું છે. કામ અને ક્રોધથી પ્રવૃત્ત થયેલા મર્યાદા રહિત પુરૂષો રાજાથી ભય પામીને પાપ કર્મ કરી શકતા નથી; તથા સર્વ ધર્મથી યુક્ત તથા સારાં આચરણવાળા ઉત્તમ પુરૂષો રાજાના ભયથી ઉત્તમ ધર્મ કહે છે. રાજાઓએ રાજધર્મવડે પુત્રની પેઠે પાલન કરાતાં સર્વે પ્રાણી આ લોકમાં વિચરે છે એમાં સંશય નથી. માટે ક્ષત્રિધર્મ સર્વથી ઉત્તમ છે, લોકમાં શ્રેષ્ઠ છે, સનાતન, નિત્ય અને મોક્ષ પર્યંત પોહોચેલો છે, અક્ષય છે તથા સર્વ દિશાએ ગતિવાળો છે.

सर्वधर्मपरंक्षात्रंलोकेश्रेष्ठंसनातनम् ॥
शश्वदक्षरपर्यंतमक्षरंसर्वतोमुखम् ॥ २० ॥
इतिश्री महाभारते शांतिपर्वाणि राजध० वर्णाश्रमकथंननाम
गुर्जरभाषायां चतुःषष्ठितमोऽध्यायः ॥ ६४ ॥

**इंद्रउवाच** ॥ एवंवीर्यः सर्वधर्मोपपन्नः क्षात्रः श्रेष्ठः सर्वधर्मेषु धर्मः ॥
॥ पाल्योयुष्माभिर्लोकहितैरुदारैर्विपर्ययेस्यादभावःप्रजानाम् ॥

ઈંદ્ર કહે છે,–એ પ્રકારના બળવાળો, સર્વ ધર્મથી યુક્ત, ક્ષત્રિય ધર્મ સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ છે તે લોકનું હિત કરનારા અને ઉદાર એવા તમોએ પાળવો જોઇએ; જો ન પાળો તો પ્રજાનો નાશ થાય. પૃથ્વીને ખેડીને તે-માંથી દાણા પકવવા યોગ્ય કરવી, રાજસૂય અશ્વમેધ, આદિક યજ્ઞ કરવા, સન્યાસ ધારણ ન કરવો, પ્રજાનું પાળન કરવું, સંગ્રામમાં દેહનો ત્યાગ કરવો, એવો મુખ્ય ધર્મ સર્વ પ્રાણી ઉપર દયા રાખનાર રાજાએ જાણવો જોઇએ. મુનિઓ કહે છે કે ત્યાગ કરવો એ સર્વથી શ્રેષ્ઠ છે, પણ રાજ ધર્મમાં નિરંતર આસકત સર્વે રાજાઓ તો સર્વ શ્રેષ્ઠ શરીરનો પ્રત્યક્ષ ત્યાગ કરે છે, માટે રાજ ધર્મમાં કહેલો ત્યાગ સર્વોત્તમ છે. મુનિઓ વાદમાં એક બીજાનો પરાજય કરીને કહે છે કે ધર્મની ઇચ્છાવાળા ક્ષત્રિયે એકલાં નિવાસ કરીને ઘણું વેદાધ્યયન કરીને તથા ગુરૂની સેવા કરીને બ્રહ્મચર્ય આશ્રમનો નિત્ય ધર્મ આચરવો. સર્વ કોઇને સામાન્ય એવો વ્યવહાર પ્રવૃત્ત થયેલો છે એમ જાણીને પ્રિય અને અપ્રિય એ બન્નેનો યત્નથી ત્યાગ કરીને ચારે વર્ણના ધર્મનું સ્થાપન કરવાવડે તથા તેનું પાલન કરવાવડે, તેમજ પૌરૂષને લગતા યોગે કરીને અને સર્વ પ્રકારના ઉદ્યોગે કરીને ક્ષત્રિય ધર્મનું આચરણ કરવું. કેમકે સર્વ ધર્મથી યુક્ત ક્ષત્રિય ધર્મ સર્વથી શ્રેષ્ઠ કહેવાય છે. પ્રત્યેક વર્ણના લોકો જ્યારે પોત પોતાના ધર્મ પાળતા નથી, ત્યારે તેઓ જે જે ધર્મ આચરે છે તે વિપરીત અર્થવાળા ધર્મ કહેવાય છે. તે વિપરીત ધર્મ નિર્મર્યાદ અને નિરંતર દ્રવ્યાદિક વિષયોની પ્રાપ્તિમાંજ ર-હેલા છે. એ ધર્મ આચરનાર મનુષ્યો પશુ સરખા જાણવા. પણ અર્થના યોગવડે જગતમાં ક્ષત્રિય ધર્મ નીતિ પ્રવર્તાવે છે માટે તે તે આશ્રમો કર-તાં ક્ષત્રિય ધર્મ શ્રેષ્ઠ છે. ત્રણે વેદના જાણનારા બ્રાહ્મણોએ યજ્ઞાદિ કરવા તથા તેમના વર્ણને આચરવાના આશ્રમ ધર્મ કહેલા હોય તે આચરવા; બ્રાહ્મણે એ કરવું એ શ્રેષ્ઠ છે, પણ એ વિના બીજાં વિપરીત કર્મ આચરે તો તે શૂદ્રની પેઠે શસ્ત્રથી વધ કરવા યોગ્ય થાય છે. હે રાજન્! ચારે આશ્રમના ધર્મ અને વેદના ધર્મને બ્રાહ્મણે અનુસરવું; બ્રાહ્મણને બીજો ધર્મ

આચરવાનું કોઇ વખતે કહ્યું નથી. જે બ્રાહ્મણ એ ધર્મ છોડીને બીજી રીતે વર્તે છે, તેની જીવિકા પણ બ્રાહ્મણને ઘટે તેની હોઈ શકતી નથી. કર્મવડે ધર્મ વૃદ્ધિ પામે છે અને જેવો ધર્મ તેવો તે (બ્રાહ્મણ) થાય છે. જે બ્રાહ્મણ પોતાનું કર્મ છોડીને વિપરીત કર્મ આચરે છે, તે બ્રાહ્મણ સન્માનને યોગ્ય નથી; પોતાનું કર્મ જે આચરતો નથી તેનો વિશ્વાસ કરવો પણ યોગ્ય નથી. એ સર્વે ધર્મો સર્વે વર્ણોમાં લીન થયેલા છે, તેને ક્ષત્રિયોએ ઉત્કર્ષ પમાડવો એ તેમનો ધર્મ છે. હે રાજન્! એટલા માટે રાજ ધર્મ શ્રેષ્ઠ અને બીજા ધર્મ શ્રેષ્ઠ નથી; હે વીર! વીર પુરૂષોના ધર્મને હું સર્વથી મોટા માનુંછું. માંધાતા કહે છે,—યવન, ભિલ્લ, ગાંધાર દેશમાં વસનારા, ચીના, શબર જાતિના લોકો, બર્બર દેશમાં વસનારા, શક લોકો, તુષાર જાતિના લોકો, કંક જાતિના લોકો, પેહેલવી ભાષા બોલનાર લોકો, આંધ્ર દેશના લોકો, મદ્ર દેશના લોકો, પૌંડ્ર દેશના, પુલિંદ દેશના, રમઠ દેશના અને કાંબોજ દેશના લોકો, એ સર્વે તથા બ્રાહ્મણ અને ક્ષત્રિયથી ઉપજેલી પ્રજા, વૈશ્ય અને શૂદ્ર, એ સર્વે મનુષ્યો જે સર્વે દેશમાં વસનારા છે તે શી રીતે ધર્મને આચરશે? જે લોકો લૂંટ ચોરીનો ધંધો કરીને નિર્વાહ કરનારા છે, તેમને મારા સરખાએ શી રીતે ધર્મમાં સ્થાપન કરવા? હે સુરેશ્વર! હે ભગવન્! એ સાંભળવાને હું ઇચ્છુંછું, માટે તે તમે મને કહો, તમે અમારા ક્ષત્રિયોના બંધુ ભૂત છો. ઇંદ્ર કહે છે,—સર્વે ચૌર્ય કર્મ કરનારી પ્રજાએ પણ માતા પિતાની સેવા કરવી તથા આચાર્ય, ગુરૂ અને આશ્રમવાસી લોકોની સેવા પણ કરવી. વળી તે સર્વે દસ્યુ (લુંટારા) લોકોએ રાજાનું પણ સેવન કરવું, વેદ ધર્મમાં કહેલી ક્રિયાઓ તેમણે કરવી એ તેમનો ધર્મ છે. વળી તેમણે શ્રાદ્ધ કરવાં, કુવા, વાવ અને પરબો કરાવવી. વખતે વખત બ્રાહ્મણોને બિછાનાનાં અને બીજા પદાર્થોનાં દાન કરવાં. જે દસ્યુઓ પોતાનું કલ્યાણ ઇચ્છતા હોય તેમણે હિંસા કરવી નહિ, સત્ય બોલવું, ક્રોધ તજવો, જીવિકા આપનારનું પાલન કરવું, પુત્ર અને સ્ત્રીઓનું પોષણ કરવું, પવિત્રતા રાખવી, દ્રોહ તજવો, અને સર્વ યજ્ઞોની દક્ષિણા આપવી. સર્વે દસ્યુ લોકોએ હોમ હવન વગેરે ક્ષુદ્ર યજ્ઞ તથા પાકયજ્ઞની દક્ષિણા આપવી. એટલે પાકયજ્ઞને ઉદ્દેશીને કાચું ધાન્ય અને દ્રવ્ય

બ્રાહ્મણોને આપવું. હે પાપ રહિત રાજન્! એ પ્રકારનાં આ સર્વ લોકનાં કર્તવ્ય કર્મ પૂર્વે કહેલાં છે. માંધાતા કહે છે,–આ મનુષ્ય લોકમાં સર્વ વર્ણોમાં ચોર (દસ્યુ) લોકો દેખાય છે અને ચારે આશ્રમોમાં જૂદા જૂદા વેશ ધારણ કરીને રહેલા છે. ઇંદ્ર કહે છે,–હે પાપ રહિત! જ્યારે દંડનીતિનો નાશ થાય છે અને રાજ ધર્મને રાજા તજી દે છે ત્યારે રાજાની દુષ્ટતાને લીધે પ્રાણી માત્ર મોહ પામે છે. જ્યારે આ સત્યુગ વિરામ પામશે ત્યારે અસંખ્યાત સન્યાસીઓ અને વેશ ધારીઓ પ્રકટ થશે તથા જૂદા જૂદા આશ્રમોની પણ અનેક કલ્પનાઓ થશે–કલ્પિત આશ્રમો પ્રકટ થશે. તથા લોકો પ્રાચીન ધર્મની ઉત્તમ ગતિઓને ન સાંભળતાં કામ અને ક્રોધથી પ્રેરિત થઇને ઉલટે માર્ગે ચાલશે. જ્યારે દંડનીતિએ કરીને મહાત્મા રાજાઓ પાપીઓને પાપ કર્મથી અટકાવશે ત્યારે સનાતન ઉત્તમ સદ્ધર્મ ચલાયમાન નહિ થાય. સર્વ લોકના ગુરૂ રાજાની જે અવગણના કરે છે, તેણે કરેલું દાન, હોમ અને શ્રાદ્ધ કોઇ સ્થળમાં ફળતું નથી. મનુષ્યોના અધિપતિ સનાતન દેવરૂપ અને ધર્મની કામનાવાળા રાજાની દેવતાઓ પણ અવગણના કરતા નથી તો પછી મનુષ્યે તો કેમજ કરવી? ભગવાન પ્રજાપતિએ આખું વિશ્વ ઉત્પન્ન કર્યું અને પછી ધર્મની પ્રવૃત્તિ અને અધર્મની નિવૃત્તિને અર્થે ક્ષત્રિયો તેણે ઉત્પન્ન કર્યા. પ્રવૃત્ત થયેલા ધર્મના ફળનો જે રાજા બુદ્ધિએ કરીને નિશ્ચય કરે છે, તે મારે માન્ય છે અને તે મારે પૂજ્ય છે; કેમકે ક્ષત્રિયપણું તેમાં રહેલું છે. ભીષ્મ કહે છે,–એ પ્રમાણે કહીને દેવતાઓના ગણથકી વીંટાયલા ભગવાન પ્રભુ, જ્યાં અક્ષય અને નિત્ય એવું વિષ્ણુનું પરમ ધામ છે ત્યાં ગયા. હે નિષ્પાપ! ઉત્તમ છે ચરિત જેનું એવો ક્ષત્રી ધર્મ પૂર્વથી આ પ્રકારે પ્રવૃત્ત થયેલો છે એમ જાણ્યા છતાં પણ કયો જ્ઞાની અને પંડિત પુરૂષ ક્ષત્રિયની અવગણના કરે વારૂ? કોઇજ કરે નહિ. ક્ષત્રિય ધર્મની અવજ્ઞા કરીને પ્રવૃત્ત થયેલા તેમજ નિવૃત્ત થયેલા ધર્મો, આંધળો માણસ જેમ માર્ગમાં નાશ થાય છે તેમ વચમાંજ નાશ પામી જાય છે. હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા યુધિષ્ઠિર! ક્ષત્રિય ધર્મરૂપ ચક્ર આદિ કાળથી પ્રવૃત્ત થયેલું છે તથા તારાથી પૂર્વે થઇ ગયેલા રાજાઓ તે ધર્મને શરણે થઇને વર્ત્યા છે, માટે તું પણ તેજ ધર્મથી વ-

ર્તન કરજે; હે નિષ્પાપ! તું તે ધર્મ પ્રમાણે વર્તવાને રૂડે પ્રકારે સમર્થ છે, એમ હું જાણુંછું.

आद्यौप्रवर्त्तितेचक्रेतथैवादिपरायणे ।

वर्तस्वपुरुषव्याघ्रसंविजानामितेनघ ॥ ३९ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि गुर्जरभाषायां

पंचषष्टितमोऽध्यायः ॥ ६५ ॥

**युधिष्ठिरउवाच** ॥ श्रुतामेकथिताःपूर्वेचत्वारोमानवाःश्रमाः ॥

॥ व्याख्यानयित्वाव्याख्यानमेतदाचक्ष्वपृच्छतः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,–મનુષ્ય માત્રના આશ્રમ ચાર છે એમ તમે પૂર્વે કહ્યું છે તે મેં સાંભળ્યું; તો દસ્યુ (ચોર) ઓને પણ ઉત્તમ આશ્રમનો યોગ કેમ થઈ શકે? માટે એ આશ્રમોનું સ્પષ્ટીકરણ વિસ્તાર કરીને મને કહો કેમકે હું તેજ પૂછું છું. ભીષ્મ કહે છે,—હે યુધિષ્ઠિર! સત્ય પુરૂષોએ પ્રમાણ કરેલા સર્વે ધર્મ જેમ મેં જાણેલા છે, તેમ હે મહાબાહો! તે સર્વે ધર્મ તારા પણ જાણવામાં છે. હે ધર્મનું પાલન કરનારાઓમાં શ્રેષ્ઠ રાજન્! હે યુધિષ્ઠિર! હવે તું જે આશ્રમનાં સૂક્ષ્મ લિંગમાં રહેલા ધર્મ વિષે મને પૂછે છે, તેનો ઉત્તર સાંભળ. હે મનુષ્યોમાં શ્રેષ્ઠ! હે કુંતીપુત્ર! એ ચારે આશ્રમોનાં કર્મનાં લિંગ રૂડે આચારે પ્રવૃત્ત થયેલા ચતુરાશ્ર ધર્મને ચલાવનારા રાજાઓના ધર્મમાં રહેલાં છે. હે યુધિષ્ઠિર! કામ અને દ્વેષથી રહિત હોવું તથા પ્રાણી માત્રમાં સમાન દૃષ્ટિ રાખવી એ સન્યાસીનો અસાધારણ ધર્મ છે, તેજ ધર્મને આચરનારો એટલે કામ અને દ્વેષથી રહિત તથા સમાન દૃષ્ટિવાળો રાજા જે દંડનીતિવડે પ્રાણીઓ પ્રત્યે વરતે તો સન્યાસીઓનું પદ જે બ્રહ્મલોકની પ્રાપ્તિ, તે તેને થાય છે. જે રાજા જ્ઞાન અને તેથી પ્રાપ્ત થયેલા ત્યાગને જાણે છે, નિગ્રહ અને અનુગ્રહને જાણે છે, તથા શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વૃત્તિ રાખીને ધીર થઈને વરતે છે તેને ગૃહસ્થાશ્રમીઓનું સ્થાન જે મુક્તિ, તે પ્રાપ્ત થાય છે. અર્થાત્ ગૃહસ્થાશ્રમીઓના

એ અસાધારણ ધર્મ છે. હે પાંડવ! અન્નાદિકના વિભાગે કરીને (બળી, નૈવેદ્ય આદિક કાઢીને) પૂજવા યોગ્ય પિતૃ, અગ્નિ અને અતિથિ આદિકનું જે પૂજન કરે છે, હે કૌંતેય! તે રાજાને સર્વ પ્રકારે બ્રહ્મચારીઓના આશ્રમનું પદ પ્રાપ્ત થાય છે. અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમીઓના એ અસાધારણ ધર્મ (લીંગ) છે. હે યુધિષ્ઠિર! જ્ઞાતિજન, સંબંધિઓ, અને મિત્રો આપતિમાં પડ્યા હોય તેનો ઉદ્ધાર કરે, તેને દીક્ષાશ્રમ (એટલે વાનપ્રસ્થ) આશ્રમનોજ એક ભેદ છે, તે આશ્રમીઓનું પદ પ્રાપ્ત થાય છે. હે કૌંતેય લોકોના મુખ્ય પુરૂષોમાં આશ્રમ ધર્મવાળાઓના મુખ્ય પુરૂષોનો વારંવાર સત્કાર કરનાર રાજા વન્યાશ્રમીઓના પદને પામે છે. હે કુંભપુત્ર! જે રાજા આન્હિક કર્મ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ, અને મનુષ્યયજ્ઞ કરે છે, તે વન્યાશ્રમીઓના પદને પામે છે. હે રાજેંદ્ર! ભૂત પ્રાણીઓનાં બળિદાનનો વિભાગ કાઢવાથી, અતિથિઓનું પૂજન કરવાથી, તેમજ દેવતાઓનું યજન કરવાથી વન્યાશ્રમીઓનું પદ પમાય છે. હે સત્ય પરાક્રમવાળા! હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા! સત્પુરૂષોને અર્થે શત્રુઓના દેશનું પીડન કરનારા રાજાને વન્યાશ્રમીઓનું પદ મળે છે. સર્વ ભૂતનું પાલન કરવાથી તથા પોતાના દેશનું રક્ષણ કરવાથી બહુ પ્રકારની દીક્ષાઓનું ફળ મળે છે એટલે જેટલું જેટલું પાલન કર્યું હોય, તેટલા તેટલા યજ્ઞનું ફળ મળેછે તથા સત્યાશ્રમીઓનું પદ જે બ્રહ્મલોક, તે પ્રાપ્ત થાય છે. નિરંતર વેદનું અધ્યયન કરવાથી, ક્ષમા રાખવાથી, આચાર્ય એટલે ગુરૂનું પૂજન કરવાથી, તથા ઉપાધ્યાયનું સેવન કરવાથી, બ્રહ્માશ્રમના પદને પ્રાપ્ત થવાય છે. હે પુરૂષોમાં વ્યાઘ્ર જેવા! આન્હિક કર્મ કરીને તે સંબંધી જપ કરનારને અને નિરંતર ધર્મવડે દેવોનું પૂજન કરનારને ધર્માશ્રમનું પદ પ્રાપ્ત થાય છે. મારે પ્રજાનું રક્ષણ કરવું અથવા પછી ન બને તો તે કરવામાંજ મરવું, એવો જે રાજાનો નિશ્ચય હોય, તે પ્રાણની બાજી રમનાર રાજાને બ્રહ્મચર્યાશ્રમીઓનું પદ પ્રાપ્ત થાય છે. હે ભારત! વાનપ્રસ્થ આશ્રમમાં ગયેલા બ્રાહ્મણોને અને ત્રણે વેદનું અધ્યયન કરનારા બ્રહ્મણોને પુષ્કળ દ્રવ્ય આપનાર રાજાને વન્યાશ્રમનું પદ પ્રાપ્ત થાય છે. જે રાજન સર્વ પ્રાણી ઉપર દયા રાખે છે, અને ક્રૂર થઈને વર્તતો નથી, તેને સર્વે આશ્રમનાં

પદ પ્રાપ્ત થાય છે. હે કુંતીપુત્ર યુધિષ્ઠિર! બાળક અને વૃદ્ધ ઉપર સર્વ અવસ્થામાં જે દયા કરેછે તેને સર્વે આશ્રમોનું પદ પ્રાપ્ત થાય છે. હે કુરૂવંશને ઉન્નતિએ પોહોચાડનાર! હે કૌરવ્ય! જેમના ઉપર બીજાઓએ બળાત્કાર કરેલો છે તેમનું તથા જેઓ શરણે આવેલા છે, તેમનું જે રાજા રક્ષણ કરેછે, તેને ગૃહસ્થાશ્રમીઓનું પદ પ્રાપ્ત થાયછે. સ્થાવર અને જંગમ ભૂત માત્રનું સર્વ પ્રકારે જે રક્ષણ કરેછે તથા યથાર્થ રીતે જે તેમનો સત્કાર કરેછે તે ગૃહસ્થાશ્રમીઓના પદને પામેછે. પોતાના મોટા ભાઈ તથા નાના ભાઇની સ્ત્રીઓ, પુત્રો, છોકરાના છોકરા, એ સર્વનો નિગ્રહ તથા અનુગ્રહ કરનારને ગૃહસ્થાશ્રમીઓના તપનું ફળ મળેછે. હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા યુધિષ્ઠિર! પૂજન કરવા જોગ સાધુઓ જેઓ પ્રજાઓમાં પ્રસિદ્ધ થયેલા છે, તેમનું પાલન કરવાવડે ગૃહસ્થાશ્રમીઓના પદને પમાય છે. હે ભરતવંશના યુધિષ્ઠિર! આશ્રમમાં રહેલા પ્રાણીઓને ઘરમાં બોલાવીને જે ભોજન આપી તેમનો સત્કાર કરેછે તેને ગૃહસ્થાશ્રમીઓના પદની પ્રાપ્તિ થાયછે. વિધાતાએ નિર્માણ કરેલા ધર્મમાં જે પુરૂષ યથાર્થપણે કરીને સ્થિર થયેલો છે, તેને સર્વ આશ્રમોનું શુદ્ધ ફળ પ્રાપ્ત થાયછે. હે કૌંતેય! હે યુધિષ્ઠિર! જે પુરૂષના ગુણો સદાકાળ નાશ પામતા નથી તે ઉત્તમ પુરૂષને આશ્રમમાં રહેલો મનુષ્ય જાણવો. જે પુરૂષ સ્થાનને, કુળને અને વયને માન આપે છે, તે પુરૂષને સર્વે આશ્રમોમાં વસનારો જાણવો. હે કુંતીપુત્ર! હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા! જે રાજા દેશ ધર્મને અને કુળ ધર્મને પાળીને વર્તે છે તે રાજાને સર્વે આશ્રમોનું ફળ પ્રાપ્ત થાય છે. હે પુરૂષ વ્યાઘ્ર! સમય આવ્યે ભૂત માત્રની વિભૂતિનું સન્માન કરવાથી અને બળિદાનાદિકથી તેમનું પૂજન કરવાથી સત્પુરૂષોના આશ્રમનું પદ તેને પ્રાપ્ત થાય છે. હે કૌંતેય! ભયાદિક દશ ધર્મોવડે અત્યંત વ્યાકુળ થઇ જવાથી અધર્મ કે ધર્મ ઓળખવાને જે અશક્ત છે, એમ છતાં પણ જે રાજા ધર્મ ઉપર દૃષ્ટિ રાખે છે તે રાજાને સર્વે લોકોના આશ્રમનું ફળ પ્રાપ્ત થાય છે. હે ભારત! ધર્મ કરવામાં કુશળ પુરૂષોનું જે રાજાના રાજ્યમાં પાલન થાય છે, તે રાજાને તેમના ધર્મનો અંશ મળે છે. હે પુરૂષ વ્યાઘ્ર! ધર્મમાં આનંદ માનનારા અને ધર્મ કરવામાં તત્પર મનુષ્યોનું જે રાજા રક્ષણ કરતો

નથી તે રાજાને તેમના પાપનો ભાગ મળે છે. હે પાપ રહિત યુધિષ્ઠિર ! બીજા લોકો ધર્મ કરે છે, તેમનું પાલન કરવામાં જેઓ રાજાઓને સહાય કરનારા છે તેમને તે ધર્મ કરનારાઓના ધર્મનો વિભાગ મળે છે. હે પુરૂષવ્યાઘ્ર ! સર્વે આશ્રમોના સ્થાનમાં પ્રકાશિત છે નિર્ણય જેનો એવો પવિત્ર કરનારો ગૃહસ્થાશ્રમ છે અને તેથી આપણે સર્વે તે આશ્રમનું ઉપાસન કરીએ છીએ. જે મનુષ્ય પોતાના સમાન સર્વ ભૂતને જાણે છે, તથા દંડનો ત્યાગ કરીને ક્રોધને જે જીતે છે તે આ લોકમાં તથા પરલોકમાં સુખ પામે છે. હે રાજન્ ! ધર્મરૂપ સમુદ્રમાં રહેલી, સત્વરૂપ સુકાનના બળવાળી, શાસ્ત્રરૂપી શઢનાં દોરડાંવાળી, અને ત્યાગરૂપ વાયુવડે ઝપાટાબંધ ચાલનારી રાજધર્મરૂપી નૌકા તને તારશે. જ્યારે મનુષ્યના હૃદયમાં રહેલી કામવાસના સર્વ વિષયોમાંથી વિરામ પામશે ત્યારે બુદ્ધિમાં રહેલા સત્વમાં તેની સ્થિતિ થશે અને ત્યારેજ તે બ્રહ્મપદ પામશે. હે રાજન્ ! હે પુરૂષમાં શાર્દૂલ જેવા રાજા ! જ્યારે તારૂં મન અત્યંત સ્વચ્છ થશે તથા ચિત્તનો નિરોધ કરવાવડે પ્રજાનું પાલન કરવામાં તું આસક્ત થઇશ, ત્યારે તને ધર્મ પ્રાપ્ત થશે. માટે વેદાધ્યયન કરવાનું જેમનું શીલ છે અને ઉત્તમ જેમનાં કર્મ છે એવા બ્રાહ્મણોનું અને સર્વે લોકનું પાલન કરવામાં તું યત્ન કર. હે ભારત ! વનમાં નિવાસ કરીને અને બીજા આશ્રમોમાં નિવાસ કરીને જે પુરૂષો ધર્માચરણ કરેછે તેમનું રક્ષણ કરાવવડે તેમના ધર્મથી સોગણો ધર્મ રાજા પામે છે. હે પાંડવોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! આ નાના પ્રકારનો ધર્મ તને કહ્યો; એ પૂર્વથી ચાલતો આવેલો છે એમ જોયું છે તથા એ અનાદિ ધર્મ છે, એમ જાણીને તેને તું અનુસર. હે પાંડવ! હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા! પ્રજાનું પાલન કરવામાં પ્રીતિવાળો તું થઇશ તેથી ચારે આશ્રમનો અને ચારે વર્ણનો એકાગ્ર ધર્મ તને પ્રાપ્ત થશે.

चातुराश्रम्यमेकाग्र्यं चातुर्वर्ण्यंचपांडव ॥
धर्मंपुरुषशार्दूल प्राप्स्यसेपालनेरतः ॥ ४२ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि चातुराश्रमविधौ गुर्जरभाषायां षट्षष्ठितमोऽध्यायः ॥ ६६ ॥

युधिष्ठिरउवाच ॥ चातुराश्रम्यमुक्तंते चातुर्वर्ण्यंतथैवच
॥ राष्ट्रस्ययत्कृत्यतमं ततोब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહેછે,—ચારે આશ્રમના જે ચારે વર્ણના ધર્મ તમે કહ્યા. હવે હે પિતામહ! દેશ સંબંધી એટલે દેશમાં વસનારી પ્રજા સંબંધી જે મુખ્ય કાર્ય તે મને કહો. ભીષ્મ કહે છે,—દેશ સંબંધી મુખ્ય કાર્ય એ છે કે તેમણે રાજ્ય ગાદી ઉપર રાજાને અભિષેક કરવો અર્થાત્ પોતાના ઉપર રાજા ઠરાવવો. કેમકે રાજા વગરના નિર્બળ દેશનો ચોર લોકો પરાભવ કરેછે. રાજા વિનાના દેશમાં ધર્મ સ્થિર થતો નથી અને લોકો પરસ્પરનો નાશ કરેછે માટે રાજા વિનાના દેશને સર્વથા ધિક્કાર છે. દેવોએ ઈંદ્રને રાજા પસંદ કર્યો એવી શ્રુતિ છે; માટે જેમ દેવનો રાજા ઈંદ્ર છે તેમ મનુષ્યોએ પણ પોતાના રાજાને ઈંદ્ર માનીને પૂજવો; કેમકે તેથી વૈભવ અને આબાદીની પ્રાપ્તિ થાય છે. રાજા વિનાના દેશમાં નિવાસ કરવો હું પસંદ કરતો નથી; તેમજ રાજા વિનાના દેશમાં અગ્નિ હુતદ્રવ્યને વહન કરતો નથી—અગ્નિ આહુતિ ગ્રહણ કરતો નથી. જો કદાચિત્ રાજ્યના અર્થવાળો કોઇ બળવાન પરદેશી રાજા પોતાના દેશ ઉપર ચઢી આવે તો તેનું પણ પૂજન કરવું; કેમકે રાજા વિનાના દેશનું બળ નાશ થાય છે. તેવા રાજાનો પણ સામે જઇને સત્કાર કરવો એજ સારો મંત્ર કર્યો કહેવાય; કેમકે રાજાવિનાનો દેશ હોવો તેના કરતાં બીજું કાંઇ વિશેષ પાપવાળું પદાર્થ જગતમાં નથી. તેનો સત્કાર કરવાનું કારણ એ છે કે જો તે અનુકૂળ થઇને દેશ સામું જુએ તો સર્વ પ્રકારે કુશળ થાય; પણ બળવાન જો કોપ પામે તો સર્વનો નાશ પણ કરી નાખે. જે ગાય દોહાતી વખતે વિપત્તિ પાડે છે તે ગાયને જેમ બાંધે છે અને અત્યંત કલેશ આપે છે, તથા જે ગાય સુખે કરીને દોહાવાય છે તેને જેમ કોઇ દુઃખ દેતું નથી; વળી જે કાષ્ઠ તપાવ્યા વિના વળી શકેછે તેને જેમ કોઈ તપાવતું નથી, અને જે કાષ્ઠ પોતાની મેળે નમે છે તેને જેમ કોઇ નમાવતું નથી, હે વીર! તેજ પ્રમાણે જે પોતાની મેળે બળવાનને તાબે થાયછે, તેને તેના તરફથી પીડા થતી નથી; માટે બળવાનને નમવું એ ઠીક છે. જે કોઈ બળવાનને નમસ્કાર કરેછે તે ઇન્દ્રને નમસ્કાર કરે છે

એમ જાણવું. એ કારણ માટે નિરંતર કલ્યાણ ઇચ્છનારા લોકોએ રાજા તો કરવોજ; જેમના દેશમાં રાજા નથી તેમનો ધનનો અર્થ કે સ્ત્રીનો અર્થ પણ સિદ્ધ થતો નથી.—અર્થાત્ સ્ત્રી અને પૈસો તેમનાથી સુખે ભોગવાતો નથી. રાજા વિનાના દેશમાં પાપી પુરૂષો બીજાનું દ્રવ્ય હરણ કરીને આનંદ પામે છે. જ્યારે બીજા લોકો તે પાપી પાસેથી તો ધન પાછું લેવા ઇચ્છેછે ત્યારે તેમને રાજાની જરૂર પડેછે. રાજા હોય તો પાપીઓ પણ કોઇ સમયે તેમાં સુખી થઇ શકતા નથી, પણ રાજા ન હોય તો બે જણ મળીને એકનું ધન હરી લે છે, અને કેટલાક ઘણા પુરૂષો મળીને બે જણનું ધન હરી લે છે; દાસ ન હોય તેને દાસ કરેછે; બળાત્કારે સ્ત્રીઓને લેઇ જાય છે. એ કારણથી દેવોએ પ્રજાનું પાલન કરનાર રાજાઓને ઠરાવ્યા છે. પૃથ્વીમાં દંડનું ધારણ કરનાર રાજા જો ન હોય તો પાણીમાં જેમ નાના દુર્બળ મત્સ્યોને મોટા મત્સ્ય ખાઇ જાય છે, તેમ દુર્બળ મનુષ્યોનો બળવાન મનુષ્યો નાશ કરે. અમે સાંભળ્યું છે કે રાજા વિનાની પ્રજાઓ, પાણીમાં જેમ દુર્બળ મત્સ્યને બળવાન મત્સ્ય ખાઇ જાય છે તેમ, પરસ્પર વિનાશ કરીને નાશ પામી છે. વળી અમે સાંભળ્યું છે કે તે સર્વે પ્રજાઓ એકઠી મળીને પરસ્પર પ્રતિજ્ઞાઓ કરવા લાગી કે જે મનુષ્ય નિષ્ઠુર વચન બોલનારો, નિર્દય દંડ કરનારો, પરસ્ત્રીનું ગમન કરનારો, અને પારકું ધન હરણ કરનારો હોય, તેવા મનુષ્યનો આપણે ત્યાગ કરવો. સામાન્યપણે સર્વે વર્ણને વિશ્વાસ ઉપજાવવા માટે એવી પ્રતિજ્ઞા કરીને તે પ્રજાઓ તે સરતો પ્રમાણે વર્તવા લાગી. પરંતુ તેથી પણ તેમને સુખ થયું નહિ અને દુઃખથી પીડાઇને પિતામહ બ્રહ્મદેવ પાસે તે પ્રજાઓ ગઇ અને કહ્યું કે હે ભગવાન્! રાજા વિના અમે નાશ પામીએ છીએ માટે અમને રાજા આપો કે જેનું અમે સર્વે એકત્ર થઇને પૂજન કરીએ અને જે અમારૂં પાલન કરે; પછી બ્રહ્માએ મનુને રાજા થવાની આજ્ઞા કરી, પણ મનુએ તે પ્રજાઓના રાજા થવાની પ્રસન્નતા બતાવી નહિ. મનુ કહે છે,—હું પાપ કર્મથી ભય પામુંછું અને રાજ્યરૂપ સમુદ્ર તરવો મહા કઠિન છે; અને તેમાં નિરંતર અસત્ય આચરણવાળાં મનુષ્યોમાં રાજ્ય કરવું અત્યંત દુષ્કર છે. ભીષ્મ કહે છે,—મનુનું એવું વ-

ચન સાંભળીને પ્રજાએ કહ્યું કે તમે ભય પામશો નહિ; પાપીઓનું પાપ જે કરશે તેના પ્રત્યે જશે. તથા પશુઓમાંથી અને દ્રવ્યમાંથી પચાશમો ભાગ તમને આપીશું. વળી તમારા ભંડારની વૃદ્ધિને અર્થે ધાન્યમાંથી દશમો ભાગ આપીશું. વિવાહ કરવાને તૈયાર થયેલી કન્યાનું શુલ્ક લેવામાં આવતું હશે તો તેની કન્યાઓમાંથી જે અત્યંત સુંદર હશે તે તમને આપીશું. ઈંદ્રની પાછળ જેમ દેવતાઓ જાય છે તેમ અમારામાંથી શ્રેષ્ઠ શ્રેષ્ઠ મનુષ્યો હથીયાર અને વાહન લેઇને તમારી પાછળ આવશે. કુબેર જેમ યક્ષોને સુખ આપે છે તેમ ઉત્પન્ન થયું છે બળ જેને એવા, પ્રતાપવાળા અને શત્રુથી પરાજય ન પામો એવા તમે રાજા થઇને અમને સુખ પમાડશો. રાજાએ સારી રીતે રક્ષણ કરેલી પ્રજા જે જે ધર્મ આચરશે તે તે ધર્મનો ચોથો ભાગ તમને પ્રાપ્ત થશે. હે રાજન્! એ પ્રમાણે સુખે કરીને પ્રાપ્ત થયેલા એ મોટા ધર્મવડે ભાવનાયુક્ત થયેલા તમે, ઇંદ્ર જેમ દેવોનું રક્ષણ કરે છે તેમ, અમારૂં સર્વથકી રક્ષણ કરો. સૂર્યની પેઠે પ્રતાપ જણાવીને વિજયને અર્થે નીકળો તથા શત્રુઓના માનનો નાશ કરો. તમારો સર્વ કાળે જય થાઓ. એ સાંભળીને મોટા તેજવાળો મનુ મોટી સેનાથી વીંટાઇને તથા મોટા કુલિનપણાથી યુક્ત થઇને પોતાના તેજવડે પ્રકાશમાન થઇને ત્યાંથી નીકળ્યો. તે વખતે ઇંદ્રનું મહત્વ જોઇને જેમ દેવો પોતાના ધર્મમાં પ્રવૃત્ત થાય છે તેમ તેનું મહત્વ જોઇને સર્વે પાપી મનુષ્યો ત્રાસ પામ્યા અને સ્વધર્મનું આચરણ કરવામાં પ્રવૃત્ત થયા. પછી વૃષ્ટિ કરનારા મેઘની પેઠે તે પૃથ્વીની ચારે પાસે ફરી વળ્યો અને સર્વ સ્થળમાં પાપીઓનો નાશ કરીને પ્રજાની ધર્મમાં યોજના કરી. એ પ્રમાણે પૃથ્વીમાં કોઇ પણ સ્થળમાં જે માણસો પોતાનું કલ્યાણ ઇચ્છતા હોય તેમણે પ્રજાના ઉપર અનુગ્રહ થવાના હેતુથી સર્વથી શ્રેષ્ઠ રાજાને સ્થાપન કરવો. તથા શિષ્યો જેમ ગુરૂને ભક્તિથી પ્રણામ કરે છે, અને દેવો જેમ ઈંદ્રને ભક્તિથી પ્રણામ કરે છે, તેમ રાજાની સમીપમાં જઇને ભક્તિથી તેમણે તેને પ્રણામ કરવો. પોતાના રાજાને પ્રણામ કરવાનો હેતુ એવો છે કે જેનો સત્કાર પોતાનાં મનુષ્યો કરે છે, તેને બીજા લોકો પણ મોટો માને છે અને પોતાનાં મનુષ્યો જેની અવજ્ઞા કરે છે તેનો બીજા લોકો પરાભવ

કરે છે. માટે પોતાના રાજાનો સત્કાર તેની પ્રજાએ કરવો યોગ્ય છે; કેમકે રાજાનો પરાભવ શત્રુઓ કરે તો તેથી આખી પ્રજાને દુઃખ ઉત્પન્ન થાય છે. માટે પ્રજાએ રાજાને છત્ર, વાહન, વસ્ત્ર, અલંકાર, ભોજન, પીવાનાં પાત્ર, ઘર, આસન, શયન, અને સર્વે સાહિત્ય આપવાં, રાજાએ પણ એ કારણથી પ્રજાનું રક્ષણ કરવું, શત્રુઓ ધર્ષણા ન કરી શકે એવા થવું, હસતે મુખે વચન બોલનારા થવું, કોઇ બોલાવે તો તે મનુષ્યો પ્રત્યે મધુર વચન બોલવું, પ્રજાના ઉપકારને જાણનારા થવું, પોતાની પ્રજા ઉપર દૃઢ પ્રીતિ રાખવી, અન્નના વિભાગ કરીને ભોજન કરવું, ઇંદ્રિયો ઉપર જય મેળવવો કોઇ સામું જુએ તો તેના પ્રત્યે કોમળ દૃષ્ટિથી, સારા ભાવથી અને સુંદર આકૃતિથી જોવું.

कृतज्ञोदृढभक्तिःस्यात्संविभागीजितेंद्रियः ॥
इक्षितःप्रतिवीक्षेतमृदुवल्गुचसुष्ठुच ॥ ३९ ॥
इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मे गुर्जरभाषायां
सप्तषष्ठितमोऽध्यायः ॥ ६७ ॥

**युधिष्ठिरउवाच** ॥ किमाहुर्दैवतंविप्राराजानंभरतर्षभ ॥
॥ मनुष्याणामधिपतिंतन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—મનુષ્યોના અધિપતિ રાજાને બ્રાહ્મણો કયું દૈવત કહે છે? હે ભરતશ્રેષ્ઠ ! હે પિતામહ ! તે મને કહો. ભીષ્મ કહે છે,—હે ભારત ! આ સ્થળમાં પણ એક પુરાતન ઇતિહાસ કહેલો છે, તેમાં વસુમનાએ બૃહસ્પતિને એજ વાત પૂછી હતી. કોશલ દેશનો રાજા મોટો બુદ્ધિમાન વસુમના નામે હતો તેણે મહાજ્ઞાની મહર્ષિ બૃહસ્પતિને પૂછ્યું હતું. તે વિનયને જાણનારા અને સર્વ લોકનું હિત કરવામાં પ્રીતિવાળા રાજાએ ધર્મના આચરણવાળા બૃહસ્પતિને વિધિપૂર્વક પ્રણામ કરીને અને દક્ષિણા આપ્યા પછી, સર્વે પ્રકારના વિનય કરીને પ્રજાનું સુખ ઇચ્છીને રાજ્યની વિધિનો પ્રશ્ન કર્યો. વસુમના કહે છે,—હે મહાજ્ઞાની ! પ્રાણીમાત્ર વૃદ્ધિ શાથી પામે અને તેમનો ક્ષય શાવડે થાય છે ? તથા કોનું પૂજન કરવાથી

તે અખંડ સુખ પામે ? અમાપ બળવાળા કોશલ દેશના રાજાએ એ પ્રમાણે પૂછ્યા ઉપરથી મોટી બુદ્ધિવાળા બૃહસ્પતિએ તેને કહ્યું કે સાવધાન થઇને રાજાનો સત્કાર કરવાથી એ સર્વ ઠીક થાય છે. બૃહસ્પતિ કહે છે,— હે મોટી બુદ્ધિવાળા રાજન્! લોકના ધર્મનું મૂળ રાજા છે એમ જણાય છે. રાજાના ભયથીજ પ્રજા પરસ્પરનો વિનાશ કરતી નથી. આ સમગ્ર લોક જ્યારે અધર્મ કરવાને પ્રેરાય છે અને ઉત્સુક થાય છે ત્યારે રાજાજ ધર્મવડે તેને શુદ્ધ કરે છે (એટલે દંડ આપીને નિર્દોષ કરે છે) તથા પ્રજાને શુદ્ધ કરીને રાજા શોભે છે. હે રાજન ! સૂર્ય અને ચંદ્રનો ઉદય ન થયો હોય ત્યારે પ્રાણિઓ જેમ એક બીજાને જોઇ શકતાં નથી અને મહા અંધકારમાં ડૂબી જાય છે,—જેમ થોડા જળવાળા સરોવરમાં માછલાં અને જ્યાં કોઇ મનુષ્યનો કે હિંસક પ્રાણીનો શબ્દ ન સંભળાતો હોય ત્યાં પક્ષીઓ, ઇચ્છામાં આવે તેમ એક બીજાનો વારંવાર સંહાર કરીને ભમે છે તથા પરસ્પરના પ્રહાર સહન કરીને પણ એક બીજાનો નાશ કરી અતિક્રમણ કરે છે અને થોડાક કાળમાં ક્ષય પામી જાય છે એમાં સંશય નથી,— તેમજ રાજા વિના આ સઘળી પ્રજા નાશ પામે અને ગોવાળ વિનાના પશુઓની પેઠે ગાઢ અંધકારમાં ડૂબી જાય. જો રાજા રક્ષણ ન કરે તો બળવાન પુરૂષો દુર્બળ પુરૂષોની સ્ત્રીઓનું હરણ કરી જાય તથા પોતપોતાના ધનનું રક્ષણ કરનારા પુરૂષોને મારી નાખે. વળી જો રાજા રક્ષણ ન કરે તો ‘આ વસ્તુ મારી છે’ એ પ્રમાણે માનીને કશાનો સંગ્રહ પણ ન થાય પરંતુ ‘આ વસ્તુ બળવાનની છે’ એમજ કહેવું પડે, સ્ત્રી, પુત્ર કે ધન, એમાંથી કશા ઉપર દાવો રાખી શકાય નહિ, અને ચારે પાસેથી દ્રવ્ય વગેરેની લૂંટફાટજ પ્રવૃત્ત થાય. જો રાજા રક્ષણ કરે નહિ તો પાપી પુરૂષો ઓચિંતા આવીને વાહન, વસ્ત્ર, અલંકાર, અને નાના પ્રકારનાં રત્નો પણ લેઇ જાય. જો રાજા પાલન ન કરે તો ધર્મ પ્રમાણે આચરણ કરનારા પુરૂષો ઉપર અનેક પ્રકારે શસ્ત્રના ઘા પડે અને લોકો અધર્મનો માર્ગ પકડે. જો રાજા રક્ષણ કરે નહિ તો પ્રજામાં દુષ્ટ લોકો, માતા, પિતા, વૃદ્ધ, આચાર્ય, અતિથિ અને ગુરૂને દુઃખ દે અથવા તેમને હણે. જો રાજા રક્ષણ કરે નહિ તો દ્રવ્યવાળા લોકોનો વધ થાય, તેમનું બંધન થાય અને એવાંજ બીજાં દુઃખ

તેમને હમેશાં ભોગવવાં પડે તથા કોઇપણ વસ્તુ ઉપર તેમનું પોતાપણું (સ્વામિત્વ) રહે નહિ. જો રાજા રક્ષણ કરે નહિ તો મનુષ્યોનું અકાળે મરણ થાય, લોકો સર્વે ચોરને આધીન થઇ જાય, અને ઘોર નરકમાં પડે. જો રાજા પાલન કરે નહિ તો વ્યભિચાર બંધ થાય નહિ, ખેતી થાય નહિ, વેપારનો માર્ગ બંધ પડે, ધર્મ ડૂબી જાય અને વેદ નાશ પામે. જો રાજા રક્ષણ કરે નહિ તો પુષ્કળ દક્ષિણા જેમાં અપાય છે એવા યજ્ઞ થાય નહિ, વિવાહ કર્મ બને નહિ કે સમાજ પણ મળે નહિ. જો રાજા રક્ષણ કરે નહિ તો સાંઢીયા પ્રજા ઉત્પત્તિ કરે નહિ, દહીંની ગોળીઓમાં દહીં પણ વલોવાય નહિ, અને ગાયોના ગોઠા નાશ પામે. જો રાજા રક્ષણ કરે નહિ તો સઘળું જગત્ ત્રાસ પામે, સૌનાં હૃદયમાં ઉદ્વેગ થાય, હાહાકાર વર્તાઈ જાય, અચેતન થઈ જાય અને જોતજોતાંમાં નાશ પામે. જો રાજા રક્ષણ કરે નહિ તો વિધિ પ્રમાણે જેમાં દક્ષિણા અપાય છે એ સંવત્સર યજ્ઞોની દીક્ષા કોઇ નિર્ભય થઇને ધારણ કરે નહિ. જો રાજા પાલન કરે નહિ તો વિદ્યાસ્નાતક અને વ્રતસ્નાતક તપસ્વી બ્રાહ્મણો ચારે વેદનું અધ્યયન કરે નહિ. જો રાજા રક્ષણ કરે નહિ તો બ્રાહ્મણોની નાસ્તિ થવાના કારણથી મનુષ્યોને ધર્મનો યોગ થાય નહિ; તથા ધનાદિકનું હરણ કરનારો આખી અણી ચાલ્યો જાય. જો રાજા રક્ષણ કરે નહિ તો હાથમાંની વસ્તુ પણ ચોર લેઈ જાય, તમામ ધર્મનાં બંધારણ તૂટી જાય, અને ભયથકી પીડા પામીને સર્વ કોઇ ભાગી જાય. જો રાજા રક્ષણ કરે નહિ તો અનીતિઓ પ્રવૃત્ત થાય, પ્રજા વર્ણસંકર ઉપજે, અને દેશમાં દુકાળ પડે. જ્યારે રાજા મનુષ્યોનું રક્ષણ કરેછે, ત્યારેજ તેઓ સર્વ તરફથી નિર્ભય થઇને ઘરનાં બારણાં ઉઘાડાં મૂકીને મરજી પ્રમાણે ઊંઘે છે. રાજા ધાર્મિક હોઇને પણ જ્યારે રૂડે પ્રકારે પૃથ્વીનું પાલન કરતો નથી ત્યારે કોઇપણ મનુષ્ય ગાળ કે માર કેમ સહન ન કરે? રાજા નહિ હોવાથી લાચારીથી સહન કરેજ. જો રાજા રક્ષણ કરે તો સાથે પુરૂષ લીધા વિના પણ સર્વ અલંકારથી ભૂષિત થઇને સ્ત્રીઓ માર્ગમાં ભય વિના ચાલી જાય છે. જ્યારે રાજા રક્ષણ કરેછે ત્યારે લોકો ધર્મને માર્ગે ચાલે છે અને પરસ્પર હિંસા કરતા નથી તથા અન્યોન્યના ઉપર ઉપકાર

કરેછે. જ્યારે રાજા રક્ષણ કરેછે ત્યારે ત્રણે વર્ણના લોકો જુદીજુદી વિધિઓથી મોટામોટા યજ્ઞ કરેછે અને એકઠા થઇને વિદ્યાનું અધ્યાયન કરેછે. આ લોકોનો આધાર જીવિકા ઉપર છે અને તે જીવન વૃષ્ટિ વગેરેને આધીન છે; જ્યારે રાજા રક્ષણ કરેછે ત્યારે તે સર્વ રૂડે પ્રકારે પ્રવર્ત્તે છે. જ્યારે રાજા પોતાના મોટા બળના યોગે કરીને પ્રજાને લેઇને રાજ્યરૂપી શ્રેષ્ઠ ધુંસરીને વહન કરેછે ત્યારે લોક પ્રસન્ન થાય છે. જેનો નાશ થવાથી પ્રાણી માત્રનો પણ સર્વ તરફથી નાશ થાય છે, તથા જેના અસ્તિત્વવડે પ્રાણીમાત્રનું નિરંતર અસ્તિત્વ થાય છે, એવા રાજાનું પૂજન કોણ નહિ કરે? જે પુરૂષ રાજાનું પ્રિય અને હિત, બન્ને વાનાં સંપાદન કરીને સર્વ લોકને ભય ઉપજાવનાર રાજ્ય ભારનું વહન કરેછે તે આ લોક તથા પરલોક બન્નેમાં જય પામ્યો એમ જાણવું. જે પુરૂષ એવા રાજાનું મનવડે પણ ભૂંડું ચિંતવે છે, તે પુરૂષ આ લોકમાં દુઃખ પામીને મરી ગયા પછી નિશ્ચય નરકમાં પડેછે. રાજાને જોઇને આ મનુષ્ય છે એમ ધારી તેની અવગણના કરવી નહિ; કેમકે એ કોઈ મોટો દેવ પુરૂષરૂપે કરીને રહેલો છે. રાજા સમય પ્રમાણે નિરંતર પાંચ રૂપ ધારણ કરેછે; એટલે તે સમય પ્રમાણે અગ્નિ, સૂર્ય, મૃત્યુ, કુબેર, અને યમ થાયછે. જ્યારે કોઈ પુરૂષ અસત્ય આચરણ કરીને રાજાને છેતરેછે ત્યારે પાસે બેસનારા તે પાપીઓને પોતાના ભયંકર તેજવડે તે બાળી નાખેછે; એ વખતે રાજા અગ્નિ સ્વરૂપ થાયછે. જ્યારે રાજા સર્વ પ્રાણીઓને પોતાના દૂતરૂપ નેત્રોએ કરીને જુએ છે અને તેમનું કલ્યાણ કરીને ચાલતો થાય છે ત્યારે તે સૂર્ય સ્વરૂપ થયો કહેવાય છે. કૂડાં કર્મ કરનારા સેંકડો પુરૂષોને પુત્ર, પૌત્ર અને અમાત્ય સહિત જ્યારે તે ક્રોધ પામીને નાશ કરે છે ત્યારે મૃત્યુ સ્વરૂપ થાય છે. જ્યારે સર્વે અધર્મીઓને પોતાના તીક્ષ્ણ દંડે કરીને તે શિક્ષા કરેછે અને ધાર્મિક લોકોના ઉપર મેહેરબાની કરે છે, ત્યારે તે યમ સ્વરૂપ થાય છે. જ્યારે તે પોતાના ઉપર ઉપકાર કરનારાઓને ધનની ધારાઓવડે તૃપ્ત કરે છે તથા અપકાર કરનારાઓના નાના પ્રકરનાં રત્નો ખૂંચાવી લે છે, વળી કોઇને લક્ષ્મી આપે છે અને કોઇની પાસેથી લેઇ લેછે, ત્યારે રાજા લોકોમાં ધનપતિ કુબેર સ્વરૂપે થાય છે. જે પુરૂષ ડાહ્યો, કલેશ રહિત કર્મવાળો, ઇ-

ર્ષા રહિત અને ધર્મથી પ્રાપ્ત થનારા લોકની અભિલાષા રાખનારો હોય તેણે લોકોના ઇશ્વર રાજાના અપવાદમાં ઉભા રેહેવું નહિ. ગમે તો પ્રાણ સમાન વાહાલો પુત્ર, ભાઇ કે મિત્ર હોય તથાપિ રાજાથી ઉલટું ચાલીને સુખ પામે નહિ. વાયુ જેનો સારથી છે એવો અગ્નિ સળગ્યો છતાં તે કાંઇ બાળ્યા વિનાનું શેષ રહેવા દે તો રહે પણ ખરૂં, પરંતુ રાજાએ જેનો તિરસ્કાર કર્યો છે એવા મનુષ્યનું તો કાંઇ પણ શેષ કોઇ જગોએ રહેજ નહિ. માટે રાજાએ રક્ષણ કરેલા કે રક્ષણ કરવાના અભિપ્રાયથી મૂકેલા સર્વ પદાર્થો દૂરથીજ પડ્યા મૂકવા; અને જેમ મૃત્યુથકી મનુષ્ય કંટાળે છે તેમ રાજાનું દ્રવ્ય હરણ કરવાથી પુરૂષે કંટાળવું. મૃગ પકડવાના ફાંસાને અડતાં વાંતજ જેમ તત્કાળ મૃગ નાશ પામે છે, તેમ રાજાના દ્રવ્યને સ્પર્શ કરતાંજ મનુષ્ય નાશ પામે છે. બુદ્ધિમાન પુરૂષને રાજદ્રવ્ય સોંપ્યું હોય તો તેણે પોતાના દ્રવ્યની પેઠે તેનું રક્ષણ કરવું. રાજાના દ્રવ્યનું હરણ કરનાર પુરૂષો સ્થિતિ વિનાના અને જડરૂપ મોટા ઘોર નરકમાં ઘણા કાળ લગી પડે છે. પ્રજાને રંજન કરે છે માટે રાજા, સુખ ભોગવાવે છે માટે ભોજ, નાના પ્રકારે શોભે છે માટે વિરાટ્, રૂડે પ્રકારે શોભે છે માટે સમ્રાટ્, ક્ષતથકી રક્ષણ કરે છે માટે ક્ષત્રિય, પૃથ્વીનો પતિ માટે ભૂપતિ, મનુષ્યોનો પાલન કરનારો માટે નૃપ, એવા શબ્દોવડે જેનું સ્તવન થાય છે તેનું પૂજન કોણે ન કરવું જોઇએ? અર્થાત્ સહુએ કરવું જોઇએ. એટલા માટે જે સુખી થવાને ઇચ્છતો હોય તે બુદ્ધિમાન્, સ્મૃતિવાળા અને ડાહ્યા પુરૂષે નિયમિત થઇને, મનને વશ રાખીને, અને ઇંદ્રિયોને નિયમમાં રાખીને તે રાજાનો આશ્રય કરવો. રાજાએ પણ કૃતજ્ઞ, ડાહ્યા, મોટા મનના, દૃઢ ભકિતવાળા, જીતેંદ્રિય, નિરંતર ધર્મ આચરનારા, અને નિરંતર સ્થિર ચિત્તવાળા મંત્રીનું પૂજન કરવું—સત્કાર કરવો. વળી રાજાએ દૃઢ ભક્તિવાળા, બુદ્ધિમાન્, ધર્મને જાણનારા, ઇંદ્રિયોનું નિયમન કરનારા, શૂરા અને ઉદાર કર્મ કરનારા એકાંગ વીરનો આશ્રય કરવો. કેમકે એકાંગ વીર કોઇ પણ કાર્યમાં બીજા સહાય કરનારાઓની અપેક્ષા ન રાખતાં પોતે એકલોજ તે કાર્ય સાધવાને તૈયાર થઇ જાય છે.. બુદ્ધિ મનુષ્યને ડાહપણવાળો કરે છે અને રાજા મનુષ્યને કૃશ કરે છે; માટે રા-

જાથી વિરૂદ્ધ ચાલનારને સુખ ક્યાંથી પ્રાપ્ત થાય ? પણ જે પુરૂષ તેને અનુકૂળ થઇને તેને આશ્રયે આવે છે તેને તે સુખી કરે છે. હે રાજન ! રાજા એ પ્રજાનું મોટું હૃદય છે, ગતિ છે, પ્રતિષ્ઠા છે અને ઉત્તમ સુખ છે. જે પુરૂષો રાજાને આશરેલા છે તે આ લોકોનું તથા પરલોકોનું પૂજન સારી રીતે કરી શકે છે; મતલબ કે, બન્ને લોકોનું શ્રેય; સંપાદન કરી શકે છે. રાજા પણ પોતાનામાં રહેલા સમતા ગુણવડે, સત્યવડે અને મિત્રભાવવડે પૃથ્વીનું પાલન કરીને તથા મોટા યજ્ઞોવડે દેવનું પૂજન કરીને મોટો યશ મેળવીને સ્વર્ગ લોકમાં અખંડ પદ પામે છે. બૃહસ્પતિએ એ પ્રમાણે કહ્યું તે સાંભળીને રાજાઓમાં શ્રેષ્ઠ તે કોશળ દેશના રાજા વસુમના વીરે પ્રયત્ન કરીને પ્રજાનું પાલન કર્યું.

एवमुक्तोगिरसाकौशल्योराजसत्तमः ॥

प्रयत्नात्कृतवानूवीरःप्रजानांपरिपालनम् ॥ ६१ ॥

इतिश्री महाभारते शां० रा० अंगिरोवाक्ये गु० भा०

अष्टषष्टितमोऽध्यायः ॥ ६८ ॥

**युधिष्ठिरउवाच** ॥ पार्थिवेन विशेषेण किंकार्यमवशिष्यते ॥

॥ कथंरक्ष्योजनपदःकथंजेयाश्चशत्रवः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે પિતામહ ! રાજાને વિશેષે કરીને શું કરવાનું બાકી રહ્યું છે તે, તથા તેણે દેશનું રક્ષણ શી રીતે કરવું, શત્રુઓને કેવી રીતે જીતવા, દૂતોની કેવી રીતે યોજના કરવી, ચારે વર્ણની પ્રજાને તથા પુત્ર, સ્ત્રી, અને સેવકોને શી રીતે વિશ્વાસ ઉત્પન્ન કરવો તથા તેમની યોજના શી રીતે કરવી તે સર્વે મને કહો. ભીષ્મ કહે છે,—હે મહારાજ ! રાજાએ કેમ વર્તવું તથા તેણે પ્રથમ શું કરવું અથવા તેણે મોકલેલા તેના પ્રતિનિધિ વગેરેએ શું કરવું તે સર્વ તું સાવધાન થઇને સાંભળ. પ્રથમ તો રાજાએ પોતાના ચિત્ત ઉપર સર્વદા જય મેળવવો અને પછી શત્રુઓને જીતવા. કેમકે જે રાજાએ પોતાના ચિત્ત ઉપર જય મેળવ્યો નથી તે શત્રુઓને શી રીતે જીતશે ? શ્રોત્ર, ચક્ષુ, ઘ્રાણ, રસના અને

ત્વચા એ પાંચે ઇંદ્રિયોને કબજે રાખવી એટલે ચિત્ત ઉપર જય મેળવ્યો એમ જાણવું; અને જે રાજાએ એ પ્રકારે ઇંદ્રિય ઉપર જય મેળવ્યો છે તે રાજ્ય શત્રુઓને બાધ કરવાને શક્તિમાન થાય છે. હે કુરૂનંદન! કિલ્લામાં રાજના સીમાડા ઉપર, નગરની બાહારના બાગોમાં, નગરની માંહેની વાડીઓમાં, કોટવાળ આદિકની સર્વે કચેરીઓમાં, પુરમાં અને નગરોમાં, અંતઃપુરમાં અને રાજ મેહેલમાં, એટલી જગાએ તે તે સ્થળનું રક્ષણ કરનારા પાયદળ સૈન્યના મનુષ્યો રાખવા. હે પુરૂષોમાં વ્યાઘ્ર જેવા! પછી જડ સરખા, આંધળા સરખા, અને બેહેરા સરખા દેખાવવાળા ચારા (ગુપ્ત દૂત) રાખવા; તે સર્વે પુરૂષે પરીક્ષા કરેલા બુદ્ધિમાન, અને ભૂખ, તરસ તથા થાક વેઠી શકે એવા જોઈએ. હે મહારાજ! તે ચારાઓની યોજના સર્વે પ્રધાન મંડળમાં, નાના પ્રકારના મિત્રોમાં, અને પુત્રોમાં, નગરમાં, દેશમાં, અને મંડલિક રાજાઓમાં સાવધાન થઇને કરવી. તે ચારાઓને એવી રીતે મોકલવા કે એક ચારો બીજા ચારાને ઓળખી શકે નહિ. હે ભરત શ્રેષ્ઠ! શત્રુએ મોકલેલા ચારાઓને પણ ઓળખી કાઢવા. બજારની દુકાનોમાં, મલ્લોના અખાડા વગેરે સ્થળમાં, ઘણા માણસોના સમુદાયમાં, સન્યાસી વગેરે ભિક્ષુઓમાં, નગર માહેની વાડીઓમાં, નગર બાહારના બાગોમાં, પંડિતોની સભામાં, ખાણુ ખોદવાનાં ઠેકાણામાં, અધિકારીઓની કચેરીઓમાં, રાજસભામાં અને મોટા લોકોના મકાનોમાં તે શત્રુઓએ મોકલેલા ચારા આવીને રહે છે. હે પાંડવ! એ પ્રકારે વિચક્ષણ રાજાએ શત્રુના ચારાની શોધ કરીને તેમને ઓળખવા; કેમકે ચારાઓને પ્રથમથીજ ઓળખી મૂકવાથી હિત થાય છે. હવે રાજા જો પોતાને પોતાની મેળે શત્રુ કરતાં હીન (નિર્બળ) સમજતો હોય તો પ્રધાનોની સાથે મંત્ર (વિચાર) કરીને બળવાન શત્રુ સાથે સંધિ કરવો. વિચક્ષણ રાજાએ પોતાની નિર્બળતા જાણીને અથવા કોઇ પ્રકારનો અર્થ સાધવા માટે બળવાન શત્રુ સાથે ઉતાવળે સંધિ કરવો. ધર્મવડે પોતાના દેશનું પાલન કરનારા રાજાએ ગુણવાન, મોટા ઉત્સાહવાળા, ધર્મને જાણનારા, અને સાધુ આચરણવાળા રાજાઓ સાથે સંધિ કરવો. મોટી બુદ્ધિવાળા રાજાને જ્યારે એમ માલમ પડે છે કે મને પદભ્રષ્ટ કરવાનો વિચાર ચાલે છે, ત્યારે

પોતે પૂર્વે જેમને દુષ્ટ જાણીને સજા કરી હોય પણ પછીથી દયાએ કરીને જેમને છોડી મૂકયા હોય એવાઓને તથા લોકોની જેમના ઉપર અપ્રીતિ હોય એવાઓને સર્વ પ્રકારે હણવા. જે શત્રુ રાજા ઉપકાર પણ કરી શકતો નથી કે અપકાર પણ કરી શકતો નથી, તેમ જેની ઉન્નતિ થવી શકય નથી એવાઓની ઉપેક્ષા કરવી. શત્રુ રાજાના ઉપર ચઢાઇ કરવાની ઇચ્છા હોય તો વિચક્ષણ રાજાએ પોતાના કરતાં દુર્બળ રાજા ઉપર કરવી; તથા તે ન જાણે તેમ, તેના મિત્રોએ તેને તજી દીધો હોય ત્યારે, તે બંધુજન વિનાનો હોય ત્યારે, તે કોઇ બીજા દુશ્મન જોડે યુદ્ધમાં ગુંથાયો હોય ત્યારે અને તે અસાવધ હોય ત્યારે, ચઢાઈ કરવી. જ્યારે પોતે શક્તિમાન હોય, સેના આદિક બળ પુષ્ટ હોય અને પોતે સુખી હોય, ત્યારે ચઢાઇ કરવાની આજ્ઞા વીર રાજાએ આપવી અને તે આજ્ઞા આપતાં પેહેલાં પોતાના નગરનું રક્ષણ થાય તેવી સામગ્રી સંપાદન કરીને પછી આજ્ઞા આપવી. જે શત્રુ રાજા ઘણો બળવાન્ હોય અને વશ ન થતો હોય ત્યારે તેનું બળ અને વીર્ય હીન કરવું તથા તેટલા માટે તેને કૃશ કરવાને તૈયાર થઇને રહેવું. કૃશ કરવાના ઉપાય આ પ્રમાણે છે; તેના દેશને શસ્ત્ર, અગ્નિ અને વિષથી મૂર્છિત કરીને પીડવો, તથા પોતાના સેવકોના સાધનથી તેના પ્રધાનો અને રાજા વચ્ચે તકરાર ઉત્પન્ન કરાવવી. બુદ્ધિવાન રાજાએ વધારે રાજ્ય મેળવવાની ઇચ્છા રાખીને યુદ્ધ કોઇ સમયે પણ કરવું નહિ; કેમકે અર્થનું ગ્રહણ કરવાના સામાદિક ત્રણ ઉપાયજ બૃહસ્પતિએ કહેલા છે. હે રાજન્! સામ, દાન, અને ભેદ ઉપાયથી જે અર્થ પ્રાપ્ત કરી શકાય તેટલાવડે પંડિત રાજાએ સંતોષ માનવો. હે કુરુનંદન! પોતાની પ્રજા પાસેથી બુદ્ધિમાન રાજાએ ઉપજનો છઠ્ઠો ભાગ કર લેવો, અને તે તેમનાજ રક્ષણને અર્થે વાપરવો. મત્ત, ઉન્મત્ત આદિક દશ પ્રકારના ગુનેહગાર પાસેથી જે થોડો ઘણો દંડ લેવામાં આવે છે, તે સહસા લેઇ લેવો અને તેનો ઉપયોગ નગરવાસી જનોના રક્ષણમાં કરવો. જેવા પુત્ર તેવાજ પૌત્રને પણ તારે માનવા, પણ વ્યવહારનો માર્ગ બતાવતાં તારે તેમના ઉપર સ્નેહ કરવો નહિ. લોકોની માંહો માંહેની તકરારો સાંભળવાને સર્વ અર્થને જાણનારા પંડિતોની યોજના કરવી. કેમકે રાજ્યની

સ્થિતિ વ્યવહારના નિર્ણયમાં રહેલી છે. સોના વગેરેની ખાણ ઉપર, મીઠાની ઉત્પત્તિ થતી હોય ત્યાં, દાણા વગેરે વેચાતા હોય ત્યાં, નદી તરવાના ઘાટ ઉપર, અને હાથીઓની સેના ઉપર, ઉપજ ખરચનો હિસાબ રાખવાને અમાત્યની કે વિશ્વાસુ માણસની યોજના કરવી. રૂડે પ્રકારે દંડને ધારણ કરનારા રાજાને ધર્મની પ્રાપ્તિ થાય છે. રાજાને તો નિરંતર રૂડા પ્રકારના ધર્મવાળો દંડ એજ વખાણવા યોગ્ય છે. હે ભારત! રાજાએ વેદ અને વેદાંગને જાણનારા, ડાહ્યા, અત્યંત તપસ્વી, નિરંતર દાન કરનારા અને યજ્ઞ કરનારા થવું. એ સર્વે ગુણો રાજામાં સ્થિર જોઇએ. વ્યવહારનો લોપ થાય તો રાજાને સ્વર્ગ ક્યાંથી અને યશ પણ ક્યાંથી પ્રાપ્ત થાય? જ્યારે દુર્બળ રાજાને બળવાન રાજા પીડા કરે ત્યારે બુદ્ધિમાન એવા તે રાજાએ કિલ્લાનો આશ્રય કરવો. કિલ્લામાં ભરાઇ બેસવું. પોતાના મિત્રોને કબજે લેઇને શત્રુ રાજા સાથે કહેણ મોકલવું. સામ અને ભેદ ઉપાય વ્યર્થ જાય ત્યારે લડાઇને માટે કહેણ મોકલવું. ગાયોના સમુદાય તેના આવવાના માર્ગમાં મૂકવા; તેના આવવાના માર્ગનાં ગામ ઉજડ કરવાં; તે સર્વે ગામવાળાઓને શેહેરની બાહારનાં પરાંમાં રાખવા. જે કિલ્લાઓ સારી રીતે રક્ષિત કરેલા હોય તેમાં ધનવાન પુરૂષો વગેરેને રાખવા. ધનવાન પુરૂષો અને પોતાના સેનાના મુખ્ય પુરૂષોને વારંવાર શાંત કરવા. જો શત્રુનો નગરમાં પ્રવેશ થવાનો સંભવ ન હોય તો ઘાસ દાણા વગેરે રાજાએ નગરમાં આણવું. પણ તેવો યોગ ન હોય તો ખેતરોમાં પાકેલા અનાજના છોડને પણ દવ લગાડી બાળી નાંખવા. શત્રુનાં મનુષ્યો ફોડીને તે કર્મ કરાવવું. અથવા પોતાનું લશ્કર મોકલીને તેનો નાશ કરાવવો. નદીઓના માર્ગમાં પૂલ કે હોડીઓ વગેરે હોય તેનો નાશ કરવો. બાંધેલાં પાણી છોડી મૂકીને વેહવરાવી મૂકવાં તથા વેહેવરાવવાને યોગ્ય ન હોય તેવાં વાવ અને કૂવા વગેરેનાં પાણીમાં ઝેર નાખીને તે બગાડવાં. પોતાના દેશમાં જે મુખ્ય સ્થાન હોય તેનો કબજો લેઇને રાજાએ તેમાં નિવાસ કરવો તથા પાસેના દેશમાં વસનારા પોતાના વર્તમાન શત્રુના દુશ્મન સાથે સર્વદા સ્નેહ કરીને તેના બળવડે શત્રુને પોતાના દેશમાંથી દૂર કરવો. બીજા હલકા ગઢ, જેમાં શત્રુ આવી સેહેલથી ભરાઈ બેસે એવા હોય,

તેનો મૂળમાંથી નાશ કરવો. તેમ લોકો જેનું પૂજન કરતા હોય તેવા વૃક્ષ રહેવા દેઇને બાકીનાં તમામ નાનાં ઝાડનો પણ નાશ કરી દેશ પાધર કરી મૂકવો; જે વૃક્ષો મોટા વધેલા હોય તેનાં ડાળાં પણ કાપી નાખવાં તથાપિ પૂજ્ય વૃક્ષનું તો પાંદડું સરખું પણ પાડવું નહિ. કિલ્લાની આસ-પાસ બાહારનો કોટ ઉંચો કરાવવો કે જેના ઉપર ચઢીને દૂરથી આવતા જતા શત્રુનો સંચાર પણ જાણવામાં આવે. કિલ્લાની આસપાસની ખાઇમાં પાણી ભરી દેવું તથા તેમાં ભાલા ચોટેલા સ્તંભ રોપવા, એવા કે જેના ઉપર પડનાર વીંધાઇ જાય તથા મોટા મત્સ્ય અને મગ્ગર તેમાં લાવી મૂકવા કે જેથી તરીને કિલ્લા પાસે આવી શકાય નહી. નગરમાંથી છાના-નામાના નીકળી જવું હોય તેને માટે સંકટદ્વાર રાખવાં તથા પૂરા પ્રયત્ન-વડે તેનું પણ રક્ષણ નગરના દરવાજાની પેઠેજ કરવું. દરવાજા ઉપર સદૈવ મોટાં યંત્રો રાખવાં તથા જંજાળો ચઢાવી રાખવી અને તે યંત્રો પોતા-ના સ્વાધીનમાં રાખવાં કાષ્ઠ પણ એકઠાં કરી રાખવાં. તથા કૂવા ખોદાવવા અને જળના અર્થવાળાઓએ પૂર્વે કૂવા કરાવેલા હોય તેને સુધરાવવા. ઘાસથી છાયેલાં છાપરાં ઉપર કાદવથી લીંપાવવું તથા અગ્નિના ભયને લીધે ચૈત્ર માસમાં તે છાજ કાઢી નખાવવું. એવે વખતે રાજાએ રાત્રેજ રસોઇ કરાવવી અને અગ્નિહોત્ર શિવાય દિવસે અગ્નિ સળગાવવો નહિ. લુહાર અને સુવાવડીના સ્થળમાં બહુ સાચવણીની સાથે અગ્નિ સળગવા દેવો તથા તે પણ ઘરમાં ઢાંકેલો અગ્નિજ સળગવા દેવો. નગરના રક્ષણ-ને અર્થે એવી દાંડી પિટાવવી કે 'જેના ઘરમાં દિવસે અગ્નિ સળગશે તેને ભારે શિક્ષા કરવામાં આવશે,' ભિક્ષુક, ગાડાં ફેરવનારા, નપુંસક (હીજડા) ગાંડા અને ખેતી કરનારા ખેડુત એમને શેહેરની બહાર કાઢી મૂકવા, કેમકે હે નરશ્રેષ્ટ! તેમને રાખવાથી હરકત થાય છે. કચેરીઓમાં, તીર્થોમાં, સભાઓમાં અને મોટા લોકોના મકાનોમાં એ સર્વ લોકો ઉપર રાજાએ યથાર્થ વર્ણના (જોઇએ તેવા) ચારાઓ મૂકવા. રાજાએ રાજમાર્ગ મોટા રખાવવા તથા પરબો અને દુકાનો જ્યાં જ્યાં જોઇએ ત્યાં ત્યાં મંડાવવી. હે યુધિષ્ઠિર! ભંડારગૃહ, આયુધગૃહ, લશ્કરને રહેવાની બરાખો, ઘોડાર, હાથીશાળા, યોદ્ધાઓનાં મકાન, ખાઇઓ, શેરીઓ, ઘરમાંના એટલે ઘરની

પાસેના બાગ, એટલાં વાનાં સર્વે પ્રકારે શત્રુઓમાંનો કોઇ માણસ કદાચિત્ પણ જોઇ શકે નહિ એમ કરવું; હે યુધિષ્ઠિર ! એ વાત ગુહ્ય છે. શત્રુના બળથી પીડાયલા રાજાએ દ્રવ્યનો સંગ્રહ કરવો. તેમજ તેલ; ચરબી, મધુ, ઘી, અને ઓષધોનો પણ સર્વ પ્રકારે સંગ્રહ કરવો. વળી કોયલા, દર્ભ, રસોઇઆ, ખાખર, શરણુ, લખનારા કારકુનો, ઘાસ, બળતણ અને ઝેર પાયેલા તીરનો પણ સંચય કરવો. વળી સાંગ, ઋષ્ટિ નામે અને પ્રાસ નામે આયુધ, કવચ, વગેરે, આયુધોનો પણ સંચય કરવો. મૂળ, ફળ, સર્વે ઓષધો, અને ઝેર, શલ્ય, રોગ તથા કૃત્રિમ આધિયો મટાડી શકે એવા ચારે પ્રકારના વૈદ્યોનો પણ વિશેષે કરીને સંગ્રહ કરવો. વળી નટ નૃત્ય કરનારા, મલ્લ, માયા એટલે ઈંદ્રજાળ વગેરે વિદ્યા જાણનારા, એમનો પણ સંગ્રહ કરવો; કેમકે તેઓ નગરને શોભાવે છે તથા સર્વ પ્રકારે આનંદયુક્ત કરે છે. ચાકર કે મંત્રી કે નગરવાસી કોઇ પુરૂષ, જેનાથી રાજાને શંકા ઉપજે એમ હોય તેને સ્વાધીન કરી રાખવા. હે રાજેંદ્ર ! કોઇ બતાવેલું કાર્ય કર્યું તો તેનો ધન આપીને, યથાયોગ્ય ઈનામ આપીને કે નાના પ્રકારનાં સાંત્વયુકત વચન કહીને સત્કાર કરવો. અઘટિત જગોએ કોપ કરીને કોઇને રાજાએ દલગીર કર્યો હોય કે માર્યો હોય તો દાન માન વગેરેથી ફરીને તેનો આદર કરવો અને તેના મનનું સમાધાન કરવું, કેમકે એ વિષે જે શાસ્ત્રમાં કહ્યું છે તેમ સન્માન કરીનેજ રાજા અનૃણી થઇ શકે છે. હે કુરૂનંદન ! રાજાએ આ સાત વાનાંનું તો રક્ષણ કરવુંજ જોઈએ, તે હું તને કહું તે સાંભળ. એક તો પોતાનો દેહ, પ્રધાન મંડળ, ભંડાર, શિક્ષા કરવાનો અધિકાર, મિત્રો, દેશ અને નગર એ સાત મળીને રાજ્ય કહે છે માટે તેનું રક્ષણ મોટા યત્નવડે કરીને કરવું. હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા યુધિષ્ઠિર ! ષાડ્ગુણ્ય, ત્રિવર્ગ, અને પરમ ત્રિવર્ગ, એટલાં વાનાં જે જાણે છે, તે રાજા આ પૃથ્વીને ભોગવે છે. હે યુધિષ્ઠિર ! જેને ષાડ્ગુણ્ય કરીને કહે છે તેનું લક્ષણ હું તને કહું તે સાંભળ. ૧ સંધાનાસન એટલે સંધિ કરીને રહેવું; ૨ યાત્રા સંધાન એટલે ચઢાઈ કરવી; ૩ વિગ્રહાસન એટલે વેર કરીને રહેવું; ૪ વિગ્રહ યાત્રા એટલે શત્રુને ભય દેખાડવા માટે ચઢાઈ કરીને સ્થિર રહેવું; ૫ દ્વૈધીભાવ એટલે

બન્ને પાસેથી સંધી કરવો; ૬ સંશ્રય એટલે બીજા બળવાન રાજાનો કે કિલ્લા વગેરેનો આશ્રય લેવો તે. એને ષાડ્ગુણ્ય કહે છે. હવે ત્રિવર્ગનું લક્ષણ પણ જે કહેલું છે તે હું કહું તે તું એક ચિત્તે સાંભળ. ક્ષય, સ્થાન અને વૃદ્ધિ એને ત્રિવર્ગ કહે છે. તેજ પ્રમાણે ધર્મ અર્થ અને કામ, એને પરમ ત્રિવર્ગ કહે છે. માટે તે પરમ ત્રિવર્ગને સમય પ્રમાણે રાજાએ સેવવો. ધર્મવડે રાજા ઘણા કાળ સુધી પૃથ્વીનું પાલન કરે છે. એ અર્થમાં અંગિરાએ બે શ્લોક કહેલા છે. હે કુંતીપુત્ર ! તારૂં કલ્યાણ થાઓ; તે બે શ્લોક પણ તારે સાંભળવા યોગ્ય છે. રાજા સર્વ કાર્ય કરીને અને પૃથ્વીનું, નગરના લોકોનું રૂડે પ્રકારે પાલન કરીને પરલોકમાં અત્યંત સુખ પામે છે. જે રાજા પ્રજાનું રૂડી રીતે રક્ષણ કરે છે, તેનેજ ધર્મ જાણનારો કહેવો; તે રાજાને તપ કરીને પણ શું કામ છે અને યજ્ઞ કરીને પણ શું કામ છે ? યુધિષ્ઠિર કહે છે,—દંડનીતિ રાજાને શું ફળ આપનારી છે અને રાજા દંડનીતિને શું ફળ આપનારો છે ? તેમજ દંડનીતિ અને રાજા બન્ને મળીને કોને ફળ આપનારાં છે ? હે પિતામહ ! તે મને કહો. ભીષ્મ કહે છે,—દંડનીતિ એ શબ્દો હેતુવાળા અને સિદ્ધ છે. એ થકી રાજા અને પ્રજાના મોટા ભાગ્યનો ઉદય થાય છે. હે ભારત ! હે રાજન્ ! તે હું તને કહું તે સાંભળ. દંડનીતિ રાજાએ સારી રીતે યોજેલી હોય તો ચારે વર્ણના લોકોને અધર્મમાંથી અટકાવે છે અને સ્વધર્મમાં વર્તાવે છે. એ પ્રમાણે ચારે વર્ણની પ્રજા જ્યારે પોતપોતાના ધર્મમાં પ્રવર્તે છે, મર્યાદા તૂટતી નથી અને પ્રજા વર્ણસંકર થતી નથી, પ્રજાઓને કોઇ તરફથી ભય રહેતું નથી, એ પ્રકારે દંડનીતિથી જ્યારે કલ્યાણ ઉત્પન્ન થાય છે, ત્યારે ત્રણે વર્ણની પ્રજા સ્વસ્થતામાં રહેવાને યથાવિધિ પ્રયત્ન કરે છે. એ મર્યાદાનો ભંગ નહિ થવારૂપ કલ્યાણથીજ મનુષ્યોનું સુખ રૂડે પ્રકારે પ્રાપ્ત થયેલું તારે જાણવું. રાજાનું કારણ કાળ છે કે કાળનું કારણ રાજા છે એવો સંશય તારે કરવો નહિ; રાજાજ કાળનું કારણ છે. રાજા જ્યારે સમગ્રપણે દંડનીતિ પ્રમાણે પ્રવર્તે છે ત્યારે કાળે ઉત્પન્ન કરેલો સત્યયુગ પણ પ્રવર્તે છે, ત્યારે સર્વત્ર ધર્મજ પ્રસરે છે; કોઇ જગોએ અધર્મ રહેતો નથી; તેવે વખતે સર્વ મનુષ્યોનાં મન ધર્મમાંજ આનંદ પામે છે.

ત્યારે પ્રજાઓનાં સર્વ કર્મ કુશળપણે પ્રવર્તે છે એમાં સંશય કરવો નહિ; સર્વે વૈદિક કર્મ પણ ઉત્તમ રીતે ચાલે છે, સર્વ ઋતુઓ પણ રોગ રહિત અને સુખ આપનારી થાય છે, મનુષ્યોના સ્વર, વર્ણ અને મન સ્વચ્છ થાય છે. વ્યાધિઓ થતા નથી તથા કોઇ પુરૂષ અલ્પ આયુષ્ય-વાળો દેખાતો નથી. કોઇ સ્ત્રી વિધવા થતી નથી અને કોઇ કૃપણ પુરૂષ પણ ઉત્પન્ન થતો નથી. તેવે વખતે વગર ખેડયે પૃથ્વીમાંથી ધાન્ય પાકે છે. ઔષધીઓ પણ તેમજ પાકે છે. ઝાડની છાલ, પાંદડાં, ફળ અને મૂળ એ સર્વ વીર્યવાન્ થાય છે. તે કાળમાં અધર્મ થતોજ નથી; કેવળ ધર્મજ થાય છે. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે સત્યુગના ધર્મ છે તે તું જાણ. જ્યારે રાજા દંડનીતિના ત્રણ અંશનું અનુવર્તન કરે છે, અને ચોથા અંશ-નો ત્યાગ કરે છે, ત્યારે ત્રેતાયુગ પ્રવૃત્ત થાય છે. એ વખતે અધર્મનો ચોથો અંશ એ ત્રણ અંશનું અનુવર્તન કરે છે. તે વખતે પૃથ્વી અને ઔષધીઓ ખેડવાથીજ પાકે એવી થાય છે. રાજા જ્યારે દંડનીતિનો અરધો ભાગ તજીને પ્રવૃત્ત થાય છે ત્યારે તે કાળ દ્વાપર નામે કેહેવાય છે. તે કાળે અધર્મના બે અંશ તેમાં મળીને ચાર અંશ પૂરા થાય છે; પૃથ્વી ખેડવાથીજ પાકે એવી અને અરધું ફળ આપનારી થાય છે. રાજા જ્યારે દંડનીતિનો સ-મૂળો ત્યાગ કરે છે ત્યારે પ્રજાઓ નિરૂપાય થઇને કલેશ પામે છે અને કળિયુગ પ્રવૃત્ત થાય છે. કળિયુગમાં અધર્મ અત્યંત થાય છે અને કોઈ સ્થળમાં ધર્મ દેખતો નથી. બધીએ વર્ણની પ્રજાઓનાં મન સ્વધર્મથકી પતન થાય છે. શૂદ્રો ભિક્ષા ધર્મથી જીવે છે અને બ્રાહ્મણો સેવા કરે છે. સ્વધર્મના રક્ષણનો નાશ થાય છે અને વર્ણસંકર પ્રજાઓ ઉત્પન્ન થાય છે. વૈદિક કર્મ પણ ખામીવાળાં અને સામર્થ્ય હીન થાય છે. ઋતુઓ સુખ આપનારી હોતી નથી, પણ રોગ ઉત્પન્ન કરનારી હોય છે. મનુષ્યોના સ્વર કાંતિ અને મન ઘટે છે એટલે નિર્બળ થાય છે. વ્યાધિઓ ઉત્પન્ન થાય છે અને મનુષ્યોનાં આયુષ્ય નાશ થઇ જઇ તેઓ મૃત્યુ પામે છે. એ કળિકા-ળમાં સ્ત્રીઓ વિધવાઓ થાય છે અને પ્રજાઓ દુષ્ટ (ક્રૂર) ઉત્પન્ન થાય છે; કોઇક વખતે વર્ષાદ વરસે છે તથા કોઇક વખતે નથી પણ વરસતો; અને કોઇક સ્થળમાં અનાજ વગેરેના છોડ ઉગે છે અને કોઈક સ્થળમાં

નથી પણ ઉગતા. જ્યારે રાજા દંડનીતિમાં મન રાખીને પ્રજાનું રક્ષણ કરવાને નથી ઇચ્છતો ત્યારે એ રીતે સર્વે પ્રજાઓ પણ ક્ષય પામે છે. એટલા માટે સત્યયુગનો, ત્રેતાનો અને દ્વાપરનો ઉત્પન્ન કરનાર રાજા છે તથા ચોથો યુગ કલિ, તેનો પણ કારણભૂત રાજાજ છે. રાજા જ્યારે સત્યયુગ પ્રવર્તાવે છે ત્યારે તે સ્વર્ગમાં અત્યંત સુખ ભોગવે છે, રાજા જ્યારે ત્રેતાયુગ પ્રવર્તાવે છે, ત્યારે સ્વર્ગમાં અત્યંત સુખ ભોગવતો નથી. પણ ત્રણ ભાગનું સુખ ભોગવે છે; તે જ્યારે દ્વાપરયુગ પ્રવર્તાવે છે ત્યારે બે ભાગનું સુખ ભોગવે છે; અને કળિયુગ પ્રવર્તાવવાથી તો અત્યંત પાપજ ભોગવે છે. કલિયુગ પ્રવર્તાવવાથી દુષ્કર્મ કરનારો તે રાજા અનંત કાલ લગી નરકમાં વસે છે અને ત્યાં પ્રજાના પાપમાં ડૂબીને અપકીર્તિ અને પાપનાં ફળને પામે છે. એટલા માટે જ્ઞાનવાન ક્ષત્રિયે નિરંતર દંડનીતિને આગળ કરીને-દંડનીતિ પ્રમાણે વર્તીને નહિ પ્રાપ્ત થયેલાની ઇચ્છા કરવી તથા પ્રાપ્ત થયેલાનું પાલન કરવું. જો દંડનીતિનો ઉપયોગ સારી રીતે કરવામાં આવે તો માતા તથા પિતાની પેઠે પ્રજાની આબાદી કરનારી મર્યાદારૂપ તથા લોકની વ્યવસ્થા કરનારી તે થાય છે. હે મનુષ્યોમાં શ્રેષ્ઠ! જેનેવિષે પ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે તેને તું જાણ; જો રાજા દંડનીતિ પાળનારો હોય તો એજ ઉત્તમ ધર્મ છે. માટે હે યુધિષ્ઠિર! તું દંડનીતિથી યુક્ત થઇને ધર્મવડે પ્રજાનું પાલન કર; કેમકે એમ કરવાથી પ્રજાનું રક્ષણ કર તો તું દુર્જય એવા સ્વર્ગને જીતીશ.

तस्मात्कौरव्यधर्मेणप्रजाःपालयनीतीमान् ॥
एवंवृतःप्रजारक्षन्स्वर्गंजेतासिदुर्जयम् ॥ १०५ ॥

इतिश्री महाभारते शां० रा० गु० भा० एकोनसप्ततितमोऽध्यायः ॥६९॥

**युधिष्ठिरउवाच** ॥ केनवृत्तेनवृत्तज्ञवर्तमानोमहीपतिः ॥
॥ सुखेनार्थान्सुखोदर्कानिहचप्रेत्यचाप्नुयात् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,–હે આચરણને જાણનારા પિતામહ ભીષ્મ! કેવા આચરણવડે દંડનીતિનો સારી રીતે ઉપયોગ કરીને રાજા આ લોકમાં તથા પરલોકમાં ગયા પછી પણ જેના પરિણામમાં સુખ છે એવા અ-

ર્થની સુખે કરીને પ્રાપ્તિ કરી શકે ! ભીષ્મ કહે છે,—હું તને આ છત્રીશ ગુણે કરીને યુક્ત છત્રીશ ગુણોનો સમુદાય કહું છું; એ છત્રીશ ગુણને બીજા છત્રીશ ગુણ સહિત આચરવાથી પુરૂષને મોટા ગુણ થાય છે. તે ગુણ સાંભળ. (૧) રાગ (પ્રીતિ) અને દ્વેષનો ત્યાગ કરીને સર્વે ધર્મનું આચરણ કરવું. (૨) આસ્તિક થવું અને સ્નેહ તજવો નહિ એટલે પરલોકની કામના રાખીને સ્નેહ કરવો પણ લોભાદિકથી સ્નેહ કરવો નહિ. (૩) દ્રવ્ય પેદા કરવું પણ ક્રૂર થવું નહિ એટલે નિર્દય કૃત્ય કરીને ધન પેદા કરવું નહિ. (૪) ધર્મ અને અર્થનો નાશ ન કરીને ઇંદ્રિયોને તૃપ્ત કરવી. (૫) મીઠું બોલવું પણ દીનતા દાખવવી નહિ. (૬) શૂરા થવું પણ આત્મસ્તુતિ કરવી નહિ. (૭) દાતા થવું પણ કુપાત્રને આપવું નહિ. (૮) બાહાદુર અને દૃઢ થવું પણ નિર્દય થવું નહિ. (૯) સંધિ કરવો પણ સજ્જન જોઇને કરવો. (૧૦) વિગ્રહ કરવો તો બાંધવો સાથે ન કરવો. અર્થાત્ બાંધવો સાથે વૈર ન કરવું (૧૧) પુષ્કળ ખાવાનું આપ્યા વિના ચારાને મોકલવો નહિ અથવા સ્વામિભકિત વિનાના ચારાની કાર્યમાં યોજના કરવી નહિ. (૧૨) પોતાનું કાર્ય કરી લેવું પણ કોઇને પીડા કરવી નહિ. (૧૩) પ્રયોજન કહેવું હોય તો તેના સજ્જનપણાની પરીક્ષા કરીને કહેવું પણ અસત્પુરૂષને પોતાની મતલબ કહેવી નહિ. (૧૪) ગુણોનું વર્ણન કરવું તો બીજાના ગુણોનું વર્ણન કરવું; પણ પોતાના ગુણોનું વર્ણન કરવું નહિ. (૧૫) લેઇ લેવું તો સત્પુરૂષો પાસેથી નહિ. મતલબ કે સત્પુરૂષોનું કાંઈ હરણ કરવું નહિ. (૧૬) અસત્પુરૂષનો આશ્રય કરવો નહિ. (૧૭) તજવીજ કર્યા વિના દંડ કરવો નહિ. (૧૮) મંત્ર ( ગુહ્ય વાર્તા )નો પ્રકાશ કરવો નહિ. (૧૯) લોભીઓને આપવું નહિ. (૨૦) અપકાર કરનારાઓ ઉપર વિશ્વાસ રાખવો નહિ. (૨૧) સ્રીનું રક્ષણ કરવું પણ તેની અભિલાષા રાખવી નહિ. (૨૨) રાજાએ શુદ્ધ થવું અને અનિંદિત થવું. (૨૩) સ્રીઓની અતિશય સેવા કરવી નહિ. (૨૪) મિષ્ટ પદાર્થ ખાવા પણ અહિત પદાર્થ ખાવા નહિ. (૨૫) અક્કડપણું છોડીને માન્ય પુરૂષોનું પૂજન કરવું. (૨૬) કપટ તજીને ગુરૂઓનું સેવન કરવું. (૨૭) દંભ તજીને દેવતાઓનું અર્ચન કરવું. (૨૮) અનિંદિત કર્મથી પ્રાપ્ત થયલી

લક્ષ્મીની ઇચ્છા કરવી. (૨૯) નમ્રતા ધારણ કરીને સેવા કરવી. (૩૦) સમયને ઓળખીને ચતુર થવું. (૩૧) ફળ આપીને શાંત કરવો. (૩૨) મેહેરબાની કરીને ઠપકો આપવો નહિ. (૩૩) શત્રુ કે દોષ જાણ્યા બુઝ્યા વિના (તજવીજ કર્યાં વિના) પ્રહાર કરવો નહિ. (૩૪) શત્રુને હણીને શોક કરવો નહિ. અર્થાત્ શત્રુના બાંધવોનો શોક નાશ કરવો. (૩૫) કારણ વિના ક્રોધ કરવો નહિ. (૩૬) અપકાર કરનારાઓ ઉપર કોમળ થવું નહિ. જો તું પોતાનું શ્રેય: (કલ્યાણ) ઇચ્છતો હોય તો હે રાજેંદ્ર! રાજ્ય ઉપર રહેલો તું એ પ્રમાણે આચરણ કર; કેમકે એથી બીજે પ્રકારે (ઉલટા) ચાલવાથી રાજા અત્યંત તાપ પામે છે. એ સર્વે ગુણોને જે પ્રકારે કહ્યા છે તે પ્રકારે જે આચરે છે, તે આ લોકમાં કલ્યાણ ફળની પ્રાપ્તિ કરીને મૃત્યુ થયા પછી સ્વર્ગમાં સુખ પામે છે. વૈશંપાયન કહે છે,—પછી શ્રેષ્ઠ એવા ભીમાદિક પાંડુપુત્રોથી રક્ષિત થએલા યુધિષ્ઠિર રાજાએ શંતનુપુત્ર ભીષ્મનું આ વચન સાંભળીને તે કાળે પિતામહને પ્રણામ કર્યો તથા તેમણે જે પ્રમાણે નીતિ બતાવી હતી તે પ્રમાણે તે બુદ્ધિમાન વર્તવા લાગ્યો.

इदंवचःशांतनवस्यशुश्रुवान्युधिष्ठिरःपांडवमुख्यसंवृतः ॥
तदाववंदेचापितामहंनृपोयथोक्तमेतच्चचकारबुद्धिमान् ॥ १४ ॥
इतिश्री महाभारते शा० रा० गु० भा० सप्तसितमोऽध्यायः ॥ ७० ॥

**युधिष्ठिरउवाच** ॥ कथंराजाप्रजारक्षन्नाधिबंधेनयुज्यते ॥
॥ धर्मेचनापराध्नोतितन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે પિતામહ! પ્રજાનું રક્ષણ કરનારા રાજાને રક્ષણ કરવા સંબંધી ચિંતારૂપ બંધન કેવી રીતે નડે નહિ, તથા શી રીતે કરવાથી ધર્મશાસ્ત્રથી વિરુદ્ધ કર્મ તેનાથી બને નહિ, તે મને કહો. ભીષ્મ કહે છે,—હે રાજન્! હું તને સંક્ષેપમાં બધા ધર્મો કહીશ; કેમકે વિસ્તારથી બધા ધર્મ કહેવા માંડીએ તો તેનો કદાપિ અંત પણ આવે નહિં, પણ ધર્મમાં નિષ્ઠાવાળા, વિદ્વાન્ દેવતાઓનું પૂજન કરનારા, અને ગુણ-

વાન એવા બ્રાહ્મણોને પોતાને ઘેર બોલાવીને તેમનું પૂજન કરીને તું નિત્ય પ્રત્યે ઘરમાં કરવાના યજ્ઞ કરજે. અર્થાત્ તેવા બ્રાહ્મણોને ધર્મ સંબંધી સલાહ પૂછીને વર્તજે. વળી તેવા બ્રાહ્મણો તારે ઘેર આવે ત્યારે ઉભા થઇને તેમના સામે જવું, અને તેમને ઘરમાં તેડી લાવવા, તથા તેમનું પાદવંદન કરવું; એમ કર્યા પછી પુરોહિત સહિત બધાં ધર્મ-કાર્ય તારે કરવાં. એ પ્રમાણે ધર્મકૃત્યથી ફારક થઈને, મંગળ શબ્દ અને મંગળ ક્રિયાઓ કરીને અર્થની સિદ્ધિ કરનારૂં તથા વિજય આપનારૂં આશિરવાદ યુકત સ્વસ્તિ વાચન કરાવવું. હે ભારત ! એવા બ્રાહ્મણોએ આપેલાં આશિર્વચન, ધૃતિ, બુદ્ધિ, અને આર્જવથી યુકત થઇને યથાર્થપણે ગ્રહણ કરાવવાં; અને કામ તથા ક્રોધનો ત્યાગ કરવો. જે રાજા કામ અને ક્રોધને આગળ કરીને હરકાંઇ અર્થ સિદ્ધ કરવાનો આરંભ કરે છે તે નાદાન રાજાને ધર્મ કે અર્થ બેમાંનું એકે પ્રાપ્ત થતું નથી. મનોરથ સિદ્ધ કરવાના અર્થમાં લોભી અને મૂર્ખોની તારે યોજના કરવી નહિ; પરંતુ લોભ રહિત તથા બુદ્ધિવાળા પુરૂષોની સર્વે કામમાં યોજના કરવી. કામ અને ક્રોધ, એ બન્ને દોષથી યુકત તથા કાર્ય કરવામાં અણ આવડતવાળા કોઇ મૂર્ખને અર્થ સિદ્ધ કરવાના અધિકાર ઉપર યોજવાથી તે અર્થ સિદ્ધ થતો નથી, એટલુંજ નહિ, પરંતુ પ્રજા પણ પીડાય છે. ધાન્ય વગેરેના ઉત્પન્ન ઉપર બરાબર છઠ્ઠો ભાગ કર લેવાથી, અપરાધીઓનો દંડ કરવાથી અને વેપારીઓએ માલ ઉપર આપેલી જકાતથી,—એ પ્રમાણે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રાપ્ત કરેલા વેતનથી દ્રવ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખવી. જો પ્રજાનું રક્ષણ છઠ્ઠો ભાગ કર લેવાથી ન બનતું હોય અર્થાત્ દુકાળ વગેરે આપદાથી તે કર એટલો ભારે પડતો હોય કે કર આપતાં બાકી રહેલા ઉત્પન્નવડે પ્રજાનો વરસસુધી ગુજારો ન થઈ શકે તેમ હોય તો, આળસ રહિત એવા રાજાએ ધર્મયુક્ત તે કર પ્રજાને પાછો અપાવીને વિધિ પ્રમાણે દેશનું રક્ષણ કરવું અને તેમની જીવિકા ચલાવવી. કેમકે જે રાજા પ્રજાનું રક્ષણ કરે છે, વખત આવ્યે આપે છે, નિરંતર ધર્મ કૃત્યનું આચરણ કરે છે, આળસ રાખતો નથી, અને કામ તથા ક્રોધનો ત્યાગ કરે છે, તેના ઉપર તેની પ્રજા પ્રસન્ન થાય છે. લોભ રહિત

ધર્મ વડેજ તારે ધનની પ્રાપ્તિ કરવાની ઇચ્છા રાખવી; કેમકે જે પુરૂષ શાસ્ત્રના નિયમ પ્રમાણે ચાલતો નથી, તેનો ધર્મ અને અર્થ ચિરકાળ ટકતા નથી. શાસ્ત્રનું ઉલ્લંઘન કરીને વર્તનારા રાજાને ધર્મ કે અર્થ પ્રાપ્ત થતા નથી; તેનું સર્વ દ્રવ્ય કઠેકાણે વપરાય છે અને આખરે તે સઘળું નાશ પામે છે. શાસ્ત્ર ઉપર વિચાર કર્યા શિવાય દ્રવ્ય મેળવવાની લાલચ રાખીને મોહથી નાના પ્રકારના કરવડે જે પ્રજાનું પીડન કરે તે રાજા પોતાની મેળેજ પોતાનો નાશ કરી લે છે, એમ જાણવું. એ વાતનું દૃષ્ટાંત છે કે,—જેમ કોઇ પુરૂષને દૂધની અત્યંત ઇચ્છા હોય પણ તેથી જો ગાયનું બાવલું (જેમાંથી દૂધ નીકળે છે તે) કાપી નાખે તો તેથી તેને દૂધ મળતું નથી; તેમ યુક્તિ વિના વગર વિચારે ધનની લાલચથી પ્રજાનું પીડન કરવાથી તે દેશ આબાદ થતો નથી. જે માણસ દૂઝણી ગાયનું પોષણ કરે છે, તે નિત્ય પ્રત્યે તેની પાસેથી દૂધ મેળવે છે; એ પ્રમાણે જે રાજા દેશનો ઉપભોગ યુક્તિથકી કરે છે તેને તેની પાસેથી ઇચ્છેલું ફળ પણ મળે છે. હે યુધિષ્ઠિર ! નિરંતર યુક્તિથી યોજેલા ઉપાયોવડે કરીને જે રાજ્યનો ઉપભોગ કરે છે તથા તેનું સારી રીતે રક્ષણ કરે છે, તેના ભંડારમાં હમેશાં પુષ્કળ વૃદ્ધિ થયા કરે છે. તૃપ્ત થયેલી માતા પાસેથી જેમ બાળકને દૂધ મળે છે, તેમ રાજાએ સારી રીતે રક્ષણ કરેલી પૃથ્વી પણ રાજાને અને બીજાઓને પણ ધાન્ય તથા સુવર્ણ વગેરેથી સદૈવ પરિપૂર્ણ કરનારી છે હે રાજન્ ! તું હમેશાં માળીના સરખી વૃત્તિ રાખજે, પણ કોયલા પાડનારના જેવી વૃત્તિ રાખીશ નહિ. જો તે પ્રમાણે સાવધાન થઇને વર્તીશ તો પોતાના રાજ્યનું ઘણા કાળ સુધી પાલન કરીને તેને ભોગવી શકીશ કદાચિત્ બીજા રાજ્યની સામે થવાના કારણથી તારા ધનનો ક્ષય થઇ ગયો હોય તો સામ ઉપાયવડે કરીનેજ તું પ્રજા પાસેથી ધનની ઇચ્છા કરજે, અને તેમાં પણ બ્રાહ્મણની પાસે જે ધન હોય તેની તું ઇચ્છા કરીશ નહિ. હે ભારત ! તું છેક કનિષ્ઠ દશાને પામી ગયો હોય તો પણ રખેને પૈસાવાળો બ્રાહ્મણ જોઇને તારૂં મન ચલાયમાન થાય ! અર્થાત્ તેવી દશામાં પણ તારૂં મન બ્રાહ્મણના દ્રવ્ય ઉપર લોભાવું નહિ જોઇએ, તો પછી જ્યારે તું શક્તિવાન અને સારી સ્થિતિમાં હોય ત્યારે તો કેમજ લોભાવું ? ઉલટું, જેવી તારી શક્તિ હોય અને જેવી તેમ-

ની યોગ્યતા હોય તે પ્રમાણે, તેમનું રક્ષણ કરીને અને તેમને શાંત કરીને, તેમને તું ધન આપજે, તેથી દુર્જય એવું સ્વર્ગ તને પ્રાપ્ત થશે. હે કુરુનંદન! એ પ્રમાણે ધર્મવડે અને આચરણથી તું પ્રજાનું પાલન કરીશ તો અતિ રૂડો છે પરિણામ જેનો એવું પુણ્ય અને કીર્તિ તને પ્રાપ્ત થશે. હે યુધિષ્ઠિર! ધર્મવડે અને વ્યવહારવડે ઘટે તેવી રીતે તું પ્રજાનું પાલન કર, તેથી તું જે મને પૂછે છે, તે તારા મનનો પરિતાપ નાશ પામશે-તું આધિરૂપ બંધનથી યુક્ત થવાનો નથી. રાજાએ પ્રજાનું રક્ષણ કરવું એજ તેનો પરમ ધર્મ છે; અને તેવીજ રીતે ભૂતમાત્રનું રક્ષણ કરવું અને પરમ દયા રાખવી, એ સર્વ કોઇનો ધર્મ છે એટલા માટે, જે રાજા પ્રજાનું રક્ષણ કરવામાં આસક્ત થઇને પ્રાણીમાત્ર ઉપર દયા કરે છે, તો તેના એવા આચરણનેજ ધર્મમાં નિપુણ પુરુષો પરમ ધર્મ માને છે. કોઇ રાજા પોતાની પ્રજાનું એકજ દિવસ ભયથી રક્ષણ ન કરવાથી જે પાપ કરે છે, તે પાપનું ફળ એક હજાર વર્ષ લગી તેને ભોગવવું પડે છે અને ત્યારેજ તેનો પાર આવે છે. તેજ પ્રમાણે ધર્મથી પ્રજાનું રક્ષણ કરીને એકજ દિવસમાં તે જે પુણ્ય પ્રાપ્ત કરે છે, તેનું ફળ તે સ્વર્ગમાં દશ હજાર વર્ષ લગી ભોગવે છે. ઉત્તમ પ્રકારે યજ્ઞ કરનારા, સારી રીતે વેદનું અધ્યયન કરનાર અને અતિશય તપ કરનાર પોતાના પુણ્યના સંચયથી જે જે ઉત્તમ લોકની પ્રાપ્તિ કરી શકે છે, તે સર્વે લોકને, રાજા ધર્મવડે પ્રજાને પાળવાથી એક ક્ષણમાં પ્રાપ્ત કરી શકે છે. હે કુંતીના પુત્ર! એ પ્રકારના પ્રજા પાલનરૂપ ધર્મનું તું યત્નવડે કરીને પરિપાલન કર; તેથી તું પુણ્યનું ફળ પામીશ અને આધિ (મનસ્તાપ) રૂપ બંધનથી તું યુક્ત થવાનો નથી." હે પાંડવ! સર્વે લોકોમાં મોટામાં મોટી લક્ષ્મી તને પ્રાપ્ત થશે તથા જે દેશમાં રાજ્ય વ્યવસ્થા નથી, ત્યાં આવા ધર્મ હોવાનો પણ અસંભવ છે, માટે જેને પ્રજા રક્ષણરૂપ ધર્મનું ફળ પ્રાપ્ત થાય, તે તો રાજાજ, બીજો કોઇ જાણવો નહિ. હવે તને તે રાજ્ય પ્રાપ્ત થયું છે માટે ધૃતિવાળો એવો તું તેનું ધર્મવડે પાલન કરીને સોમવડે ઇંદ્રને તૃપ્ત કર (અર્થાત્ યજ્ઞો કર), અને પોતાના સ્નેહીઓના મનોરથ સંપૂર્ણ કરીને તેમને પણ તૃપ્ત કર.

सराज्यंधृतिमान्प्राप्यधर्मेणपरिपालयन् ॥
इद्रंतर्पयसोमेनकामैश्चसुहृदोजनान् ॥ ३३ ॥

इतिश्री महाभारते शां० रा० गु० मा० एकसप्ततितमोऽध्यायः ॥७१॥

**भीष्मउवाच** ॥ यएवंतुसतोरक्षेदसतश्चानिवर्तयेत् ॥

॥ सएवराज्ञाकर्त्तव्योराजन्राजपुरोहितः ॥ १ ॥

ભીષ્મ કહે છે કે,–હે રાજન્! એ પ્રમાણે જે સત્પુરૂષોનું રક્ષણ કરે, તથા અસત્પુરૂષોને રાજ્યમાંથી બાહેર કાઢી મૂકે, તેનેજ રાજાએ રાજ-પુરોહિત કરવો. આ જગોએ એક પુરાતન ઇતિહાસ કહેલો છે. તે ઇતિહાસમાં ઇલાના (ઐલના) પુત્ર પુરૂરવા અને વાયુનો સંવાદ છે. પુરૂરવા કહેછે; બ્રાહ્મણ ક્યાંથી ઉત્પન્ન થયા? અને ત્રણે વર્ણ પણ ક્યાંથી ઉત્પન્ન થયા? તથા તે ત્રણ વર્ણમાં બ્રાહ્મણ શા માટે શ્રેષ્ઠ કહેવાય છે? તે મને વ્યાખ્યાન કરી સમજાવવું જોઇએ. વાયુ કહે છે,—હે ઉત્તમ રાજન્! બ્રહ્માના મુખ થકી બ્રાહ્મણ ઉત્પન્ન થયા છે, બે બાહુઓથકી ક્ષત્રિ ઉત્પન્ન થયા છે, અને બંને જંઘાઓથકી વૈશ્ય ઉત્પન્ન થયા છે; હે ભરત વંશમાં શ્રેષ્ઠ રાજા! એ ત્રણે વર્ણોની સેવા કરવાને અર્થે એક ચોથો વર્ણ ઉત્પન્ન થયો છે, તે વર્ણ શૂદ્ર કહેવાય છે; અને તે બ્રહ્માના બંને પગથકી નિર્માણ થએલો છે. બ્રાહ્મણ ઉત્પન્ન થયો એટલે તે આ પૃથ્વીમાં ધર્મરૂપી ભંડારનું રક્ષણ કરવા માટે સર્વ પ્રાણી માત્રનો ઇશ્વર થાય છે. એટલા માટે આ પૃથ્વીમાં લોકોને નિયમમાં રાખનાર અને દંડનું ધારણ કરનાર ક્ષત્રિયને ઉત્પન્ન કર્યો અને એમ કરીને પ્રજાનું રક્ષણ કરવાને બીજો દંડજ જાણે ઉત્પન્ન કર્યો. ધન, ધાન્ય, આદિક ઉત્પન્ન કરીને વૈશ્યે ત્રણે વર્ણનું પોષણ કરવું અને એ ત્રણે વર્ણની શૂદ્રે સેવા કરવી એવી બ્રહ્મદેવની આજ્ઞા છે. પુરૂરવા કહે છે.—હે વાયુ! તેં મને પૂર્વે કહ્યું કે પૃથ્વીમાં બ્રાહ્મણ ઇશ્વર છે. અને ક્ષત્રિય પણ દંડ ધારણ કરીને લોકોનું નિયમન કરવાથી ઇશ્વર છે. ત્યારે આ પૃથ્વી ઉપર સ્વામિપણું કોનું? ધર્મનું પ્રવર્તન કરનાર બ્રાહ્મણનું કે વીર્યવડે પૃથ્વીનું રક્ષણ કરનાર ક્ષત્રિયનું? વાયુ કહે છે,–બ્રાહ્મણ પ્રથમ ઉત્પન્ન થયો માટે સર્વનો મોટો બંધુ છે, તેથી આ પૃથ્વી ઉપર જે કાંઇ છે તે સર્વે બ્રાહ્મણનુંજ છે, એમ ધર્મને જાણવામાં નિપુણ પુરૂષો કહે છે. આ પૃથ્વીમાં બ્રાહ્મણ જે કાંઇ ભોગવે છે તે પોતાનુંજ ભોગવે છે, પોતાનાજ વાસમાં તેઓ વસે છે, અને પોતાનીજ મિલ્કત તેઓ બીજાને

આપે છે. તે સર્વ વર્ણોનો ગુરૂ છે, જ્યેષ્ઠ છે અને શ્રેષ્ઠ પણ છે. જેમ સ્વામિ ન હોય ત્યારે સ્ત્રી પોતાના દિયરની સાથે દિયરવટું કરે છે, તેજ વાત તારે આ જગોએ પણ બરાબર સમજવી. અને એક જણ સંકટમાં પડવાથી તેની મીલ્કત બીજો દબાવી પડે છે એવું તું જુએ ત્યારે પણ તારે એજ ન્યાય સંભારવો. માટે જો તું પોતાના ધર્મની શોધ કરતો હોય અને સ્વર્ગમાં સર્વથી ઉત્તમ સ્થાન પ્રાપ્ત કરવાની તને ઈચ્છા હોય તો તું જે થોડી પણ પૃથ્વીને જીતે તે બ્રાહ્મણોને નિવેદન કર. જે બ્રાહ્મણ વેદાધ્યયનમાં સંપૂર્ણ હોય, આચરણ જેનાં ઉત્તમ હોય, ધર્મને જે જાણતો હોય, તપ કરવાની આસક્તિવાળો હોય, પોતાના ધર્મ પ્રમાણે આચરણ કરીને નિરંતર સંતોષમાં રહેતો હોય, જેને ધન મેળવવા ઉપર પ્રીતિ ન હોય તેને તારે તે પૃથ્વી નિવેદન કરવી. કેમકે તે પોતાની સંપૂર્ણ બુદ્ધિએ કરીને રાજાને ધર્મ માર્ગમાં દોરે છે; વળી તે સારા કુળમાં ઉત્પન્ન થયેલો, બુદ્ધિમાન અને વિનયવાળો બ્રાહ્મણ રાજાને નાના પ્રકારની હિતકારક વાણી સંભળાવીને તેને કલ્યાણ પ્રાપ્ત કરી આપે છે. બ્રાહ્મણે બતાવેલા જે ધર્મ પ્રમાણે રાજા આચરણ કરે છે તથા તે બ્રાહ્મણની સેવા કરનારો, બડાઈ નહિ મારનારો, ક્ષત્રિય ધર્મમાં આસક્ત અને તેમાં સ્થિતિવાળો થાય છે તો તેટલાવડે તે બુદ્ધિમાન રાજા ઘણાકાળ સુધી ટકે એવો યશ પ્રાપ્ત કરે છે. રાજાના ધર્મનો હિસ્સેદાર તેનો પુરોહિત છે. અને એજ પ્રમાણે સઘળી પ્રજા રાજાના ઉપર આધાર રાખીને રહેલી છે. અને તેને લીધે તે ઉત્તમ આચરણ કરે છે. પોતાના ધર્મ પ્રમાણે ચાલે છે અને કોઈ જગોએથી તેમને ભય રહેતો નથી. તે પ્રજા રાજાના દેશમાં રાજાએ રૂડી રીતે રક્ષિત કરેલી હોઈને જે ધર્મ આચરે છે, તેનો ચોથો ભાગ રાજાને પ્રાપ્ત થાયછે. દેવ, મનુષ્ય, પિતૃઓ, ગંધર્વો, સર્પ, રાક્ષસો, એ સર્વે યજ્ઞ ઉપર નિર્વાહ કરે છે, રાજા વિનાના દેશમાં યજ્ઞ થતા નથી. આ લોકમાંથી આપેલા અર્પણવડે દેવતાઓ અને પિતૃઓ જીવે છે; માટે એ ધર્મનું યોગક્ષેમ (કુશળ વર્તન) રાજાના ઉપરજ આધાર રાખીને રહ્યું છે. મનુષ્ય ઉષ્ણકાળમાં છાયામાં, પાણીમાં અને વાયુમાં સુખ પામે છે, તથા શીતકાળમાં અગ્નિથી, વસ્ત્ર પેહેરવાથી, અને તડકામાં બેસવાથી સુખ પામે છે,

તેમજ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ વિષયોમાં મન વિનોદ પામે છે, તે સર્વે ભોગમાં ભય પામેલો માણુસ સુખ પામતો નથી; માટે પ્રાણીને જે અભયદાન આપે છે તેને મહા મોટું ફળ પ્રાપ્ત થાય છે. ત્રણે લોકમાં પ્રાણદાન સમાન દાન નથી. રાજા ઈંદ્રનું રૂપ છે, રાજા યમનું રૂપ છે, રાજા ધર્મનું રૂપ છે; રાજા એ સર્વનાં રૂપ ધારણ કરનારો છે અને આ સકળ જગત્ રાજાએ ધારણ કરી રાખેલું છે.

इंद्रोराजायमोराजाधर्मोराजातथैवच ॥
राजाबिभर्त्तिरूपाणिराज्ञासर्वमिदंधृतम् ॥ २६ ॥

इतिश्री महाभारते शां० रा० गु० मा० द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥

**भीष्मउवाच** ॥ राज्ञापुरोहितःकार्योभवेद्विद्वान्बहुश्रुतः ॥
॥ उभौसमीक्ष्यधर्मार्थावप्रमेयावनंतरम् ॥ १ ॥

ભીષ્મ કહે છે કે,—રાજાએ વિદ્વાન અને બહુશ્રુત પુરોહિત કરવો તથા પછી મોટી બુદ્ધિવાળા તે બન્ને જણે મળીને ધર્મ અને અર્થનું અવલોકન કરીને કાર્ય કરવાં. હે રાજન્! જે રાજાઓને પુરોહિત ધર્માત્મા, અને મંત્રને જાણનાર હોયછે, તથા જે પુરોહિતોનો રાજા પણ એવાજ ગુણવાળો હોય છે, તેમને સર્વ સ્થાનમાં કુશળ પ્રાપ્ત થાય છે. એવો રાજા અને એવો પુરોહિત મળીને પ્રજાની વૃદ્ધિ કરે છે તથા સર્વે દેવ, પુત્રો, અને પિતૃઓને પણ તૃપ્ત કરે છે. વળી તે ધર્મમાં સ્થિતિવાળા, શ્રદ્ધા આણવાયોગ્ય, અને મોટા વેગવાળા થાય છે. તે બન્ને પરસ્પર મિત્ર થાય છે અને સમાન અંતઃકરણવાળા થાય છે; આ બન્ને મળીને બ્રાહ્મણનું તથા ક્ષત્રિયનું સારી રીતે સન્માન કરી શકે છે (કેમકે એમાં પુરોહિત બ્રાહ્મણ અને રાજા ક્ષત્રિય હોય છે) અને તેથી પ્રજા સુખ પામે છે. બ્રાહ્મણ વર્ગ અને ક્ષત્રિયવર્ગનું અવમાન કરવાથી પ્રજાનો નિશ્ચય નાશ થાય, કેમકે તમામ વર્ણનું મૂળ બ્રાહ્મણ અને ક્ષત્રિય છે. હે યુધિષ્ઠિર! આ જગોએ પણ ઐલ અને કશ્યપનો થયેલો સંવાદ ઉદાહરણ તરિકે આપવામાં આવે છે; એ પ્રાચીન ઇતિહાસ હું તને કહું તે સાંભળ. ઐલે પૂછ્યું કે,—જ્યારે બ્રાહ્મણ વર્ગ ક્ષ-

ત્રિયનો ત્યાગ કરે છે અથવા તેમજ ક્ષત્રિય વર્ગ બ્રાહ્મણ વર્ગનો ત્યાગ કરે છે, ત્યારે પાછળથી દોરી નીકળે એવું બળ કોનામાં રહે છે? અર્થાત્ ક્ષત્રિય વર્ગ બ્રાહ્મણ વર્ગને પોતાની પાછળ ખેંચે છે કે બ્રાહ્મણ વર્ગ ક્ષત્રિય વર્ગને પોતાની પાછળ ખેંચે છે? અને તેમજ સર્વે વર્ણો એ બેમાંથી કોના ઉપર વિશ્વાસથી ટકી રહે છે. કશ્યપ કહે છે કે,—જ્યારે બ્રાહ્મણ અને ક્ષત્રિય વચ્ચે વિરોધ થાય છે ત્યારે છિન્નભિન્ન થયેલો દેશ ક્ષત્રિયને મળે છે અને તે વખતે ચોર લુંટારાઓનું પ્રબળ થાય છે તથા બીજા લોકો તે ક્ષત્રિયમાં બ્રાહ્મણનું અપમાન કરનાર મ્લેચ્છ જાતિના વર્ણને જુએ છે અને અનુમાનથી તેને રાજા જાણે છે તે વખતે ક્ષત્રિયોની અને બ્રાહ્મણોની વેદવિદ્યા વૃદ્ધિ પામતી નથી, સંતતિની પણ વૃદ્ધિ થતી નથી, ગાય આદિક પશુઓની વૃદ્ધિ થતી નથી અને તેમનાં દહીં વલોવાતાં નથી, તેઓ જય પામતા નથી, તથા તેમના પુત્રો વેદનું અધ્યયન કરતા નથી; જ્યારે ક્ષત્રિયો બ્રાહ્મણોનો ત્યાગ કરે છે ત્યારે એમ થાય છે. બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બે તો પરસ્પરનો ટકાવ કરવા માટે સંયુક્ત થયેલાજ જોઇએ; બ્રાહ્મણનું ઉત્પત્તિસ્થાન ક્ષત્રિય અને ક્ષત્રિયનું ઉત્પત્તિસ્થાન બ્રાહ્મણ છે. એ બન્ને વર્ગ નિરંતર એકત્ર હોય ત્યારે તેઓ મોટી પ્રતિષ્ઠા (સ્થિતિ) પામે છે, અર્થાત્ ઘણાક કાળ લગી સ્થિરપણે ટકી રહે છે. પ્રાચીન કાળથી ચાલતો આવેલો તેમનો એકત્રપણાનો સંબંધ જ્યારે તૂટી જાય છે ત્યારે સર્વે જગત્ અત્યંત મોહયુક્ત થઇ જાય છે. જ્યારે બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ગ પરસ્પર છૂટા પડે છે ત્યારે અત્યંત ઊંડા જળમાં ગૂંચવાયલું વાહાણ જે કર્ત્તવ્યશૂન્ય થાય છે અને તેમાં બેઠેલા સમુદ્રને પેલે કાંઠે જવાને ઇચ્છનારા ઉતારૂઓ જેમ સમુદ્રનો કાંઠો પામી શકતા નથી, તેમ ચારે વર્ણની પ્રજા પણ કર્તવ્યશૂન્ય થઇ જાય છે અને ક્ષયના ખાડામાં ફસાઇ પડે છે. બ્રાહ્મણવર્ગરૂપ જાણે એક મોટો વૃક્ષ છે તેનું રક્ષણ કર્યું હોય તો તેમાંથી મધુ અને સુવર્ણ વરસે છે; પણ તેનું રક્ષણ ન કર્યું હોય તો તેમાંથી અશ્રુ અને પાપનોજ વરસાદ વરસે છે. જ્યારે બ્રાહ્મણવર્ણ પોતાનું વેદાધ્યાયન રૂપ બ્રહ્માચરણ કરવામાં લુંટારા વગેરેથી થતી હરકત મટાડવાને ક્ષત્રિયરૂપ રક્ષણ પ્રાપ્ત કરી શકે નહિ ત્યારે તે દેશમાં વૃષ્ટિ થાય એ તો આશ્ચર્ય ગણાય, અર્થાત્ અતિ

અલ્પ વૃષ્ટિ થાય. તથા વારંવાર દુષ્કાળ, મહામારી, વગેરે ઉપદ્રવો ત્યાં પેદા થાય છે. જ્યારે કોઇ પાપી મનુષ્ય બ્રાહ્મણનો કે સ્ત્રીનો વધ કરીને ન્યાય સભામાં પ્રશંસા પામે, તથા રાજાના સમીપમાં પણ તેને ભય ઉત્પન્ન થાય નહિ, ત્યારે એમ જાણવું કે તેના થકી ક્ષત્રિયને ભય ઉત્પન્ન થશે. હે ઐલ-રાજન્ ! પાપીઓ જ્યારે પાપ કરે છે ત્યારે તે પાપથી રૂદ્ર દેવ ઉત્પન્ન થાય છે; પાપીઓ પોતાનાં પાપવડે કરીને રૂદ્ર દેવને જન્મ આપે છે અને તે પછી સારા તથા માઠા સર્વેનો સંહાર કરે છે. એનો અર્થ એવો છે કે પાપીઓ પાપવડે રાજાની હિંસકવૃત્તિને ઉત્પન્ન કરે છે અને પાપી પુરૂષો પાપવડે કલહ ઉત્પન્ન કરે છે. કલહ ઉત્પન્ન થયો એટલે હિંસકવૃત્તિયુકત થયેલો રાજા સારા માઠા સર્વેનો સંહાર કરવામાં પ્રવૃત્ત થાય છે. ઐલ કહે છે, રૂદ્ર કયાંથી ઉપજે છે ? રૂદ્ર કેવો છે ? અને પ્રાણી પ્રાણીની હિંસા કરે છે, એવું દેખાય છે એનું શું કારણ ? હે કસ્યપ ! એ સર્વ મને કહો, કે એ દેવ (રાજા) રૂદ (કોપરૂપ) કયાંથી ઉત્પન્ન થાય છે ? કસ્યપ કહે છે.— આત્મા રૂદ્ર છે અને તે મનુષ્યોનાં હૃદયમાં રહે છે; તે પોતાના અને પારકા દેહોનો નાશ કરે છે; વાયુના ઉત્પાતવડે ચલાયમાન થતા વર્ષાદ દેવના જેવું રૂદ્રનું સ્વરૂપ છે. અર્થાત્—મનુષ્ય હૃદયમાં રેહેલો આત્મા રૂદ્ર એટલે સંહાર કરનારો થાય છે. જે આકાશમાં રહેલા શાંત મેઘમંડલને વાયુચક્ર ભમાવે છે તથા તેમાંથી વીજળી, વૃષ્ટિ વગેરે ઉત્પન્ન કરે છે તેમ હૃદયમાં રહેલા શાંત આત્માને કામ ક્રોધાદિક ભાવો ભમાવીને હિંસા આદિક અઘોર કૃત્ય કરાવે છે. ઐલ કહે છે કે,-વાયુ અને મેઘ આકાશમાં યુક્ત છતાં તેનાથી પૃથક્ દેખાય છે, તેજ પ્રમાણે જીવ અને તેને ભમાવનારા કામાદિક દેખાતા નથી; પણ અગ્નિમાં જેમ ગરમી રહેલી છે તે પ્રમાણે તે કામાદિક ભાવ પણ આત્મામાંજ દેખાય છે અને તે બન્ને (કામ અને ક્રોધ) આત્માનું બંધન કરનારા તથા તેને મોહ કરનારા છે એમ સમજવામાં આવે છે. વળી વાયુ કોઈ અમુક વસ્તુને જોઇને તેને વીંટી લેતો નથી કે વર્ષાદ કોઇ અમુક વસ્તુને જોઇને તેના ઉપર વરસતો નથી, પણ મનુષ્યમાં રહેલા કામ ક્રોધવડે તો બીજાને હણાતા અને મોહિત થતા આપણે જોઈએ છીએ. કસ્યપ કહે છે,-જેમ એક ઘરમાં સળગેલો અગ્નિ આખા ગામને અથવા પોળને

બાળી મૂકે છે, તે પ્રમાણે એ રૂદ્રદેવ એક સ્થળમાં પ્રકટ થઇને સર્વને મોહિત કરે છે અને સર્વ કોઇને પાપ તથા પુણ્યનો સ્પર્શ થએલો આપણે દેખીએ છીએ. સ્પષ્ટાર્થ એ છે કે, અલ્પ પણ અગ્નિ ઘણાં કાષ્ઠમાં પ્રવેશ કરીને આખા ગામને બાળી મૂકે છે, તેમાં કેવળ કાષ્ઠ પણ બાળનારાં નથી કે કાષ્ઠમાં પ્રવેશ કર્યા વિનાનો અગ્નિ પણ બાળનારો નથી; પણ તે બન્ને એકત્ર મળીને બાળે છે. તેમાં પણ વિવેક કરી જોઇએ તો કાષ્ઠરૂપ ઉપાધિના યોગથી અગ્નિનુંજ દાહકત્વ માલૂમ પડે છે. એજ પ્રમાણે આત્મારૂપ કાષ્ઠમાં પેશીને અહંકારરૂપ અગ્નિ કામ ક્રોધાદિકથી પ્રદિપ્ત થઇને રૂદ્રપણું ધારણ કરે છે, પછી લોઢાથી દઝાય છે, બળતણથી રંધાય છે, એ પ્રમાણે અહંકારનું કરેલું કૃત્ય લોકો ભ્રાંતિથી આત્મામાં આરોપણ કરે છે. એ રીતે આખું જગત્ અસંગ છતાં પણ, જળમાં ચંદ્રનું પ્રતિબિંબ દેખાવાથી લોકો જેમ કહે છે કે જળમાં ચંદ્રમા છે તેમ જગત્ પાપવાળું અને જગત્ પુણ્યવાળું છે એમ લોકો કહે છે. અર્થાત્ જગત્ શબ્દથી ઉપલક્ષિત આત્મા અસંગ છે. ઐલ કહે છે,—જો પુણ્ય કે પાપ રહિત આત્માને પણ દંડ વેઠવો પડે છે અને તેમાં પાપ કરનાર પાપીઓને તો વિશેષે કરીને વેઠવો પડે છે તો આત્મા અસંગ શાનો ? અને તમે કહેશો કે એ તો મોહથી સુખ માની લેછે, કાંઇ ખરેખરૂં સુખ દુઃખ આત્માને લાગતું નથી. તો પછી શાને અર્થે સુકૃત કરવું અને શાને અર્થે દુષ્કૃત ન કરવું ? અર્થાત્ શાસ્ત્રમાં કહેલું છે કે 'પુણ્ય કરવું, પાપ ન કરવું,' એ આજ્ઞા મિથ્યા થાય છે. એ સંદેહ નિવારણ કરો. કશ્યપ કહે છે કે,—આત્મા અને અહંકાર એક છે, એવા સમજણથી મનુષ્ય અહંકારને લાગેલું સુખ દુઃખ પોતાનામાં માની બેસે છે. માટે અહંકાર તથા આત્માને જૂદો સમજનાર પાપ કરશે તોપણ તેને પાપ નથી, પણ આત્મા તથા અહંકારને મિશ્ર કરી નાખશે તો અહંકારની સાથે આત્માને પણ સમાન દંડ ભોગવવોજ પડશે. જેમ સૂકા પદાર્થની સાથે મિશ્ર થવાથી લીલો પદાર્થ પણ બળી જાય છે, તેમ અહંકાર સાથે મિશ્ર થવાથી આત્મા પણ દુઃખ પામે છે. માટે પાપ કરનારાઓ સાથે કદાપિ મિશ્ર થવું નહીં. ઐલ કહે છે કે,—પૃથ્વી સાધુ અને અસાધુ સર્વેને ધારણ કરે છે, સૂર્ય સાધુ અને

અસાધુ સર્વેને તપાવે છે, વાયુ સાધુ અને અસાધુ સર્વેને વાય છે, તથા જળ સાધુ અને અસાધુ સર્વેને સ્વચ્છ કરે છે. તેજ પ્રમાણે આત્મા પણ સૂર્ય, ભૂમિ, વાયુ, જળની પેઠે અસંગ હોઇને તમામ પ્રાણીઓને ભલે પ્રકાશ કરે; પણ તેમાં અહંકાર ધર્મવાન રૂદ્રની સાથે તેનો શો સંબંધ છે કે જેથી તમે આત્માને રૂદ્ર કહો છો? કશ્યપ કહે છે,–હે રાજપુત્ર! તત્વદૃષ્ટિવડે તો હું કહું છું તેમજ છે; તથાપિ વ્યવહારદૃષ્ટિવડે તે એમ નથી. એટલે આ લોકસંબંધી તથા પરલોકસંબંધી દૃષ્ટિથી જોતાં આત્મામાં કાંઇક વિશેષ માલમ પડે છે. એવી રીતે કે એક પાપપુણ્ય ભોગવે છે અને એક પાપ-પુણ્ય નથી ભોગવતો; એક આલોક તથા પરલોકમાં ગમન કરે છે તથા બીજો સર્વત્ર છે. (ગમનાગમન કરતો નથી.) એ તફાવત શાસ્ત્ર માત્રથીજ સમજાય એવો છે. જે પુણ્ય કરે છે તેમનાં સ્થાન મધુમાન્, ધૃતાર્ચિ, હરિશ્ચજ્યોતિ, અમૃતનાભિ વગેરે છે. તે સ્થળમાં જઇને બ્રહ્મચર્યવ્રતનું આચરણ કરનાર પુરૂષ આનંદ પામે છે; ત્યાં મૃત્યુ, વૃદ્ધતા કે દુઃખ નથી. પાપકર્મ કરનારનું સ્થળ નરક છે; ત્યાં પ્રકાશ નથી, નિરંતર દુઃખ છે, અને અત્યંત શોક છે. પાપકર્મ કરનાર ત્યાં જઇને અસ્થિરપણે ઘણા વર્ષસુધી અધોમાર્ગમાં પડતો પડતો શોક કરે છે. બ્રાહ્મણ અને ક્ષત્રિયનો પરસ્પર ભેદ થવાથી પ્રજાને દુઃસહ દુઃખ પ્રાપ્ત થાય છે, એમ જાણીને રાજાએ અનેક વિદ્યાને જાણનાર બ્રાહ્મણ પુરોહિત રાજાએ હમેશાં કરવોજ જોઇએ. બ્રાહ્મણને પુરોહિત પસંદ કર્યા પછી રાજાએ પોતાને રાજ્યાભિષેક કરવો જોઇએ. કેમકે તેમ કર્યાથી ધર્મની વૃદ્ધિ થાય છે. સર્વ કોઇનું પ્રમુખ સ્થળ ન્યાયની રીતે જુઓ તો બ્રાહ્મણજ છે. વેદને જાણનારા એમ કહે છે કે પ્રથમ સૃષ્ટિ બ્રાહ્મણની ઉત્પન્ન થઈ છે, માટે બ્રાહ્મણ એ સર્વ પ્રજાને વડિલ બાંધવ છે, અને એજ કારણથી જે કાંઇ શ્રેષ્ઠ ભાગ હોય તે પ્રથમ બ્રાહ્મણનેજ પ્રાપ્ત થવો જોઇએ. એજ કારણથી બ્રાહ્મણ સર્વે ઉત્પન્ન થયેલા ફળમાં અગ્રભાગ પામવાને યોગ્ય છે. અને સર્વે પ્રજાએ માન્ય કરવા યોગ્ય તથા પૂજવા યોગ્ય છે. જે કાંઇ શ્રેષ્ઠ હોય તથા જે કાંઇ વિશિષ્ઠ હોય તે તેને ધર્મ પ્રમાણે નિવેદન કરવું ઘટારત છે. રાજા બળવાન હોય તોપણ તેણે એ રીતે આશ્રય કરવું ઘટે-

છે; કેમકે બ્રાહ્મણ ક્ષત્રિયવર્ગની વૃદ્ધિ કરે છે, અને તે ક્ષત્રિયવડે બ્રાહ્મણની વૃદ્ધિ થાય છે. એ પ્રમાણે રાજાએ નિરંતર બ્રાહ્મણોને વિશેષે કરીને પૂજવા જોઈએ.

ब्रह्म वर्धयतिक्षत्रंक्षत्रतो ब्रह्मवर्धते ॥
एवंराज्ञाविशेषेणपूज्यावैब्राह्मणाःसदा ॥ २१ ॥
इतिश्री महाभारते शां० गु० भा० त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥

**भीष्मउवाच** ॥ योगक्षेमोहिराष्ट्रस्यराजन्यायत्तउच्यते ॥
॥ योगक्षेमोहिराज्ञोहिसमायत्तःपुरोहिते ॥ १ ॥

ભીષ્મ કહે છે,—દેશની આબાદી અને કલ્યાણ ક્ષત્રિય રાજાના સ્વાધીનમાં કહેવાય છે, અને તે ક્ષત્રિય રાજાની આબાદી અને કલ્યાણ પુરોહિતના સ્વાધીનમાં છે. જે રાજ્યમાં અનાવૃષ્ટિ આદિક પ્રજાનું અદષ્ટ ભય બ્રાહ્મણ શમાવે છે, અને બીજા રાજાના હુમલા વગેરેનું દષ્ટભય રાજા પોતાના બાહુબળથી શમાવે છે. તે પ્રજા સુખે કરીને વૃદ્ધિ પામે છે. આ જગોએ પણ કુબેરનો અને રાજા મુચુકુંદના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. મુચુકુંદ નામે રાજા આ પૃથ્વીમાં દિગ્વિજય કરીને અલકાનગરીના રાજા કુબેરનું બળ જાણવાની ઇચ્છાથી ત્યાં ગયો. તે વખતે કુબેર રાજાએ રાક્ષસો ઉત્પન્ન કર્યા અને તે રાક્ષસો મુચુકુંદની સેનાનો નાશ કરવા લાગ્યા. જ્યારે પોતાનું સૈન્ય હણાવા લાગ્યું ત્યારે શત્રુઓને દમન કરનાર મુચુકુંદ રાજા પોતાના વિદ્વાન પુરોહિતની નિંદા કરવા લાગ્યો. તે વખતે ધર્મને જાણનારાઓમાં ઉત્તમ વસિષ્ઠે ઉગ્રતપ કરીને રાક્ષસોનો નાશ કર્યો તથા તે કુબેરની પુરી સુધી જવાનો માર્ગ પણ જાણી લીધો. પછી પોતાના સૈન્યનો વધ થતો જોઇને કુબેર રાજા મુચુકુંદને તે દેખાડવા લાગ્યો અને આ વચન બોલ્યો. કુબેર કહે છે,—હે મુચુકુંદ! તારાથી બળવાન અને પુરોહિતવાળા રાજાઓ પૂર્વે ઘણા થઇ ગયા છે, પણ તું જે રીતે આ જગોએ વર્તે છે તેમ તેઓ વર્તતા નહોતા. અસ્ત્રવિદ્યાને જાણનારા અને બળવાન તે રાજાઓ મારી પાસે આવીને મારી ઉપાસના કરતા હતા કેમકે હું સુખ અને દુઃખનો સ્વામી છું. જો તારામાં બાહુબળ હોય તો તે તારે આ જગોએ દેખાડવું ઘટે છે;

પણ બ્રાહ્મણના બળવડે તું શું આમ મર્યાદા છોડીને આચરણ કરે છો પછી મુચુકંદ ક્રોધ પામીને ધનના ઈશ્વર કુબેર પ્રત્યે બરાબર ન્યાયપૂર્વક, ગર્વ વિનાનું અને ભ્રાંતિ વિનાનું આ વચન બોલ્યો કે, બ્રહ્મદેવે બ્રાહ્મણ અને ક્ષત્રિયની ઉત્પત્તિ એક સરખી રીતે એક મૂળમાંથી કરેલી છે; માટે તેમનું બળ જો અરસ્પરસથી ભિન્ન થઈને તેઓ વાપરે તો તેથી પ્રજાનું પાલન થાય નહિ. બ્રાહ્મણમાં નિરંતર તપનું બળ અને મંત્રનું બળ રહેલું છે, તેમ અસ્ત્રનું બળ અને બાહુનું બળ નિરંતર ક્ષત્રિયમાં રહેલું છે. તે બન્નેએ એકત્ર મળીને પ્રજાનું રક્ષણ કરવું જોઈએ, અને તે પ્રમાણે એ ધર્મ હું આચરૂં છું. હે અલકાધિપ ! શા માટે તમે મને હવે નિંદો છો ? પછી વૈશ્રવણ (કુબેર) પુરોહિત સહિત રાજાને કહેવા લાગ્યો કે હે રાજન્ ! ઈશ્વરે જેને રાજ્ય આપવાની આજ્ઞા ન કરી હોય તેવા કોઈને હું રાજ્ય આપતો નથી, તથા જેનું રાજ્ય લેઈ લેવાની ઈશ્વરે મને આજ્ઞા ન કરી હોય તેવા કોઈનું રાજ્ય હું લેઈ લેતો નથી એમ તારે જાણવું. એ વચન સાંભળીને મુચુકંદ રાજાએ આ પ્રત્યુત્તર કહ્યો. મુચુકંદ કહે છે,–હે રાજન્ ! તમારૂં આપેલું રાજ્ય ભોગવવાને હું ઈચ્છતો નથી, પણ પોતાના બાહુબળથી મેળવેલું રાજ્ય ભોગવવાની મને ઈચ્છા છે. ભીષ્મ કહે છે,–પછી મુચુકંદને ગભરાટ વિનાનો તથા ક્ષત્રિયધર્મમાં દૃઢ જોઈને રાજા વૈશ્રવણ (કુબેર) પરમ વિસ્મય પામ્યો. પછી મુચુકંદ રાજાએ પોતાના બાહુબળથી પ્રાપ્ત કરેલી પૃથ્વીનું રૂડે પ્રકારે અને ક્ષત્રિયધર્મનું અનુવર્તન કરીને પાલન કર્યું એ પ્રમાણે જે રાજા બ્રાહ્મણે પ્રમુખસ્થાન આપીને ધર્મમાં પ્રવૃત્ત થાય છે તે કોઈએ નહિ જીતેલી પૃથ્વીને પણ જીતે છે તથા મોટો યશ પણ તેને પ્રાપ્ત થાય છે. બ્રાહ્મણે નિરંતર જળયુક્ત થવું તથા ક્ષત્રિયે નિરંતર શસ્ત્રયુક્ત થવું જોઈએ; કેમકે આ પૃથ્વી ઉપર જે કાંઈ છે, તે બધું તે બન્નેના સ્વાધીનમાં રહેલું છે.

॥ नित्योदकीब्राह्मणःस्यान्नित्यशस्त्रश्चक्षत्रियः ॥

॥ तयोर्हिसर्वमायत्तं यत्किंचिज्जगतीगतम् ॥ २२ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि मुचुकंदोपाख्याने गुर्जरभाषायां चतुःसप्ततितमोऽध्यायः ॥ ७४ ॥

**युधिष्ठिरउवाच ॥** यथावृत्यामहीपालोविवर्धयतिमानवान् ॥
॥ पुण्यांश्चलोकान्जयतितन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે,–હે પિતામહ! જેની રીતે વર્તવાથી રાજા પ્રજાની વૃદ્ધિ કરી શકે અને પુણ્યલોક (સ્વર્ગાદિ)ની તેને પ્રાપ્તિ થાય તે મને કહો. ભીષ્મ કહે છે,–રાજાએ દાન કરનારા અને યજ્ઞ કરનારા થવું. હે ભારત! તેમજ તેણે ઉપવાસ અને વ્રત કરનારા તથા પ્રજાઓનું પાલન કરવામાં આસક્ત થવું જોઈએ. રાજાએ સઘળી પ્રજાનું ધર્મવડે પાલન કરવું અને નિત્ય ઉદ્યોગ કરવાવડે તથા દાન આપવાવડે ધર્મવાળા પુરૂષોનું પૂજન કરવું. રાજાએ ધર્મનું પૂજન કર્યું એટલે તે ધર્મ સર્વ જગોએ પૂજાય છે; રાજા જેવું જેવું આચરણ કરે છે તે તે પ્રજાને રૂચિકર લાગે છે. શત્રુઓના ઉપર નિરંતર ઉગામ્યો છે દંડ જેણે એવા મૃત્યુના સરખા થવું. સર્વ ઠેકાણે ચોર લોકોનો શોધી શોધીને નાશ કરવો, પણ કોઈ ચોરને સ્વઇચ્છાથી જતો તો મૂકવોજ નહિ. હે ભારત! રાજાએ સારી રીતે રક્ષણ કરેલી પ્રજા જે જે ધર્મ આચરે છે, તે ધર્મનો ચોથો ભાગ રાજાને પ્રાપ્ત થાય છે. પ્રજા જે અધ્યયન કરે છે, જે દાન કરે છે, જે હોમ કરે છે, જે પૂજન કરે છે, તે સર્વનો ચોથો ભાગ, જો રાજા ધર્મ પ્રમાણે પ્રજાનું રક્ષણ કરતો હોય તો મળે છે. હે ભારત! રાજા પ્રજાનું રક્ષણ કરે નહિ અને તેથી તેના દેશમાં જે પાપકર્મ બને તે પાપનો ચોથો ભાગ પણ રાજાને પ્રાપ્ત થાય છે. જે રાજા દુષ્ટ અને અસત્યવાદી હોય તેને માથે પ્રજાનું સર્વ આવે છે એમ કેટલાક કહે છે, પણ બધું તો નહિ, પરંતુ અર્ધું પાપ તો તેને ભોગવવુંજ પડે છે એ નિશ્ચય છે. હવે તેવા પાપમાંથી રાજા શી રીતે મુક્ત થાય તે હું તને કહું છું તે સાંભળ. જો ચોરલોકો કોઈ પુરૂષનું ધન હરણ કરી ગયા હોય અને તે ધન રાજાથી પાછું આણવું શક્ય ન હોય અથવા પાછું આણી આપવાને રાજા અશક્ત હોય તો ધન ઉપરજ જેનો નિર્વાહ છે એવા વેપારી વગેરેનું લૂંટાયલું ધન રાજાએ પોતાના ભંડારમાંથી આપવું. સર્વે વર્ણના લોકોએ જેમ બ્રાહ્મણનું રક્ષણ કરવું ઘટે છે, તે બ્રાહ્મણની મિલકતનું પણ તેમણે રક્ષણ કરવું ઘટે છે; જે માણસ બ્રાહ્મણને અપકાર કરે તેણે રાજાના દેશમાં વસવું નહીં. અર્થાત્ રાજાએ તેવા માણસને

દેશપાર કરવો. કેમકે બ્રાહ્મણની મિલકતનું રક્ષણ કરવાથી સર્વે પદાર્થોનું રક્ષણ કર્યું એમ થાય છે; માટે બ્રાહ્મણોની કૃપા (પ્રસન્નતા) વડેજ રાજાએ કૃતકૃત્ય થવાની અભિલાષા રાખવી. રાજા સર્વ અર્થની સિદ્ધિ કરનારો છે અને જેમ સર્વે પ્રાણીઓનું જીવન વૃષ્ટિ ઉપર આધાર રાખે છે તથા પક્ષીઓ જેમ કોઇ મોટા વૃક્ષનો આશ્રય કરીને તે ઉપર પોતાનું જીવન ચલાવે છે, તેમ સર્વે પુરૂષો તેના ઉપર અધાર રાખીને પોતાનો નિર્વાહ ચલાવે છે. જે રાજા માત્ર પોતાની કામનાઓ પૂર્ણ કરવામાંજ આસક્ત છે અને નિરંતર કામ બુદ્ધિવાળો થઇને વર્તે છે તથા જે અતિ દુષ્ટ કર્મ કરનાર અને લોભી હોય છે, તેનાથી પ્રજાનું પાલન થવું અશક્ય છે. યુધિષ્ઠિર કહે છે,–હું રાજ્ય સુખની ઇચ્છા રાખતો નથી અને તેથી એક ક્ષણવાર પણ મારે રાજ્ય જોઇતું નથી; ધર્મને અર્થેજ હું રાજ્ય પસંદ કરૂં છું, પણ ધર્મ તો તેમાં છે નહિ. માટે જેમાં ધર્મ નથી એવા રાજ્યને હું શું કરૂં ? તે મારે જોઇતું નથી; એમાં ધર્મ નથી માટે હું તો ધર્મ કરવાની ઇચ્છાથી વનમાંજ જવાની ઇચ્છા રાખું છું. રાજ્યદંડનો ત્યાગ કરી ત્યાં જઇને પવિત્ર અરણ્યમાં મુનિવ્રત ધારણ કરીને, ઈંદ્રિયો ઉપર જય મેળવીને, અને કંદમૂળ અને ફળ ખાઇને ધર્મનું આરાધન કરીશ. ભીષ્મ કહે છે,–મને તારી જે બુદ્ધિ માલમ પડી છે તે બહુ દયાવૃત્તિવાળી માલમ પડી છે અને તે રાજ્ય ચલાવવાને યોગ્ય નથી; જે પુરૂષ અત્યંત દયાવાળો હોય તે રાજ્ય કરવાને શક્ય નથી. તું બહુ કોમળ બુદ્ધિનો, અત્યંત સજ્જન, અત્યંત ધાર્મિક, પૌરૂષ વિનાનો, ધર્મરૂપ, દયાથી યુક્ત છે; એવો તને જોઇને લોકો તને બહુ માન આપતા નથી. તારા પિતા અને પિતામહને ઘટે તેવું પોતાનું કુળ પરંપરાગત આચરણ કરવાની તું અપેક્ષા રાખ. તું જેવી રીતે વર્તન કરવા ઇચ્છે છે તેવી રીતે વર્તવું રાજાઓને ઘટિત નથી, અને રાજાઓ તેમ વર્તતા પણ નથી. નામરદાઇથી ઉપજેલું સૌજન્ય ધારણ કરીને આ સ્થળમાં રહેલો તું, પ્રજાનું પાલન કરવાથી ઉત્પન્ન થયેલા ધર્મના ફળને પામવાનો નથી. હે તાત ! તું જે બુદ્ધિથી અને જે જ્ઞાનથી વર્તે છે, તેવું તું વર્તન કરે, એવો અશિર્વાદ કુંતિએ કે પાંડુએ મહર્ષિ બ્રહ્મ-

દેવો પાસેથી માગી લીધો નહોતો. નિત્ય સ્વાહાકાર અને નિત્ય સ્વધાકાર એ બે મનુષ્યની દેવતાઓ છે; અર્થાત્ દેવતાઓનું યજન અને પિતૃઓનું પૂજન મનુષ્યને સર્વદા કર્ત્તવ્ય છે, એ સ્વાહા અને સ્વધા અનુક્રમે દેવ અને પિતૃઓ પુત્રની પાસેથી મળવાની આશા રાખે છે. દાન, અધ્યયન, યજ્ઞ, અને પ્રજાનું પાલન, એ ગમે તો ધર્મ હો કે ગમે તો અધર્મ હો. પરંતુ તે કરવાને તું જન્મથીજ ઉત્પન્ન થયેલો છે, એટલે તે કર્યા શિવાય તારો છૂટકો નથી. સમય પ્રમાણે વ્યવહારને ધૂંસરે જોડાયલા અને ભરેલો ભાર ખેંચી જનારા પુરૂષો કદાપિ તે ભાર ખેંચતાં થાકી જાય અને શિથિલ થઇ જાય, તોપણ તેમની કીર્તિ ઝાંખી પડતી નથી. શીખવેલો ઘોડો યદ્યપિ પશુ છે તથાપિ ચારે પાસે નાશ ભાગ ન કરતાં નિયમ પ્રમાણે રહીને અટક્યા વિના રથનું વહન કરે છે તથા તેના કર્મમાં દોષ આવતો નથી તો તું તો કર્મ અને વચનવડે મનુષ્ય છે, તે પોતાને ખેંચવાનો ભાર ખેંચે તેમાં શું આશ્ચર્ય છે ? એમ કરવું એજ કર્મની સિદ્ધિ છે. અધર્મની ગતિ ગહન છે અને ગમે તેટલી સાવધાનીથી ધર્મ આચરતાં છતાં પણ અત્યંત સૂક્ષ્મ અધર્મ તજી શકાવાના નથી, એમ જોઇને કોઈ ધર્મ આચરનારા ગૃહસ્થ, રાજા કે બ્રહ્મચારી, કોઇ પણ અત્યંત આસક્તિથી ધર્મનું આચરણ કરતું નથી. કોઇક કાર્ય હિંસા આદિકથી તુચ્છ હોય તથાપિ ઘણા જનને તેમાંથી સુખ પ્રાપ્ત થતું હોય તો તે કામ ઉત્તમ સમજવું. કાંઇ ન કરવું તેના કરતાં કાંઇ કરવું તે ઉત્તમ છે; જે કાંઇ કરતો નથી તેનાથી બીજો મોટો પાપી કોઇ છે નહિ.. જ્યારે કુળવાન અને ધર્મજ્ઞ પુરૂષને ઉત્તમ ઐશ્વર્ય (મંત્રીપણું) પ્રાપ્ત થાય છે, ત્યારે રાજાની આબાદીમાં વિઘ્ન આવતું નથી. ધર્મજ્ઞ પુરૂષ જ્યારે મંત્રી થાય છે ત્યારે કોઇને દાનવડે, કોઇને બળવડે અને કોઇને મીઠી વાણીવડે તે વશ કરે છે. જેને પામીને, કુળમાં ઉત્પન્ન થયેલા તથા અવૃત્તિરૂપી ભયથી પીડાયલા વૈદ્યો તૃપ્ત થઇને સ્થિર થાય છે તેના કરતાં બીજો મોટો ધર્મ કયો છે ? અર્થાત્ દરિદ્ર વૈદ્યોને તૃપ્ત કરવા એ મોટો ધર્મ છે કેમકે રોગરૂપ ભયથી પીડાતા પ્રાણીઓને તે સુખ કરે છે. અને તેથી, ગમે તે ભયથી પીડાતા પ્રાણીઓને સુખ કરવારૂપ કર્મ કરવું તે તેથી પણ મોટો

ધર્મ છે. યુધિષ્ઠિર કહે છે,—હે પિતામહ ! સ્વર્ગની પ્રાપ્તિ કરનાર ઉત્તમ પદાર્થ કયો છે ? તે થકી કયી ઉત્તમ પ્રસન્નતા પ્રાપ્ત થાય છે ? અને તેથી કયું ઉત્તમ ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે, તે જાણવાની મારી યોગ્યતા હોય તો મને કહો. ભીષ્મ કહે છે,—જે પુરૂષવડે ભયથી પીડાયલો પ્રાણી ક્ષણવાર પણ સારી રીતે આશ્વાસન પામે છે અને તેને કુશળ પ્રાપ્તિ થાય છે, તે પુરૂષનું તે કાર્ય સ્વર્ગપ્રાપ્તિ કરવામાં સૌથી ઉત્તમ છે એમ અમારૂં માનવું છે અને એ અમે તને સત્ય વાત કહેલી છે. હે કુરૂઓમાં શ્રેષ્ઠ ! એ રીતે સ્વર્ગ પ્રાપ્ત કરવાથીજ તું ઉત્તમ રીતે પ્રસન્ન થા; હે રાજન્ ! તું સ્વર્ગ પ્રાપ્ત કર; અને સત્પુરૂષોનું રક્ષણ કરીને અસત્પુરૂષોનો નાશ કર. જેમ વર્ષાદની પછવાડે આખું વિશ્વ જીવે છે તથા જેમ મિષ્ટ ફળવાળા ઝાડની પછવાડે પક્ષીઓ જીવે છે, તેમ તારી પછવાડે સત્પુરૂષો સહિત તારા સન્મિત્રો જીવન મેળવો. જે પુરૂષ બીજાના તેજમાં દબાતો નથી, શૂરો અને શત્રુઓ ઉપર પ્રહાર કરનારો છે, જેનામાં નિર્દયપણું નથી, જેણે પોતાની ઇંદ્રિયો સ્વાધીનમાં રાખી છે, જેઓ પોતાના અનુસરનાર ઉપર પ્રીતિવાળો છે અને સર્વ સુખકર વસ્તુઓ જે રૂડે પ્રકારે વેહેંચી આપે છે, તેની પાછળ ઘણા પુરૂષોની ઉપજીવિકા ચાલે છે.

धृष्टंशूरंप्रहर्त्तारंमनृशंसंजितेंद्रियं ॥
वत्सलंसंविभक्तारमुपजीवंतितंनराः ॥ ३७ ॥

इतिश्री महाभारते शां० रा० गु० भा० पंचसप्ततितमोऽध्यायः ॥७५॥

**युधिष्ठिरउवाच** ॥ स्वकर्मण्यपरेयुक्तास्तथैवान्येविकर्मणि ।
॥ तेषांविशेषमाचक्ष्वब्राह्मणानांपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે પિતામહ ! કેટલાક બ્રાહ્મણો પોતાની જાતિને ઉચિત કર્મ કરે છે અને કેટલાક વિરૂદ્ધ કર્મ કરે છે; માટે તેઓમાં શો તફાવત છે તે મને કહો. ભીષ્મ કહે છે,—વેદાદિક વિદ્યાઓથી અને શમ, દમ, આદિક લક્ષણોથી યુક્ત જે બ્રાહ્મણો હોય તેમણે બ્રાહ્મણ સમાન એ-

દક્ષે બ્રાહ્મણને ઉચિત કર્મ આચરનારા બ્રાહ્મણ કહેલા છે. હે રાજન્! ઋગ્વેદ, યજુર્વેદ, અને સામવેદના અધ્યયનવાળા અને પોતાના કર્મમાં સ્થિતિવાળા બ્રાહ્મણોને દેવસમાન જાણવા. જે બ્રાહ્મણો પોતાનો જન્મ જે વર્ણમાં થયો છે તેને યોગ્ય કર્મ કરતા નથી તથા અત્યંત કૃપણતા કરે છે તે બ્રાહ્મણોને શૂદ્ર સમાન જાણવા. જે બ્રાહ્મણ વેદનું અધ્યયન કરતા નથી તથા જેઓ અગ્નિનું સ્થાપન કરતા નથી, તે સર્વેની પાસેથી ધર્મિષ્ઠ રાજાએ રાજ્ય કર લેવો તથા વેઠ પણ કરાવવી. વળી પંથ ચલાવીને તેના આચાર્ય થનારા, પૈસા (પગાર) લેઇને દેવની પૂજા કરનારા, પંચાંગ માત્ર જાણીને તે ઉપરથી નિર્વાહ ચલાવનારા (ટીપણું જોઇ ખાનારા,) તથા ગામોટ, અને વાહાણમાં બેશી લાંબી મુસાફરી કરનારા, એટલાં પાંચ કર્મ કરનારા બ્રાહ્મણોને ચાંડાલ સમાન જાણવા. હે રાજન્! યજ્ઞમાં ઋત્વિક્ થનારા, પુરોહિત, મંત્રી, દૂત, અને ખબરો મેળવીને કહેવાનો ધંધો કરનારા, એ બ્રાહ્મણોને ક્ષત્રિય સમાન જાણવા. હે રાજન્! બ્રાહ્મણોમાંથી જે ઘોડે ચઢનારા છે, હાથીએ ચઢનારા છે, રથમાં બેસી જાણનારા છે, યુદ્ધમાં પાયદળ થઇ વર્તનારા છે, તેમને વૈસ્ય સરખા જાણવા. જ્યારે રાજાના ભંડારમાં નાણાંની તંગી પડે ત્યારે એવા બ્રાહ્મણો પાસેથી પણ કર લેવો. ફક્ત જે બ્રાહ્મણ સમાનજ છે તથા જેઓ દેવ સમાન છે, તેમની પાસેથી કર લેવો નહિ. જે બ્રાહ્મણ હોય નહિ તેના ધનનો માલિક રાજા છે એવું વેદમાં કહેલું છે. તેમ બ્રાહ્મણોમાં પણ જે પોતાની વર્ણને કરવાનાં ઉચિત કર્મ છે તેને છોડી બીજાં કર્મ કરે છે, તેના ધનનો માલિક પણ રાજાજ છે. જે બ્રાહ્મણ અન્યથા કર્મનું આચરણ કરતા હોય તો તેમની ઉપેક્ષા રાજાએ કરવી નહીં. પણ તેમનું નિયમન કરવું અને તેમની ઘટે તેવી વહેંચણ કરવી; કેમકે એમ કર્યા વિના ધર્મનું રક્ષણ થઇ શકે નહીં. જે રાજાના દેશમાં બ્રાહ્મણ હોઇને તે ચોર હોય તો ધર્મશાસ્ત્ર જાણનારા પુરૂષો તે અપરાધ રાજનોજ માને છે. હે રાજન્! વેદને જાણનારો તથા સ્નાતક વ્રત પાળનારો કોઈ બ્રાહ્મણ જીવિકા નહિ મળવાથી ચૌર્યકર્મ કરતો હોય તેનું ભરણપોષણ રાજાએ કરીને તેને ચોરી કરવા દેવી નહિ, એમ વેદને જાણનાર કહે છે. હે શત્રુઓને સંતાપનાર યુ-

ષ્ઠિર ! એમ જીવિકા બાંધિ આપ્યા છતાં પણ તે જો પોતાના ચૌર્યકર્મથી અટકે નહિ તો પછી તેને કુટુંબ સુદ્ધાં દેશપાર કરવો.

सचेन्नोपरिवर्तेतकृतवृत्तिःपरंतप ॥
ततोनिर्वासनीयः स्यात्तस्माद्देशात्सबांधवः ॥ १४ ॥

इतिश्री महाभारते शां० रा० गु० भा० षट्सप्ततितमोऽध्यायः ॥७६॥

---

**युधिष्ठिरउवाच** ॥ केषांप्रभवतेराजावित्तस्यभरतर्षभ ॥
॥ कयाचवृत्त्यावर्त्तेततन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે,-હે પિતામહ ! હે ભરતશ્રેષ્ઠ ! કોના કોના દ્રવ્યનો માલિક રાજા થઇ શકે તથા રાજાએ કયી વૃત્તિથી વર્તવું તે મને કહો. ભીષ્મ કહે છે,-બ્રાહ્મણ વિનાના બીજા વર્ણના લોકોના ધન ઉપર રાજાનું ધણીપણું છે, તથા બ્રાહ્મણોમાંથી જે કોઇ પોતાની વર્ણને ઉચિત કર્મ છોડીને અન્યથા કર્મ કરતા હોય તેમના ધનનો સ્વામિ પણ રાજા છે એમ વેદમાં કહેલું છે. અન્યથા કર્મ કરનારા બ્રાહ્મણોની ઉપેક્ષા રાજાએ કોઇ પ્રકારે પણ કરવી નહિ. કેમકે પૂર્વે રાજાઓ ઉપેક્ષા કરતા નહોતા એમ સાધુ પુરૂષો કહે છે. જે રાજાના દેશમાં બ્રાહ્મણ ચૌર્યકર્મ કરે છે તે અપરાધ તે પાપરૂપ રાજાનોજ છે એમ સત્પુરૂષો માને છે. એવા કર્મવડે રાજા એમ માને છે કે મારે માથેજ ચૌર્યનો જાણે અભિશાપ આવ્યો છે, મારે પૂર્વે સર્વે રાજર્ષિઓ બ્રાહ્મણોનું પાલન કરતા હતા. આ સ્થળમાં પણ કૈકેય દેશના રાજાને રાક્ષસ લેઇ જતો હતો ત્યારે તેણે જે વચન કહ્યાં હતાં તે સંબંધી ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. કૈકય દેશનો રાજા સ્વાધ્યાયથી યુક્ત હતો તથા પ્રશંસા કરવાજોગ આચરણવડે આયુષ્ય કાઢતો હતો. તે એક વખત અરણ્યમાં ફરતો હતો તેવામાં એક રાક્ષસે આવીને તેને મહાભયાનક રીતે પકડ્યો. તે સમયે તે રાજા બોલ્યો કે,—મારા દેશમાં ચોર નથી, કદર્ય નથી, કે મદ્યપાન કરનાર નથી; તેમજ જેણે અગ્નિગ્રહણ નહિ કર્યું હોય તેવો કે યજ્ઞ નહિ કરનારો, એવો કોઇ નથી. હે રાક્ષસ ! તેં મારામાં કયું છિદ્ર જોઇને પ્રવેશ ક-

ર્યો ? મારા દેશમાં કોઇ બ્રાહ્મણ અવિદ્વાન, વ્રત વિનાનો, સોમપાન કર્યા વિનાનો, અગ્નિ ધારણ કર્યા વિનાનો, કે યજ્ઞ ન કરતો હોય તેવો છે નહિ. મારૂં કયું છિદ્ર જોઇને તેં પ્રવેશ કર્યો ? મારા દેશમાં દક્ષિણા આપ્યા શિવાયનો યજ્ઞ કોઇ કરતું નથી કે અધ્યયનરૂપ વ્રત ધારણ કર્યા વિનાનો કોઇ છે નહિ. મારૂં કયું છિદ્ર જોઇને તેં પ્રવેશ કર્યો? મારા દેશમાં બ્રાહ્મણો અધ્યયન કરે છે અને અધ્યયન કરાવે છે, યજ્ઞ કરે છે અને યજ્ઞ કરાવે છે; દાન આપે છે અને દાન લે છે; એવાં છ કર્મમાં બ્રાહ્મણો સ્થિતિવાળા છે. વળી પૂજન કરેલા, રૂડી રીતે વિભક્ત કરેલા, કોમળ અંતઃકરણના, સત્ય બોલનારા, તથા પોતાના કર્મમાં સ્થિતિવાળા બ્રાહ્મણો મારા દેશમાં છે, માટે તું કયું અંતર જોઇને મારામાં પેઠો છે ? વળી મારા રાજ્યમાં ક્ષત્રિઓ કેવા છે તે હું તને કહું તે સાંભળ. તેઓ દાન કરે છે પણ યાચના કરતા નથી; ભણેછે ખરા પણ ભણાવતા નથી; યજ્ઞ કરે છે ખરા પણ યજ્ઞ કરાવતા નથી; સત્યમાં અને ધર્મમાં નિપુણ છે, બ્રાહ્મણોનું રક્ષણ કરે છે, સંગ્રામમાંથી નાસતા નથી, એવા પોતાનાં કર્મમાં સ્થિતિવાળા ક્ષત્રિયો મારા દેશમાં છે, માટે મારા અંતરમાં તેં કેમ પ્રવેશ કર્યો ? વળી ખેતી, પશુ પાળવાં, વેપાર, એવા ઉદ્યોગ ઉપર કપટ કર્યા વિના નિર્વાહ કરનારા વૈશ્યો મારા દેશમાં છે. તેઓ સાવધાન, ક્રિયા જાણનારા, ઉત્તમ વ્રતવાળા, સત્ય બોલનારા, વિભાગ કાઢીને જમનારા, ઇંદ્રિયોનું દમન કરનારા, પવિત્રતા રાખનારા અને સ્નેહ પ્રીતિ સાચવનારા, એવા પોતાનાં કર્મમાં સ્થિતિવાળા છે. હે રાક્ષસ ! તેં મારામાં કયું અંતર જોઇને પ્રવેશ કર્યો ? મારા રાજ્યમાં જે શૂદ્રો છે તે પણ કોઇની ઇર્ષ્યા કરતા નથી અને ત્રણે વર્ણની સેવા કરીને તે ઉપર પોતાનો નિર્વાહ કરે છે, તથા પોતાના કર્મમાં સ્થિતિવાળા છે, માટે મારા કયા અંતરને પામીને તેં મારામાં પ્રવેશ કર્યો ? વળી મારા રાજ્યમાં જે દીન, અનાથ, વૃદ્ધ, દુર્બળ, રોગી, સ્ત્રીઓ, વગેરે સર્વને અન્નાદિક આપીને હું તેમનું પાલન કરૂં છું; તું કયું અંતર જોઇને મારામાં પેઠો છે ? કુળધર્મ, દેશધર્મ, વગેરે પરંપરાથી ચાલતા આવેલા ધર્મોને યથાવિધિ હું ચલાવું છું તથા તેમનું ઉત્થાપન કરતો નથી; માટે મારા કયા અંતરને

પામીને તું મારામાં પેઠો છે? મારા દેશમાં જે તપસ્વીઓ છે તેમનું મેં પૂજન કરેલું છે તથા પાલન કરેલું છે, તેમજ તેમનું અન્નાદિકથી પોષણ કરીને મેં તેમનો સત્કાર પણ કરેલો છે. તું મારા અંતરમાં કેમ પેઠો છે? વિભાગ કર્યા શિવાય હું ભોજન કરતો નથી, પરસ્ત્રીનો હું ઉપભોગ કરતો નથી, સ્વતંત્ર થઇને હું કોઈ દિવસ ક્રીડા કરતો નથી. તું મારામાં કયું અંતર પામીને પેઠો? બ્રહ્મચારી હોવા શિવાય મેં ભિક્ષા કરી નથી, અથવા ભિક્ષા કરનારો હોઇને હું બ્રહ્મચર્ય વિનાનો રહ્યો નથી; ઋત્વિજ હોવા શિવાય મેં હોમ કર્યો નથી, તો કયા અંતરને પામીને તેં મારામાં પ્રવેશ કર્યો છે? જેમનો સત્કાર કરવો જોઇએ તેમની, વૃદ્ધોની કે તપસ્વીઓની, મેં અવજ્ઞા કરી નથી; મારો દેશ જ્યારે સૂઈ જાય છે ત્યારે હું જાગું છું, મારા કયા છિદ્રને જોઇને તેં મારામાં પ્રવેશ કર્યો છે? મારો પુરોહિત આત્મા સંબંધી વિજ્ઞાનમાં સંપન્ન છે, તપસ્વી છે, સર્વ ધર્મને જાણનારો છે, આખા દેશનો સ્વામી છે અને બુદ્ધિમાન છે. હું દાન કરીને વિદ્યા પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખું છું; સત્ય ચાલવાવડે તથા બ્રાહ્મણોનું રક્ષણ કરવાવડે દ્રવ્યની ઇચ્છા રાખું છું. સેવા કરવાવડે હું ગુરૂઓની ઉપાસના કરૂં છું, માટે મને રાક્ષસો થકી ભય નથી. મારા દેશમાં કોઇ વિધવા સ્ત્રી નથી, કોઇ અધમ બ્રાહ્મણ નથી, કોઇ બ્રાહ્મણ ઠગ કે ચોર નથી, કોઈ યજ્ઞ ન કરાવવા યોગ્ય માણસનો યજ્ઞ કરાવતો નથી કે પાપ કરનારો નથી; માટે મને રાક્ષસોથકી ભય નથી. ધર્મને અર્થે યુદ્ધ કરતાં મને એવા ઘા લાગ્યા છે. મારા શરીર ઉપર બે આંગળ પણ એવી જગા નથી કે જ્યાં શસ્ત્રનો ઘા નહિ વાગ્યો હોય. તું મારા અંતરમાં કેમ પ્રવેશ કરે છે? દેશમાં ગાય, બ્રાહ્મણ અને યજ્ઞને અર્થે મારા તરફથી લોકો રક્ષણરૂપ કલ્યાણની નિરંતર ઇચ્છા રાખે છે, માટે મારા અંતરમાં તું કેમ પ્રવેશ કરે છે! રાક્ષસ કહે છે,—જેથી કરીને તું સર્વે અવસ્થાઓમાં ધર્મનીજ અપેક્ષા રાખે છે માટે તું નિરાંતે તારે ઘેર જા; તારૂં કલ્યાણ થાઓ; હું જાઉં છું. હે કેકય! જે રાજાઓ ગાય અને બ્રાહ્મણનું રક્ષણ કરે છે તથા નિરંતર પ્રજાનું રક્ષણ કરે છે તેમને રાક્ષસોથકી ભય નથી તો પછી પાપીઓથકી ભય

તો શાનુંજ હોય ? જે રાજાઓના પુરોહિત બ્રાહ્મણો છે, વેદ અને બ્રાહ્મણ એ જેમનું પરમ બળ છે, તથા જેના નગરના લોકને અતિથિ પ્રિય છે, તે રાજાએ સ્વર્ગને જીતેલું છે. ભીષ્મ કહે છે,—બ્રાહ્મણોનું રક્ષણ કરવું; કેમકે તેમનું રક્ષણ થયું તો પછી તે રાજાનું રક્ષણ કરે છે. જે રાજાઓ રૂડી રીતે વર્તન કરે છે તેમને તેઓ આશીર્વાદ આપે છે. માટે રાજાએ વિશેષે કરીને અન્ય કર્મ કરનાર બ્રાહ્મણોના ઉપર દાબ નાખીને તેમને સ્વકર્મમાં પ્રેરવા તથા તેમને અન્નાદિક આપવું કેમકે તેમ કરવાથી તેમની કૃપા પ્રાપ્ત થાય છે. માટે નગરની અને દેશની પ્રજામાં જે રાજા એ પ્રમાણે વર્તે છે તે આ લોકમાં સુખ ભોગવીને ઇંદ્રના લોકને પામે છે.

एवंयोवर्ततेराजापौरंजानपदेष्विह ॥

अनुभूयेहभद्राणिप्राप्नोतींद्रसलोकताम् ॥ ३३ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि कैकेयोपाख्याने गुर्जरभाषायां सप्तसप्ततित्तमोऽध्यायः ॥ ७७ ॥

**युधिष्ठिरउवाच** ॥ व्याख्याताराजधर्मेणवृत्तिरापत्सुभारत ॥

॥ कथंचिद्वैश्यधर्मेणसंजीवेद्ब्राह्मणोनवा ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે ભારત ! આપત્ કાળમાં બ્રાહ્મણે હથિયાર બાંધીને પણ ગુજરાન ચલાવવું એમ કહેલું છે; પણ તેવાજ વખતમાં વૈશ્ય ધર્મવડે બ્રાહ્મણે ગુજરાન ચલાવવું કે કેમ તે મને કહો. ભીષ્મ કહે છે,—બ્રાહ્મણ જ્યારે સંકટમાં પડેલો હોય, તથા તેની જીવિકાનો નાશ થઇ ગયો હોય અને ક્ષત્રિય ધર્મવડે પણ જીવિકા ચલાવવાને અશક્ત હોય ત્યારે તેણે ખેતી કરીને કે ઢોરઢાંક પાળીને વૈશ્યવૃત્તિથી નિર્વાહ કરવો. યુધિષ્ઠિર કહે છે,—હે ભારતશ્રેષ્ઠ ! બ્રાહ્મણ જ્યારે વૈશ્યવૃત્તિથી વર્તન કરે ત્યારે કયા પદાર્થો વેચવાવડે તે સ્વર્ગલોકથી પતન થતો નથી ? અર્થાત્ તેને પાપ લાગતું નથી? તે કહો. ભીષ્મ કહે છે,—હે યુધિષ્ઠિર! સુરા, લવણ, તલ, કેશવાળીવાળાં પશુઓ, ઘોડા વગેરે, તેમ ગાય, બકરાં, ઘેટાં, પાડા વગેરે પશુઓ, બળદ, મધ, માંસ, રાંધેલું અન્ન, એટલાં વાનાં ગમે તે સ્થિતિ-

માં પણ બ્રાહ્મણે વેચવાં નહિ. હે તાત! એનો વિક્રય કરવાથી બ્રાહ્મણ નરકમાં પડે છે. વળી બકરો વેચવાથી અગ્નિનો વિક્રય કર્યા જેટલું પાપ લાગે છે, તેમજ ઘેટાં વેચવાથી વરૂણ દેવતાનો ઘોડો વેચવાથી સૂર્યનો, પૃથ્વી વેચવાથી વિરાટ પુરૂષનો, ગાય વેચવાથી યજ્ઞનો અને સોમનો વિક્રય કરવા જેટલું પાપ લાગે છે, માટે બ્રાહ્મણે તે કદાપિ વેચવાં નહિ. હે ભારત! રાંધેલું અન્ન આપીને કાચું અન્ન લેવું એ પણ સત્પુરૂષો વખાણતા નથી; પણ કેવળ ભોજનનેજ અર્થે કાચું અન્ન આપીને રાંધેલું અન્ન લેવાનો દોષ નથી. "તમે આ કાચું અન્ન રાંધો અને આપણે સર્વે તેનું ભોજન કરીશું" એમ વિચારીને એકની મહેનત અને એકનું અન્ન એનો અદલોબદલો કરવાનો પણ દોષ નથી. વળી જમતી વખતે "હું તમને આ પદાર્થ આપું છું અને તેના બદલામાં તમે મને ફલાણો પદાર્થ આપો" એ અદલોબદલો કરવાનો પણ દોષ નથી; કેમકે એમાં પોતપોતાની રૂચિ ઉપર ધર્મ—આધાર રાખે છે, કાંઇ બળાત્કારથી કે લાભ મળવાના લોભથી એ બદલો કરવામાં આવતો નથી. એ પ્રમાણે ઋષિઓના અને બીજાઓના વ્યવહાર પુરાતન કાળથી ચાલતા આવે છે અને એ વ્યવહાર ઉત્તમ છે એમાં સંશય નથી. યુધિષ્ઠિર કહે છે,—હે પિતામહ! જ્યારે સઘળી પ્રજા શસ્ત્ર ધારણ કરે એટલે વૈશ્ય, શુદ્ર, અને અંત્યજ, સર્વે લોકો હથિયાર ઉપર નિર્વાહ કરે, ત્યારે તેઓ પોતાના ધર્મનું ઉલ્લંઘન કરીને વર્તે અને ક્ષત્રિયનું બળ ક્ષીણ થઇ જાય. હે રાજન, તેવે વખતે લોકનું રક્ષણ કરનાર રાજા તેમનું રક્ષણ શી રીતે કરે એ મારો સંશય નિસ્તારથી નિવારણ કરો. ભીષ્મ કહે છે,—દાનવડે, તપવડે, યજ્ઞોવડે, અદ્રોહવડે અને ઇંદ્રિય દમનવડે બ્રાહ્મણ આદિક વર્ણોએ પોતાનું કલ્યાણ ઇચ્છવું. તેમનામાં જેઓ વેદના બળવાળા હોય તેમણે સર્વે પાસથી ઉદ્યોગ કરીને દેવતાઓ જેમ ઇંદ્રનું બળ વધારે છે, તેમ રાજાનું બળ વધારવું. ક્ષય પામતા રાજાનો આશ્રય બ્રાહ્મણજ છે, માટે નિતિશાસ્ત્રને જાણનારા રાજાએ બ્રાહ્મણના બળનોજ આશ્રય લેઇને ઉદ્યોગ કરવો. જે પ્રકારે પૃથ્વીમાં વિજય કરનારો રાજા પોતાના દેશનું કલ્યાણ કરે છે. ત્યારે તમામ વર્ણન લોક પોતાના ધર્મ પ્રમાણે આચરણ કરવા માંડે છે. હે યુધિષ્ઠિર! જ્યારે

મર્યાદાનો ભંગ થાય અને ચોર લોકોથી પ્રજામાં ગોટાળો ઉત્પન્ન થાય, ત્યારે સર્વે વર્ણની પ્રજાએ શસ્ત્ર ધારણ કરવાં અને નિર્મર્યાદપણું થતું અટકાવવું. યુધિષ્ઠિર કહે છે,-હવે સર્વે પ્રકારથી ક્ષત્રિયો બ્રાહ્મણોનો દ્વેષ કરે તો કયો બ્રાહ્મણ તેનો રક્ષણ કરનાર છે. તે ક્ષત્રિયોનો તે વખતે ધર્મ શો છે અને તેમનું આશ્રયસ્થાન કયું છે? ભીષ્મ કહે છે,—તે વખતે તપવડે, બ્રહ્મચર્યવડે, શસ્ત્રવડે, બળવડે, નિષ્કપટભાવવડે અ નેકપટભાવવડે બ્રાહ્મણોએ ક્ષત્રિયોનું નિયમન કરવું. ક્ષત્રિયો જ્યારે મર્યાદા છોડીને વર્તવા લાગે અને તેમાં વિશેષે કરીને જ્યારે બ્રાહ્મણ સામેજ નિર્મર્યાદપણે વર્તે ત્યારે બ્રાહ્મણોજ તેનું નિયમન કરે; કેમકે ક્ષત્રિય જાતિ બ્રાહ્મણમાંથીજ પેદા થયેલી છે. જળમાંથી અગ્નિ, બ્રાહ્મણમાંથી ક્ષત્રિય અને પથ્થરમાં લોઢું, પ્રકટ થયેલું છે તથા તેમનું તેજ સર્વત્ર પસાર પામનારૂં છે; તેમ છતાં પણ તે તેજ પોતાના ઉત્પત્તિસ્થાનમાં શાંત થાય છે. જ્યારે લોહ પાષાણ તોડવાનો યત્ન કરે છે, જ્યારે અગ્નિ જળનો નાશ કરવા ઇચ્છે છે અને જ્યારે ક્ષત્રિય બ્રાહ્મણનો દ્વેષ કરે છે, ત્યારે તે ત્રણેનો નાશ થાય છે. હે યુધિષ્ઠિર! તેથી કરીને ક્ષત્રિઓનાં વૃદ્ધિ પામેલાં અને અજેય તેજ અને બળ બ્રાહ્મણોમાં સમાઇ જાય છે. બ્રાહ્મણનું વીર્ય જે વખતે કોમળ થઈ જાય છે, અને ક્ષત્રિયનું વીર્ય જે વખતે દુર્બળ થઇ જાય છે, જે વખતે સર્વે વર્ણોની પ્રજા બ્રાહ્મણો પ્રત્યે સર્વે પ્રકારે નિર્મર્યાદ થઇને વર્તે છે, તે વખતે બ્રાહ્મણોનું પોતાનું અને ધર્મનું રક્ષણ કરવાના હેતુથી પોતાના જીવતરની દરકાર ન રાખીને જે સ્વતંત્ર વિચારના પુરૂષો ક્રોધ પામીને યુદ્ધ કરે છે, તેમને પુણ્યલોક પ્રાપ્ત થાય છે. બ્રાહ્મણોને અર્થે સહુ કોઇએ હથિયાર ઝાલવાં યોગ્ય છે. જેઓ ઘણાક મોટા મોટા યજ્ઞ કરે છે, ઘણુંક વેદાધ્યયન કરે છે, અત્યંત તપ કરે છે, અન્નનો ત્યાગ કરીને ઉપવાસ વ્રત કરે છે, અગ્નિમાં પડીને જીવિતનો નાશ કરે છે, તેઓ જે લોકને પામે છે તેમના કરતાં બ્રાહ્મણનું રક્ષણ કરવામાં પ્રાણ આપનાર ઉત્તમ ગતિ પામે છે. ત્રણે વર્ણમાં બ્રાહ્મણ હથિયાર ધારણ કરવાથી દોષ પામતો નથી તથા એ રીતે યુદ્ધમાં પ્રાણત્યાગ કરવા કરતાં બીજો મોટો ધર્મ સત્પુરૂષો જાણતા નથી. જેઓ બ્રાહ્મણનો દ્વેષ કરનારાઓનો નાશ કરે છે તથા તે કર્મ કરવામાં

પોતાનાં શરીરો હોમી દે છે તેમને નમસ્કાર છે; તેમનું કલ્યાણ થાઓ તથા તેઓ જે લોકને પામ્યા છે તે લોકની અમને પ્રાપ્તિ થાઓ ! અશ્વમેધ યજ્ઞ સંપૂર્ણ કરીને સ્નાન કરનારા જેવી રીતે પવિત્ર થાય છે તેવી રીતે બ્રાહ્મણને અર્થે દેહ અર્પણ કરનારા પુરૂષો બ્રહ્મલોકને જીતનારા અને સ્વર્ગમાં નિવાસ કરનારા થાય છે એમ વીરમનુએ કહેલું છે. કેમકે જેમ સંગ્રામમાં શસ્ત્રથી હણાયલાનાં દુષ્કૃત નાશ પામે છે તેમ તેમનાં પણ દુષ્કૃત નાશ પામે છે. દેશ કાળના બળથી અધર્મરૂપ કર્મ પણ ધર્મરૂપ થાય છે અથવા ધર્મ તે અધર્મ અને અધર્મ તે ધર્મ થાય છે; કેમકે તે દેશકાળજ એવો હોય છે. વખતે દેશકાળના યોગથી ઉત્તંક, શરાશર આદિક જગતના મિત્રરૂપ પુરૂષો સર્પસત્ર વગેરે ક્રૂર કર્મ કરીને ઉત્તમ સ્વર્ગ પ્રાપ્ત કરે છે, અને વખતે ધર્માચરણ કરનારા ક્ષત્રિયો શત્રુનો દેશ ભાગવો વગેરે પાપ કર્મ કરીને પણ પરમ ઉત્તમ ગતિ પામે છે. બ્રાહ્મણ શસ્ત્ર હાથમાં ઝાલવાથી (હથિયાર બાંધવાથી) ત્રણે કાળમાં ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં દોષ પામતો નથી; પણ તેને જ્યારે પોતાનુંજ રક્ષણ કરવાનો પ્રસંગ આવ્યો હોય, અથવા પોતાનું કે બીજાનું બ્રાહ્મણત્વ નાશ કરવા કોઇ તૈયાર થયું હોય, અથવા છેક નિર્મર્યાદપણે અને બેકેદપણે વર્તનારાને વશ કરવાની જરૂર પડી હોય, ત્યારેજ તેણે શસ્ત્ર ધારણ કરવું. યુધિષ્ઠિર કહે છે,—જ્યારે ચોર લોકોનું બળ વિશેષ વૃદ્ધિ પામે, પ્રજાઓમાં વર્ણસંકરપણું ઉત્પન્ન થઇ ગડબડાટ થઇ રહે, ક્ષત્રિય વર્ણ મોહિત (કર્ત્તવ્યશૂન્ય) થઇ જાય, તે વખતે ક્ષત્રિયને બદલે કોઇ બીજો, બ્રાહ્મણ, અથવા વૈશ્ય, અથવા શૂદ્ર, તે ચોરે લોકોથી પ્રજાનું રક્ષણ કરે. હે રાજસત્તમ ! અથવા ધર્મવડે રાજદંડનું ધારણ કરે, તો તેણે રાજાનું કામ કરવું કે નહિ ? અથવા તેને તેમ કરતાં અટકાવવો કે નહિ ? ક્ષત્રિય વિના બીજી વર્ણે એવી જગોએ શસ્ત્ર લેવું કે કેમ ? તે કહો. જો તેણે રાજા થવું એમ કહેશો તો અક્ષત્રિય છતાં તેને સર્વ કોઇએ માન્ય કરવો જોઇશું; જો તેણે રાજા ન થવું એમ કહેશો તો સર્વનો નાશ થશે; ત્યારે શું કરવું તે કહો. ભીષ્મ કહે છે,—જે વખતે આવી પડેલાં સંકટરૂપી સમુદ્રનો પાર પામી શકાતો નથી તેમાં જે પાર લેઇ જાય, અને જે વખતે તે તરી શકાતું નથી તેમાંથી તારે, તે ગમે

તો શૂદ્ર હો અથવા બીજો કોઇ હો, પરંતુ તે સર્વ પ્રકારે પામવાને યોગ્ય છે. હે રાજન્! જેનો આશ્રય કરીને સર્વે પુરૂષો સુખથી પોતાના સ્થાનમાં નિવાસ કરી શકે છે તથા લુંટારાઓથી ભય પામેલી અનાથ પ્રજાનું જે રક્ષણ કરે છે, તેનુંજ તેમણે પોતાના બાંધવની પેઠે પૂજન કરવું. હે કૌરવ્ય! નિર્ભયપણે એવું કર્મ કરનાર સન્માન પામવાને યોગ્ય છે. જે બળદ ગાડે જોડવા ખપ લાગતા નથી તે બળદ શા કામના? અને જે ગાય દૂધ દેતી નથી તે ગાય શા ખપની? તેમજ જે સ્ત્રી સંતાન નથી પ્રસવતી તેવી વાંઝણી સ્ત્રી શા ઉપયોગની અને જે રાજા રક્ષણ નથી કરતો તે રાજા પણ શા કામનો? જેવો લાકડાનો હાથી, જેવો ચામડાનો મૃગ, જે વગર કામનો નપુંસક પુરૂષ, જે ખાર ભૂમિવાળું ખેતર, તેવોજ વેદાધ્યયન વિનાનો બ્રાહ્મણ સમજવો; તેવોજ રક્ષણ કરનારો રાજા સમજવો; તેવોજ જે ન વરસે તે મેઘ સમજવો; એ સર્વે નકામા છે. જે નિરંતર સત્પુરૂષોનું રક્ષણ કરે અને અસત્પુરૂષોનો નાશ કરે, તેનેજ રાજા કરવો યોગ્ય છે; કેમકે તેણેજ આ સર્વ ધારણ કરી રાખેલું છે.

नित्यंयस्तुसतोरक्षेदसतश्चनिवर्त्तयेत् ॥
सएवराजाकर्त्तव्यस्तेनसर्वमिदंधृतम् ॥ ४४ ॥

इतिश्री महाभारते शां० रा० गुर्जरभाषायां अष्टसप्ततितमोऽध्यायः ॥७८॥

---

युधिष्ठिरउवाच ॥ कसमुत्थाःकथंशीलाऋत्विजःस्युःपितामह ॥
॥ कथंविधातराजेंद्रतद्ब्रूहिवदतांवर ॥ १ ॥

સ્વામી, અમાત્ય, સુહત્ (મિત્રવર્ગ), કોશ, દેશ, કિલ્લો અને સેના એ સાત અંગ રાજ્યનાં છે. તેમાંથી પુરોહિત, રાજા, અને ઋત્વિક્, એ ત્રણ ભેદ 'સ્વામી'ના છે તેમાંથી રાજા અને પુરોહિત એનું નિરૂપણ અત્યાર સુધી કર્યું. હવે ત્રીજો ભેદ જે ઋત્વિક્, તે વિષે યુધિષ્ઠિર પૂછે છે,–હે પિતામહ! હે રાજેંદ્ર! હે બોલનારાઓમાં શ્રેષ્ઠ! ઋત્વિક્ કયા નિમિત્તથી ઉપજેલા હોય છે. તેમનાં આચરણ કેવાં હોય છે તથા તેઓ કેવા હોય છે તે મને કહો. ભીષ્મ કહે છે,–જેમ યોગશાસ્ત્રમાં મૈત્ર્યાદિકથી ચિત્ત

પ્રસાદન નામે પ્રતિકર્મ કરવામાં આવે છે તેમ રાજાઓને પણ શાંતિક અને પૌષ્ટિક આદિક કર્મના પ્રયોગથી શુદ્ધ થયેલું પ્રતિકર્મ ઋત્વિજોએ કરવાનું હોય છે. એ કર્મ કરવા નિમિત્ત ઋત્વિજો થયેલા હોય છે. તે કર્મ તેઓ ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, મીમાંસા, આદિકનું જ્ઞાન મેળવીને પછી કરે છે. જે પુરૂષો એકજ માર્ગે ચાલનારા, વીર પુરૂષોની સાથે સામો વાદ કરનારા, પરસ્પર મિત્ર, ચારે પાસે સમાન દૃષ્ટિવાળા, મનુષ્ય ભાઇઓ પ્રત્યે દયાવાળા, સત્ય વચન બોલનારા, વ્યાજ ઉત્પન્ન કરીને જીવિકા નહિ ચલાવનારા, સરળ સ્વભાવના દ્રોહ વિનાના, અભિમાન વિનાના, લજ્જા, સહન શીલતા, ઇંદ્રિયોદમન કરવાપણું, મનનો નિગ્રહ કરવાપણું, એ ગુણોથી યુક્ત, બુદ્ધિમાન, સત્યનું પાલન કરનારા, મનમાં સંતોષ રાખનારા, દમ ગુણયુક્ત; પ્રાણીમાત્રની હિંસા નહિ કરનારા, કામ અને દ્વેષ અથવા પ્રીતિ અને વૈરથી વેગળા રહેનારા, તથા વેદાધ્યયન આચરણ અને સત્કુળ, એ ત્રણે જેમનાં પવિત્ર છે એવાં આચરણવાળા ઋત્વિજો હોય છે. તેમાંથી જે હિંસા નહિ કરનાર તથા જ્ઞાનવડે તૃપ્તિ પામનાર હોય છે, તે બ્રહ્માસન પામવાને યોગ્ય થાય છે. હે તાત ! એ સર્વે મહા ઋત્વિજો જાણવા અને સર્વેને જેની જેવી યોગ્યતા તે પ્રમાણે માન આપવું ઘટે છે. યુધિષ્ઠિર કહે છે,–ઋત્વિક્‌ને દાન આપવું ઘટે છે, તો તેમાં વેદનું વચન દક્ષિણા આપવાના સંબંધમાં યોગ્ય જણાતું નથી; કેમકે આ આપવું, આ આપવું, અર્થાત્ થોડુંક પણ આપવાના સંબંધમાં સર્વસ્વ દાન કરવું. એવી આજ્ઞાઓ હોવાથી દાન આપવા સંબંધી કાંઈ વ્યવસ્થા સમજાતી નથી. કેમકે સર્વસ્વ દાન કર્યા પછી બાકી રહેલો યજ્ઞ પૂર્ણ શાવડે કરવો ? એ શંકા ઉત્પન્ન થાય છે, વળી આપત્તિકાળમાં જે દક્ષિણા આપવા સંબંધી આજ્ઞાઓ કરેલી છે તે જોતાં એમ સમજાય છે કે એ આજ્ઞાઓ ધનને ઉદ્દેશીને કરેલી નથી. કેમકે બારસો રૂપિયા દક્ષિણા આપી શકાય એવું સામર્થ્ય ન હોય તેણે સર્વસ્વદાન કરવું એવી શાસ્ત્રની આજ્ઞા મહાભયંકર છે કેમકે તે આજ્ઞા આપતી વખતે શાસ્ત્રકારે આપનારની શક્તિનો કાંઈ વિચાર કર્યો નથી. વળી શ્રદ્ધાવાળાએ યજ્ઞ કરવો એવી વેદની શ્રુતિછે; હવે શ્રદ્ધામાત્ર હોવાથી યજ્ઞ કરનારનો યજ્ઞ કેવી રીતે પૂર્ણ થશે ? અને દક્ષિણાદિકને

ઠેકાણે શ્રદ્ધામાત્રથી કાર્ય નિર્વાહ જેમાં કરવાનો કહેલો છે એવા મિથ્યાચારથી યુક્ત યજ્ઞને શ્રદ્ધા શી રીતે પૂર્ણ કરશે ? જેમ ગાય આપવાની કહી હોય તે ઠેકાણે ગાય જેટલા ચરૂમાત્રનું દાન કરવું કે ગાય જેટલાં વસ્ત્ર આપવાં, એ મિથ્યાચાર છે; અને તે ચરૂથી કે વસ્ત્રથી ગાયનો બદલો જેમ વળવાનો નથી તેમ એવી શ્રદ્ધાથી યજ્ઞ પણ સંપૂર્ણ થવાનો નથી. ભીષ્મ કહે છે,—વેદ વચનનો પરાભવ કરવાથી કે શઠપણું કરવાથી કે કપટ કરવાથી કોઈ મોટા ફળને પામતો નથી; માટે તારી બુદ્ધિ એવી ન થશો અર્થાત્ શાસ્ત્રમાં વચનનું તાત્પર્ય તું કહે છે તેમ નથી. હે તાત ! વેદની શ્રુતિઓનું કહેવું એમ છે કે દક્ષિણા એ યજ્ઞનું અંગ છે; દક્ષિણા વિનાના યજ્ઞ કોઇ પ્રકારે યજ્ઞ કરનારને તારતા નથી. વેદમાં જે દક્ષિણા આપવાની કહી છે તેમાં આપનારની શક્તિની સમાનતા ઉપર વિચાર કરવાનો છે, પણ દક્ષિણાની રકમની સમાનતા ઉપર વિચાર કરવાનો નથી; બશેર સાથવો આપનારને અશ્વમેધ તુલ્ય ફળ મળે છે તે પ્રમાણે એક 'પૂર્ણપાત્ર'નું દાન પણ દરિદ્રના સંબંધમાં બારસો રૂપિયા દક્ષિણા બરોબર છે. માટે હે તાત ! ત્રણે વર્ણની પ્રજાએ વિધિ પ્રમાણે જરૂર યજ્ઞ કરવા. 'સોમ' એ બ્રાહ્મણોનો રાજા છે એવી વેદની શ્રુતિ છે એ સોમનો વિક્રય યજ્ઞાદિ કરવાના નિમિત્ત વિના, જીવિકા ચલાવવાના હેતુથી ન કરવો. સોમ વેચીને જે ધન આવે તે વડે કરેલો યજ્ઞ પણ 'યજ્ઞ'જ થાય છે, એમ ધર્માચરણ કરનારા ઋષિઓએ ધર્મવડે નિશ્ચય કરેલું છે. પુરૂષ, યજ્ઞ, અને સોમ એ ત્રણે જો ન્યાયથી ઉપાર્જન કરેલા હોય તો તે ફળદાયી થાય છે; પણ અન્યાયપણે ઉપાર્જન કરેલા હોય તો તે બીજાને કે પોતાને, કોઇને ફળ આપનારા થતા નથી. વેદમાં એવી શ્રુતિ સાંભળી છે કે મહાત્મા બ્રાહ્મણોએ દેહ ધારણ માત્ર કરીને કરેલા યજ્ઞ ઉત્તમ નથી; કેમકે તેમાં હિંસા થાય છે અને તેનો બદલો દક્ષિણા આદિકથી ભરપૂર વાળી શકાતો નથી, માટે તપ યજ્ઞથી પણ ઉત્તમ છે એવી વેદની ઉત્તમ શ્રુતી છે. હે વિદ્વાન્ ! તે તપ હું તને કહું છું તે મારાથકી સાંભળ. અહિંસા, સત્યવચન, સૌજન્ય, ઇંદ્રિય દમન, અને દયા, એ ગુણોને તપ કહે છે અને તે તપ શરીરનું શોષણ કરનારૂં નથી. વળી વેદને પ્રમાણ ન માનવા, શાસ્ત્રોની આજ્ઞાઓનું

ઉલ્લંઘન કરવું, અને સર્વ સ્થાનમાં વ્યવસ્થા છોડીને વર્તવું એ પુરૂષને પોતાનું નાશ કરનારૂં છે. હે અર્જુન ! દશ હોતાઓનું વિધાન કેવું છે તે હું તને કહું તે સાંભળ. યજ્ઞમાં જે સરવો હોય છે,—જેનાવડે આહુતી અને અગ્નિનું ઐક્ય થાય છે, તે માત્ર સરવોજ ન સમજવો પણ પરમાત્મામાં આત્માનું ઐક્ય કરવાના સાધનરૂપ યોગ સમજવો; તેમ જે હોમવાનુ દ્રવ્ય ઘૃત છે, તેને પરમાત્મામાં લય કરવાનું જે ચિત્ત, તે સમજવું. માટે જે જ્ઞાન છે તેજ અત્યંત પવિત્ર છે કેવળ યજ્ઞજ પવિત્ર છે એમ સમજવું નહિ. આ જગતની સર્વે વસ્તુઓ વક્ર અને મૃત્યુના સ્થાનભૂત છે; માત્ર બ્રહ્મનું સ્થાન વક્ર નથી પણ સરળ છે. એટલોજ જ્ઞાનનો વિષય છે, તે વિના બીજા વિશેષ લવારાથી શું ફળ થવાનું છે ?

सर्वंजिह्मंमृत्युपदंमार्जवंब्रह्मणःपदम् ॥

एतावानृज्ञानविषयःकिंप्रलापःकरिष्यति ॥ २१ ॥

इतिश्री महाभारते शां० रा० गु० भा० एकोनाशितितमोऽध्यायः ॥७९॥

---

युधिष्ठिरउवाच ॥ यदप्यल्पतरंकर्मतदप्येकेनदुष्करम् ॥

॥ पुरुषेणासहायेनकिमुराज्ञापितामह ॥ १ ॥

યુધિષ્ટિર કહે છે,—કોઈ કર્મ બહુ નાનું હોય તોપણ તે સહાય વિનાના એકલા પુરૂષથી બનવું મુસ્કેલ થઇ પડે છે. તો પછી હે પિતામહ ! રાજ્ય ચલાવવા સરખું મોટું કર્મ સહાય વિનાના એકલા રાજાથી બનવું મુસ્કેલ હોય એમાં શું આશ્ચર્ય ! માટે રાજાએ પ્રધાન રાખવો તે કેવા આચરણવાળો અને કેવા શીલવાળો જોઇએ ? કેવા પ્રધાન ઉપર રાજાએ વિશ્વાસ રાખવો અને કેવા પ્રધાન ઉપર વિશ્વાસ ન રાખવો ? ભીષ્મ કહે છે,—હે રાજન્ ! રાજાઓને ચાર પ્રકારના મિત્ર થઇ શકે છે. એક તો સહાર્થ એટલે,—આપણે બેએ થઈને આ શત્રુને ઉખેડી નાખવો, અથવા આપણે બેએ મળીને એનું રાજ્ય વેંહેચી લેવું, એમ સરત કરીને કરેલો મિત્ર તે સહાર્થ જાણવો; બીજો ભજમાન એટલે,—વંશ પરંપરા રાજ સેવા કરતો આવેલો હોય તે; ત્રીજો સહજ એટલે;—માસીનો પુત્ર વગેરે સગાઇના સંબંધવાળો;

અને ચોથો કૃત્રિમ એટલે,-ધન વગેરે આપીને કરેલો મિત્ર. એ વિના વળી એક પાંચમો સહાય હોઇ શકે; એટલે જે ધર્માત્મા હોય તે. તે સહાયમાત્ર ધર્મનોજ પક્ષપાતી હોય છે. એટલે જે તરફ ધર્મ દેખે તે તરફ સહાય કરે એવો હોય છે. તેમાં કોઇ તો પક્ષપાત વિનાનો હોય છે એટલે તે બન્નેમાંથી દરેકનો નિષ્પક્ષપાતે વાંધો પતાવવાને ઉદ્યુક્ત હોય છે. કોઇ બન્નેનો પક્ષ કરતો નથી પણ બન્નેના પૈસા ખાઇને કપટ કરે છે. કેટલાક એવા હોય છે કે અધર્મના સંગી થતા નથી; પરંતુ એક બીજાના ઉપર જય મેળવવાને ઇચ્છનારા રાજાઓ ધર્મ તથા અધર્મ બન્ને પ્રકારથી પોતાનું કાર્ય સિદ્ધ કરે છે, માટે તેમણે તેવા ધર્મસ્થ સહાયને જે રૂચિકર હોય તેજ વાત પ્રકાશ કરવી, અને જે રૂચતી ન હોય તે તેને પ્રકાશ કરવી નહિ. ચાર પ્રકારના મંત્રિઓમાંથી વંશપરંપરાથી મંત્રીપણું કરતો આવેલો પુરૂષ હોય તે તથા સગાઇ સંબંધથી સહાય કરનારો હોય તે, એ બે ભજમાન અને સહજ-ઉત્તમ મંત્રી સમજવા. પેહેલો અને છેલ્લો અથવા સહાર્થ અને કૃત્રિમ, એ બે નિરંતર શંકા કરવા જેવા છે. કેમકે સહાર્થ જો બળવાન્ હોય તો પ્રથમ સહાય કરીને ફળની વહેંચણી વખતે પોતેજ બધું લેઇ જાય; તેમ કૃત્રિમને શત્રુ જો વધારે ધન આપે તો તે અવશ્ય પેહેલા રાજાનો પક્ષ છોડી દે. તેમજ દુષ્ટ પ્રધાનનો નિગ્રહ કરવા વગેરે કાર્યમાં બીજા મંત્રીઓની સલાહ લીધા છતાં પણ તેવું કાર્ય પાંચે પ્રકારના મંત્રીઓની સમક્ષ કરવું નહિ. અર્થાત્ તે સર્વે પણ નિરંતર શંકા કરવા જેવા તો છેજ. મિત્રનું રક્ષણ કરવામાં અને કુમિત્રનો નાશ કરવામાં રાજાએ કોઇ વખત ગફલત રાખવી નહિ; કેમકે ગફલતવાળા રાજાનો લોકો પરાભવ કરે છે. દુર્જન પુરૂષ વખતે સજ્જન થાય છે અને સજ્જન પુરૂષ દુર્જન થાય છે; શત્રુ મિત્ર થાય છે અને મિત્ર દુશ્મન થઇ જાય છે; માટે કોઇ સ્થળમાં પણ સ્થિર વિશ્વાસ ન રાખીને રાજાએ કોશ, કિલ્લો, સેના, વગેરેનું રક્ષણ પ્રત્યક્ષજ કરવું. કેમકે પુરૂષનું ચિત્ત સર્વદા એક સરખું રહેતું નથી, માટે તેના ઉપર કોઇ વખત પણ સ્થિર વિશ્વાસ કોણ કરે ! માટે જે મુખ્ય કાર્ય હોય તે પોતાની નજર આગળ થવા દેવું જોઇએ. કોઇ સ્થળમાં અત્યંત વિશ્વાસ રાખવાથી તે સમૂળો ધર્મ

અને અર્થનો નાશ કરનારો થાય છે; તેમ સર્વત્ર અવિશ્વાસ રાખવાથી પણ મૃત્યુ પ્રાપ્ત થાય છે. સર્વત્ર અત્યંત વિશ્વાસ રાખવાથી અકાળ મૃત્યુ થાય છે; અને વિશ્વાસ ન રાખવાથી પણ નાશ પમાય છે; જેના ઉપર વિશ્વાસ કરવામાં આવે છે તેની મરજી ઉપર, વિશ્વાસ રાખનારના જીવતરનો આધાર રહે છે. માટે હે તાત ! કોના ઉપર વિશ્વાસ કરવો અને કોના ઉપર શંકિત થવું, એ નીતિની સનાતન ગતિ સારી રીતે લક્ષ્યમાં લેવી જોઇએ. પોતાના પછી રાજ્યગાદી જેને મળવાનો સંભવ હોય તેનાથી નિરંતર શંકાયુક્ત રહેવું; કેમકે વિદ્વાન પુરૂષો તેમને અમિત્ર માને છે. જેના ખેતરમાં થઇને બીજાના ખેતરમાં પાણી જતું હોય ત્યાં પ્રથમ ખેતરવાળાની ઇચ્છા ન હોય તો પાણીનો બાંધ તૂટી શકે નહિ. અર્થાત્ કોઈ મોટા તળાવનું પાણી પોતાનાં ખેતરોમાં રવી ન જાય માટે જે બાંધ બાંધ્યો હોય, તે બાંધને જો બાંધની પાસેના પેહેલા ખેતરવાળો તોડે નહિ તો બધાં ખેતરમાં જોઈતું પાણી મળે, પણ તે જો બાંધ તોડી નાખે તો પાણી ફરી વળવાથી બધાં ખેતરનો નાશ થઇ જાય. તેમ રાજ્યની સીમાનું રક્ષણ કરનાર જો સીમાનું બરાબર રક્ષણ કરે તો પરરાજ્યના શત્રુઓ દેશમાં આવી શકે નહીં; પણ વેપારની ઉત્તમ વસ્તુઓ દેશમાં આવવાથી દેશ આબાદ થાય પણ તે જો સીમાનું રક્ષણ ન કરે તો શત્રુઓ દેશમાં પેશીને રાજ્યને હાનિ કરે. માટે જો સીમાપાળથી ભય ઉપજે એમ હોય તો તેને શત્રુ જાણવો. શત્રુને કોપ ઉત્પન્ન કરવો કે તેને શાંત રાખવો સીમાપાળની ઇચ્છા ઉપર આધાર રાખે છે માટે તેનો પણ વિશ્વાસ કરવો નહીં. જે પુરૂષ રાજ્યની વૃદ્ધિથી તૃપ્ત થાય નહિ, પણ ક્ષય થવાથી અત્યંત દીન થઇ જાય, તો તેને ઉત્તમ મિત્ર સમજવો; પણ જો તે ક્ષય થવાથી દીનતા ન પામતો હોય તો તેને શત્રુ સમજવો. વળી રાજા જેને જોઈને એમ ધારતો હોય કે મારા અભાવથી (મારો નાશ થવાથી) એનો પણ નાશ થાય એમ છે, તો જેમ પુત્ર પિતાનો વિશ્વાસ કરે તેમ રાજાએ તે પુરૂષનો વિશ્વાસ કરવો. એવા મિત્રની રાજાની પોતાની સત્તા વધવાની સાથે સર્વ પ્રકારે વૃદ્ધિ કરવી. જે મિત્ર ધર્મવાળાં કૃત્યમાં પણ રાજ્યને કલંક લાગતું જોઇને તેથી રાજાને અટકાવતો હોય તેના ઉપર વિશ્વાસ

કરવો; કેમકે રાજ્યને કલંક લાગવાથી જે ભય પામતો હોય તેનામાં તે ઉત્તમ મિત્રનું લક્ષણ છે એમ જાણવું, પણ જે રાજાનું કલંક જોવાને ઇચ્છા રાખે છે તે તેના શત્રુઓ જાણવા. જે મિત્ર આફત આવવાથી નિરંતર ભય પામતો હોય અને સમૃદ્ધિ પ્રાપ્ત થયાથી પણ જેની મતિ દોષ પામતી નથી, એવા મિત્રને આત્મસમાન મિત્ર જાણવો. જે પુરૂષનાં રૂપ, વર્ણ અને વાણી સુંદર હોય, જે સહનશીલ અને બીજાની આબાદી જોઇને કલેશ ન પામનારો હોય, જે કુળવાન હોઇને કુળવાનને યોગ્ય ગુ-ણોથી યુક્ત હોય, તેને રાજાથી બીજી પદવીનો પ્રધાન સમજવો. વળી જે બુદ્ધિશાળી સ્મૃતિવાળો, નિપુણ, અને સ્વભાવિક રીતેજ સૌજન્ય ગુણવાળો હોય, જેને માન આપ્યું કે ન આપ્યું છતાં પણ કોઇ વખત દૂભાય નહિ એવો હોય, એવો હોઇને પછી ગમે તો તે ઋત્વિક્ હો, અથવા આચાર્ય હો, અથવા અત્યંત સ્તુતિ કરવા યોગ્ય તારો મિત્ર હો, પણ તેનું તારે પરમ પૂજન કરીને ( માન સન્માન કરીને ) તેને તારા ઘરમાં રાખવો યોગ્ય છે. તેને તારે પરમ મંત્રરૂપ જાણવો અને ધર્મ[1] તથા અર્થનાં કાર્યમાં પ્રકૃ-તિરૂપ જાણવો. જેમ પિતાને વિષે વિશ્વાસ કરી શકાય તેમ તેના ઉપર તારે વિશ્વાસ રાખવો. એક બાબતમાં બે કે ત્રણ અધિકારી નિમવા નહિ; કેમકે તેઓ એક બીજાનું કરેલું ઉથાપી નાખે છે. એકજ વિષયમાં મનુષ્યોના મતભેદ સર્વકાળ પડે એવો નિયમજ છે. અર્થાત્ એક અધિકારીના ગુણ દોષ જાણવાને પણ બીજો અધિકારી નિમવો નહિ, પરંતુ પોતાના ચાર (દૂતો) વડે કરી તેમના ગુણદોષ જાણવા. જે માણસને કીર્તિ મુખ્ય-ત્વે કરીને પ્રિય હોય, નીતિની મર્યાદામાં રહેવાની જેને ટેવ હોય, સમર્થ પુરૂષોની સાથે જે વૈર ન કરતો હોય, જે કોઈ પ્રકારનો અનર્થ ન કરતો હોય જે કામ, ભય, લોભ કે ક્રોધથી ધર્મનો ત્યાગ ન કરે એવો હોય, કાર્યમાં નિપુ-

૧ સાત પ્રકારના પ્રકૃતિઓ આ પ્રમાણે છે,–દુર્ગાધ્યક્ષ ( કોટવાળ ), બલાધ્યક્ષ (સેનાપતિ) ધર્માધ્યક્ષ, રાજા, પુરોહિત, રાજવૈદ્ય, રાજકુળનો જોશી, એ સાત પ્રકૃતિઓમાં ધર્માધ્યક્ષ એ ધર્મપ્રકૃતિ જાણવો. તેમજ દ્રવ્યપ્રાપ્તિના આઠ માર્ગ છે. જેવા કે ખેતી, વેપાર, ગઢ, સેતુ, હાથી પાળવા, ખાણ ખોદાવવી, કર લેવો અને નવાં ગામ વસાવવાં એ કામમાં યોજેલા તે અર્થ પ્રકૃતિ જાણવા.

ણુ અને પોતાનું બોલેલું પરિપૂર્ણ કરવાનો જેનો સ્વભાવ હોય તે તારો પ્રતિનિધિ (એટલે પ્રધાન) થઇ શકે, વળી કુળવાન, શીલવાળો, સહનશીલ બડાઇ નહીં મારનારો, શૂરો, સજ્જન, વિદ્વાન, કરવા ન કરવાનો વિવેક કરી જાણવામાં કુશળ, એવા ગુણવાળા જે પુરૂષો હોય તેમને તારે પ્રધાન કરવા તથા સર્વે કર્મમાં તેમની યોજના કરવી. તેમનો આદરસત્કાર કરવો અને તેમને રૂડી રીતે પગાર આપવો; તેમને સારી સહાય આપીને તેમને ઘટે તેવાં કાર્યમાં તેમને યોજ્યા હોય તો તે કાર્ય સંપૂર્ણપણે અને સારી રીતે તેઓ કરે છે. તેમને મોટાં કર્મમાં યોજ્યા હોય તો તેઓ તેમાંથી બહુ કલ્યાણકારી ફળ પેદા કરે છે. તે સર્વે એક બીજાની સ્પર્ધા કરીને કર્મ કરે છે. તથા અરસપરસનાં કાર્ય જોઇને અર્થ સિદ્ધ કરવામાં યત્ન કરે છે, વળી જેમ મૃત્યુથી બીહીવું ઘટે છે તેમ સર્વ કાળ તારે તારા જ્ઞાતિબાંધવોથી ભય જાણ્યા કરવું; કેમકે પાડોશના રાજ્યવાળા રાજાની પેઠે તારી રાજ્ય સમૃદ્ધિ જોઇને તેઓ તેને સર્વકાળ સહન કરી શકતા નથી. સરળ અને કોમળ સ્વભાવના, દાનશીલ, મર્યાદશીલ, અને સત્યવાદી રાજાનો વિનાશ જોઇને તેનાં જ્ઞાતિજન સિવાય બીજું કોઇ ખુશી થતું નથી. તેમ જ્ઞાતિ વિનાના બીજા પુરૂષો પણ સુખકારક નથી. તેમ તેમની અવજ્ઞા પણ કરવી ઘટતી નથી. પોતાની જ્ઞાતિનો ન હોય તેવા પુરૂષનો બીજા લોકો પરાભવ કરે છે. બીજાઓ જ્યારે તેનો તિરસ્કાર કરે છે ત્યારે જ્ઞાતિજનજ તેને આશ્રય આપનાર થઇ પડે છે; કેમકે જ્ઞાતિના પુરૂષો પોતાની જ્ઞાતિના એકનો બીજાએ તિરસ્કાર કર્યો હોય તો તે કોઇ પ્રકારે પણ સહન કરી શક્તા નથી. ગમે તો તેનો તિરસ્કાર તેના બાંધવોએ કર્યો હોય, તથાપિ તે એમ સમજે છે કે એ તો આપણોજ તિરસ્કાર થયો. એ પ્રમાણે જ્ઞાતિમાં ગુણ પણ છે અને અવગુણ પણ છે. જ્ઞાતિ સિવાય બીજો કોઇ મદદ પણ કરતો નથી કે નમસ્કાર પણ કરતો નથી; તે બન્ને વાનાં જ્ઞાતિવર્ગમાંજ દેખાય છે, માટે જ્ઞાતિવર્ગ સારો છે અને માઠો પણ છે. માટે વાણી અને કર્મવડે કરીને જ્ઞાતિજનનું માન રાખવું તથા તેમનું પૂજન કરવું, તેમજ તેમનું બને તેટલું પ્રિય કરવું પણ તેમનું કાંઇ પણ અપ્રિય તો કદાપિ કરવું નહિ, જાણે તું તેમનો વિશ્વાસ રાખતો હોય તેવું દેખાડીને અંદરખાનેથી વિશ્વાસ

ન રાખીને તેમની સાથે સર્વદા વર્તવું; કેમકે ગુણ સાથે મિશ્ર થયેલો દોષ નિરૂપણ કરીને દેખાડી શકાતો નથી. સાવધાની રાખીને એ પ્રમાણે વર્તનારા પુરૂષના શત્રુઓ પણ પ્રસન્ન થાય છે અને તેના મિત્ર થાય છે. જે પુરૂષ પોતાના જ્ઞાતિ અને સંબંધીના સમુદાયમાં, મિત્રોમાં અને શત્રુઓમાં એ પ્રમાણે નિરંતર વર્તે છે તેનો યશ ઘણા કાળ સુધી સ્થિર થાય છે.

यएवंवर्ततेनित्यंज्ञातिसंबंधिमंडले ॥

मित्रेष्वमित्रेमध्यस्थेचिरंयशासितिष्ठति ॥ ४१ ॥

इतिश्री महाभारते शां० रा० गु० भा० अशीतितमोऽध्यायः ॥ ८० ॥

---

**युधिष्ठिरउवाच** ॥ एवमग्राह्यकेतस्मिनज्ञातिसंबंधिमंडले ॥

॥ मित्रेष्वमित्रेष्वापिचकथंभावोविभाव्यते ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—એ પ્રમાણે જ્ઞાતિ અને સંબંધીઓનો સમુદાય વશ કરવાને અશક્ય છે અને જ્યારે તેઓ માંહોમાંહો સ્પર્ધા કરતા હોય ત્યારે તેમાંથી એકનો આદર કરવાથી બીજાનો કોપ થાય. એ રીતે થવાથી જે મિત્ર હોય તે પણ શત્રુ થાય. ત્યારે તે સર્વનાં ચિત્ત શી રીતે વશ કરવાં? તે કહો. ભીષ્મ કહે છે,—આ સ્થળમાં પણ વાસુદેવ અને દેવર્ષિ નારદના સંવાદના પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. વાસુદેવ કહે છે,—હે નારદ! પરમ ગુહ્ય વાર્તા જે મિત્ર ન હોય તેને કહેવી ઘટતી નથી; મિત્ર હોઇને જે મૂર્ખ હોય તેને પણ કહેવી ન જોઇએ; તેમ પંડિત હોઇને જે મનને વશમાં ન રાખી શકતો હોય તેને કહેવી ઘટતી નથી. હે નારદ! હે સ્વર્ગમાં ગમન કરનાર! એટલા માટે તારી મિત્રતા ઉપર વિશ્વાસ રાખીને કાંઇક હું તને કહેવાને ઇચ્છું છું; કેમકે જે કાંઇક પૂછવું જોઇએ તે સામાનું તમામ બુદ્ધિબળ જાણ્યા પછીજ પૂછવું જોઇએ. ઇશ્વરપણાનું કથન કરવાવડે જ્ઞાતિજનનું દાસત્વ હું કરતો નથી; પણ મને જે ભોગ પ્રાપ્ત થાય છે તેમાંથી અર્ધોઅર્ધ જ્ઞાતિજનને આપીને તથા તેમનાં કટુવચનની ક્ષમા કરીને હું તેમનું દાસત્વ કરૂં છું. પણ જ્ઞાતિજન જાણે અગ્નિ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી અરણીનું મથન કરે તેમ મારા હૃદયનું મથન કરે છે.

વાણીવડે તેઓ જે કડવાં વચન બોલે છે તે મને નિરંતર બાળ્યા કરે છે. એટલે જેમ અક્રુર કહે છે કે આહુકના સ્નેહને લીધે કૃષ્ણ મારો દ્વેષ કરે છે; અને આહુક કહે છે કે અક્રુરના સ્નેહને લીધે કૃષ્ણ મારો દ્વેષ કરે છે, સંકર્ષણ (બળરામ)માં હમેશાં બળ રહેલું છે. ગદમાં સુકુમારપણું નિરંતર રહેલું છે, પ્રદ્યુમ્ન રૂપવડે મદવાળો છે, તેથી હે નારદ! હું સહાય વિનાનો છું. હે નારદ! અંધક, વૃષ્ણિ, વગેરે બીજા બધા નિરંતર ઉદ્યોગથી સંપન્ન છે, માટે તેઓ બળવાન છે, મોટા ઉત્સાહવાળા છે, અને ઘણા ભાગ્યવાળા છે, જેમની સહાયમાં તેઓ ન હોય તે નાશ પામે અને જેમના પક્ષમાં તેઓ હોય તેમને સર્વ વસ્તુ પ્રાપ્ત છે; પણ હું તો તે બન્નેમાંથી એકે પક્ષમાં મળી શકતો નથી કેમકે તેમ કરવાથી બીજા પક્ષવાળાનો મારા ઉપર કોપ થાય. હવે બન્ને કુળવાળા પરસ્પર યુદ્ધ કરે છે તેમાં હું જો મધ્યસ્થ થઇને તેમને વારવા જાઉં તો બે પાડા લડતા હોય તેમની વચ્ચે પડનારનો જેમ નાશ થાય તેમ મારો પણ થાય એથી મોટું દુઃખ કયું? જો તે બન્નેમાંથી એકેનો પક્ષ ન કરતાં હું મધ્યસ્થ રહું તો તે બન્ને પક્ષવાળા મને શત્રુ ધરે છે, એથી પણ મોટું દુઃખ કયું છે? હે મોટી બુદ્ધિવાળા નારદ! માટે જુગાર રમનારા બે ભાઇઓની માતાની પેઠે મારે હવે એકનો જય અને બીજાનો પરાજય ઇચ્છવો પડે છે. હે નારદ! આ રીતે બન્ને પ્રકારથી હું કલેશ પામું છું, માટે મારૂં અને મારા જ્ઞાતિ સંબંધિઓનું જે રીતે શ્રેય થાય તે રીતે મને કહેવું ઘટે છે. નારદ કહે છે,—હે કૃષ્ણ! આપત્તિઓ બે પ્રકારની છે, એક બાહારની અને બીજી અંતરની તેમાં બહારની આપત્તિઓ બીજા લોકોથી ઉત્પન્ન થાય છે અને અંતરની આપત્તિઓ પોતાની ભૂલથી અથવા જ્ઞાતિજનોથી પેદા થાય છે. હે કૃષ્ણ! તેમાંની તમને પોતાના કર્મથી ઉત્પન્ન થયેલી આ જે આપત્તિ નડે છે તે અંતરની આપત્તિ છે; કેમકે તે અક્રુર અને ભોજથી ઉપજેલી છે તથા તે સર્વે તેના વંશજ છે; પ્રથમ તમે અર્થના હેતુથી કે કોઇ ઇચ્છા પૂર્ણ કરવાના હેતુથી કે કોઇની કડવી વાણી સાંભળીને ઉપજેલા ક્રોધથી પોતાને મળેલું ઐશ્વર્ય બીજાને આપ્યું; હવે તે ઐશ્વર્યનાં મૂળ ઊંડાં ચોટ્યાં અને તેનું

વૃક્ષ થયું; વળી તે 'જ્ઞાત' એવા શબ્દથી સહાયતા પામ્યું; હવે જેમ ઓકેલું અન્ન હોય તેમ તમારાથી તે પાછું લેઈ લેવું શકય નથી. બભ્રુ અને ઉગ્રસેનનું રાજ્ય તમારાથી કોઇ પ્રકારે પાછું લેઇ શકાવાનું નથી. હે કૃષ્ણ! તેમાં વળી જ્ઞાતિમાં ભેદ થવાના ભયથી તમારાથી તો વિશેષે કરીને તે લેઇ શકાવાનું નથી. કદાચિત્ મહા દુષ્કર કર્મ કરીને મોટા પ્રયત્નથી તે રાજ્ય તમે લેઇ શકો–તમારો પ્રયત્ન સિદ્ધ થાય, તો પણ તેમાં શું? તેમાંથી કાં તો મોટો ક્ષય નિપજે, મોટો ખરચ થાય, કે ફરીને પાછો તે રાજ્યનો નાશ થાય. માટે હવે તો વગર લોઢાનું, કોમળ અને હૃદયને કાપનાર, એવું હથિયાર લેઇને તેમની રીસ મટાડીને અને પ્રીતિ સંપાદન કરીને તેમની જીભ ખેંચી કાઢો. અર્થાત્ તેમને તમારાથી વિરૂદ્ધ બોલતાં બંધ કરો. વાસુદેવ કહે છે,–હે મુનિ! જે હથિયારથી તેમની રીસ મટાડીને અને પ્રીતિ સંપાદન કરીને હું તેમને વિરૂદ્ધ વચન બોલતાં બંધ કરૂં એવું કોમળ અને વગર લોઢાનું હથિયાર શી રીતે ઓળખી શકું? નારદ કહે છે,–શક્તિ પ્રમાણે નિરંતર તેમને ભોજન કરાવવું, સહનશીલતા રાખવી, સરલતા રાખવી, કોમળ સ્વભાવ રાખવો, તથા જેની જેવી યોગ્યતા તે પ્રમાણે તેમનો આદર સત્કાર કરવો એ વગર લોઢાનું શસ્ત્ર જાણવું. વળી પોતાની જ્ઞાતિના લોકો કડવાં તથા હલકાં વચન બોલવાની ઇચ્છાવાળા થાય, ત્યારે તમારે મિષ્ટ વાણીવડે તેમનાં વચનને, દુષ્ટ નિશ્ચયવાળા હૃદયને અને નઠારા સંકલ્પવાળાં તેમનાં મનને શમાવવાં, જે મહાપુરૂષ હોતો નથી, જેણે મનને જીત્યું નથી અને જે સહાય વિનાનો છે, તે મોટી ધૂંસરી ઉપાડી શકતો નથી; પણ તમારે તે છાતી ઉપર લેઇને વહન કરવી ઘટે છે. અર્થાત્ ક્ષમાવડે તે સર્વ સહન કરવું જોઇએ છીએ. જ્યાં સુધી સમાન રસ્તો હોય ત્યાં સુધી તો ગમે તેટલો ભાર હોય તોપણ સર્વે બળદીયા ખેંચી જાય છે, પણ જ્યારે અઘરો રસ્તો આવે ત્યારે જે ખેંચી ન શકાય તેવો ભાર જોરાવર અને જાતવાન બળદ હોય તેજ ખેંચી શકે છે. હે કેશવ! જ્ઞાતિ જનમાં કલહ પેસવાથી સર્વે સમુદાયનો વિનાશ થશે અને તમે સર્વે સમુદાયમાં મુખ્ય છો; માટે જે રીતે કરવાથી તમને આશરીને આ સમુદાય નાશ ન પામે તેમ કરો. જ્ઞાનવાન

પુરૂષમાં જે ગુણ રહેલા છે તે બુદ્ધિ અને ક્ષમા વિના બીજા કશામાં રહેલો નથી, તેમ ઇંદ્રિય નિગ્રહ અને ધનનો ખરચ કરવો, એ બે શિવાય પણ બીજા કશામાં રહેલો નથી. પોતાના પક્ષની ઉન્નતિ થાય તેમ કરવું તે સાબાશી આપનારૂં, યશ આપનારૂં, અને આયુષ્યની વૃદ્ધિ કરનારૂં છે; માટે હે કૃષ્ણ! જે રીતે કરવાથી જ્ઞાતિ જનનો વિનાશ ન થાય તેમ કરો. હે પ્રભો! ભાવિ સમયમાં શું બનશે તથા તેવો કાળ પ્રાપ્ત થયે શું કરવું તે, તેમજ ષાડ્ગુણ્ય (રાજનીતિના છ ગુણો)ની યોજના કરવાવડે શત્રુ રાજા ઉપર ચઢાઇ કરવી અથવા દેશ જીતવા નીકળવું, તે પણ તમારૂં અજાણ્યું નથી. હે મહાબાહો! યાદવ, કુકુર, ભોજ, સર્વે અંધક, વૃષ્ણિઓ, તથા સઘળા લોક અને લોકના ઇશ્વરો પણ તમારેવિષે આસક્ત છે. હે માધવ! ઋષિઓ પણ તમારી બુદ્ધિનું ઉપાસન કરે છે. તમે સર્વ લોકના ગુરૂ છો તથા ભૂત ભવિષ્ય સર્વનું તમને જ્ઞાન છે. યાદવોમાં શ્રેષ્ઠ એવાનો તમારો આશ્રય પામીને યાદવો સુખે કરીને વૃદ્ધિ પામે છે.

त्वंगुरुः सर्व भूतानां जानीषेत्वंगतागतम् ॥
त्वामासाद्ययदुश्रेष्ठमेधंतेयादवाःसुखम् ॥ ३० ॥

इतिश्री महाभारते शांतिपर्वाणि राजधर्मानुशासनपर्वाणि वासुदेवनारदसंवादो नाम गुर्जरभाषायां एकाशीतितमोऽध्यायः ॥८१॥

**भीष्मउवाच** ॥ एषाप्रथमतोवृत्तिर्द्वितीयांश्रुणुभारत ॥
॥ यःकश्चिज्जनयेदर्थराज्ञारक्ष्यःसदानरः ॥ १ ॥

ભીષ્મ કહે છે,–હે ભારત! પ્રધાનોને મિષ્ટાન્ન જમાડવાં, સહનશીલતા રાખવી, સરળતા રાખવી, એ વગેરેથી તેમનું સન્માન કરવાનું તને મેં કહ્યું છે, એ પ્રથમ આચરણ છે; હવે હું તને બીજું આચરણ કરવાનું કહું તે સાંભળ. જે કોઇ પુરૂષ રાજાના ભંડારમાં વધારો કરે તે પુરૂષનું રાજાએ નિરંતર રક્ષણ કરવું જોઇએ. વળી પોતાનો સેવક હોય અથવા સેવક ન હોય પણ જે માણસ રાજાના ભંડારમાંથી કોઇ પ્રધાન કે અધિકારી તેમાંથી ધન લઇ જતો હોય, અને એ રીતે નાશ પામતો રાજાનો

ભંડાર જોઇને તે વાત આવીને રાજાને જાહેર કરે તો હે યુધિષ્ઠિર ! રાજાએ તેનું તે કહેવું એકાંતમાં સાંભળી લેવું જોઇએ, અને પ્રધાનોથી તેનું રક્ષણ કરવું જોઇએ. કેમકે હે ભારત ! જે અમાત્યો રાજાના ધનનું હરણ કરે છે તે તેના ઘણા ધનનો નાશ કરે છે. અને રાજાના ભંડારનો નાશ કરનારા તેઓ સર્વે એકઠા મળીને રાજાના ધન ભંડારનું રક્ષણ કરનારને પીડા કરે છે. અને એ રીતે રાજાનો ભંડાર તથા તેનું રક્ષણ કરનાર જો રાજા તરફથી રક્ષણ ન પામે તો નાશ પામે છે. આ વિષે કાલકવૃક્ષીય મુનિએ કોશલદેશના રાજાને જે કહ્યું હતું તે સંબંધી પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. અમે સાંભળ્યું છે કોશલ દેશના રાજા ક્ષેમદર્શી પાસે એક વખત કાલકવૃક્ષીય મુનિ ગયા હતા. તે મુનિ એક કાગડાને પાંજરામાં ઘાલીને પ્રધાનોના દોષ રાજાને દેખાડવાના હેતુથી ઉદ્યોગી થઇને ક્ષેમદર્શી રાજાના બધા મુલકમાં વારંવાર ફરતા હતા. તે બોલતા હતા કે હે લોકો! તમે કાકવિદ્યા શીખો; કેમકે મારા કાગડા ભૂત, વર્તમાન અને ભવિષ્યની તમામ વાત કહે છે. એ પ્રમાણે ઘણાક પુરૂષોને લેઇને તે દેશમાં ફરતો હતો અને તેમાં તેણે રાજાએ નીમેલા સર્વ અધિકારીઓનાં રાજાનું ધન હરણ કરવારૂપ પાપ કર્મ જોયાં. તે રાજાના દેશમાં થતી તમામ ખટપટો જાણી તથા તે તે સ્થળમાં રાજાએ ઠરાવેલા રાજસેવકો જે દ્રવ્ય મારી ખાતા હતા તે પણ જાણ્યું. પછી પ્રશંસા કરવા યોગ્ય છે આચરણ જેનું એવો તે મુનિ 'હું સર્વજ્ઞ છું' એમ બોલતો બોલતો કાગડાને લેઇને રાજાને મળવા ગયો. તે રાજસભામાં કોશલેશ્વરની પાસે આવીને અલંકારયુક્ત બેઠેલા રાજાના અમાત્યને કાગડાના વચન ઉપરથી કહેવા લાગ્યો કે અમુક જગોએ તેં આટલું ધન ચોર્યું છે, અને તે વાત ફલાણો ફલાણો જાણે છે કે તેં રાજાના ભંડારમાંથી ધન લીધું છે. એ પ્રમાણે આ કાગડો કહે છે માટે ઉતાવળે તે વાતની તપાસ કરો. તેજ પ્રમાણે બીજા પણ જે રાજદ્રવ્ય ખાઇ જનારા હતા તેમને તેણે કહ્યું અને બોલ્યો કે, આ કાગડાનું વચન અસત્ય હોય એમ કોઇ જણાએ સાંભળવામાં આવ્યું નથી. હે કૌરવના ધુરંધર! તેનું વચન સાંભળીને કલંકયુક્ત થયેલા તે સર્વે રાજસેવકોએ રાત્રે અંધારામાં કાગડો ઊંઘી ગયો હતો ત્યારે તેને તીર

મારીને વીંધ્યો. બીજે દિવસે સવારમાં પાંજરામાં બાણવડે ભેદાયલા કાગડાને જોઇને તે બ્રાહ્મણે ક્ષેમદર્શી રાજાને જઇને કહ્યું કે હે રાજન્ તમે સર્વના ઇશ્વર છો અને પ્રાણ તથા ધનના સ્વામી છો; હું તમારી પાસેથી અભય દાનની યાચના કરૂં છું, કેમકે મિત્રને અર્થે મનમાં અત્યંત સંતાપ પામીને તમારી પાસે સંપૂર્ણ ભક્તિથી આવ્યો છું; માટે તમારી આજ્ઞા હોય તો તમારા હિતનું વચન હું તમને કહું. જેમ જાતવાન અશ્વને સારથી સમજાવે છે તેમ, તમને મિત્ર જાણીને તમારૂં ધન હરાતું દેખીને જે ખમી ન શકતો હોય તે અતિ ક્રોધવાળો થઇને અને તેથી બળાત્કારે પ્રેરાઇને તમારા હિતને અર્થે જે કાંઇ વચન બોલે, તેવા પુરૂષના વચનની, તમારા સરખા સ્નેહવાળા, પોતાની મહત્તાને જાણનારા, ઐશ્વર્યની ઇચ્છા રાખનારા અને આબાદી ઇચ્છનારા પુરૂષે ક્ષમા કરી ઘટે છે. તે સાંભળીને રાજાએ ઉત્તર આપ્યો કે તમે મને જે કાંઇ કહેશો તે સાંભળીને પોતાનું હિત ઇચ્છતો હું તે વચનની ક્ષમા કેમ નહિ કરૂં વારૂ? હે બ્રાહ્મણ! હું તમારા આગળ પ્રતિજ્ઞા કરૂંછું કે તમે જે વચન અમને કહેશો તે અમે કરીશું, માટે હે વિપ્ર! તમે જે ઇચ્છતા હો તે બોલો. મુનિ કહે છે,-તમારા રાજ્યમાં પાપકર્મ કરનારા તથા પાપકર્મ નહિ કરનારા કોણ કોણ છે તથા તમારા સેવકોથકી તમને શાં શાં ભય છે, તે સર્વ જાણી લેઇને તમારા ઉપરની મારી પ્રીતિને લીધે સર્વે વર્તમાન તમને વિદિત કરવાને હું તમારી પાસે આવેલો છું. રાજાનું સેવન કરનારાઓનો દોષ તો આચાર્યોએ પ્રથમથીજ કહેલો છે; કેમકે રાજાનું સેવન કરનારાઓની, અવગતિઆઓના સરખી પાપરૂપ ગતિ થાય છે; જેમનો સમાગમ રાજા સાથે છે, તેમનો સમાગમ સર્પોની સાથે છે એમ જાણવું: કેમકે રાજાને ઘણા મિત્ર હોય છે તેમ ઘણા દુશ્મન પણ હોય છે. તે સર્વેથકી રાજાનું સેવન કરીને જીવિકા ચલાવનારને ભય છે એમ કહેલું છે. હે રાજન! તેજ પ્રકારે તેમને રાજાથી પણ એક મુહૂર્તમાં ભય ઉત્પન્ન થાય છે. રાજાની સેવા કરનારે અત્યંત પ્રમાદ કરવો શક્ય નથી માટે જે પોતાનો અભ્યુદય ઇચ્છતો હોય તેણે કોઇ પ્રકારે પણ રાજસેવામાં પ્રમાદ કરવો નહિ. પ્રમાદ કરવાથી રાજા તેણે (પ્રમાદ કરનારા સેવકે) કરેલા પ્રાછલા બધા ઉપકાર ભૂલી જાય છે, અ-

ને રાજા તે પ્રમાણે ઉપકાર ભૂલી ગયો અને દ્વેષ કરવા લાગ્યો એટલે જીવતરનો અંત આવે છે. જે મનુષ્ય પૂરેપૂરો પ્રવીણ ન હોય પણ ગાફલ હોય તે જો રાજાની સેવા કરવા જાય તો પ્રદીપ્ત થયેલા અગ્નિની પાસે બેસનાર ગાફલ માણસ જેમ બળી જાય છે તેમ નાશ પામે. માટે ક્રોધ પામેલા સર્પના જેવો રાજાને માનીને પ્રાણ તથા ધનના માલિક રાજાને મનુષ્યે જીવતરની આશા છોડીને નિરંતર ઘણા યત્નથી સેવવો. રાજાને સેવનારા પુરૂષે રાજાના દુર્વચનથી શંકા રાખવી, તેમજ રાજાની ઉભા રહેવાની રીતિ, ઉપર રહીને જોવાની રીતિ, બેસવાની રીતિ, ચાલવાની રીતિ, શરીરના ચાળા અને શરીરનાં ચેષ્ટિત, એ સર્વે વિલક્ષણ જોઇને પણ શંકા રાખવી. જો રાજાને પ્રસન્ન કરી શકાય તો તે પ્રસન્ન કરેલા દેવતાની પેઠે સર્વે અર્થ સિદ્ધ કરી આપેછે, તથા જો તે ક્રોધ પામે તો અગ્નિની પેઠે મૂળ સહિત બાળી પણ નાખે છે. હે રાજન્! એ પ્રકારે મયાસુરે નીતિ કહેલી છે, અને તે ખરી પણ છે. હવે હું પણ તારો મોટો અર્થ વારંવાર કરીશ. અમારા સરખો અમાત્ય આપત્તિકાળમાં બુદ્ધિથકી સહાય કરી શકે છે. હે રાજન્! મારો કાગડો પણ યથાર્થ કાર્ય કરનારો હતો, તેમ હું પણ છું; પણ તારા પ્રધાનોએ પોતાના દોષ ઉઘાડા થવાથી તેને જેમ માર્યો તેમ મને પણ તેઓ મારશે એમ હું તર્ક કરૂં છું. હવે એ કામમાં મારે તમારી નિંદા કરવા જેવું નથી અથવા જેઓને તમે પ્રિય છો, તે પણ નિંદા કરવા જેવા નથી; પણ તમારૂં હિત કરનારા કોણ છે તથા અહિત કરનારા કોણ છે, તેમને તમારે ઓળખવા જોઇએ. તમારે પરોક્ષ બુદ્ધિવાળા થવું ઘટારત નથી. તમારા ઘરમાં જે પુરૂષો પ્રાણીઓનું અકલ્યાણ ઇચ્છનારા તથા તમારૂં ધન ગ્રહણ કરવામાં તત્પર થઇને વસે છે, તેમણે મારી સાથે વૈર કરેલું છે. જે માણસ તમારો નાશ થવાથી તમારી પછી તમારી રાજ્યગાદી મળવાની ઇચ્છા રાખે છે, તે માણસ આવા તમારા ઘરના પુરૂષો સાથે સંધિ કરીને પોતાના કાર્યમાં સિદ્ધ થાય, બીજે પ્રકારે સિદ્ધ થઇ શકે નહિ. અર્થાત્ તમારા ચાકર, નોકર, રસોઇઆ વગેરેની સાથે મસલહત કરીને વિષ આદિકથી તમારો નાશ કરે, પછી આયુષ્ય બળવાન હોય તો તમે ઉગરો. હે રાંજન્! તેમનાજ ભયથી હું હવે અહીંથી બીજી જગોએ જઇશ. હે રા-

જન્! તેમણે તો તે બાણ મારા ઉપરજ તાકયો હતો, પણ તે કાગડા ઉપર પડ્યો. મતલબ કે કાગડાની પેઠે મારી પણ અવસ્થા તેઓ કરશે. જેને કાંઇ ઇચ્છા નથી એવાને-મારા તે કાગડાને કપટ પ્રપંચ કરવાની ઇચ્છાવાળા પુરૂષોએ મારી નખાવ્યો છે; હે રાજન્! તે મેં તપવડે વિશાળ થયેલાં નેત્રવડે જોયું. જાણે મોટા વૃક્ષ, પાષાણ અને કાંટાવાળી તથા સિંહ અને વાઘથી સમાકુલ હિમાચલની કોઇ ન જવાય એવી અને ન સહન કરાય એવી ગુફા હોય નહિ, તેવી, અનેક મત્સ્ય, મગર, ગ્રાહ અને તિમિંગિલ મત્સ્યના સમુદાયથી યુક્ત, તારા રાજ્યરૂપી નદી, પોતાનું મૃત્યુ સંપાદન કરનારા મૂર્ખ કાગડારૂપી સહાયથી હું તરી ગયો છું. (અર્થાત્ એવી નદીમાં તારનાર તારાના મરણથી જેમ તરનારો પણ મરે તેમ હું મરી ગયો છું.) અંધકારમય કિલ્લામાં પ્રવેશ કરવો હોય તો અગ્નિનો પ્રકાશ લેઇને તેમાં પ્રવેશ કરી શકાય તથા જળમધ્યે દુર્ગ હોય તો તેમાં વહાણમાં બેશીને જઇ શકાય, પણ રાજારૂપી કિલ્લામાં પ્રવેશ કરવાનો ઉપાય પંડિતો જાણતા નથી. તમારૂં રાજ્ય કપટરૂપ અંધકારયુક્ત છે તથા તેથી મહા ગહન છે. એ રાજ્યમાં તમારે પણ વિશ્વાસથી રહેવું શકય નથી તો પછી મારે રહેવું શકય હોય એમ કયાંથી બને? એટલા માટે આ સ્થળમાં વાસ કરવો યોગ્ય નથી કેમકે સારૂં અને માઠું બન્ને વાનાં અહીં સરખાં છે. આ સ્થળમાં સત્કર્મ કરનારનો તેમ દુષ્કર્મ કરનારનો એક સરખોજ વધ થાય છે એમાં સંશય નથી. દુષ્કર્મ કરનારનો વધ કરવામાં આવે તે તો ન્યાય છે, પણ સત્કર્મ કરનારનો વધ કોઈ પ્રકારે પણ યોગ્ય નથી; માટે આ દેશમાં હવે લાંબો વખત રહેવું યોગ્ય નથી, પણ જે ડાહ્યો હોય તેણે તો ઉતાવળેજ અહીંથી ભાગી જવું ઘટેછે. જેમ ઘણા વમળવાળી સીતા નામે નદીમાં ગમે તે નાવ હોય પણ ભાગીજ જાય છે, તેમ આ તારા રાજ્યને પણ હું તેવું સમજું છું. આ રાજ્ય સર્વેનો નાશ કરનાર પારધીના ફાંદા જેવું છે. હે રાજન્! મધુપાન કરીને પડવારૂપ તું છે અથવા વિષસહિત ભોજનરૂપ તું છે. તારી સ્થિતિ અસત્ પુરૂષના જેવી જણાય છે, પણ સત્ પુરૂષો જેવી જણાતી નથી. હે રાજન્ સર્પથી વીંટાયલા કૂવા જેવો તું છે. હે રાજન્! મધુર જળથી ભરેલી,

મોટા તરંગથી ઉછળતી, દુઃખે કરીને ગમન કરવા જેનો ઘાટ અથવા ઉતરવાની જગો છે એવી, કેરાનાં ઝૂંપલાંવાળી તથા નેતરના વેલાવાળી કોઈ નદી હોય તેવો તું છે. કૂતરાં, ગીધ, અને શિયાળવાંના ટોળામાં ભળેલો કોઇ રાજહંસ હોય તેના જેવો તું છે. જેમ કોઇ મોટા વૃક્ષનો આશ્રય કરીને સૂકાં લાકડાં, ઘાસ વગેરેનો મોટો સમુદાય તેની આસપાસ જામે છે, અને પછી તે તેને વીંટી લે છે અને તે મૂળ વૃક્ષ કરતાં પણ વધી જાય છે; પછી તેજ ભયાનક બળતણવડે દારૂણ દાવાગ્નિ ઉત્પન્ન થઇને તે વૃક્ષસુદ્ધાં પોતાનો નાશ કરીને ચારે પાસે પસરે છે, તેમ હે રાજન્! તું વૃક્ષરૂપ છે અને તારા પ્રધાનો તે સૂકા બળતણ રૂપ છે, તેમની તારે તજવીજ કરવી જોઇએ. કેમકે તમે તેમને પ્રધાનાદિક પદ આપ્યાં છે અને તમેજ તેમનું પાલણ કર્યું છે, તેમ છતાં પણ તમારી સાથે કપટ કરીને તમારા હિતનો તેઓ નાશ કરે છે. જે ઘરમાં સાપ હોય તેમાં રહેનાર મનુષ્યની પેઠે અથવા કોઇ વીર પુરૂષની સ્ત્રીના ઘરમાં જાર પુરૂષ રહે તેની પેઠે પ્રાણ ખોવાના સ્થળમાં-તમારા ઘરમાં તમારૂં તથા તમારી સાથે રહેનારાઓનું આચરણ જાણવાના હેતુથી શંકા કરતો અને ગફલત રાખતો હું રહ્યો. મારે એમ જાણવાનો અભિલાષ હતો કે વારૂ રાજા જીતેંદ્રિય તો છે કે કેમ? વારૂ એણે કામાદિક છ અંતરના શત્રુઓને જીત્યા છે કે કેમ? વારૂ એમને (પ્રધાનો વગેરેને) રાજા પ્રિય છે કે કેમ? વારૂ રાજાને પ્રજા પ્રિય છે કેમ? હે રાજાઓમાં શ્રેષ્ઠ! એવી રીતે તમારા સંબંધી જાણવાની ઇચ્છાથી હું તમારી પાસે આવ્યો હતો. તેમાં જેમ ભૂખ્યાને ભોજન પ્રિય લાગે તેમ તમે તો મને પ્રિય લાગો છો; પણ જેને તૃષા ન હોય તેને જેમ પાણી પ્રિય લાગે નહિ તેમ તમારા પ્રધાનો મને પ્રિય લાગતા નથી; કેમકે હું તમારો અર્થ સુધારનારો છું એટલા ઉપરથીજ તેમણે મારામાં દોષનો આરોપ કર્યો છે, બીજું કાંઇ કારણ નથી એ વિષે મારા મનમાં લગારે સંદેહ નથી. યદ્યપિ મેં એમનો કાંઇ દ્રોહ કર્યો નથી તથાપિ "આ અમારો દ્રોહ કરનારો છે" એ રીતે તેઓ મારામાં દોષ જાણે છે માટે મારે અહીં રહેવું ઉચિત નથી; દોષ પામ્યું છે ચિત્ત જેનું એવો શત્રુ કદાપિ સ્નેહ દેખાડતો હોય તોપણ વાંસામાં લાકડી મારીને કોપાવેલા સર્પની પેઠે

તેનો ભય રાખવો જોઇએ. રાજા કહે છે,—તમને હું અત્યંત દ્રવ્ય આપીશ તથા તમારો અત્યંત સત્કાર કરીશ; અને હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! એ પ્રમાણે મારા તરફથી પૂજન પામીને તમે મારા ઘરમાં હવેથી પણ રહો એમ હું ઇચ્છું છું. હે બ્રાહ્મણ ! જેઓ તમને અહીં જોવાને રાજી ન હોય તેઓને મારા ઘરમાંથી કાઢી મૂકીશ અને તેઓ હવે પછી શું કરે છે તે પણ તમારે જાણીને મને કહેવું જોઇએ. હે ભગવન્ ! મેં દંડ ધારણ કર્યો છે પણ તે જેવી રીતે ધારણ કરવાથી ઉત્તમ કહેવાય અને હું જે કૃત્ય કરૂં છું તે પણ જેવી રીતે કરવાથી ઉત્તમ કૃત્ય કર્યું કહેવાય તે રીતે વિચાર કરીને જેથી મારૂં કલ્યાણ થાય તેવી મારી યોજના કરો. મુનિ કહે છે,—મારો કાગડો મારી નાખ્યો તે દોષ દેખાડીને એક એક અમાત્યને તેની પદવીથી દૂર ખસેડીને નિર્બળ કરી નાખો અને પછી કાગડાને મારવારૂપ કારણ ખોળી કાઢીને તેમને એક એક મારી નાખો. તેમને એકાએક સામટાજ નાશ કરવા નહિ, કેમકે એક જાતના દોષવાળા ઘણા જણ એકઠા મળીને મંત્રભેદ થવાના ભયથી (છૂપી મસલહત ઉઘાડી થવાના ભયથી) કઠણ કંટક સરખાને પણ ચોળી નાખે તો પછી મારા સરખા કોમળ મનુષ્યોને ચોળી નાખે એમાં શું આશ્ચર્ય છે? એટલા માટે હે રાજન્ ! હું તમને એક એક નાશ કરવાનું કહું છું. અમે બ્રાહ્મણજ કે નહિ. અમારો દંડ ઘણો કોમળ અને અમે સ્વભાવે અત્યંત દયાળુ, માટે તમારૂં, બીજાઓનું અને પોતાનું કલ્યાણ ઇચ્છીએ છીએ. હે રાજન્ ! હું તમારા સંબંધમાં છું એમ હું કોઇ જગોએ કહેતો નથી, પણ હું તો કાલકવૃક્ષીય નામે મુનિ છું, એમ સર્વત્ર કહું છું. હે રાજન્ ! તમારા પિતા મરણ પામ્યા અને તમારૂં રાજ્ય થયું તેમાં તમારા પિતાનો મિત્ર જે માન પામેલો અને સત્ય પ્રતિજ્ઞાવાળો હતો તે મૃત્યુ પામ્યો. ત્યારે મેં પણ સર્વે અભિલાષઓનો ત્યાગ કરીને તપ કરવા માંડ્યું. પરંતુ તમારા ઉપરના મારા સ્નેહને લીધે આટલું પણ મારે કેહેવું યોગ્ય હતું કે જેથી ફરીને તું ભુલાવામાં ન પડે. સુખ અને દુઃખ બન્ને દીઠાં છતાં અને દૈવયોગથી રાજ્ય પ્રાપ્ત થયા છતાં, તે રાજ્ય અમાત્યો ઉપર આધાર રાખનારૂં છે એમ જાણીને પણ હે રાજન્ ! તું કેમ પ્રમાદ રાખે છે ? પછી પુરોહિતના કુળમાં ઉત્તમ બ્રાહ્મણ પ્રાપ્ત થયો એટલે

રાજાના કુળમાં અત્યંત મંગળ પાઠ થવા લાગ્યા. કાલકવૃક્ષીય મુનિએ કોશલ દેશના રાજાને સાર્વભૌમ રાજ્ય પ્રાપ્ત કરાવી, તેનો યશ વિસ્તારીને ઉત્તમ યજ્ઞોથી તેને યજ્ઞ કરાવ્યા. હે ભારત! કોશલ દેશના રાજાએ પણ તેનું હિતકારક વચન સાંભળીને પૃથ્વીમાં જય મેળવ્યો તથા તેણે જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે કર્યું.

हितंतद्वचनंश्रुत्वाकौशल्याप्यजयन्महीम् ॥
तथाचक्रतवान्राजायथोक्तंतेनभारत! ॥ ६८ ॥

इतिश्री महाभारते शां० रा० कालकवृक्षीयोपाख्याने द्व्यशीतितमोऽध्यायः ८२

---

**युधिष्ठिरउवाच** ॥ सभासदःसहायाश्चसुहृदश्चविशांपते ॥
॥ परिच्छदास्तथामात्याःकीदृशाःस्युःपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,-હે પિતામહ! હે રાજન્! વ્યવહારનો નિર્ણય કરનારા સભાસદ, યુદ્ધ વગેરેમાં ઉપયોગી પડનારા-સહાય, હિત કરનારા સ્નેહીઓ, સેનાપતિ આદિક છાવણીના પુરૂષો, અને મંત્રીઓ, એ સર્વે કેવા જોઇએ? ભીષ્મ કહે છે,-લજ્જાવાળા, ઇંદ્રિયદમન કરનારા, સત્ય વચન બોલનારા, સરળ સ્વભાવના, ન્યાય કે અન્યાય ઓળખીને તે સારી રીતે બતાવી આપવાને શક્તિમાન, જેઓ હોય તેમને તારે સભાસદ કરવા. હે ભારત! મંત્રિઓ, અતિ શૂરા પુરૂષો, વિદ્વાન અને અત્યંત સંતુષ્ટ બ્રાહ્મણો, અને કર્મ કરવામાં મોટા ઉત્સાહવાળા, હે કૌંતેય! એવા જે પુરૂષો હોય તેમને સર્વ પ્રકારની આપત્તિમાં તારે સહાય જાણીને ઇચ્છવા. કુળવાન, નિરંતર સત્કાર પામેલો, પોતાની શક્તિને છાની નહિ રાખનારો, તેમજ તને પ્રસન્ન જુએ કે અપ્રસન્ન જુએ, પીડા પામેલો જુએ કે હણાયલો જુએ તથાપિ નિરંતર સમાન સ્નેહથી જે વર્તતો હોય, તેવા પુરૂષોનેજ તારે સ્નેહી જાણીને પાળન કરવો. સેનાપતિ આદિક પરિચ્છદ કેવા જોઇએ તે વિષે કહે છે કે,-ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા, સ્વદેશમાં જન્મેલા, બુદ્ધિમાન, રૂપવાળા, બહુશ્રુત, ધીરા અને ગંભીર, તથા તારેવિષે પ્રીતિવાળા જેઓ હોય, તેમને તારે પરિચ્છદ કરીને રાખવા. હે તાત! જેઓ મ્હારા કુળમાં

જન્મ પામેલા છે, લોભી છે, આશ્રિત જન ઉપર દયા રાખતા નથી, લજ્જા વિનાના છે, તેઓ જ્યાં સુધી હાથ લીલો હશે ત્યાં સુધી તારૂં સેવન કરશે. અર્થાત્ તેમને દ્રવ્યાદિક ન મળ્યું એટલે તરત તેઓ વિકાર પામશે. વળી કુળવાન, શીલ ગુણ યુક્ત, સામા પુરૂષનાં ચેષ્ટિતને જાણનારા, દયાવાળા, દેશકાળ જાણીને કરવા ન કરવા યોગ્ય વિધિને જાણનારા, અને સ્વામીનું કાર્ય સુધારવાની ઇચ્છાવાળા, એવા જે પુરૂષો હોય તેમને સર્વ અર્થમાં રાજાએ નિરંતર મંત્રી ઠરાવવા. જેમને તું તારા પ્રિય અને અર્થ કરનારા માનતો હોય તેમને ધન, માન અને સત્કાર આપીને, દીવ્ય વસ્ત્ર વગેરે સરપાવ આપીને, તથા નાના મોટા અને પ્રીતિકારક સુખ ભોગ આપીને, તારે સુખી કરવા. કેમકે તેવા પુરૂષોજ આપત્તિમાં પોતાના સ્વામીની સાથે ભિન્ન વર્તણુંક ચલાવતા નથી. તેઓ વિદ્વાન, સારાં આચરણવાળા, વ્રત આચરનારા, નિરંતર તારી પ્રાર્થના કરનારા અને તારી પાસેથીજ જેમને સુખ ભોગ મળે છે એવા, મોટાં મનવાળા, અને સત્યવાદી હોવાથી સંકટમાં તારો ત્યાગ નહિ કરે. જે અનાર્ય અને મંદબુદ્ધિવાળા પુરૂષો ધર્મ અને અધર્મની મર્યાદામાં સમજતા નથી, તથા જેઓ પોતાની પ્રતિજ્ઞા તોડીને વર્તે છે, તેમના થકી ધર્મની મર્યાદાનું તારે રક્ષણ કરવું. જો એક ગુણવાન પુરૂષ અને ગુણવાન પુરૂષોનો સમુદાય એ એમાંથી તારે કોને રાખવા એમ તને શંકા થતી હોય તો, ગુણવાનના સમુદાયને તજીને એકને રાખવો નહિ; પણ ઘણા (સમુદાય ) કરતાં એક જો વધારે ગુણવાન હોય તો સમુદાયને પડચો મૂકીને તારે એકનેજ રાખવો. ગુણવાન કેમ ઓળખવો તેનાં લક્ષણ આ પ્રમાણે છે; જેનામાં પરાક્રમ જોવામાં આવતું હોય, કીર્તિ જેને મુખ્યત્વે વાહાલી હોય, ધર્મની મર્યાદામાં જે રહેતો હોય, જે સમર્થ પુરૂષોનું પૂજન કરતો હોય, સ્પર્ધા નહિ કરવા જેવાની સાથે જે સ્પર્ધા કરતો નહિ હોય, જે કામ, ભય, ક્રોધ કે લોભથી ધર્મનો ત્યાગ ન કરે એવો હોય, જે માની ન હોય, સત્યવાદી હોય, ક્ષમા ગુણવાળો હોય, ઈંદ્રિયો જેણે જીતી હોય, પ્રતિષ્ઠા પામેલો હોય, અને જેની તેં સર્વ અવસ્થામાં પરીક્ષા કરેલી હોય તેને તારે મંત્રસહાય એટલે સલાહ આપવામાં મદદગાર માનવો.

હે પાર્થ! કુળવાન, સારા કુળના ગુણોએ યુક્ત, સહનશીલ, ચતુર, ઇંદ્રિયજીત, શૂરો, કૃતજ્ઞ, અને સત્યવક્તા જે પુરૂષ હોય તેને સત્પુરૂષ જાણવો, કેમકે તેવા પુરૂષનાં એવાં આચરણથી શત્રુઓ પણ પ્રસન્ન થાય છે અને મિત્ર થાય છે. હવે અભ્યુદય ઇચ્છનારા, બુદ્ધિમાન અને જીતેંદ્રિય રાજાએ મંત્રીઓના ગુણ અવગુણની પરીક્ષા કરવી; તથા તે પરીક્ષા કરવા માટે પોતાના સંબંધી સત્યવાદી અને પ્રીતિવાળા કુળવાન અને સ્વદેશમાં જન્મેલા, ધન વગેરે લાંચ આપીને જેને વશ ન કરી શકાય એવા, એક પક્ષમાં છતાં બીજા પક્ષમાં નહિ ભળી જનારા, અને સર્વ પ્રકારે સારી રીતે પરીક્ષા કરેલા પુરૂષોને યોજવા. ઐશ્વર્યની ઇચ્છાવાળા તથા અભ્યુદય થએલો જોવા ઇચ્છનારા પુરૂષે (રાજાએ) ઉત્તમ કુળમાં જન્મેલા, વેદ માર્ગમાં વર્તનારા, પરંપરાના રિવાજને માન આપનાર, અને ગર્વ વિનાના પુરૂષોને મંત્રી કરીને નીમવા. તેજ, ધૈર્ય ક્ષમા, પવિત્રતા, પ્રીતી, સ્થિતિ અને ધારણ કરવાનું સામર્થ્ય એ ગુણોનેજ વિનયબુદ્ધિ અને ઉત્તમ પ્રકૃતિ કહે છે. વળી રાજાએ અર્થ ઉત્પન્ન કરનારા પાંચ મંત્રિઓ ઠરાવવા જોઇએ; તેમના ગુણની પ્રથમથી પરીક્ષા કરવી એટલે તેઓના મનનું તત્વ પ્રૌઢ હોય અને રાજ્યરૂપી જુંસારીને ધારણ કરવાને તેઓ શક્તિમાન હોય તથા કપટ વગેરે દુર્ગુણોથી રહિત હોય તેમનેજ રાજાએ મંત્રી ઠરાવવા. તે મંત્રીઓ જે વચન પોતે બોલ્યા હોય તે કહેવાના અર્થને સંપૂર્ણ રીતે બતાવનારૂં હોય એવું વચન બોલનારા, વીર, પ્રસંગ પડ્યે ગભરાઇને ન બેસે પણ કાર્યનો નિકાલ કાઢી શકે એવા, કુળવાન, સત્વ યુક્ત, સામાના મનનો ભાવ સમજી જનારા, દયાવાળા, દેશકાળને અનુસરતું કર્મ કરી જાણનારા અને સ્વામીનું કાર્ય સુધારવાની ઇચ્છાવાળા જોઇએ; હે રાજન્! રાજાએ તેવાનેજ સર્વે અર્થમાં મંત્રીઓ કરવા. હવે કેવા મંત્રીઓ તજવા તે કહીએ છીએ. જે પુરૂષ હીનતેજવાળા મિત્રથી સંબંધવાળો હોય તે કર્તવ્યાકર્તવ્યનો નિશ્ચય કરી શકતો નથી; અને તમામ કર્મમાં નિશ્ચય સંશય પેદા કરે છે. એજ પ્રમાણે બીજા ઘણા સારા ગુણ છતાં પણ એકાદ મંત્રી બહુશ્રુત ન હોય તો તેને પણ તજવો; કેમકે તે ધર્મ, અર્થ અને કામ થકી યુક્ત છતાં મંત્રની પરીક્ષા કરવાને તે પુરે

પૂરો સમર્થ નહિ થાય. તેમજ બહુશ્રુત છતાં પણ કુળવાન નહિ હોય, તો આંધળા નાયકની પેઠે સૂક્ષ્મ કર્મમાં મૂંઝાય છે. તેજ પ્રમાણે કોઇ મંત્રી બુદ્ધિમાન, શાસ્ત્રને જાણનારો અને ઉપાય જાણનારો છતાં પણ તે સ્થિર બુદ્ધિવાળો નહિ હોય તો ઘણેક કાળે કરીને પણ એકાદ કર્મને સિદ્ધ કરી શકશે નહિ. જે મંત્રી દુર્બુદ્ધિવાળો અને મૂર્ખ છતાં આરંભ શૂર હોય, તો તે પણ તજવા જેવો છે. કેમકે કેવળ કર્મને હાથમાં લેવા માત્રથીજ તે તે વિશેષ કર્મોનાં જૂદાં જૂદાં ફળ તેને સમજાતાં નથી. જે મંત્રી રાજા ઉપર પ્રીતિવાળો ન હોય તેનો વિશ્વાસ પડતો નથી. માટે અપ્રીતિવાળા મંત્રીને મંત્ર પ્રકાશ કરવો નહિ. કેમકે અગ્નિ જેમ વૃક્ષને બાળતો હોય તે વખતે અગ્નિએ કરેલાં છિદ્ર ને માર્ગ તેમાં વાયુ પણ પ્રવેશ કરીને તે વૃક્ષને બાળવામાં સહાય કરે તેમ, જે મંત્રી સરળ સ્વભાવનો ન હોય તે બીજા મંત્રીઓ સાથે સલાહ કરીને રાજાને પીડા ઉત્પન્ન કરે. કોઇ વખત રાજા મંત્રી ઉપર કોપ પામીને તેને તેની પદ્દીથકી ભ્રષ્ટ કરે, કોઇ વખત ક્રોધ કરીને કઠોર વચન કહીને ઠપકો આપે, અને વળી પાછો તે રાજા તેના ઉપર પ્રસન્ન પણ થાય, તેવાં તેવાં રાજાનાં કર્મ જે મંત્રી પ્રીતિવાળો હોય તેનાથીજ સહન થઇ શકવાં શકય છે. પણ જેનાથી સહન થઇ શકે નહિ તેને મંત્રી કરવો નહિ; કેમકે વજ્રપાત જેવો ભયંકર મંત્રીઓનો કોપ છે. જે મનુષ્ય પોતાના સ્વામીનું પ્રિય કરવાના હેતુથી તેવાં તેવાં રાજાનાં કર્મ સહન કરે છે અને રાજાને દુઃખે દુઃખી અને રાજાને સુખે સુખી, એવો થઇને જે વર્તે છે, તેનેજ કોઇપણ અર્થમાં સલાહ પૂછવી. જે માણસ સરળ સ્વભાવનો ન હોય, તે માણસ રાજા ઉપર પ્રીતિવાળો હોય, બીજા પણ ગુણો તેનામાં હોય, અને રાજ સંબંધી જ્ઞાનવાળો હોય, તો પણ રાજાનો મંત્ર સાંભળવાને તે યોગ્ય નથી. જે મનુષ્ય શત્રુઓના સંબંધવાળો હોય અને નગરના લોકોને બહુ માન પુરઃસર ન જોતો હોય, તેવા મનુષ્યને પોતાનો મિત્ર સમજવો નહિ, તથા તે રાજાનો મંત્ર સાંભળવાને યોગ્ય નથી. જે માણસ અવિદ્વાન, અપવિત્ર, જડ, શત્રુની સેવા કરનાર, પોતાની બડાઇ હાંકનાર, હૃદયમાં સાચો સ્નેહ નહિ રાખનાર, ક્રોધી, અને લોભી હોય તે મંત્ર સાંભળવાને યોગ્ય નથી. કોઇ માણસ ભલે પ્રીતિવા-

લો, બહુશ્રુત, સત્કાર પામેલો, અને રૂડે પ્રકારે ભોજન કરાવેલો હોય, તથાપિ તે નવીનજ આવેલો હોય તો તે મંત્ર સાંભળવાને યોગ્ય નથી. જેના પિતાને અન્યાયવડે કરીને પૂર્વે દંડ કરેલો છે, અને પછી તે મનુષ્યનો સત્કાર કરીને તેની જગો ઉપર ઠરાવ્યો હોય તો તે પણ મંત્ર સાંભળવાને યોગ્ય નથી. જે સ્નેહી છતાં તેને થોડાક કોઇ કાર્યને લીધે ધન વગેરે ખુંચી લેઇને ખાલી કર્યો હોય, અને પછી તે બીજા ગુણોવડે યુક્ત હોય તો પણ તે મંત્ર સાંભળવાને યોગ્ય નથી. સ્થિર નિશ્ચયવાળો, બુદ્ધિમાન, ડાહ્યો, સ્વદેશમાં જન્મેલો, પવિત્ર, અને બધા કર્મમાં જે શુદ્ધ હોય, તેવો પુરૂષ મંત્ર સાંભળવાને યોગ્ય છે. જે પુરૂષ જ્ઞાન અને વિજ્ઞાનથકી સંપન્ન હોય, તથા પોતાની અને શત્રુની પ્રકૃતિ ( સ્વામી, અમાત્ય વગેરે) જાણનારો હોય તથા રાજાને પોતાના સમાન પ્રિય હોય તે મંત્ર સાંભળવાને યોગ્ય છે. જે પુરૂષ સત્ય વચન બોલનાર, શીલગુણથી સંયુક્ત, ગંભીર, લજ્જાવાન, કોમળ, તથા વંશપરંપરાથી મંત્રીનો અધિકાર જેના કુળમાં ચાલ્યો આવતો હોય તે પુરૂષ મંત્ર સાંભળવાને યોગ્ય છે. જે પુરૂષ સંતુષ્ટ, માન પામેલો, સત્ય બોલનાર, બુદ્ધિમાન, પાપનો દ્વેષ કરનારો, મંત્રને જાણનાર, કાળને જાણનાર, અને શૂરો હોય તે મંત્ર સાંભળવાને યોગ્ય છે. હે રાજન્ ! દંડ ધારણ કરવાની ઇચ્છાવાળા રાજાએ જે પુરૂષ સામ ઉપાયથી આ સર્વ લોકને વશમાં રાખવાને શક્તિમાન હોય તેનેજ મંત્ર કહેવો. જે પુરૂષ ઉપર નગરના અને પ્રાંતોના લોક ધર્મવડે વિશ્વાસ રાખતા હોય તથા જે જાતે ઉત્તમ યોદ્ધો અને રાજનીતિમાં પંડિત હોય તે પુરૂષ મંત્ર સાંભળવાને યોગ્ય છે. એટલા માટે ઉપર કહેલા સર્વ ગુણોથી સંપન્ન, સારૂં પૂજન પામેલા, મોટી ઇચ્છા રાખનારા, અને મંત્રીઓનાં લક્ષણમાં સ્થિર રહેનારા ઓછામાં ઓછા ત્રણ પણ મંત્રીઓ જોઇએ. પોતાના અમાત્યમાં શત્રુએ છિદ્ર કર્યું હોય તો તે લક્ષ્યમાં રાખવું. કેમકે મંત્રીઓના મંત્ર ઉપરથીજ રાજાના દેશની આબાદી થાય છે. વળી પોતાનું છિદ્ર શત્રુ જોઇ શકે નહિ, પરંતુ શત્રુનું છિદ્ર જોઇને તે માર્ગે તેમાં પ્રવેશ કરવો. કાચબાની પેઠે પોતાનાં અંગ સંતાડવાં અને પોતાના છિદ્રનું રક્ષણ કરવું. રાજાના જે બુદ્ધિમાન્ મંત્રીઓ હોય છે તેઓ મંત્રથકી

ઢંકાયલા રહે છે અને રાજાનું રક્ષણ કરવાનું કવચજ મંત્ર છે. જેમ કવચ તૂટવાથી શત્રુનો ઘા શરીરને લાગે છે, તેમ મંત્ર ફૂટવાથી પણ રાજ્યાંગ ઉઘાડું થાય છે તથા તેને સેહેલથી ઘા લાગી શકે છે. બીજા શૂર પુરૂષો વગેરે રાજાની પેઠે મંત્રના અંગભૂત નથી. રાજ્યનું મૂળ મંત્રીઓ છે, અને રાજ્યનો સાર મંત્ર છે. જ્યારે રાજ્ય નિર્વાહ કરવાને અર્થે સ્વામી અને મંત્રી અરસ્પરસ, મદ અને ક્રોધનો તથા માન અને ઇર્ષ્યાનો નિરંતર ત્યાગ રાખીને અનુવર્તન કરે (એક બીજાની વૃત્તિને અનુસરે) ત્યારેજ તેઓ નિવૃત્તિ પામે. પાંચ પ્રકારના છળ રહિત મંત્રીઓ સાથે નિરંતર મંત્ર કરવો. તે પાંચ પ્રકારના છળ આ પ્રમાણે સમજવા. તેમાં એક તો કેવળ વાચિક છળ. જેમ દ્રોણના વધ પ્રસંગમાં યુધિષ્ઠિરે કહ્યું કે 'અશ્વત્થામા હણાયો' એ 'કેવળ વાચિક' છળ છે કેમકે યુધિષ્ઠિરના મનમાં કાંઈ કપટ પ્રપંચ હતો નહિ, અને એજ છળ ભીમમાં તો કાયિક વાચિક હતો. કેમકે કાયા વડે અશ્વત્થામા (કુંજરનો) નાશ કરીને વાણીવડે યુધિષ્ઠિરને તે કહ્યું કે 'મેં અશ્વત્થામા હણ્યો' અને તે ઉપરથીજ યુધિષ્ઠિરે કહ્યું કે 'અશ્વત્થામા હણાયો'. ત્રીજો પ્રકાર ધૃતરાષ્ટ્રમાં જોવામાં આવે છે એટલે તેનામાં કેવળ માનસિક છળ હતો; તે વાણીથી કોઈ વખત છળ જાહેર કરતો નહોતો. ચોથો છળ કાયિક, વાચિક અને માનસિક મિશ્ર હોય તે; એ છળ લાક્ષાગૃહમાં પાંડવોને બાળવાના વિચારથી દુર્યોધન વગેરે ધૃતરાષ્ટ્રના પુત્રોએ કર્યો હતો. સૌપ્તિક પર્વમાં અશ્વત્થામાએ કરેલો છળ કાયિક કહેવાય. એ પ્રકારે પાંચ પ્રકારનો છળ જેનામાં ન હોય તેવા મંત્રીઓ સાથે મંત્ર કરવો. તે ત્રણે મંત્રીઓના નાના પ્રકારના અભિપ્રાય જાણીને અને તેમાં ચિત્ત પરોવીને તે સાથે પોતાનો નિશ્ચય પણ ઉત્તર મંત્ર સમયે (બાકીનો મંત્ર કરતી વખતે) બીજાના નિશ્ચયને જાણનાર ગુરૂને નિવેદન કરવો. ધર્મ, અર્થ અને કામને જાણનાર બ્રાહ્મણ ગુરૂની પાસેથી ઉત્તર મંત્રનો અર્થ પૂછવો; અને તેની સાથે તર્ક વિતર્ક કરીને જ્યારે નિશ્ચય કરવામાં આવે ત્યારે સર્વે જગોએથી છૂટા રહીને તે મંત્રનો કાર્યમાં પ્રયોગ કરવો એટલે તે પ્રમાણે જે કરવાનું હોય તે કરવાનો હુકમ આપવો. જેઓ મંત્રના તત્વને અને મંત્રના વિશેષ નિશ્ચયને જાણનારા છે તેઓ એમ કહે છે કે 'એ રીતેજ

નિરંતર મંત્ર કરવો.' માટે પ્રજાનું રક્ષણ કરવામાં સમર્થ એવા તારા મંત્રને પણ નિરંતર તારે એજ પ્રમાણે ચલાવવો. એ મંત્ર કરવાની જગોએ ઠીંગણો પુરૂષ, જેનાં અંગ વાંકાં થઇ ગયેલાં છે એવો મનુષ્ય, કૃશ, ખોડો, આંધળો, જડ, સ્ત્રી, કે નપુંસક, એમાંનો કોઈ પણ કોઇ પ્રકારે ફરે નહિ તેવી સાવચેતી રાખવી. તેવો મનુષ્ય ત્રાંસી ગતિથી, આગળ, પાછળ, ઉંચે, નીચે, કે કોઇ પ્રકારે પણ ત્યાં જોઇએ નહિ. મંત્ર કરવાનું સ્થળ પણ શૂન્ય એટલે વસ્તી વિનાનું, મોટું (વિશાળ અને જાડી ભીંતો વાળું), જેમાં સૂર્યનો પ્રકાશ પડતો હોય અને જેના પડોશમાં કાંઇ પણ કુત્સિત વસ્તુ હોય નહિ એવું જોઇએ. એવા મકાનમાં પેશીને મોટે સ્વરે બોલવા વગેરે વાણીના દોષ અને આંખ કે મોઢું ફેરવવું વગેરે અંગના સર્વે દોષનો ત્યાગ કરીને ઉત્તમ સમયે અમુક કાર્યનો મંત્ર (વિચાર) કરવો.

आरुह्यवावेश्मतथैवशून्यंस्थूलंप्रकाशंकुशकाशहीनम् ॥

वागंगदोषान्परिहृत्यसर्वान्संमंत्रयेकार्यमहीनकालम् ॥ ६७ ॥

इतिश्री महाभारते शां० रा० नु० भा० त्र्यशीतितमोऽध्यायः ॥ ८३ ॥

---

**भीष्मउवाच** ॥ अत्राप्युदाहरंतीममितिहासंपुरातनम् ॥

॥ बृहस्पतेश्चसंवादंशक्रस्यचयुधिष्ठिर ॥ १ ॥

હે યુધિષ્ઠિર! આ સ્થળમાં પણ બૃહસ્પતિ અને ઇંદ્રના સંવાદના પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપાય છે. ઇંદ્ર કહે છે,–હે બ્રહ્મન્! એવું એક તત્વ શું છે કે જે તત્વ આચરવાથી પુરૂષ સર્વે પ્રાણીમાત્રમાં પ્રમાણરૂપ મનાય અને કીર્તિ પણ પામે? બૃહસ્પતિ કહે છે,–હે ઇંદ્ર! કપટ વિનાનું પ્રિય વચન એ એક તત્વ છે કે જે રૂડી રીતે આચરવાથી પુરૂષ સર્વે પ્રાણીઓમાં પ્રમાણભૂત થાય છે અને કીર્તિ પામે છે. હે ઇંદ્ર! જે સર્વ લોકને સુખ આપનારૂં એક એજ તત્વ છે કે જે આચરવાથી સર્વે પ્રાણીઓને સર્વ કાળમાં મનુષ્ય પ્રિય થાયછે. જે માણસની ભૃકુટી નિરંતર ચઢેલી રહે છે અને ઉપર કહેલા સાંત્વ પ્રકારનો ઉપયોગ કરતો નથી તે મનુષ્યનો સર્વે પ્રાણીઓ દ્વેષ કરે છે. જે રાજા સામા ધણીને પોતાનું

દુઃખ નિવેદન કરતાં પેહેલાં તેને તેનો અર્થ પૂછે છે, અને વળી તે હસતે મોઢે પૂછે છે, તેના ઉપર સર્વે લોક પ્રસન્ન થાય છે. કપટ વિનાના પ્રિય વચનનો ત્યાગ કરીને દાન કર્યું હોય તો તે દાન પણ શાક કે અથાણાં વિનાનું ભોજન જેમ પ્રીતિકર થતું નથી, તેમ પ્રાણીઓને પ્રીતિકર થતું નથી. હે ઈંદ્ર ! લોકોની પાસે સર્વસ્વ હરણ કરતાં છતાં પણ જો મીઠી વાણી બોલીને તે હરણ કર્યું હોય તો તે સાંત્વ ઉપાયવડે સર્વે લોકને વશ કરે છે. માટે દંડ ધારણ કરનારા રાજાએ પણ સાંત્વ ઉપાયનો પ્રયોગ કરવો. અર્થાત મીઠું વચન બોલવું. કેમકે તેથી ધારેલું ફળ પ્રાપ્ત થાય છે અને બીજાનું મન ઉદ્વેગ પામતું નથી. એક પુરૂષ સારૂં કૃત્ય કરી જાણતો હોય અને બીજો મધુર અને કોમળ સાંત્વ વચન બોલી જાણતો હોય તો, તે સાંત્વ વચનનો જો રૂડી રીતે ઉપયોગ કર્યો હોય તો તેની તુલના પેલું સારૂં કૃત્ય પણ કરી શકતું નથી. ભીષ્મ કહે છે,-એ પ્રમાણે સાંભળીને પોતાના પુરોહિત બૃહસ્પતિએ જેમ કહ્યું તેમ સર્વે વસ્તુ ઈંદ્ર કરવા લાગ્યો; હે કુંતીપુત્ર ! તેમ તું પણ એ પ્રકારનું રૂડે પ્રકારે આચરણ કર.

इत्युक्तःकृतवान्सर्वंयथाशक्रःपुरोधसा ।

तथात्वमपिकौंतेयसम्यगेतत्समाचर ॥ ११ ॥

इतिश्री महाभारते शां० रा० गु० भा० चतुरशीतितमोऽध्यायः ॥८४॥

---

**युधिष्ठिरउवाच** ॥ कथंस्विदिहराजेंद्रपालयन्पार्थिवःप्रजाः ॥

॥ प्रीतिंधर्मविशेषेणकीर्तिमाप्नोतिशाश्वतीं ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,-હે રાજેંદ્ર ! રાજા પ્રજાનું કેવી રીતે પાલન કરે તો તેના ઉપર તેની પ્રજા પ્રસન્ન થાય, તથા તેને વિશેષે કરીને ધર્મ અને સદાકાળની કીર્તિ પણ પ્રાપ્ત થાય ? ભીષ્મ કહે છે,-ચોખી રીતે ન્યાય કરવાથી અને પ્રજાનું પાલન કરવામાં આસક્ત રહેવાથી તે પવિત્ર રાજા ધર્મ અને કીર્તિ પ્રાપ્ત કરી શકે છે તથા આલોક અને પરલોક બન્નેમાં તે સુખ પામે છે. યુધિષ્ઠિર કહે છે;-હે મોટા બુદ્ધિમાન્ ભીષ્મ ! રાજાએ કેવા લોકોવડે કેવો વ્યવહાર કરવો, તે મને જેમ હોય તેમ યથાર્થ કહેવું ઘટે છે.

અર્થાત્ કેવો ન્યાય કરવામાં કેવા ન્યાય કરનાર રાખવા તે કહો. તમે જે ગુણો પુરૂષમાં હોવા જોઇએ એમ પૂર્વે કહ્યું છે, તે સર્વે ગુણો એક પુરૂષમાં હોતા નથી એમ હું માનું છું. ભીષ્મ કહે છે,-હે મોટા જ્ઞાનવાળા! હે બુદ્ધિમાન! તું જેમ કહે છે તે પ્રમાણેજ તે છે; એવા ઉત્તમ ગુણવાળો પુરૂષ મળવો તો દુર્લભજ છે, પરંતુ પ્રયત્નવડે પણ દુર્લભ એવું શીલ હું તને સંક્ષેપમાં કહીશ કે જે ઉપરથી કેવા મંત્રીઓ તારે કરવા તે તું જાણીશ. વેદને જાણનારા, બુદ્ધિમાન, સ્નાતક વ્રતવાળા, અને પવિત્ર એવા ચાર બ્રાહ્મણો, તેમજ બળવાન અને હથિયાર જેમના હાથમાં છે એવા આઠ ક્ષત્રિય, દ્રવ્યથી સંપન્ન એવા એકવીશ વૈશ્ય, અને વિનયને જાણનારા તથા નિત્ય કર્મમાં પવિત્ર એવા ત્રણ શૂદ્ર, વળી સેવા, શ્રવણ, ગ્રહણ, ધારણ, ઊહન (તર્ક કરવો), અપોહન (રાખવા જેટલો અર્થ રાખીને બાકીના અર્થનો ત્યાગ કરવો), વિજ્ઞાન (જૂદા જૂદા વિભાગોનું જ્ઞાન), અને તત્વજ્ઞાન એ આઠ ગુણ યુક્ત પુરાણ જાણનાર પૌરાણિક, એમને તારે ન્યાય કરવામાં (વ્યવહારનો નિર્ણય કરવામાં) મંત્રીઓ કરવા. તે પ્રત્યેક પચાસ વર્ષની ઉમરના, બુદ્ધિમાન, ગંભીર, અસૂયા રહિત, શ્રુતિ અને સ્મૃતિને જાણનારા, વિનયવાળા, સર્વને વિષે સમાન દૃષ્ટિવાળા, વિવાદ કરનાર પુરૂષોનાં કાર્યનો નિર્ણય કરવાને શકિતમાન, દ્રવ્યસંબંધી લોભ વિનાના અને સાત[1] પ્રકારનાં અત્યંત ભયાનક વ્યસનો જેમણે કેવળ છોડેલાં છે એવા (અર્થાત્ તે સાત વ્યસન વિનાના) જોઇએ. એ મંત્રીઓમાંથી ચાર બ્રાહ્મણ, ત્રણ શૂદ્ર, અને એક પુરાણવકતા એ આઠ મંત્રીઓની મધ્યે રાજાએ મંત્ર મૂકવો. અર્થાત્ તેમને વિવાદિત વસ્તુનો વિચાર કરી નિર્ણય કરવાનું કહેવું. પછી તેમણે કહેલો નિર્ણય પોતાના દેશમાં પ્રાંતોના સૂબા તરફ મોકલવો અને તેમને દેખાડવો. એ વ્યવહારવડે તારે નિરંતર પ્રજાનો ઇનસાફ કરવો. છાની થાપણ મૂકેલી હોય અને તે કોઇ-

---

૧ મૃગયા, દ્યુત, રંડીબાજી, અને મદ્યપાન, એ ચાર કામ સંબંધી વ્યસનો, અને શિક્ષા કરવી, કઠોર વચન કહેવાં, અને દ્રવ્યને હાનિ પહોચાડવી, એ ત્રણ ક્રોધ સંબંધી વ્યસનો, એમ સાત વ્યસન વિનાના.

એ ઓળવી હોય તો તે તારે લેવી નહિ, તેમ એકજ મિલકત વિષે બે જણુ તકરાર કરતા હોય અને તે કોઇની પણ સાબિત થાય નહિ તો તે મિલકત ઉપર રાજાનો હક છે એવી બુદ્ધિ પણ તારે કરવી નહિ, કેમકે તે કાર્યનો નાશ કરનારૂં છે. વાદી પ્રતિવાદીનો ઇનસાફ બરાબર ન થવાથી કોઇ કામ કથળી જાય તો તેથી ઉપજેલો અધર્મ તને અને તારા મંત્રીઓને પીડા કરશે. અને જેમ બાજ પક્ષીને દેખીને બીજા પક્ષીઓ નાશી જાય છે તેમ તારો તે ન્યાય જોઇને તારો દેશ ભાગી જશે. જેમ તૂટેલી હોડી ધીમે ધીમે સમુદ્રમાં નીચે બેસતી જાય છે તેમ, જે રાજા પ્રજાનું રૂડે પ્રકારે રક્ષણ કરે છે તેમ છતાં તેના વ્યવહારમાં અધર્મ થવાથી તેની પ્રજા ધીમે ધીમે નિરંતર બીજા સ્થાનમાં જતી રહેશે. હે નરમાં શ્રેષ્ટ ! રાજ્યનું મૂળ ધર્મ છે, તેમ છતાં ધર્માસન ઉપર બેસાડેલો કોઇ રાજા, પ્રધાન, કે રાજપુત્ર, જો પ્રજાનું રક્ષણ અધર્મવડે કરે તો તેના અંતરમાં ભય ઉત્પન્ન થાય છે અને તેનો સ્વર્ગલોક નાશ પામે છે. તેમજ રાજાએ મોટાં કામ ઉપર અધિકાર આપી નીમેલા જે રાજાના સેવકો તે કાર્ય ઉત્તમ પ્રકારે બજાવે નહિ તો તેઓ પોતે આગળ થઇને અને પોતાની પાછળ પોતાના રાજાને પણ લેઇને અંધતામિસ્ત્ર નરકમાં પડે છે. કેમકે બળવાન પુરૂષોએ જેમના ઉપર બળત્કાર કરેલો છે તથા બહુ દીનવાણીથી જેઓ પોતાનું દુઃખ રડે છે, એવા અનાથ પુરૂષોનો નાથ રાજાજ છે. વ્યવહારની પરીક્ષા ન કરે તો મંત્રીઓ સહિત રાજા નરકમાં જાય છે, માટે એક અર્થ માટે બે જણુ વિવાદ કરતા હોય તેમાં સાક્ષીઓ ઉપર આધાર રાખીને રાજાએ નિર્ણય કરવો. અને જેમાં સાક્ષીઓ પણ ન મળતા હોય અને તકરારી મિલકત ઉપર એકકે જણનો દાવો સાબિત ન થતો હોય તેની પરીક્ષા વિશેષે કરીને સોગંદ આદિકથી કરવી. એમ પરીક્ષા કરતાં જેની તકરાર ખોટી ઠરે તે પાપીને તેના અપરાધના પ્રમાણમાં દંડ કરવો; તે ધનવાન હોય તો તેનો દંડ કરવો અને નિર્ધન હોય તો તેને કેદમાં નાખવો. જેનાં આચરણ નઠારાં છે એવા રાજાઓ સામે પણ હથિયાર ધારણ કરીને તેમને શિક્ષા કરીને પણ વિનયથી વર્તાવવા તથા જેઓ શિષ્ટ છે, તેમને મધુર વચનથી અને દ્રવ્યાદિક આપીને પણ તેમનું પાલન કરવું.

જે પુરૂષ રાજાનો વધ કરવાની ઇચ્છા કરે, ઘર સળગાવે, ચોરી કરે, અથવા પ્રજાને વર્ણશંકર કરે, તેનો વધ રાજાએ નાના પ્રકારથી કરવો. હે રાજન્! એમ નાના પ્રકારે વધ કરવામાં તારે અધર્મ સમજવો નહિ; કેમકે રૂડી રીતે જે રાજા દંડનો ઉપયોગ કરવામાં સાવધાન થઇને વર્તે છે તેને અધર્મ પ્રાપ્ત થતો નથી, પણ તેનું તે કર્મ નિરંતર ધર્મરૂપજ ગણાય છે. પણ જે મૂર્ખ રાજા પોતાની કાંઇ ઇચ્છા પ્રાપ્ત કરવાના હેતુથી પ્રજાનો દંડ કરે છે, તે આ લોકમાં અપકીર્તિ પામીને મરી ગયા પછી નરક પામે છે. એકના ગુનાહને માટે બીજાને શિક્ષા કરવી નહિ. જેમ પિતાના અપરાધને માટે પુત્રને શિક્ષા ઘટતી નથી; પણ પિતાને આણવાના હેતુથી પુત્રને બંધનમાં રખાય, અને તેમ કરવાથી પિતા આવે તો તેનો ઇનસાફ કરી તેને શિક્ષા કરવી. પણ પિતા ન આવે તો પછી પુત્રને છોડી મૂકવો. કેમકે પિતાએ દેશપાર થવાની સજા પોતાને હાથેજ પોતાને કરી લીધી છે એમ સમજવાનું છે. ગમે તેવી આપત્તિ છતાં પણ રાજાએ દૂતને હણવો નહિ; કેમકે દૂતને હણનારો રાજા પ્રધાન સહિત નરકમાં પડે છે. જે દૂત પોતાને મોકલનાર રાજાએ કહેલાં વચન કહી બતાવે છે, તેને ક્ષત્રિય ધર્મમાં પ્રીતિવાળો જે રાજા હણે, તેના પિતૃઓને ગર્ભહત્યાનું પાપ લાગે છે. રાજાનો દૂત આ સાત ગુણવાળો જોઇએ. એટલે, તે કુળવાન, કુળવાનને યોગ્ય આચરણ કરનારો, બોલી જાણનારો, નિપુણ, મધુર વાણીવાળો, કહ્યા પ્રમાણે બોલનારો, અને સ્મૃતિવાળો જોઇએ. રાજાના દ્વારનું રક્ષણ કરનાર પ્રતિહાર પણ એવાજ ગુણવાળો જોઇએ અને એ સાત ગુણથી યુક્ત કિલ્લો, નગર, વગેરેનું રક્ષણ કરનાર પણ જોઇએ; કેમકે તે સ્થાન રાજ્યનાં માથાં જેવાં છે. ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના તત્વને જાણનારો રાજાનો સંધિવિગ્રહ કરનારો (એલચી) જોઇએ; વળી તે બુદ્ધિમાન, ધીરજવાળો, લજ્જાવાળો, અને રહસ્ય વાર્તાને ઢાંકનારો જોઇએ. રાજાનો પ્રધાન કુળવાન, સત્વવાળો, અને મન-વાણી તથા કર્મથી પવિત્ર જોઇએ; તેમજ ઉપર કહેલા સંધિવિગ્રહિકના ગુણ અને પ્રધાનના ગુણથી યુક્ત સેનાપતિ જોઇએ. વળી વ્યૂહરચના એટલે સેનાની કવાયત, યુદ્ધ કરવાના યંત્ર અને હથિયારો સંબંધી તાત્વિક જ્ઞાનવાળો પરાક્રમયુક્ત, વીર્યવાન, શાંત

અને તાપ વગેરે સહેનારો, તથા શત્રુઓનાં છિદ્રને જાણુનારો જોઇએ. હે રાજેંદ્ર! બીજાઓનો પોતાના ઉપર વિશ્વાસ ઉત્પન્ન કરવો પણ પોતે કોઇ જગોએ વિશ્વાસ કરવો નહિ; પુત્ર ઉપર પણ વિશ્વાસ કરવો ઠીક નથી. હે પાપ રહિત યુધિષ્ઠિર! રાજનીતિ શાસ્ત્રના અર્થનું એ પરમતત્વ મેં તને કહ્યું; કેમકે રાજાએ સર્વત્ર અવિશ્વાસ રાખવો એ રાજાનું પરમ ગુહ્ય કહેવાય છે.

एतच्छास्त्रार्थतत्वंतुमयाख्यातंतवानघ ॥
अविश्वासोनरेंद्राणांगुह्यंपरममुच्यते ॥ ३३ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि अमात्यविभागोनाम गुर्जरभाषायां पंचाशीतितमोऽध्यायः ॥ ८५ ॥

**युधिष्ठिरउवाच** ॥ कथंविधंपुरंराजास्वयमावस्तुमर्हति ॥
॥ कृतंवाकारयित्वावातन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે.—હે પિતામહ! કેવી રીતે બાંધેલું અથવા કેવી રીતે બંધાવેલું નગર હોય તેમાં રાજાએ પોતે વસવું યોગ્ય છે તે મને કહો. અર્થાત રાજાની રાજધાનીનું નગર કેવા પ્રકારનું જોઇએ? ભીષ્મ કહે છે,—હે કૌંતેય! હે ભારત! જે સ્થળમાં પુત્ર, જ્ઞાતિ અને બાંધવો સહિત નિવાસ કરવાનો છે, તે સ્થળમાં વૃત્તિ અને રક્ષણના પ્રકારની પૂછપાછ કરીને તજવીજ કરવી એ યથાન્યાય છે, માટે હું તને વિશેષ કરીને કિલ્લો બાંધવાનો પ્રકાર કહીશ; તે સાંભળીને તારે તેમ કરવું અને યત્નવડે ત્યાં સ્થિતિ કરવી. છ પ્રકારના દુર્ગ (કિલ્લા) બાંધીને ત્યાં નગર વસાવવાં તથા જ્યાં સર્વ પ્રકારની સંપત્તિઓ મુખ્યત્વે કરીને હોય તથા તેવી સંપત્તિઓ જ્યાં પુષ્કળ ઉત્પન્ન થતી હોય ત્યાં દુર્ગ બંધાવવો. છ પ્રકારના દુર્ગ આ પ્રમાણે છે,—એટલે જેની ચારે પાસે જળ હોય તે જળદુર્ગ, જેની આસપાસ કોટ કર્યો હોય તે મહીદુર્ગ, પર્વત ઉપર કિલ્લો હોય તે ગિરિદુર્ગ, જેની આસપાસ રક્ષણ કરનાર મનુષ્યોની છાવણી પડેલી હોય તે મનુષ્યદુર્ગ, મૃત્તિકાથી બાંધેલો કીલ્લો તે મૃત્તિકાદુર્ગ, અને જેની આસપાસ સજડ ઝાડી હોય તે

વનદુર્ગ, એવા છ પ્રકારના દુર્ગ છે. જે નગરની ચારેપાસે કિલ્લો હોય, જેમાં ધાન્ય અને આયુધનો સંચય કરેલો હોય, જેની આસપાસ મજબુત કોટ અને ખાઇ ખોદેલી હોય, જેમાં હાથી, ઘોડા અને રથ બહુ હોય, જ્યાં વિદ્વાન કારીગર વસતા હોય, જ્યાં સારી રીતે સંચય કરેલા ભંડાર હોય, જ્યાં ઉત્તમ પ્રકારની દક્ષતાવાળા ધાર્મિક લોક રહેતા હોય, જ્યાનાં પુરૂષ, હાથી અને ઘોડા બળવાન હોય, જે ચબુતરા અને દુકાનોથી શોભાયમાન હોય, જ્યાંનો વ્યવહાર દેશાવરમાં પ્રસિદ્ધ થયેલો હોય, જ્યાં નિરંતર શાંતિ રહેતી હોય, જ્યાં કોઇ તરફથી ભય આવવાના માર્ગ ન હોય, જેની ઉજળામણુ સારી હોય, જ્યાં ગીત અને વાદિત્રના નાદ અહર્નિશ થયા કરતા હોય, જેમાં રહેવાનાં ઘર ઘણાં વખાણવાયોગ્ય હોય, જ્યાં શૂરા અને ધનવાન લોકોની વસ્તી વિશેષ હોય, જ્યાં વેદની ધ્વનિનો નાદ સંભળાયાં કરતો હોય, જ્યાં વારંવાર સમાજ મળતા હોય, તથા ઉત્સવ થતા હોય, જ્યાંના લોક સદૈવ દેવતાઓનું પૂજન કરતા હોય, એવા નગરમાં જે રાજાના પ્રધાન તથા સેના વગેરે તેના સ્વાધીનમાં હોય તેણે પોતે નિવાસ કરવો. તે સ્થળમાં રહીને પોતાનો ખજાનો, બળ, મિત્ર અને વ્યવહારની વૃદ્ધિ કરવી. નગરમાં અને દેશમાં જે જે ખામીઓ હોય તે સર્વે દૂર કરવી. વળી ત્યાં રહીને પોતાના ભંડાર અને શસ્ત્રગૃહની પ્રયત્ને કરીને વૃદ્ધિ કરવી; અનાજના વગેરે સર્વ વસ્તુના ભંડાર, મંત્ર કરવાનાં સ્થળ, આયુધ રાખવાનાં સ્થળ, લાંકડાં, લોઢું, છાલાં, કોયલા, ઇમારતી લાકડાં, સીંગડાં, અસ્થિ અને વાંસ, એ વસ્તુઓના સમૂહની પણ વૃદ્ધિ કરવી. વળી ચરબી, તેલ, વસા, મધ, અને ઔષધ માત્રનો પણ સંગ્રહ કરવો. વળી શણું, રાળ, ધાન્ય, નાના પ્રકારનાં હથિયાર, નાના પ્રકારના તીર, ચામડું, તાંત, નેતર, મુંજ, છાજ, અને શબ્દ કરનારાં નોબત વગેરે સાહિત્યનો પણ સંગ્રહ કરવો. વળી વાવ; કૂવા, તળાવ, વગેરે જ્યાં પુષ્કળ પાણી મળતું હોય તેનું તથા જેમાંથી દૂધ નીકળતું હોય તેવા વૃક્ષોનું રાજાએ નિરંતર રક્ષણ કરવું. આચાર્ય, ઋત્વિજ, પુરોહિત, મોટા ધનુષ્યધારીઓ, સરદારો, જોશીઓ, વૈદ્યો, બુદ્ધિવાન, ગ્રંથકારો, તાર્કિકો, ઇંદ્રિય દમન કરવામાં કુશળ, નિપુણ, શૂર, બહુશ્રુત, કુળવાન, સત્યવાન અને સર્વે કર્મમાં

કુશળ, એવા જે પુરૂષો હોય તેમનો પ્રયત્નવડે રાજાએ સત્કાર કરવો. રાજાએ ધાર્મિક પુરૂષોનું પૂજન કરવું અને અધર્મિઓને શિક્ષા કરવી. તથા પ્રયત્નવડેકરીને સર્વે વર્ણની પ્રજાને પોતપોતાના કર્મમાં યોજવી, પોતાના ઘરની અને બાહારની, નગરની અને દેશની, સર્વે હકીકત ચારાઓવડે રૂડે પ્રકારે જાણીને પછી જે કર્મ કરવું ઘટતું હોય તે કરવું. ચારાઓ, મંત્ર, ખજાનો; અને વિશેષે કરીને રાજદંડ, એટલી વસ્તુઓ ઉપર રાજાએ પોતે જાતેજ તજવીજ રાખવી; કેમકે સર્વ કાંઈ એમાંજ રહેલું છે. ચારરૂપી નેત્રવડેકરીને રાજાએ શત્રુ, મિત્ર અને ઉદાસીનની નગરમાં અને દેશમાં કેવી વર્તણુંક છે તે જાણવી. અને તે જાણ્યા પછી સર્વેના ઘટે તેવા ઉપાય સાવધાનીથી કરવા; પ્રીતિ રાખનાર ઉપર આદરભાવ દર્શાવવો અને દ્વેષ કરનારાઓને સજા કરવી. રાજાએ નિરંતર યત્ન કરીને દેવોનું પૂજન કરવું; પ્રજાને પીડા ઉત્પન્ન ન કરતાં દાન કરવું; ધર્મનો બાધ કર્યા શિવાય પ્રજાનું રક્ષણ કરવું; દીન, અનાથ; વૃદ્ધ અને વિધવા સ્ત્રીઓની આજીવિકા બાંધી આપવી તથા તેમની બરદાશ લેવી. ત્યાગી, બ્રહ્મચારી, વગેરેના આશ્રમમાં સમયે સમયે વસ્ત્ર, ભોજન, વાસણ; આદિક પદાર્થો રાજાએ નિરંતર આપતા રહેવું તથા ત્યાંનાં વસનારનો સત્કાર કરવો તથા પૂજન કરવું. તપસ્વી પુરૂષના આગળ પોતાને, બધાં કાર્યને અને આખા દેશને, પ્રયત્નવડે નિવેદન કરીને સર્વકાળ તેના આગળ નમ્ર થઇને રહેવું. જેણે સર્વ અર્થનો ત્યાગ કરેલો છે, ને ઉંચા કુળમાં ઉત્પન્ન થયેલો છે, તથા જે બહુશ્રુત છે, એવા તપસ્વીને જોઈને શયન, આસન, અને ભોજનવડે તેને પૂજવો । કોઈ પણ પ્રકારની આપત્તિ પડે તો તેના ઉપર તારે વિશ્વાસ કરવો; કેમકે ચોર સરખા પણ તપસ્વી ઉપર વિશ્વાસ કરે છે. તેમને તારે ધન ભંડાર સોંપવો, તથા તેમની પાસેથી તારે બુદ્ધિ ગ્રહણ કરવી; તેમનું વારંવાર સેવન ન કરવું તથા અત્યંત પૂજન પણ ન કરવું. કેમકે તેમ થવાથી ચોર વગેરે તેનો ( તપસ્વીનો ) નાશ કરે છે. પોતાના દેશમાં કોઇ એક તપસ્વી સાથે મિત્રતા કરવી, નગરમાં અને પ્રાંતોમાં ફરનાર કોઇ બીજા તપસ્વી સાથે સ્નેહ કરવો, જંગલમાં ફરનાર કોઇ ત્રીજા તપસ્વી સાથે સ્નેહ કરવો, પોતાના સામંતોના નગરમાં ફરનાર કોઈ ચોથાજ તપસ્વી

સાથે સ્નેહ કરવો, તેમનો સત્કાર કરવો, તથા માન આપવું; તેમજ તેમને અન્ન વસ્ત્રાદિકથી સંતુષ્ટ રાખવા. જેમ પોતાના દેશમાં તપસ્વીઓની મિત્રતા કરવી તેમ શત્રુના દેશમાં અને જંગલ વગેરેમાં પણ તેવા તેવા તપસ્વીઓની મિત્રતા કરવી. તે તપસ્વીઓ કોઇક વખતે સંકટની અવસ્થામાં આશ્રયની જેને જરૂર છે એવા રાજાને તેની ઇચ્છા પ્રમાણે આશ્રય આપશે; કેમકે તપસ્વીઓનાં વ્રત પ્રશંસા કરવા જેવાં હોય છે; એ પ્રમાણે જેવા નગરમાં રાજાએ પોતે રહેવું ઘટે છે, તે નગર કેવું જોઇએ તેનું લક્ષણ દેખાડી મેં તેનું સંક્ષેપમાં કથન કર્યું.

एषतेलक्षणोद्देशःसंक्षेपेणप्रकीर्तितः ॥
यद्दशेनगरेराजास्त्वयमावस्तुमर्हति ॥ ३२ ॥
इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि दुर्गपरीक्षानाम
गुर्जरभाषायां षडशीतितमोऽध्यायः ॥ ८६ ॥

**युधिष्ठिरउवाच** ॥ राष्ट्रगुप्तिंचमेराजन्राष्ट्रस्यचतुसंग्रहम् ॥
॥ सम्यग्जिज्ञासमानायप्रब्रूहिभरतर्षभ ॥ १ ॥

યુધિષ્ઠિર કહેછે,—હે રાજન્! હે ભરત શ્રેષ્ઠ! દેશનું રક્ષણ કેવી રીતે કરવું તથા દેશનું એકીકરણ કેવી રીતે કરવું તે જાણવાની મને ઇચ્છા છે, માટે તે મને રૂડે પ્રકારે કહો. ભીષ્મ કહે છે,—દેશનું રક્ષણ કરવાનો પ્રકાર તથા તેનું એકીકરણ કરવાનો (એટલે એક સત્તા નીચે આણી મૂકવાનો) પ્રકાર, એ સર્વ હું તને કહું છું, તે તું એકાગ્ર ચિત્તે સાંભળ. એક ગામનો અધિકારી એકને ઠરાવવો; પછી તેવાં તેવાં દશ ગામનો એક અધિપતિ ઠરાવવો; તેમનો ઉપરી એક વીસ ગામનો અધિપતિ ઠરાવવો; તેમનો ઉપરી એક સો ગામનો અને તેમનો ઉપરી એક હજાર ગામનો અધિપતિ ઠરાવવો. પ્રત્યેક ગામમાં જે ગામ સંબંધી તકરારો ઉત્પન્ન થાય, તેનો નીવેડો ગામધણી અથવા ગામનો મુખી કરે; તથા ગામના સમાચારની ખબર રાખે. તથા દશ ગ્રામાધિપતિને તે જાહેર કરે; તે દશગ્રામાધિપતિ વીશગ્રામાધિપતિને નિવેદન કરે, તે વીશ ગામનો અધિકારી પોતાના

તાબાનાં ગામોના સારા માઠા સર્વ સમાચાર સો ગામના અધિકારીને જાહેર કરે. ગામમાં જે ઉપભોગના પદાર્થો ઉત્પન્ન થતા હોય તેનો વિભાગ ગામના અધિકારીને મળે અને તે વડે તેણે પોતાના સુખભોગ સંપાદન કરવા અને વળી તે વડે દશ ગામના અધિકારીનું પણ પોષણ કરવું. દશ ગામના અધિકારીએ વીશ ગામના અધિકારીનું પોષણ કરવું. જે સો ગામનો અધિકારી હોય તેનો સત્કાર કરીને તેને નોકરીના બદલામાં એક ગામની ઉપજ આપવી. હે ભરતશ્રેષ્ઠ! તે ગામ મોટું, વિશાલ અને સારી વસ્તીવાળું જોઇએ. હે ભારત! તે ગામ રાજાએ ઠરાવેલા અનેક ગામના અધિપતિના તાબામાંનું હોવું જોઇએ. કેમકે નહિ તો સો ગ્રામાધિપતિ તેપર પોતાનો સ્વતંત્ર અખત્યાર ચલાવીને પ્રજાનું પીડન કરે. હજાર ગામના અધિપતિને એક શાખાનગર નોકરીના બદલામાં ઉપભોગ માટે આપવું. અને રાષ્ટ્રપાળ (પ્રાંતના સુબા) સહિત તે ધાન્ય અને સુવર્ણના ઉપભોગ યુક્ત શાખાનગર ભોગવવાને યોગ્ય છે. તેમણે સંગ્રામ કરવો હોય ત્યારે તે કરવો તથા તે ન હોય ત્યારે ગ્રામ સંબંધી કૃત્ય કરવાં. એ સર્વે અધિકારીઓનાં કૃત્ય ઉપર ધર્મને જાણનાર એકાદ સચિવે ( પ્રધાન ) સાવધાન થઇને તપાસ રાખવી જોઇએ અથવા પ્રત્યેક નગરમાં એક એક પ્રધાન સર્વ અર્થનું ચિંતન કરી શકે એવો રાખવો. જેમ નક્ષત્રોમાં સર્વથી ઉચ્ચ સ્થાનમાં રહેલો મહા ભયંકર રૂપવાળો કોઇ ગ્રહ હોય તેમ, સર્વે અધિકારીઓથી ઊંચા સ્થાનમાં રહેલો સર્વના કાર્યની તપાસ રાખનારો અધિકારી જોઇએ. તે સર્વે અધિકારીનો ઉપરી હોઇને છૂપા દૂતોવડે તાબાના અધિકારીઓનાં આચરણની ખબર મેળવતો રહે, એમ કરવું. કેમકે પ્રજાનું રક્ષણ કરવાને અધિકાર આપેલા પુરૂષોમાંથી કેટલાક હત્યા કરનારા, પાપી મનોરથવાળા, પારકું ધન હરણ કરી લેનારા, અને લુચ્ચા હોય છે. તેમનાથી એ સઘળી પ્રજાનું રક્ષણ કરવું ઘટે છે. વેપારી વર્ગ પાસેથી જે કર લેવો તેમાં તેમની મૂળ ખરીદી, વકરો, માર્ગનું ખરચ, તેમના સઘળા કુટુંબ વગેરેનું ભોજન ખરચ અને તેમના નિર્વાહની યોગ્યતા, સર્વ ઉપર વિચાર કરીને તેમની પાસેથી કર લેવાની રકમ ઠરાવવી. કારીગર પાસેથી કર લેવો તેમાં પણ કારીગરીની વસ્તુની ઉપજ, તે ઉપર

થતી ખરાજાત, તેમના ગુજરાનનું સાધન, તેમની કારીગરીની કુશળતા, એ સર્વનો વારંવાર વિચાર કરીને કારીગરી ઉપર કર નાખી તે કારીગરો પાસેથી લેવો. હે યુધિષ્ઠિર ! પૂર્વે થઇ ગયેલા રાજાઓએ જે હલકા ભારે કર યોજ્યા હોય તેનું અનુસરણ કરવું; તથા પોતાની પ્રજા જે જે રીતે દુ:ખી ન થાય તે તે રીતે રાજાએ કરવું. ધન, ધાન્ય, વગેરે વૃદ્ધિરૂપ ફળ અને તે પ્રાપ્ત કરવાની મેહેનત રૂપ કર્મ, એ બે વાનાં ઉપર વિચાર કરીને પછી સર્વે પ્રકારના કરની રકમ ઠરાવવી; કેમકે ફળ અને કર્મ એ બન્નેમાં હેતુ વિના કોઇની પ્રવૃત્તિ થતી નથી. જે રીતે રાજા અને કર્મનો કર્ત્તા, એ બન્ને જણુ તે કર્મમાં ભાગીયા થઇ શકે. એ રીત વિચાર કરીને હમેશાં રાજાએ કર લેવો. રાજાએ પોતાની લોભવૃત્તિને રોકીને અને પ્રસન્ન મુખે સર્વની સાથે વર્તન કરીને પોતાનું મૂળ જે દેશ અને બીજાનું મૂળ જે ખેતી, કારીગરી, વેપાર, વગેરે, તેનું છેદન કરવું નહિ. કેમકે જે રાજા બહુ ખાનારો હોય છે એટલે પ્રજા પાસેથી ઘણો ભારે કર લેનારો હોય છે, તે રાજા સર્વત્ર પ્રખ્યાત હોય તથાપિ તેની પ્રજા તેનો દ્વેષ કરે છે; અને જેનો સર્વ કોઇ દ્વેષ કરે છે તેનું ભલું કયાંથી થાય ? જે કોઇને પ્રિય નથી લાગતો તેને સારૂં ફળ મળતું નથી. અત્યંત બુદ્ધિવાળા પુરૂષે વાછરડાની પેઠે દેશને દોહોવો. એટલે જેમ વાછરડાનું પોષણ થવા દેઇને પછી ગાયને દોહી હોય તો તે દોહોનારને દૂધ મળે છે અને વાછરડો પણ બળવાન થવાથી ધણીએ મૂકેલો ભાર વેહેવાને સમર્થ થાય છે. પણ હે યુધિષ્ઠિર ! જો ગાયને અત્યંત દોહી લીધી હોય તો તેનો વાછરડો દૂર્બળ થવાથી કર્મ કરવાને શક્તિમાન તે રહેતો નથી. દેશને પણ અતિશય દોહી લીધો હોય તો તે કોઇ મોટું કર્મ કરવાને સમર્થ થતો નથી. પણ જે રાજા પોતેજ પોતાના દેશનું રક્ષણ કરીને તે દેશના ઉપર કૃપા કરે છે-તેનું પોષણ કરે છે, તે પોતાના સન્નતિ પુરૂષો ઉપર પોતાની જીવિકા પ્રાપ્ત કરીને અત્યંત મોટું ફળ પ્રાપ્ત કરી શકે છે. આપત્તિ કાળ કાઢવાને અર્થે દેશને આપેલું ધન દેશમાંજ વધવા દેવું. કેમકે દેશ એજ ખજાના રૂપ છે; તથા તેનેજ ઘરમાંનો ખજાનો જાણવો. માટે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે જે પોતાને આશરીને રહેલા હોય તથા જેઓ પાસે બહુ થોડું ધન હોય તેવા

સર્વે નગરવાસી તથા દેશવાસી મનુષ્યોને શક્તિ પ્રમાણે રાજાએ મદદ કરવી. રાજાને જ્યારે ધન જોઇતું હોય ત્યારે બાહારના ચોર વગેરે લોકોની સાથે ભેદ કરીને ગામના લોકો પાસેથી સુખે કરીને ધન લેવું. એમ કરવાથી તે લોકો સુખમાં કે દુ:ખમાં હશે પણ તે રાજા ઉપર કોપ પામશે નહિ. પ્રથમ તો ધનની જરૂર છે માટે પ્રત્યેક ગામમાંથી ધન લેવામાં આવશે એમ તેમને સૂચના આપવી; પછી પોતાના દેશમાં સ્વારી ફરવા નીકળીને દેશમાં ભય ઉત્પન્ન થયું છે એમ બતાવવું. તેમને એમ બતાવવું કે શત્રુ રાજા આપણા દેશ ઉપર ચઢી આવે છે અને તેથી મોટી આપત્તિ અને મોટું ભય ઉત્પન્ન થયું છે. તથા વાંસને જેમ ફળ આવે એટલે તે સુકાઇ જાય છે, તેમ આ શત્રુની ચડાઇ દેશનો અંત આણશે. ઘણાક ચોર લોકોની સાથે શત્રુઓ મળી જઇને મારા ઉપર ચઢી આવ્યા છે તથા પોતાનોજ વધ કરવાને આ દેશને પીડા કરવાને ઇચ્છે છે. આ મહા ઘોર આપત્તિ ઉત્પન્ન થઇ છે તથા મહા દારૂણ ભય પ્રાપ્ત થયું છે; એમાંથી તમને બચાવવાને માટે તમારી પાસેથી મારે ધન મેળવવાની જરૂર પડી છે, એ સંકટનું નિવારણ થશે ત્યારે હું તમને તમારૂં ધન પાછું આપીશ, પણ કદાચિત્ તમે મને ધન નહિ આપો અને તેથી શત્રૂઓ દેશમાં પેશીને બળાત્કારે જે ધન હરણ કરી જશે તે તમને પાછું મળવાનું નથી. શત્રુઓ દેશમાં પેસશે તો તમારી સ્ત્રી આદિક સર્વ સંપત્તિનો વિનાશ થશે. કદાપિ તમે કહેશો કે અમારાં પુત્ર અને સ્ત્રીને માટે અમે દ્રવ્યનો સંચય કર્યો છે, તો તમારૂં તે કહેવું હું પસંદ કરૂં છું. અને તમારા પુત્રોને અર્થેજ હું તે આપવાની તમને પ્રેરણા કરૂં છું. તમને અને દેશને પીડા ઉત્પન્ન થાય નહિ તેમ શક્તિ પ્રમાણે સર્વની પાસેથી હું ધનનું ગ્રહણ કરૂં છું, માટે આપત્તિ કાળમાં જાતવાન બળદની પેઠે તમારે એ ભાર વેહેવો ઘટે છે, કોઈ પણ જાતનું સંકટ આવે તેને સમયે તે સંકટ ફેડવા કરતાં ધનને વિશેષ વાહાલું કરવું યોગ્ય નથી. એ પ્રમાણે સમયને વર્તનારા રાજાએ ઉપચાર સહિત મધુર અને કોમળ વાણીથી બોલી જાણનારા પોતાના અધિકારીઓને પ્રજામાંથી ધન એકઠું કરવાને મોકલવા અને તેમણે ધન ગ્રહણ કરવાના ઉપાયની સારી રીતે

યોજના કરીને ધન ગ્રહણ કરવું. વળી શત્રુથી રક્ષણ કરવાનો કિલ્લો, સેવકોનું પોષણ કરવામાં થતો ખરચ, સંગ્રામથી ઉપજેલો ભય, અને યોગક્ષેમ, એ સર્વે જોઇને,—એ સર્વે બતાવીને ઢોરાં પાળનાર વૈશ્યની પાસેથી કર લેવો. જો તેમની ઉપેક્ષા કરવામાં આવે તો ગોવાળ, જેવો અરણ્યમાં વસે છે, તેઓ નાશ પામે; માટે તેમની સાથે વિશેષે કરીને કોમળ ઉપાય કામે લગાડવા. હે યુધિષ્ટિર! ગોવાળ જાતિનું વારંવાર સાંત્વન કરવું, રક્ષણ કરવું, તેમને જોઇતા પદાર્થ કે ધનાદિક આપવું, તેમની સ્થિતિ દેશમાં રહે તેમ કરવું, તથા તેમને અન્નાદિક આપીને રાજી કરવા. હે ભારત! સારા ફળની નિરંતર ગોવાળ જાતિને વિષે યોજના કરવી. અર્થાત્ તેમને સારૂં ફળ આપવું. તેઓ દેશને સમર્થ કરે છે તેમ વ્યવહારને અને ખેતીને પણ સમર્થ કરે છે, માટે ગોવાળ જાતિ ઉપર ઘણો ઓછો અને કોમળ કર નાંખવો. હે યુધિષ્ટિર! સર્વે સ્થાનમાં પશુ પાળનારી ગોવાળ જાતિમાં કુશળપણે નિર્વાહ કરવો સુલભ છે, માટે એના સરખું બીજું કાંઇ ઉત્તમ નથી.

सर्वत्रक्षेमचरणंसुलभंनामगोमिषु ॥
नह्यतःशहशंकिंचिद्वरमस्तियुधिष्ठिर ॥ ३८ ॥
इतिश्री महाभारते शां० रा० गु० भा० सप्ताशीतितमोऽध्यायः ॥ ८७॥

---

युधिष्ठिरउवाच ॥ यदाराजासमर्थोपिकोशार्थीस्यान्महामते ॥
॥ कथंप्रवर्त्तेततदातन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે મોટી બુદ્ધિવાળા! હે પિતામહ! જ્યારે રાજા સમર્થ છતાં પણ તેને ખજાનાની જરૂર હોય ત્યારે તેણે કેમ વર્તવું તે મને કહો. ભીષ્મ કહે છે,—જેવો દેશ, જેવો કાળ, જેવી બુદ્ધિ અને જેવું બળ હોય તે પ્રમાણે રાજાએ ધર્મનો માત્ર ખપ કરીને પ્રજાના હિતમાં પ્રીતિ રાખી તેનું પાલણ કરવું. જે રીતે કરવાથી તે પ્રજાનું તથા પોતાનું પણ હિત થાય, તે રીતે સર્વે કર્મ રાજાએ પોતાના દેશમાં પ્રવર્ત્તાવવાં. ભમરો જે વૃક્ષમાંથી મધુ ગ્રહણ કરે છે એ રીતે મૂળ પદાર્થને હાનિ ન

કરતાં સાર માત્રના ગ્રહણ કરનારા થઇને રાજાએ દેશમાંથી ધન ગ્રહણ કરવું. ગાયના દોહોનારાએ જેમ વાછરડાંનું પોષણ થવા જેટલું દૂધ આંચળમાં રહેવા દેવું જોઈએ છીએ, પણ સ્તનમાં દૂધ ભરેલું છે એવી સમજથી સ્તનનેજ કચરીને નીચોવી લેતો નથી તેમ રાજાએ પણ પ્રજાના પોષણ માટે રહેવા દઇ દેશમાં ધન ગ્રહણ કરવું, પણ પ્રજાને પીડા કરવી નહિ. રાજાએ જળોનો ગુણ રાખવો; એટલે જળો જેમ કોમળ દંશવડે કરીને રૂધિર ચૂશી લે છે, તેમ રાજાએ પણ કોમળ ઉપાયોથી દેશમાંથી દ્રવ્ય હરણ કરવું. જેમ વાઘણ પોતાનાં બચ્ચાંને મોંમાં ઘાલીને એક જગોથી બીજી જગોએ લેઈ જાય છે, પણ તેમને દાંત બેસવા દેતી નથી, તેમ રાજાએ પણ ધન માત્ર ગ્રહણ કરવા રૂપ કાર્ય સાધતાં પ્રજાને પીડા થવા દેવી નહિ. જેમ તીક્ષ્ણ મોઢાવાળો ઉંદર ઉંઘેલાં માણસના પગના તળિયાનું માંસ કોમળ ઉપાયથી ખાય છે, અને ઉંઘેલાં માણસને લગાર વેદના થવાથી તે માત્ર પગ હલાવે છે પણ જાગીને ઉંદરનું નિવારણ કરતો નથી, તેમ રાજાએ પણ કોમળ ઉપાયથી દેશમાંથી દ્રવ્ય મેળવવું. પ્રથમ થોડો થોડો કર લેવો; પછી પ્રતિ વર્ષે તેમાં કાંઈ કાંઇ બેમાલુમ વધારો કરતાં જવું; વળી ફરીને કાંઇ વધારો કરવો; એ રીતે અનુક્રમે કરમાં વધારો કરવો. અને એ રીતે દેશની ઉપજમાં વૃદ્ધિ કરવી; જેમ વાછરડાને નાથ ઘાલીને ધીમે ધીમે તેમને ભાર ખેંચવાને યોગ્ય કરવામાં આવે છે, તેમજ કોમળ ઉપાયથી પ્રયત્ને કરીને ધીમે ધીમે પ્રજાને પણ કરરૂપી નાથ ઘાલવી; પણ એકદમ ઘણો બોજો ખેંચાવવો નહિ. જો વાછરડાઓને એકદમ નાથ ઘાલીને તરતજ તેમને ગાડે જોડવામાં આવે તો તે વશમાં રહેશે નહિ માટે ઘટિત પ્રકારથીજ તેમને ભાર ખેંચવાને યોગ્ય કરવા જોઈશું. તે પ્રમાણે પ્રજા ઉપર એકદમ તું કરનો બોજો અત્યંત નાંખીશ તો તે પણ સહન કરશે નહિ અને નવા નાથેલા આખલાની પેઠે તોફાન કરશે; માટે ધીમે ધીમે પ્રયત્ને કરીને તારે તેમની પાસેથી ઘટતી રીતે દ્રવ્ય મેળવવું. પુરૂષો પ્રત્યે રાજાએ જે જે સમારંભ કરવો ઘટે છે, તે તે મહા કઠિન છે; માટે મુખ્ય મુખ્ય પુરૂષોનું સાંત્વન કરીને બીજા મનુષ્યો પાસેથી દ્રવ્ય મેળવવું. તે મુખ્ય પુરૂષદ્વારા બીજા પુરૂષો જેમની પાસેથી રાજાને દ્રવ્ય

ગ્રહણ કરવાની ઈચ્છા છે, તેમનો પરસ્પર ભેદ કરીને અને તેમને સાંત્વ ઉપાયથી સમજાવીને વિના પ્રયાસે પોતાની મરજીમાં આવે તેટલું ધન રાજા પ્રાપ્ત કરી શકશે. રાજાએ કર નાખતાં પણ દેશકાળનો વિચાર કરવો કેમકે જ્યાં ઘટે નહિ ત્યાં અને જે સમયે કર નાખવો યોગ્ય ન હોય તે સમયે પ્રજા ઉપર કર નાખવો નહિ; પણ ક્રમે કરીને સમય પ્રમાણે અને વિધિ પ્રમાણે સાંત્વ ઉપાયથી કર નાખવો. એ રીતે ધન ગ્રહણ કરવાના ઉપાય હું કહું છું, તેમાં કોઇ પ્રકારનું કપટ કરવાનું કહેવાનો મારો ઇરાદો નથી; પણ ઘટિત ઉપાય કામે લગાડવા એમજ કહેવાનો મારો અભિપ્રાય છે. કેમકે ઘટિત ઉપાય કામે લગાડ્યા વિના ઘોડાને લગામ આપતાં તે ખીજવાય છે, અને તે રીતે પ્રજાનું પણ જાણવું. મદ્યશાળા (દારૂનાં પીઠાં), વેસ્યાઓ, દૂતીઓ, ધર્મ હિંસક (દુરાચારીઓ), ઠગ, (જુગારીઓ,) અને એવાજ જે બીજા હોય, તે સર્વેનું રાજાએ નિયમન કરવું; કેમકે એ સર્વે દેશને હાનિ કરનારા છે, એવા લોકો દેશમાં રહેવાથી તેમાંની સારી પ્રજાને તે હરકત કરે છે. કોઈ મનુષ્યે આપત્તિમાં આવ્યા શિવાય બીજા પાસે કાંઈ પણ માગવું નહિ; એવી પ્રાણીમાત્રની વ્યવસ્થા મનુએ પૂર્વકાળથી કરેલી છે. જો મનુષ્યો ધંધો રોજગાર કરે નહિ તો સર્વ કોઇ બીજાએ કરેલી મેહેનત ઉપર પોતાની જીવિકા ચલાવે; અને એમ થવાથી આ સર્વે લોકોનો નાશ થાય એમાં કાંઇ સંશય નથી. એવા સર્વ લોકોનો કબજો કરવાને સમર્થ રાજા છે, માટે જે રાજા તેમનો કબજો કરતો નથી, તે તેમના પાપનો ચતુર્થાંશ ભોગવે છે એમ વેદમાં કહેલું છે. હે રાજન્! પ્રજાએ કરેલા પુણ્યના ફળનો વિભાગ જેમ રાજાને મળે છે, તેમ તેમણે કરેલા પાપના ફળનો વિભાગ પણ રાજાને મળે છે, માટે જેઓ પાપી હોય તેમને રાજાએ નિરંતર શિક્ષા કરવી. જે રાજા તેવા પાપીઓને શિક્ષા કરી તેમનો કબજો કરતો નથી, તે રાજાએ જાતેજ પાપ કર્યું એમ જાણવું. કેમકે જેમ પ્રજાએ કરેલા ધર્મનો ચોથો ભાગ રાજાને મળે છે, તેમ પ્રજાએ કરેલા અધર્મનો પણ ચોથો ભાગ રાજાને મળે છે. એ પૂર્વે કહેલાં મદ્યશાળા આદિક સ્થાનનો નિગ્રહ કરવાથી રાજાને ધર્મનું ફળ મળે છે. કેમકે જેઓ મદ્યાદિકના પ્રસંગમાં પડે છે, તેમના અભ્યુદયનો નાશ થાય

છે. જે પુરૂષ કામલંપટ બન્યો, તે કયું અકાર્ય નહિ કરે વારૂ? મદ્ય, માંસ, પારકું ધન, પર સ્ત્રી, પારકી બીજી કાંઈ મિલકત, એ વગેરે પદાર્થોમાં જેનું મન પ્રીતિથી બંધાયું તે તેનું ગ્રહણ કરે અને તેવાં તેવાં શાસ્ત્ર પણ બનાવીને પ્રવર્તાવે. જે માણસને દાન લેવાનો અધિકાર નથી, તેવો કોઇ મનુષ્ય આપત્તિ પડવાના કારણથી યાચના કરતો હોય તો ધર્મ વિચારીને તેને આપવું, પણ ન આપવાથી આપણી નિંદા થશે, એવા ભયથી આપવું નહિ. હે યુધિષ્ઠિર! તારા રાજ્યમાં ભીખારીઓ ન હોશો અને લુંટારા ચોર પણ ન હોશો. સંકટમાં પડ્યા શિવાય શઠપણાવડે કરીને જે યાચના કરે છે તેમને આપનારા પુરૂષો, પ્રાણીઓની અભ્યુન્નતિ કરનારા છે એમ તારે જાણવું નહિ. જે પુરૂષો પ્રાણીઓ ઉપર દયા કરે છે અને પ્રજાની આબાદી કરે છે, તેઓ તારા દેશમાં વૃદ્ધિ પામો; પણ જેઓ પ્રાણિઓની અભ્યુન્નતિ કરનારા નથી તેવા પુરૂષો વૃદ્ધિ પામશો નહિ. હે મહારાજ જે અધિકારીઓ પ્રજા પાસેથી લેવાને ઠરાવેલી રકમ કરતાં અધિક રકમ લે છે અથવા અધિક રકમ લેવાની પરવાનગી આપે છે તેમનો તારે દંડ કરવો. તથા એવા અધિક લેનારા પાસેથી ઠરાવેલી કરની રકમ લેવરાવનારા અધિકારી તારે ઠરાવવા. ખેતી, પશુપાલન, વેપાર, અને એવાંજ બીજાં કામ ઘણા પુરૂષો પાસે તારે જૂદાં જૂદાં કરાવવાં; કેમકે તેમ નહિ કરવાથી તે કર્મનો નાશ થાય છે. જો એકુજ માણસ ખેતી, પશુપાલન; અને વેપાર એ સર્વે કર્મ કરવા માંડે તો તેને ચોરથી, લુંટારાથી કે રાજપુરૂષોથી કાંઇક ભય ઉત્પન્ન થાય, અને તેથી તે રાજાની નિંદા કરવાને પ્રવૃત્ત થાય. તારા રાજ્યમાં જેઓ ધનવાન હોય તેમનો તારે નિરંતર અન્ન, પાન, અને વસ્ત્રાદિકથી સત્કાર કરવો અને તેમને કહેવું હમારી સાથે તમે પણ પ્રજા ઉપર ઉપકાર કરો. હે ભારત! ધનવાન પુરૂષો એ રાજાનું મોટું અંગ છે; તથા ધનવાન પુરૂષ સર્વે પ્રાણીઓનું સર્વોત્તમ શિખર છે એમાં સંશય નથી. જ્ઞાની, શૂરો, ધનવાન, સ્વામી, ધાર્મિક, તપસ્વી, સત્યવાદી, અને બુદ્ધિમાન, એટલા પુરૂષો બીજાનું રક્ષણ કરવાને શક્તિમાન છે. માટે હે રાજન્! સર્વે પ્રાણીઓ ઉપર તું પ્રીતિવાળો થા; અને સત્ય, નિષ્કપટ ભાવ, અક્રોધ અને આશ્રિત ઉપર દયા, એ ગુણોનું

પાલન કર. હે રાજન્ ! એ રીતે સત્ય અને નિષ્કપટ ભાવ રાખવાથી તથા મિત્ર, કોશ, અને બળયુક્ત થવાથી દંડ, કોશ મિત્ર અને પૃથ્વી, તને પ્રાપ્ત થશે.

एवंदंडंचकोशंचमित्रंभूमिंचलप्स्यसि ॥
सत्यार्जवपरोराजन्मित्रकोशबलान्वितः ॥ ३३ ॥
इतिश्री महाभारते शां० रा० गु० भा० अष्टाशीतितमोऽध्यायः ॥८८॥

**भीष्मउवाच** ॥ वनस्पतीन्भक्ष्यफलान्नच्छिंद्युर्विषयेतव ।
॥ ब्राह्मणानांमूलफलंधर्ममाहुर्मनीषिणः ॥ १ ॥

ભીષ્મ કહે છે,- હે રાજન્ ! તારા દેશમાં જે વૃક્ષનાં ફળ ખાવા યોગ્ય છે તે વૃક્ષનું તારે છેદન કરવા દેવું નહિ; કેમકે મૂળ અને ફળ ઉપર નિર્વાહ કરવો એ બ્રાહ્મણોનો ધર્મ છે એમ બુદ્ધિમાન ઋષિઓ કહે છે. બ્રાહ્મણ તેનો ઉપયોગ કરે, તે કરતાં વિશેષ હોય તો બીજા લોકો પણ તે ખાઈ શકે; પણ બ્રાહ્મણની વૃત્તિને હરકત કરીને બીજા કોઇને તેનો ઉપયોગ કોઇ પણ પ્રકારે કરવા દેવો નહિ. હે રાજન્ ! જો તારા દેશમાં કોઇ બ્રાહ્મણની જીવિકા નહિ મળવાથી પોતાના જીવન અર્થે તે દેશ જોડીને જતો હોય તો તારે તેને જવા દેવો નહિ પણ સ્ત્રી સહિત તેની જીવિકા તારે બાંધી આપવી, પણ તેમ છતાં જો તે પાછો ન વળે તો તેને બ્રાહ્મણોની સભામધ્યે પૂછવું કે તારે શું જોઇએ છીએ ? તું જે કહે તેની મર્યાદા આ લોક કરી આપશે. અર્થાત્ તે વૃત્તિ ન હોવાથી દેશનો ત્યાગ કરતો હોય તો તેને વૃત્તિ કરી આપવી. પણ રાજરથાદિક ન મળવાથી દેશનો ત્યાગ કરતો હોય તે પણ તેને આપવું જોઇએ એમ કાંઇ નથી. જો તે બ્રાહ્મણ એમ કહે કે "આજ સુધી જો તમે અમને જીવિકા આપી હોત તો નિશ્ચય હું પાછો વળત. પણ તમે તો જ્યારે હું દેશ તજવા તૈયાર થયો ત્યારે જીવિકા બાંધી આપવા તૈયાર થયા છો " તો તેને કેહવું કે, જે વાત બની ગઇ તે ભૂલી જવી જોઇએ છે, અર્થાત્ તે વાતની ક્ષમા કરવી; હે કૌંતેય ! એ સનાતન ધર્મ છે. વળી તેને કહેવું કે, હે બ્રહ્મન્ ! જો બ્રાહ્મણ પરમ ભોગની ઇચ્છાથી દેશ તજતો હોય તો તેને ભોગ પણ આપીને દેશમાં રા-

ખવો અને જીવિકા ન હોવાથી તે દેશ છોડતો હોય તો જીવિકા પણ આ-પવી, એમ લોકો કહે છે, તેમાંથી છેલ્લી વાત તો ઠીક છે, પણ પેહેલી વાત ઉ-પર મને શ્રદ્ધા આવતી નથી. ખેતી, પશુપાલન, અને વેપાર, એ લોકોની જીવિકાના હેતુ છે; અને ત્રણ વેદ એ લોકોની સ્વર્ગપ્રાપ્તિ કરાવી આપનાર છે. તે વિદ્યા જ્યારે પડતી દશામાં આવે છે ત્યારે જેઓ તેથી વિરૂદ્ધ ચાલ-નારા ચોર લોકો હોય છે તેમનો વધ કરવાને અર્થે બ્રહ્માએ ક્ષત્રિઓ સરજ્યા છે. હે રાજન્ ! હે કુરૂકુળને આનંદ આપનાર યુધિષ્ઠિર ! શત્રુઓને જીત, પ્રજાઓનું રક્ષણ કર, યજ્ઞો કરીને દેવતાઓનું પૂજન કર, અને સંગ્રામમાં વીર થઇને યુદ્ધ કર. જે રાજા રક્ષણ કરવા યોગ્ય પ્રજાનું પાલન કરે છે તેને સર્વે રાજાઓમાં ઉત્તમ રાજા જાણવો; પણ જે રાજાઓ તેમનું રક્ષણ કરતા નથી તેમની કાંઇ જરૂર નથી. હે યુધિષ્ઠિર ! રાજાએ સર્વે લોકોથી નિરં-તર માહિતી મેળવતાં રહેવું કે મનુષ્યો ઉપર મનુષ્ય શા માટે સરદારી ભો-ગવે ? પોતાના મનુષ્યોથકી બીજા લોકોનું રક્ષણ કરવું અને બીજા લોકોથકી અથવા શત્રુઓથકી પોતાના મનુષ્યોનું રક્ષણ કરવું; વળી પ્રજાના બીજા લોકોનું શત્રુઓથકી અને પોતાના મનુષ્યોનું પોતાના બીજા મનુષ્યોથી સર્વદા તારે રક્ષણ કરવું. વળી હે રાજન્ ! એ સર્વેથી તારે પોતાનું રક્ષણ કરીને પછી પૃથ્વીનું રક્ષણ કરવું; કેમકે વિદ્વાન પુરૂષોએ એ સર્વનું મૂળ આત્મા (પોતે) કહેલો છે. મારૂં છિદ્ર શું છે ? મને કયા વ્યસનની આસક્તિ છે ? શું કર્મ મેં સંપાદન કર્યું નથી કે પૂર્ણપણે સિદ્ધ કર્યું નથી ? અને મને કયા સ્થળમાંથી દૂષણ લાગશે ? એ વાતોનું નિરંતર ચિંતન કરવું. વળી મેં કરેલાં કામ જતે દહાડે વખણાય છે કે કેમ ? તે જાણ-વાને માટે છુપા ચારાઓને પૃથ્વીમાં ફરવાને મોકલવા. કેમકે તેઓ ફરીને ખબર મેળવે કે લોકો મારાં કૃત્ય વખાણે છે કે નહિ ? દેશમાં મારૂં આચરણ લોકોને પસંદ પડે છે નહિ ? મારી કીર્તિ દેશમાં સારી છે કે કેમ ? હે યુધિષ્ઠિર ! ધર્મને જાણનારા, ધૃતિવાળા, અને સંગ્રામમાં પલાયન નહિ કરનારા, એવા જેઓ તારા રાજ્યમાં પોતાનું જીવન કરતા નહિ હોય અથવા જેઓ તારે આશ્રયે જીવના હોય, અથવા તારા સર્વે પ્રધાનો અને બીજા મધ્યસ્થ લોકોમાંથી જેઓ તને નિંદતા હોય કે વખાણતા હોય તે

સર્વે તારા પ્રત્યે સારી રીતે આચરણ કરે એમ તું કરજે. હે ભારત! હે તાત! મિત્ર, શત્રુ અને મધ્યસ્થ સર્વ કોઇને અત્યંત પસંદ પડવું શક્ય નથી. યુધિષ્ઠિર કહે છે,–હે પિતામહ! મનુષ્યોમાં જેઓનાં બાહુબળ સમાન છે, અને ગુણ પણ સમાન છે, તેમાંથી એકાદ સર્વના કરતાં અધિક શી રીતે થઈ શકે અને સર્વેના ઉપર શી રીતે અધિકાર ભોગવી શકે! ભીષ્મ કહે છે,–જંગમ પ્રાણીઓ સ્થાવર પ્રાણીઓને ખાય છે, દાઢોવાળા દાઢો વિનાનાને ખાય છે, દાઢમાં જેમને ઝેર છે એવા સર્પ જેમ સર્પને ખાય છે, તેમ તેઓ એક બીજાને ખાઇ જાય છે. હે યુધિષ્ઠિર! એ શત્રુઓથકી સદા તારે સાવધાન રહેવું. કેમકે અસાવધાની રાખવાની ગીધના જેવા તેઓ તૂટી પડે છે. વારૂ તારા દેશમાં વેપારીઓ કરથી પીડાઇને ઉદ્વેગ તો નથી પામતા? વારૂ તેમને ઘણું આપીને થોડું લેવું પડે છે તથા વન વગડામાં તેઓ પડી રહીને તેનું ફળ પામતા નથી, એમ તો નથી થતું? વારૂ અત્યંત પીડા પામીને ખેડુતો તારો દેશ છોડીને જતા તો નથી રહેતા? કેમકે જેઓ રાજાની ઝુંસરી વહન કરે છે તે બીજાઓનું પણ ભરણપોષણ કરે છે. એમના આપવાથી દેવ, પિતૃઓ, મનુષ્ય, સર્પ, રાક્ષસો, પક્ષીઓ, અને પશુઓ જીવે છે. હે ભારત! તારા દેશની વૃત્તિ, તથા રાજાઓનું રક્ષણ મેં તને એ પ્રમાણે કહ્યું. હે પાંડવ! એજ અર્થનો આશ્રય કરીને ફરીને પણ હું તને કહીશ.

एषातेराष्ट्रवृत्तिश्चराज्ञांगुप्तिश्चभारत ।
एतमेवार्थमाश्रित्यभूयोवक्ष्यामिपांडव ॥ २६ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वाणि राष्ट्रगुप्तौ
गुर्जरभाषायां एकोननवतितमोऽध्यायः ॥ ८९ ॥

**॥ भीष्मउवाच ॥** यानंगिराःक्षत्रधर्मानुतथ्योब्रह्मवित्तमः ।
॥ मांधात्रेयौवनाश्वायप्रीतिमानभ्यभाषत ॥ १ ॥

ભીષ્મ કહે છે,–હે યુધિષ્ઠિર! બ્રહ્મને જાણનારાઓમાં શ્રેષ્ઠ અંગિરાના પુત્ર ઉતથ્યે યૌવનાશ્વના પુત્ર માંધાતાને જે ક્ષત્રિય ધર્મ પ્રસન્ન

થઇને કહ્યા હતા—તે વેદ જાણવામાં ઉત્તમ ઉતથ્યે જેવી એને શિક્ષા કરી હતી તે સર્વ હું તને કહીશ. ઉતથ્ય કહે છે,—હે માંધાતા ! ધર્મને અર્થે રાજાની ઉત્પત્તિ છે, પણ કામ ઇચ્છા તૃપ્ત કરવા માટે નથી; રાજા લોકનો રક્ષણ કરનાર છે એમ તારે જાણવું. જો રાજા ધર્મનું આચરણ કરે છે તો તેનામાં દેવપણું આવે છે; પણ જો તે અધર્મ આચરે છે, તો તે નરકમાં પડે છે. સર્વે પ્રાણીમાત્રની સ્થિતિ ધર્મમાં છે અને તે ધર્મ રાજામાં રહે છે; તે ધર્મનું જે રાજા સારી રીતે અનુશાસન કરે છે તે રાજાજ પૃથ્વીનો ધણી થવાને યોગ્ય છે. પરમ ધર્મ સ્વરૂપ અને લક્ષ્મીવાન રાજા તે ધર્મજ કહેવાય છે; પણ જ્યારે ધર્મનો નાશ થાય છે અને પાપીઓને વારનાર કોઇ હોતો નથી ત્યારે દેવતાઓની નિંદા થાય છે. પોતાના ધર્મમાં વર્તનારા પુરૂષોના અર્થની સિદ્ધિ થાય છે; અને તે મંગળરૂપ ધર્મનુંજ લોકો અનુવર્તન કરે છે. જ્યારે પાપી પુરૂષોનું પાપ કર્મથી નિવારણ થતું નથી, ધર્માચરણનો નાશ થાય છે, અને મોટો અધર્મ ઉત્પન્ન થાય છે; તથા તેથી રાત્રિ દિવસ ભય દૃશ્યમાન થાય છે. જ્યારે પાપી પુરૂષોનું પાપથી નિવારણ થતું નથી, ત્યારે ધર્મવડે આ મારી મિલકત છે એ સત્પુરૂષો કહી શકતા નથી, તથા દેશમાં (પ્રજામાં) વ્યવસ્થા રહેતી નથી. જ્યારે પાપીઓ બળવાન થાય છે ત્યારે સ્ત્રી પશુ, ખેતર, ઘર, ઇત્યાદિ કોઇ પદાર્થ ઉપર મનુષ્યોની સત્તા રહી શકતી નથી. જ્યારે પાપીઓનું નિવારણ થતું નથી ત્યારે અતિથિઓનો પૂજા સત્કાર થતો નથી, દેવતાઓ પૂજન પામતા નથી અને પિતૃઓ સ્વધા પણ પામતા નથી. જ્યારે પાપીઓનું નિવારણ થતું નથી ત્યારે વ્રત આચરનારા બ્રાહ્મણો વેદનું અધ્યયન કરી શકતા નથી કે વિપ્રો યજ્ઞ કરતા નથી. હે મહારાજ ! જ્યારે પાપી પુરૂષનું નિવારણ થતું નથી ત્યારે શસ્ત્રથી કાપેલા પ્રાણીઓની પેઠે સર્વનાં મન વિહવળ થાય છે. પૂર્વે ઋષિઓએ આ લોક તથા સ્વર્ગ લોક બન્નેને જોઇને રાજારૂપ એક મોટું સત્વ ઉત્પન્ન કરીને ધાર્યું કે આ 'ધર્મ' થશે, એ ધર્મ જેનામાં શોભે છે તેને 'રાજા' કહે છે; પણ જેનામાં તે ધર્મ લય પામી જાય છે તેને દેવતાઓ 'વૃષળ' (અધર્મી) જાણે છે. ભગવાન્ ધર્મને 'વૃષ' કરીને કહેછે.

જે પુરૂષ તેને 'અલમ્' (પૂરો-અર્થાત્ સમાપ્તિ) કરી નાંખે છે તેને 'વૃષળ' કહે છે; માટે ધર્મની વૃદ્ધિ કરવી. જ્યારે ધર્મ વૃદ્ધિ પામે છે ત્યારે સર્વે પ્રાણીઓ નિરંતર વૃદ્ધિ પામે છે; અને જ્યારે ધર્મની ક્ષીણતા થાય છે ત્યારે સર્વે પ્રાણીઓની ક્ષીણતા થાય છે, માટે ધર્મનો લોપ કરવો નહિ. ધનને ઉત્પન્ન કરે છે માટે તે ધર્મ કહેવાય છે; હે રાજન્! અથવા જ્યાં સુધી પાપનો ક્ષય થાય ત્યાં સુધી નરકમાં પ્રાણીને ધારણ કરી રાખે છે, માટે તે ધર્મ કહેવાય છે, એ નિશ્ચય છે. પ્રાણીમાત્રની ઉત્પત્તિને અર્થે સ્વયંભૂ ભગવાને ધર્મ ઉત્પન્ન કર્યો છે, માટે પ્રજા ઉપર દયા કરવાના હેતુથી ધર્મની પ્રવૃત્તિ કરવી. હે રાજાઓમાં વ્યાઘ્ર જેવા યુધિષ્ઠિર! હે પુરૂષશ્રેષ્ઠ! એટલા માટે ધર્મ સર્વથી ઉત્તમ છે; તેમ જે પ્રજાનું શાસન કરે છે તેનેજ સત્કર્મકારી રાજા કહેવો. હે ભરતશ્રેષ્ઠ! કામ અને ક્રોધનો અનાદર કરીને ધર્મનુંજ તું પાળન કર. રાજાઓને ધર્મ એજ અત્યંત કલ્યાણકારી છે. હે માંધાતા! ધર્મનું ઉત્પત્તિસ્થાન બ્રાહ્મણો છે, માટે તારે તેમનું નિરંતર પૂજન કરવું તથા ઇર્ષા તજીને તારે તેમના મનોરથ સંપૂર્ણ કરવા. બ્રાહ્મણોના મનોરથ ન પૂરવાથી રાજાને ભય ઉત્પન્ન થાય છે. તથા તેમના મિત્રોની વૃદ્ધિ થતી નથી અને શત્રુઓની વૃદ્ધિ થાય છે. વિરોચનનો પુત્ર બલિ બાળપણાથી આરંભીને નિરંતર બ્રાહ્મણોની ઇર્ષ્યા કરતો હતો, તેથી જે લક્ષ્મી પ્રતાપવાળી થઇને એને વિષે રહેલી હતી તે ત્યાંથી દૂર જતી હતી. બલિની પાસેથી તે લક્ષ્મી નીકળીને ઈંદ્રની પાસે ગઇ; અને જ્યારે તેણે તે લક્ષ્મી ઈંદ્રની પાસે જોઇ ત્યારે તે પાછળથી પોતાના માનમાં બાહુ પરિતાપ પામવા લાગ્યો. હે માંધાતા! હે રાજન્! એ અસુયાનું અને અભિમાનનું ફળ છે, માટે તારે સમજવું જોઇએ કે જેથી તારી પ્રતાપવાળી લક્ષ્મી તારો ત્યાગ કરે નહિ. હે રાજન્! અમે એમ સાંભળ્યું છે કે લક્ષ્મીને અધર્મથી એક ગર્વ નામે પુત્ર થયેલો છે, તેણે ઘણાક દેવ અને અસુરોનો ક્ષય કર્યો છે. હે ભારત! ઘણા રાજર્ષિઓનો પણ તેણે ક્ષય કરેલો છે. તેને જે જીતે તેજ રાજા થઇ શકે; પણ તેનાથી જે પરાજય પામે તે દાસ થાય છે. હે માંધાતા! એટલા માટે જો તારી ઈચ્છા ચિરકાળ રાજ્યલક્ષ્મી ભોગવવાની હોય તો ગર્વસહીત અધર્મનું સેવન જે

પ્રકારે તારાથી બને નહિ તેમ તું વર્તજે. મદ પામેલો, અત્યંત ઉન્મત્ત થયેલો, પાખંડ ધર્મથી વર્તનારો, અને વિશેષ કરીને ગાંડો થયેલો, તથા તેવાજ ઘણા જણનો સમુદાય મળેલો હોય તેમના પરિચયથી તું દૂર રહેજે. વળી કબજે કરેલો પ્રધાન, અને વિશેષે કરીને સ્ત્રીઓ, પર્વત, વિષમ જગો, હાથી, ઘોડા, પેટે ચાલનાર સર્પ સરખા પ્રાણી, એ સર્વથી સર્વદા તારે દૂર રહેવું; અને કદાચિત પ્રસંગ પડે તો રાત્રીએ તો તેમની સાથે ફરવુંજ નહિ. કૃપણપણું, અભિમાન, દંભ, અને ક્રોધ, એટલાં વાનાંનો ત્યાગ કરવો. હે રાજન્! જે સ્ત્રીને તું જાણતો ન હોય, જે સ્ત્રી પાપી હોય, જે સ્ત્રી સ્વેચ્છાચારથી વર્તનારી હોય, જે સ્ત્રી પરભારી હોય અને જે કન્યા હોય, એટલી સ્ત્રીઓની સાથે તારે મૈથુન કરવું નહિ. જ્યારે રાજા સાવધ ન રહેતાં પ્રમાદથી વર્તે છે ત્યારે તેના કુળમાં વર્ણસંકર થવાથી પાપી રાક્ષસો પેદા થાય છે, વળી કેટલાક નપુંસક, ખોડીલા, મૂગા, ગાંડા, અને એવાજ બીજા ઉત્પન્ન થાય છે, માટે રાજાએ વિશેષે કરીને પ્રજાના હિતને અર્થે વર્તવું. જ્યારે ક્ષત્રિય પ્રમત્ત થાય છે ત્યારે મોટો દોષ ઉપજે છે, તથા પ્રજાને વર્ણસંકર કરનારા અધર્મ વૃદ્ધિ પામે છે. તેવે વખતે શીતકાળ ન હોય ત્યારે શીત પડે છે; શીતકાળમાં શીત (ટાઢ) પડતું નથી; વર્ષાકાળમાં વૃષ્ટિ થતી નથી; કે અતિવૃષ્ટિ થાય છે. વૃષ્ટિકાળ ન હોય ત્યારે વૃષ્ટિ થાય છે; પ્રજાઓમાં વ્યાધિઓ પસરે છે; ધુમકેતુઓ અને ભયાનક ગ્રહો આકાશમાં નજરે આવે છે; તથા તેવાજ બીજા પણ રાજનો નાશ કરનારા ઘણાક ઉત્પાત દેખાવા માંડે છે. જે રાજા પોતાનું રક્ષણ કરી શકતો નથી તે રાજા પ્રજાનું પણ રક્ષણ કરી શકતો નથી; પછી તેની પ્રજાનો ક્ષય થવા માંડે છે અને તેની પાછળ તેનો પણ નાશ થાય છે. જે રાજાના રાજ્યમાં એક જણનું ધન બે જણ મળીને પડાવી લે છે તથા તે બે જણનું ઘણા જણ મળીને પડાવી લે છે; કુંવારી કન્યાઓની આબરૂ જેના રાજ્યમાં લુંટાય છે, તે દૂષણ રાજાનુંજ કહેવાય છે. જ્યારે રાજા ધર્મને તજને પ્રમાદ રાખે છે, ત્યારે મનુષ્યોમાં આ વસ્તુ મારી એકલાની છે એવી વ્યવસ્થા રહેતી નથી.

ममेदमितिनैकस्यमनुष्येष्ववतिष्ठति ।
त्यक्त्वाधर्मंयदाराजाप्रमादमनुतिष्ठति ॥ ४० ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि उतथ्यगीतासु गुर्जरभाषायां नवतितमोऽध्यायः ॥ ९० ॥

**उतथ्यउवाच** ॥ कालवर्षीचपर्जन्योधर्मचारीचपार्थिवः ।
॥ संपद्यदैषाभवतिसाबिभर्तिसुखंप्रजाः ॥ १ ॥

ઉતથ્ય કહે છે,-જ્યારે વર્ષાદ સમય પ્રમાણે વરસે છે તથા રાજા ધર્મ પ્રમાણે આચરણ કરનારો હોય છે ત્યારે તે સંપત્તિ પ્રજાને સુખ આપે છે. જે ધોબી રંગેલાં વસ્ત્રનો રંગ નાશ કર્યા શિવાય તેનો મેલ માત્ર કાઢી શકે એવી રીતે ધોઇ ન જાણતો હોય તો તે ધોબી હોઇને પણ નહીં જેવો છે. તેમજ રત્નોને શુદ્ધ કરનાર પણ તેને બિગાડ્યા શિવાય શુદ્ધ ન કરી શકે તો તે પણ નહીં જેવો છે. એજ પ્રમાણે બ્રાહ્મણશ્રેષ્ઠ, ક્ષત્રિય, વૈશ્ય, અને ચોથો વર્ણ જે શુદ્ર તે પણ નાના પ્રકારનાં કર્મ કરનારા છતાં પોતપોતાનાં કર્મ કરી ન જાણતા હોય તો તે નહિ જેવા છે. શુદ્રનું કર્મ દાસત્વ (સેવા) કરવાનું છે; વૈશ્યનું કર્મ ખેતી; ક્ષત્રિયનું કર્મ દંડનીતિ; અને બ્રાહ્મણનું કર્મ બ્રહ્મચર્ય, તપ, મંત્ર, અને સત્ય છે. તેઓમાંથી જે ક્ષત્રીય, વસ્ત્રને શુદ્ધ કરવાની પેઠે, શીળ આચરણમાં જે દોષ હોય તેનો નાશ કરી જાણે છે, તેનેજ પિતા જાણવો અને તેનેજ પ્રજાનો પતિ જાણવો. હે ભરતશ્રેષ્ઠ ! સત્યયુગ, ત્રેતા, દ્વાપર, અને કલિયુગ, એ સર્વે રાજાની વર્તણૂકોનાં નામ છે; રાજાજ યુગ કહેવાય છે. જ્યારે રાજા પ્રમાદી થાય છે ત્યારે ચારે વર્ણના ધર્મ, ચારે વેદ, ચારે આશ્રમ, એ સર્વે કથળી જાય છે. જ્યારે રાજા પ્રમાદી થાય છે ત્યારે ગાર્હપ્રત્ય, દક્ષિણાગ્નિ અને આહવનીય, એવા ત્રણ અગ્નિઓ—ઋગ્, યજુર, અને સામ, એ ત્રણે વેદો—અને દક્ષિણાઓ સહિત યજ્ઞ એ સર્વે પ્રમાદ પામે છે. પ્રાણીમાત્રનો કર્ત્તા પણ રાજા છે અને વિનાશ કરનારો પણ રાજાજ છે; જે રાજા ધર્માત્મા હોય તે કર્ત્તા કહેવાય છે, અને અધર્મી હોય તે વિનાશ

કરનારો કહેવાય છે. જ્યારે રાજા પ્રમાદી થાય છે ત્યારે તેની સ્ત્રીઓ, પુત્રો, બાંધવો અને મિત્રો, સર્વે એકઠા મળીને શોક કરે છે. જ્યારે રાજા અધર્મરૂપ થાય છે ત્યારે હાથીઓ, ઘોડા, ગાયો, ઉંટ, ખચ્ચર, ગધેડાં વગેરે સર્વે પ્રાણીઓ શિથિલ થઈ જાય છે. હે માંધાતા ! જગતના સરજનારે દુર્બળને અર્થે રાજારૂપ બળ ઉત્પન્ન કર્યું છે; જેનામાં સર્વ કાંઇ રહેલું છે એવું મહદ્દભૂત નિર્બળ છે, માટે તેનું પાલન કરવાથી મોટું પુણ્ય ઉપજે છે અને તેનું પાલન નહિ કરવાથી મોટું પાપ થાય છે. હે રાજન્ ! જે પુરૂષો દુર્બળ પ્રાણીઓને અન્નાદિક આપે છે તથા તેઓ અન્નાદિક પામીને તેની સેવા કરે છે, તે સર્વે, જ્યારે રાજા અધર્મમાં સ્થિતિવાળો થાય છે ત્યારે શોક કરે છે. દુર્બળનું, મુનિનું, અને સર્પનું નેત્ર સહન ન થાય એવું કઠોર છે; માટે તું દુર્બળને પીડા કરીશ નહિ. હે તાત ! અવમાન પામેલા દુર્બળને તું ઓળખી કાઢીને તેમનું સન્માન કરજે; કેમકે જેથી તે દુર્બળનાં નેત્ર તને બાંધવો સહિત નાશ કરે નહિ. દુર્બળ પુરૂષોએ દગ્ધ કરેલાં કુળમાં કોઈ અંકુર ફરીને ફૂટતો નથી; કેમકે દુર્બળનાં નેત્ર તેને મૂળસહિત બાળી નાખે છે, માટે તું દુર્બળને પીડા કરીશ નહિ. બળવાનપણાથી હું નિર્બળપણાને ઉત્તમ માનું છું, કેમકે તે અતિશય બળવાન બળ છે; નિર્બળ પુરૂષોએ દહન કરેલા બળમાંથી પાછળ કાંઇ પણ બાકી રહેતું નથી. અપમાન પામેલો, હણાયલો કે નિંદા પામેલો પુરૂષ, જ્યારે દેશમાં પોતાનું રક્ષણ કરે એવા કોઈ પુરૂષને પામતો નથી, ત્યારે તે રાજા દૈવકૃત દંડથી હણાય છે. હે તાત ! તું બળવાન હોઇને દુર્બળ પુરૂષનો ઉપભોગ કરીશ નહિ; કેમકે રખેને તને દુર્બળનાં નેત્ર, અગ્નિ જેમ ઘરને બાળી મૂકે છે તેમ, બાળી નાખે નહિ ! મિથ્યા અભિશાપ મૂકવાથી રોદન કરનારાં મનુષ્યનાં જે આંસુઓનાં બિંદુ પડે છે તે, મિથ્યા અભિશાપ મૂકનારના તે કર્મથી તેનાં પુત્ર અને પશુઓનો ક્ષય કરે છે. પાપકર્મ કર્યું હોય તેનું ફળ ગાયની પેઠે તરત ફળતું નથી; એટલે તેનું ફળ તે કર્મ કરનારને નથી મળતું તો તેના છોકરાઓને મળે છે, તેને નથી મળતું તો તેના પૌત્રોને અને તેમને નહિ તો પૌત્રોના છોકરાઓને મળે છે. જે દેશમાં વધ કરાતો દુર્બળ મનુષ્ય પોતાના રક્ષણ કરનારને પ્રાપ્ત કરી શકતો નથી તે દેશમાં દૈવકૃત મોટો દારૂણ દંડ પડે છે. જે દેશના લોકો એકઠા

થઇને બ્રાહ્મણુની પેઠે ભિક્ષા માગે છે, તેઓ વારંવાર રાજાને ભિક્ષુરૂપે કરીને હણે છે, જે રાજાના દેશમાં રાજાના ઘણાક લોક અનીતિથી વર્તે છે, ત્યારે તે રાજાને મોટું પાપ લાગે છે. જો તે રાજસેવકો કોઈ યુક્તિએ કરી દાન અને યાચના કરતા ગરીબ લોકોનું દ્રવ્ય કામબુદ્ધિથી કે દ્રવ્ય મેળવવાની બુદ્ધિથી હરણુ કરે તો તે રાજાને મોટું પાપ લાગે છે. જેમ એકાદ મોટો વૃક્ષ ઉત્પન્ન થાય છે અને વૃદ્ધિ પામે છે તથા પ્રાણીઓ આવીને તેને આશ્રયે રહે છે, તે વૃક્ષને જ્યારે કોઇ કાપી નાખે છે અથવા બાળી નાખે છે ત્યારે તેને આશરે રહેલા પ્રાણીઓ સ્થાન વિનાના થાય છે, તેમ જે દેશમાં રાજા અને પ્રજા ઉત્તમ ધર્મ આચરે છે, રૂડાં આચરણુ કરે છે તથા રાજાના ગુણનું કથન કરે છે, તે દેશમાં મોહથી તેઓ અધર્મ આચરણુ કરે ત્યારે તેમનું સુકૃત નાશ પામે છે અથવા દુષ્કૃત પ્રાપ્ત થાય છે. જે દેશમાં પાપીઓ ઉઘાડે છોગે પાપ કર્મ કરે છે ત્યારે તે પાપીઓનું પાપ રાજાને પ્રાપ્ત થાય છે; પણ જ્યારે રાજા તેવા અધર્મી પુરૂષોને શિક્ષા કરે છે, ત્યારે તે રાજાનું રાજ્ય વૃદ્ધિ પામે છે. જે રાજા પ્રધાનોનું યથાયોગ્ય સન્માન કરીને તેમની યોજના સલાહ મસલહત કરવામાં કે યુદ્ધમાં કરે છે, તે રાજાનો દેશ વૃદ્ધિ પામે છે અને તે સમગ્ર પૃથ્વીને ઘણા વખત લગી ભોગવે છે. વળી જે કાંઇ પુણ્યવાળું કર્મ કે રૂડે પ્રકારે કરેલું ભાષણુ જોઇને રાજા તેનો સત્કાર કરે છે, ત્યારે તે રાજાને અતિ ઉત્તમ ધર્મ પ્રાપ્ત થાય છે. રાજાનો ધર્મ એવો કહેવાય છે કે તેણે વિભાગ કરીને એટલે બીજાઓને આપીને ભોજન કરવું, પ્રધાનોનું અપમાન કરવું નહિ, અને બળવાન અને ગર્વવાળા હોય તેનો નાશ કરવો. જ્યારે મન, વાણી અને કર્મવડે કરીને રાજા સર્વનું રક્ષણુ કરે, તથા પુત્રનો પણુ અપરાધ જાણીને તેને શિક્ષા કર્યા વિના રહે નહિ, ત્યારે તે રાજાનો ધર્મ કહેવાય. જ્યારે બળવાન રાજા પુરૂષોને ભોજન આપીને પછી પોતે ભોજન કરે ત્યારે તેના પુરૂષો બળવાન થાય છે; અને ત્યારેજ તેણે ધર્મ આચર્યો કહેવાય છે. જ્યારે રાજા દેશોનું રક્ષણુ કરે છે, જ્યારે ચોર લોકોનો તે નાશ કરે છે, જ્યારે સંગ્રામમાં તેમને જીતે છે ત્યારે તે રાજાનો ધર્મ કહેવાય છે. જ્યારે કોઇ પુરૂષ વાણીવડે કે કર્મવડે પાપ કરતો હોય અને તે પુરૂષ રાજાનો પ્રિય

હોય તોપણ તેનો તે અપરાધ રાજા ક્ષમા કરે નહિ ત્યારે રાજાનો ધર્મ કહેવાય છે. જ્યારે શરણે આવેલા લોકોનું પુત્રની પેઠે રાજા રક્ષણ કરે છે, તથા ધર્મની મર્યાદા તોડતો નથી, ત્યારે તે રાજાનો ધર્મ કહેવાય છે. જ્યારે રાજા કામ અને દ્વેષ એ બન્ને દુર્ગુણોનો ત્યાગ કરીને, શ્રદ્ધાયુક્ત થઇને અને પુષ્કળ દક્ષિણા આપીને યજ્ઞ કરી દેવતાઓનું પૂજન કરે છે ત્યારે તે રાજાનો ધર્મ કહેવાય છે. જ્યારે રાજા દીન, અનાથ, અને વૃદ્ધ મનુષ્યોનાં આંસુ લોહીને મનુષ્યોને હર્ષ પમાડે છે, ત્યારે તે રાજાઓનો ધર્મ કહેવાય છે. જ્યારે રાજા મિત્રોની વૃદ્ધિ કરે છે, શત્રુઓને કમી કરે છે તથા સાધુઓનું પૂજન કરે છે ત્યારે તે રાજાનો ધર્મ કહેવાય છે. જ્યારે રાજા પ્રીતિવડે સત્યનું પાલન કરે છે, નિરંતર ધર્મ આચરે છે, અને અતિથિ તથા સેવકોનો સત્કાર કરે છે, ત્યારે તે રાજાનો ધર્મ કહેવાય છે. જે રાજાના રાજ્યમાં નિગ્રહ અને અનુગ્રહ બન્ને વાનાં સ્થિર થયેલાં હોય ત્યારે તે રાજા આ લોકમાં અને પરલોકમાં ફળ પામે છે. હે માંધાતા! રાજા એ યમના સરખો છે; તે ધાર્મિક પુરૂષોનો પરમેશ્વરની પેઠે અનુગ્રહ કરનારો છે. એટલા માટે સર્વ પુરૂષોનાં ઈંદ્રિયોને નિયમમાં રાખવાથી તે ઐશ્વર્ય પામે છે અને નિયમમાં ન રાખવાથી પોતે પતન પામે છે. જ્યારે રાજા ઋત્વિજ, પુરોહિત અને આચાર્ય, એમનો સત્કાર કરીને તથા તેમનું અપમાન ન કરીને રૂડે પ્રકારે તેમના ઉપર અનુગ્રહ કરે છે, ત્યારે તે રાજાનો ધર્મ કહેવાય છે. જે પ્રમાણે યમ સર્વે પ્રાણીઓને સમાનપણે નિયમમાં રાખે છે, તેજ પ્રમાણે રાજાએ પણ યમનું અનુકરણ કરીને વિધિ પ્રમાણે પ્રજાને નિયમમાં રાખવી. રાજાને સર્વ પ્રકારે ઈંદ્રની ઉપમા આપવામાં આવે છે; હે પુરૂષશ્રેષ્ઠ! તે જે વસ્તુને 'ધર્મ' એવી રીતે જુએ છે, તેજ ધર્મ કહેવાય છે. તારે પ્રમાદ છોડીને ક્ષમા, બુદ્ધિ, ધૃતિ, અને મતિ, એ ગુણો શીખવા; કેમકે સર્વે પ્રાણીઓની સારી કે માઠી જીજ્ઞાસા નિરંતર હોય છેજ. સર્વે પ્રાણીઓ ઉપર સર્વદા કૃપા કરવી, દાન આપવું અને મધુર વચન બોલવું; તથા નગરની અને દેશની પ્રજાને સુખ ઉપજે એવી રીતે તેમનું રક્ષણ કરવું. જે રાજામાં દક્ષતા ગુણ હોય નહિ તે રાજા પ્રજાનું કદાપિ રક્ષણ કરી શકતો નથી; હે તાત! રાજ્ય એ કોઇ મહા દુષ્કર અને મોટો ભાર

છે. માટે દંડનીતિને જાણનાર, બુદ્ધિમાન, અને શૂરો, એવો જે રાજા હોય તે તેવા રાજ્યનું રક્ષણ કરી શકે છે; પણ જે દંડનીતિને જાણતો નથી, જે નામરદ છે, તથા જે બુદ્ધિવિનાનો છે, તેનાથી રાજ્યનું રક્ષણ થવું શક્ય નથી સારા કુળમાં જન્મેલા પ્રધાનના પદને યોગ્ય, દક્ષ, પ્રીતિવાળા અને બહુશ્રુત પ્રધાનોને સાથે રાખીને તપસ્વીઓના આશ્રમમાં રહેનારા પુરૂષોની પણ સર્વે બુદ્ધિઓની પરીક્ષા કરવી. એ રીતે કરવાથી સર્વે પ્રાણીઓનો પરમ ધર્મ શો છે તે તું જાણીશ; અને સ્વદેશમાં પર દેશમાં તારો ધર્મ નાશ પામશે નહિ. અર્થમાંથી કે કામમાંથી પણ પરિણામે ધર્મ પ્રકટ થાય છે; અને આ લોકમાં તેમ પરલોકમાં પણ ધર્માત્મા પુરૂષ સુખ પામે છે. જો તું મનુષ્યોનો સત્કાર કરીશ તો તારે અર્થે મનુષ્યો પુત્રોને અને સ્ત્રીઓને પણ છોડી દેશે; મનુષ્યોને વશ કરવાનો ઉપાય એજ છે કે તેમને આપવું અને તેમની સાથે મધુર વચનથી વાત કરવી. હે માંધાતા! અપ્રમાદ અને અપવિત્રતા એ બે વાનાં રાજાને અત્યંત ઐશ્વર્ય આપનારાં છે, માટે તું એ બે વાતમાં નિરંતર ગાફેળ થઈશ નહિ. રાજાએ સદૈવ સાવધ રહેવું તથા તેણે પોતાનાં તથા પારકાં છિદ્ર જોયા કરવાં; પોતાનું છિદ્ર બીજો કોઈ જાણી જાય નહિ એમ વર્તીને તેણે સામાનું છિદ્ર જોઇને તેમાં પ્રવેશ કરવો. એવીજ વર્તણુંક ઇંદ્ર, યમ, વરૂણ, અને સર્વે રાજર્ષિઓની છે, માટે તું પણ એજ રીતે ચાલ. હે ભરતર્ષભ! હે મહારાજ! રાજર્ષિઓએ સેવેલું એવું એજ આચરણ તારે પણ રાખવું; અને નિરંતર દિવ્ય માર્ગને અનુસરીને ચાલ. જે રાજા ધર્મ પ્રમાણે વર્તન કરે છે, તેની પ્રશંસા આ લોકમાં અને પરલોકમાં મોટા સામર્થ્યવાળા દેવ, ઋષિઓ, પિતૃઓ અને ગંધર્વો કરે છે. ભીષ્મ કહે છે, હે ભારત! ઉતથ્ય મુનિએ કહેલાં એવાં વચન સાંભળીને, માંધાતાએ શંકા તજીને તે પ્રમાણે આચરણ કર્યું અને તે એકલાને આખી પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત થયું. હે રાજન! તું માંધાતાની પેઠે રૂડે પ્રકારે ધર્મનું આચરણ કરીને પૃથ્વીનું પાલન કર; તેથી તું સ્વર્ગમાં સારૂં સ્થાન પામીશ.

भवानपितथासम्यग्मांधातेवमहीपते ॥
धर्मंकृत्वामहींरक्षस्वर्गेस्थानमवाप्स्यासि ॥ ६९ ॥
इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि उतथ्यगीतानाम
गुर्जरभाषायां एकनवतितमोऽध्याय: ॥ ९१ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ कथंधर्मेस्थातुमिछन्राजावर्तेतधार्मिक: ॥
॥ पृच्छामित्वांकुरुश्रेष्ठ ! तन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,–ધર્મમાં સ્થિતિ કરવાને ઇચ્છનારા ધાર્મિક રાજાએ શા રીતે વર્તવું? હે પિતામહ! એ હું તમને પૂછું છું, માટે મને કહો. ભીષ્મ કહે છે,–આ વિષે પણ અર્થતત્વને જાણનારા બુદ્ધિમાન વામદેવે કહેલા ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. વસુમના નામે જ્ઞાનવાળો ધૃતિવાળો અને પવિત્ર રાજા હતો તેણે તપસ્વી એવા મહર્ષિ વામદેવને પૂછ્યું કે હે ભગવાન્! જે આચરણથી આ લોકમાં સ્થિતિ કરવાવડે મારા ધર્મમાં દોષ આવે નહિ એવી રીતે ધર્મ અને અર્થ સહિત વચનોવડે મને શિક્ષા આપો. એ સાંભળીને તપ કરનારાઓમાં ઉત્તમ તેજસ્વી વામદેવે નહુષના પુત્ર યયાતિના જેવા સુવર્ણના સિંહાસન ઉપર સુખે કરીને બેઠેલા તે રાજાને કહ્યું. વામદેવ કહે છે,–તું ધર્મનુંજ અનુવર્તન કર; ધર્મથકી બીજું કાંઇ ઉત્તમ નથી. ધર્મમાં સ્થિતિવાળા રાજાઓ આ સઘળી પૃથ્વીને જીતે છે. જે રાજા દ્રવ્યની સિદ્ધિ કરતાં ધર્મને ઉત્તમ માને છે, અને તેથી ધર્મની વૃદ્ધિ થવાની બુદ્ધિ કરે છે, તે ધર્મવડે શોભે છે. જે રાજા અધર્મ આચરવાની બુદ્ધિથી બળાત્કારે આચરણ કરે છે, તેનો ધર્મ જલદીથી નાશ પામે છે, અને તેને ધર્મ તથા અર્થનું ફળ મળતું નથી. જે રાજાનો પ્રધાન દુર્જન, અને પાપી હોય, તે રાજાનો લોકોએ વધ કરવો યોગ્ય છે, કેમકે ધર્મનો નાશ કરનારો છે, તથા તે પોતાનેજ પાપે કરીને પોતાના કુટુંબ પરિવાર સુદ્ધાં જલદીથી દુર્દશા પામે છે. જે રાજા અર્થ સિદ્ધ કરતો નથી, મરજીમાં આવે તેમ ચાલે છે, અને પોતાને મોઢે પોતાની પ્રશંસા કરે છે, તેને આખી પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત થાય, તો પણ તે ઉતાવળે નાશ

પામે છે. જે રાજા કલ્યાણકારી કર્મનું ગ્રહણ કરે છે, બીજાની ઇર્ષા કરતો નથી, અને ઈંદ્રિયો જેણે વશમાં રાખી છે, એવો બુદ્ધિમાન તે રાજા, જેમ નદીયોથી સમુદ્ર વૃદ્ધિ પામે છે તેમ, વૃદ્ધિ પામે છે. રાજાએ ધર્મ, અર્થ, કામ, બુદ્ધિ, અને મિત્ર એ સર્વ પામીને પણ, હું પૂર્ણ છું એ પ્રકારે કોઈ કાળે માનવું નહિ. એ ધર્માદિકમાંજ સર્વે લોકોની આજીવિકા રહેલી છે, તથા એ ધર્માદિકનું શ્રવણ કરવાથી યશ, કીર્તિ, લક્ષ્મી, અને પ્રજા મળે છે. એ પ્રમાણે જે પુરૂષ ધર્મની અપેક્ષાવાળો હોય છે, તથા ધર્મ અને અર્થનું ચિન્તવન કરનારો હોય છે, તથા અર્થનો વિચાર કરીને ધર્મનું સેવન કરે છે, તે નિશ્ચય મોટું ફળ પામે છે. જે રાજા દાન કરતો નથી, કોઇના ઉપર અતિશય સ્નેહ રાખતો નથી, પોતાની પ્રજાને નિરંતર દંડવડેજ વશ વર્તાવે છે, તથા વગર વિચાર્યાં કામ કરવાને જેનો સ્વભાવ છે તે રાજા ઉતાવળેજ નાશ પામે છે. જે મૂર્ખ રાજા પોતાની બુદ્ધિવડે પાપ કરનારાઓને દેખતો નથી, તે આલોકમાં અત્યંત અપકીર્તિ પામે છે, અને મરી ગયા પછી નરક ભોગવે છે, અને જે રાજા સર્વેનો સત્કાર કરે છે, દાન આપે છે, કોમળતા રાખે છે, અને ધર્મના સ્વાધીનમાં રહે છે તેનું દુઃખ જોઇને સર્વે મનુષ્યો જાણે પોતાને દુઃખ ઉત્પન્ન થયું હોય તેમ તેના (દુઃખનો) નાશ કરે છે. જે રાજાને ધર્મમાં ચલાવવાને ગુરૂ નથી, અથવા જે બીજાઓને પુછતો પણ નથી, તથા દ્રવ્ય મેળવવામાં જે અત્યંત સ્વતંત્ર થઇને વર્તે છે તે ઘણા કાળ સુખ ભોગવતો નથી, પણ જે ધર્મ-કૃત્યમાં ગુરૂને મુખ્ય માની તેની સલાહ પુછે છે, હરકોઈ અર્થની પોતાની જાતે તજવીજ રાખે છે, અને દ્રવ્યાદિક લાભમાં ધર્મને મુખ્ય માને છે, તે ઘણા કાળ સુધી સુખ ભોગવે છે.

गुरुप्रधानोधर्मेषुस्वयमर्थानवेक्षिता ॥
धर्मप्रधानोलाभेषुसचिरंसुखमश्नु ते ॥
इतिश्री महाभारते शां० रा० वामदेवगीतासु गु० भा०
द्विनवतितमोऽध्यायः ॥ ९२ ॥

**वामदेवउवाच** ॥ यत्राधर्मंप्रणयते, दुर्बलेबलवत्तरः ॥

॥ तांवृत्तिमुपजीवंतियेभवंतितदन्वयाः ॥

વામદેવ—જ્યાં બળવાન રાજા દુર્બળના ઉપર અધર્મ કરે છે ત્યાં જે લોકો રાજાના સંબંધમાં હોય છે તે પણ રાજાની પેઠેજ આચરણ કરે છે. પાપને પ્રવર્ત્તાવનારા પાપી રાજાને તેના સેવકો અનુસરે છે; તેના દેશમાં મનુષ્યો વિનય છોડીને વર્તે છે, અને તે દેશનો જલદી નાશ થાય છે. સ્વધર્મને આચરનારા રાજાના જે આચરણને જોઇને બીજા મનુષ્યો પણ તેવું આચરણ કરે છે, તેજ આચરણ જ્યારે અધર્મરૂપ થાય છે ત્યારે તેના પોતાના મનુષ્યો પણ તેનું સહન કરી શકતા નથી. સાહસ પ્રકૃતિનો રાજા કોઈ કૃત્ય મર્યાદા છોડીને આચરે છે, ત્યારે શાસ્ત્રની રીતિને છોડીને વર્તનારો તે રાજા જલદીથીજ નાશ પામે છે. જે ક્ષત્રિય જીતાયેલા કે નહીં જીતાયેલા અર્થાત્ શરણે આવેલા કે નહીં શરણે આવેલા મનુષ્યોની વૃત્તિનું અનુવર્તન કરતો નથી તે ક્ષત્રિય ધર્મથી દૂર થાય છે. જે પુરૂષ પોતાના ઉપર પૂર્વે ઉપકાર કરનાર પણ પાછળથી દ્વેષ કરનાર રાજાને સંગ્રામમાંથી કેદ પકડીને દ્વેષબુદ્ધિથી તેનું સન્માન કરતો નથી. તે ક્ષત્રિય ધર્મથી હીન થાય છે. જે રાજા શક્તિવાન હોય ત્યારે સુખ ભોગવે પણ આપત્તિ પડે ત્યારે આપત્તિને નિવારણ કરનાર ધંધો રોજગાર પણ કરે તે રાજા સર્વ પ્રાણીને પ્રિય થાય છે અને લક્ષ્મીથકી તે દૂર થતો નથી. જેનું પ્રથમ રાજાએ અપ્રિય કર્યું હોય તેનું રાજાએ ફરીને પ્રિય પણ કરવું. કેમકે જે પ્રથમ અપ્રિય કરીને પાછળથી પ્રિય કરે છે તે થોડાજ કાલમાં સર્વેને પ્રીતિકર થાય છે. મિથ્યા વચનનો ત્યાગ કરવો; પ્રાર્થનાની અપેક્ષા રાખ્યા શિવાય બીજાનું ભલું કરવું અને કામથી, ક્રોધથી કે દ્વેષથી ધર્મને તજવો નહી; કોઇ પ્રશ્ન કરે ત્યારે લાજ ન પામતાં કઠોર પરંતુ ન્યાય સહિત ઉત્તર આપવો. ગંભીરતા છોડી વાણી બોલવી નહી; કોઇ કામમાં ઉતાવળ કરવી નહીં. તથા કોઇનાપર ઇર્ષા પણ કરવી નહીં, કેમકે એમ કરવાથી સર્વે કોઇને વશ કરી શકાય છે. રાજાએ પ્રજાના હિતનું મનમાં સ્મરણ રાખીને કોઇ પ્રીતિકર બનાવ બનવાથી અત્યંત ખુશી ન થવું. અપ્રિય બનાવ બનવાથી અતિ દિલગીર ન થવું; અને દ્રવ્ય સંબંધી સંકટમાં મુઝાવું નહીં. જે રાજા

પોતાના ગુણે કરીને પ્રજાનું પ્રિય કરે છે તે રાજાનાં સર્વે કર્મ સિદ્ધ થાય છે અને તેની રાજ્યલક્ષ્મી તેનો ત્યાગ કરતી નથી. રાજાના ઉપર જે પ્રીતિ રાખનારો સેવક હોય તે રાજાથી વિરૂદ્ધ વર્તણુક કરનારા પુરૂષોથી દૂર રેહેતો હોય અને રાજાને અનુકુલ વર્તણુક કરનારાઓની સંગતિ રાખતો હોય, એવા પુરૂષોની ઉપર રાજાએ સાવધાન થઇને પ્રીતિ રાખવી. જે પોતાની ઇંદ્રિયોને નિયમમાં રાખતો હોય, રાજાને અનુકૂલ આવે એવું આચરણ કરતો હોય, તેના ઉપર પ્રીતિ રાખનારો હોય, શક્તિવાન હોય, અને પ્રીતિવાળો હોય તેવા પુરૂષને મોટા કામમાં યોજવો. એજ પ્રમાણે જેનામાં એવા ગુણો હોય તથા રાજાના ઉપર પ્રીતિ રાખનારો હોય, અને પોતાના રાજાના કામમાં નિરંતર સાવધાન હોય તેને દ્રવ્ય સંબંધી કામમાં યોજવો. પણ જે પુરૂષ મૂઢ, ઇંદ્રિય સુખનો અભિલાષી, લોભી, દુરાચરણી, લુચ્ચો, કપટી, હિંસા કરનારો, દુષ્ટબુદ્ધિવાળો, સાંકડા જ્ઞાનવાળો, (થોડાંજ્ઞાનવાળો), ઉદાર કર્મને છોડી દેનારો, મદ્યપાન કરનારો, જુગારી, સ્રીલંપટ, શિકાર કરવામાં આસક્ત, એવો જે પુરૂષ હોય તેને મોટા કામમાં યોજનાર રાજાની રાજયલક્ષ્મી નાશ પામે છે. જે રાજા પોતાનું રક્ષણ કરે છે, અને રક્ષણ કરવા યોગ્ય મનુષ્યોનું પણ જે રક્ષણ કરે છે, તેની પ્રજા વૃદ્ધિ પામે છે, અને નિશ્ચય તે રાજાને મોટું ફળ પ્રાપ્ત થાય છે. જે રાજાની પાસે શત્રુઓ તથા મિત્રો જેમને જાણી શકે નહીં, એવા દૂત હોય છે અને તે દૂતોવડે શત્રુમિત્ર સર્વેની તે તજવીજ રાખતો હોય તે રાજા અધિક રાજયલક્ષ્મી પામે છે. કોઇ બળવાન પુરૂષનો અપકાર કરીને હું તેનાથી દૂર છું, એવી રીતે વિશ્વાસ રાખી બેસી રહેવું નહિ; કેમકે અસાવધાન પુરૂષ ઉપર શકરા બાજની પેઠે તેઓ ઓચિંતા તુટી પડે છે. જે રાજાનું પોતાનું મૂળ દૃઢ હોય અને જે ધર્મથી ચાલનારો હોય તેણે પોતાનું બળ જોઇને નિર્બળ શત્રુઓ સાથે વૈર કરવું, પણ બળવાન શત્રુઓ સાથે વૈર કરવું નહિ. રાજાએ પોતાના પરાક્રમથી પૃથ્વી પ્રાપ્ત કરીને પ્રજાનું ધર્મવડે પાળન કરવું તથા ધર્મવાન રાજાએ સંગ્રામમાં પોતાનું મૃત્યુ સાધવું. આ જગતમાં સર્વેનું આખર મરણથકી થાય છે. કોઇ પણ વસ્તુ કુશળ નથી માટે ધર્મમાં સ્થિતિવાળા રાજાએ પ્રજાનું ધર્મવડેજ

પાલન કરવું. રક્ષણ કરવા જેવા પદાર્થનું સ્થાન એટલે કિલ્લો, યુદ્ધ, ધર્મવડે પાલન કરવું, મંત્રનું ચિંતવન કરવું, અને સમય આવ્યે સુખ ભોગવવું, એ પાંચવડે રાજાની પૃથ્વી વૃદ્ધિ પામે છે. રાજાએ એ પાંચે વાનાંનું યથાર્થ પરિપાલન કર્યું હોય, તે રાજા આ લોકમાં નિરંતર રહીને પૃથ્વીનું ધારણ કરી રાખે છે. એકજ માણસથી એ પાંચે વાનાં ઉપર સંતત નજર રાખવી બની શકે એમ નથી, માટે એ પાંચે વાનાંના પાંચ જુદા જુદા અધિકારીઓ ઠરાવીને તે તે વસ્તુનો કારભાર તે તે અધિકારીને સોંપવો, એમ કરવાથી રાજા ઘણા કાળલગી પૃથ્વીનું રાજ્ય ભોગવે છે. જે મનુષ્ય દાતા હોય, બીજાને આપીને ભોજન કરનારો હોય, કોમળ મનવાળો હોય, પવિત્ર હોય, અને પોતાને આશ્રયે રેહેનાર મનુષ્યોનો ત્યાગ ન કરે એવો હોય, તેવા પુરૂષને લોકો રાજા કરે છે. જે મનુષ્ય એકાદ કલ્યાણકારી જ્ઞાન સાંભળીને પોતાનો મત છોડી દેછે અને તે જ્ઞાન વચનને અનુસરે છે, તેની પછવાડે લોકો અનુચર થઇને વર્તે છે. પણ જે મનુષ્ય પોતાનું હિત ઇચ્છનારા મિત્રે કહેલું વચન પ્રતિકૂળ હોવાને લીધે સહન કરતો નથી, તથા શત્રુએ કહેલાં વચનને જે સાંભળે છે, જે સર્વદા ઉદાસ સરખો થઇને વર્તે છે, જે ગ્રામ્ય આચરણને છોડી દેતો નથી તથા તેથી વિપરીત આચરણને સેવતો નથી, તથા શરણ આવેલા અને શરણ નહીં આવેલા પુરૂષોના ઉત્તમ આચરણ જોઇને તેનું અભિનંદન કરતો નથી, તે રાજા ક્ષત્રિયધર્મથી દૂર થાય છે. વળી રાજાએ કબજે કરેલા પ્રધાનથકી અને વિશેષે કરીને સ્ત્રીયોથકી તેમજ પર્વત, વિષમ કિલ્લા, હાથી, ઘોડા અને સર્પ વગેરે પેટે ચાલનારા પ્રાણીયોથકી નિરંતર સાવધાન થઇને પોતાનું રક્ષણ કરવું. જે રાજા પોતાના મુખ્ય પ્રધાનોનો ત્યાગ કરીને હલકા મનુષ્યોને પ્રિય કરે છે, તે રાજા વિપત્તિ પામીને પીડાય છે અને દુઃખનો અંત પામતો નથી. જે રાજા કલ્યાણકારી ગુણવાળા પોતાના જ્ઞાતિજનોનો દ્વેષ કરીને તેમની ઉન્નતિ કરતો નથી એવો અદૃઢ મનવાળો અને દૃઢ ક્રોધવાળો રાજા મૃત્યુની પડોશમાં વસે છે એમ જાણવું; પણ જે રાજા ગુણવાન પુરૂષો પોતાના હૃદયને પ્રિય હોય તેમ છતાં પણ ફરીને તેમનું પ્રિય કરીને તેમને વશ કરે છે, તે રાજા

ઘણા કાળ સુધી કીર્તિમાન રેહે છે. જે જે સમયે દ્રવ્ય લેવું જોઇતુ નથી તે સમયે પ્રજા પાસેથી દ્રવ્ય લેવું નહી; પોતાનુ કાંઇક અપ્રિય થયું હોય તો તેથી કોઇ વખત પણ પરિતાપ પામવો નહીં, પોતાનુ પ્રિય થયું હોય તો તેથી અત્યંત આનંદ પણ પામવો નહીં. અને જેથી આરોગ્ય પ્રાપ્ત થાય એવા કર્મમાં સદા યુક્ત થવું. વળી રાજાએ નિરંતર એવો વિચાર કરવો કે કયા ક્ષત્રિયો મારા ઉપર પ્રીતિવાળા છે; તથા મારા ભયથી મારે આશ્રયે આવીને રેહેલા કોણ છે, તથા એ આશ્રયે આવીને રહેલા-મધ્યસ્થપણાના દોષવાળા કોણ કોણ છે? પોતે બળવાન હોઇને પણ કોઇ વખત દુર્બળ ઉપર વિશ્વાસ કરવો નહિ; કેમકે શત્રુઓ દુર્બળ છતાં પણ અસાવધ પુરૂષના ઉપર ગીધની પેઠે તુટી પડે છે. વળી પોતાનો સ્વામિ પ્રિય વચનવાળો અને સર્વ ગુણથી સંયુક્ત છતાં પણ પાપી પુરૂષ તેનો દ્રોહ કરે છે, માટે કોઇ મનુષ્યનો વિશ્વાસ કરવો નહીં. એ પ્રમાણે વામદેવે રાજાની રહસ્ય વિદ્યા કહેલી છે તે સાંભળીને નહુષનો પુત્ર યયાતિ મનુષ્યોમાં સાવધાન થઇને વર્તવા લાગ્યો તથા તેણે બળવાન શત્રુઓનો નાશ કર્યો.

एवंराज्ञोपनिषदंययातिःस्माहनाहुषः ॥

मनुष्यविषयेयुक्तोहंतिशत्रूननुत्तमान् ॥

इतिश्री महाभारते शांतिपर्वणि रा० वामदेवगीतासु गुर्जरभाषायां

त्रिनवतितमोऽध्यायः ॥ ९३ ॥

---

**वामदेवउवाच** ॥ अयुद्धेनैवविजयंवर्जयेद्वसुधाधिपः ॥

॥ जघन्यमाहुर्विजयंयुद्धेनचनराधिप ॥

વામદેવ કહેછે,–હે રાજન્! રાજાએ યુદ્ધ કર્યા વગર મળેલો વિજય ત્યાગ કરવા જેવો છે, તેમ યુદ્ધથી મળેલો વિજય પણ અધમ ગણાય છે. જે રાજાનું મૂળ અત્યંત દ્દઢ ન હોય તેણે અલબ્ધ વસ્તુની ઇચ્છા કરવી નહિ; કેમકે જેનું મૂળ નિર્બળ છે એવા રાજાને લાભ મળતો નથી. જે રાજાનો દેશ વિશાળ, સંપત્તિવાળો, જેમને રાજા પ્રિય છે એવો, સંતુષ્ટ અને જેમાં

પ્રધાનોનું પોષણ થયેલું છે એવો છે, તે રાજાનું મૂળ દૃઢ જાણવું. જે રાજાના યોદ્ધાઓ સારી રીતે સંતોષ પામેલા, સાંત્વ ઉપાયવાળા, અને શત્રુઓ પ્રત્યે છળ કરવામાં નિપુણ તથા સ્થિતિવાળા હોય છે, તે રાજા થોડા સૈન્યથી પણ પૃથ્વી જીતે છે. જે રાજાના દેશના અને નગરના લોકો પ્રાણીઓ ઉપર દયા કરનારા, ધનવાન અને ધાન્યવાળા હોય છે તે રાજાનું મૂળ દૃઢ જાણવું. જ્યારે રાજા જાણે કે આપણા પ્રતાપની હમણાં ચઢતી કળા છે, ત્યારે તે બુદ્ધિમાન રાજાએ શત્રુની ભૂમિ અને ધન લેવાની ઇચ્છા કરવી. જેના ભોગનો ઉદયકાળ હોય અને જે પ્રાણીઓ ઉપર દયા કરતો હોય, તેવા ત્વરાવાળા રાજાનો આત્માનું (તેનું) રક્ષણ કરનાર વિજય વૃદ્ધિ પામે છે. જે રાજા પોતાના પ્રત્યે રૂડી રીતે ચાલનાર પુરૂષો પ્રત્યે કપટ બુદ્ધિથી વર્તે છે તે રાજા, જેમ ફરશી થકી વનનાં વૃક્ષો છોલાઇને પાતળાં કરી નખાય છે તેમ પોતાની ક્ષીણતા હાથે કરીને કરી લે છે. જે રાજા દ્વેષના કારણભૂત શત્રુનો નાશ કરતો નથી તેના શત્રુઓ કમી થતા નથી. પણ જે પોતાના ક્રોધને હણી જાણે છે, તેનો એક પણ શત્રુ રહેતો નથી. જે કર્મ આર્ય પુરૂષોએ નિંદિત ગણેલું છે, તે કર્મ ડાહ્યા પુરૂષે આચરવું નહિ; પણ જે કર્મ કલ્યાણનું કથન કરતું હોય તેમાં રાજાએ પોતાની યોજના કરવી. જે રાજા બીજાં સર્વ કાર્ય કરી આપીને કાંઇ પણ તેમાં કરવાનું બાકી રાખતો નથી અને પછી સુખનો અનુભવ લેવાની ઇચ્છા કરે છે તેનું શત્રુઓ અપમાન કરે છે, (કેમકે તેમને પોતાનું કામ પૂર્ણ થઇ જવાથી તેની કાંઇ ગરજ રહેતી નથી), તથા તે રાજા પોતે પોતાના મનમાં પરિતાપ પામે છે. જે રાજા આ વર્તણુંક પ્રમાણે મનુષ્યોમાં આચરણ કરીને વર્તે છે, તે આ લોક તથા પરલોક બન્નેમાં વિજય મેળવીને સ્થિર થાય છે. ભીષ્મ કહે છે,—એ પ્રમાણે વામદેવનું કહેલું વચન સાંભળીને રાજાએ તે સર્વે તે પ્રમાણે કર્યું; તું પણ તે પ્રમાણે કરીને બન્ને લોકમાં વિજય મેળવીશ એમાં સંશય નથી.

इत्युक्तोवामदेवेनसर्वंतत्कृतवान्नृपः ॥
तथाकुर्वंस्त्वमप्येतौलोकौजेतानसंशयः ॥ १३ ॥
इतिश्री महाभारते शां० रा० वामदेवगीतासु गुर्जरभाषायां
चतुर्नवतितमोऽध्यायः ॥ ९४ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ अथयोविजिगीषेतक्षत्रियंक्षत्रियोयुधि ॥
॥ कस्तस्यविजयेधर्मोह्येतत्प्रष्टुर्ब्रवीहिमे ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,–જે ક્ષત્રિય બીજા ક્ષત્રિયને સંગ્રામમાં જીતવાને ઇચ્છે, તથા તેને તેમાં જીતે તો તે વિજયમાં તેણે શો ધર્મ આચરવો એ હું પૂછું છું, માટે મને કહો. ભીષ્મ કહે છે,*–જે પૃથ્વીનો પાળનાર રાજા હોય તે સહાયવાળો હો અથવા સહાય વિનાનો હોય, તથાપિ તેણે દેશમાં જઈને કહેવું કે હું તમારો રાજા છું અને હું તમારૂં નિરંતર રક્ષણ કરીશ; અને તમે ધર્મ પ્રમાણે કર આપો, અથવા તમે મારા પ્રત્યે કેવી રીતે વર્તવાને ઇચ્છો છો? તે લોકો જો તે આવેલા રાજાને પસંદ કરે તો સર્વનું કુશલ થાય; પણ હે રાજન્! તેઓ જો ક્ષત્રિય ન છતાં કોઈ પ્રકારે પણ વિરોધ કરે તો પોતાને ઉચિત કર્મ છોડીને વિકર્મ કરનારા તે લોકોને સર્વ ઉપાયવડે કરીને પણ કબજે કરવા. ક્ષત્રિયને શસ્ત્ર ધારણ ન કરતો જોઇને બીજા લોકો તેને રક્ષણ કરવાને અસમર્થ માનીને તથા શત્રુ પ્રત્યે બહુ માન પૂર્વક જોઇને શસ્ત્ર ગ્રહણ કરે છે; માટે શસ્ત્રના બળથીજ ગામ વગેરેને જીતીને તેના મુખ્ય અધિપતિ થઇને વર્તવું તથા જીતેલો દેશ સામાદિક ઉપાયથી વશ કરવો. યુધિષ્ઠિર કહે છે,–હે પિતામહ! જે ક્ષત્રિય રાજા ક્ષત્રિયની સામે થાય, તો તેની સાથે યુદ્ધ શી રીતે કરવું તે મને કહો.

---

* પૂર્વે કહ્યું કે સ્વામી આદિક સાત પ્રકૃતિઓ જેના દૃઢ હોય, તેણે શત્રુની પૃથ્વી જીતવાની ઇચ્છા કરવી. હવે તે જીતનારા બે પ્રકારના; એક ઉપસ્થિત પરિપંથી અને બીજો અનુપસ્થિત પરિપંથી, તેમાં અનુપસ્થિત પરિપંથી એટલે જેના સામા શત્રુઓ છે નહિ, એવાના ધર્મ પ્રથમ કહેવાનો આરંભ કરતાં ભીષ્મ કહે છે કે,–

ભીષ્મ કહે છે, જે ક્ષત્રિયે કવચ પેહેર્યું ન હોય તેની સાથે સંગ્રામમાં કવચ પેહેરેલા ક્ષત્રીયે, યુદ્ધ કરવું નહિ. એકલો ક્ષત્રિય લડવા આવે તો તેની સાથે એકલા ક્ષત્રિયે યુદ્ધ કરવું; અને તે લડવાને અશકત થાય તો તેને જતો કરવો જો સામો ક્ષત્રિય કવચ સજીને આવે તો તેની સાથે કવચ સજીને યુદ્ધ કરવું. જો તે સૈન્ય લેઈને આવે તો બીજા રાજાએ પણ સૈન્ય લેઇને તેની સામે જવું. જો તે કપટ કરીને યુદ્ધ કરે તો તેની સાથે કપટ કરીને યુદ્ધ કરવું, અને જો તે ધર્મથી યુદ્ધ કરે તો તેનું ધર્મથીજ નિવારણ કરવું. રથમાં બેઠેલા રાજા સામે ઘોડુ બેશીને જવું નહિ, પણ રથમાં બેઠેલા સામે તો રથમાં બેશીનેજ જવું. શત્રુ સંકટમાં પડ્યો હોય, ભય પામ્યો હોય, કે જીતાયો હોય, તો તેના ઉપર પ્રહાર કરવો નહિ. વિષ ચોપડેલા કે વાંકા કાંટાવાળાં બાણ રાખવાં નહિ કેમકે તે અસત્પુરૂષોનાં આયુધ છે. યથાર્થ પણે યુદ્ધ કરવું પણ હણુતા શત્રુને જોઈને ક્રોધ કરવો નહિ. સાધુ પુરૂષોમાં ભેદ ઉત્પન્ન કરવાથી જો સામો પણ સાધુ પુરૂષ હોય તો તે પણ સંકટમાં પડે છે. ગતપ્રાણ થયેલા શત્રુને હણવો નહિ; સંતતિ વિનાના શત્રુને પણ કોઇ પ્રકારે હણવો નહિ તેમજ જેનું શસ્ત્ર ભાગી ગયું છે, જે વિપત્તિમાં પડી ગયો છે, જેના ધનુષ્યની પણછ કપાઇ ગઇ છે તથા જેનું વાહન હણાયું છે, એવા શત્રુ સાથે પણ લઢવું નહિ. શત્રું જો ઘાયલ થયો હોય તો તેને પોતાના દેશમાં રાખીને તેનો ઔષધોપચાર કરવો અથવા તેને, તેને ઘેર પોહોચાડવો. તેને ક્ષત રહિત કરીને છોડવો એવો સનાતન ધર્મ છે. એટલા માટે ધર્મથી યુદ્ધ કરવું; એ પ્રમાણે સ્વાયંભુવ મનુએ આજ્ઞા કરેલી છે. સત્પુરૂષોમાં નિરંતર સદ્ધર્મને ધારણ કરીને તે સત્પુરૂષોના ધર્મનો નાશ કરવો નહિ. જે યુદ્ધમાં અધર્મથી વર્તનારો ક્ષત્રિય અધર્મવડે કરીને મેળવે છે, તે કપટથી જીવન કરનારો પાપી પોતાની મેળેજ પોતાનો ઘાત કરે છે. એ કર્મ અસત્પુરૂષોનું સમજવું; સાધુ પુરૂષોનુ કર્મ તો એજ કે સાધુ ઉપાયથી જય મેળવવો. ધર્મવડે યુદ્ધ કરતાં મૃત્યુ થાય તો તે ઉત્તમ છે, પણ પાપકર્મથી વિજય મળે તે સારો નથી. હે રાજન! અધર્મ આચર્યો હોય તો તે ગાયની પેઠે તત્કાળ ફળતો નથી. તે અધર્મનાં મૂળ અને શાખાઓ દેહમાં પ્રવેશ કરે છે; પાપી પુરૂષ પાપ કર્મથી દ્રવ્ય મેળવીને આનંદ પામે છે. વળી તે પાપી ચૌર્ય

કર્મથી વૃદ્ધિ પામીને બીજાં વિશેષ પાપ કર્મ કરે છે, તથા ધર્મ છે નહિ એ રીતે માનીને પવિત્ર અને ધર્મી પુરૂષોને તે જાણે હસે છે. તે ધર્મ ઉપર શ્રદ્ધા રાખતો નથી અને આખરે વિનાશ પામે છે. તે વરૂણ દેવના પાસથી બંધાતો છતાં પણ પોતાને જાણે દેવ હોય તેમ માને છે, અને મોટી ધમણની પેઠે તે પુષ્ટ થઇને સત્કર્મમાં વર્તતો નથી. પણ છેવટે નદીના કાંઠા ઉપરના વૃક્ષની પેઠે મૂળસહિત તેનો નાશ થાય છે. જેમ પથરા ઉપર પડીને ઘડો ભાગી ગયો હોય તેમ તેનો નાશ થયેલો જોઇને લોકો ખુશી થાય છે, માટે રાજાએ ધર્મ વડેજ વિજય અને દ્રવ્ય ભંડાર મેળવવાની ઇચ્છા રાખવી.

अथैनमभिनंदंतिभिन्नंकुंभामिवाश्मनि ॥

तस्माद्धर्मेणविजयंकोशंलिप्सेतभूमिपः ॥२२ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि विजिगीषमाणवृत्ते गुर्जरभाषायां पंचनवतितमोऽध्यायः ॥९५॥

**भीष्मउवाच** ॥ नाधर्मेणमहींजेतुंलिप्सेतजगतीपतिः ॥

॥ अधर्मविजयंलब्ध्वाकोनुमन्येतभूमिपः ॥ १ ॥

ભીષ્મ કહે છે,–અધર્મવડે પૃથ્વીને જીતવાની પૃથ્વીપતિએ ઇચ્છા રાખવી નહિ; અધર્મથી વિજય મેળવીને તે વિજયથી કયો રાજા તેને પસંદ કરે એવો છે? હે ભરતશ્રેષ્ઠ! અધર્મથી યુક્ત એવો વિજય આ લોકમાં તથા પરલોકમાં અનિશ્ચિત છે; તથા તે રાજાનો અને તેની જીતેલી ભૂમિનો વિનાશ કરે છે. યુદ્ધ કરતાં જેનું કવચ તુટી ગયું હોય, અથવા હું તારે શરણ છું એમ કહીને જે પાસે આવ્યો હોય, અથવા જે હાથ જોડીને પ્રાણની યાચના કરતો હોય, અથવા જેણે હથિયાર નાખી દીધાં હોય, એવા શત્રુને પકડીને તેનો વધ કરવો નહિ. બળ વડે જેનો પરાજય કર્યો હોય, તેની સાથે રાજાએ યુદ્ધ કરવું નહિ, પણ એક વર્ષ સુધી તેને કેદમાં રાખીને તેની પાસે 'હું તારો દાસ છું' એમ કહેવરાવવું; વર્ષ પૂરું થયા પછી કદાપી તે પોતાને મોઢેથી 'દાસ છું' એમ ન કહે તો પણ જી-

તનારનો તે પુત્ર થાય છે અને તેથી તે ઉપરાંત તેનો ઉપભોગ કરવો. પરાક્રમે કરીને જે કન્યાનું હરણ કરી આણેલું હોય તેને એક સંવત્સર થયા પેહેલાં એમ ન પૂછવું કે 'તું અમને પરણીશ કે બીજાને પરણવા ઇચ્છે છે?' અર્થાત્ જો તેની ઇચ્છા બીજા સાથે લગ્ન કરવાની હોય તો તેને પોતે અટકાવવી નહિ. એજ પ્રમાણે એકાએક છળ ભેદથી જે કાંઇ ધન વગેરે આણેલું હોય તે સર્વને પણ એજ નિયમ લાગુ પડે છે. જેમ એ-કાએક પકડી આણેલી દાસી કે દાસ પણ એક વરસ પછી જેનાં તેને પાછાં આપવાં; કેમકે તેથી તે જાણે પોતેજ તેને આપ્યાં હોય તેમ થાય છે. ચોર વગેરેને એકાએક પકડીને તેમનું ધન આણેલું હોય તે પણ રાજાએ રાખવું નહિ, પણ તેનું દૂધ બ્રાહ્મણોને પાવું; અર્થાત્ તે ખરચી નાખવું. અથવા તેનો ઉપયોગ બળદ કરે; અર્થાત્ પશુઓના પોષણ માટે તે ધન આપવું. અથવા પકડી આણેલો પુરૂષ ચોર ન હોય તો તેને માફી આ-પીને તેનું ધન તેને પાછું આપવું. રાજાએ રાજાની સાથેજ યુદ્ધ કરવું એવો ધર્મ કહેલો છે; પણ ક્ષત્રિય વિનાના બીજા પુરૂષે રાજા સાથે યુદ્ધ કરવાને તેના સામે શસ્ત્ર કોઇ પ્રકારે ફેંકવું નહિ. બે સેનાઓ એકઠી મળી હોય અને તે બન્નેની વચમાં બ્રાહ્મણ આવીને બન્ને પક્ષની શાંતિ ઇચ્છતો હોય તો પછી યુદ્ધ કરવું નહિ. જે પુરૂષ બ્રાહ્મણનું ઉલ્લં-ઘન કરે છે, તે સનાતન કાળની મર્યાદાનું ભેદન કરે છે એમ જાણવું. એમ છતાં પણ કોઇ અધમ ક્ષત્રિય તે મર્યાદાનું ઉલ્લંઘન કરેજ, તો તે સમયથી આરંભીને તેને ક્ષત્રિયમાં ગણવો નહિ; તથા ક્ષત્રિય સભામાં તેને આવવા દેવો નહિ. અર્થાત્ જાતિ બાહાર તેને ત્યાગવો. જે રાજા જય મેળવવાની ઇચ્છાથી ધર્મનો લોપ કરીને અને મર્યાદાનો ભંગ કરવાવડે તે વૃત્તિનું અનુવર્તન કરતો નથી, તેને પણ જાતિ બહારજ કાઢી નાખવો. ધર્મવડે યુદ્ધ કરતાં જે વિજય પ્રાપ્ત થાય છે, તેના કરતાં બીજો મોટો લાભ કયો છે ? તે વિજયાદિક કરીને અનાર્ય પ્રાણીઓને સહસા ઉતાવ-ળેજ પ્રસન્ન કરે છે. કેમકે તે તેમને મધુર વચનવડે તથા સુખભોગ આ-પવાવડે પ્રસન્ન કરી શકે છે અને એજ રાજાની પરમ ઉત્તમ રાજનીતિ છે. અનાર્થ પ્રાણીઓને સાંત્વ ઉપાય છોડીને ભોગવવાથી તેઓ પરિતાપ પામે

છે, તેઓ પોતાના ઉપર બળાત્કાર કરનારને દુઃખનો સમુદાય આવી પડે એવા સમયની રહા જોતા જોતા શત્રુ રાજાનું ઉપાસન કરે છે. અને જ્યારે તે રાજાને માથે સંકટ આવે છે ત્યારે તેઓ તેના શત્રુઓને અનુકૂળ થાય છે. હે રાજન્, રાજાનું સંકટ ઇચ્છતા તેઓ સર્વ પ્રકારે સંતુષ્ટ થાય છે, એટલા માટે શત્રુને પણ વિશેષે કરીને છેતરવો નહીં, તથા તેનો અતિશય છેદ પણ કરવો નહીં, કેમકે તેનો અતિ છેદ કરવાથી તે કદાચિત્ જીવતરનો પણ ત્યાગ કરે. રાજા કોઇ વખત અલ્પ મળવાથી પણ તેટલાવડે સંતોષ માને છે અને તેવો રાજા પોતાના શુદ્ધ જીવિતને બહુ કરી માને છે. જે રાજાનો દેશ વિશાલ હોય, સંપત્તિવાળો હોય, જેના લોકોને રાજા પ્રિય હોય, જેના રાજ્યમાં સેવક અને પ્રધાનો સંતુષ્ટ રહેતા હોય, તે રાજાનું મૂળ દૃઢ છે એમ જાણવું. જે રાજાના રાજ્યમાં ઋત્વિક્, પુરોહિત, આચાર્ય, અને બીજા પૂજવા યોગ્ય વિદ્વાનોનું પૂજન થાય છે, તે રાજાને લોકસંબંધી જ્ઞાનવાળો જાણવો. એજ આચરણવડે ઈંદ્રને રાજ્ય પ્રાપ્ત થયું, અને એજ આચરણવડે રાજાઓ ઈંદ્રના લોકને જીતવાને ઇચ્છે છે. હે રાજન્! મોટા સંગ્રામમાં પૃથ્વી શિવાય બીજું ધન મળે તો પણ તે રાજાએ જીતવું, કેમકે અન્ન અને ઔષધીયો પણ પ્રતિદિને વારંવાર હરણ કરેલી છે, તો પછી સુવર્ણ આદિક હરણ કરે તેમાં શું આશ્ચર્ય! અગ્નિ હોય અને અગ્નિમાં હોમવાનું હવિ અને રાંધેલું અન્ન હરણ કરવું નહીં કેમકે તે હરણ કરવાથી દિવોદાસ નામે રાજા ઠગાયો છે. હે ભારત! નાભાગ નામે રાજાએ રાજા સહિત દેશો દક્ષિણામાં આપ્યા હતા, પણ તેણે શ્રોત્રિય બ્રાહ્મણનું અને તપસ્વિયોનું દ્રવ્ય લીધું નહોતું, માટે તારે પણ તે દ્રવ્ય લેવું નહીં. હે યુધિષ્ઠિર! પૂર્વે થઇ ગયેલા ધર્મજ્ઞ રાજાઓના ભારે હલકાં અનેક દ્રવ્ય હતાં તેવાં દ્રવ્યનું હરણ કરવું મને ગમે છે. જે રાજા પોતાની આબાદી ઇચ્છતો હોય તેણે સર્વ પ્રકારની વિદ્યાના આધિક્યથી જય ઇચ્છવો, પણ કપટ અથવા દંભવડે જય ઇચ્છવો નહીં.

सर्वविद्यातिरेकेणजयमिछेन्महीपातिः ॥

नमाययानदंभेनयहछेद्भूतिमान्मनः ॥ २३ ॥

इतिश्री महाभारते शां०प० राज०गु० मा० षण्णवतितमोऽध्यायः ॥९६॥

**યુધિષ્ઠિરउवाच** ॥ क्षत्रियधर्माद्धिपापीयान्नधर्मोतिनराधिप ॥
॥ अपयानेनयुद्धेनराजाहंतिमहाजनं ॥ १ ॥

યુધિષ્ઠિર–હે રાજન્! ક્ષત્રિય ધર્મના કરતાં બીજો વધારે પાપી ધર્મ એકે છે નહીં કેમકે રાજા જ્યારે પાછો ભાગે છે, અથવા યુદ્ધ કરે છે ત્યારે તે ઘણા પુરૂષનો નાશ કરે છે. હે ભરતશ્રેષ્ઠ! હે વિદ્વન્! એમ છતાં પણ કયા કર્મવડે કરીને રાજા લોકોને જીતે છે, તે જાણવાની મને ઇચ્છા છે માટે તે તમે મને કહો. ભીષ્મ કેહે છે–પાપી પુરૂષોનો નિગ્રહ કરવાવડે અને સાધુઓનો સગ્રહ કરવાવડે તથા યજ્ઞ અને દાન કરવાવડે રાજાઓ પવિત્ર અને નિર્મળ થાય છે. વિજયની ઇચ્છાવાળા રાજાઓ પ્રજાને રોધ કરે છે, અને તેને હેરાન કરે છે, પણ જ્યારે તેમને વિજય પ્રાપ્ત થાય છે, ત્યારે તેઓ ફરીને પ્રજાની વૃદ્ધિ કરે છે. તેના દાન યજ્ઞ અને તપના બળથી પાપ નાશ થાય છે, અને પ્રાણીયોના ઉપર અનુગ્રહ કરવાને અર્થે તેમનુ પુન્ય વૃદ્ધિ પામે છે. જેમ ખેતરમાં નીંદણ થયું હોય અને તેને ખેતરમાંથી કાઢી નાંખનારા તે ખેતરના ધાન્યનો તથા નીંદણનો વીનાશ કરે છે; પણ નીંદણ ખેતરમાંથી બહાર કાઢી નાંખવામાં આવવાથી વસ્તુતઃ ધાન્યનો વિનાશ થતો નથી; એજ પ્રમાણે શાસ્ત્રને છોડી દેઇને અને વધ કરવા યોગ્ય પુરૂષનો રાજા વધ કરે છે તેને તેનું પ્રાયશ્ચિત્ત એટલુંજ કે તેણે પ્રાણીયોની ફરીને સંભાવના કરવી. જે રાજા પ્રાણીયોને પોતાના બળથી તેમનુ ધન જતું અટકાવીને અથવા વધ અથવા કલેશથી રક્ષણ કરે છે, તેમજ લુંટારાઓથકી તેમને છોડાવીને તેમને પ્રાણ આપે છે, તે રાજાને ધન આપનારો અને સુખ આપનારો મહારાજા જાણવો. તે રાજા અભય દક્ષિણા જેમાં દક્ષિણારૂપ છે એવા સર્વ યજ્ઞોવડે ઇશ્વરનું પૂજન કરીને તથા આ લોકમાં કલ્યાણનો અનુભવ કરીને ઇંદ્રલોકમાં સુખ પામે છે. જે રાજા બ્રાહ્મણને અર્થે ઉત્પન્ન થયેલા શત્રુઓ સાથે યુદ્ધયજ્ઞ કરે છે તથા યજ્ઞમાં આત્મારૂપ યજ્ઞસ્તંભ રોપે છે તે યજ્ઞ અનંત દક્ષિણાવાળો જાણવો. જે રાજા નિર્ભય થઇને હાથમાં બાણ લેઇને શત્રુઓને વિખેરી નાખે છે, તેના કરતાં પૃથ્વી ઉપર વિશેષ કલ્યાણકારી બીજું કાંઇ દેવતાઓ જોતા નથી. તેનાં શસ્ત્ર, સંગ્રામમાં જેટલી ત્વચાઓ ભેદે છે તેટલા

તેટલા સર્વે મનોરથને આપનારા અક્ષયલોકને તે ભોગવે છે. સંગ્રામમાં તેના શરીરમાંથી જે રૂધિર નિકળે છે તેણે કરીને સર્વ દુઃખસહિત સર્વે પાપોથી તે મુક્ત થાય છે. સંગ્રામમાં પરિતાપ પામીને ક્ષત્રિય જે જે દુઃખ સહન કરે છે, તે તે દુઃખે કરીને તેને તપ કર્યાનું ફળ થાય છે એમ ધર્મને જાણનારા કહે છે. યુદ્ધ કરનારા શૂરવીરોની પાછળ સંગ્રામમાં બીહીકણ એવા ધર્મ પુરૂષો રહે છે, અને વૃષ્ટિ થકી જેમ જળની ઇચ્છા રાખે છે તેમ તે શૂરાઓ થકી તેઓ શરણની ઇચ્છા રાખે છે. જો શૂર પુરૂષ ભયથી રક્ષણ કરીને મનુષ્યને યુદ્ધ કરવાને અભિમુખ કરે નહિ અર્થાત્ તેને સહાય આપીને યુદ્ધ કરવાને પ્રેરણા કરે નહિ, અને તેમને પાછળ મૂકી પોતેજ આગળ થઈને તેમની વતી સંગ્રામ કરે તો તે પણ પૂર્વવત્ પુણ્ય ઉત્પન્ન કરનારૂંજ કર્મ છે. કદાચિત્ તે ક્ષત્રિયો રક્ષણ કરનારા હોઇને કાર્ય જોઇને તેને નમસ્કાર કરે, અને તેઓ પાછા વળીને ધર્મ યુદ્ધ કરે તોપણ તે તેવું ફળ આપનારૂં નથી. જ્યારે સંગ્રામમાં બન્ને સૈન્ય સામ સામે આવી જાય છે, અને તેના ઉત્તમ યોદ્ધાઓ એક બીજા સામે શસ્ત્રોના પ્રહાર કરવા માંડે છે, તે વખતે જે પુરૂષો પ્રથમ સમાન દેખાતા હોય છે તેમનામાં પણ મોટું અંતર દેખાવા માંડે છે. શૂર પુરૂષ શત્રુઓની સામો ચાલ્યો જાય છે, અને બીહીકણ પુરૂષ નાસવા માંડે છે. કેટલાક વિષમ વેળાએ પોતાના દેહનો ત્યાગ કરીને પોતાના સહાયોને પણ છોડી દે છે. હે તાત! જે પુરૂષો સંગ્રામમાં પોતાના સહાયોને તજીને પોતે કુશળ થઇને ઘેર પાછા જાય તેવા અધમ પુરૂષોને તું ઉત્પન્ન કરીશ નહિ. જે પુરૂષ પોતાના સહાયોને તજીને પોતાના પ્રાણનું રક્ષણ કરવા ઇચ્છે છે તેમનું ઈંદ્રાદિક દેવો અકલ્યાણ કરે છે. જે ક્ષત્રિય એવા હોય તેને કાષ્ટવડે કે પથરા મારીને મારી નાખવો, અથવા ઘાસની પુળીઓમાં બાંધીને તેને બાળી નાખવો, અથવા પશુની પેઠે તેને મારી નાખવો. જો ક્ષત્રિય કફ, લીંટ, અને મૂત્ર કાઢતો, તથા દીનની પેઠે વિલાપ કરતો, ખાટલામાં પડ્યો પડ્યો મરણ પામે તો તે અધર્મ સમજવો. જે ક્ષત્રિયના દેહમાં ઘા વાગ્યો ન હોય અને તેવા અક્ષત દેહે કરીને જો તે મરી જાય તો પ્રાચીન ધર્મને જાણનારા ક્ષત્રિઓ તે કર્મનું વખાણ કરતા નથી. હે તાત! ક્ષત્રિય પુરૂષનું

ઘરમાં મરણ થવું વખાણવા લાયક નથી. જેને શૂરપણાનું અભિમાન છે તે પોતાનું શૂરત્વ તજીને મરણ પામે તો તે બહુ અધર્મ અને કંગાલપણું જાણવું. જો કોઇ ક્ષત્રિય ખાટલામાં પડ્યો પડ્યો બેબાકળા મોઢાથી પોતાનાં છોકરાંનો શોક કરતો, રોગે કરીને દુર્ગંધ શરીરવાળો મોઢેથી હાય હાય કરતો, જો મરણ પામે તો તે મૃત્યુ પાપ ભરેલું મહાકષ્ટકારક અને દુઃખવાળું જાણવું. જે પુરૂષ વીર, અભિમાની, અને ગર્વવાળો હોય છે, તે એવા મૃત્યુને ઇચ્છતો નથી; પણ નીરોગીઓ સંગ્રામમાં જે મૃત્યુ પામે છે તેવા મૃત્યુની તેઓ ઇચ્છા કરે છે. જે શૂર ક્ષત્રિય હોય તે પોતાની જ્ઞાતિના સમુદાયથી વીંટાઇને સંગ્રામમાં શત્રુઓનું નિકંદન કરીને તથા તીવ્ર શસ્ત્રોવડે કરીને પોતે કલેશ પામીને મૃત્યુ યુદ્ધ કરે છે. પણ તેનાં શરીરને શત્રુઓ ભેદે છે તેની તેને ખબર પડતી નથી. તે પુરૂષ લોકોએ પૂજેલું અને વખાણવા યોગ્ય મૃત્યુ પામીને અત્યંત સ્વધર્મ પ્રાપ્ત કરીને ઇંદ્રલોકમાં જઇ સુખ ભોગવે છે. જે પુરૂષ પોતાના સર્વે ઉપાય વડે કરીને સંગ્રામમાં મોખરે થઇને પીઠ ન દેખાડતાં જીવિતનો ત્યાગ કરે છે, તે ઇંદ્રલોકમાં જાય છે. શત્રુઓ થકી વીંટાએલો શૂર પુરૂષ જો દીનતા ન દેખાડે અને જે જે સ્થળમાં મરણ પામે તે તે સ્થળમાંથી તે અક્ષયલોકને પામે છે.

यत्रयत्रहतःशूरःशत्रुभिःपरिवारितः ॥
अक्षयान्लभतेलोकान्यदिदैन्यंनसेवते ॥

इतिश्री महाभारते शां० रा० गु० भा० सप्तनवतितमोऽध्यायः ॥९७ ॥

युधिष्ठिरउवाच ॥ केलोकायुध्यमानानांशूराणामनिवर्तिनाम् ॥
॥ भवंतिनिधनंप्राप्यतन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે–હે પિતામહ ! જે શૂર પુરૂષો સંગ્રામમાંથી પાછા ન વળતાં યુદ્ધ કરે છે અને તેમાં તે મૃત્યુ પામે છે તેમને કયા લોક મળે છે તે મને કહો. ભીષ્મ કહે છે,–હે યુધિષ્ઠિર ! આ વિષે પણ ઇન્દ્ર અને અંબરીષના ઇતિહાસનું પુરાતન ઉદાહરણ આપવામાં આવે છે. નાભા-

ગનો પુત્ર અંબરીષ દુર્લભ એવા સ્વર્ગમાં જઇને તે દેવલોકમાં ઈંદ્રની સાથે બેઠેલા પોતાના સેનાપતિને જોઇને તથા પોતાની સર્વ સેનાના સ્વામી તે સેનાપતિને સર્વ દિશામાં તેજોમય ઉત્તમ વિમાનમાં બેઠેલો તથા સર્વથકી ઉપર તેને જતો જોઇને અને તેની સમૃદ્ધિ દેવના સરખી જોઇને તે ઉદાર બુદ્ધિવાળો અંબરીષ વિસ્મય પામીને ઈંદ્રને કહેવા લાગ્યો. અંબરીષ કહે છે,— સમુદ્ર જેની ચારે પાસે વીંટાયલો છે એવી સમગ્ર પૃથ્વીને વિધિ પ્રમાણે પાળીને તથા ચારે વર્ણના લોકોને શાસ્ત્ર પ્રમાણે પાલન કરીને ધર્મની ઇચ્છાથી મેં મારી પ્રવૃત્તિ કરી છે. વળી મહા કઠિન બ્રહ્મચર્ય પાળીને તથા ગુરૂની સેવા કરીને અને ધર્મવડે વેદનું અધ્યયન કરીને તેમ કેવળ રાજનીતિનું શાસ્ત્ર પણ ભણીને મેં પ્રજાનું પાલન કર્યું છે વળી હે ઇંદ્ર! અતિથિઓને અન્નપાન આપીને, પિતૃઓને સ્વધા પૂર્વક તૃપ્ત કરીને, સ્વાધ્યાયની દીક્ષાવડે ઋષિઓનું પૂજન કરીને, દેવોનું મહા ઉત્તમ યજ્ઞોવડે પૂજન કરીને શાસ્ત્ર પ્રમાણે અને વિધિ પ્રમાણે ક્ષત્રિય ધર્મ આચરીને મારી સેનાને લેઇને મેં સર્વ સ્થળમાં વિજય કર્યો છે. હે દેવરાજ! આ મારો સેનાપતિ સુદેવ જે પૂર્વે શાંત બુદ્ધિવાળો મારો યોદ્ધા હતો તે મારાથી આજ અધિકતા કેમ પામે છે? હે ઇંદ્ર! એણે મોટા મોટા યજ્ઞ કરીને દેવતાઓનું પૂજન કર્યું નથી તથા બ્રાહ્મણોને વિધિપ્રમાણે તૃપ્ત કર્યા નથી, તોપણ તે મારા થકી કેમ આગળ જાય છે? ઈંદ્ર કહે છે,—હે રાજન્! એ સુદેવે બીજા યજ્ઞ તો નથી કર્યા પણ વિશાળ અને અત્યંત મોટો સંગ્રામરૂપ યજ્ઞ તેણે કરેલો છે; તથા બીજા પણ જે ક્ષત્રિયો યુદ્ધ કરે છે તે પણ તેવોજ યજ્ઞ કરે છે એમ જાણવું. સર્વે યોદ્ધાઓ કવચ સજીને સેનાને મોખરે યુદ્ધ કરવાને તત્પર થાય છે, તેજ તેમણે યજ્ઞ કરવાની દીક્ષા ધારણ કરી એમ જાણવું અને તેમને જે યજ્ઞ કરવાનો અધિકાર છે તે યુદ્ધયજ્ઞ છે એમ નિશ્ચય જાણવું. અંબરીષ કહે છે,—હે ઇંદ્ર! યુદ્ધ-યજ્ઞ જે તમે કહ્યો, તેમાં હોમવાનું હુતદ્રવ્ય શું છે? ઘૃત શું છે? દક્ષિણા શી છે? અને ઋત્વિજ કોણ છે? તે મને કહો. ઈંદ્ર કહે છે,—યુદ્ધયજ્ઞમાં હાથીઓ, ઋત્વિજ છે, ઘોડાઓ, અધ્વર્યુ છે, શત્રુઓનાં માંસ એ હુતદ્રવ્ય છે અને તેમનું રૂધિર એ ઘૃત છે. શીઆળ, ગીધ, કાગડા, અને બીજા માંસાહારી પક્ષીઓ સદસ્ય

છે; એ સદસ્યો હોમતાં બાકી રહેલું ઘૃત પીએ છે તથા યજ્ઞ કરતાં રહેલું હુતદ્રવ્ય ખાઇ જાય છે. પ્રાસ અને તોમર નામે આયુધોના, સમુદાય તરવાર, શક્તિ અને ફરશી નામે ચળકતાં અને પાણી પીએલાં આયુધો, એ તે યજ્ઞ કરનારાઓના સરવા છે. વળી ધનુષ્યના વેગથી વિસ્તાર પામેલો, તીક્ષ્ણ, શત્રુના શરીરને ભેદનાર, સરળ, અત્યંત તીક્ષ્ણ, અને પાણી પાએલો એવો બાણ તે મોટો સરવો જાણવો. તે યુદ્ધ યજ્ઞમાં વળી ગજચર્મથી વીંટાયલો, હાથીની સુંઢને ધારણ કરનારો, ખડ્ગ તે સ્ફ્ય જાણવું. વળી તેજવડે જાજવલ્યમાન, તીક્ષ્ણ, અને સર્વ પ્રકારના તીક્ષ્ણ લોહથી નિર્માણ કરેલાં પ્રાસ નામે આયુધ, શક્તિ, ઋષ્ટિ નામે આયુધ અને ફરસીવડે જે પ્રહાર કરવા તે યજ્ઞ કરવાનું દ્રવ્ય સમજવું. વળી જેમ જેમ સેનાની સંખ્યા વિશેષ હોય અને જેમ જેમ વિશેષ વખત સુધી યુદ્ધ ચાલે તેમ તેમ મોટા વિસ્તારવાળું પ્રહાર કરવાથકી ઉત્પન્ન થયેલું, અત્યંત રૂધિર મોટા વેગથી સંગ્રામમાં જે પૃથ્વી ઉપર પડે છે તે તે યજ્ઞની સર્વ સમૃદ્ધિવાળી અને ઇષ્ટ મનોરથને આપનારી પૂર્ણાહુતી જાણવી. સેનાને મોખરે, મારો, કાપો, એવો જે શબ્દ સંભળાય છે, તે સામવેદનું ગાન કરનાર પુરૂષો યમલોકમાં મોકલનારા યુદ્ધયજ્ઞમાં સામવેદનું ગાન કરે છે, એમ જાણવું. શત્રુઓની સેનાનો મોખરો તે હુતદ્રવ્યને સ્થાપન કરવાની જગો સમજવી, વળી હાથી, ઘોડા અને કવચ સજેલા યોદ્ધ પુરૂષોનો સમુદાય તે યજ્ઞમાં શ્યેનચિત્ત નામે અગ્નિ સમજવો. અને યુદ્ધયજ્ઞમાં તેજ અગ્નિ જોઇએ. એક હજાર યોદ્ધાઓને હણીને જે માથા વિનાનું ધડ તે યજ્ઞમાં ઉભું થાય છે તે શૂર પુરૂષના યુદ્ધ યજ્ઞમાં ખેરના લાકડાનો યજ્ઞસ્તંભ જાણવો. અંકુશ મારીને હાંકેલા હાથીઓ જે ચીસો પાડે છે, તે હે રાજન્ હાથની તાલી પાડીને વષટ્કારનો ઉચ્ચાર કર્યો એમ સમજવું. હે રાજન્! તે યજ્ઞમાં દુંદુભી એ સામાદિક ત્રણે વેદને જાણનાર ઉદ્ગાતા જાણવો. બ્રાહ્મણનું ધન હરણ થયેલું જોઇને પોતાના પ્રિય દેહને યુદ્ધમાં તજીને તથા પોતાને યજ્ઞસ્તંભને ઠેકાણે પડયો મુકીને જે જાય છે તેણે અનંત દક્ષીણાવાળો યુદ્ધયજ્ઞ કર્યો એમ જાણવું. જે શૂર પુરૂષ પોતાના સ્વામી રાજાને અર્થે સંગ્રામને મોખરે પરાક્રમ કરે તથા કોઇ પ્રકારના ભયથી પાછો વળે નહિ

તેને મારા સરખા લોકની પ્રાપ્તિ થાય છે. કાળાં ચામડાંથી વીંટેલાં ખડ્ગ વડે, અને ભોગળ જેવા બાહુઓ વડે જેણે યુદ્ધયજ્ઞની વેદી પાથરેલી છે, તેને મારા સરખા લોક પ્રાપ્ત થાય છે. જે શૂર પુરૂષ વિજય કરવામાં સ્થિતિવાળો થઇને બીજા કોઇ પણ સહાયની અપેક્ષા રાખતો નથી, અને સેનાની મધ્યે ધસ્યો જાય છે, તેને મારા સરખા લોક મળે છે. જે વીર પુરૂષ રૂધિરના સમૂહવાહી, ભેરીરૂપ દેડકા તથા કાચબાવાળી વીર પુરૂષોનાં અસ્થિરૂપ કાંકરાવાળી, માંસ અને રૂધિરરૂપ કાદવ થવાથી ગમન કરવાને અઘરી, તરવાર અને ઢાલરૂપી હોડીથી તરી શકાય એવી ભયાનક, કેશરૂપી સેવાળ અને કાંઠા ઉપરના ઘાસવાળી, કપાઇ ગયેલા ઘોડા, હાથી, અને ભાગી ગયેલા રથવડે વમળવાળી, ધજા અને પતાકા રૂપ નેતરના વેલાઓવાળી, હણાયલા હાથીઓ રૂપ વહનવાળી, રૂધિરરૂપ સંપૂર્ણ જળથી ભરેલી, સંગ્રામ રૂપ નદી પાર જનારા પુરૂષોએ તરવી મહા કઠણ છે. તે હણાયલા હાથી રૂપ મોટા મગ્ગરવાળી, પરલોક પ્રત્યે વહન કરનારી શુભાશુભ ફળ આપનારી, ઋષ્ટિ નામે આયુધ અને ખડ્ગ રૂપી મોટી નૌકાવાળી, ગીધ, કાગડા અને કંક પક્ષી રૂપ હોડીઓવાળી, રાક્ષસો જેના બન્ને તટનું સેવન કરે છે તથા બીહીકણને મહાકષ્ટ ઉત્પન્ન કરનારી, તે યોદ્ધાઓના સંગ્રામથી ઉપજેલી નદી છે. તે નદીમાં સંગ્રામયજ્ઞ સંપૂર્ણ કરીને યોદ્ધાઓ સ્નાન કરે છે; જે સંગ્રામયજ્ઞની વેદી શત્રુઓના માથાંથકી પથરાય છે તથા હાથી અને ઘોડાની ખાંધોવડે વ્યાપ્ત થાય છે, તે પુરૂષને મારા લોક પ્રાપ્ત થાય છે. એ યજ્ઞમાં શત્રુઓની સેનાનો મોખરો પત્નીશાળા છે અને પોતાની સેનાનો મોખરો આહુતી મૂકવાનું સ્થાન છે, સદસ્ય અને દક્ષિણા તે યોદ્ધાઓ છે અને સેનાનું ડાબું પાસું એ અગ્નિ રાખવાનું સ્થાન છે, શત્રુની સેના એ ભાર્યા છે, એવા યોધરૂપી; દીક્ષાવાળાને સરવે લોકો દૂર નથી. જે સમયે બંને બાજુએ વ્યૂહ રચનાથી સેના ઉભી રહેલી હોય છે અને તેના આગળ જે અવકાશ હોય છે તે શૂરવીરની વેદી છે, ત્યાં આગળ તે સંગ્રામયજ્ઞ કરીને દેવતાઓનું પૂજન કરે છે અને તેજ તેના વેદ ને ત્રણે અગ્નિઓ છે. જે યોદ્ધા શત્રુઓથી ત્રાસ પામીને સંગ્રામમાંથી પાછો ફરીને નાસે

છે તે પ્રતિષ્ઠાહીન થઈને નરક પામે છે એમાં સંશય નથી. જેના રૂધિરના વેગવડે કરીને સંગ્રામ ભૂમિ ડુબી જાય છે તથા કેશ માંસ અને અસ્તીથકી સંપૂર્ણ થાય છે તે પુરૂષ પરમગતિ પામે છે. જે સેનાપતિને હણીને તેના વાહન ઉપર બેસે છે, તેને વિષ્ણુના સરખો પરાક્રમી શત્રુઓનું આક્રમણ કરનાર બૃહસ્પતિના સરખો ઇશ્વર જાણવો. જે યોદ્ધા સેનાના નાયકને, તેના છોકરાને, અથવા તેની સેનામાં જે પૂજવાયોગ્ય હોય તેને જીવતો પકડી લે છે, તેને મારાજ જેવા લોક પ્રાપ્ત થાય છે. સંગ્રામમાં હણાયલા શૂર પુરૂષનો કદાપિ શોક કરવો નહિ. જે શૂરો સંગ્રામમાં હણાયો છે તે સ્વર્ગલોકમાં પૂજાય છે માટે તેનો શોક કરવો ઘટિત નથી. સંગ્રામમાં હણાયલા શૂર પુરૂષની પછવાડે અન્ન કે ઉદક આપવાની જરૂર નથી તથા તેનું સ્નાન કે સુતક પાળવાને ડાહ્યા પુરૂષો ઇચ્છતા નથી. તેને જે લોક પ્રાપ્ત થાય છે, તે હું તને કહું તે સાંભળ. જ્યારે કોઇ શૂર પુરૂષ સંગ્રામમાં હણાય છે, ત્યારે ઉત્તમ હજારો અપ્સરાઓ આ મારો સ્વામી થાય એવી ઇચ્છાથી ત્વરાવડે તેના સામી દોડે છે. જે પુરૂષ યુદ્ધમાં વિજય મેળવે છે તેને એજ તપ અને પુણ્ય છે તથા સનાતન ધર્મ પણ એજ છે. તેજ પ્રકારે ચારે આશ્રમોનું ફળ પણ તેને પ્રાપ્ત થાય છે. વૃદ્ધ, બાળક, અને સ્ત્રી એમને હણવાં નહિ; નાસતાને પછવાડેથી હણવો નહિ; મોંમાં ઘાસ ઘાલીને જે શરણે આવેલો હોય તથા જે મુખથી એમ બોલતો હોય કે 'હું તારે શરણ છું' તેને પણ તારે મારવો નહિ. જંભાસુર, વત્રાસુર, બલ નામે અસુર, પાક નામે અસુર, સો માયા જાણનાર વિરોચન, દુર્વાય, નમુચી, અનેક માયા જાણનાર શંબર, દિતિનો પુત્ર વિપ્રચિત્તિ; સર્વે દનુના પુત્રો, અને પ્રહ્લાદ, એ સર્વને સંગ્રામમાં હણીને હું દેવતાઓનો રાજા થયો છું. ભીષ્મ કહે છે,— એ પ્રમાણે ઇંદ્રનું વચન સાંભળીને અને તેને ગ્રહણ કરીને પોતાના યોદ્ધાઓની સિદ્ધિને અંબરીષ પામ્યો.

इत्येतच्छक्रवचनंनिशम्यप्रतिगृह्यच ॥

योधानामात्मनःसिद्धिमंबरीषोभिपन्नवान् ॥ ६१ ॥

इतिश्री महाभारते शां० रा० गु० भा० अष्टनवतितमोऽध्यायः ॥ ९८ ॥

**भीष्मउवाच ॥** अत्राप्युदाहरंतीममितिहासंपुरातनम् ॥
॥ प्रतर्दनोमैथिलश्चसंग्रामंयत्रचक्रतुः ॥ १ ॥

ભીષ્મ કહે છે,—શૂર પુરૂષોના ઉત્સાહ સંબંધી એક પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે, તેમાં પ્રતર્દન અને મૈથિલના સંગ્રામની વાત છે. હે યુધિષ્ટિર ! તે બન્નેના સંગ્રામમાં યજ્ઞોપવીત ધારણ કરનાર મિથિલાનો રાજા જનક પોતાના યોદ્ધ પુરૂષોને ઉત્સાહ ઉત્પન્ન કરવા લાગ્યો તે હું તને કહું છું; સાંભળ. મહાત્મા અને સર્વ તત્વને જાણનાર મિથિલાના રાજા જનક પોતાના યોધાઓને યોગબળથી સ્વર્ગ તથા નરક બતાવીને કહેવા લાગ્યો કે, અરે હો યોદ્ધાઓ ! જુઓ; આ લોક શૂર પુરૂષોના છે; તે ગંધર્વની કન્યાઓથી પરિપૂર્ણ, સર્વ કામની પ્રાપ્તિ કરી આપનારા અને અક્ષય છે, આ નરકલોક જેઓ સંગ્રામમાંથી નાશી જાય છે, તેમને અર્થે ઉપસ્થિત થયેલા છે; એમાં પડીને તેઓ અનંત કાળ સુધી અપકીર્તિ ભોગવે છે. માટે એ જોઇને હવે પછી જે યત્ન કરવો ઘટે તે કરો. એ નરક લોકને તથા સ્વર્ગ લોકને જોઇને દેહનો ત્યાગ કરવાની બુદ્ધિ રાખીને શત્રુઓનો પરાજય કરો; પણ અપ્રતિષ્ઠાવાળા નરકના વશમાં તમે આવી પડશો નહિ. દેહનો ત્યાગ કરવાથી સર્વોત્તમ સ્વર્ગનું દ્વાર તેને પ્રાપ્ત થાય છે. હે શત્રુનાં નગરને જીતનાર યુધિષ્ઠિર ! એ પ્રમાણે રાજાએ કહેલાં વચન સાંભળીને તે યોદ્ધાઓએ પોતાના તે રાજાને હર્ષ પમાડીને સંગ્રામમાં શત્રુઓનો પરાજય કર્યો એટલા માટે આત્માને (પોતાને) વશમાં રાખનાર સત્યવાન પુરૂષે નિરંતર સંગ્રામના શિખર ઉપર રહેવું યોગ્ય છે. ચારે પાસે હાથીઓ રાખીને તેની વચ્ચે રથી પુરૂષોની સેના રાખવી; અને તે રથીઓની વચમાં ઘોડેસ્વાર રાખવું તે ઘોડેસ્વારની વચ્ચે કવચ સજેલું પાયદળ સૈન્ય રાખવાં એ પ્રકારે જે રાજા વ્યૂહરચના કરે છે તે નિરંતર શત્રુઓને જીતે છે; માટે હે યુધિષ્ઠિર ! તારે નિરંતર એ પ્રકારે કરવું. અતિશય ક્રોધવાળા સારી રીતે યુદ્ધ કરીને સર્વે સુકૃત પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. માટે તેઓ આવીને, સમુદ્રને જેમ મગરો ક્ષોભ પમાડે છે તેમ સેનાને ક્ષોભ પમાડે છે. જો તેમની સેનાના યોદ્ધાઓ ખેદ પામી ગયા હોય તો તેઓ પરસ્પર વ્યવસ્થા કરીને તેમને હર્ષ આપે છે. તારે જીતેલી ભૂ-

મિનું રક્ષણ કરવું; સંગ્રામ છોડીને નાઠેલાઓની પાછળ અત્યંત દોડાવવું નહીં; કેમકે હે રાજન્! નાસતા સૈન્યની પાછળ પડવાથી તેઓ જીવવાની આશા તજીને પાછા વળી સામા થાય છે, ત્યારે તેમનો વેગ સહન કરવો અતિ કઠિન થઇ પડે છે; માટે નાસતાની પછવાડે પડવું ન જોઇએ. જે પુરૂષો શૂર હોય છે, તેઓ અત્યંત નાસતા શત્રુના ઉપર પ્રહાર કરવા ઇચ્છતા નથી, માટે પલાયન કરતા પુરૂષોની પાછળ અતિશય પડવું નહિ. ચાલનારા પ્રાણીઓનું ભોજન નહિ ચાલનારા પદાર્થો છે. દાઢોવાળા પ્રાણીઓનું ભોજન દાઢો વિનાના પ્રાણીઓ છે; તરસ્યા પ્રાણીઓનું ભોજન જળ છે; અને તેજ રીતે શૂર પુરૂષોનું ભોજન કાયર છે. આ જગતમાં સર્વે પુરૂષોને પીઠ, પેટ, હાથ અને પગ સમાન છે, તથાપિ તેઓમાં જે બીહીકણ હોય છે તે શૂરાથી પરાભવ પામે છે; અને એટલા માટે ભયથી પીડિત થઇને વારંવાર પ્રણામ કરીને હાથ જોડીને તેઓ શૂર પુરૂષોની સેવામાં ઉભા રહે છે. આ સર્વે લોક પુત્રની પેઠે શૂર પુરૂષોના બાહુ ઝાલીને ઉભા રહેલા છે, અર્થાત્ શૂરાઓના આધારથી આ લોક ટકી રહેલા છે; માટે સર્વે સ્થિતિમાં જે શૂરો હોય તેજ સન્માનને યોગ્ય છે. ત્રણે લોકમાં શૌર્યથકી બીજું કાંઇ ઉત્તમ તત્વ છે નહિ; શૂર આ સઘળાનું પાળન કરે છે, અને સર્વ કાંઇ શૂર પુરૂષમાંજ સ્થિતિ કરીને રહેલું છે.

नहिशौर्यात्परंकिंचित्रिषुलोकेषुविद्यते ॥
शूरःसर्वंपालयतिसर्वंशूरेप्रतिष्ठितम् ॥ १ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि विजिगीशमाणवृत्ते गुर्जरभाषायां नवनवतितमोऽध्यायः ॥ ९९ ॥

**युधिष्ठिरउवाच** ॥ यथाजयार्थिनोसेनांनयंतिभरतर्षभ ।
॥ ईषद्धर्मंप्रपीडयापितान्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે પિતામહ! હે ભરતશ્રેષ્ઠ! જયને ઇચ્છવાવાળા રાજાઓ ધર્મને લગાર દબાવીને પણ જે રીતે સેનાને લેઇ જાય છે—ભય

પામેલાઓને પણ રાજભય બતાવીને યુદ્ધમાં આગળ કરે છે, તે મને કહો. ભીષ્મ કહે છે,–કેટલાક પુરૂષોમાં સત્ત્વવડેજ ક્ષત્રિધર્મ રહેલો છે; કેટલાકમાં મરણના નિશ્ચયથી એટલે જ્યારે ત્યારે પણ મરવુંજ છે, ત્યારે યુદ્ધમાં પરાક્રમ કરીને શા માટે ન મરવું? એવી સમજણથી ક્ષત્રિય ધર્મ રહેલો છે; કેટલાક પુરૂષોમાં શિષ્ટાચારને લીધે એટલે 'અમે ક્ષત્રિય, માટે અમે યુદ્ધમાં ન જઇએ તો લોકમાં ખોટું દેખાય તથા અમારી મહત્તાને ખામી લાગે' એવી સમજણથી ક્ષત્રિયધર્મ રહેલો છે; કેટલાકમાં પ્રથમ કહેલા રાજભયને લીધે ક્ષત્રિયધર્મ રહેલો છે. એ ચાર હેતુવડે ક્ષત્રિયધર્મ સ્થિર થયેલો છે. હવે અર્થ અને ધર્મ એ બન્નેના સદ્યઃફળ આપનારા ઉપાય કેવા છે તથા તે ઉપાય કામે લગાડતાં કેવા ધર્મ આચરવા તે હું કહું છું. જેઓ તે ધર્મની મર્યાદા છોડીને વર્તે છે તેમને દસ્યુ (લુંટારા ચોર) અને ધર્મના નાશ કરનારા જાણવા. તે દસ્યુઓનો નાશ કરવાને અર્થે અને સર્વ કાર્યની સિદ્ધિને અર્થે હું વેદમાં કહેલા ઉપાય તને કહું છું, તે તું મારા થકી સાંભળ. હે ભારત! બે પ્રકારની બુદ્ધિઓ વેદમાં કહેલી છે; એક વાંકી અને બીજી સીધી. તેમાંથી જાણી જોઇને વાંકી બુદ્ધિનું સેવન કરવું નહિ; પણ કાર્ય આવી પડે, એટલે સામા શત્રુઓ વાંકા ચાલનારા હોય તો વાંકી બુદ્ધિથીજ તેમનો વિનાશ કરવો. જેઓ રાજાના શત્રુઓ હોય છે તેઓજ રાજાની સાથે ભેદ કરીને વર્તે છે; પણ રાજા તેમનું કપટ સમજીને જેમ અમિત્રને બાધ કરે છે તેમ તેમના કપટનો પણ બાધ કરે છે. હે યુધિષ્ઠિર! હાથીનાં ચામડાં બાણુ વાગવાથી રક્ષણ કરનારાં છે; ગાય બળદ અને અજગરનાં ચામડાં શલ્ય, કંટક અને લોહથી રક્ષણ કરનારાં છે; એવાં ચર્મ, બખતર, ચમર, ધોળાં તથા પીળાં વસ્ત્ર, પીળાં કે રાતાં કવચ, નાના પ્રકારના રંગથી રંગેલી ધ્વજાઓ અને પતાકાઓ; ઋષ્ટિ, તોમર, ખડ્ગ, અને તીક્ષ્ણ ધારવાળી ફરસીઓ, ઢાલો, અને ચામડાં, એવાં અનેક આયુધ બનાવવાં. પછી એવાં શસ્ત્રો લેઇને કર્યો છે નિશ્ચય જેમણે એવા યોદ્ધાઓ તૈયાર કરવા. ચૈત્ર કે માગશર માસની તિથિએ સેના સજ કરવાનો યોગ પ્રશસ્ત કહેલો છે. કેમકે તે કાળમાં પૃથ્વી ઉપર અન્ન પાકે છે તથા જળથી પરિપૂર્ણ પૃથ્વી હોય છે, હે ભાર-

ત। તે કાળ અતિ ઉષ્ણ હોતો નથી કે અતિ શીતળ પણ હોતો નથી. એટલા માટે તે વખતે યુદ્ધ કરવામાં કે શત્રુઓને સંકટમાં આણી મૂકવામાં સેનાની યોજના કરવી. શત્રુઓને પીડા કરવામાં એ યોગ ઉત્તમ કહ્યા છે. શત્રુની સામે જવામાં જે માર્ગ પસંદ કરવો તે જળવાળો, ઘાસવાળો, સમાન અને ગમન કરવાને યોગ્ય જોઇએ. તથા વનમાં ફરી જાણનારા તથા કુશળ અને જાણીતા ચારાઓએ જ્યાં વારંવાર આવ જાવ કરવાથી તેમને સારી રીતે વિદિત થઇ રહેલો માર્ગ હોય તે માર્ગ સેનાને લેઇ જવામાં ઉત્તમ ગણાય છે. જંગલમાં શિકાર પકડનારા જેવી રીતે અરણ્યમાં જઈ શકે છે, તેવી રીતે બીજા અજાણ્યાથી જવાતું નથી, માટે જયને ઇચ્છનારા રાજાઓ સેનામાં તેમને માર્ગ બતાવવાને યોજે છે, તે માર્ગે પ્રથમ પદાતિ સેના મોકલવી; તેમાંના પુરૂષો શક્તિમાન અને કુળવાન જોઇએ. માર્ગમાં છાવણી કરવી તો જેની નજીકમાં જળ હોય તથા જેમાં શત્રુઓને આવવાને કઠણ પડે તથા જ્યાં આવવાનો એકજ માર્ગ હોય એવી જગોએ કોઇ કિલ્લામાં કરવી. કેમકે તેમ કરવાથી શત્રુઓ તેના ઉપર ચારે પાસેથી હુમલો કરી શકતા નથી. એવી રીતે કિલ્લામાં છાવણી કરવા કરતાં વનમાં છાવણી નાખીને રહેવું વધારે ફાયદાકારક છે. કેમકે તેમાં ઘણા ફાયદા જોઇને યુદ્ધમાં નિપુણ પુરૂષો તેવી જગો પસંદ કરે છે. વળી ત્યાં થોડેક છેટે થોડુંક સૈન્ય અનામત રાખી શકાય છે, વળી તે સિલક રાખેલા સૈન્યને એકાએક આવી પડવું હોય તો તે પણ ઠીક પડે છે; વળી પદાતિ લશ્કરને ઝાડીમાં સંતાડી શકાય છે અને તેથી તે અચાનક શત્રુ ઉપર હુમલો કરી શકે છે તથા મુખ્ય ફોજને સંકટ આવે ત્યારે તે મદદે આવી શકે. યુદ્ધ કરતી વેળાએ સપ્ત ઋષિઓને પછવાડે મૂકીને પર્વતના સરખા સ્થિર થઇને લઢવું; એવી રીતે યુદ્ધ કરીને દુર્જય શત્રુઓને પણ જીતવા. જે દિશામાંથી વાયુ આવતો હોય, જે દિશામાં (ઉત્તરાયન કે દક્ષિણાયન ) સૂર્ય હોય, જે દિશામાં શુક્ર હોય, તે દિશામાં જય પ્રાપ્તિ થાય છે. હે યુધિષ્ઠિર ! એ સર્વમાંથી શુક્ર કરતાં સૂર્ય, અને સૂર્ય કરતાં વાયુની દિશા બળવાન છે; તથા એ ત્રણે એકજ દિશામાં હોય તો તે સૌથી શ્રેષ્ઠ છે. જે પુરૂષો યુદ્ધમાં કુશળ છે તેઓ કાદવ વિનાની,

જળવિનાની, શેતુ કે કોટ આદિક મર્યાદા વિનાની અને માટીનાં ખડિઆં વિનાની, એવી ભૂમિ ઘોડાને માટે ઉત્તમ ગણે છે; અર્થાત્ ઘોડેસ્વારને તેની ભૂમિમાં ગમન કરવું અનુકૂળ છે. રથને ગમન કરવા માટે કાદવ રહિત તથા ખાડાટેકરા વિનાની ભૂમિ વખણાય છે. નીચાં ઝાડવાળી; અત્યંત ઘાસવાળી અને જળવાળી ભૂમિ હાથીપર બેશીને યુદ્ધ કરનારાઓને અનુકૂળ છે. ઘણા કિલ્લાવાળી, અત્યંત ઘાસવાળી, વાંસ અને નેતરથી ભરપૂર, પર્વતવાળી અને વાડીઓવાળી ભૂમિ પાયદળને અનુકૂળ છે. હે ભારત! જે સેનામાં પાયદળ વિશેષ હોય તે સેના દૃઢ સમજવી. ઘોડા અને રથની સેના વૃષ્ટિ રહિત ઈત્યાદિ સારા દિવસે સારી છે. ચોમાસામાં ઘણા હાથી અને ઘણા પાયદળવાળી સેના વખણાય છે. એવા સઘળા ગુણોનો સારી રીતે વિચાર કરીને દેશ અને કાળની યોજના કરવી. એવી રીતે વિચાર કરીને સારી તિથિ તથા શુભ નક્ષત્ર જોઇને સેનાને યુદ્ધ કરવા માટે મોકલનાર રાજા નિરંતર વિજય પામે છે. યુદ્ધમાં પકડેલા કેદીઓને છોડી દેતી વખતે, યુદ્ધ કરવાને પ્રયાણ કરતી વખતે, ચાલવા માંડતી વખતે, ખાવાની કે પીવાની વેળાએ, જેઓ સુતેલા હોય, તરસ્યા હોય, શાંત હોય, અને વેરાઇ ગયેલા હોય તેમને હણવા નહિ; તેમજ જેમને ઠપકો આપ્યો હોય, ગાળો દીધી હોય, હણેલા હોય, હલકા કર્યા હોય, જેઓ વિશ્વાસ ન રાખતા હોય (સાવધ હોય) જેમણે કોઇ કામનો આરંભ કર્યો હોય, સુરંગ વગેરે ગુપ્ત ઉપાય કરતા હોય, જેમને પરિતાપ પમાડેલા હોય, ઘાસ વગેરે લેવાને અર્થે જેઓ બહાર ફરતા હોય, જેઓ કોઇની થાપણ લેઇને જતા હોય, ઘેર જતા હોય, વંશ પરંપરાથી જે દ્વારપાળ હોય, બારણા આગળ જે ચોકી કરતા હોય, જે કોઇ જમાતના અધિકારી હોય, એવા પુરૂષોને પણ હણવા નહિ. જે પુરૂષો શત્રુની સેનાનો ભેદ પમાડે છે અથવા પોતાની સેના ભેદ પામેલી હોય તો તેને પાછી એકત્ર કરીને તેની વ્યવસ્થા કરે છે તેને પોતાના સમાન ખાનપાન આપવું અને તેમનો પગાર બમણો કરવો. તે દશ ગામનો અધિપતિ હોય તો તેને સો ગામનો અધિપતિ કરવો. તે શૂર અને તંદ્રારહિત પુરૂષ સો ગામનો અધિપતિ હોય તો તેને હજાર ગામનો અધિપતિ કરવો. રાજાએ મુખ્ય મુખ્ય

યોધાઓને એકઠા કરીને કહેવું કે સંગ્રામમાં આપણો વિજય થશે એ વાતનો અમને સંશય છે; માટે તમે જો સંગ્રામમાં એક બીજાનો ત્યાગ ન કરો એમ હોય તો સંગ્રામમાં આવો. જેઓ કાયર અને બીહીકણુ હોય તેઓએ અહીંથીજ પાછા વળવું ઘટે છે જેઓ તુમુલ યુદ્ધ સમયે પોતાની સેનાના મુખ્ય પુરૂષોનો ઘાત કરાવે એવા હોય અથવા જેઓ શત્રુની સેના એકઠી થઇને આવે તે સમયે તેનો વધ કરે નહિ કે તેમને નસાડે નહિ એવા હોય, તેમણે ઘેરથીજ પાછા વળવું ઠીક છે; કેમકે સંગ્રામમાં નાસવાથી તે પુરૂષ પોતાનો તથા પોતાના પક્ષનો નાશ કરે છે. વળી પલાયન કરવાથી અર્થનો નાશ, પોતાનો વધ અને અપકીર્તિ પ્રાપ્ત થાય છે; તેમજ જે પુરૂષો યુદ્ધમાંથી નાસે છે તેમને કડવી તથા દુ:ખ ઉત્પન્ન કરે એવી વાણી પ્રાપ્ત થાય છે. અમારા દુશમનના વીરો પોતાના શત્રુઓ સાથે યુદ્ધ કરવાથી જેના ઓઠ અને દાંત પડી ગયા છે તથા જેણે સર્વે આયુધ તજી દીધાં છે એવા સદૈવ ભલે થાઓ. અર્થાત્ અમારાથી કોઇ એવો પરાજય પામી શસ્ત્ર ત્યાગ કરનારો થશો નહિ, એમ અમે ઇચ્છીએ છીએ. જે પુરૂષો યુદ્ધમાં મુખ ફેરવીને પીઠ બતાવે છે, તેમને અધમ પુરૂષ જાણવા; તેઓ માત્ર સેનાની સંખ્યામાંજ વધારો કરવારૂપ છે, પણ આ લોકમાં કે પરલોકમાં તેમને સુખ મળવાનું નથી. જે પુરૂષ યુદ્ધમાંથી નાસે છે તેની પાછળ શરીરે ચંદન ચોપડીને અને અલંકાર ધારણ કરીને વિજય પામેલા શત્રુઓ મનમાં આનંદ પામીને દોડે છે. સંગ્રામમાં આવેલા શત્રુઓ જે પુરૂષના યશનો નાશ કરે છે તે હું વધ કરતાં પણ અત્યંત અસહ્ય દુ:ખ માનું છું. જે વિજય મેળવવો બીહીકણને પરમ ગ્લાનિ ઉત્પન્ન કરનારો છે, તે વિજય ધર્મનું અને તમામ સુખનું મૂળ છે; શૂર પુરૂષ તે વિજય પ્રાપ્ત કરે છે. સંગ્રામમાં જીવતરની આશા જેમણે છોડી છે, અને સ્વર્ગની ઇચ્છાને જેઓ રાખે છે અથવા સંગ્રામમાં હણાઇને પણ જેઓ વિજય મેળવે છે એવા અમે સદ્ગતિ પામીશું. એ પ્રમાણે જેમણે સોગંદ ખાધેલા છે, જેમણે જીવતરની આશા છોડી દીધી છે, અને જેઓ બીહીકણ નથી, એવા વીર પુરૂષો શત્રુની સેનામાં ઘુસે છે. સેનાના આગલા ભાગમાં ઢાલ તરવારવાળું પુરૂષનું સૈન્ય જોઇએ અને સેનાના

પાછલા ભાગમાં ગાડા વગેરેનું સેન તથા મધ્યમાં સ્ત્રી આદિક ખટલો રાખવો. જે સેનામાં આગળ જાય, તે નગરના વૃદ્ધ પુરૂષો હોય, તથાપિ તેમણે શત્રુઓનો નાશ કરવાને અર્થે પાયદળનું રક્ષણ કરવું. જે સ્વતંત્ર વિચારના અને સત્વવાળા પુરૂષો સર્વથી વધારે માન પામેલા છે, તેમણે સેનામાં આગળ થઇને જવું અને બીજા સર્વે તેમની પાછળ પાછળ જાય. જેઓ કાયર હોય તેમને પણ યત્ને કરીને ઉત્સાહ આપવો અને તેમનાથી કાંઇ પરાક્રમ ન બની શકે તો માત્ર સેનાનો સમૂહ મોટો દેખાડવાને માટે પણ યુદ્ધ કરનારાઓની પાસે ઉભા રહેવું. સેનાપતિએ પોતાની સેના થોડી હોય અને શત્રુની સેના વધારે હોય તો તે ઘણા મળેલા શત્રુ સાથે પોતાના થોડા યોદ્ધાઓનું યુદ્ધ ચલાવવું. અને તે વખતે તેમને પાસે પાસે રાખવા. પણ ઘણા યોદ્ધા હોય તો પોતાની મરજીમાં આવે તો તેમને ફેલાતા રાખવા; ઘણા શત્રુઓની સાથે લડનારા થોડા યોદ્ધાઓનું સૈન્ય સોયના મુખ જેવું આગળથી નાનું, ને પાછળથી મોટું જોઇએ. યુદ્ધ શરૂ થયું હોય તે વખતે અથવા પરાજય પામતું હોય તે વખતે સાચું કે જુઠું પણ હાથ ઝાલીને એમ બોલવું કે શત્રુઓ હાર્યા છે અને નાઠા છે. આ મારા શત્રુઓનાં સૈન્ય ઉપર તમે નિર્ભય થઇને પ્રહાર કરો. જે બળવાળા હશે તે ભૈરવ નાદ કરતા શત્રુઓને બાધ કરશે. વળી ચીસો, કીકીઆરીઓ, ક્રકચ નામે રણવાજું, રણશિંગાં, ભેરી, મૃદંગ પણવ વગેરે રણવાજાં વગાડીને આગળ ચાલનારાઓને તેમણે શૂર ચડાવવું.

क्ष्वेडाःकिलकिलाशद्बाःक्रकचागोविषाणिकाः ॥
भेरीमृदंगपणवानादयेयुःपुरश्वरान् ॥ ९० ॥

इतिश्री महाभारते शां० रा० सेनानीतिनाम गु० भा० शततमोऽध्यायः १००

---

युधिष्ठिरउवाच ॥ किंशीलाःकिंसमाचाराःकथंरूपाश्चभारत ॥
॥ किंसन्नाहाःकथंशस्त्राजनाःस्युःसंगरेक्षमाः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,–હે ભારત ! સંગ્રામમાં સમર્થ એટલે યોગ્ય પુરૂષો કેવા આચરણવાળા, કેવા શીલવાળા, કેવી આકૃતિવાળા, કવચ વગેરે કેવી

સામગ્રીવાળા, અને કેવા હથિઆરવાળા જોઇએ. ભીષ્મ કહે છે,—દેશકાળને યોગ્ય એવું હથિઆર તથા વહન વીર પુરૂષે રાખવું, કેમકે તેવા હથિઆર તથા વહનથી વીરપુરૂષ પોતાના કામમાં યથાયોગ્ય વરતી શકે છે. ગાંધાર (કાબુલ) દેશના, સિંધદેશના, સોરઠદેશના યોદ્ધાઓ પંઝા અને પ્રાસ નામે આયુદ્ધથી લડનારા, બળવાન અને શૂરા હોય છે, માટે તેમની સેના સર્વ કામમાં પૂરી પડે એવી થાય છે. કંદહારના યોદ્ધા સર્વ શાસ્ત્રમાં કુશળ અને સત્યવાળા હોય છે; પૂર્વ દેશના યોદ્ધા હાથીની લડાઈમાં કુશળ અને કપટયુદ્ધ કરનારા હોય છે. યવન, કંબોજ દેશના અને મથુરાની આસપાસના યોદ્ધાઓ બાહુ યુદ્ધમાં કુશળ હોય છે. દક્ષિણ દેશના યોધાઓ તરવારથી લડવામાં કુશળ હોય છે. વળી સર્વે દેશમાં મોટા સત્વવાળા, મોટા બળવાળા, શૂર પુરૂષો ઉત્પન્ન થાય છે, તેઓ વિશેષે કરીને કેવા હોય છે તેનાં લક્ષણ હું તને કહું તે સાંભળ. તેમની વાણી તથા નેત્ર સિંહ ને વાઘના જેવાં હોય છે; તેમનું ગમન પણ સિંહ અને વાઘ જેવું હોય છે. કબૂતર અને કુલિંગ પક્ષીના જેવાં નેત્રવાળા પુરૂષો પણ શૂરા અને શત્રુનો નાશ કરનારા હોય છે. રણના જેવા સ્વરવાળા, વાઘના જેવા નેત્રવાળા, બળદના જેવા નેત્રવાળા, પુરૂષો વેગવાળા હોય છે. ઘંટડીના જેવા સ્વરવાળા પુરૂષો પ્રમાદી, ક્રોધી અને મંદ હોય છે. જે પુરૂષો મેઘના જેવા સ્વરવાળા તથા કેટલાક જેઓ ઉંટના જેવા સ્વરવાળા હોય છે, તેઓ ક્રોધમુખા હોય છે. જેમના નાકની અણી તથા જીભ વાંકી હોય છે, તેઓ દૂર જનારા અને દૂર જગો ઉપર પડનારા હોય છે. બિલાડાના જેવા નેત્રવાળા વાંકા શરીરવાળા, થોડા કેશવાળા, અને પાતળી ત્વચાવાળા પુરૂષો ઉતાવળીઆ, ચપળ, અને પકડાવાને કઠણ હોય છે. મગરના જેવી આંખવાળા તથા મીચાયલા જેવી આંખવાળા પુરૂષો કોમળ પ્રકૃતિના હોય છે. ઘોડાના સરખી ગતિવાળા તથા તેવા અવાજવાળા પુરૂષો શત્રુની પાછળ જનારા હોય છે. બાંધીદડીના શરીરવાળા, સુંદર દેખાવવાળા, પોહોળી છાતીવાળા, અને સર્વે અંગ જેમનાં સમાન હોય એવા પુરૂષો રણવાજાંનો નાદ સાંભળીને કોપે છે તથા યુદ્ધમાં આનંદ પામે છે. જેઓ ગંભીર નેત્રવાળા, બાહાર નીકળેલાં નેત્રવાળા

માંજરાં નેત્રવાળા, નોળિયાના જેવાં નેત્રવાળા, અને જેમની ભમર ચઢેલી હોય એવા મુખવાળા પુરૂષો સર્વે શૂરા અને સંગ્રામમાં દેહ આપનારા હોય છે. વાંકી દ્રષ્ટિવાળા, ઉંચાં કપાળવાળા, માંસ રહિત હડપચીવાળા, કઠણ બાહુવાળા, આંગળીઓ ઉપર ચક્રવાળા તથા શરીરે કૃશ અને જેમની નસો ઉપર દેખાય છે એવા જેઓ હોય છે તેઓ સંગ્રામ ઉપસ્થિત થાય ત્યારે વેગથી તેમાં પ્રવેશ કરે છે તથા તેઓ હાથીની પેઠે મદવાળા થઇને પરાજય કરવાને કઠણ થાય છે. જેઓના કેશ પીળચટા તથા તેના છેડા ફાટેલા હોય છે, જેમનાં પાસાં, હડપચી અને મુખ લાંબાં હોય છે, જેમના ખભા ઉંચા અને ડોક લાંબી હોય છે, તથા જેમના પગની પિંડીઓ જબરી હોય છે, તેઓ ભયાનક જાણવા. શ્રી કૃષ્ણના સુગ્રીવ અશ્વની પેઠે ઉદ્ધત, ગરૂડની પેઠે ઉન્નત, ગોળ માથાવાળા, પોહોળી મુખાકૃતિવાળા, બિલ્લાડાના જેવા મુખવાળા, ઉગ્ર સ્વરવાળા, ક્રોધી, સંગ્રામમાં જ્યાં બૂમ પડે ત્યાં દોડનારા, ધર્મને નહિ જાણનારા, ગર્વિષ્ઠ, ભયાનક સ્વાભાવવાળા તથા ભયાનક દેખાવવાળા, એ સર્વે સીમાડાના દેશમાં ઉપજેલા ભિલ્લ વગેરે જાણવા. તેઓ સંગ્રામમાં દેહ આપે પણ પાછા વળે નહિ એવા હોય છે, માટે સર્વદા સૈન્યમાં તેમને મોખરે કરવા, કેમકે તેઓ કાં તો શત્રૂઓને હણે છે અથવા કાં તો પોતે હણાય છે. તેઓ અધર્મી અને સદાચાર રહિત હોય છે; તેમનો પરાભવ સાંત્વ ઉપાયથી કરવો; કેમકે જેમ તેઓ શત્રુઓ સાથે મરણીયા થઇને યુદ્ધ કરે છે, તેજ રીતે પોતાના રાજા ઉપર પણ વારંવાર કોપે છે.

अधार्मिकाभिन्नवृत्तासांत्वेनैषांपराभवः ॥
एवमेवप्रकुप्यंतिराज्ञोप्येतेह्यभीक्ष्णशः ॥ २० ॥

इतिश्री महाभारते शां० रा० गु० भा० शतोपरिप्रथमोऽध्यायः ॥१०१॥

---

**युधिष्ठिरउवाच** ॥ जयित्र्याःकानिरूपाणिभवंतिभरतर्षभ ॥
॥ पृतनायाःप्रशस्तानितानिचेच्छामिवेदितुम् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે ભરતશ્રેષ્ઠ ! વિજય મેળવનારી સેનાનાં

પ્રશંસા કરવા યોગ્ય લક્ષણ કેવાં હોય છે તે જાણવાને હું ઇચ્છું-છું. ભીષ્મ કહે છે,–હે ભરતશ્રેષ્ઠ! વિજય મેળવનારી સેનાનાં પ્રશંસા કરવા યોગ્ય જે જે લક્ષણ હોય છે તે હું તને સર્વ પ્રકારે કહું તે સાંભળ. પ્રથમ દૈવ કોપે છે અને પછી કાળ થકી પ્રેરાયલા મનુષ્યો કોપે છે; એ બન્નેને કોપ જ્ઞાનરૂપી દિવ્ય ચક્ષુથી વિદ્વાનો જોઇ શકે છે. મતલબ કે દૈવજ્ઞ સંપત્તિ અને પુરોહિત સંપત્તિ એ વિજયનું લક્ષણ છે. એમાં દૈવ્યકોપ જાણવામાં આવે તો તેના જ્ઞાનવાળા પુરૂષો પ્રાયશ્ચિત્ત વિધિ, જપ, હોમ અને બીજાં મંગલ કાર્ય કરે છે, તથા અહિત શમાવે છે. હે-ભરત! જેની સેનામાં યોદ્ધાઓ અને વાહનો ઉત્સાહયુક્ત મનવાળા હોય તે સેના નિશ્ચય શત્રુનો પરાજય કરે છે. જે સેનાની પાછળ વાયુ વાય છે, ઇંદ્રધનુષ્ય જેની પછવાડે થાય છે, જેની પછવાડે મેઘ ગર્જના કરે છે, જેની પછવાડે સૂર્યનાં કીર્ણ હોય છે, શિઆળ, કાગડા અને ગીધ એ જાનવરો જેમને અનુકુળ શબ્દ કરી શુકન આપે છે, તે સેનામાં ઉત્તમ પ્રકારનો વિજય પ્રાપ્ત થાય છે. જે સેના નીકળતી વખતે આકાશ નિર્મલ હોય છે, અગ્નિની જ્વાળાઓ સીધી ઉંચે ચાલી જાય છે તથા દક્ષિણ પાસે લગાર તે નમે છે અને તેમાંથી ધુમાડો નીકળતો નથી, તેમાં હો-માતી આહુતિઓના સુખ દાયક સુગંધ નીકળે છે ત્યારે તે લક્ષણ આગળ થવાના વિજયનું જાણવું. જ્યારે મોટા શબ્દવાળા, ગંભિર નાદવાળા શંખ ને ભેરીઓ વાગવા માંડે છે તથા યુદ્ધ કરવાને ઉત્સુક યોદ્ધાઓ અનુકૂળ થાય છે તે લક્ષણ આગળ થવાના વિજયનું જાણવું. યુદ્ધ કરવાને નીકળે-લી સેના નીકળતી વખતે અને ચાલતી વખતે ઇષ્ટ એવાં હરણો પછવાડે કે ડાબી બાજુએ જાય, અને શત્રુઓને જમણી બાજુએ જાય ત્યારે વિ-જયની સિદ્ધિ જાણવી. પણ જે હરણો સામાં આવે છે તે અપશુકન જા-ણવાં, અને ત્યારે સેનાનું પ્રયાણ અટકાવવું. જ્યારે હંસ, ક્રૌંચ, મોર અને ચાસ વગેરે પક્ષીઓ-મંગળ શબ્દ બોલે છે તથા યોધાઓ હર્ષ પામેલા અને સત્યવાળા થાય છે ત્યારે આગળ થવાના વિજયનું તે લક્ષણ જાણવું. જેની સેના શસ્ત્ર, યંત્ર, કવચ, ધજા અને જુવાન પુરૂષોનાં કાંતિવાળાં મુ-ખવડે કરીને તેજસ્વી અને સામું ન જોઇ શકાય એવી હોય તેની સેના

શત્રુઓનો પરાજય કરે છે. જેની સેનામાંના યોદ્ધાઓ વૃદ્ધ અને ગુરૂની સેવા કરનારા તથા રાજસેવામાં નિષ્ઠાવાળા, અભિમાન વિનાના તથા પરસ્પર મિત્રતા રાખનારા હોય તથા જેઓ પવિત્રતા પાળનારા હોય ત્યારે તે લક્ષણ આગળ થવાના વિજયનું કહેલું છે. જ્યારે શબ્દ સ્પર્શ અને ગંધ મનને આનંદ આપે છે તથા યોદ્ધાઓના મનમાં ધૈર્ય પ્રવેશ કરે છે ત્યારે તેને વિજયનું દ્વાર જાણવું. સંગ્રામમાં પ્રવેશ કર્યા પછી ડાબે પાસે કાગડો શબ્દ કરે તો તે ઉત્તમ શુકન જાણવા; સંગ્રામમાં પ્રવેશ કરવાની ઇચ્છા હોય તે વખતે તે જમણે પાસે બોલે તો ઉત્તમ જાણવો; જો પછવાડે બોલે તો તે અર્થની સિદ્ધિ કરે, અને જો આગળ આવીને બોલે તો તે સારો નથી. હે યુધિષ્ઠિર! ચાર અંગવાળી મોટી સેના એકઠી કરીને પ્રથમ સામ ઉપાયથી વર્તણુંક કરવી અને તેથી કાર્ય ન થાય તો યુદ્ધમાં યત્ન કરવું. હે ભારત! જેને યુદ્ધ કરીને કહે છે તેમાં મળેલો વિજય તે અધમ છે; કેમકે સંગ્રામમાં વિજય મળવો દૈવઇચ્છા પર આધાર રાખે છે તથા યુદ્ધનું પરિણામ શું થશે તે પણ ઇશ્વરજ જાણી શકે છે; જેમ પાણીનો મોટો વેગ હોય જેમ ત્રાસ પામેલાં મોટાં પશુઓ હોય તેવી નાસતી મોટી સેના પણ નિવારણ ન કરી શકાય એવી જાણવી; અર્થાત્ તેને અટકાવી શકાય નહિ. સેના ભાગી એટલે કાંઇ કારણ ન છતાં પણ જાણીતા અને અનુભવી પુરૂષો પણ ભાગવા માંડે છે. સેના એ જાણે અત્યંત બળવાળી અને મોટા મૃગના ટોળા જેવી છે. એક બીજાને જાણનારા, હર્ષ પામેલા, પ્રાણની દરકાર નહિ રાખનારા, દૃઢ નિશ્ચયવાળા માત્ર પાંચસેંજ શૂરા હોય તો શત્રુની મોટી સેનાનો નાશ કરે છે. કદી પાંચ કે છ કે સાત એકઠા મળેલા એક નિશ્ચયવાળા કુળવાન અને સારી રીતે સત્કાર કરેલા યોદ્ધાઓ હોય તો તે પણ શત્રુઓને જીતે છે. જો બની શકે એમ હોય તો યુદ્ધ કરવાનું કોઇ પ્રકારે માન્ય કરવું નહિ; કેમકે સામ, ભેદ અને દાન એ ત્રણ ઉપાય વ્યર્થ જવા પછી ચોથો ઉપાય યુદ્ધ કહ્યું છે. જે બીકીકણ હોય છે તેમને તો માત્ર સેનાનું દર્શન કરાવવાવડેજ ભય પ્રાપ્ત થાય છે; અને તેઓ ધારે છે, કે પ્રજ્વલિત વજ્રમાંથી જેમ દડ પડે તેમ કોણ જાણે આ સેના કઇ જગોએ તૂટી પડશે. સામા

આવતા સંગ્રામને જાણીને જે પુરૂષો તેની સામે જાય છે, તે યોદ્ધાઓના શરીરમાંથી વિજયને અર્થે પરસેવો નીકળે છે. હે રાજન્! અસ્ત્રના તાપવડે કરીને તપેલા પ્રાણીઓની મજ્જા નામે ધાતુ શિથિલ થઇ જાય છે તથા સ્થાવર જંગમ બધો દેશ પીડા પામે છે તેના દેરાની સાથે ક્રૂર ઉપાયથી મિશ્ર સામ ઉપાયનો પ્રયોગ કરવો; કેમકે શત્રુઓથી પીડાઇને તેઓ સર્વ તરફથી સંધી કરવાને કબૂલ થાય છે. શત્રુ રાજાના દેશમાં તેના મિત્રોને ફોડવાને અર્થે છૂપા દૂત મોકલવા તથા શત્રુ રાજા કરતાં બીજો જે બળવાન રાજા હોય તેની સાથે સંધી કરવો અને એ પ્રકારે એકે વખતે ભય, સંધી અને શત્રુના શત્રુને ઉત્તેજન આપીને શત્રુને જીતવો. શત્રુને ચારે પાસથી હેરાન કરવાથી જેવી રીતે તેનો પરાજય કરી શકાય છે, તેવી રીતે બીજે પ્રકારે તેનો પરાજય કરી શકાતો નથી. હે પાર્થ! સાધુ પુરૂષો પ્રત્યે ક્ષમા ગુણ રાખવો યોગ્ય છે પણ અસાધુ પુરૂષો પ્રત્યે ક્ષમા રાખવી યોગ્ય નથી; ક્ષમા અને અક્ષમાનું શું પ્રયોજન છે તે તારે એ રીતે જાણવું જોઇએ. જે રાજા શત્રૂને જીતીને પછી તેને ક્ષમા કરે છે તેમના યશની વૃદ્ધિ થાય છે, તથા મોટો અપરાધ કર્યો હોય તો પણ એમ ક્ષમા કરનારના ઉપર શત્રુઓ વિશ્વાસ લાવે છે. શંબર પોતાની નીતિમાં એમ કહે છે કે,—શત્રૂને ખેંચીને પાંસરો કર્યા પછી તેના ઉપર ક્ષમા કરવી તે ઉત્તમ છે; કેમકે જે લાકડું તપાવ્યા વિના સીધું કરવામાં આવે છે, તે લાકડું પાછું પોતાની અસલ સ્થિતિ પ્રમાણે વાંકુ થઇ જાય છે. તે પ્રમાણે શત્રુને પણ પ્રતાપ બતાવ્યા સિવાય ક્ષમા કરવામાં આવે છે તો તે પાછો થોડા વખતમાં પ્રતિકુળ થઇ જાય છે. પણ એ દ્રષ્ટાંત બરોબર નથી તથા આચાર્યો તેની પ્રશંસા કરતા નથી; ક્રોધ કર્યા વિના તથા વિનાશ કર્યા વિના પુત્રના પેઠે તેમનું નિયમન કરવું એજ સારૂં છે. હે યુધિષ્ઠિર! જે રાજા બહુ કઠોર થાય છે તે રાજાનો સર્વે પ્રાણીઓ દ્વેષ કરે છે; અને જે રાજા કોમળ સ્વભાવ રાખે છે તેનું સર્વ કોઇ માન રાખતું નથી; માટે કોમળ તથા કઠોર એ બંને ગુણ ધારણ કરવા. હે ભારત! શત્રુના ઉપર પ્રહાર કરવાનો હોય અથવા પ્રહાર કરતો હોય તો પણ રાજાએ મીઠાં વચનજ બોલતાં જવું તથા પ્રહાર કરીને પણ જાણે

શોક કરતો હોય તથા જાણે રૂદન કરતો હોય એમ બતાવીને તેના ઉપર કૃપા કરવી. તેણે એમ બોલવું કે મારા પુરૂષોએ સંગ્રામમાં ઘણા જણને માર્યા એ મને પ્રિય લાગતું નથી; હું તેમને વારંવાર કહું છું તોપણ તેઓ મારા કહ્યા પ્રમાણે કરતા નથી. અરે જીવવાની આશા રાખતા આવા પુરૂષનો વધ કરવો યોગ્ય નથી. સંગ્રામમાં નહિ નાસનારા એવા ઉત્તમ પુરૂષો અત્યંત દુર્લભ છે. જેણે આ પુરૂષને સંગ્રામમાં માર્યો તેણે મારૂં ઘણુંજ અપ્રિય કર્યું છે; એ પ્રમાણે મોઢેથી બોલવું અને પેલા પુરૂષને હણનાર પોતાના યોદ્ધાનું છુપી રીતે સન્માન કરવું. હણનારના અને હણાયલાના પક્ષના પુરૂષો જેમ કરે તેવી રીતે લોકની પ્રીતિ ઉત્પન્ન કરવાને અર્થે તેનો બાહુ ઝાલીને રડવું પણ ખરૂં. એ પ્રમાણે સર્વે અવસ્થામાં સાંત્વ પૂર્વક રાજાએ આચરણ કરવું; તેથી ધર્મને જાણનારા તે રાજા સર્વે પ્રાણીઓને પ્રિય અને ભય રહિત થાય છે. હે ભારત! તેના ઉપર સર્વે પ્રાણીઓ વિશ્વાસ રાખે છે, અને જેઓ વિશ્વાસ રાખે છે તેમનો સમય પ્રમાણે ઉપભોગ થઈ શકે છે, એટલા માટે જે રાજા પૃથ્વી ભોગવવાને ઇચ્છતા હોય તેણે કપટ છોડીને સર્વે પ્રાણીઓનો પોતાના ઉપર વિશ્વાસ ઉત્પન્ન કરવો તથા તેમનું સર્વ પ્રકારથી રક્ષણ કરવું.

तस्माद्विश्वासयेद्राजासर्वभूतान्यमायया ॥
सर्वतःपरिरक्षेच्चयोमहींभोक्तुमिच्छति ॥ ४० ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि सेनानीतिनाम गुर्जरभाषायां शतोपरिद्वितीयोऽध्यायः ॥ १०२ ॥

**युधिष्ठिरउवाच** ॥ कथंमृदौकथंतीक्ष्णेमहापक्षेचपार्थिव ॥
॥ आदौवर्ततेनृपतिस्तन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,–હે પિતામહ! હે રાજન! કોમળ સ્વભાવના અથવા તીક્ષ્ણ સ્વભાવના મોટા પક્ષસાથે રાજાએ પ્રથમ શી રીતે વર્તવું તે મને કહો. ભીષ્મ કહે છે,–હે યુધિષ્ઠિર! આ વિષે પણ બૃહસ્પતિ અને ઇંદ્રના સંવાદના પુરાતન ઈતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. શત્રુઓના વીરને

હણનાર દેવતાનો પતિ ઈંદ્ર બૃહસ્પતિની પાસે જઈ હાથ જોડીને નમસ્કાર કરી પૂછવા લાગ્યો. ઈંદ્ર કહે છે,—હે બ્રહ્મન! મારા શત્રુઓ પ્રત્યે હું સાવધાન થઈને શી રીતે વર્તું, તથા તેમનો વિનાશ કર્યા શિવાય તેમને કયા ઉપાય વડે કરીને વશ કરૂં? બે સેનાનો સંગ્રામ થાય તો તેમાં વિજય કોને મળશે એ વાતનો નિશ્ચય થઇ શકે નહિ. હું શું કરૂં તો પ્રતાપવાળી તેજસ્વી રાજ્યલક્ષ્મી મારો ત્યાગ કરે નહિ. એ પ્રશ્ન સાંભળીને ધર્મ, અર્થ અને કામમાં કુશળ સનમાન પામેલા અને રાજધર્મના વિધાનને જાણનારા બૃહસ્પતિએ ઈંદ્રને કહ્યું. બૃહસ્પતિ કહે છે—પોતાનો અપકાર કરનારા શત્રુઓને યુદ્ધવડે કરીને કબજે કરવાને કદાપિ ઇચ્છવું નહિ. અમર્ષ અને અક્ષમા એ બે ગુણ મૂર્ખ પુરૂષોમાં હોય છે. શત્રુનો વધ ઇચ્છનારાએ શત્રુને નિવૃત્તિ આપવી નહિ. પણ ક્રોધ, ભય, અને હર્ષ એ વિકારોનું પોતાનામાં નિયમન કરીને વિશ્વાસ ન રાખતાં છતાં વિશ્વાસ રાખનારની પેઠે શત્રુનું સેવન કરવું. નિરંતર પ્રિયજ બોલવું. કંઇ પણ અપ્રિય કરવું નહિ. જેમાંથી ફળ ઉપજતું નથી તેવા શુષ્ક વૈરથી વિરામ પામવો, મિથ્યા ગળું દુખાડવાથી પણ વિરામ પામવો. જે પ્રમાણે પક્ષી પકડનારો પક્ષીના સરખો શબ્દ કહાડીને પક્ષીઓને વશ કરે છે, તે પ્રમાણે રાજાએ પણ શત્રુને અનુકૂળ વચન બોલીને તેને વશ કરવો. હે ઈંદ્ર! શત્રુને હણવો અને તેના વંશને સ્થાપન કરવો. હે ઇંદ્ર! શત્રુનો પરાજય કરીને નિરંતર રાજાએ સુખે સૂઇ રહેવું નહિ; કેમકે તડતડીઆ અગ્નિની પેઠે તે દુષ્ટ પુરૂષ નિરંતર જાગતોજ રહે છે. હે મહારાજ! સંગ્રામમાં વિજય મળવો એ દૈવ ઇચ્છા ઉપર આધાર રાખે છે માટે સંગ્રામ કરવો નહિ, પણ શત્રુને વિશ્વાસ પમાડીને તેને વશ કરીને અર્થ પ્રાપ્ત કરી લેવો. મંત્રને જાણનારા મહાત્મા પ્રધાનો સાથે વિચાર કરીને હૃદયમાં ધૈર્ય રાખીને તત્કાળ તો શત્રુની ઉપેક્ષા કરવી તથા તેની અવજ્ઞા કરવી. પણ સમય આવે ત્યારે અને તે શત્રુ પોતાના સ્થાનકથી કંઇક ચલાયમાન થાય ત્યારે તેને પ્રહાર કરવો. તથા પોતાના વિશ્વાસના પુરૂષોવડે તેની સેનાનો ભેદ કરીને તેના બળને દુષિત કરવું. તેવે વખતે આદિ, મધ્ય અને અંતને જાણનાર રાજાએ

પોતાનો વિચાર ગુપ્ત રાખવો તથા શત્રુના બળનું પ્રમાણ જાણીને તે બળ દૂષિત કરવું. ભેદવડે કરીને, બક્ષીસ આપીને તથા વિષાદિકથી પણ કાર્ય-સિદ્ધ કરવું, પરંતુ શત્રુની સાથે યુદ્ધ કરવાનો તાકડો આણી મેળવવાને ઇચ્છવું નહિ. કદાચિત્ જરૂર પડે તો ઘણા દિવસ સુધી પ્રતીક્ષા કરવી તથા શત્રુઓને જેવી રીતે વિશ્વાસ ઉત્પન્ન થાય તેવી રીતે યોગ્ય કાળ આવતા સુધી દિવસ નિર્ગમન કરવા, પરંતુ શત્રુઓને અથવા શત્રુના પક્ષ-વાળાઓને તો હણવાજ. કાળ પ્રાપ્ત થયા સિવાય તત્કાળ શત્રુને હણવો નહિ, પણ વિજય થવાનો નિશ્ચય હોય તોજ તેના ઉપર પ્રહાર કરવો. કાળ પ્રાપ્ત થયા સિવાય ડાહ્યો પુરૂષ શત્રુને શસ્ત્ર મારતો નથી તથા વા-ણીવડે પણ પ્રહાર કરતો નથી. સમય પ્રાપ્ત થાય ત્યારે શત્રુને એવો પ્ર-હાર કરવો કે જે પાછો વળે નહિ. હે દેવરાજ ! શત્રુને મારવા ઇચ્છનાર પુરૂષ મારવાના જે કાળની પ્રતીક્ષા કરે છે અને તેનો તે કાળ વીતી જાય છે, તો તે કર્મ કરનારને તે કાળ ફરીને મળવો દુર્લભ છે. સદ્ પુરૂષોનો અભિપ્રાય ગ્રહણ કરીને શત્રુના સામર્થ્યનું હરણ કરવું. શત્રુને પ્રહાર કર-વાનો કાળ પ્રાપ્ત ન થયા છતાં તે જો પ્રાપ્ત થાય, તો તેની સામે શત્રુતા દાખવવી નહિ તથા તેને પીડા પણ કરવી નહિ અને વખત આવે ત્યારે તે વખત ચૂકવો પણ નહિ. કામ, ક્રોધ તથા અહંકારનો ત્યાગ કરીને, સાવધાન થઇને શત્રુઓનાં છિદ્ર વારંવાર જોયા કરવાં. હે ઇંદ્ર ! કોમળપણું દંડ, આળસ અને પ્રમાદ એ દૈવની કરેલી માયા છે. તે અવિચક્ષણ પુરૂષને શિથિલ કરી નાંખે છે. જ્યારે એ કોમળતા વગેરે ચારનો નાશ કરીને અને માયાનો ત્યાગ કરીને પુરૂષ યત્ન કરે છે, ત્યારે વિચાર કર્યા સિવાય તે શત્રુને હણવાને સમર્થ થાય છે. જે કાર્ય એકજ મનુષ્યથી બની શકે એવું હોય, તે કાર્ય તે એકનેજ કહેવું, કેમકે એમ ન કરતાં જો તે ગુહ્ય કાર્ય ઘણા જણને નિવેદન કર્યું હોય તો પ્રધાનોમાંથી તે વાત ફૂટે છે અથવા તેઓ એક બીજાના કાર્યને તોડી પાડે છે. એમ થાય ત્યારે રાજાએ તે કામ કરવું અશકય છે એવું પ્રધાનોને સંભળાવીને પછી તે વાતનો વિચાર બીજાઓની સાથે કરવો. અને પછી નાશ કરવાનું કાર્ય દૂર હોય તો પોતાના પુરોહિત દ્વારા અભિચારનો પ્રયોગ કરવો; અને તે કાર્ય

દષ્ટ હોય તો ચાર અંગવાળી સેનાનો પણ પ્રયોગ કરવો. રાજાએ પ્રથમ ભેદનો પ્રયોગ કરવો, પછી ઉપેક્ષા કરવી તથા તે તે સમયે તે તે કાર્યને વિષે જે ઘટિત હોય તેનો પ્રયોગ કરવો. જો શત્રુ બળવાન હોય તો વખત આવે તેને નમી જવું અને જો શત્રુ ગાફલ હોય તો સાવધ થઇને તથા સજ થઇને તેનો નાશ પણ કરવો. વળી પોતાના શત્રુને પણ પ્રણામ કરીને, ભેદ બળિદાન આપીને અને મધુર વાણી બોલીને શેવવો; પણ તેને શંકા આવે એવું કામ કોઈ દિવસ કરવું નહિ. પોતાના શત્રુઓની સાથે પ્રીતિ કરનારા અથવા જેમને રાજાએ કાઢી મૂક્યા હોય તેવા એવા પુરૂષોના સ્થાનનો રાજાએ હમેશાં ત્યાગ કરવો તથા તેમનાપર વિશ્વાસ કરવો નહિ; કેમકે જેમનો ત્યાગ કરેલો હોય છે તેઓ રાજાને શત્રુરૂપે જુએ છે. હે દેવેશ્વર ! જૂદા જૂદા પ્રકારના આચરણવાળા પુરૂષોના ઉપર અધિકાર ચલાવવા કરતાં બીજું કોઇ દુષ્કર કામ નથી. વળી પ્રજામાં નાના પ્રકારનાં શીલવાળા પુરૂષોની ઉત્પત્તિ કહેવાય છે તથા તેઓ એકત્ર થઇને યત્ન કરે છે; માટે તેમાં રાજાએ પોતાના મિત્ર કોણ છે અને અમિત્ર કોણ છે, તેમનો વિચાર કરવો. જે રાજા કોમળ હોય છે તેનું લોકો અવમાન કરે છે અને જે રાજા તીક્ષ્ણ હોય છે તેનાથી લોકો ઉદ્વેગ પામે છે; માટે તું તીક્ષ્ણ થઇશ નહિ કે કોમળ પણ થઈશ નહિ પણ તું તીક્ષ્ણ અને કોમળ બંને સ્વભાવ રાખજે. જેમ વેગવાળો પાણીનો પ્રવાહ વેહેતો હોય અને ચારે પાસે પાણી ભરાઇ ગયું હોય તે વખતે તેને નિરંતર રોકી રાખવાથી બાધ છે તેમ ન રોકી રાખવાથી પણ બાધ થાય છે. તે પ્રમાણે ગાફલ રાજાના રાજ્યની અવસ્થા થાય છે. હે ઈંદ્ર ! સામ, દામ, ભેદ, અને દંડ એ ચારે પ્રકારવડે કરીને ઘણા શત્રુઓસાથે એકદમ બાંધી બેસવું નહિ. પણ વારા ફરતી એમાંના એક એકનો પરાજય કરીને પછી બાકી રહેલાઓનો અનુક્રમે વિનાશ કરવો. હે રાજન્ ! રાજા બુદ્ધિમાન હોય તથાપિ સર્વની સાથે સામટો ટંટો જોડવાથી તેમાં તે પાર પડતો નથી. જ્યારે ઘોડા, હાથી, રથ, પાયદળ, ભંડાર અને યંત્રાદિક સાહિત્યવાળી; છ અંગવાળી, પ્રીતિયુક્ત મોટી સેના હોય અને જ્યારે યુદ્ધ કરવાથી ઘણા પ્રકારનો લાભ મળે, એમ હોય ત્યારે શત્રુતા થવાનો ભય ન

રાખીને ઉઘાડા પડીને વિચાર કર્યા સિવાય લૂંટારાઓ ઉપર પ્રહાર કરવો. શત્રુ બળવાન હોય ત્યારે સામનિધિ પણ તેના સામો ચાલતો નથી પણ તેવાજ સ્થળમાં ગુપ્ત દંડ કરવો; એટલે પ્રપંચ કપટથી તેને શિક્ષા કરવી; માટે શત્રુ સાથે છેવટ સુધી કોમળતા રાખવી નહિ. વળી શત્રુના ઉપર ચઢાઇ લઇ જવી તે પણ ઠીક નથી; કેમકે તેમ કરવાથી ધાન્યનો નાશ કરવો પડે છે, સર્વ ઠેકાણે બિગાડ થાય છે, વિષયાદિકવડે કરીને જળ વગેરેનો નાશ કરવો પડે છે તથા વારંવાર સાત પ્રકારની પ્રકૃતિયોનો વિચાર કરવો પડે છે એટલે મારો ખજાનો કેવો છે, પ્રધાન કેવા છે, દંડ સામગ્રી કેવી છે, ઇત્યાદિ સંદેહ આવી પડે છે; માટે કપટ પૂર્વક દંડ કરવો એ ઉત્તમ છે. શત્રુ પ્રત્યે નાના પ્રકારનાં કપટ કરવાં તેમને પરસ્પર શત્રુ ઉત્પન્ન કરવા; પણ આ પુરૂષે અમારો અપકાર કરવાનો વિચાર કર્યો હતો એમ કહીને તેમનો યશ નાશ કરવો નહિ; ફળ ઉત્પન્ન થવા પહેલાં તેવી રીતે તેની અપકીર્તિ કરવાથી તંત્ર કથળી જાય છે. પણ શત્રુઓના નગરોમાં અને દેશમાં પોતાના વિશ્વાસુ મનુષ્યોને ગુપ્ત રીતે મોકલીને શત્રુઓને છળ કરવો. હે બળ તથા વૃત્રનો નાશ કરનારા ઇંદ્ર ! શત્રુ રાજાઓના નગરોનું અનુસરણ કરીને તે નગરોમાં રાજાઓ સમગ્ર ભોગનો વિજય મેળવે છે તથા પોતાના નગરમાં જે પ્રકારે રાજનીતિ પ્રવર્તાવી છે, તે પ્રકારે ત્યાં રાજ્યનીતિ પ્રવર્તાવી શકે છે. શત્રુઓના નગરનું અનુસરણ કરવાની રીત એવી છે કે છાની રીતે તેમને દ્રવ્ય આપીને અને ઉઘાડી રીતે પોતાને ત્યાંથી કાઢી મૂકીને અને તેઓ પોતાના દોષવડે દુષિત થયા છે એમ પ્રકટ કરીને તેમને શત્રુના નગરમાં મોકલવા. તેઓ ત્યાં રહીને પોતાની રાજનીતિ શત્રુના નગરમાં પ્રવર્તાવે છે. વળી તેમજ શાસ્ત્રને જાણનારા, શાસ્ત્રનું વિધાન કરવામાં દૃષ્ટિવાળા, રૂડી રીતે અલંકૃત થએલા, સારૂ શિક્ષણ પામેલા, ભાષણ કરવામાં તથા કથા કરવામાં નિપુણ એવા વિદ્વાનોને પણ શત્રુરાજાના નગરમાં મૃત્યુ કરનારી કૃત્યાની પેઠે મોકલવા. ઇંદ્ર કહે છે,–હે બ્રાહ્મણ શ્રેષ્ઠ ! દુષ્ટ પુરૂષનાં કેવાં ચિન્હ હોય છે તથા દુષ્ટ પુરૂષને શી રીતે ઓળખવો એ હું તમને પૂછું છું માટે કહો. બૃહસ્પતિ કહે છે,–આપણી પછવાડે પરોક્ષમાં જે અવગુણનું કથન કરે છે તથા સદ્‌ગુણની ઇર્ષા કરે છે; શત્રુઓ અથવા બીજા

સ્તુતિ કરતા હોય ત્યારે જે છાનોમાનો તથા અવળું જોઇને બેશી રહે છે અને કારણ ન હોય તથાપિ છાનોમાનો બેસી રહીને પણ કોઇના કાનમાં કાંઇ કહેતો હોય તેમ કરે; અથવા હોઠ કરડે કે માથું ધુણાવે અને એ પ્રકારે બીજાં ચિન્હ પણ વારંવાર કરે; બીજાને કાંઈ ચિન્હ કરી બતાવે; અજાણ્યો થઇને બોલે; અથવા પોતાને લાગતું વળગતું ન હોય તેવી રીતે બોલે; પરોક્ષમાં કહેલું કાર્ય પણ ન કરે; સામો મળે ત્યારે બોલે નહિ; ભોજનાદિક પ્રસંગ હોય ત્યારે આગળ પાછળ આવીને જૂદો બેસીને જમે; કરેલું કાર્ય જોઇને એમ કહે કે આ કંઈ જોઇએ તેમ થએલું નથી; અને એજ પ્રકારે આસન, શયન, અને પ્રયાણમાં વિશેષે કરીને દુષ્ટના ભાવ સમજવા. પીડા જોઇને જે પીડિત થાય તથા પ્રીતિવાળા ઉપર પ્રીતિ કરે તે મિત્રનું લક્ષણ જાણવું. તથા તેથી વિપરીત લક્ષણ જાણવામાં આવે તો તેને શત્રુનું લક્ષણ જાણવું. હે દેવના ઈશ્વર ઈન્દ્ર ! પૂર્વે કહેલાં એ લક્ષણો દુષ્ટ પુરૂષનાં તારે જાણવાં. દુષ્ટ પુરૂષનો સ્વભાવ બળવાન હોય છે એટલે તેઓ સ્વભાવે કરીનેજ દુષ્ટ હોય છે અને કેમે કરીને પોતાનો દુષ્ટ સ્વભાવ છોડતા નથી. હે દેવને વિશે ઉત્તમ ! દેવના ઇશ્વર ! શાસ્ત્રનો તત્વાર્થ જોઇને દુષ્ટ પુરૂષનું વિજ્ઞાન યથાવત્ તને કહ્યું. ભીષ્મ કેહે છે,– પછી શત્રુનો નાશ કરવામાં ઉદ્યોગવાળા ઈંદ્રે બૃહસ્પતિનું તે વચન પ્રમાણ કર્યું અને શત્રુનો નાશ કરનાર તે ઈંદ્ર વિજય કરવાનો સમય આવેથી વિજય કરવાને ગયો અને શત્રુઓને વશ કર્યા.

सतद्वचःशत्रुनिबर्हणेरतस्तथाचकाराविंतथंबृहस्पतेः ।
चचारकालेविजयायचारिहावशंचशत्रुननयत्पुरंदरः ॥ ५२ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि गुर्जरभाषायां
शतोपरि तृतियोऽध्यायः ॥ १०३ ॥

**युधिष्ठिरउवाच** ॥ धार्मिकोर्थानसंप्राप्यराजामात्यैःप्रबाधितः ।
॥ च्युतःकोशाच्चदंडाच्चसुखमिच्छन्कथंचरेत् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે,–પ્રધાનોવડે બાધિત થયેલો ધાર્મિક રાજા દ્રવ્યને ન પામીને દ્રવ્યના ભંડાર થકી તથા રાજ્યદંડ થકી ભ્રષ્ટ થયો હોય તો

તેણે સુખ ઇચ્છીને કેવી રીતે આચરણ કરવું ? ભીષ્મ કહે છે,—હે યુધિ-ષ્ઠિર, આ સ્થળમાં ક્ષેમદર્શીનો ઇતિહાસ કહેવામાં આવે છે, તે હું તને કહું તે સાંભળ. તેમાં એવી કથા છે કે ક્ષેમદર્શી રાજાનો પુત્ર પૂર્વે ક્ષીણ બળવાળો થઇ જવાથી કાલક વૃક્ષીય મુનિની પાસે ગયો હતો એમ અમે સાંભળ્યું છે. તથા કષ્ટતર આપદામાં આવી પડેલાએ તેણે કાલક વૃક્ષીય મુનીની પાર્થના કરીને પ્રશ્ન કર્યો હતો. રાજા કહે છે,—હે બ્રહ્મન્ ! દ્રવ્યની ઇચ્છાવાળો તથા વારંવાર અર્થ પ્રાપ્ત થવાની અભિલાષા કરતો મારા સરખો પુરૂષ રાજ્ય ન પ્રાપ્ત થયાથી શું કરે ? તે કહેવું ઘટે છે. હે મુનિશ્રેષ્ઠ ! મરણ શિવાય, દીનતા બતાવ્યા શિવાય, બીજાને આશરે જઇને રહેવા શિવાય, અથવા એવાંજ બીજાં હલકાં આચરણ કર્યા શિવાય કોઇ માર્ગ હોય તો મને બતાવો. હે મુનિ ! માનસિક આધિ, કે એવાજ બીજા વ્યા-ધિથી દુઃખિત થયેલા પુરૂષને તમારા સરખા ધર્મજ્ઞ અને કૃતજ્ઞ પુરૂષ હોય તેજ શરણ આપે છે. જ્યારે પુરૂષ મનોરથથી અથવા વિષયભોગથી વૈરાગ્ય પામે છે ત્યારે તે એવા વૈરાગ્યથીજ સુખ પામે છે. તે જ્યારે પ્રીતિ અને શોકનો ત્યાગ કરે છે તથા બુદ્ધિરૂપી સુખ પામે છે ત્યારેજ નિવૃત્ત થાય છે, જે પુરૂષો એમ માને છે કે મારૂં સુખ અર્થને આશ્રયે છે એટલે દ્રવ્ય મળશે તો હું સુખી થઈશ તેમનો હું શોક કરૂં છું, કેમકે મારે ઘણુંક દ્રવ્ય હતું તે સ્વ-પ્નની પેઠે નાશ પામી ગયું છે. જે પુરૂષો ઘણા દ્રવ્યનો ત્યાગ કરે છે તે ખરે-ખર ! મહા દુષ્કર કર્મ કરે છે; કેમકે એ દ્રવ્ય અસત્ એટલે મિથ્યા છે એમ જાણતાં છતાં પણ તેનો ત્યાગ અમે કરી શકતા નથી. હે બ્રહ્મન્ ! હું એવી અવસ્થાને પામેલો છું; દીન છું; પીડાયલો છું; અને રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ થયેલો છું. માટે હવે જો બીજું કાંઈ સુખ આ લોકમાં હોય તો તેનો મને કૃપા કરીને ઉપદેશ કરો. કોશલ દેશના રાજાના પુત્રે એ પ્રમાણે કહ્યું તે સાંભળીને તે મોટા તેજવાળા કાલકવૃક્ષીય મુનિ બોલ્યા. મુનિ કહે છે,—જો તારામાં જ્ઞાન હતું તો પ્રથમથીજ તારે એવી બુદ્ધિ રાખવી જોઇતી હતી, કે આ લોકમાં જે 'હું' અને 'મારૂં' એ પ્રકારે કહેવાય છે તે સર્વ અનિત્ય એટલે નાશવંત છે. જે કાંઇ આ જગત્માં 'છે' એમ તું માને છે તે સર્વ 'નથી' એ પ્રમાણે તું જાણ; એ રીતે જાણવાથી બુદ્ધિ-

માન પુરૂષ મહા કષ્ટતર આપત્તિમાં પડીને પણ પીડા પામતો નથી. જે કાંઇ થઇ ગયેલું છે અને જે કાંઇ થશે તે સર્વે થવાનું નથી; અર્થાત્ મિથ્યા છે. એ પ્રમાણે જાણવાનું તત્વ જાણીને અધર્મથકી તું મુક્ત થઇશ. જે કાંઇ પૂર્વના રાજાઓના ભંડારમાં હતું તથા જે કાંઇ તેની પણ પૂર્વના રાજાઓએ સંચી રાખેલું ધન ધાન્યાદિક હોય તે સર્વ તારૂં નથી, એમ જાણીને મમતા તજવી; કેમકે એમ જાણવા છતાં પછી તે ન મળવાથી પરિતાપ પામે એવો પુરૂષ કોણ છે? વળી દ્રવ્યાદિક સંપત્તિઓ જેની પાસે છે તેમની તે નથી; અને જેમની પાસે નથી તેમની તે છે. અર્થાત્ જે દ્રવ્ય હોય છે ત્યાંથી નાશ પામે છે અને ન હોય તે આવી મળે છે; પણ શોકમાં એવું કાંઈ સામર્થ્ય નથી કે જેથી ન હોય તે દ્રવ્ય મળે; માટે કોઇ પ્રકારે પણ શોક કરવો ઘટિત નથી. હે રાજન્! તારો પિતા આજ ક્યાં છે? તથા તારો પિતામહ પણ આજ ક્યાં છે? તેમને આજ તું જોઈ શકતો નથી કે તેઓ તને જોઇ શકતા નથી; મતલબ કે જે સંપત્તિઓ તેમની છતાં તેમણે છોડી દીધી છે તે સંપત્તિઓ ઉપર તું કેમ મમતા રાખે છે? વળી તે તારા પિતાઓ અને પિતામહોનો પણ તું કેમ શોક કરે છે? કેમકે આત્મા તો અવિનાશી છે, માટે તેને તું બુદ્ધિવડે જાણ; તથા નિશ્ચય તું પણ આ લોકમાં નિરંતર રહેવાનો નથી. હે રાજન્! હું, તું, તારા મિત્રો અને તારા શત્રુઓ, એ સર્વે નિશ્ચય નાશ પામનારા છીએ; તથા આખું આ જગત્ પણ નિશ્ચય નાશ પામનારૂં છે. હમણાં જે મનુષ્યો વીશ વરસના છે તથા જેઓ ત્રીસ વરસના છે તે આજથી સો વરસ પૂરાં થયા પેહેલાં બધાય મરી જવાના છે. એમ છતાં પણ જો પુરૂષ કોઇ મોટી સંપત્તિનો ત્યાગ ન કરી શકતો હોય તો એ સમૃદ્ધિ મારી નથી એમ પોતાના મનથી માનીને જે પ્રકારે પોતાનું હિત થાય તેમ તેણે કરવું. જે પુરૂષો ભવિષ્ય સંપત્તિ વગેરે મારૂં નથી એમ માને છે તથા જે સંપત્તિ વગેરે ભૂતકાળમાં જતું રહ્યું છે તે પણ મારૂં નથી એમ માને છે, તેમજ દૈવ બળવાન્ છે એમ જેઓ પોતાના મનમાં સમજે છે, તેમનેજ પંડિત જાણવા તથા તેમનેજ સત્પુરૂષોની પદવીમાં ગણવા યોગ્ય સમજવા. હે રાજન્! ઘણા પુરૂષો જગતમાં અન્નમાત્ર ખાઇને જીવે છે તથા ઘણાક રાજ્ય પણ ભો-

જાવે છે; તેમાંના ઘણાક બુદ્ધિ અને પુરૂષ પરાક્રમવાળા તથા તારા જેવા છે, પણ તેઓ તારી પેઠે શોક કરતા નથી, માટે તું પણ શોક કરીશ નહિ. કેમકે તું કાંતો તે પુરૂષોથી ઉત્તમ છે અથવા તેમ નહિ તો બુદ્ધિ અને પુરૂષ પરાક્રમમાં તેમની બરોબર પણ છે. રાજા કહે છે,-હે દ્વિજ ! મને મળેલું રાજ્ય વગેરે સર્વ કાંઈ યદચ્છાથી (દૈવ યોગથી) મળેલું હતું એમ હું માનું છું, તથા એ સર્વ મહાન એવા કાળવડે કરીનેજ નાશ પામે છે એમ જાણું છું. હે તપોધન ! જેમ પાણીના પ્રવાહમાં વૃક્ષાદિક તણાઇ જાય તેમ કાળના મોટા પ્રવાહમાં તે સર્વ રાજ્યાદિક તણાઈ જવાથી હવે માત્ર જીવિત ચલાવવું એજ મારે રહેલું છે. પણ દૈવયોગથી મળેલા દ્રવ્યાદિકના નાશની સાથે મારો શોક પણ નાશ પામતો નથી એ મોટું દુ:ખ છે. મુનિ કહે છે,-હે કૌશલ્ય ! જે બની ગયું તે તથા જે થવાનું છે તે, એ બન્નેનો યથાર્થ નિશ્ચય કરીને તારે શોક કરવો ઘટતો નથી; તેમજ સર્વે અર્થોમાં તું એવી બુદ્ધિ રાખ. જે વિષયભોગ તને પ્રાપ્ત થાય એવા હોય તેવા અર્થની તું અભિલાષા રાખ, પણ જે વિષયભોગ તને પ્રાપ્ત થાય એવા નથી તેની તું કોઇ દિવસ અભિલાષા રાખીશ નહિ; તેમજ જે ભોગ તને પ્રાપ્ત થયા છે તેનો તું અનુભવ કર અને જે ભોગ તને પ્રાપ્ત થયા નથી તેનો તું શોક કરીશ નહિ. હે કૌશલ્ય ! જે તને પ્રાપ્ત થયું હોય તેનો ઉપભોગ કરવાવડેજ તું આનંદ પામીશ; કેમ વારૂ, લક્ષ્મીથી રહિત થઇને પણ એવા શુદ્ધ સ્વભાવવડે તું શોક તો કરતો નથી ! પ્રથમ જે ભોગ હતા તે નાશ પામ્યા તથા હવે પછી નવા ભોગ પ્રાપ્ત થવાના નથી એવા વિચારથી દુર્બુદ્ધિવાળો પુરૂષ દૈવને હમેશાં નિંદે છે તથા કદાચિત્ દ્રવ્ય મળે, તો તેથી સંતોષ પામતો નથી. વળી મ્લેચ્છાદિક નીચ પુરૂષોને ધનવાળા જોઇને તે એમ માને છે કે એઓ યોગ્ય નથી તેમને પરમેશ્વરે શા માટે દ્રવ્ય આપ્યું હશે ? એ કારણથી ફરીને પણ તેના મનમાં દુ:ખ ઉપજે છે. હે રાજન્ ! એવા પુરૂષ ઇર્ષ્યાવાળા તથા અભિમાનવાળા હોય છે અને પોતાને પુરૂષ પરાક્રમવાળા માને છે. હે કોશલેશ્વર ! કેમવારૂ, તું તેવો ઇર્ષ્યાવાળો તો નથી ! યદ્યપિ તારીપાસે લક્ષ્મી ન હોય તો તું બીજાની લક્ષ્મી જોઇને પણ તેને સહન કરજે, કેમકે લક્ષ્મી બીજા સ્થ-

જેમાં હોય તેમ છતાં પણ કુશળ પુરૂષો તેને નિરંતર ભોગવી શકે છે. જે પુરૂષ બીજાની લક્ષ્મી જોઇને તેની ઇર્ષ્યા કરેછે, તેની પાસેથી લક્ષ્મી હોય છે તે પણ ખસવા માંડે છે. યોગધર્મને જાણનારા, ધીર અને ધર્મને આચરનારા પુરૂષો લક્ષ્મી, પુત્ર અને પૌત્રને પોતાની મેળેજ તજી દેછે. બહુ અસ્થિર એટલે નવો નવો આરંભ જેમાં કરવાનો છે એવું જોઇને તથા નાના પ્રકારની ક્રિયાઓ કરવામાં જેને વિષે વિરામ નથી મળતો તે જોઇને બીજા સામાન્ય લોકો તે કાર્યને પરમ દુર્લભ જાણીને પણ પડતું મૂકે છે; પણ તું તો બુદ્ધિમાન થઇને પણ દીન સરખો પરિતાપ પામે છે તથા પરાધીન, ઉપદ્રવવાળા એટલે અસ્થિર અને નહિ ઇચ્છવા યોગ્ય અર્થની ઇચ્છા કરેછે!! માટે તે સંબંધી તત્વાર્થને જાણવાની ઇચ્છાવાળો તું એ અર્થોનો ત્યાગ કર; કેમકે જે અનર્થ કહેવાય છે તે અર્થરૂપે દેખાય છે અને અર્થ કહેવાય છે તે અનર્થરૂપે ભાસમાન થાય છે. કેટલાક પુરૂષોની લક્ષ્મી નાશ તેના ખરેખરા અર્થને માટેજ થાય છે તથા તેનું ફળ તેને મોક્ષસુખ પ્રાપ્ત થાય છે. એમ જોઇને પણ બીજો પુરૂષ લક્ષ્મીની ઇચ્છા કરે છે. કેટલાક પુરૂષો લક્ષ્મીમાંજ રમણ કરનારા હોઇને લક્ષ્મી કરતાં બીજું કાંઇ શ્રેય છે એમ માનતાજ નથી. તથા તે એ રીતે લક્ષ્મીની ઇચ્છા કરે છે એટલામાં તેનો બધો સમારંભ નાશ પામે છે. હે કૌશલ્ય! ઘણા કષ્ટેકરીને પ્રાપ્ત કરેલું તથા જેમાંથી સુખ મળવાનો તેનો મનસુબો છે, તે કાર્ય જ્યારે નાશ થાય છે ત્યારે નાશ પામ્યો છે ઉપક્રમ (આરંભ) જેનો એવો તે પુરૂષ અર્થથી વૈરાગ પામે છે. એમ થવાથી કેટલાક પુરૂષો જેમને કલ્યાણ ઉપર પ્રેમ હોય છે અથવા જેમને હિતકર પુરૂષોનો સમાગમ હોય છે તેઓ પરલોકના સુખની ઇચ્છા રાખીને લૌકિક વિષયથી વૈરાગ્ય પામે છે તથા ધર્મમાં પ્રવૃત્ત થાય છે. કેટલાક પુરૂષો ધનના લોભમાં આસક્ત થઇને જીવતરનો ત્યાગ કરે છે; કેમકે તેવા પુરૂષો ધન કરતાં જીવિતનો બીજો કોઇ મોટો અર્થ માનતા નથી. તું તેમની દીનતા જો અને તેમની મૂર્ખતા જો! તેઓ અનિશ્ચિત જીવતરમાં પણ મોહથી અર્થ દષ્ટિવાળા થયેલા છે!! અર્થાત્ જીવવું તે દ્રવ્યનેજ માટે એવી તેમની બુદ્ધિ થયેલી છે!! એવો સંચય કે જેનુ પરિણામ વિનાશ છે, એવું જીવતર કે જેનું પરિણામ મરણ છે, અને

એવો સમાગમ કે જેનું પરિણામ વિયોગ છે તેમાં પોતાનું મન કોણ રાખે? મતલબ કે નાશવંત દ્રવ્યસંચય, અનિત્ય જીવતર અને અશાશ્વત સમાગમમાં આદર કરીને કયો ડાહ્યો પુરૂષ મન લગાડે? અર્થાત્ કોઈ નહિ. હે રાજન્! કાંતો પુરૂષ ધનને તજે છે અથવા કાંતો ધન પુરૂષને તજે છે એમ જો પરસ્પર ત્યાગ કરે છે એ નિશ્ચય છે તો પછી તેને માટે કયો પુરૂષ પરિતાપ પામે! અર્થાત્ કોઇ પણ પરિતાપ પામે નહિ. હે રાજન્! બીજા પુરૂષોનાં પણ મિત્ર, અને ધન નાશ પામે છે, ત્યારે તેથી તું પોતાની આપત્તિને પણ બુદ્ધિવડે જાણ; તથા તેટલા માટે ઇંદ્રિયોનો રોધ કર, મનને વશમાં રાખ, તથા વાણીને નિયમમાં રાખ. મતલબ કે તેમ કરવાથી તને જગત્ કલ્પિત છે એમ જણાશે અને કલ્પિત જગતમાં જેમ બીજાના મિત્ર અને ધનનો નાશ જેમ કલ્પિત છે તેમ તારા મિત્ર અને ધનનો નાશ થવારૂપ આપત્તિ પણ કલ્પિત છે એમ તને સમજાશે. જગતના તમામ પદાર્થો, પછી તે દુર્બળ હો અથવા શત્રુરૂપ હો, તોપણ, તે દર્શન માત્રથી ઉત્પન્ન થયેલા છે, એટલે જોવા માત્રજ છે, વસ્તુતઃ ખરા નથી; જે વખતે પ્રાપ્ત થયા તે વખતે સત્ય જેવા દેખાય એટલુંજ; તેમ જે પદાર્થો દેશ કાળના યોગથી અંતરિત થયા છે એટલે દૂર સ્થાનમાં છે અથવા ભૂતકાળમાં થઈ ગયેલા છે કે ભાવિકાળમાં બનવાના છે પણ વર્તમાનકાળમાં પ્રત્યક્ષ નથી, તે પણ જોવામાં નથી આવતા માટે તેમનો અભાવ માનવામાં છે, એવા પદાર્થો જેમનો ભાવ અને અભાવ ઉપર કહ્યો તેમ કલ્પિત છે, તે વિષે આત્મજ્ઞાનથી તૃપ્ત થયેલો તારા સરખો પુરૂષ શોક કરે નહિ. દેહ નિર્વાહ યોગ્ય અલ્પ સાધનની ઇચ્છા કરનારો, સ્થિર બુદ્ધિવાળો, કોમળ સ્વભાવનો, ઇંદ્રિયોનું દમન કરનાર, દૃઢ નિશ્ચયવાળો, તથા બ્રહ્મચર્યયુક્ત તારા જેવો એવા પદાર્થોનો શોક કરે નહિ. એવી દુષ્ટ કાપાલિક વૃત્તિની ઇચ્છા તારે ઘટતી નથી; કેમકે તે વૃત્તિ નિર્દય પુરૂષોએ આચરેલી, દુષ્ટ, મહા પાપવાળી અને નઠારા પુરૂષોને યોગ્ય છે. ભલે! મૌનવ્રત ધારણ કરીને, આત્માનું સંયમન કરીને તથા સર્વ પ્રાણીઓ ઉપર દયાવાળો થઇને મૂળ તથા ફળ ઉપર નિર્વાહ કરતો એકલો તું મહાવનમાં આનંદથી ફર્યા કર. જેમ હાથી જંગલમાં એકલો ફરે છે અને અરણ્યમાં જે કાંઇ મળે છે તેવડે સંતોષ પામે છે તેમ તેના જેવી વૃત્તિ કરવી તથા

ફળાદિક વીણીને ભોજન કરવું એ પંડિતને શોભે એવું છે. જેમ મોટો પાણીનો ધરો ક્ષોભ પામીને પાછો પોતાની મેળેજ શાંત થાય છે તેમ જે મહાત્મા એવી વૃત્તિ રાખે છે તેનું જીવવું હું સુખવાળું જોઉં છું. હે રાજન્! જ્યારે રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થવાનો સંભવ નથી, પ્રધાનો વગેરે તજીને જતા રહ્યા છે, અને દૈવ પ્રતિકૂળ છે, ત્યારે એ વિના બીજું તું શું કલ્યાણકારી માને છે?

असंभवेश्रियोराजन्हीनस्याचिवादिभिः ।

दैवंप्रातिनिविष्टेचर्किश्रेयोमन्यतेभवान् ॥ ५२ ॥

इतिश्री महाभारते शां०रा० कालकवृक्षीये शतोपरिचतुर्थोऽध्यायः ॥१०४॥

**मुनिरुवाच** ॥ अथचेत्पौरुषंकिंचित्क्षत्रियात्मनिपश्यसि ।

॥ ब्रवीमितांतुतेनीतिंराज्यस्यप्रातिपत्तये ॥ १ ॥

મુનિ કહે છે,*–હે ક્ષત્રિ! જો કદાપિ પોતાનામાં તું કાંઇ પુરૂષપણું દેખતો હોય, તો હું તને રાજ્યની પ્રાપ્તિ થવાની તે નીતિ કહું છું. તે નીતિ પ્રમાણે વર્તવાને તું શક્તિમાન હોય અને જો તે કર્મ કરી શકે એમ હોય તો તે વાત સર્વે સમગ્રપણે હું તને યથાર્થ કહું છું તે સાંભળ. જો તું તે પ્રમાણે કર્મ કરીશ તો મોટા અર્થને પામીશ; તેમજ રાજ્ય, રાજ્યનો મંત્ર અથવા મોટી લક્ષ્મીને પણ ફરીને પામીશ. હે રાજન્! હવે જો તને તે રૂચતું હોય તો તે મને કહે એટલે હું તને કહેવા માંડું. રાજા કહે છે,–હે ભગવાન્! હે પ્રભો! તમે મને તે નીતિ કહો, હું પૌરૂષ ગુણથકી યુક્ત છું; તમારી સાથે જે આજ મેં સમાગમ કર્યો તે મારો સમાગમ સફળ થયો. મુનિ કહે છે,–દંભ, કામ, ક્રોધ, હર્ષ, તથા ભય છોડીને તથા હાથ જોડીને કાલાવાલા કરીને પણ તારા શત્રુઓનું પણ સેવન કર. તેમને તું ઉત્તમ ચોખવટવાળાં કર્મ કરીને પ્રસન્ન કર એટલે સત્ય પ્રતિજ્ઞા

---

* શત્રુએ જીતેલા અને સંપત્તિ વિનાના દુર્બળને તો પાછલા અધ્યાયમાં કહ્યો તે નિવૃત્તિ ધર્મજ ઠીક છે; પણ જો પ્રબળ ક્ષત્રિય હોય તો તેને માટે નીતિ કહેવાને આ અધ્યાયનો આરંભ કરીને મુનિ કહે છે કે,– કોશલ્યનો શત્રુ વિદેહ રાજા છે એમ જાણવું.

વાળો તે વિદેહ રાજા તને વેતનરૂપ દ્રવ્ય આપશે. એમ કરવાથી સર્વે લોકોમાં તું પ્રમાણભૂત ઠરીશ; અને જેનું તું સેવન કરતો હોઈશ તેના બાહુરૂપ તું બનીશ; એટલે પછી ઉત્સાહવાળા, વ્યસન રહિત, અને પવિત્ર એવા સહાય કરનારા તને આવી મળશે. એ રીતે રાજનીતિશાસ્ત્ર પ્રમાણે વર્તવાથી મનને નિયમમાં રાખનાર તથા ઈંદ્રિયજીત પુરૂષ પોતાનો દુ:ખમાંથી ઉદ્ધાર કરી શકે છે તથા પ્રજાને પ્રસન્ન કરી શકે છે. તેથી તેજ ધૃતિવાળો અને લક્ષ્મીવાળો રાજા, જેનું તું સેવન કરતો હોઇશ તે વિદેહ, તારો સત્કાર કરશે અને તું સર્વે પ્રાણીઓમાં પ્રમાણરૂપ મનાઇને મોટો આદર પામશે. પછી મિત્રોનું બળ પામીને તથા સારા મંત્રિઓ સાથે મંત્ર કરીને શત્રુના માંહેનાજ મનુષ્યોને ફોડીને બીલાવડે બીલું ફોડી નાખ અથવા તેના દુશ્મનો સાથે મસલહત કરીને તારા શત્રુના બળનો નાશ કર. અલભ્ય એવા પદાર્થો સારી કાંતિવાળી જે સ્ત્રીઓ, ઉત્તમ આચ્છાદન, શય્યાઓ, આસનો, વાહન, મોટી કીમતનાં ઘર, પક્ષીઓ, પશુઓ, રસ, સુગંધ પદાર્થ, ફળ, એવા પદાર્થોમાં તારે તારા શત્રુને આસક્ત કરવો કે જેથી તે નાશ પામે. વળી જો શત્રુને કોઇ કામથી રોકવો ઘટતો હોય તો તેને રોકવો, પણ તેમ ન કરતાં જો તે વાતની ઉપેક્ષા કરી એટલે તેને રોકીશ નહિ તો તને પોતાનો શત્રુ જાણી જશે માટે સારી રાજ-નીતિને ઇચ્છનારા પુરૂષે ઉઘાડા પડીને શત્રુતા તો કરવીજ નહિ. હે પરમ ઉત્તમ રાજન્! દેશમાં બુદ્ધિમાન પુરૂષોએ માન આપેલો એવો તું શત્રુની પાસે મિત્ર-ધર્મવડે દાવ રમજે, તથા તે સાથે શ્વાનની પેઠે જાગ્રત રહીને, મૃગની પેઠે નિરંતર ભયચકિત રહીને તથા કાગડાની પેઠે શત્રુની ચેષ્ટાને જાણનારો થઇને તેને ભજજે; તથા તારા એવા મિત્રધર્મવડે તારા શત્રુનો તું અનર્થ કરજે. વળી મોટાં અને દુ:ખે કરીને આચરી શકાય એવાં કામોના આરંભ તેની પાસે તું કરાવજે તથા બળવાનની સાથે મોટી નદીની પેઠે દુસ્તર એવો વિરોધ કરાવજે. * વળી મોટા ખરચ જેમાં થાય એવા બાગ, બિછાનાં, બેઠકો,

---

* પ્રત્યેક રાજાએ આ બાબત ઉપર તેમ ઉપરની બાબતો ઉપર લક્ષ આપવું ઘટે છે, બીજાની સલાહો દેખાઇતી હિતકર હોય તથાપિ અંદરખાનેથી પોતાનું કોશ વગેરે બળ કમી કરનારી હોય, તો તે વિષે પૂરતો વિચાર કરવો ઘટે છે.

અને વૈભવનાં સાહિત્યને મિષે કરીને તારા શત્રુ રાજાનો ભંડાર ખાલી કરાવજે. બ્રાહ્મણોનું વર્ણન કરીને મોટા યજ્ઞ કરાવવાની તેને સલાહ આપજે; એટલે તે બ્રાહ્મણો કલ્યાણ આશિર્વાદાદિકે કરીને તારા ઉપર ઉપકાર કરશે તથા તેને ( તારા શત્રુને ) વરૂની પેઠે ખાવા માંડશે. ધર્મમાં કે અધર્મમાં જે ભંડાર ખાલી થાય એમજ છે, તો તે બેમાંથી જેનો ભંડાર પુણ્યમાર્ગે ખાલી થશે તે પરમ ગતિ પામશે એ નિશ્ચય છે. પુણ્ય કરવાથી સ્વર્ગમાં મનુષ્ય ઉત્તમ સ્થાન પામે છે. હે કૌશલ્ય ! અને ધર્મ કે અધર્મથી પણ ભંડાર ખાલી થયાં એટલે તે શત્રુના વંશમાં પડે છે. સ્વર્ગાદિક અને વિજયાદિક બન્નેનું કારણ કોશ છે; માટે શત્રુ રાજાના કોશનો નાશ કરવો તેથી તે શત્રુના શત્રુઓ આનંદ પામે છે તથા તે મનુષ પરાક્રમ કરી શકતો નથી અને દૈવના બળ ઉપર આધાર રાખનારો થાય છે. તેમજ જે પુરૂષ દૈવ ઉપર આધાર રાખનારો થાય છે તે નિશ્ચય નાશ પામે છે; અને વિશ્વજિત્ નામે સર્વસ્વ દક્ષિણાવાળો યજ્ઞ કરાવીને તેને સર્વસ્વ થકી રહિત કર. પછી તેને યજ્ઞાદિકમાં પ્રીતિવાળો કરીને તેમાં તેની આસક્તિ થાય ત્યારે તે કરવા નિમિત્ત જે ઘણા સમુદાયને પીડા ઉત્પન્ન થવાની તે તેને કહેવી તથા પછી પોતાના મનમાં યજ્ઞથી પણ સંપૂર્ણતા ન માનીને મોટા વનમાં જવાનો તેને બોધ કરવો તથા તેના મનનો અસંતોષ મટાડવાને યોગધર્મને જાણનાર કોઇ આચાર્ય તેને બતાવી દેવો. પછી જોવું કે વારૂ તે પોતાનું રાજ્ય તજીને સાજો તાજો વનમાં જાય છે કે નહિ તથા ત્યાં જઇને કુશળ પ્રાપ્ત કરે છે કે નહિ ? પછી સર્વ શત્રુને નાશ કરનાર સિદ્ધૌષધી યોગવડે તથા કૃત્રિમ યુદ્ધવડે શત્રુના હાથી, ઘોડા અને મનુષ્યોનો નાશ કરવો. એ અને બીજા, સારી રીતે ચિંતવન કરેલા ઘણાક દંભયોગ છે તે કૃતાત્મા અને સહનશીલ પુરૂષથી કરી શકાય એમ છે.

एतेचान्येचबहवोदंभयोगाःसुचिंतिताः ।

शक्याविसहताकर्तुंपुरुषेणकृतात्मना ॥ २४ ॥

इतिश्री महाभारते शां०प० राज०गु० भा० शतोपरिपंचमोऽध्यायः ॥१०५॥

राजोवाच ॥ ननिकृत्यानदंभेनब्रह्मन्निच्छामिजीवितुम् ।
॥ नाधर्मयुक्तानिच्छेयमर्थान्सुमहतोप्ययम् ॥ १ ॥

રાજા કહે છે,–હે બ્રહ્મન્! દંભવડે કરીને અથવા કપટવડે કરીને જીવવાને હું ઇચ્છતો નથી; તેમ અતિઘણા છતાં પણ અધર્મયુક્ત અર્થને પણ હું ઇચ્છતો નથી. એ દંભ અને કપટનું કર્મ તો મેં પ્રેમથીજ તજેલું છે, કે જેથી તે વિષે મારા ઉપર કોઇ શંકા રાખે નહિ, તથા સર્વનું હિત થાય. સૌજન્ય ધર્મવડે આ લોકમાં હું જીવવાને ઇચ્છું છું; માટે એ કર્મ કરવાને હું સમર્થ નથી, તેમ તમારે મને એવો બોધ કરવો ઘટિત પણ નથી. મુનિ કહે છે,–હે ક્ષત્રિય! તું જેમ કહે છે તેમ તું ક્ષત્રિય ધર્મથી ચાલવાને પણ શક્ય છે; તું બહુ અનુભવવાળો છે માટે સ્વભાવે કરીને અથવા બુદ્ધિએ કરીને પણ યોગ્ય છે. તારો અને તારા શત્રુ વિદેહનો બન્નેનો અર્થ સિદ્ધ થાય એવી રીતે હું યત્ન કરીશ; અથવા જેમાંથી અપાપ પ્રકટે નહિ તથા જે નિરંતર ટકી શકે એવો તારી તથા તેની વચ્ચે સંધિ હું કરી આપીશ. તારા સરખા કુળવાન, સુજન, બહુશ્રુત અને રાજનીતિમાં કુશળ રાજાને પામીને અમાત્ય કર્મ કોણ નહિ કરે! સર્વ કોઇ કરશેજ. હે ક્ષત્રિય! તને રાજ્ય થકી ભ્રષ્ટ કરેલો છે તથા અત્યંત દુઃખ તું પામેલો છે, તોપણ સૌજન્ય ધર્મવડે જીવવાને ઇચ્છે છે. તો હે તાત! મારે ઘેર સત્ય પ્રતિજ્ઞાવાળો વિદેહરાજા આવવાનો છે, તેને હું જે કરવાનું કહીશ તે તે નિશ્ચય કરશે. એટલે હું તારો તેની સાથે સંધિ કરીશ. પછી તે મુનિએ વિદેહ રાજાને બોલાવીને કહ્યું કે આ પુરૂષ રાજકુળમાં જન્મ પામેલો છે તથા તેના અભ્યંતરની મને ખબર છે. જેવો શરદઋતુનો ચંદ્રમા હોય, જેવી આરસી હોય, તેવો એનો આત્મા શુદ્ધ છે; એનામાં હું કાંઇ પાપ દેખતો નથી, કેમકે મેં સર્વ પ્રકારે એની પરીક્ષા કરી છે. માટે એની સાથે તારે સંધિ કરવો તથા મારા ઉપર તું જેવો વિશ્વાસ રાખે છે તેવો તું એના ઉપર વિશ્વાસ રાખજે. અમાત્ય વિનાના રાજાએ ત્રણ દિવસ પણ રાજ્ય ચલાવવું શક્ય નથી; માટે અમાત્ય તો શૂર જોઇએ અથવા બુદ્ધિ સંપન્ન જોઇએ. હે રાજન્! એ શૂર અને બુદ્ધિ બે વડે કરીને આ લોક તથા પરલોક જીતી શકાય છે, માટે રાજ્યનું પ્રયોજન શું છે તેનો

તું વિચાર કર. ધર્માત્મા પુરૂષોને એના જેવી બીજી એકે ઉત્તમ ગતિ નથી. આ મહાત્મા રાજપુત્રે સત્પુરૂષોના માર્ગનું સેવન કરેલું છે, માટે ધર્મમાં અગ્રેસર એવા એ રાજપુત્રનું તું રૂડી રીતે ગ્રહણ કર. જો તું કદાપિ તેમ નહિ કરે તો તારા ઘણાક શત્રુઓનું એ સેવન કરશે, અને તેથી મોટી સહાય મેળવીને તારી સાથે યુદ્ધ કરશે તો એ ક્ષત્રિયનું કર્મ છે, કેમકે પોતાના બાપદાદાનું સ્થાન પાછું પ્રાપ્ત કરવાનો પ્રયત્ન તે કરેજ. તું પણ તેનો પરાજય કરવાનો નિયમ ધારણ કરીને સામું યુદ્ધ કરીશ, પરંતુ તેમ કરવાં કરતાં યુદ્ધ કર્યા વિનાજ મારી આજ્ઞાથી તારા તથા તેના હિતમાં મનની સ્થિતિ કરીને તેને વશ કર. તું અઘટિત લોભનો ત્યાગ કરીને ધર્મનીજ માત્ર અપેક્ષા રાખ, કામથી કે દ્રોહથી ધર્મ તજવો તારે યોગ્ય નથી. હે તાત! નિરંતર જય મળતો નથી કે નિરંતર પરાજય પણ થતો નથી, માટે શત્રુ પુરૂષને ભોજન કરાવવું અને આપણે પણ તેને ત્યાં ભોજન કરવું. મતલબ કે દંડ ઉપાય કરતાં સામ ઉપાયજ શ્રેષ્ઠ છે; હે તાત! જેમ શત્રુને જય પરાજય પ્રાપ્ત થાય છે, તેમ પોતાનો પણ જય અને પરાજય થાય એમ જાણવું. જે પુરૂષ સમગ્રપણે જગ મેળવવાને ઇચ્છેછે તેને તેવા સંપૂર્ણ જયમાંથીજ ભય ઉપજે છે. એ પ્રમાણે તે કાલક વૃક્ષીય મુનિનું ભાષણ સાંભળીને તે પૂજવા યોગ્ય શ્રેષ્ઠ બ્રાહ્મણનું પૂજન કરીને, સત્કાર કરીને તથા તેને માન આપીને વિદેહ રાજા બોલ્યો કે, હે બ્રાહ્મણ! જેમ મહા બુદ્ધિવાન તમે કહો છો તથા જેમ મહા વિદ્વાન્ એવા તમો કહો છો, તેમજ કલ્યાણ ઇચ્છનારા તમો જેમ કહો છો, તે બન્ને જણને આચરવા યોગ્ય છે. તમે મને જે જે વચન જેમ કરવાને કહ્યું છે તે તે વચન હું તે પ્રમાણેજ કરીશ; કેમકે એ મોટાં કલ્યાણકારી વચન છે એમાં કાંઈ મારે વિચારવા જેવું નથી. પછી વિદેહ રાજાએ કૌશલ્ય રાજાને બોલાવીને કહ્યું કે ધર્મવડે અને રાજનીતિવડે મેં આ લોક ઉપર જય મેળવ્યો છે; પણ હે શ્રેષ્ઠ રાજન્! તમે મને પોતાના ગુણોએ કરીને જીત્યો છે. માટે પોતાની અવજ્ઞા ન કરતાં જેમ તમે જય પામ્યા હો તેમ મારી સાથે વર્તજો, હું તમારી બુદ્ધિની કે તમારા પૌરૂષની અવગણના કરતો નથી, તેમ હું જય પામ્યો છું એવી રીતે માનીને પણ તમારી અવગણના કરતો નથી માટે

જેમ જય પામ્યા હો તેવી રીતે તમે વર્તજો. હે રાજન્! યથાયોગ્ય સત્કારે પામીને મારે ઘેર ચાલો, પછી તે બન્ને જણુ એક બીજાના ઉપર વિશ્વાસ લાવીને તથા તે બ્રાહ્મણનું પૂજન કરીને ઘેર ગયા, પછી વિદેહરાજાએ કૌશલ્ય રાજાને પોતાના ઘરમાં લેઈ જઇને ત્વરાવડે પાદ્ય, અર્ઘ્ય, મધુપર્ક એ આદિક સાહિત્યથી તે પૂજવા યોગ્ય રાજાનું પૂજન કર્યું, તથા તેને પોતાની પુત્રી પરણાવી અને નાના પ્રકારનાં રત્ન આપ્યાં. રાજાઓને ઉત્તમ ધર્મ તો એજ છે; કેમકે હાર અને જીત એ તો નિરંતર છેજ.

ददौदुहितरंचास्मैरत्नानिविविधानिच ॥
एषराज्ञांपरोधर्मोनित्यौजयपराजयौ ॥२८॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि पुनःकालकवृक्षीये गर्जरभाषायां शतोपरिषष्ठोऽध्यायः ॥ १०६ ॥

**युधिष्ठिरउवाच** ॥ ब्राह्मणक्षत्रियविशांशूद्राणांचपरंतप ।
॥ धर्मवृत्तंचवित्तंचवृत्त्युपायाःफलानिच ॥

યુધિષ્ઠિર કહે છે,–હે શત્રુઓને પરીતાપ આપનાર પિતામહ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના ધર્મનું આચરણ, તેમનું વિત્ત, તેમની જીવિકાના ઉપાય, તેમનાં ફળ, રાજાઓનું વિત્ત, તેમનો કોશ, કોશનો સંચય, જય, અમાત્યોના ગુણ, તેમની વૃત્તિ, પ્રકૃતિઓની વૃદ્ધિ, ષાડ્ગુણ્ય ગુણનો કલ્પ, સેનાની વૃત્તિ, દુષ્ટને ઓળખવાની રીતિ, સત્પુરૂષોનું લક્ષણ, સમાન–હીન–અને અધિકનું લક્ષણ, વૃદ્ધિ પામનારાએ મધ્યમના સંતોષને અર્થે કેમ રહેવું તે, ક્ષીણ થઇ ગયેલાનું ગ્રહણ, તેની જીવિકા, એ સર્વે હે ભરત! સુગમ તથા ઉપદેશરૂપ ગ્રંથે કરીને તમે મને ધર્મ પ્રમાણે કહ્યું, તેમજ વિજય મેળવવા ઇચ્છનારનું પણ આચરણ તમે મને કહ્યું. હે બુદ્ધિવાળાઓમાં શ્રેષ્ઠ! હવે હું શૂરપુરૂષોના સમુદાયની વૃત્તિ સાંભળવાને ઇચ્છું છું. હે ભારત! જે રીતે શૂર પુરૂષોના સમુદાયની વૃદ્ધિ થાય, તથા તેમનામાં ભેદ થાય નહિ, વળી તે શત્રુઓને જીતે, અને સન્મિત્રને પામે, એ તમારે મને કહેવું ઘટે છે. એ શૂરપુરૂષોના ગણનો ભેદ એજ વિનાશનું

કારણ છે એમ મને સમજાય છે. તેમજ ઘણા સાથે મંત્ર કરીને પછી તે મંત્ર ફૂટવા ન દેવો એ મોટું કષ્ટ છે એમ મારા માનવામાં છે. હે શત્રુને તાપ પમાડનાર પિતામહ! એ સર્વ હું સમગ્રપણે સાંભળવાને ઇચ્છું છું. માટે હે રાજન્! જેવી રીતે કરવાથી તેઓમાં ફૂટ થાય નહિ તે મને કહો. ભીષ્મ કહે છે,–હે ભરત કુળમાં શ્રેષ્ઠ! હે નૃપતે? શૂર પુરૂષોના સમુદાયમાં, કુળમાં અને રાજાઓમાં લોભ તથા અમર્ષ એ બે વૈર પ્રકટ કરનારાં છે. તેઓમાંથી એક જણ લોભનો અંગિકાર કરે છે ત્યારે બીજો અમર્ષનો અંગિકાર કરે છે; એટલે રાજા લોભી થાય છે, ત્યારે અમને આપતો નથી એમ જાણીને શૂરસમુદાય અમર્ષ રાખે છે; અને એમ થવાથી તે બન્ને એટલે રાજા અને શૂરગણ ક્ષય તથા વ્યર્થ (ખરચ) યુક્ત થઇને એક બીજાનો નાશ કરનારા થઇ પડે છે. તેઓ પછી પોતાના છૂપા દૂત મોકલીને, મંત્ર કરીને, બળ પાછું ખેંચવાવડે કરીને, સલાહ તોડવાથી, મંત્ર ફોડવાથી, ક્ષય ઉપાયથી, વ્યર્થ ઉપાયથી, તથા ભય દેખાડીને, એક બીજાને ખેંચે છે. તેમાં રાજા જ્યારે લોભને લીધે શૂરગણને કાંઇ આપતાં હાથ પાછો ખેંચે છે, ત્યારે સમુદાયરૂપે જીવનારા શૂરગણ ભેદ પામે છે, તેમનાં મન જૂદાં થઇ જાય છે અને ભય પામીને શત્રૂના તાબામાં જઇને નિવાસ કરે છે. વળી શૂરગણમાં ભેદ થવાથી પછી તે ગણ (સમૂહ) રહેતો નથી અને તેઓ ફૂટા છૂટા થઈ ગયા એટલે શત્રુઓથી જીતાવા સેહેલ થાય છે; માટે શૂર પુરૂષોના સમૂહે તો સર્વદા એકઠા મળીનેજ પ્રયત્ન કરવો ઘટેછે. જ્યારે શૂર પુરૂષો એકત્ર મળીને તેમનો એક જથો થયેલો હોય છે ત્યારે તેમનાં બળ અને પૌરૂષવડે કરીને અર્થ પણ પ્રાપ્ત થાય છે તથા તે જથો કરીને વર્તનારા શૂર લોકોની મૈત્રી બીજા બાહારના લોકો પણ કરે છે. અરસપરસ સેવા કરતા એવા જ્ઞાનવૃદ્ધ પુરૂષો પણ તેમને વખાણે છે તથા તેમનો જથો અતિ દૃઢ થવાથી સર્વ પ્રકારે તેઓ સુખે કરીને વૃદ્ધિ પામે છે. તેઓ અતિશય ઉત્તમ ગુણવાળા વ્યવહારનું શાસ્ત્રે કરીને સ્થાપન કરે છે, તથા તે ઉપર યથાવિધિ ધ્યાન આપીને તેઓ વર્તે છે, તેથી ઉત્તમ ગુણવાળા થઇને તેઓ વૃદ્ધિ પામે છે. તેઓ પોતાના પુત્ર અથવા ભાઇને ઉન્મત્ત થયેલો જોઇને તેનો નિગ્રહ કરે છે,

તથા તેમને સર્વદા વિનયથી વર્તાવે છે; વળી જેઓ વિનયથી વર્તતા હોય તેમનું સેવન કરીને તેમને માન આપે છે, અને એવી રીતે ઉત્તમ ગુણવાળા થઇને તેઓ વૃદ્ધિ પામે છે. હે મહાબાહો ! એવા ગણ છૂપા દૂતનું કામ કરવાને, મંત્ર કરવાને, કોશનો સંચય કરવાને, નિરંતર ઉદ્યોગી રહે છે અને એ રીતે સર્વ પ્રકારે તેઓ વૃદ્ધિ પામે છે. હે રાજન્ ! બુદ્ધિમાન્, શૂરા, મોટા ઉત્સાહવાળા અને કર્મ કરવામાં સ્થિર પૌરૂષવાળા, એવા પુરૂષોને માન આપતા અને સદૈવ એકત્રપણે રહેનારા તે ગણ વૃદ્ધિ પામે છે. વળી દ્રવ્યવાળા, શૂરા, શસ્ત્રને જાણનારા, સંપૂર્ણ શાસ્ત્રના જ્ઞાનવાળા, તથા કષ્ટતર આપત્તિમાં પણ મોહ નહિ પામનારા ગણ દુ:ખમાંથી તારવાને સમર્થ છે. હે ભરતશ્રેષ્ઠ ! ક્રોધ, ભેદ, ભય, દંડ, કર્ષણ, નિગ્રહ અને વધ, એ સર્વે જેમને સર્વ તરફથી વશ કરતા નથી એવા શૂર પુરૂષોના ગણ હોય છે. માટે મુખ્યત્વે કરીને તારે તેમાંના જે શ્રેષ્ઠ પુરૂષો હોય તેમને માન આપવું. હે રાજન્ ! લોક વ્યવહાર બધો વિશેષ ભાગે તેમને આધીન છે. હે શત્રુનો નિગ્રહ કરનાર ભારત ! જે કાર્યમાં મંત્ર ગુપ્ત રાખવાની જરૂર છે એવાં કાર્યમાં ચારાઓ અને શૂરગણ, એમને પણ તે મંત્ર સમગ્રપણે સંભળાવવો નહિ. ગણના જેઓ અગ્રેસર હોય તેમણે એકઠા મળીને એક બીજાનું હિત કરવું. કેમકે પ્રત્યેક ગણ જ્યારે છૂટો પડી જાય છે તથા વિસ્તાર પામે છે (એટલે જૂદા જૂદા સ્થળમાં ફેલાય છે) ત્યારે તેથી ઉલટું એટલે અહિત થાય છે. તેઓ જ્યારે પરસ્પર ભેદ પામે છે તથા પોતપોતાની શક્તિ ઉપરજ અવલંબન કરીને રહે છે, ત્યારે અર્થ નાશ પામે છે અને અનર્થ ઉત્પન્ન થાય છે. એમ થાય છે ત્યારે વિચક્ષણ પુરૂષે મુખ્યત્વે કરીને તત્કાળ તેનો નિગ્રહ કરવો. કુળમાં જ્યારે કળહ ઉત્પન્ન થાય છે અને કુળના વૃદ્ધ પુરૂષો તેમની ઉપેક્ષા કરે છે ત્યારે તે ગોત્રનો નાશ કરે છે. અને તેથી ગણનો ભેદ ઉત્પન્ન થાય છે. અંદર અંદરથી જે ભય ઉત્પન્ન થતું હોય તેથી રક્ષણ કરવું તેમ બાહારથી ઉપજતા ભયથી પણ સારી રીતે રક્ષણ કરવું; કેમકે હે રાજન્ અંદર અંદરનું ભય તત્કાળ મૂળને કાપી નાખે છે. અકસ્માત્ ઉપજેલા ક્રોધથી મોહથી કે સ્વભાવથી ઉપજેલા લોભથી જ્યારે તેઓ અન્યોન્ય

ભાષણ ન કરતા હોય ત્યારે તેને પરાભવનું લક્ષણ જાણવું. એક ગણના, પુરૂષો જાતિએ કરીને અને કુળે કરીને સમાન હોય છે, પણ તેઓ ઉદ્યોગે કરીને અથવા બુદ્ધિએ કરીને અથવા રૂપ અને દ્રવ્યે કરીને સમાન હોતા નથી. શત્રુઓ ભેદે કરીને તથા દાન ઉપાયે કરીને ગણનો ભેદ કરે છે, માટે સમુદાય એજ ગણનું મોટું શરણ છે.

भेदाच्चैवप्रदानाच्चभिद्यंतेरिपुभिर्गणाः ।

तस्मात्संघातमेवाहुर्गणानांशरणंमहत् ॥ ३२ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि गणवृत्तंनाम गुर्जरभाषायां शतोपरिसप्तमोऽध्यायः ॥ १०७ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ महानयंधर्मपथोबहुशाखश्चभारत ।

॥ किंस्विदेवेहधर्माणामनुष्ठेयतमंमतं ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે ભારત ! આ ધર્મમાર્ગ મોટો અને ઘણી શાખાઓવાળો છે; માટે એ ધર્મોમાંથી આચરવા યોગ્ય ધર્મ કયો તમે માનેલો છે તે કહો. બધા ધર્મ કરતાં ઉત્તમ કાર્ય તમે કયું માનેલું છે તે કહો; કે જેથી હું આ લોકમાં તેમ પરલોકમાં પણ ઉત્તમ ધર્મનું ફળ પામી શકું ? ભીષ્મ કહે છે,—માતા પિતા, અને ગુરૂ, એમનું પૂજન કરવું એ મેં મોટું માનેલું છે. એ ધર્મમાં ઉદ્યોગી પુરૂષ મોટો યશ અને ઉત્તમ લોક પામે છે. હે તાત ! હે યુધિષ્ઠિર ! સારી રીતે પૂજન કરેલા તે ધર્મ અને અધર્મ થકી વિરૂદ્ધ એવા પણ કોઇ કાર્યની આજ્ઞા કરે તો તે કરવું. તેમણે જે આચરવાને આજ્ઞા કરી હોય તેવા પુરૂષે બીજા ધર્મનું આચરણ કરવું નહિ. જે કર્મની તેઓ આજ્ઞા કરે તેજ ધર્મ જાણવો એ નિશ્ચય છે. માતા, પિતા, અને ગુરૂ એ ત્રણ એજ ત્રણ લોક છે, એ ત્રણ એજ ત્રણ આશ્રમ છે, એ ત્રણ એજ ત્રણ વેદ છે અને એ ત્રણ અગ્નિ છે. પિતા એ ગાર્હપત્ય અગ્નિ છે, માતા એ દક્ષિણાગ્નિ છે અને ગુરૂ એ આહવનીય અગ્નિ છે; એ પ્રમાણે એજ ત્રણ અગ્નિનો મોટો સમુદાય છે. એ ત્રણનું સાવધાન રહીને પૂજન કરીશ તો તું ત્રણ લોકને જીતશે. પિતાની આજ્ઞા પાળવાથી આ લોકને, માતાની આજ્ઞા પાળવાથી પરલોકને, તથા ગુરૂની

આજ્ઞા પાળવાથી નિયમે કરીને બ્રહ્મલોકને તરી જઇશ અર્થાત્ પામીશ. હે ભારત! ત્રણે લોકમાં એ ત્રણની સાથે રૂડે પ્રકારે વર્તન કર; તેથી તને યશ, કલ્યાણ, ધર્મ, અને મોટું ફળ પ્રાપ્ત થશે. એ ત્રણના કરતાં પોતાનો ભાગ કે ક્રિયા કદાપિ અધિક બતાવવી નહિ, એમના કરતાં અધિક ઉપભોગ કરવો નહિ તથા તેમને દૂષણ આપવું નહિ. પરંતુ નિરંતર તેમની પરિચર્યા કરવી એ ઉત્તમ સુકૃત છે. હે રાજશ્રેષ્ઠ! તેથી કરીને તું કીર્તિ, પુણ્ય, યશ અને ઉત્તમ લોકમાં ગતિ પામીશ. જે પુરૂષ એ ત્રણનો આદર કરેછે તેણે સર્વે લોકોનો આદર કર્યો એમ જાણવું; પણ જે પુરૂષ એ ત્રણનો અનાદર કરે છે તેની સઘળી ક્રિયાઓ નિષ્ફળ જાય છે. હે શત્રુને પરિતાપ પમાડનાર રાજા! જે પુરૂષ એ ત્રણ પોતાના ગુરૂજનનું માન રાખતો નથી અને અવમાન કરે છે, તેને આ લોકમાં યશ અને સુખ વગેરે મળતાં નથી અને પરલોકમાં તેની ઉત્તમ ગતિ થતી નથી. તે પુરૂષનો યશ આ લોકમાં, તેમ પરલોકમાં પણ પ્રકાશતો નથી, તેમજ તેને પરલોકમાં બીજું પણ કાંઇ કલ્યાણ પ્રાપ્ત થતું નથી. હું મારાં સર્વે સત્કર્મ કરીને તેમનેજ અરપણ કરૂં છું, તેથી તે મને સોગણાં અને હજારગણાં ફળ આપે છે. હે યુધિષ્ઠિર! તેવડે મને ત્રણલોક પ્રકાશમાન થાય છે. એક ઉત્તમ આચાર્ય હોય તો તે દશ શ્રોત્રિય બ્રાહ્મણ કરતાં અધિક છે; એક ઉપાધ્યાય દશ આચાર્ય કરતાં અધિક છે; અને દશ ઉપાધ્યાય કરતાં પિતા અધિક છે. દશ પિતા કરતાં એક માતા અધિક છે; અથવા સર્વ પદાર્થો અને આખી પૃથ્વીની પણ માતા કરતાં અધિક ગુરૂતા નથી; માતા સમાન કોઇ ગુરૂ છેજ નહિ. હવે એ માતા અને પિતા બન્નેના કરતાં ગુરૂ વધારે શ્રેષ્ઠ છે, એમ મારી બુદ્ધિ કહે છે. માતા અને પિતા બન્ને મળીને પ્રાણીને જન્મજ માત્ર આપે છે; હે ભારત! માતા તથા પિતા શરીરજ ઉત્પન્ન કરે છે. પણ આચાર્ય જે જન્મ ધારણ કરાવે છે, તે જન્મ દિવ્ય છે અને તે અજરામર છે, માતા, પિતા અને ગુરૂ, ઉપકાર કરનારાં છે માટે તેમણે વધ કરવા જેવો અપરાધ કર્યો હોય તથાપિ તેઓ વધ કરવા યોગ્ય નથી; વધ કરવા યોગ્ય મનુષ્યનો વધ ન કરવાથી જેમ રાજાને દોષ લાગે છે તેમ તે પુરૂષ પોતાનાં માતા, પિતા અને

ગુરૂનો વધ ન કરવાથી દોષ પામતો નથી; તે વધ કરવા યોગ્ય માતાદિક તેને દોષ પમાડતાં નથી. માતા પિતા અને ગુરૂ દુષ્ટ હોય તથાપિ ધર્મને અર્થે જે પુરૂષ તેમનું પાલન કરવાને યત્ન કરે છે તેના ઉપર દેવતાઓ અને મહર્ષિઓ કૃપા કરે છે. જે પુરૂષ વેદ વચન બોલીને મોક્ષ આપે છે તથા એ રીતે સત્ય કર્મવડે કરીને અનુગ્રહ કરે છે તેને માતા અને તેનેજ પિતા જાણવો; તેણે કરેલા ઉપકાર સંભારીને તેનો દ્રોહ કરવો નહિ. જે પુરૂષો વિદ્યા જાણીને પછી ગુરૂનો આદર કરતા નથી તથા મનવડે, વચનવડે અથવા કર્મવડે વિપરીત થઇને તે ઉપકારનો નાશ કરે છે, તે પુરૂષોનું પાપ ગર્ભહત્યા સમાન જાણવું; તેમના કરતાં બીજો વધારે પાપ કરનારો લોકમાં નથી. વળી જે રીતે પુરૂષો પોતાના ગુરૂઓને માન આપે, તેજ પ્રમાણે તે ગુરૂના ગુરૂઓને પણ માન આપવું ઘટે છે. એટલા માટે સનાતન ધર્મની જેઓ ઇચ્છા રાખતા હોય તેમણે યત્નેકરીને ગુરૂઓનું પૂજન કરવું તથા તેમને ભોજન કરાવવું, તેમજ તેમનું અર્ચન કરવું (સત્કાર કરવો). કોઇ પુરૂષ જે કર્મવડે પોતાના પિતાને પ્રસન્ન કરે છે, તેના તે કર્મવડે પ્રજાપતિદેવ પ્રસન્ન થાય છે; અને જે કર્મવડે માતાને પ્રસન્ન કરે છે, તે કર્મવડે પૃથ્વી દેવી અત્યંત પ્રસન્ન થાય છે; તેમજ જે કર્મવડે પોતાના ઉપાધ્યાયને (ગુરૂને) પ્રસન્ન કરે છે, તે કર્મવડે બ્રહ્મ પ્રસન્ન થાય છે. એટલામાટે માતા કરતાં તથા પિતા કરતાં ગુરૂ વધારે પૂજવા યોગ્ય છે. જ્યારે ગુરૂઓનું પૂજન કરવામાં આવે છે, ત્યારે પિતૃઓ સહિત ઋષિઓ અને દેવતાઓ પણ પ્રસન્ન થાય છે માટે ગુરૂ સર્વ કરતાં વધારે પૂજવા યોગ્ય છે. કોઇ પણ પ્રકારના આચરણવડે કરીને ગુરૂની અવજ્ઞા કરવી ઘટતી નથી; કેમકે જેવું માન ગુરૂને ઘટે છે તેવું માન તો માતાને કે પિતાને પણ ઘટતું નથી. તેમ માતા, પિતા અને ગુરૂ એમાંથી કોઇપણ અવમાન પામવાને યોગ્ય નથી; તેમ તેમના કરેલા ઉપકારને દૂષણ પણ લગાડવું ઘટતું નથી; કેમકે મોટા ઋષિઓ સહિત દેવતાઓ ગુરૂઓનોજ સત્કાર કરવો શ્રેષ્ઠ જાણે છે. જે પુરૂષ પોતાને વિદ્યા ભણાવનાર ગુરૂનો, પિતાનો, કે માતાનો, મનવડે કે કર્મવડે પણ દ્રોહ કરે છે તેમનું પાપ ગર્ભહત્યાથી અધિક છે; તેના કરતાં બીજો કોઇ વધારે પાપ કરનારો લોકમાં છે નહિ. જે પુત્રનું માતા

પિતાએ પોષણ કર્યું છે તથા તેને ઉછેર્યો છે એવો પોતાનાથી પ્રકટ થયેલો કોઇ પુત્ર તેનાં માતાપિતાનું પોષણ ન કરે તો તે પાપ ગર્ભહત્યાથી પણ અધિક છે; તેનાથી વધારે પાપ કરનારો કોઇ લોકમાં બીજો છે નહિ. મિત્રનો દ્રોહ કરનાર, કૃતઘ્ન, સ્ત્રીહત્યા કરનાર અને ગુરૂનો ઘાત કરનાર, એ ચારનું પ્રાયશ્ચિત્ત કરીને તેની શુદ્ધિ થતી હોય એમ અમે સાંભળ્યું નથી. પુરૂષે આ લોકોમાં જે કરવું ઘટે છે તે સર્વ વિસ્તારથી એ પ્રમાણે અમે કહ્યું છે. એજ કલ્યાણકારી છે; એના કરતાં કાંઇ વિશેષ બીજું છે નહિ; કેમકે સર્વ ધર્મને એકત્ર કરીને તેમાંથી આ સારભૂત તત્વ કહેલું છે.

एतत्सर्वमनिर्देशेनैवमुक्तंयत्कर्त्तव्यंपुरुषेणेहलोके ॥
एतच्छ्रेयोनान्यदस्माद्विशिष्टंसर्वान्धर्माननुसृत्यैतदुक्तं ॥ ३२ ॥
इतिश्री महाभारते शां० राज० गु० भा० शतोपरि अष्टमोऽध्यायः ॥१०८॥

---

युधिष्ठिरउवाच ॥ कथंधर्मेस्थातुमिच्छन्नरोवर्तेतभारत ॥
॥ विद्वन्जिज्ञासमानायप्रब्रूहिभरतर्षभ ॥ १ ॥

*યુધિષ્ઠિર કહે છે,–હે ભારત! ધર્મમાં રહેવાને ઇચ્છતો પુરૂષ કેવી રીતે વર્તે? હે વિદ્વાન્! તે જાણવાની મારી ઇચ્છા છે માટે હે ભરતશ્રેષ્ઠ! તે મને કહો. સત્ય અને અસત્ય એ બન્ને આ લોકને વીંટીને રહેલાં છે; હે રાજન્! ધર્મમાં નિશ્ચયવાળા પુરૂષે તે બેમાંથી કયાનું આચરણ કરવું? સત્ય તે શું? અસત્ય તે શું? સનાતન ધર્મ તે શું? કયે સમયે સત્ય બોલવું? અને કયે સમયે અસત્ય બોલવું! તે મને કહો. ભીષ્મ કહે છે,– જે વચન સત્ય છે તે વચન ઉત્તમ છે; સત્ય કરતાં બીજું કાંઇ શ્રેષ્ઠ છે

*આ અધ્યાય સત્ય અને અસત્ય બોલવાના વિવેક વિષે છે. સત્ય એ ધર્મ છે, અને અસત્ય એ અધર્મ છે, તથાપિ સત્ય હિંસાયુક્ત હોય અને અસત્ય અહિંસાયુક્ત હોય ત્યારે સત્ય એ અધર્મ અને અસત્ય એ ધર્મ દેખાય છે. માટે સત્ય બોલવા રૂપ ધર્મ આચરીને હિંસારૂપ અધર્મ થવા દેવો કે અસત્ય બોલવા રૂપ અધર્મ આચરીને અહિંસારૂપ ધર્મ થવા દેવો? એવો સંશય થઇ આવવાથી યુધિષ્ઠિર ધર્મ સંબંધી પ્રશ્ન કરે છે એ ઉપક્રમ.

નહિ. તોપણ હે ભારત ! સત્ય અને અસત્યના સંબંધમાં જે લોકોમાં વિપરીત સમજણ ચાલે છે તે હું તને કહીશ. જે સ્થળમાં અસત્ય વચન સત્યરૂપ થતું હોય ત્યાં સત્ય વચન છતાં તે બોલવા જેવું નથી; અને જ્યાં સત્ય વચન અસત્યરૂપ થતું હોય ત્યાં અસત્ય વચન છતાં તે બોલવા જેવું છે. તાત્પર્ય એ છે કે જે સત્ય બોલવાથી હિંસા આદિક અધર્મ ઉપજતો હોય તે સત્ય ન બોલવું; તથા જે અસત્ય બોલવાથી અહિંસા આદિક ધર્મ ઉપજતો હોય તે અસત્ય બોલવું. સત્ય અને અસત્યનું તત્વ જાણ્યા વિનાનો મૂર્ખ કોઇ સ્થળમાં સત્ય બોલીને પ્રાણ ખૂએ છે; માટે બહુ ઉપકાર જેમાં થતો હોય તેવું ધર્મવાળું વચન તે સત્ય તથા એથી વિપરીત એટલે જેમાં અલ્પ ઉપકાર અને ભારે હાનિ તે અસત્ય, એવી રીતે સત્ય તથા અસત્યનો નિશ્ચય કરીને પછી મનુષ્ય ધર્મને જાણનારો થાય છે. કદાચિત્ અનાર્ય, મૂર્ખ અને અતિ દારૂણ પુરૂષ હોય તથાપિ કર્ણ પર્વમાં જેમ આંધળાના વધથી પારધી ઉત્તમ ગતિ પામ્યો એવી કથા છે, તેમ તે અતિ મોટા પુણ્યને પામે છે. વળી કર્ણ પર્વમાં જેમ કથા કહેલી છે કે સત્યવાદીએ ચોરને સત્ય વચન બોલવાના અભિમાનથી માર્ગ બતાવીને કાપડીઆઓનો નાશ કરાવ્યો, તો એ સ્થળમાં એ મૂઢ પુરૂષ ધર્મની ઇચ્છાવાળો છતાં તેનાથી સત્ય વચન બોલવાથીજ અધર્મ થયો છે. વળી હિંસાઆદિક અધર્મનું કૃત્ય કરવાથી ધર્મ પણ પ્રાપ્ત થાય છે; જેમ ગંગાના કાંઠા ઉપર સાપણે મૂકેલાં હજારો ઇંડાં એક ધુવડે ફોડી નાખ્યાં તેથી તેને મોટું પુણ્ય પ્રાપ્ત થયું; કેમકે તે ન ફોડ્યાં હોત તો તીક્ષ્ણ વિષવાળા સર્પોની વૃદ્ધિ થવાથી તત્કાળ લોકનો નાશ થાત. માટે તેવોજ આ તારો પ્રશ્ન છે કે જેમાં ધર્મનો વિવેક કરવો અત્યંત કઠણ છે. જે ધર્મ કે અધર્મનાં કૃત્યોની ગણના કરી નિયમ ઠરાવવો દુષ્કર છે તે વિષે નિશ્ચય શાવડે કરી શકાય ? પ્રાણીઓના અભ્યુદય અર્થને માટે ધર્મ એવો શબ્દ ઠરાવેલો છે. માટે જે અર્થ અભ્યુદય સહિત હોય તેને ધર્મ કહેવો એ નિશ્ચય છે, ધારણ એટલે સંરક્ષણ અર્થને માટે ધર્મ શબ્દ કહેલો છે; ધર્મ વડે પ્રજાનું રક્ષણ થાય છે. માટે જે કર્મ ધારણ એટલે રક્ષણ સહિત હોય તેને ધર્મ કહેવો એ નિશ્ચય છે. અહિંસા અર્થને

માટે ધર્મ શબ્દ ઠરાવેલો છે, માટે જે કર્મ અહિંસા યુક્ત હોય તેને ધર્મ કહેવો એ નિશ્ચય છે. એ પ્રમાણે પ્રભવ એટલે અભ્યુદય, અહિંસા એટલે અપીડન, અને ધારણ એટલે સંરક્ષણ, એ ત્રણ સત્યવડે કે અસત્યવડે તીક્ષ્ણ ઉપાયથી કે કોમળ ઉપાયથી, ગમે તેનાથી થાય, તેને ધર્મ જાણવો. શ્રુતિમાં કહેલો સર્વે વિધિ ધર્મ છે એમ કેટલાક કહે છે, તથા શ્રુતિમાં કહેલો બધોય વિધિ ધર્મ નથી એમ બીજા કેટલાક કહે છે; પણ અમે તે બન્ને વચનની ઇર્ષ્યા કરતા નથી; તોપણ શ્રુતિમાં કહેલા બધાય વિધિનું ધર્મરૂપે વિધાન કરવું એમ તો બનતુંજ નથી. કેમકે શ્યેનયાગ આદિક વિધિઓ શ્રુતિએ કહેલી છે પણ તેમાં ધર્મ નથી શ્યેનયાગનું ફળ શત્રુનાશ છે, માટે તે કેવળ અમુક વ્યકિતને પ્રીતિ કરનારૂં છે પણ વસ્તુત: તે કર્મ સર્વનું હિત કરનારૂં નથી, માટે તે ધર્મ નથી. જે પુરૂષો અન્યાયવડે કોઈનું ધન હરણ કરવાને ઇચ્છતા હોય, તે વખતે તેમને તે સ્થાન ન બતાવવું એ ધર્મ છે એમ નિશ્ચય જાણવું. જેમ ચોર લોકો ચોરી કરવાના હેતુથી કોઈ ધનવાનનું ઘર પૂછતા હોય તો તેમને તે ન બતાવવું પણ કોઇ ભિક્ષુક ભિક્ષા કરવાના હેતુથી કોઇ ધનવાનનું ઘર પૂછતો હોય તો તેને તે બતાવવું એ ધર્મ છે. જે સ્થળમાં ચોર આદિક પુરૂષોએ પૂછવા ઉપરથી તેમને સાચો કે જુઠો કાંઈ પણ ઉત્તર આપ્યા વિના છૂટકો થાય એમ હોય તો તેવી જગોએ અસત્ય બોલીને ધર્મ કરવાની જરૂર નથી; પણ ત્યાં તો કાંઇ પણ નજ બોલવું એ ઉત્તમ છે. પણ જે જગોએ અવશ્ય બોલવુંજ પડે, અથવા જ્યાં કાંઈ પણ ન બોલવાથી પૂછનાર ચોર વગેરેને શંકા ઉપજે એમ હોય (એટલે ન બોલવાથીજ તે એમ જાણી જતા હોય કે આ ધનવાનનું ઘર છે અથવા આ પુરૂષ પાસે ધન છે, માટે એને મારવો ઇ૦) ત્યાં સત્ય કરતાં અસત્ય બોલવું-સોગન ખાઇને પણ અસત્ય બોલવું એ કલ્યાણકારક છે; એમ નિર્ણય કરેલો છે. કેમકે પાપીનો સંબંધ થયો હોય તેમાંથી સોગન ખાઇને પણ છૂટા થવું એ ઘણું સારૂં છે. જો બની શકે એમ હોય તો તેવા પાપીઓને કોઇ પ્રકારે ધન પણ આપવું નહિ; કેમકે પાપીઓને ધન આપવાથી તેઓ તેના આપનારને પણ પીડા કરે છે. જ્યારે કોઇ એ જાણ એવી સરત કરે કે ધન તારૂં

અને શ્રમ મારો; તથા તેમાંથી જે લાભ મળે તે આપણુ બન્નેએ વહેંચી લેવો. એ પ્રમાણે કર્યા પછી ધનનો ચોર આદિકથી નાશ થાય ત્યારે નાણાં આપનાર પેલા બીજા ભાગીઆને દાસ કરીને તેની પાસેથી પોતાનું ધન કઢાવવા ઇચ્છતો હોય ત્યાં, સાચ જુઠનો નિકાલ કરવાને બોલાવેલા સાક્ષીઓ જે કહેવા યોગ્ય છે તે કહ્યા સિવાય માત્ર એટલુંજ કહે કે 'પેહેલા ભાગીઆએ બીજા ભાગીઆને નાણાં આપ્યાં હતાં,' તો તે સાક્ષીઓ સર્વે અસત્યવાદી થાય છે. કેમકે તેની સાથે તેમણે કરેલી સરત પણ કહેવી જોઇએ છીએ. પ્રાણનો નાશ થતો હોય ત્યારે કે વિવાહ કાર્ય કચવાતું હોય ત્યારે પણ અસત્ય બોલવું એ ધર્મ થાય છે. બીજાઓના અર્થનું રક્ષણ કરવાને માટે ધર્મના હેતુથી બીજાઓની સિદ્ધિ ઇચ્છીને વેષ બદલીને ધર્મને અર્થે ભિક્ષા માગનાર નીચ પણ થવું એ ધર્મ છે. જે માણસે જે આપવાની પ્રતિજ્ઞા કરી હોય તેણે તે આપવું ઘટે છે અર્થાત્ પોતે જે કામ કરવાની પ્રતિજ્ઞા કરી છે તે કામ તે ન કરે તો તે તેની પાસે બળાત્કારે કરાવવું. કોઇ ધર્મ સાધવાને અર્થે આરંભ કરીને પછી તે ધર્મની પ્રતિજ્ઞા તોડે તો તેવા પુરૂષનો દંડ કરવો તથા તેવે માર્ગે બીજા પણ જે ચઢયા હોય તેમનો પણ દંડ કરવો. જે પુરૂષ આસુરી ધર્મનો આશ્રય કરે છે તથા જે ઠગ પુરૂષ પોતાનો ધર્મ તજીને તેવો આસુરી ધર્મ આચરવાને ઇચ્છે છે તે પોતાના ધર્મથકી સદૈવ ભ્રષ્ટ થયેલો છે એમ જાણવું. જે પુરૂષ છળભેદવડેકરીને જીવિકા ચલાવે છે, તેને રાજાએ હણવો ઘટે છે. કેમકે તે પાપીઓ આ લોકમાં ધનનેજ કલ્યાણરૂપ માને છે પણ ધર્મને કલ્યાણરૂપ માનતા નથી, એવો સર્વનો નિશ્ચય છે. એવા પુરૂષો સહન ન કરાય એવા, સાથે ભોજન ન કરાવવા જોગ, છળભેદવડે કરીને અધોગતિ પામેલા, દેવ અને મનુષ્યમાંથી ભ્રષ્ટ થયેલા તથા પ્રેતના જેવા છે એમ જાણવું. તેઓ યજ્ઞ કરતા નથી તથા તપ કરતા નથી, તેમની સાથે તું સમાગમ કરીશ નહિ. ધનનો નાશ થવાથી મહા કષ્ટતર એવું પ્રાણ તજવારૂપ પાપ પણ તેઓ કરે છે. એવા અધર્મીઓને 'આ ધર્મ છે માટે તારે તે પસંદ કરવો જોઇએ' એમ પ્રયત્નવડે કરીને પણ ઉપદેશ કરવો નહિ; કેમકે તે પાપીઓને જગતમાં

કોઈપણ આચરણ અધર્મજ નથી પણ બધાંય કૃત્ય ધર્મ છે; કેમકે અધર્મ બુદ્ધિની તેમને સ્ફુરણાજ થતી નથી, એવા અધર્મીઓ અને હણાઇ છે બુદ્ધિઓ જેમની એવાઓને હણવાનું કોઇ પણ (નિયમ–પ્રતિજ્ઞા) ધારણ કરે અને તેને હણે તો તેને પાપ લાગતું નથી. કેમકે પોતાના કર્મથી હણાયલાનેજ તે હણે છે. જે યોનિમાં કાગડા અને ગીધ જન્મ પામેલા છે તે યોનિમાં દેહ નાશ થયા પછી છળ કપટથી જીવનારા જન્મ પામે છે. જે પુરૂષ જેની સાથે જેવી રીતે વર્તે છે, તે પુરૂષની સાથે તેણે પણ તેવીજ રીતે વર્તવું એ ધર્મ છે. કપટથી ચાલનારો હોય તેના સાથે કપટથી ચાલીને તેને બાધ કરવો અને સારી રીતે વર્તનારો હોય તેની સાથે સારા આચરણથી વર્તવું.

यस्मिन्यथावर्ततेयोमनुष्यस्तस्मिंस्तथावर्तितव्यंसधर्मः ॥
मायाचारोमाययाबाधितव्यःसाध्वाचारःसाधुनाप्रत्युपेयः ॥ २९ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि सत्यानृतकंनाम गुर्जरभाषायां शतोपरि नवमोऽध्यायः ॥ १०९ ॥

---

युधिष्ठिरउवाच ॥ क्लिश्यमानेषुभूतेषुतैस्तैर्भावैस्ततस्ततः ॥
॥ दुर्गाण्यतितरेद्येनतन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહેછે,–હે પિતામહ! તે તે ભાવોવડે કરીને તે તે સ્થળમાં પ્રાણીઓ કલેશ પામતા હોય ત્યારે તેઓ જેવડે સંકટો તરી શકે તે મને કહો. ભીષ્મ કહે છે,–જે બ્રાહ્મણો પોતાને અર્થે શાસ્ત્રમાં કહેલા આશ્રમોમાં કહ્યા પ્રમાણે ઇંદ્રિયોને નિયમમાં રાખીને વર્તે છે, તેઓ સંકટને તરે છે. જેઓ દંભવડે આચરણ કરતા નથી તથા જેમની વૃત્તિ નિયમિત છે, તેમજ જે વિષયોના ભોગના સાધનરૂપ ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે તેઓ સંકટને તરે છે. જેમની નિંદા કર્યા છતાં સામી નિંદા જેઓ કરતા નથી, તથા જેમના પ્રત્યે હિંસવૃત્તિથી વર્ત્યા છતાં સામા હિંસ્રવૃત્તિથી જેઓ વરતતા નથી, તેમજ જેઓ દાન આપે છે ખરા પણ યાચના કરતા નથી, તેઓ સંકટને તરે છે. જેઓ નિરંતર અતિથિઓને નિવાસ કરાવે છે, જેઓ નિરંતર *અસૂયા કરતા નથી, તથા જેઓ નિરંતર સ્વાધ્યાયનો પાઠ

---

* સામાનો ઉત્કર્ષ જોઇને તે સહન ન કરવાના ગુણને અસૂયા કહેછે.

કરે છે, તેઓ સંકટને તરે છે. જેઓ ધર્મમાં કુશળ હોઇને માતા તથા પિતાની વૃત્તિનું અનુવર્તન કરે છે તથા દિવસે શયન કરતા નથી, તેઓ સંકટને તરે છે. જેઓ મન, વચન, અને કર્મે કરીને પાપ કરતા નથી તથા જેઓએ પ્રાણીઓને કરવાનો દંડ દૂર ફેંકી દીધો છે—અર્થાત્ કોઇને દંડ કરતા નથી, તેઓ સંકટને તરે છે. જે રાજાઓ રજોગુણયુક્ત થઇને લોભથી દ્રવ્યનું હરણ કરતા નથી તથા જેઓ પોતાના દેશનું સર્વ તરફથી રક્ષણ કરે છે, તેઓ સંકટને તરે છે. જે પુરૂષો અગ્નિહોત્ર ધારણ કરનારાં હોઇને પોતાની સ્ત્રી પ્રત્યે પ્રત્યેક ઋતુ સમયે ન્યાય વૃત્તિથી (શાસ્ત્રમાં કહેલા ધર્મ પ્રમાણે) વર્તે છે, તેઓ સંકટને તરે છે. જે રાજાઓ સંગ્રામમાં શૂરપણું ધારણ કરીને તથા મરણનો ભય તજીને ધર્મવડે વિજય મેળવવાની ઇચ્છા કરે છે, તેઓ સંકટને તરે છે. જે પુરૂષો પોતાના પ્રાણ જવાનો સમય આવ્યો હોય તેમ છતાં પણ સત્ય વચનજ બોલે છે તથા પ્રાણીઓમાં જેઓ પ્રમાણભૂત મનાય છે, તેઓ સંકટને તરે છે. જેમનાં કર્મ કપટ વિનાનાં છે, જેમની વાણી મધુર છે તથા જેમના અર્થ ન્યાયપૂર્વક ઉપાર્જન કરેલા છે, તેઓ સંકટને તરે છે. જે બ્રાહ્મણો અનાધ્યાય તિથિએ સ્વાધ્યાયનું પઠન કરતા નથી તથા જેઓ તપમાં સ્થિતિવાળા અને ઉત્તમ તપસ્વી છે, તેઓ સંકટને તરે છે. જેઓ કૌમાર અવસ્થાથી બ્રહ્મચર્ય ધારણ કરીને તપ આચરે છે તથા વિદ્યા, વેદ અને વ્રત સમાપ્ત કરીને સ્નાતક થયેલા છે તેઓ સંકટને તરે છે. જે મહાત્મા પુરૂષોનો રજોગુણ શાંત થઇ ગયેલો છે તથા જેમનો તમોગુણ પણ શાંત થઇ ગયેલો છે, અને જેઓ સત્વગુણમાં સ્થિતિવાળા થયેલા છે તેઓ સંકટને તરે છે. જેમનાથકી કોઇ ત્રાસ પામતું નથી તથા જેઓ કોઇના પણ ત્રાસ પામતા નથી, અને જેમને સર્વે લોક આત્મસમાન છે, તેઓ સંકટને તરે છે. જે પુરૂષમાં શ્રેષ્ઠ સત્પુરૂષો બીજાની લક્ષ્મી જોઇને પરિતાપ પામતા નથી, તથા ગ્રામ્ય વિષયોથકી નિવૃત્ત થયેલા છે, તેઓ સંકટને તરે છે. જે પુરૂષો સર્વ દેવને નમસ્કાર કરે છે તથા સર્વ ધર્મનું શ્રવણ કરે છે, તેમ જેઓ શ્રદ્ધાવાળા અને શાંત છે, તેઓ સંકટને તરે છે. જેઓ માનપણાને ઇચ્છતા નથી, જેઓ બીજાને માન આપે છે તથા જેઓને જગત્ માન આપે છે, તેમને

જેઓ પ્રણામ કરે છે, તેઓ સંકટને તરે છે. જેઓ પ્રજાના અર્થવાળા થઇને તિથિએ તિથિએ અત્યંત શુદ્ધ મનથી શ્રાદ્ધ કરે છે, તેઓ સંકટને તરેછે. જેઓ પોતાના ક્રોધને દબાવી દે છે, બીજા ક્રોધ પામ્યા હોય તેમના ક્રોધને શાંત કરે છે, તથા પોતે બીજાં પ્રાણીઓ ઉપર ક્રોધ કરતા નથી, તેઓ સંકટને તરે છે. જે પુરૂષો મધુ અને માંસનો નિરંતર ત્યાગ કરે છે તથા જન્મથી આરંભીને જેમણે મદ્યનો ત્યાગ કરેલો છે, તેઓ સંકટને તરે છે. જે પુરૂષોનું ભોજન દેહનિર્વાહને અર્થે, મૈથુન સંતાનને અર્થે અને વાણી સત્ય વચનને અર્થે છે, તેઓ સંકટને તરે છે. સર્વે પ્રાણીઓના ઈશ્વર તથા જગત્‌ની ઉત્પત્તિ અને નાશ કરનારા નારાયણ દેવના ભક્ત, એવા જે પુરૂષો છે, તેઓ સંકટને તરે છે. કમળના સમાન રક્ત નેત્રવાળા, પીળું પિતાંબર જેમણે પેહેરેલું છે, મોટા જેના ભુજ છે, તારા સુહૃત્, ભ્રાતા, મિત્ર અને સંબંધી એવા, જે આ ભગવાન તે પ્રભુ અચિંત્ય છે; એ જો ઇચ્છે તો આ સઘળા લોકને ચર્મની પેઠે વીંટી લેવાને સમર્થ છે; ગોવિંદ અને પુરૂષોત્તમ એવાં તેનાં નામ છે; તે અર્જુનના પ્રિય અર્થે અને હિતને અર્થે સ્થિતિવાળા થયેલા છે; હે રાજન્! એ વૈકુંઠના પતિ અને પુરૂષમાં શ્રેષ્ઠ પુરૂષોત્તમ છે તથા તારાથી તેની ધર્ષણા કરવી શકય નથી, જે પુરૂષો એ નારાયણનો—હરિનો આશ્રય કરીને તેની ભક્તિ કરે છે, તેઓ સર્વે સંકટ તરી જાય છે એમાં કાંઇ સંદેહ નથી. જે પુરૂષો આ દુર્ગાતિતરણ અધ્યાયનો પાઠ કરે છે, તેનું બીજાને શ્રવણ કરાવે છે, તથા બ્રાહ્મણ થકી તેની કથા કરાવે છે, તેઓ સંકટને તરે છે. હે પાપરહિતયુધિષ્ઠિર! એ પ્રમાણે કર્તવ્યનો કાંઈક દેશ મેં તને કહી દેખાડચો છે કે જે વડે કરીને મનુષ્યો આ લોકમાં અને પરલોકમાં સંકટને તરે છે.

इतिकृत्यसमुद्देशःकीर्तितस्तेमयानघ ॥

तरंतेयेनदुर्गाणिपरत्रेहचमानवाः ॥ १ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वाणि दुर्गाति तरणंनाम गुर्जरभाषायां शतोपरि दशमोऽध्यायः ॥११०॥

युधिष्ठिरउवाच ॥ असौम्याःसौम्यरूपेणसौम्याश्चासौम्यदर्शनाः ॥
॥ इदृशान्पुरुषांस्तातकथंविद्यामहेवयम् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,-હે તાત! કેટલાક અસૌમ્ય પુરૂષો દેખાવમાં સૌમ્ય હોય છે તથા કેટલાક સૌમ્ય પુરૂષો દેખાવમાં અસૌમ્ય હોય છે; એવા પુરૂષોને અમારે શી રીતે ઓળખવા તે કહો. ભીષ્મ કહે છે,-હે યુધિષ્ઠિર! આ સ્થળમાં પણ વાઘ અને શિયાળના સંવાદનો એક પુરાતન ઇતિહાસ કહેવામાં આવે છે, તે તું સાંભળ. પૂર્વે પૂરિકા કરીને લક્ષ્મીવાન્ એક નગરી હતી તેમાં પૌરિક (પુરિકા નગરીનો અધિપતિ) કરીને એક રાજા થયો હતો. તે બીજાની હિંસા કરવામાં પ્રીતિવાળો ક્રૂર અને અધમ પુરૂષ હતો. જ્યારે તેના આયુષ્યનો ક્ષય થયો-મૃત્યુ પામ્યો ત્યારે તે, જે ગતિની કોઇ ઇચ્છા કરે નહિ એવી અધમ ગતિને પામ્યો; એટલે પોતાના પૂર્વ કર્મથી દૂષિત થયેલો તે શિયાળના જન્મને પામ્યો. તે વખતે તે શિયાળ પોતાના પૂર્વ જન્મનો વૈભવ સંભારીને પરમ વૈરાગ પામ્યો તથા બીજાં જાનવરોએ આણી આપેલું માંસ પણ તે ખાતો નહોતો. તે શિયાળ સર્વ પ્રાણીઓમાં અહિંસ્ર વૃત્તિથી વર્તનારો, સત્યવાળો અને દૃઢ વ્રતવાળો થયો; તથા પડેલાં ફળ ઉપર સમય પ્રમાણે તે નિર્વાહ કરવા લાગ્યો. તેની જન્મભૂમિના સંબંધને લીધે તે શિયાળને બીજે ઠેકાણે નિવાસ કરવો પસંદ પડ્યો નહિ. પણ સ્મશાનમાં નિવાસ કરવો તેને ઠીક લાગ્યો. પછી તેની જાતિના બીજા શિયાળોને તેની પવિત્ર રહેવાની રીતિ ઠીક લાગી નહિ, તેથી નમ્રતા ભરેલા ઉત્તરવાળાં વચન બોલીને તેની બુદ્ધિને તેઓ ભમાવવા લાગ્યા. તેઓ બોલ્યા કે,-તું આ રૂદ્રરૂપ સ્મશાનમાં નિવાસ કરીને તું પવિત્ર રહેવા ઇચ્છે છે, અને વળી જાતિએ કરીને તું જ્યારે માંસ ભક્ષક છે, ત્યારે તારી એ બુદ્ધિ વિપરીત છે. માટે તું અમારા સમાન થા, અને અમે તને ભોજન આપીશું; તારૂં જે ભોજન વિશેષે કરીને ઈશ્વરે નિર્માણ કરેલું છે તે, તું તારૂં શુચિપણું છોડીને ખા. એ પ્રમાણે બીજા શિયાળોનું વચન સાંભળીને તેણે સાવધાન થઇને મધુર, વિસ્તારવાળાં, હેતુવાળાં, અને કોમળ વચન બોલીને તેમને પ્રત્યુતર આપ્યો કે, મારે

મતે જન્મનું કુળ પ્રમાણુ નથી; કેમકે શીલવડે કુળ બંધાય છે. માટે જે કર્મવડે કરીને યશ વિસ્તાર પામે છે તે કર્મની હું પ્રાર્થના કરૂં છું. મારો વાસ સ્મશાનમાં છે એ વાત ખરી પણ તે વિષે મારો વિચાર શો છે તે સાંભળો. જે પુરૂષ ગમે તે આશ્રમમાં રહીને ગમે તે કર્મ કરે છે તેને તે કર્મ પોતેજ ફળે છે, પણ આશ્રમ કાંઇ ધર્મનો હેતુ નથી. આશ્રમમાં રહિને કોઇ બ્રહ્મહત્યા કરે અથવા આશ્રમ રહિત હોઇને જે ગોપ્રદાન કરે તો શું બ્રહ્મહત્યાનું પાપ નહિ થાય? અથવા શું તે દાન આપેલું વૃથા થશે? તમે કેવળ સ્વાર્થના લોભે કરીને ભક્ષણ કરવામાં આસક્ત છો પણ તેના પરિણામમાં ત્રણ દોષ રહેલા છે તેને તમે મોહિત થઇને દેખતા નથી. અસંતોષવડે કરેલી, નિંદવા યોગ્ય, ધર્મહાનિવડે દૂષિત તથા આ લોકમાં અને પરલોકમાં અનિષ્ટ એવી શિયાળની વૃત્તિ છે, માટે તેને હું પસંદ કરતો નથી. પછી એ શિયાળને પવિત્ર અને પંડિત માનીને કોઈ વિખ્યાત પરાક્રમવાળા વ્યાઘ્રે પોતાના સમાન તેનું પૂજન કરીને તેને પ્રધાન પદવી આપવાને પોતાની ઇચ્છા જણાવી. વ્યાઘ્ર બોલ્યો કે,—હે સૌમ્ય! તારૂં લક્ષણ અમોએ જાણેલું છે, માટે મારી સાથે રાજકાર્ય કરવાને ચાલ; તથા તારી ઇચ્છામાં આવે એવા, તથા નહિ ઇચ્છેલા—અર્થાત્ વગર માગ્યે આવી પ્રાપ્ત થયેલા એવા અનેક ભોગ તું પસંદ કર. અમે તીક્ષ્ણ કહેવાઇએ છીએ; તે અમે તમને સૂચના કરીએ છીએ કે તમે અમારા અમાત્ય થશો અને કોમળ વચનો બોલીને અમને હિતની સૂચના કરશો તો તેથી તમને કલ્યાણ પ્રાપ્ત થશે. પછી મૃગના પતિ શાર્દૂલનાં તે વચનનો સત્કાર કરીને શિયાળે કાંઇક નમીને વિનયપૂર્વક આ વચન કહ્યું. શિયાળ કહે છે,—હે મૃગરાજ! તમે ધર્મ અને અર્થમાં કુશળ તથા પવિત્ર એવા સહાયકારક અમાત્યોને શોધો છો, તો તેમાં મારા નિમિત્તે જે વચન તમે કહ્યું છે તે યોગ્યજ છે. હે વીર! અમાત્ય વિનાના પુરૂષે કોઇ પણ મહત્ત્વની વસ્તુનું શાસન કરવું શકય નથી; તેમજ દુષ્ટ અને શૂર પુરૂષોના દેહના શત્રુ (એટલે ઘણાક શૂરાનો નાશ કરીને અલ્પ કાર્ય સિદ્ધ કરે એવા) અમાત્યવડે રાજ્ય જેવા મહત્વના વિષયનું શાસન કરવું શકય નથી. હે મહાભાગ! જે સહાય પ્રીતિવાળા, રાજનીતિ જાણનારા, રાજા સાથે એક

સંપથી ચાલનારા, પરસ્પર વિરોધ વિનાના, જય મેળવવાની ઇચ્છાવાળા, લોભ વિનાના, છળ કપટ વિનાના તથા કાર્ય પ્રસંગે છળની યોજના કરી જાણે એવા, બુદ્ધિમાન, હિતમાં યુક્ત તથા સ્વતંત્ર મનના, હોય તેમનું પૂજન તમારે પિતાની પેઠે તથા ગુરૂની પેઠે કરવું. હે મૃગાધિપ ! હું સદા સંતોષી છું માટે મને તો એવું પૂજન કે સત્કાર પસંદ નથી; હું સુખ, ભોગ, તથા રાજ્ય સંબંધી ઐશ્વર્યની કામના કરતો નથી. તમારા પુરાતન (પેહેલાંના) સેવકો સાથે મારૂં શીલ આચરણ તમે મળતું આણી શકવાના નથી. પણ ઉલટું તેઓ તમને ભેદ પમાડશે અને મારા સંબંધમાં નઠારા આચરણવાળા થશે. બીજા મોટા તેજસ્વી રાજકારભારીઓનો પણ આશ્રય કરવો મારે મન વખાણવા લાયક નથી. હું તો સર્વ પ્રકારે સંપૂર્ણ અત્યંત મોટા ભાગ્યવાળો, પાપીઓના ઉપર પણ દયા વૃત્તિવાળો, લાંબી દૃષ્ટિવાળો, મોટા ઉત્સાહવાળો, બહુ દાન આપનારો, કૃતાર્થ થયેલો, જે કાર્ય કરૂં તે સફળ કરનારો, તથા ભાગ્યવડે અલંકૃત છું; હું થોડાવડેજ સંતુષ્ટ થાઉં એવો નથી, તથા મહા કષ્ટતર વૃત્તિ મેં આચરેલી છે. સેવા કરવામાં હું અભિજ્ઞ (પ્રવીણ) નથી, પણ મરજીમાં આવે તેમ વર્તનારો વનેચર છું. જેઓ રાજાના આશ્રમમાં વસે છે તે સર્વેનામાં રાજનિંદારૂપ દોષ ભરેલા હોય છે; અને વનવાસીઓને વ્રતચર્યા તો સંગ રહિત તથા નિર્ભય હોય છે. રાજાનું તેડું આવવાથી રાજાના સેવકોના હૃદયમાં જે ભય ઉત્પન્ન થાય છે તે મૂળ અને ફળ ઉપર નિર્વાહ ચલાવનારા સંતુષ્ટ વનવાસીઓના હૃદયમાં હોતું નથી. વગર પ્રયાસે અને વગર ભયે પાણી માત્ર પીવાનું મળે અને ભય સહિત સ્વાદિષ્ઠ અન્ન મળે, તો વિચાર કરતાં મને એમ દેખાય છે કે જે નિવૃત્તિ છે તેમાંજ સુખ છે. રાજ્ય પ્રકરણમાં મિથ્યા દોષારોપ કરવાથી દૂષિત થયેલા જેટલા સેવકો નાશ પામે છે તેટલા સેવકો રાજાઓએ અ-પરાધ માટે સજા કરવાથી નાશ પામતા નથી. તોપણ હે મૃગેંદ્ર ! મારી જો રાજ્યમાં જરૂર છે એમ તમે માનતા હો તો મારી સાથે તમારે કેમ વર્તવું તે સંબંધી કાંઇ સરત કરવી જોઇએ એવી મારી ઇચ્છા છે. જે પુરૂષોને હું મારા તરફથી રાજ્યમાં રાખું તેમને તમારે કબૂલ કરવા જોઇએ તથા હિતકારક વચન હું તમને કહું તે તમારે સાંભળવું જોઇએ; તેમજ જે વૃત્તિ મારી

તમે નિર્માણ કરી હોય તે વૃત્તિ હમેશાં તમારે કાયમ રાખવી જોઈએ. તમારા બીજા સચિવો સાથે હું કોઈ સ્થળમાં મંત્ર કરીશ નહિ, કેમકે રાજનીતિમાં કુશળ એવા બીજા મંત્રીઓ પોતાનો ઉદય ઇચ્છીને મારે-વિષે મિથ્યા વાર્તાઓ બોલશે. હું એકલોજ એકની સાથે વિચાર કરીને જે તમારૂં હિત હશે તે તમને ગુપ્ત રીતે કહીશ. તમારે જ્ઞાતિજનના કાર્યમાં હિતાહિત સંબંધી કાંઈ પૂછવું નહિ. મારી સાથે મંત્ર કર્યા પછી તમારે તત્કાળ સચિવોનો વધ કરવો નહિ. મારા મંત્રીઓ ઉપર કોપ પામીને તમારે તેમને શિક્ષા કરવી નહિ. એ સરતો સાંભળીને તે વ્યાઘ્રે તે કબૂલ કરી તથા તેણે સત્કાર કરેલો તે શિયાળ તે વ્યાઘ્ર રાજાથકી બુદ્ધિ સાચિવ્યા (બુદ્ધિમાં સહાય કરનાર મંત્રીના પદને) પામ્યો. તેને એ પ્રમાણે સત્કાર પામેલો જોઇને તથા પોતાના કર્મમાં પૂજન પામતો જોઇને પ્રથમના રાજસેવકો એકઠા મળીને વારંવાર તેનો દ્વેષ કરવા લાગ્યા. તેઓ મિત્રબુદ્ધિ દેખાડીને તે શિયાળને શાંત કરવા લાગ્યા તથા તેને પ્રસન્ન કરવા લાગ્યા; તથા એ પ્રમાણે કરીને અશુભ બુદ્ધિવાળા તેઓ તેને પોતાના જેવો દોષયુક્ત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કેમકે તેઓ પેહેલાં તો રાજ્યમાં રહિને બીજાનું દ્રવ્ય હરણ કરતા હતા, પણ હવે તો આ શિયાળના બંધનમાં પડીને કાંઇ પણ હરણ કરી શકતા નહોતા. તેઓ તે શિયાળની પાસે આવીને નાના પ્રકારના ઉદ્યોગની આકાંક્ષાથી તેની વાતો કહીને તેને લોભ પમાડવા લાગ્યા; તેમ મોટી મોટી ધનની રકમો તેને પ્રાપ્ત કરી આપવાની તેને કહીને તેની બુદ્ધિને લોભ પમાડવા લાગ્યા, પણ તે મહા બુદ્ધિવાળો શિયાળ ધૈર્યથી ચલાયમાન થયો નહિ. ત્યારે તેનો નાશ કરવાને સર્વે જણાએ મળીને સંકેત કર્યો. તેમણે એવી જુક્તિ કરી કે તે મૃગેંદ્રને જે માંસ બહુ પ્રિય હતું તે મૃગપતિ (રાજા) ને માટે તૈયાર કરેલું માંસ રાજાના ઘરમાંથી લેઇ જઇને તેમણે તે શિયાળના ઘરમાં મૂક્યું. તે શિયાળ તે સર્વ વાત જાણતો હતો; જે કારણમાટે તેમણે રાજાના ઘરમાંથી તે માંસ હરણ કરીને પોતાના ઘરમાં મૂક્યું હતું તથા જેમણે એમ કરવાની સલાહ કરી હતી તે સર્વ તેના જાણમાં હતું, પણ કોઇક કારણને લીધે તે વાત તેણે ધ્યાન ઉપર લીધી નહિ. તેણે પ્રધાનપદ સ્વીકારતી વખતે રાજાની સાથે જે

શરત કરી હતી કે ‘હે રાજન્! તમારે મારી સાથે મૈત્રી રાખવાની ઈચ્છા હોય તો તમારે મારા પક્ષનાનો નાશ કરવો નહિ’ એ વાત પણ એને ધ્યાનમાં હતી. ભીષ્મ કહે છે,–હવે મૃગપતિ જ્યારે ભૂખ્યો થયો અને ભોજન કરવાને ઉઠ્યો ત્યારે ભોજન કરવાને જે માંસ લાવીને તેના આગળ મૂકવાને તૈયાર કરેલું હતું તે માલૂમ પડ્યું નહિ. તેજ વખતે તે મૃગપતિએ આજ્ઞા કરી કે ‘એ માંસનો ચોર કોણ છે તે શોધી કાઢો’ તે વખતે પેલા કપટ કરનારાઓએ જઇને રાજાને જાહેર કર્યું કે ‘તમારો નવો પ્રધાન, જે પોતે વિદ્વાનનું ડોળ ઘાલે છે તથા પોતાને બુદ્ધિમાન માને છે તેણે તે ચોરી લીધું છે’. એ સાંભળીને તથા તે શિયાળની એવી ખટપટ તથા ચાપલ્ય જોઇને વાઘને બહુ ક્રોધ ઉપજ્યો તથા ગુસ્સે થઇને તે રાજાએ તેનો વધ કરવાની ઈચ્છા કરી. આ પ્રમાણે શિયાળનું છિદ્ર જોઇને પેહેલાંના બધા મંત્રિઓ બોલ્યા કે “મહારાજ! એ અમારા સર્વની વૃત્તિનો નાશ કરવાને પ્રવૃત્ત થયેલો છે.” વળી તેમણે નિશ્ચયપૂર્વક તેનાં બીજાં કર્મનું પણ વર્ણન કર્યું કે “જે મંત્રી આવું કર્મ કરે તે મંત્રીએ બીજાં શાં શાં કર્મ કર્યાં નહિ હોય! મહારાજે જેવો તેને પેહેલાં સાંભળ્યો હતો તેવો તે હવે નથી; વાણી માત્રથીજ તે ધર્મિષ્ઠ છે, પણ સ્વભાવે કરીને તો તે અતિ દારૂણ છે. એ પાપી ધર્મનું બહાનું કરીને બહુ ખોટાં કર્મ કરે છે, અને ઉપર ઉપરથી મિથ્યા ડોળ બતાવે છે. પોતાના કાર્યને અર્થે, અને ભોજનને અર્થે તે નાના પ્રકારનાં વ્રત કરવામાં શ્રમ કરે છે. જો મહારાજને આ અમારા કહેવા ઉપર વિશ્વાસ ન આવતો હોય તો તે અમે આપને બતાવીએ!” એ પ્રમાણે તે શિયાળનું માંસ ખાવા ઉપર નજર કરીને તેમણે એ પ્રકારે કહ્યું. પોતાના ઘરમાંથી માંસ ચોરી ગયો એ વાત સાંભળીને તથા પોતાના મંત્રીઓનાં એવાં વચન સાંભળીને તે વ્યાઘ્રે આજ્ઞા કરી કે ‘એ શિયાળનો વધ કરો.’ વાઘનું એ વચન સાંભળીને તે વાઘની માતા જે તે હકીકત સાંભળતી હતી તે વાઘની પાસે આવી અને હિતકર વચન બોલીને તેને બોધ કરવા લાગી, કે, હે પુત્ર! તારે એ વચન માનવું નહિ, કેમકે એ વચન કપટના આરંભવડે યુક્ત છે; કામ કરવામાં ઉપજેલી સ્પર્ધારૂપ દોષવડે અશુચિ જંતુઓ શુચિ (પવિત્ર) જંતુઓને દોષો પમાડે છે. કોઈ પ્રાણી ઉત્તમ

કર્મ કરે તો તેથી તેને મળેલી મહત્તાનું બીજા સહન કરી શકતા નથી. પવિત્ર તથા નિયમિત વર્તનારાને માથે પણ તેઓ દોષારોપ કરે છે. વનમાં રહેનારા અને પોતાનું કર્મ કરનારા મુનિને પણ શત્રુ, મિત્ર અને ઉદાસીન, એવા ત્રણ પક્ષ ઉપજે છે. લોભીઓ પવિત્ર પુરૂષોનો દ્વેષ કરે છે; કાયર પુરૂષો શૂરાઓનો દ્વેષ કરે છે; મૂર્ખ પુરૂષો પંડિતોનો દ્વેષ કરે છે; દરિદ્ર પુરૂષો મોટા ધનવાળાઓનો દ્વેષ કરે છે; અધર્મી પુરૂષો ધર્મી પુરૂષોનો દ્વેષ કરે છે; અને તેમજ કદરૂપા પુરૂષો સુંદર રૂપવાળાઓનો દ્વેષ કરે છે. ઘણાક અપંડિત, મૂર્ખ, લોભી અને કપટથી જીવનારા પુરૂષો બૃહસ્પતિ સમાન બુદ્ધિવાળા પુરૂષને માથે પણ દોષારોપ કરે છે. વારૂ કદાપિ તારા શૂન્ય ઘરમાંથી એ શિયાળે માંસ ચોરી લીધું હોય, તોપણ તારે સારી રીતે વિચાર કરવો જોઇએ કે તેને તે આપવામાં આવે છે ત્યારે તે લેવાની કેમ ઇચ્છા કરતો નથી? ઘણાક અસભ્ય પુરૂષો સભ્યના સરખા દેખાય છે અને સભ્ય પુરૂષો અસભ્ય જેવા દેખાય છે, એ પ્રમાણે નાના પ્રકારના પદાર્થો વિપરીત રૂપે જોવામાં આવે છે, માટે તેમની પરીક્ષા કરવી યોગ્ય છે. ઊંધી મૂકેલી તળવાની કઢાઇ જેવું આકાશ દેખાય છે; આગિયો કીડો અગ્નિ સરખો દેખાય છે; પણ આકાશ કાંઇ કઢાઇના પૃષ્ટ જેવું નથી કે આગિયા કીડામાં અગ્નિ નથી. એટલા માટે જે અર્થ પ્રત્યક્ષ જોવામાં આવે, તથાપિ તે તેમ છે કે નહિ, તેની પરીક્ષા કરવી યોગ્ય છે; કેમકે પરીક્ષા કર્યા પછી જે અર્થ સિદ્ધ કરવાને બીજાને આજ્ઞા કરવામાં આવે તેમાં પાછળથી પસ્તાવું પડતું નથી. હે પુત્ર! સમર્થ રાજા હોઇને તે બીજાનો ઘાત કરાવે એમાં કાંઇ દુષ્કર કામ નથી; પણ સમર્થ પુરૂષે ક્ષમા રાખવી એ વખાણવા યોગ્ય અને કીર્તિ વધારનારી વાત છે. હે પુત્ર! આ શિયાળ મોટી કીર્તિવાળો છે અને તેને તેં બધા સામંતોનો અધિષ્ઠાતા બનાવ્યો છે; તો એવું પાત્ર હાથમાંથી ગયા પછી ફરીને મહા દુઃખે કરીનેજ પ્રાપ્ત થાય છે, માટે એ તારો મિત્ર છે એમ જાણીને એને તું રાખ. બીજાઓએ જેને દૂષિત કર્યો છે, પણ જો બીજાઓએ તેને દૂષિત ન કર્યો હોત તો તે પવિત્રજ હતો, એવા પુરૂષનું રાજાઓ ગ્રહણ કરે છે; કેમકે જે અમાત્ય પોતાના દોષવડેજ દૂષિત છે તે થોડા કાળમાં તેની મેળેજ નાશ

પામે છે. એ શિયાળના શત્રુઓમાંથીજ એક શિયાળના પક્ષના કોઇ ધર્માત્માએ આવીને મને કહ્યું કે આ સર્વ તરકટ રચેલું છે. આ વચન સાંભળીને રાજાને સર્વ વાતની યથાર્થ ખબર પડી. ત્યારે તેણે તે શિઆળનો સત્કાર કરીને તેને બંધનમાંથી મુક્ત કર્યો, તથા ઘણો સ્નેહ લાવીને તે મૃગપતિ તેને ફરી ફરીને ભેટયો. પછી નીતિશાસ્ત્રને જાણનારા શિઆળે મૃગપતિની આજ્ઞા લેઇને ત્યાંથી નીકળીને પોતાના ઉપર બનેલા તરકટના રોષથી સંતપ્ત થઇને ઉપવાસ કરીને મૃત્યુ પામવાનો નિશ્ચય કર્યો. પણ સ્નેહવડે પ્રફુલ્લ થયાં છે નેત્ર જેનાં એવા તે શાર્દૂલે તે ધર્મિષ્ઠ શિઆળનો પૂજનાદિકે કરીને સત્કાર કર્યો તથા તેને તે કૃત્ય કરતાં અટકાવ્યો. વ્યાઘ્રને જોઇને તે શિયાળ પ્રણામ કરીને સ્નેહથી ત્વરાયુક્ત થઇને છાતીમાં ડુમો ભરાઇ આવવાથી ગદ્દગદ્દ વાણીથી બોલ્યો કે, હે રાજન્! તેં પ્રથમ મારૂં પૂજન કર્યું તથા પાછળથી મારૂં અપમાન કર્યું અને શત્રુઓના સ્થાનમાં લેઇ જઇને તેં મને મૂકયો; હવે તારી પાસે વસવાને હું યોગ્ય નથી. સંતોષ નહિ પામેલા, સ્થાનભ્રષ્ટ થયેલા, જેમનું માન ખંડન કર્યું હોય એવા રાજાએ પોતે જેમને દૂર કર્યા હોય એવા સેવકો, શત્રુઓએ જેમના વિષે કપટ કર્યું હોય એવા, સંતાપ પમાડેલા, લોભી, ક્રોધી, બીકણ, ઠગાયલા, જેમનું ધન હરણ થયું હોય (મીલકત સરકારમાં જપ્ત કરી હોય) એવા, માની, ત્યાગ કરેલા (કાઢી મૂકેલા), જેમને એક વાર શિક્ષા કરેલી હોય એવા, મોટી આશા રાખનારા, સંતાપ પમાડેલા, રાજ્યમાં આફત પડવાની રાહ જોનારા, ગુપ્તપણે ફરનારા, બીજાએ છળ કરેલા, એ સર્વે પ્રીતિશૂન્ય અને નિર્ધન જાણવા તથા તેમને શત્રુઓના સાધનભૂત સમજવા. અપમાનથકી યુક્ત થયેલા તથા પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયેલા મારા સરખાનો તું વિશ્વાસ કેમ કરે છે? તથા મારાથી રહેવાય પણ શી રીતે? તું સમર્થ માટે મારૂં ગ્રહણ કરીને તેં મને સ્થાપન કર્યો અને મારી પરીક્ષા કરી; પણ તેં કરેલી પ્રતિજ્ઞા તોડીને મારૂં અપમાન કર્યું. સભામાં એક વખત જેને સારા આચરણવાળો પ્રસિદ્ધ કર્યો હોય તેને, પ્રતિજ્ઞાનું રક્ષણ કરવા ઇચ્છનારે, તેથી હલકા ગુણનો છે એમ કહેવું ઘટતું નથી. એ પ્રમાણે મારૂં અપમાન કર્યા પછી

મારો વિશ્વાસ કરવો ઘટિત નથી; તેમ તારા ઉપર વિશ્વાસ નહિ રહેવાથી મને પણ ઉદ્વેગ થશે. તું શંકિત, હું ભયયુક્ત અને બીજાઓ છિદ્ર જોવામાં તત્પર, સ્નેહરહિત અને દુઃખે કરીને સંતોષ પામનારા છે. તથા એ રાજ્યરૂપ કર્મ બહુ છળવાળું છે. જે એક વખત ભેદ પામ્યું હોય તેનું સંધાન દુઃખે કરીને થાય છે, તેમ જે એક વખત સંધાન પામ્યું હોય તેનો ભેદ થતાં પણ અત્યંત દુઃખ થાય છે; જે પ્રીતિ ભેદ પામીને પછી સંધાન પામી હોય તે પ્રીતિ સ્નેહયુકત થતી નથી. સ્વામિનાજ કેવળ હિતમાં હોય એવો તો જગત્માં કોઇજ જણાતો નથી; પણ સ્વામિનું અને પોતાનું બન્નેનું હિત જેમાં હોય એવા કાર્યમાં સામેલ રહેનારા ઘણા છે. અને તેથી પોતાના કાર્યની અપેક્ષાને લીધે સ્વામિનું સેવન લોકો કરે છે એમ કહેવાય. સ્વભાવે કરીને સ્વામિ ઉપર સ્નેહવાળા એવા તો અત્યંત દુર્લભ છે. સારા પુરૂષનું જ્ઞાન થવું બહુ દુષ્કર કામ છે; કેમકે રાજાઓનું ચિત્ત અસ્થિર હોય છે; રાજા સમર્થ હોઇને નિઃશંક રહેનારો હોય એવો તો સોમાં એકાદ નીકળે. કારણ વિના અકસ્માત કોઇપણ મનુષ્યના ઉપર તુષ્ટમાન થવું અથવા કોઇ કૃત્યનો આરંભ કરવો; તેમજ કોઇના ઉપર કોપવું કે કોઇ કૃત્યને ખેંચી લેવું–બંધ રાખવું એ પણ કારણ વિના અકસ્માત કર્યું હોય તો તેથી તે કરનારની બુદ્ધિની હલકાઇ માલમ પડે છે. એ પ્રમાણે ધર્મ, કામ, અને અર્થના હેતુવાળાં સામ વચન બોલીને રાજાને પ્રસન્ન કરીને તે શિઆળ વનમાં ગયો. તે મૃગપતિએ કરેલા અનુનયનું ગ્રહણ ન કરીને તે બુદ્ધિમાન શિઆળ અન્ન જળ છોડી દઇને મરવાનો નિશ્ચય કરીને બેઠો અને પછી દેહનો ત્યાગ કરીને સ્વર્ગમાં ગયો.

अगृह्यानुनयंतस्यमृगेंद्रस्यचबुद्धिमान् ॥

गोमायुःप्रायमास्थायत्यक्त्वादेहंदिवंययौ ॥ ८८ ॥

इतिश्री महाभारते शां० राज० व्याघ्रगोमायुसंवादे गु० भा०

शतोपरि एकादशोऽध्यायः ॥ १११ ॥

**युधिष्ठिरउवाच** ॥ किंपार्थिवेनकर्त्तव्यांकिंचकृत्वासुखीभवेत् ॥

॥ एतदाचक्ष्वतत्वेनसर्वंधर्मभृतांवर ॥ १ ॥

¶ યુધિષ્ઠિર કહે છે,–સર્વે ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ હે પિતામહ! રાજાનું શું કર્ત્તવ્ય છે તથા શું કરવાવડે તે સુખી થાય તે તમે મને યથાર્થ કહો. ભીષ્મ કહે છે,–હું તને તે કહું છું; રાજાએ જે કરવું જોઇએ તથા જે કરવાવડે તે સુખી થાય તેનો એક નિશ્ચય હું તને કહું તે તું સાંભળ. હે યુધિષ્ઠિર! જેમ અમે એક ઊંટનું મોટું આચરણ સાંભળ્યું છે તેમ રાજાએ વર્તવું નહિ તે હું તને કહું તે સાંભળ. પૂર્વે પ્રાજાપત્યયુગમાં એક મોટો ઊંટ હતો તે જાતિસ્મર એટલે પૂર્વજન્મની વાત જાણે એવો હતો. તેણે વખાણવા યોગ્ય આચરણવાળો થઇને અરણ્યમાં અતિ મોટું તપ કર્યું; તેના તપની અંતે તેના ઉપર બ્રહ્મદેવ પ્રસન્ન થયા અને તે પિતામહ બ્રહ્મદેવે તેને વરદાન આપવાની પોતાની ઈચ્છા જણાવી ત્યારે ઊંટ બોલ્યો કે–હે ભગવન્! તમારી કૃપાથી મારી ડોક લાંબી થાઓ; એટલી બધી લાંબી કે જેથી પૂરેપૂરા સો યોજન સુધી હું ચારો ચરવાને જઇ શકું. એ પ્રમાણે મહાત્મા વરદાન આપનારા બ્રહ્મા પાસેથી વરદાન પામીને તે ઊંટ પોતાના વનમાં ગયો. પછી વરદાન પામીને તે દુર્બુદ્ધિવાળા ઊંટે આળસ રાખવા માંડ્યું, અને કાળથી મોહ પામેલો તથા દુષ્ટ બુદ્ધિના તે ઊંટે ચરવા જવાની ઇચ્છા કરી નહિ. એક વખત તે ઊંટ પડ્યો પડ્યો પોતાની સો યોજન લાંબી ડોક પસારીને મનમાં નિરાંત રાખીને ચરતો હતો તેવામાં મોટો વાયુ આવ્યો. તે સમયે તે પશુએ પોતાનું માથું અને ડોક એક ગુફામાં ઘાલી અને બેશી રહ્યો; પછી એટલો બધો વરસાદ થયો કે તેણે આખા જગતને બોળી કાઢ્યું. તે સમયે કોઈ શિયાળ પણ ભૂખ અને થાકથી આકુળ થઇને તથા વૃષ્ટિથી પીડિત થઇને પોતાની સ્ત્રી સહિત તેજ ગુફામાં પેઠો. તે માંસ ઉપર જીવન કરનારા શિયાળે ગુફામાં પડેલી ઊંટની ડોક જોઇ અને તે ભૂખ તથા થાકથી અત્યંત આકુળ હતો માટે, હે ભરતશ્રેષ્ઠ! તેણે તે ઊંટની ડોક ખાવાનો આરંભ કર્યો. જ્યારે ઊંટે જાણ્યું કે મારી ડોકને કોઇક ગુફામાંથી કરડી ખાવા લાગ્યું છે ત્યારે અત્યંત દુઃખિત થઇને તેને સંકોચવાને (પાછી ખેંચી લેવાને) તે પશુ યત્ન

---

¶ નીચ પુરૂષ મહત્પદ પામીને પણ મૂર્ખતાથી અને આળસથી નાશ પામે છે એ સંબંધી કથા આ અધ્યાયમાં છે.

કરવા લાગ્યો. પણ જેટલો વખત તેને તે ગુફામાંથી ઊંચે નીચે ડોક કરીને બાહાર કાઢતાં લાગે તેટલા વખતમાં તો તે શિયાળ અને શિયાળણીએ મળીને તેની ડોક કરડી ખાધી. એ પ્રમાણે તે શિયાળ તે ઊંટને હણીને અને તેનું ભક્ષણ કરીને જ્યારે વાયુ તથા વરસાદ બંધ પડ્યો ત્યારે તે ગુફાના મુખમાંથી બાહાર નીકળ્યો. એ પ્રમાણે તે દુષ્ટ બુદ્ધિવાળો ઊંટ આળસ રાખવાથી મોટો દોષ પામ્યો અને મરી ગયો. તારે પણ એ પ્રકારનું આળસ તજીને અને ઉદ્યોગવડે ઈંદ્રિયો કબજામાં રાખીને વર્તણૂક કરવી; કેમકે વિજયનું મૂળ બુદ્ધિ છે એમ મનુએ કહેલું છે. હે ભારત! સઘળાં શ્રેષ્ઠકર્મ બુદ્ધિને આધારે રહેલાં છે, તથા શૌર્ય બન્ને બાહુઓના મધ્યમાં રહેલું છે; વળી ગતિ સઘળી જંઘાઓના બળ ઉપર આધાર રાખે છે, તથા ભાર બધો પીઠ ઉપર વહન કરવાનો હોય છે, તાત્પર્ય એ છે કે હાથ, પગ હલાવ્યા શિવાય કોઇ ઉત્તમ કર્મ બનતું નથી, માટે બુદ્ધિ, હાથ અને પગવડે કર્મ કરવું; આળસુ થવું નહિ. જે પુરૂષ દક્ષ, ઈંદ્રિયજિત અને અતિશય લોભવાળો હોય છે, તેનું રાજ્ય સ્થિર રહે છે; કેમકે વિજયનું મૂળ બુદ્ધિ છે એમ મનુએ કહેલું છે. હે પાપરહિત! હે યુધિષ્ઠિર! ગુહ્યમંત્ર સાંભળનાર સારી સહાયવાળો અને પરીક્ષા કરીને કાર્ય કરનાર પુરૂષના અર્થ સિદ્ધ થાય છે. સહાયવાળા પુરૂષથી આખી પૃથ્વીનું રાજ્ય ચલાવવું બની શકે છે. મહેંદ્ર સમાન સામર્થ્યવાળા હે યુધિષ્ઠિર! હે રાજન્! રાજનીતિના વિધિને જાણનાર સત્પુરૂષોએ એમ કહેલું છે તથા શાસ્ત્ર ઉપર વિચાર કરીને મેં પણ તને એ કહેલું છે, માટે બુદ્ધિવડે વિચાર કરીને જેમ ઘટે તેમ આચરણ કર.

इदंहिसाद्भिःकथितंविधिज्ञैःपुरामहेन्द्रप्रतिमप्रभाव ॥
मयापिचोक्तंतवशास्त्रदृष्टचायथवैबुध्वाप्रचरस्वराजन् ॥ २० ॥

इतिश्री महाभारते शां० राज० उष्ट्रग्रीवोपाख्यानं नाम गुर्जरभाषायां शतोपरि द्वादशोऽध्यायः ॥ ११२ ॥

**युधिष्ठिरउवाच** ॥ राजाराज्यमनुप्राप्यदुर्लभंभरतर्षभ ॥

॥ अमित्रस्यातिवृद्धस्यकथंतिष्ठेदसाधनः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે ભરત શ્રેષ્ઠ ! દુર્લભ એવું રાજ્ય પામીને અતિશય વૃદ્ધિ પામેલા શત્રુની સામે સાધન સિવાય શી રીતે વર્તવું તે કહો. ભીષ્મ કહે છે,—હે ભારત ! આ વિષે પણ સમુદ્ર અને નદીઓના સંવાદનો પુરાતન ઇતિહાસ કહેવામાં આવે છે. એક વખતે દેવના શત્રુ દૈત્યના નિરંતર આવાસરૂપ સરિતાઓના પતિ સમુદ્રે સર્વે નદીઓને પોતાના મનમાં ઉપજેલો સંશય પૂછ્યો. સમુદ્ર કહે છે,—હે નદીઓ ! તમે સંપૂર્ણ ભરાઓ છો ત્યારે મૂળ તથા ડાળાં સહિત મોટા મોટા વૃક્ષ ઉપાડીને અહીં લાવો છો તે હું જોઉં છું, પણ તેમાં નેતર જોવામાં આવતું નથી. તે બહુ સ્થૂલ નથી, તેમાં સાર પણ બહુ થોડો છે, અને તે વળી તમારા મધ્યેજ ઉગનારો છે; એ હલકો છે માટે તેની અવગણના કરીને શું તમે તેને આણ્યો નથી ! અથવા તેણે તમારૂં શું પ્રિય કર્યું છે? તે કહો. તમારો કાંઠો છોડીને નેતર આવતો નથી એનું શું કારણ છે એ વિષે તમારો સર્વેનો શો અભિપ્રાય છે તે સાંભળવાને હું ઇચ્છું છું. તે સાંભળીને ગંગા નદીએ ઉત્તમ, અર્થવાળું, હેતુવાળું, અને મનોગત અર્થને ગ્રહણ કરાવનારૂં વાક્ય નદીઓના પતિ સમુદ્રને કહ્યું. ગંગા કહે છે,—એ સર્વે વૃક્ષો સ્તબ્ધ થઇને પોતપોતાના સ્થાનમાં રહે છે, તથા અમારા વેગની સામે આવે છે માટે તેમને પોતાનું સ્થાન છોડવું પડે છે, પણ નેતર તેમ કરતો નથી. નેતર તો વેગ આવતો જોઇને નમે છે તથા નદીનો વેગ આવી ગયા પછી પાછો પોતાના સ્થાનને પામીને ઊભો રહે છે; પણ બીજા વૃક્ષ તેમ નમતા નથી. નેતર કાળને અને સમય (પ્રતિજ્ઞા)ને જાણનારો, નિરંતર વશમાં રહેનારો અને ઉદ્ધત નથી; વળી તે બીજાની ઇચ્છાને અનુકૂળ થનારો તથા કોઇની સાથે ગૂંચાયલો નથી, તેથી નેતર આવતો નથી. એ પ્રમાણે જે ઔષધીઓ, વૃક્ષો અને ભોથાવાળુ તથા જળના વેગને જોઇને નમી જાય છે તથા તે ગયા પછી પાછા ઉંચા થાય છે, તે પરાભવ પામતાં નથી. ભીષ્મ કહે છે,—જે પુરૂષ વૃદ્ધિ પામેલા તથા બંધનને તોડી નાખવાને સમર્થ શત્રુનો વેગ પ્રથમ

સહન કરતા નથી તેઓ તત્કાળ નાશ પામે છે. પણ જે ડાહ્યા પુરૂષ પોતાનું અને શત્રુનું બળ, વીર્ય, સત્વ, અસત્વ, એ વગેરે જાણીને આચરણ કરે છે, તે પરાભવ પામતો નથી. એ પ્રમાણેજ જ્યારે શત્રુ અતિ બળવાન છે એમ જાણવામાં આવે ત્યારે જ્ઞાતા પુરૂષે નેતરના જેવી વૃત્તિ રાખવી એ જ્ઞાનનું લક્ષણ છે.

एवमेवयदाविद्वान्मन्यतेतिबलंरिपुम् ॥

संश्रयेद्वैतसींवृत्तिमेतत्प्रज्ञानलक्षणम् ॥ १४ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वाणि सरित्सागरसंवादे गुर्जरभाषायां शतोपरि त्रयोदशोऽध्यायः ॥ ११३ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ विद्वान्मूर्खप्रगल्भेनमृदुतीक्ष्णेनभारत ॥

॥ आक्रुष्यमाणःसदसिकथंकुर्यादरिंदम ॥ १ ॥

યુધિષ્ઠિર,–હે ભારત ! મૂર્ખ અને ધીટ પુરૂષ કોમળ અને તીક્ષ્ણ ઉપાયથી સભામાં કોઇ વિદ્વાનની નિંદા કરતો હોય તો કેમ કરવું તે હે શત્રુને દમન કરનાર પિતામહ ! મને કહો. ભીષ્મ,–હે રાજન્ ! જે પ્રમાણે એ વાત કહેવામાં આવે છે તે પ્રમાણે હું તને કહું છું તે તું સાંભળ. જે પુરૂષ મોટા મનવાળો હોય છે તે અલ્પ બુદ્ધિવાળા પુરૂષનાં કડવાં વચનનું નિરંતર સહન કરે છે. જે માણસ નિંદા કરે છે તેના ઉપર જે કોપ કરતો નથી તેનું સુકૃત નિંદા કરનારને મળતું નથી, પણ નિંદા કરનારનું સુકૃત તેનાં વચન સાંભળીને જે કોપ કરતો નથી તેને પ્રાપ્ત થાય છે; તેમજ જે કોપ કરતો નથી તેનું પોતાનું દુષ્કૃત નિંદા કરનાર ક્રોધવાળા મનુષ્યને પ્રાપ્ત થાય છે. નિંદા કરનાર મનુષ્યને પીડાયલા ટીંટોડા જેવો નિરંતર ટેંટેં કરનારો જાણવો. તે મનુષ્ય નિરર્થક લોકમાં નિંદિત થાય છે તથા તેની નિંદાથી કાંઇ ફળ થતું નથી. નિંદા કરનારો પુરૂષ તેવું પાપકર્મ કરીને હમેશાં પોતાનાં વખાણ કરે છે કે કોઇએક માનવંતા પુરૂષને મેં મનુષ્યોની સભામાં આ પ્રમાણે કહ્યું; એટલે તે જગોએ તે લાજ પામીને નિસ્તેજ મોંઢાનો મરી ગયેલા જેવો થઇને બેશી રહ્યો. એ પ્રમાણે

નિંદા કરવા જેવું કૃત્ય કરીને તે નિર્લજ્જ માણુસ પોતાનાં વખાણુ કરે છે. એવા અધમ પુરૂષને જોઇને સારા પુરૂષે યત્નવડે કરીને તેની અવગણુના કરવી ઘટે છે; તથા હીણુ બુદ્ધિવાળો તે પુરૂષ જે જે બોલે તે ડાહ્યા પુરૂષે સહન કરવું જોઇએ. સાધારણુ પ્રાકૃત માણુસ ભલે કદાપિ નિંદા કરો અથવા સ્તુતિ કરો તો તેની નિંદા કે સ્તુતિથી તે શું કરી શકવાનો હતો. જંગલમાં જેમ કાગડો નિરર્થક કાફકાફ કરે છે તે પ્રમાણે તે અબુદ્ધ પુરૂષ અમથોજ લવારો કરે છે. જો નિંદા કરનાર પુરૂષ એમ કહે કે અમુક માણુસે પાપકર્મ કર્યું છે તો માત્ર તે તેની વાણીનોજ પ્રયોગ છે પણુ વસ્તુતઃ તે અર્થ ખરો નથી. મતલબકે નિંદા કરનારની વાણીથી જેટલું બોલવામાં આવે છે તેટલુંજ સત્ય હોય તો કોઇ માણુસ એમ કહે કે 'તારો છોકરો મરી જાઓ' તો તે વડે કરીને છોકરો મરી જવો જોઇએ. અને મારવાને વાસ્તે જે ક્રિયા કરવી પડે છે તે કરવાની જરૂર રહે નહિ; પણુ તેમ કાંઈ થતું નથી. એટલે વાણીવડે કરીને દૂષિત કરેલો પુરૂષ વસ્તુતઃ દોષ પામતો નથી. નિંદા કરનારો માણુસ પોતાના આચરણુની ચેષ્ટાવડે કરીને પોતાની માતાનો વિપરીત વ્યભિચાર બતાવી આપે છે એટલે પોતાની માતાને વિષે પિતા સિવાય બીજા કોઇએ વીર્ય ધારણુ કર્યું છે એમ સ્પષ્ટ કહી બતાવે છે. જેમ મોર પોતાનો ગુહ્ય પ્રદેશ બતાવીને નૃત્ય કરે છે અને મનમાં એમ જાણે છે કે હું બહુ સારો નાચું છું; પણુ એમ જાણુતો નથી કે મારૂં ગુદસ્થળ લોકો જુવે છે, તેજ પ્રમાણે ખળપુરૂષ પણુ અમુક મોટા મનુષ્યને સભામાં મેં નઠારાં વચન કહ્યાં એમ કહીને પોતાનાં વખાણુ કરે છે પણુ એ વડે મારાં માતાનો દોષ હુંજ ઉઘાડો કરૂં છું એમ લાજતો નથી. જે પુરૂષને જગતમાં કાંઇ પણુ અવાચ્ય નથી એટલે નહિ બોલવા જેવું નથી અથવા જે પુરૂષને જગતમાં કાંઇ પણુ નહિ કરવા જેવું નથી તે પુરૂષ સાથે કોઇ પવિત્ર અને ઉત્તમ કર્મ કરનારા મનુષ્યે વાણી સરખી પણુ બોલવી નહિ. જે પુરૂષ પ્રત્યક્ષ મળે ત્યારે ગુણુનાં વખાણુ કરતો હોય પણુ પરોક્ષ (પછવાડે) નિંદા કરતો હોય તે માણુસને કૂતરા જેવો જાણુવો. તેના આ લોક તથા પરલોક બન્ને નાશ થાય છે. તેવો પુરૂષ એકસો માણુસને દાન આપતો હોય અથવા તેજ પ્રમાણે હોમ કરતો હોય પણુ જો તે પરોક્ષમાં કોઇની નિંદા કરતો હોય તો એક ક્ષણુમાં તેના બધા સત્કર્મનો નાશ થાય છે.

એટલા માટે ડાહ્યા પુરૂષે તેવા પાપબુદ્ધિવાળા અને સાધુ પુરૂષોએ ત્યાગ કરવા જેવા પુરૂષનો કૂતરાના માંસની પેઠે તત્કાળ ત્યાગ કરવો ઘટે છે. જેમ સાપ પોતાની ફેણ ઉંચી કરીને તેમાં રહેલું જોર બતાવે છે તેમ મોટા પુરૂષના અપવાદ બોલનારો દુરાત્મા પુરૂષ પોતાના વર્ણસંકરપણાના દોષને પ્રકટ કરે છે. નિંદા કરનારો પુરૂષ પોતાનું નિંદારૂપ કાર્ય કરતો હોય તેને સુધારવાને કે શીખામણ દેવાને જે પુરૂષ યત્ન કરે છે તે મૂર્ખ પુરૂષ રાખોડીના ઢગલામાં જેમ ગધેડા આળોટે છે તેમ દુઃખમાં પડે છે. નિંદા કરનાર પુરૂષને મનુષ્યરૂપી ક્રોધી કૂતરાના સરખો જાણવો, જે મનુષ્યને દૂષણ આપવામાંજ નિરંતર આસક્ત થયલો છે; ગાંડા હાથીની પેઠે ચીસો પાડતા તથા અત્યંત રૌદ્ર ફાડી ખાય એવા કૂતરાના જેવા તે પુરૂષને જાણીને તેનાથી દૂર રહેવું જોઇએ. બાયલા પુરૂષોએ જે માર્ગ આચાર્યો છે તે માર્ગનું સેવન કરનાર, મનને વશમાં ન રાખી શકનાર, વિનયથી વેગળા રહેનારા, પાપી, લોકો સાથે શત્રુતા કરવાનુંજ જેણે વ્રત ધારણ કર્યું છે એવા, નિરંતર લોકોની પડતી દશા ઇચ્છનારા એવા પાપબુદ્ધિવાળા તે પુરૂષને ધિક્કાર છે. તે પુરૂષ જ્યારે તારી સામે આવીને તારી નિંદા કરે ત્યારે તે સાંભળીને તું દલગીર થઇશ નહિ; કેમકે જે સ્થિરબુદ્ધિવાળા પુરૂષો છે તેઓ ઉત્તમ પુરૂષનો નીચ પુરૂષની સાથે સમાગમ થતો જોઇને તેને પસંદ કરતા નથી. કારણ કે ક્રોધ પામેલા તે પાપીની સાથે સંભાષણ વગેરે પ્રસંગ પાડવાથી તે શું નહિ કરે તે કહી શકાતું નથી. તે ક્રોધ પામીને હાથના પાંચાવડે તમાચો મારે અથવા ધૂળની પોશ ભરીને નાંખે અથવા છાલાં ફેંકે અથવા દાંતીયાં કરીને બીવરાવે એ સર્વ મૂઢ અને કોપ પામેલા દુષ્ટ પુરૂષમાં સ્વાભાવિકજ છે. જે પુરૂષ સભામાં દુરાત્મા દુર્જન પુરૂષે કરેલી અત્યંત નિંદાને સહન કરે છે તથા આ દૃષ્ટાંતનું જે નિરંતર પઠન કરે છે તેને વાણી સંબંધી કાંઈ અપ્રિય પ્રાપ્ત થતું નથી.

त्रिगर्हणांपरमदुरात्मनाकृतांसहेतयः संसदिदुर्जनान्नरः ॥
पठेदिदंचापिनिदर्शनंसदानवाङ्मयंसलभातिकिंचिदप्रियं ॥ २१ ॥

इतिश्री महाभारते शां० राज० टिट्टिभकंनाम गु० मा०
शतोपरि चतुर्दशोऽध्यायः ॥ ११४ ॥

**युधिष्ठिरउवाच** ॥ पितामहमहाप्राज्ञसंशयोमहानयम् ॥
॥ संछेत्तव्यस्त्वयाराजन्भवान्कुलकरोहिनः ॥ १ ॥

યુધિષ્ઠિર-હે પિતામહ ! હે મોટી બુદ્ધિવાળા ! હે રાજન્ ! મને આ મોટો સંશય ઉત્પન્ન થયો છે તે તમારે નાશ કરવો જોઇએ. કેમકે તમે અમારા કુળના ધારણ કરનારા છો. હે તાત ! દુરાત્મા અને દુરાચરણી પુરૂષોના વાક્યનો સંચાર તમે કહ્યો, એટલા માટે હું તમને વિજ્ઞાપના કરૂં છું કે રાજ્યથી ત્રાસ પામેલાને જે હિતકર હોય, વર્તમાનકાળમાં તથા ભવિષ્યકાળમાં કુળના સુખનો ઉદય કરનારૂં અને કુશળતા તથા વૃદ્ધિ કરનારૂં હોય, પુત્ર અને પૌત્ર આદિકને સુખકર હોય, દેશની આબાદી કરનારૂં હોય, તથા અન્નપાન અને શરીરને પણ હિતકર હોય, તે તમે મને કહો. જે રાજાને રાજ્યગાદીપર અભિષેક કર્યો હોય, દેશમાં રહેનારો હોય, મિત્રથી વિંટાયલો હોય, તથા સુહૃદ્થી યુક્ત હોય તેવો રાજા પોતાની પ્રજાને શી રીતે રંજન કરી શકે ? જે રાજા ઈંદ્રિઓને કબજામાં ન રાખી શકતો હોય તથા સ્નેહને પ્રીતિના બળથી પોતાના ઉપરથી પોતાની સ્વાધીનતા ઉઠી ગયેલી હોય તથા તેથી અસત્ પુરૂષો સાથે પ્રીતિ કરનારો હોય તેના ચાકર સેવકો વગેરે જે તેના કુળમાં રહેતા હોય તે સર્વે ગુણ રહિત થઈ જાય છે તથા સેવકોના બળવડે પ્રાપ્ત થયેલા ધનાદિક ફળથી તે યુકત થતા નથી અર્થાત્ તેને તે ધનાદિક મળતું નથી. હે રાજન્ ! તમે બુદ્ધિએ કરીને બૃહસ્પતિ સરખા છો માટે જાણવાને અત્યંત કઠિણ એવા આ રાજધર્મ સંબંધી આ મારા સંશયનું નિવર્તન કરો; તમારે તે મને કહેવું યોગ્ય છે. હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા પિતામહ ! અમારા કુળના હિતમાં તમે સદા પ્રીતિવાળા છો તેથી તમેજ અમારૂં હિત કહેનારા છો તથા મોટી બુદ્ધિવાળો એક વિદુર અમારો હિતચિંતક છે જે નિરંતર અમને હિતનું કથન કરે છે. તમારી પાસેથી રાજ્યના હિતનો ઉદય કરનારૂં તથા કુળનું હિત કરનારૂં વચન સાંભળીને તે નિર્વિકાર અમૃતથી હું તૃપ્ત થઇને સુખે કરીને સુઇશ. રાજાની પાસે રહેનાર સેવકો કેવા જોઇએ તથા કયા સર્વે ગુણવડે કરીને યુકત જોઇએ; તેમજ કેવા કુળવાળા અને કેવા પ્રકારના પુરૂષો સહિત ચઢાઇ કરવા નિકળવું

ધરે છે? સેવક વિનાનો રાજા એકલો રાજ્યનું રક્ષણ કરી શકતો નથી; એટલા માટે રાજ્યમાં સર્વ કોઇ કુળવાન પુરૂષોની અપેક્ષા કરે છે. ભીષ્મ કેહે છે-હે તાત ! હે ભારત ! એક પુરૂષથી આખું રાજ્ય ચલાવવું બનતું નથી તથા સહાય વિનાના પુરૂષને કોઇ પણ અર્થ પ્રાપ્ત થઇ શકતો નથી. હે ભરત શ્રેષ્ઠ ! જે રાજાને રાજ્ય અથવા અર્થ પ્રાપ્ત કરવાને અને પ્રાપ્ત કર્યા પછી પણ સદા રક્ષણ કરવાને સર્વે સેવકજન જ્ઞાન અને વિજ્ઞાનમાં પ્રવીણ હોય છે તથા હિત ઇચ્છનાર, કુળવાન અને સ્નેહવાળા હોય છે તે રાજ્યનું ફળ ભોગવી શકે છે. જે રાજાના મંત્રીઓ સત્કુળમાં ઉત્પન્ન થયેલા, લાંચ વગેરેથી ભેદ ન પામે એવા, સાથે રહેનારા, રાજાને બુદ્ધિ આપનારા, સંબંધના જ્ઞાનમાં પ્રવીણ, દીર્ઘદર્શી એટલે પાણી પેહેલી પાળ બાંધનારા, સમય પ્રમાણે વર્તી જાણવામાં, તથા સમયને ઓળખવામાં કુશળ અને જે વાત થઇ ગઇ તેનો શોચ નહિ કરનારા હોય છે તે રાજા રાજ્યનું ફળ ભોગવે છે. જેના સહાય સુખમાં અને દુઃખમાં સમાન રહે છે, રાજાનું પ્રિય કરનારા હોય છે, અર્થ કેમ પ્રાપ્ત કરવો તેનું ચિંતવન કરનાર હોય છે, તથા સત્યવાદી હોય છે તે રાજ્યનું ફળ પ્રાપ્ત કરી શકે છે. જે રાજાનો દેશ રાજધાનીની નજીકમાં હોય છે અને પીડા પામતો નથી તથા જે ઉત્તમ આચરણવાળો તથા સન્માર્ગનું આલંબન કરનારો હોય છે, તે રાજા રાજ્યનું ફળ ભોગવે છે. જે રાજાનો કોશ સમુહ (દ્રવ્ય ખજાનો) કોશની વૃદ્ધિ કરનારા પુરૂષોથી તથા વિશ્વાસુ અને સંતુષ્ટ પુરૂષોથી નિરંતર ભરાતો જાય છે તે રાજા ઉતમ સુખ પામે છે. જે રાજાનો કોઠાર પ્રમાણીક, લાંચ ન લે એવા, વિશ્વાસુ, સંચય કરવામાં તત્પર, સત્પાત્ર (લાયકીવાળા) અને લોભ રહિત પુરૂષો રક્ષણ કરતા હોય તે રાજાનો ભંડાર વૃદ્ધિ પામે છે. જે રાજાના નગરમાં કૃત્ય કરનારને તેનાં કૃત્યનું ફળ બરાબર મળે છે તથા શંખલિખિતના જેવો વ્યવહાર ચાલે છે તે રાજાને પોતાના ધર્મનું ફળ પ્રાપ્ત થાય છે. રાજધર્મને જાણનારો જે રાજા યોગ્ય મનુષ્ય જોઇને તેનો સંગ્રહ કરે છે તથા સંધિ વિગ્રહાદિક ષડ્વર્ગનું ગ્રહણ કરે છે તે રાજા ધર્મનું ફળ ભોગવે છે.

संग्रहीतमनुष्यश्चयोराजाराजधर्मवित् ॥
षड्वर्गप्रतिगृह्णातिसधर्मफलमश्नुते ॥ २२ ॥
इतिश्री महाभारते शांतिपर्वणि राज० गु० भा० शतोपरि
पंचदशोऽध्यायः ॥ ११५ ॥

---

**भीष्मउवाच** ॥ अत्राप्युदाहरंतीममितिहासंपुरातनम् ।
॥ निदर्शनंपरंलोकेसज्जनाचरितेसदा ॥ १ ॥

ભીષ્મ કહે છે—આ વિષે પણ પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે. એટલે ઉત્તમ, અધમ અને મધ્યમ સ્થાનમાં અનુક્રમે ઉત્તમ, અધમ અને મધ્યમ પુરૂષોનીજ યોજના કરવી; પણ ઊંચ સ્થાનમાં નીચા પુરૂષની યોજના કરવી નહિ એ વિષે લોકમાં પરમ દષ્ટાંતરૂપ ઇતિહાસનું ઉદાહરણ અપાય છે. આ વાત જેવીજ વાત મેં તપોવનમાં સાંભળી હતી. જમદગ્નિના પુત્ર પરશુરામને ઉત્તમ ઋષિઓએ જે વાત કહી હતી તે એ છે. કોઇએક મોટા વનમાં જ્યાં મનુષ્ય પ્રાણીનો નિવાસ હતો નહિ ત્યાં એક ઋષિ રહેતો હતો. તે મૂળ અને ફળનો આહાર કરીને જીવતો હતો. તે નિયમમાં રહેનાર, ઇંદ્રિઓને નિયમમાં રાખનાર, દીક્ષાધારી, મન ઉપર કબજો રાખનાર, શાંત, સ્વાધ્યાયનું પઠન કરનાર, પવિત્ર, ઉપવાસવડે કરીને શુદ્ધ થયેલો અને નિરંતર સત્વ વૃત્તિમાં રહેનારો હતો. તે બુદ્ધિવાન ઋષિનો સદ્ભાવ જોઇને જ્યારે તે પોતાના સ્થાનમાં બેસતા ત્યારે વનમાં ફરનારાં સર્વે પ્રાણીઓ તેમની પાસે આવીને બેસતાં હતાં. સિંહ અને વાઘના સમુહ જેઓ ઘણા ક્રૂર હોય છે તે, મદોન્મત્ત મોટા હાથીઓ, દીપડા, ગેંડા, રીંછ અને બીજા ભયાનક દેખાવવાળા પ્રાણીઓ સર્વે તેમની પાસે આવીને બેસતા હતા. તે સર્વે કુશળ પ્રશ્ન પૂછનારા અને શિષ્યની પેઠે દાસરૂપ થઇને તેનું પ્રિય કરનારા માંસ ભક્ષક પ્રાણીઓ ઋષિને કુશળ સમાચાર પૂછીને જ્યાંથી આવતા હતા ત્યાં પાછા જતા હતા. પણ તેમાં એક પશુ ગ્રામવાશી હતો. તે પેલા મહામુનિને તજતો નહતો. તે ભક્તિમાન, પ્રીતિવાળો, નિરંતર ઉપવાસ કરીને નિર્બળ થયેલો, ફળ મૂળ અને ઉદકનો આહાર કરીને રહેનારો, શાંત, અને શિષ્ટના જેવાં લક્ષણવાળો હતો. મો-

ટી બુદ્ધિવાળા ઋષિ જ્યાં બેસતા હતા ત્યાં તેમના ચરણ આગળ તે બેસી રહેતો અને મનુષ્યની પેઠે મનમાં પ્રીતિ રાખીને અત્યંત સ્નેહવડે બંધાયલો હતો. પછી એક વખત મોટો બળવાન રૂધિરનું ભોજન કરનારો, સ્વાર્થમાંજ અત્યંત સંતુષ્ટ, યમરાજાના જેવો અને કાળના જેવો ક્રુર, જીભવડે પોતાનાં ગલોફાં ચાટતો, તરસ્યો થયેલો, પૂંછડું પછાડતો, ભૂખ્યો થયેલો તથા તેથી મોઢું ફાટેલું, અને પેલા કૂતરાના માંસને ખાવાની ઇચ્છા કરતો એક મોટો દીપડો ત્યાં આવ્યો. હે રાજન! હે પૃથ્વીપતે! તે ક્રુર દીપડાને આવતો જોઈને જીવિત બચાવવાને ઇચ્છતા તે કૂતરાએ મુનિને કહ્યું તે તું સાંભળ. હે ભગવાન્! આ દીપડો કૂતરાંનો શત્રુ છે તે મને હણવાને ઇચ્છે છે. હે મહામુને! તમારી કૃપાથી મને એનાથકી ભય થવું ન જોઈએ. હે મહાબાહો! એનાથી મને ભય ન થાય તેમ કરો. તમે સર્વજ્ઞ છો એમાં સંશય નથી. તે ચિત્તને જાણનારા મુનિ સર્વ પ્રાણીઓના શબ્દનો અર્થ જાણતા હતા તથા ઐશ્વર્યવડે કરીને યુક્ત હતા. તેથી તે કૂતરાના ભયનું કારણ જાણીને બોલ્યા. મુનિ કહે છે—હે પુત્ર! તારે એ દીપડાથકી ભય રાખવું નહિ. તથા મૃત્યુથકી પણ કોઇ પ્રકારે ભય રાખવું નહિ, એ પોતાનું રૂપ તજીને દીપડારૂપે આવેલો મૃત્યુ છે. પછી મુનિએએ તે કૂતરાને સુવર્ણના સરખી આકૃતિવાળો, વિચિત્ર અંગવાળો, ચળકતી દાઢોવાળો દીપડો બનાવી દીધો; તથા તેથી નિર્ભય થઇને વનમાં રહેવા લાગ્યો. પછી તે દીપડે પોતાની સામે પોતાના સરખો પશુ જોઇને તેની સાથે વિરોધ ન કરતાં એક ક્ષણમાં ત્યાંથી ચાલ્યો ગયો. પછી મહા ક્રુર, ક્ષુધાથકી યુક્ત, મોઢું ફાડેલું, ગલોફાં ચાટતો અને રૂધિર પીવાની પ્રીતિવાળો મોટો વાઘ તે દીપડા પાસે આવ્યો. એટલે તે દીપડો (કૂતરાનો બનેલો દીપડો) ક્ષુધાથકી આવિષ્ટ, વનમાં ફરનારા મોટી દાઢોવાળા તે વાઘને જોઇને પોતાના જીવિતના રક્ષણને અર્થે ઋષિને શરણે ગયો. તે ઋષિએ તે સમયે નિરંતરના સહવાસને લીધે તેના ઉપર પરમ સ્નેહ આણીને પેલા દીપડાનો વાઘ બનાવ્યો. એટલે તે તેના શત્રુઓથી વિશેષ બળવાન થયો. હે રાજન્! તેને વાઘ થયેલો જોઇને પેલા વાઘે તેને હણ્યો નહિ; અને તે કૂતરો પણ વાઘનું રૂપ પામીને બળવાન તથા માંસ ભક્ષક થયો.

પછી મૂળ, ફળ, વગેરે જે પ્રથમ તે ખાતો હતો તેના ઉપર તે ઇચ્છા કરવા લાગ્યો નહિ; અને મૃગપતિની પેઠે નિરંતર વનપશુની તે ઇચ્છા કરવા લાગ્યો. હે મહારાજ! તે કાળે એ પ્રકારે તે વાઘ થયો.

नमूलफलभोगेषुस्पृहामप्यकरोत्तदा ॥
यथामृगपतिर्नित्यंप्रकांक्षतिवनौकसः ॥
तथैवसमहाराजव्याघ्रःसमभवत्तदा ॥ २३ ॥
इतिश्री महाभारते शां० राज० श्वर्षिसंवादे गु० भा०
शतोपरिषोडशो ऽध्यायः ॥ ११६ ॥

**भीष्मउवाच** ॥ व्याघ्रश्चोटजमूलस्थःस्वस्थतृप्तोहतैर्मृगैः ॥
॥ नागश्चागात्तमुद्देशमत्तोमेघइवोत्थितः ॥ १ ॥

ભીષ્મ કેહે છે—પછી તે વાઘ થયેલો કૂતરો હણેલા મૃગવડે તૃપ્ત થઇને ઋષિની ઝુંપડી પાસે સ્વસ્થ પડી રહેવા લાગ્યો. એવામાં એક મદોન્મત હાથી જાણે મેઘ ચઢી આવ્યો હોય તેવો તે સ્થળમાં આવ્યો. તેના ગંડસ્થળમાંથી મદ ઝરતો હતો. તે બહુ ઉંચો હતો તથા પદ્મવાળો, વિશાળ કુંભસ્થળવાળો, મોટા દંતુશળવાળો, મોટા દેહવાળો, અને મેઘના સરખી ગંભીર ગર્જના કરનારો હાથી હતો. એવા મદોન્મત અને બળ વડે ગર્વિષ્ટ હાથીને જોઇને તેના ભયથી પેલો વાઘ તે ઋષિને શરણે ગયો, ત્યારે તે ઉત્તમ ઋષિએ પેલા વાઘને હાથી બનાવ્યો. તેને મોટા મેઘ સરખી કાયાવાળો જોઇને આવેલો હાથી ભય પામીને ચાલતો થયો. પછી આ હાથી ( કૂતરાનો બનેલો હાથી ) આનંદ પામીને કમળવનમાં તથા શલ્લકીના વનમાં કમળના કેસરથી અલંકૃત થઇને ફરવા લાગ્યો. કોઇ વખતે તે હાથીઓની સન્મુખ ભ્રમણ કરતો હતો, અને એવી રીતે ફરતાં ફરતાં તે ઋષિના આશ્રમની સમીપમાં તેણે બહુ રાત્રીઓ કાઢી, એવામાં એક વખતે કેસરના સરખા રાતા રંગવાળો, ગિરિની ગુફામાં ઉત્પન્ન થયેલો હાથીના કુળનું નિકંદન કરનારો, ભયાનક કેસરી સિંહ તે જગોએ આવ્યો. તે સિંહને આવતો જોઈ તેના ભયથી પીડાયલો તે હાથી ધ્રુજવા

લાગ્યો અને તે ઋષિને શરણે ગયો, ત્યારે મુનિએ તે હાથીને સિંહ બ-
નાવ્યો. એટલે પોતાની જાતિના સંબંધને લીધે આવેલા સિંહને તેણે
ગણ્યો નહિ. પેલા હાથીને સિંહ થયેલો જોઇને વનમાંથી આવેલો સિંહ
ભય પામી ચાલતો થયો અને આ ઋષિએ બનાવેલો સિંહ તે મહા વ-
નમાં ઋષિના આશ્રમમાં નિવાસ કરીને રહ્યો. તેના ભયથી તપોવનની
પાસે જીવતરની આકાંક્ષા રાખનારા બીજા પ્રાણીઓ પછી દેખાતા લા-
ગ્યા નહિ. હવે કોઇ વખત કાળયોગે કરીને સર્વ પ્રાણીનો નાશ કરનાર,
બળવાન, રૂધિરનો આહાર કરનાર, વિવિધ પ્રકારના પ્રાણીઓને ભયંકર,
આઠ પગ વાળો, ઉંચાં નેત્ર વાળો, વનમાં ફરનાર, શરભ (એ નામનો
પ્રાણી) આવ્યો, અને તે પેલા સિંહને મારવાને અર્થે મુનિના આશ્રમ
ભણી ચાલ્યો. હે શત્રુને દમન કરનાર રાજા! શરભને જોઇને મુનિએ પો-
તાના સિંહને પણ મહા બળવાન શરભ કર્યો. તે વખતે મુનિના અત્યંત
ઉગ્ર અને બળવાન શરભને જોઇને વનમાંથી આવેલો શરભ ભય પામીને
તપોવનમાંથી ઉતાવળે નાશી ગયો. એ પ્રમાણે તે કૂતરાને મુનિએ શર-
ભના સ્થાનમાં આણી મૂક્યો. પછી તે શરભ મુનિની પાસે નિવાસ કરીને
સુખ પામવા લાગ્યો. હે રાજન્! પછી તે શરભથી ત્રાસ પામીને સર્વે
પશુઓ જીવ બચાવવાની આશાથી ચારે પાસ નાશી ગયા. શરભ પણ
અતિશય આનંદ પામીને નિરંતર પ્રાણીઓનો વધ કરવામાં પ્રીતિવાળો
થતો ગયો. અને પછી તેમાં સમક્ષ કે ફળ અને મૂળ ખાવાની ઈચ્છા ક-
રી નહિ; પણ રૂધિર પીવાની બળવાન ઈચ્છાથી યુક્ત થઇને કૂતરાની
યોની થકી ઉત્પન્ન થયેલો તે કૃતઘ્ની શરભ મુનિને હણવાને તૈયાર થયો.
પછી પોતાની તપરૂપ શક્તિવડે અને જ્ઞાનચક્ષુવડે તે મોટા મુનિએ
તેના મનનો મનસુબો જાણીને તે કૂતરાને કહ્યું કે હે કૂતરા! તને કૂત-
રામાંથી મેં દીપડો બનાવ્યો; અને દીપડાનો વાઘ બનાવ્યો; વાઘમાંથી મ-
દઝર હાથી બનાવ્યો; હાથીનો તું સિંહ થયો; સિંહ થયા પછી બળ
પામીને ફરીને પણ તું શરભ થયો. એ પ્રમાણે સ્નેહથી યુક્ત થઇને મેં તને
એક કરતાં ચઢતી પદવી આપી, પણ તું તે તે કુળમાં ઉત્પન્ન થએલો ન-
થી, પણ નીચ એવા કૂતરાના કુળમાં ઉત્પન્ન થયેલો છે એટલા માટે મને

પાપ વિનાને તું મારી ખાવાને ઈચ્છે છે, તેથી પોતાની જાતિને પામીને તું કૂતરોજ થશે. પછી મુનિજનનો દ્વેશ કરનાર, દુષ્ટ બુદ્ધિવાળો, પ્રકૃતિને અનુસરનાર, મૂર્ખ શરભ ઋષિ થકી શાપ પામી ફરીને પોતાના અસલ રૂપને (કૂતરાપણાને) પામ્યો.

ततोमुनिजनद्वेष्टादुष्टात्माप्राकृतोबुधः ॥

ऋषिणाशरभशप्तस्तद्रूपंपुनराप्तवान् ॥ २३ ॥

इतिश्री महाभारते शां० राज० श्वर्षिसंवादे गु० भा०

शतोपरिसप्तदशोऽध्यायः ॥ ११७ ॥

**भीष्मउवाच** ॥ सश्वाप्रकृतिमापन्नःपरंदैन्यमुपागतः ।

॥ ऋषिणाहुंकृतःपापस्तपोवनाद्बहिष्कृतः ॥ १ ॥

ભીષ્મ કહે છે–પછી કૂતરાની પ્રકૃતિને પામેલા અને પરમ દીનતાને પ્રાપ્ત થયેલા તે કૂતરાને હોંકારો કરીને ઋષિએ તપોવનમાંથી બહાર કાઢી મૂકયો. એ પ્રમાણેજ બુદ્ધિમાન રાજાએ સત્ય પવિત્રતા, સરળતા, સ્વભાવ, સત્ય, વિદ્વત્તા, આચરણ, કૂળ, દમ ( ઈંદ્રિય નિગ્રહ કરવાનો ગુણ ), દયા, બળ, વીર્ય, સામર્થ્ય, નમ્રતા, અને ક્ષમા એ ગુણોને જોઇને જે શેવક જે સ્થાનમાં યોગ્ય હોય તે સ્થાનમાં તેનું સ્થાપન કરવું; તથા દૂત આદિક મોકલીને તેમનું રક્ષણ કરવું. રાજાએ પરીક્ષા કર્યા સિવાય કોઇને પ્રધાન ઠરાવવો નહિ. કેમકે નીચ કુળમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોથી વિંટાયલો રાજા સુખ પામતો નથી. સારા કુળમાં ઉત્પન્ન થયેલો પ્રાકૃત મનુષ્ય પણ રાજાએ અપરાધ વિના દંડયો હોય તથાપિ પોતાના કુળવાનપણાને લીધે તે પાપ બુદ્ધિ કરતો નથી. પણ જે પુરૂષ નીચ કુળનો હોય છે તે પુરૂષ સાધારણ છતાં પણ સતપુરૂષના આશ્રયવડે દુર્લભ એવા ઐશ્વર્યને પામે છે, પણ તેની લગાર નિંદા કરવામાં આવે છે એટલામાંજ તે શત્રુતા ધારણ કરે છે. કુળવાન, શીક્ષણ પામેલો, બુદ્ધિવાન, જ્ઞાન અને વિજ્ઞાનને જાણવાવાળો, સર્વ શાસ્ત્રના અર્થ તત્વને જાણનારો, સહનશીલ, પોતાના દેશમાં જન્મેલો, કૃતજ્ઞ, બળવાન, ક્ષમાવાળો, દમ ગુણયુક્ત, જીતેંદ્રિય, લોભરહિત, મળે તેટલા ઉપર સંતોષ પામનાર, પોતાના

સ્વામીનો મિત્ર થવાની ઇચ્છા રાખનાર, દેશ કાળને જાણનાર, પ્રાણીમાત્રનું રંજન કરનાર, નિરંતર ઉદ્યોગશીલ મનવાળો, હિત ઇચ્છનારો, આળસ-રહિત, ઘટે તેવા આચારવાળો, પોતાના કામમાં નિપુણ, સંધિ વિગ્રહમાં કુશળ, શત્રુ મિત્ર ને ઉદાશીન એવા રાજાના ત્રિવર્ગને જાણનાર, નગરના લોકને અને દેશના લોકને પ્રિય, શત્રુના સૈન્યનો નાશ કરનારી વ્યૂહ રચનાઓ (કવાયતો)ને જાણનાર, સેનાને ઉત્સાહ પમાડવામાં પ્રવીણ, ચેષ્ટિત અને આકારના તત્વને જાણનાર, શત્રુ રાજા ઉપર ચઢાઈ કરવા સંબંધી જ્ઞાનમાં પ્રવીણ, હસ્તિ શીક્ષાના તત્વને સારી રીતે સમજનાર, અહંકારથકી રહિત, ગંભિર બુદ્ધિવાળો, ચતુર, ડાહ્યો, બળવાન, ઘટે તેવું કાર્ય કરનાર, શુદ્ધ-અંતઃકરણવાળો, ચોખવટવાળા મનુષ્યોથી વિંટાયલો, સુંદર મુખાકૃતિવાળો, જેને જોઇને સુખ ઉપજે એવો, સેનાને લઈ જવામાં ચતુર, નીતિમાં કુશળ, ગુણની ચેષ્ટાઓથકી યુક્ત, સ્તબ્ધતા વિનાનો, ઝીણી બાબતને સમજનારો, કોમળ અંતઃકરણવાળો, મીઠું બોલનારો, ધીર, શૂર, ઘણી દોલતવાળો, દેશ કાળને અનુસરીને કાર્ય કરનારો, એવા ગુણવાળા માણસને જે રાજા પ્રધાનપદ આપે છે, અને તેનું અપમાન કરતો નથી તેનું રાજ્ય જેમ સૂર્યનો પ્રકાશ પ્રસરે છે તેમ વિસ્તાર પામે છે. રાજા પણ સર્વ શાસ્ત્રમાં કુશળ અને ઉપર કહ્યા તેવાજ ગુણવાળો ધર્મિષ્ઠ, પ્રજાનું પાલન કરવામાં પ્રીતિવાળો, ધીર, ક્ષમાવાળો, પવિત્ર, તીક્ષ્ણ, સમય ઉપર પુરૂષને અને કાળને જાણનારો, સેવા કરી જાણે એવો, વિદ્યા સંપન્ન, શ્રવણ કરવામાં કુશળ (કાનનો કાચો નહિ), ત્યાગ ભાગ કરવામાં વિશારદ બુદ્ધિવાળો, ધારણ યુક્ત, સર્વને ન્યાય આપનાર, ઉદાર, સદા પ્રિય વચન બોલનાર, અપકાર કરનારને ક્ષમા કરનાર, દાન આપનાર, શ્રદ્ધાવાળો, રમણિક આકૃત્તિવાળો, દુઃખિતને આશ્રય આપનાર, એવા ગુણવાળો જોઇએ, તથા અમાત્ય પણ તેવોજ જોઇએ. તેમજ તે રાજાના હિતમાં આસક્ત જોઇએ. વળી રાજા અહંકાર રહિત પરિગ્રહવાળો, ગમે તે કાર્ય નહિ કરનારો, પ્રધાનોએ કોઇ કાર્ય કર્યું હોય તો તેમની યોગ્યતા જાણીને તેમના ઉપર ઉપકાર કરનારો, પોતાનું સેવન કરનારા મનુષ્યોને પ્રિય, લાયક મનુષ્યોનો સંગ્રહ કરનારો, સ્તબ્ધતા વિનાનો, નિરંતર પ્રસન્ન મુખવાળો, સદૈવ સેવક-

જનની અપેક્ષાવાળો, ક્રોધ રહિત, અત્યંત ઉદાર મનવાળો, દંડની યોજના કરનારો, પણ તેને છોડી દેનારો નહિ, ધર્મનાં કાર્ય કરાવનારો, ગુપ્ત દૂતરૂપ નેત્રવાળો, પ્રજા ઉપર તજવીજ રાખનારો, ધર્મ અને અર્થમાં નિરંતર કુશળ, એ પ્રમાણે *સોગુણથી યુક્ત જે પુરૂષ હોય તે રાજા થઈ શકે. હે નરપતિ ! રાજાના યોદ્ધાઓ પણ ગુણના સમુહવડે કરીને પણ યુક્ત જોઇએ. અને રાજ્યને ધારણ કરવામાં સહાય કરે એવા સારા પુરૂષ જોઇને તેમને શોધી કાઢવા; તથા વૃદ્ધિ ઇચ્છનારા રાજાએ તેમનું અપમાન કરવું નહિ. યુદ્ધ કરવામાં શૂરા, કૃતજ્ઞ, યુદ્ધ શાસ્ત્રને જાણનારા, ધર્મશાસ્ત્રથી યુક્ત, પાયદળથી વિંટાયલા, નિર્ભય, હાથી ઉપર બેશી જાણનારા, રથ ફેરવવામાં કુશળ, બાણ અને અસ્ત્રના પ્રયોગમાં નિપુણ, એવા ગુણવાળા યોદ્ધાઓ જેની પાસે હોય તે રાજાની આ પૃથ્વી જાણવી. સર્વનો સંગ્રહ કરવામાં ઉદ્યોગી, ઉદ્યોગશીળ, મિત્રથી સંપૂર્ણ જે રાજા હોય તેને ઉત્તમ રાજા જાણવો. હે ભારત ! વીર પુરૂષો જેના ઉપર સ્વારી કરે છે એવા હજારો અશ્વયુક્ત સેનાવડે તથા સંગ્રહ કરેલા મનુષ્યોવડે સમગ્ર પૃથ્વી જીતવી શક્ય છે.

शक्याचाश्वसहस्रेणवीरारोहेणभारत ॥ २८ ॥
संगृहीतमनुष्येणकृत्स्नाजेतुंवसुंधरा ॥

इतिश्री महाभारते शां० राज० श्वार्षिसंवादे गु० भा०
शतोपरि अष्टादशोऽध्यायः ॥ ११८ ॥

**भीष्मउवाच** ॥ एवंशुनासमान्भृत्यान्स्वेस्वेस्थानेनराधिपः ॥
॥ नियोजयतिकृत्येषुसराज्यफलमश्नुते ॥ १ ॥

ભીષ્મ કહે છે,—એ પ્રમાણે પેલા કૂતરાના સરખા સેવકોને જે રાજા પોતપોતાના યોગ્ય સ્થાનમાં તથા યોગ્ય કૃત્યમાં યોજે છે, તે રાજા રાજ્ય-

---

* કુળવાનપણું વગેરે એકાવન અમાત્યના ગુણ, તથા ધર્મિષ્ઠ એકતાળીસ ગુણ અને સંધિ વિગ્રહમાં કુશળ એ ઉપરથી આઠ ગુણ બીજા મળીને પૂરા સો ગુણ સમજવા.

નું ફળ ભોગવે છે. ઉદાહરણમાં કહેલા શ્વાન જેવી વૃત્તિવાળા પુરૂષને તેના સ્થાનથી ઊંચી પદવીએ ચઢાવવો ઘટતો નથી; કેમકે જો તેને ઊંચું સ્થાન આપવામાં આવે તો તે પોતાના સ્થાનમાં મદોન્મત્ત થઇ પ્રમાદી થઇ જાય છે. એટલામાટે રાજાએ પોતાની જાતિના ગુણથી સંપન્ન તથા પોતાના કર્મમાં સ્થિતિવાળા એવા અમાત્ય કરવા; પણ જે કર્મ કરવાને યોગ્ય નથી તેને તે સ્થાનમાં યોજવો નહિ. જે રાજા પોતાના સેવકોને તેમને અનુરૂપ કર્મ આપે છે, તે રાજા સેવકથી થતા ગુણથી યુક્ત થઇને ફળ ભોગવે છે. શરભને શરભના સ્થાનમાં, સિંહને સિંહના સ્થાનમાં, વાઘને વાઘના સ્થાનમાં અને દીપડાને દીપડાના સ્થાનમાંજ યોજવો. પોતાના સેવકોને અનુરૂપ કર્મમાંજ તેમની યોજના કરવી, પણ કર્મનું ફળ ઇચ્છનારા તે સેવકોને પ્રતિલોમ એટલે હલકાને ઊંચે દરજ્જામાં અને ઊંચા દરજ્જાને યોગ્ય પુરૂષને હલકા કામમાં યોજવો નહિ. જે મૂર્ખ રાજા પ્રમાણનું ઉલ્લંઘન કરીને પોતાના સેવકોની પ્રતિલોમ યોજના કરે છે, તે રાજા પ્રજાનું રંજન કરી શકતો નથી. ગુણના સમૂહને ઇચ્છનારા રાજાએ નાદાન, હલકા, અજ્ઞાન, અજિતેંદ્રિય અને નીચ કુળના પુરૂષોને મોટા દરજ્જામાં સ્થાપન કરવા નહિ. રાજાની પાસે રહીને તેની પરિચર્યા કરનાર ( હજુરના નોકર ) સાધુ આચરણવાળા, સારા કુળમાં જન્મ પામેલા, શૂર, જ્ઞાની, અસૂયા દોષ વિનાના, મોટા મનના, પવિત્ર અને ડાહ્યા જોઇએ. રાજાએ પોતાના રાજ્યમાં ( પોતાથી દૂર ) જે પુરૂષોની યોજના કરવી ઘટે છે, તે પુરૂષો રાજાની સાથે તાબેદારીથી વર્તનારા, આજ્ઞા પાળવામાં તત્પર, શાંત, ચોખવટવાળા, સ્વભાવે કરીને સારા, તથા જે સ્થાનમાં તેમની યોજના કરી છે, તે સ્થાનમાં અસંતોષ માનીને તેની નિંદા નહિ કરનારા જોઇએ. તે પુરૂષો રાજાની પાસેથી દૂર બાહાર ફરનારા—જાણે રાજાના બહીશ્ચર પ્રાણ હોય તેવા છે. રાજાએ પોતાની બાજુ પર સદૈવ સિંહ રાખવો તથા પોતાનો અનુચર પણ સિંહજ રાખવો; કેમકે પોતે સિંહ ન છતાં પણ જે સિંહની સાથે રહે છે તે સિંહની પેઠે ફળ પામે છે. મતલબ કે રાજાએ પોતાની પાસે શૂરા પુરૂષો રાખવા; તેથી રાજા પોતે કદાચિત્ શૂર નહિ હોય તોપણ તે શૂરના જેવું ફળ પામશે પણ જે સિંહ છતાં તેની આસપાસ શ્વાનનું મંડળ વીંટાયલું હોય અને પછી તે સિંહ,

સિંહના જેવું કર્મ કરીને તેનું ફળ ભોગવવાની આશા કરે, તો શ્વાન મંડળે ઉપાસન કરેલો તે સિંહ સિંહનું ફળ ભોગવી શકતો નથી. હે રાજન્ ! એ પ્રમાણે શૂર, બુદ્ધિશાળી, બહુશ્રુત અને કુળવાન પુરૂષોને પાસે રાખવાથી આખી પૃથ્વી જીતવી શક્ય છે. સેવકવાળા રાજાઓમાં શ્રેષ્ઠ હે યુધિષ્ઠિર ! રાજાઓએ અવિદ્વાન્, અસત્યવાદી, અશુદ્ધ અને નિર્ધન, એવો સેવક રાખવો નહિ. જે સેવકો સ્વામિનું કાર્ય કરવાને છોડેલા બાણની પેઠે કાર્ય કર્યા વિના પાછા આવતા નથી તથા જેઓ પોતાના રાજાના હિતમાંજ ઉદ્યુક્ત છે, તેમને બક્ષિસો આપવી ઘટે છે. રાજાએ બહુ યત્ન કરીને નિરંતર ભંડારનું રક્ષણ કરવું; કેમકે રાજાઓનું મૂળ કોશમાં છે અને કોશજ વૃદ્ધિ કરનારો થાય છે. હે રાજન્ ! તારો અન્નાદિકનો કોઠાર નિરંતર પુષ્કળ ધાન્યથી ભરેલો રાખજે તથા તેની સોંપણી સારા પુરૂષોને કરજે, અને તેથી ધન તથા ધાન્યવાળો થજે. તારા સેવકો નિરંતર ઉદ્યોગી અને સંગ્રામમાં કુશળ થાઓ; તેમજ ઘોડાઓ ફેરવવામાં અને તે ઉપર અસ્વારી કરવામાં તેમનામાં પ્રવીણતા હોવી જોઇએ. હે કૌરવનંદન ! જ્ઞાતિજન અને બંધુજનની તું તપાસ રાખજે; મિત્ર અને સંબંધીઓથી વીંટાયલો રહેજે; તથા પુરવાસી પ્રજાના કાર્યમાં હિતની અપેક્ષા કરનારો થજે. હે તાત ! પ્રજા ઉપર સ્થિતિવાળી તારી બુદ્ધિ એ પ્રમાણે જોઇએ, એ મેં તને કહ્યું તથા તે ઉપર શ્વાનનું દૃષ્ટાંત કહ્યું; હવે ફરીને તું શું સાંભળવાને ઇચ્છે છે ?

एषातेनौष्ठिकीबुद्धिप्रजास्वभिहितामया ॥
शुनोनिदर्शनंतातकिंभूयः श्रोतुमिच्छसि ॥ १ ॥
इतिश्री महाभारते शां० राज० श्वर्षिसंवादे गु० भा०
शतोपरि एकोनविंशोऽध्यायः ॥ ११९ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ राजवृत्तायनेकानित्वयाप्रोक्तानिभारत ॥
॥ पूर्वैःपूर्वनियुक्तानिराजधर्मार्थवेदिभिः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,–હે ભારત! રાજધર્મના અર્થને જાણનારા પૂર્વજોએ પૂર્વ કાળમાં યોજેલી અનેક રાજનીતિઓ તમે કહી. જે રાજનીતિ તમે પૂર્વે જોએલી છે અને જે સત્પુરૂષોએ માન્ય કરેલી છે, તે તમે વિસ્તારે કરીને કહી; હે ભરત શ્રેષ્ઠ! તે હવે સંક્ષેપમાં કહો કે જેથી સુખે કરીને ગ્રહણ કરી શકાય. ભીષ્મ કહે છે,–હે રાજન્! સર્વે ભૂતોનું રક્ષણ કરવું એ ક્ષત્રિયના પરમ ધર્મ છે; માટે જે રીતે રક્ષણ થાય તે હું તને કહું તે સાંભળ. ધર્મ જાણનારા રાજાએ મોરની પેઠે વિચિત્ર રૂપ રાખવું. એટલે જેમ નાના પ્રકારનાં મોર પીછાં રાખે છે, તેમ રાજાએ પણ નાના પ્રકારનો દેખાવ રાખવો જોઇએ. રાજાએ તીક્ષ્ણતા, વક્રતા, સત્ય, સરળતા, રાખવી; તથા મધ્યસ્થપણે રહીને તેણે સત્વ ગુણ રાખવો; કેમકે એમ કરવાથી તે સુખ પામે છે. જે અર્થમાં જેથી હિત થાય તે રીતે પોતાનું રૂપ દર્શિત કરવું; કેમકે બહુ રૂપવાળા રાજાનો સુક્ષ્મ અર્થ પણ બગડતો નથી. જેમ શરદ ઋતુમાં મયૂર બોલતો નથી તેમ શરદ ઋતુના મયૂરની પેઠે હમેશાં મંત્રનું રક્ષણ કરવું. વળી રાજાએ રાજનીતિના શાસ્ત્રમાં પ્રવીણ થઇને કોમળ ઉચ્ચારથી વાણી બોલવી તથા તેણે શોભાયમાન થવું. મંત્ર ભેદ આદિક આપત્તિઓનાં દ્વાર છે, તેમાં સદા સાવધાન રહેવું. જેમ મોટા પર્વતમાં વૃષ્ટિ પડવાથી નદીઓનું પાણી ઢોળાવને લીધે જલદી વહી જાય છે, તેમ મંત્ર પણ તેની ત્વરાથી ભેદ પામે છે માટે તે વિષે વધારે સાવધ રહેવાની જરૂર છે. વળી પર્વતનાં પોલાણમાં જેમ વૃષ્ટિનાં જળ આશ્રય કરીને રહે છે તથા તેમાંથી થોડા થોડા પ્રવાહ બાહાર કાઢે છે, તેથી તે ચિરકાળ પહોચે છે, તેમ રાજાએ પણ પર્વતના જેવા સહનશીલ અને સંચયશીલ સિદ્ધ બ્રાહ્મણોનો આશ્રય કરવો કે જેઓ મંત્રાદિકનો સંચય કરે તથા રાજાને સદ્બુદ્ધિ આપે, તથા ધનાદિકનો નિયમિત ખરચ કરાવે. વળી રાજાએ પોતાનો અર્થ સિદ્ધ કરવાને ધર્મધ્વજની પેઠે યોગ્ય વખતે ક્રૂરત્વાદિ ચિન્હ પણ પ્રકટ કરવાં. નિરંતર ઉદ્યતદંડવાળા થવું; તથા ઘણી સાવધાનીથી આચરણ કરવું. પ્રજાની ઉપજ તથા ખરચ જોઇને રાજાએ તેમના ઉપર કરનો બોજો નાખવો. જેમ મોટા તાડનાં વૃક્ષ પૃથ્વીમાંથી રસ ખેંચીને ટોચે લાવે છે અને તાડી કાઢનાર

નિયમિત રીતે તેને દોહી લેછે, પણ શેરડીની પેઠે તેને મૂળમાંથી છેદન કરીને તેનો રસ લેવાની લાલસા રાખતા નથી, તેમ રાજાએ પણ નિયમિત રીતે પ્રજા પાસેથી દ્રવ્ય લેવું. રાજાએ પોતાના સમાજમાં નિરંતર શુદ્ધ રહેવું તથા પોતાના અશ્વાદિકે કરીને શત્રુરાજાનાં ધાન્યાદિકનો નાશ કરવો; પક્ષીને જેમ પાંખો આવવાથી તે ઉડવા લાગે છે, તેમ પાંખો આવવાથી એટલે પક્ષ પ્રબળ થયાથી શત્રુ સામે ચઢાઇ કરવી; તથા પોતાના પક્ષમાં કાંઇ વિકળતા હોય તે જોતાં રહેવું; અર્થાત્ તેનો સુધારો કરવો. શત્રુ રાજાના દોષ પ્રગટ કરતા રહેવું; તથા મૃગયાદિકના નિમિત્તથી બાહાર ફરવા નીકળીને શત્રુના પક્ષવાળાને ભમાવવા; જંગલમાં જેમ પુષ્પ બહાર નીકળીને મુસાફરનું મન લોભાવે છે, તેમ રાજાએ બાહાર નીકળીને શત્રુ પક્ષના મનુષ્યોનું મન લોભાવવું. પર્વતના સરખા ઊંચા વધેલા તથા મહત્તા પામેલા શત્રુ રાજાનો નાશ કરવો. તે રાજાના દુર્ગાધિપતિ સાથે છાની ગસલહત કરવી તથા દેવ દર્શનાદિકને બહાને ઓચિંતા ત્યાં જઇને તેના દુર્ગનો નાશ કરવો. વર્ષાઋતુમાં મયૂર જેમ રાત્રે છાનોમાનો નિર્જન એકાંતમાં બેશી રહે છે તેમ મયૂરનો ગુણ ધારણ કરીને રાત્રે રાજાએ અંતઃપુરમાંજ રહેવું. રાજાએ નિરંતર કવચયુક્ત રહેવું, તથા પોતાના ભરોંસાથીજ પોતાનું રક્ષણ કરવું. ચારાઓએ બતાવેલી ભૂમિમાં રહેલા પાશથી પોતાનું રક્ષણ કરવું અર્થાત્ ધાવ, રસોઇઆ વગેરે ફૂટીને વિષાદિક પ્રયોગ કરે તેથી નિરંતર સાવધ રહેવું. જો રાજા સાવધ ન રહે તો રાજાને તેઓ પાશભૂમિ ઉપર લેઈ જાય અને તે ફાંસામાં રાજાને ફસાવીને તેનો નાશ કરે. જેમ શત્રુ રાજાઓ વિષમયી કન્યા કરીને મોકલે અને તે કન્યા સાથે આવેલા પુરૂષો એમ કહે કે આ દ્વીપાંતરમાંથી આણેલી પદ્મિની કન્યા આપને ભેટ કરીએ છીએ માટે તે અંગીકાર કરીને એના ઉપર તથા અમારા ઉપર અનુગ્રહ કરવો જોઇએ. પણ રાજાએ તે ઉપર શંકિત નજરથી જોઇને પોતાના ગુપ્ત ચારાઓથી તેની તજવીજ કરીને તેમાંનું કપટ શોધી કાઢીને તેવા ફાંસીઆઓને તથા એવી કપટગતિ કરનારાઓનો ક્રોધે કરીને નાશ કરવો. શત્રુરાજાએ પોતાનું બળ વિસ્તારીને જે મોરની પેઠે પીંછાં ફેલાવ્યાં હોય

તેનો નાશ કરવો; તથા તેને ઠેકાણે પોતાના શૂરા સામંતોને વસાવવા. મોર જેમ મરજીમાં આવે ત્યારે પીંછાં પસારે છે અને સંકોચે છે, તેમ ઇચ્છા પ્રમાણે રાજાએ પોતાના બળનો વિસ્તાર કરવો અને સંકોચ કરવો. જેમ પતંગ દીવામાં પડીને નાશ પામે છે તેમ પોતે ઝંપલાવવું નહિ, પણ શત્રુને પાશમાં પાડીને નાશ પામવાનો ઘાટ કરવો. એ પ્રમાણે રાજાએ મોરની પેઠે પોતાના રાજ્યનું પાલન કરવું તથા તે વિચક્ષણ રાજાએ પોતાને બુદ્ધિ આપે એવી રાજનીતિ ધારણ કરવી. રાજાએ પોતાની બુદ્ધિએ કરીને આત્મસંયમન કરવું અથવા આ રીતેજ કરવું છે એવો નિયમ કરવો; તથા બીજાની બુદ્ધિ તેમાં લેઇને તે ઉપર તર્ક ચલાવવો; તથા શાસ્ત્રની બુદ્ધિથી તેનો નિશ્ચય કરવો. એજ શાસ્ત્રનું પ્રયોજન છે. સામાદીક ઉપાયે કરીને શત્રુને વિશ્વાસ ઉત્પન્ન કરવો; તથા પોતાની શક્તિનો નિશ્ચય કરવો અને શત્રુને તે બતાવવી. વળી પોતાની બુદ્ધિથી ભૂત ભવિષ્યનો વિચાર કરીને જે કરવા યોગ્ય હોય તેમાં પોતાની બુદ્ધિથી યોજના કરવી. જે પુરૂષ સાંતયોગમાં બુદ્ધિવાળો, જ્ઞાતા, કાર્ય અને અકાર્યની યોજના કરી જાણે એવો, નિગૂઢ બુદ્ધિવાળો તથા ધીર છે, તેને કહેવાપણું કાંઇ છેજ નહિ. પણ જો તે બુદ્ધિવાળો પુરૂષ બૃહસ્પતિ સરખો હોય, પણ નિબુદ્ધના જેવી વાત કરે તો જેમ તપાવેલો લોઢાનો ગોળો પાણીમાં નાખવાથી પોતાના અસલ રૂપને પામી જાય છે, તેમ યુક્તિએ કરીને તે પુરૂષ પણ પોતાની અસલ પ્રકૃતિને પામશે. રાજાએ પોતાને અને શત્રુના સંબંધનાં સર્વ કર્મ, જે કર્મ જેમ કરવાની શાસ્ત્રે આજ્ઞા કરી છે, તે કર્મ તેમ કરવાની આજ્ઞા કરવી. જે પુરૂષ કોમળ શીલવાળો હોય, જ્ઞાની, શૂરો અને અર્થના વિધાનને જાણનારો હોય, તથા બીજા પણ જે અધિક બળવાળા હોય તેમને રાજાએ પોતાના કૃત્યમાં યોજવા. પછી રાજાએ જોવું કે તે સર્વે પોતપોતાને યોગ્ય કાર્યમાં નિયુક્ત થયેલા છે, ત્યારે તેણે તંત્રી ( વીણા)ને અનુસરનારા સ્વરની પેઠે તે સર્વેને પોતે અનુસરવું. જે રાજા એમ માને કે આ તો મારો સેવક છે; તથા એવી પ્રીતિવડે ધર્મને વિરોધ ન આવવા દેતાં જે સર્વનું પ્રિય કરે તે રાજા પર્વતની પેઠે સ્થિર થાય છે. જેમ સારી કે નઠારી સર્વ વસ્તુઓ ઉપર

સૂર્ય, પોતાના વિસ્તારવાળા કિરણ ફેલાવે છે, તેમ રાજાએ પણ પ્રિય અને અપ્રિયને સમાન ગણીને ધર્મનુંજ રક્ષણ કરવું, રાજાએ પોતાના સર્વે કાર્યોમાં ધર્મ તથા અર્થનું રક્ષણ કરનારા પુરૂષોનું સ્થાપન કરવું. તે કુળ, પ્રકૃતિ અને દેશોના ધર્મને જાણનારા, મીઠું બોલનારા, આયુષ્યના મધ્ય ભાગમાં આવેલા ( દરેલ ઉમરના ), દોષ રહિત, હિતમાં યુકત, વિકત્થવાતા દોષ રહિત, લોભવિનાના, શિક્ષિત, દાંત અને ધર્મમાં નિષ્ઠાવાળા જોઇએ. એજ પ્રકારે કરીને રાજાએ પોતાના ચારાઓ પાસેથી છાની બાતમીઓ મેળવતાં ઉદ્યોગી રહેતાં અને સંતુષ્ટ રહેતાં, કૃત્યોની ઉત્તમ ગતિ જોતાં રહેવું. એટલે યોજેલાં કામ બરાબર થાય છે કે કેમ તેની છાની તપાસ કરતાં રહેવું, પણ તે વિષે એકદમ ખળભળાટ કરવો નહિ. જે રાજાનો ક્રોધ અને પ્રસન્નતા નિષ્ફળ જતાં નથી, જે રાજા પોતાના રાજકૃત્ય ઉપર પોતાની મેળેજ દૃષ્ટિ રાખે છે, તથા જે રાજાનો ખજાનો પોતાનાજ વિશ્વાસ ઉપર રાખેલો છે, તેને આખી વસુંધરા ( પૃથ્વી ) વસુ ( દ્રવ્ય ) આપનારી છે. જે રાજાનો અનુગ્રહ સ્પષ્ટ છે તથા નિગ્રહ પણ યથાર્થ છે, તથા જે રાજા પોતાનું અને પોતાના દેશનું રક્ષણ કરે છે, તે રાજા રાજ-ધર્મને જાણનાર જાણવો. જેમ સૂર્ય ઉદય પામી નીત્ય પ્રત્યે પોતાના કિરણો લંબાવીને સર્વ પદાર્થોની તજવીજ કરે છે, તેમ રાજાએ પણ નિત્ય પ્રત્યે સારી રીતે અનુસરનારા ચારાઓને મોકલીને સર્વ દેશની તજવીજ કરવી તથા પોતે પણ બુદ્ધિવડે આચરણ કરવું. રાજાએ સમય પ્રમાણે પ્રજા પાસેથી ધન ગ્રહણ કરતાં જવું, પણ પોતાનું ધનવાનપણું બતાવવું નહિ; તથા બુદ્ધિમાન પુરૂષ જેમ ગાયનું દોહન કરે છે, તેમ નિત્ય નિત્ય પ્રત્યે પૃથ્વીનું દોહન કરવું. જેમ ભમરો ક્રમે કરીને ફૂલોમાંથી મધુનો સંચય કરે છે તેમ રાજાએ પ્રજા પાસેથી દ્રવ્ય લઇને તેનો સંચય કરવો. જે ધન સંચય કરતાં બાકી રહેલું હોય તેમાંથીજ ધર્મ અને કામ ભોગને માટે ખરચ કરવું; પણ જે રાજા રાજનીતિ જાણનાર તથા આત્મસંયમન કરી જાણનાર હોય તેણે સંચય કરેલા કોશમાંથી તો કાંઇ પણ વાપરવું નહિ. અલ્પ અર્થ હોય તોપણ તેનો નાશ કરવો નહિ; તથા શત્રુના પક્ષના પુ-રૂષોનું પણ અપમાન કરવું નહિ. પોતાની બુદ્ધિએ કરીને પોતાને જાણવો.

તથા બુદ્ધિહીન પુરૂષો ઉપર વિશ્વાસ કરવો નહિ. સંતોષ, દક્ષતા, સંયમ, બુદ્ધિ, આત્મા, ધીરજ, શૂરત્વ, અને દેશકાળ જાણવામાં સાવધાની, એ આઠ વસ્તુઓ થોડા કે ઘણા દ્રવ્યની વૃદ્ધિનાં કારણો છે. અગ્નિ થોડો હોય તથાપિ તેમાં થોડે થોડે ઘૃત નાખ્યા કરીએ તો તે વૃદ્ધિ પામે છે; બીજ એક હોય પણ તેને વાવવાથી તે ઉપર હજાર બીજ આવે છે. માટે રાજાએ પોતાની આવક અને ખરચ બહુ ભારે છે એમ સાંભળીને અલ્પ વિત્ત હોય તેની પણ અવગણના કરવી નહિ. શત્રુ બાળક, જુવાન કે વૃદ્ધ હોય તો પણ અસાવધ પુરૂષનો નાશ કરે છે; પણ સમયને ઓળખનારો બીજો પુરૂષ તેનું મૂળ છેદી શકે છે; માટે કાળને ઓળખનારો રાજા સર્વમાં શ્રેષ્ઠ છે. શત્રુ બળવાન કે દુર્બળ હોય તો પણ તેનાથી સાવધજ રહેવું; તેની કીર્તિનો નાશ કરવો, તેના ધર્મનો રોધ કરવો, તેનો અર્થ નાશ કરવો અને તેનું મોટું વીર્ય નાશ કરવું. ક્ષય અને વૃદ્ધિ, પાલન અને સંચય, એ સર્વ જાણીને ઐશ્વર્યાદિકની ઇચ્છાથી કે વિજયાદિકની ઇચ્છાથી તે બન્ને રાજાએ કાંતો બુદ્ધિવડે સંધિ કરવો ઘટે છે અથવા પછી વિગ્રહ કરવો ઘટે છે, પણ રાજાએ એટલા માટે બુદ્ધિમાનપણું તો રાખવુંજ જોઇએ. જો બુદ્ધિ બળવાન હોય તો બળવાનનો નાશ કરે છે; બુદ્ધિ બળવાન હોય તો તેજ બુદ્ધિથી પોતાના બળનું રક્ષણ થવાથી તે બળ વૃદ્ધિ પામે છે; શત્રુ વૃદ્ધિ પામતો હોય તો તેને બુદ્ધિથી નાશ કરી શકાય છે; પ્રથમ બુદ્ધિ ઉપજ્યા પછી જે જે કાર્ય કરવામાં આવે તે તે કર્મ વખાણવા યોગ્ય થાય છે. જે પુરૂષ પોતાનામાં અલ્પ સત્વ છતાં પણ દોષ રહિત અને ધીર હોય તે જે જે કામની ઇચ્છા કરે તે તે કામ તેનાં પરિપૂર્ણ થાય છે. પણ જે પુરૂષ અત્યંત લોભી અને ગર્વિષ્ઠ થાય છે, તેને લગાર પણ શ્રેયઃ મળતું નથી. એટલામાટે રાજાએ સ્નેહ યુક્ત થઇને પ્રજામાંથી સર્વ પ્રકારે લક્ષ્મીનાં મૂળ પકડવાં. ઘણા કાળ સુધી એ પ્રમાણે પ્રજાને નીચોવીને અથવા રૂડે પ્રકારે પ્રજા ઉપર પડીને પણ રાજાએ બળવાન થવું. એમ ધન ગ્રહણ કરવા એટલે પ્રજાને નીચોવીને ધન લેવામા તાડ વૃક્ષનું દષ્ટાંત ધ્યાનમાં રાખવું, એટલે જેમ શેરડીને નીચોવીને રસ કાઢી લેછે તેમ પ્રજા પાસેથી લક્ષ્મી લેવી નહિ, પણ તાડના વૃક્ષમાંથી

જેમ તાડી દોહી લેવાય છે તેમ લક્ષ્મી લેવી. વિદ્યા, તપ, અને પુષ્કળ પૈસો એ સર્વે વ્યવસાયવડે પ્રાપ્ત કરવાને શકય છે. એ સર્વે વાનાં બુદ્ધિના સ્વાધીનમાં છે માટે જે દેહધારીમાં બુદ્ધિ છે તેનામાં એ વસે છે. એટલા વાસ્તે વ્યવસાય એ સર્વથી શ્રેષ્ઠ છે. જે સ્થળમાં બુદ્ધિમાન અને સ્વતંત્ર મનનાં મનુષ્યો વસે છે, જે સ્થળમાં ઇંદ્ર, સરસ્વતિ, અને વિષ્ણુ વસે છે, તથા જેમાં સર્વે ભૂત વસે છે એવો આ દેહ છે. માટે જે ડાહ્યા પુરૂષ હોય તેણે એવા દેહનો અનુદ્યોગી થઇ નાશ કરવો નહિ. અર્થાત્ મનુષ્યે પોતાનું આખું આયુષ્ય ઉદ્યોગમાં ગાળવું ઘટે છે. નિરંતર દ્રવ્ય આપવાવડે કરીને લોભીને હણવો. લોભી માણુસ પારકુ ધન લેવાથી તૃપ્ત થતો નથી. યજ્ઞાદિક કર્મ અને ગુણ તેના ઉપભોગમાં એટલે સુખની વાસનામાં સર્વ કોઇ લોભીજ છે. તેવો પુરૂષ જો અર્થ વિનાનો થાય તો સુખના લોભથી ધર્મને અને કામને ત્યાગ કરે છે, કેમકે તેમાં દ્રવ્યનો ખર્ચ થાય છે. લોભી માણુસ પારકાં ધન, ભોગ, પુત્ર, સ્ત્રી અને સમૃદ્ધિ, એ સર્વેની ઇચ્છા કરે છે. લોભી માણુસમાં સર્વે દોષનો સંભવ છે માટે રાજાએ લોભી માણુસનું ગૃહણ કરવું નહિ. હલકો મનુષ્ય હોય તો પણ તેના તરફ દૃષ્ટિ કરીને તેને પ્રેરણા કરવી—ઉત્તેજન આપવું, તથા ડાહ્યા પુરૂષે શત્રુઓના સર્વે આરંભોનો તથા સર્વે અર્થનો નાશ કરવો. હે પાંડવ ! જે રાજા બ્રાહ્મણ મંડળમાં તત્વને જાણનારો હોય, મંત્રીઓવડે રક્ષણ કરાયલો હોય, જેનો સર્વ લોક વિશ્વાસ રાખતા હોય, અને જે સત્કુળમાં જન્મ પામેલો હોય તે રાજા પોતાના સામંતોને વશ કરવામાં સમર્થ થાય છે. હે યુધિષ્ઠિર ! બ્રહ્માએ યોજના કરેલા રાજધર્મ મેં તને સંક્ષેપમાં કહ્યા તેનો તું બુદ્ધિવડે વિચાર કર. જે રાજા ગુરૂનું અનુસરણ કરીને આ રાજધર્મને હૃદયમાં ધારણ કરે છે તે આખી પૃથ્વીને પામવાને સમર્થ થાય છે. જે રાજાનું સુખ અનીતિવડે કરીને પ્રાપ્ત કરેલું હોય છે અથવા દૈવયોગથી પ્રાપ્ત થયેલું હોય છે અથવા બળાત્કારે પ્રાપ્ત કરેલું હોય છે અને તે વિધિપૂર્વક દેખાય છે તોપણ તે રાજાને ઉત્તમ ગતિ પ્રાપ્ત થતી નથી તથા સર્વોત્તમ રાજસુખ તેને પ્રાપ્ત થતું નથી. જે રાજા ઇંદ્રિઓનો નિગ્રહ કરનારો હોય છે તેના શત્રુઓ કદાપિ ધનવાન હોય, બુદ્ધિવાળા પુરૂષોએ પૂજન કરેલા હોય,

ગુણુ થકી યુક્ત હોય, સંગ્રામમાં જેણે પરાક્રમ કર્યાં છે એવા હોય, તોપણ સંધિ વિગ્રહાદિકનો વિચાર કરીને ઉદ્યોગ કરતા તે શત્રુઓની સાથે સંધાન કરીને તેનો નાશ કરે છે. નાના પ્રકારની ક્રિયાઓના માર્ગે કરીને ઉપાય શોધવા પણુ જે ઉપાય શાસ્ત્ર સંમત નથી તેમાં રાજાએ બુદ્ધિનો પ્રવેશ કરવો નહિ. જે પુરૂષ નિર્દોષ પુરૂષમાં દોષ જોનારો થાય છે તે પુરૂષને ઉત્તમ ધન, અને પુષ્કળ યશ પ્રાપ્ત થતાં નથી. જો બે મિત્ર હોય અને બન્ને પ્રીતિ રાખતા હોય અને એકજ કાર્ય બન્નેને સોંપેલું હોય અને તેઓ બન્ને તે કાર્ય કરતા હોય તો તેમાંથી જે મિત્ર ઘણો ભાર વહન કરે તે મિત્રજ ખરો સ્નેહી છે એમ ડાહ્યા પુરૂષે જાણવું. હે રાજન્! મારા કહેલા એ રાજધર્મોનું તું આચરણુ કર તથા મનુષ્યોનું રક્ષણુ કરવામાં તારી બુદ્ધિ ધારણુ કર. તેથી તું સુખે કરીને સુકૃતનું ફળ પામીશ. કેમકે આ સર્વ લોકનું મૂળ ધર્મ છે.

एतान्मयोक्तांश्चरराजधर्मान्नृणांचगुप्तौमातिमादधत्स्व ॥
अवाप्स्यसेपुण्यफलंसुखेनसर्वोहिलोकोनृपधर्ममूलः ॥ ५६ ॥
इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणिगुर्जरभाषायां
शतोपरि विंशातितमोऽध्यायः ॥ १२० ॥

**युधिष्ठिरउवाच** ॥ अयंपितामहेनोक्तोराजधर्मःसनातनः ॥
॥ इश्वरश्चमहादंडोदंडेसर्वंप्रतिष्ठितम् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે—પિતામહે કહેલો આ રાજધર્મ સનાતન છે તથા તેમાં વર્ણવેલો મહાદંડ એ સમર્થ છે. દંડમાં સર્વ સ્થિતિમાન થયલું છે. હે મહારાજ! સર્વે દેવ, ઋષિ, મહાત્મા પિતૃઓ, યક્ષ, રાક્ષસ, પિશાચ, વિશેષે કરી સાધ્યા દેવો, જગત્‌માં સર્વે પ્રાણીઓ, પશુ પક્ષીની યોનીમાં જન્મ પામેલાં પ્રાણીઓ, એ સર્વમાં વ્યાપ્ત કરીને રહેનાર મોટા તેજવાળો દંડ સર્વોત્તમ છે. તમે એમજ કહ્યું છે. કેમકે દેવ, અસુર અને મનુષ્ય તથા સચરાચર જગત્ એ સર્વ તમે દંડમાં જોયું છે. હે ભરત શ્રેષ્ઠ! દંડ કોણ છે, કેવો, શું છે, તેનું રૂપ કેવું છે, તેનું સ્થાન કયું છે, એ સર્વ

હું તત્વે કરીને જાણુવા ઈચ્છું છું. હે પ્રભો ! તે શાનો બનેલો છે, તે શી જાતનો છે, તેની મૂર્તિ કેવી છે, તે કેવી રીતે જાગે છે, અને પ્રજામાં શી રીતે ધ્યાન આપે છે. આ પૂર્વાપર સર્વનું પ્રતિપાલન કરતો જે જાગૃત રહે છે એ દંડ તે કોણુ છે. પૂર્વે એ દંડને કોણે જાણ્યો તથા દંડસંજ્ઞા ધારણુ કરનાર ઉત્તમ એ કોણુ કોણુ છે. દંડની સંસ્થા કેવી છે અને એની ગતિ કેવી કહેવાય છે. ભીષ્મ કેહેછે–હે યુધિષ્ઠિર ! દંડ શું છે તથા તેનો વ્યવહાર જેવી રીતે થાય છે, સર્વ કાંઈ જેની સ્વાધીનતામાં રહેલું છે તે કેવળ દંડ વિષે હું તને કહું છું. હે રાજન્ ! ધર્મનું રૂડે પ્રકારે વ્યાખ્યાન કરવું–પ્રકાશ કરવો તેને વ્યવહાર કહે છે. તે વ્યવહારનો લોપ લોકમાં કેવી રીતે ધ્યાન આપીને વર્ત્તવાથી ન થાય તે વ્યવહારનું વ્યવહારપણું છે. એ વ્યવહારપણાને પૂર્વે મનુએ આરંભથી કહેલું છે. એનેજ દંડ કહે છે. જે રાજા એ દંડને સારી રીતે ચલાવીને તથા પ્રિય અને અપ્રિય બન્નેને સમાન રાખીને પ્રજાનું રક્ષણુ કરે છે તે રાજાને કેવળ ધર્મ જાણુવો. હે નરપતે ! બ્રહ્મદેવનું મહા વચન જે મેં તને કહ્યું તેજ વચન પૂર્વે મનુએ કહેલું છે. આ વચન પૂર્વે કહેલું છે માટે તેને પૂર્વ વચન કહે છે. અર્થાત્ દંડને પૂર્વે ધર્મ, કહેલો છે માટે તેને ધર્મ એવું નામ આપેલું છે. તથા તેમાં વ્યવહારનું નિરૂપણ કરેલું છે માટે તેને 'વ્યવહાર' એમ કરીને કહે છે. અર્થાત્ વ્યવહાર એ દંડનું ત્રીજું નામ છે. દંડનો ઉપયોગ જો સારી રીતે કર્યો હોય તો ધર્મ અર્થ અને કામ એ ત્રણે વર્ગ નિરંતર દંડમાંજ રહેલા છે. પરમ દંડ એજ સાક્ષાત દૈવ છે અને જેઓ જાજ્વલ્યમાન અગ્નિ હોય તેવું દંડનું રૂપ છે. એનો વર્ણુ કાળા કમળના પત્ર સરખો શ્યામ છે, એને ચાર દાઢો છે, ચાર ભૂજ છે, આઠ પગ છે, અનેક નેત્ર છે, શંકુ આકૃતિના કાનછે, અને ઉભાં રૂવાંટાં છે. તેને માથે જટા છે, બે જીભ છે, રાતું મોઢું છે, મૃગચર્મ તેણે ઓઢેલું છે, એવું ઉગ્રરૂપ પ્રબળ દંડ દેવતાએ ધારણ કરેલું છે. તરવાર, ધનુષ્ય, ગદા, શકિત, ત્રિશૂળ, મુદગર, બાણુ, મૂશળ, ફરસી, ચક્ર, પાશ, દંડ, ઋષ્ટિ તોમર, એ સર્વે અને એ વિના પણુ બીજાં જે જે આયુધો જગત્માં છે તે સર્વે દંડે ધારણુ કરેલાં છે. સર્વનો આત્મારૂપ તે એવી રીતે મૂર્તિમાન

થઇને લોકમાં વિચરે છે. ફોડતો, કાપતો, પીડા કરતો, કાતરતો, ચીરતો, ઉખેડી નાંખતો, હણતો અને દોડતો તે દંડ લોકમાં ફરે છે. હિંસા કરનાર, અસિરૂપ, તીક્ષ્ણ કવચવાળો, ધારણ ન કરી શકાય એવો, જેના ગર્ભમાં લક્ષ્મી રહેલી છે, એટલે જેના થકી લક્ષ્મી ઉત્પન્ન થાય છે એવો વિજય-રૂપ જગતને શાસન કરનાર સનાતન વ્યવહારરૂપ દંડ છે, તે દંડ શાસ્ત્ર-રૂપ, બ્રાહ્મણરૂપ, મંત્રરૂપ શાસ્ત્રના શીક્ષા આપનારરૂપ અને પૂર્વનાં વચન કહેનારરૂપ છે. ધર્મનું પાલન કરનાર, અક્ષર, દેવ, સત્યમાં ગતિ કરનાર, નિત્ય વસ્તુમાં ગતિ કરનાર, અને સર્વથી આગળ જન્મ પામેલો તે દંડ છે. તે અસંગ છે, રૂદ્રનો પુત્ર છે, મનુરૂપ છે, સર્વેથી જ્યેષ્ઠ છે અને કલ્યાણ કરનાર છે. એ ઉપરથી અસિ, વિશસન, ધર્મ, તીક્ષ્ણવર્મા, દુરાધર, શ્રીગર્ભ, વિજય, શાસ્તા, વ્યવહાર, સનાતન, શાસ્ત્ર, બ્રાહ્મણ, મંત્ર, ધર્મપાલ, અક્ષર, દેવ, સત્યગ, નિત્યગ, અગ્રજ, અસંગ, રૂદ્રતનય, મનુ, જ્યેષ્ઠ અને શિવંકર વગેરે નામ દંડનાં પાડેલાંછે તે હે યુધિષ્ઠિર ! મેં તને કહ્યાં. દંડ એ ભગવાન વિષ્ણુરૂપ છે. દંડ એ નારાયણ પ્રભુરૂપ છે. તે શાશ્વત તથા મહાન રૂપને ધારણ કરીને મહાપુરૂષ કહેવાય છે. લક્ષ્મી, વૃત્તિ, સરસ્વતિ, દંડનીતિ, જગતધાત્રિ એ સર્વે જેમ બ્રહ્માની કન્યાનાં રૂપ છે તેમ દંડ પણ ઘણા દેહવાળો છે. તે દંડનાં રૂપ આ પ્રમાણે છે. એટલે અર્થ અને અનર્થ, સુખ અને દુઃખ, ધર્મ અને અધર્મ બળ અને નિર્બળતા, ભાગ્ય અને દુર્ભાગ્ય, પુણ્ય અને પાપ, ગુણ અને દુર્ગુણ, કામ અને અકામ, ઋતુ, માસ, રાત્રી, દિવસ અને ક્ષણ, પ્રમાદ અને અપ્રમાદ, હર્ષ અને ક્રોધ, શમ અને દમ, દૈવ અને પુરૂષપ્રયત્ન, મોક્ષ અને અધોગતિ, ભય અને નિર્ભયતા, હિંસા અને અહિંસા, તપ અને યજ્ઞ, સંયમ, વિષ અને અમૃત, આદિ, મધ્ય, અને અંત, કૃત્યનો પ્રપંચ, મદ, પ્રમાદ, દર્પ, દંભ, ધૈર્ય, નીતિ અને અનીતિ, શક્તિ અને અશક્તિ, માન, અને અક્કડતા, ઉપજ અને ખરચ, વિનય, ત્યાગ, કાળ અને અકાળ, સત્ય અને અસત્ય, જ્ઞાનવાનપણું, શ્રદ્ધા અને અશ્રદ્ધા, નપુંસકપણું અને વ્યવ-સાય, લાભ અને હાની, જય અને પરાજય, તીક્ષ્ણતા અને કોમળતા, મૃત્યુ, આગમ અને નાશ, વિરોધ અને અવિરોધ, કાર્ય અને અકાર્યું; બળ અને નિર્બળતા, અસૂયા અને અનસૂયા, ધર્મ અને અધર્મ, લાજ અને

નિર્લજ્જપણું, શરમાળપણું, સંપત્તિ અને વિપત્તિ, તેજસ્વી કર્મ, પાંડિત્ય, વક્તૃત્વશક્તિ, તત્વબુદ્ધિપણું, હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે જગતમાં દંડનાં અનેક રૂપ છે. જો દંડ હોય નહિ તો લોકો પરસ્પરનો નાશ કરે, હે યુધિષ્ઠિર ! દંડના ભયથી મનુષ્યો એક બીજાનો નાશ કરતા નથી. હે રાજન્ ! દંડવડે રક્ષાયલી પ્રજા દિવસે દિવસે રાજાની વૃદ્ધિ કરે છે; માટે દંડ એ સર્વનો શરણભૂત છે. હે રાજન્ ! દંડ આ સર્વ લોકની તત્કાળ વ્યવસ્થા કરેછે અને એ પ્રમાણે વ્યવસ્થિત થયેલો ધર્મરૂપી દંડ બ્રાહ્મણોમાં રહેછે. જે બ્રાહ્મણો ધર્મયુક્ત છે તે બ્રાહ્મણો દેવયુક્ત થાયછે. યજ્ઞ દેવતાઓમાંથી ઉત્પન્ન થયેલોછે અને તે યજ્ઞ દેવતાઓને પ્રસન્ન કરેછે. દેવતાઓ પ્રસન્ન થઇને નિરંતર ઇંદ્રને નિવેદન કરેછે અને ઇંદ્ર આ પ્રજા ઉપર અનુગ્રહ કરીને તેમને અન્ન આપેછે. સર્વે પ્રાણીમાત્રના પ્રાણ અન્નને આધારે રહેલા છે માટે તે અન્નવડે પ્રજા સ્થિર થાય છે અને તે પ્રજામાં દંડ સર્વદા જાગૃત છે. દંડનું એ પ્રયોજન છે. તે દંડ ક્ષત્રિયપણાને પામીને નિરંતર પ્રજાનું રક્ષણ કરીને જાગે છે. તે અક્ષરરૂપ ( અવિનાશી ) અને નિરંતર સાવધાન છે. ઇશ્વર, પુરૂષ, પ્રાણ, સત્વ, વિત્ત, પ્રજાપતિ, ભૂતાત્મા અને જીવ એવાં આઠ નામ તે દંડનાં છે. ઇશ્વરે ક્ષત્રિયને દંડ આપેલો છે તથા તેનામાં ઐશ્વર્ય ધારણ કરેલું છે અને તેથી કરીને તે બળથી યુક્ત તથા નિરંતર પાંચ પ્રકારનો છે આત્મા જેનો એવો તે છે. હે યુધિષ્ઠિર ! કુળ, ઘણું ધન, અમાત્ય, બુદ્ધિ અને બળ તથા તેજ, ઓજ, સહ, આખ્યાન, દેહ, ઇંદ્રિય, બુદ્ધિ અને સામર્થ્ય એ આઠ, એટલાવડે રાજા શત્રુના બળનો નાશ કરે છે. હાથી, ઘોડા, રથ, પાયદળ, નાવ, વિષ્ટિ, દેશિક અને આવિક એ અષ્ટાંગ બળ કહેવાય છે. અથવા એ આઠથી યુક્ત એવા રથી, હાથી ઉપર બેસનારા, અસ્વાર, પાયદળ, મંત્રીઓ, વૈદ્ય, ભિક્ષુક, આચાર્ય, મુહુર્ત આપનાર જોશી, દૈવચિંતક જોશી, કોશ, મિત્ર, ધાન્ય, સર્વ સાહિત્ય, સાત પ્રકૃતિ, આઠ અંગ, એ જેનું શરીર છે એવા રાજ્યનું દંડ એજ અંગ છે. દંડ એજ ઉત્પત્તિસ્થાન છે. ઇશ્વરે પ્રયત્નવડે કરીને પ્રજાનું રક્ષણ થવાના કારણથી સમાન રૂપ વાળો દંડ ક્ષત્રિયને આપ્યો છે. દંડને આધીન આ સકળ વિશ્વ છે. જે પ્રમાણે પ્રત્યક્ષ ધર્મ રાજાએ પૂજવા

યોગ્ય છે તેવું બીજું કાંઇ વિશેષ પૂજવા લાયક રાજાને નથી. ઇશ્વરે લોકનું રક્ષણ કરવાને અર્થે અને ધર્મનું સ્થાપન કરવાને અર્થે બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા છે; માટે રાજાએ તેઓને પૂજવા યોગ્ય છે. બે મનુષ્ય વિવાદ કરતા હોય તેને વાદી પ્રતિવાદી કહે છે. બન્નેમાંથી એકનો જય અને બીજાનો પરાજય થાય છે, તેથી તે વ્યવહાર ઉપર વિશ્વાસ ઉત્પન્ન થાય છે; માટે વિવાદ કરનારાઓના વિશ્વાસથી ઉત્પન્ન થયેલો વ્યવહાર છે. માટે વાદી પ્રતિવાદીના વિશ્વાસરૂપ એ વ્યવહાર વેદોક્ત છે, અને તેથી તેને વેદપ્રત્યય કહે છે. હે નરવ્યાઘ્ર! તેમાંનો એક વ્યવહાર કુળાચારથી ઉત્પન્ન થયેલો છે અને બીજો શાસ્ત્રથી ઉત્પન્ન થયેલો છે. એનો અર્થ એવો છે કે પરસ્ત્રીગમનાદિ દોષ કરીને સભાસદોની પાસે જવાથી દોષની શુદ્ધિને અર્થે તેઓ જે પ્રાયશ્ચિત આપે છે તે વેદોક્ત વ્યવહાર છે, તથા જેમ શૂદ્ર સુરાપાન કરે તો તેને પ્રાયશ્ચિત શાસ્ત્રમાં કહ્યું નથી તથાપિ કોઇક શૂદ્રની ન્યાતમાં એવો પ્રતિબંધ કર્યો હોય કે આપણામાંથી જે સુરાપાન કરે તેને જ્ઞાતિબાહાર મૂકવો તો એ વ્યવહાર કુળાચાર સંબંધી છે. તેજ પ્રમાણે શાસ્ત્ર જાણનારાઓએ ધર્મના જ્ઞાન સંબંધી જે નિયમો કર્યા હોય તેને શાસ્ત્રોક્ત વ્યવહાર જાણવો. એ ત્રણ દંડોમાંથી જે દંડ રાજસભામાં થાય છે તે દંડ ક્ષત્રિયને આધીન છે એમ અમારૂં જાણવું છે. જે દંડ વ્યવહારના પ્રત્યયથી સિદ્ધ થયેલો છે એટલે રાજ સભામાં ઇનસાફ આપીને જે દંડ ઠરાવવામાં આવે છે તે દંડ યદ્યપિ મન્વાદિક ઋષિઓએ કહેલો છે તો પણ તેનું મૂળ વેદમાં છે માટે તેને વેદ સંબંધી દંડ જાણવો. જે દંડની ઉત્પત્તિ વેદમાંથી છે તે દંડ ધર્મરૂપ જાણવો; કેમકે ગુણના દર્શનવડે તે ધર્મ ઉત્પન્ન થયેલો છે તેથી સત્પુરૂષોએ તેને ધર્મ સંબંધી દંડ કહેલો છે. એનું દષ્ટાંત એ છે કે કોઇ પુરૂષે પરસ્ત્રીનો સમાગમ કર્યા પછી તેના મનમાં એમ આવે કે આ અધર્મવડે કરીને મારો ધર્મ લોપ થાય નહિ અને તેટલા માટે પશ્ચાત્તાપ પામીને પ્રાયશ્ચિતરૂપ જે દંડ પોતે ધારણ કરે છે તે ધર્મ દંડ છે. હે યુધિષ્ઠિર! એ દંડ અથવા વ્યવહાર પ્રજાનું રક્ષણ કરવાને અર્થે બ્રહ્માએ ઉત્પન્ન કર્યો છે. તે સત્યરૂપ અને જગતની આબાદીની વૃદ્ધિ કરનાર દંડ ત્રણ લોકનું

ધારણ કરે છે. જેને દંડ કહે છે તેજ સનાતન વ્યવહાર છે એમ અમે જાણીએ છીએ અને અમે જેને વ્યવહાર જાણીએ છીએ તે વેદ છે એ નિશ્ચય છે, અને જે વેદ છે તેજ ધર્મ છે અને જે ધર્મ છે તેજ સન્માર્ગ છે. પૂર્વે પ્રજાના પતિ પિતામહ બ્રહ્મા ઉત્પન્ન થયા તે દેવ, દૈત્ય, મનુષ્ય અને નાગ તથા સર્વ પ્રાણીઓ સહિત આ લોકના કર્ત્તા છે. પૂર્વે જે વાદી પ્રતિવાદીના વ્યવહારરૂપ દંડ કહ્યો છે તે તેમના થકી ઉત્પન્ન થયો છે; તે કારણથી આ વ્યવહાર સંબંધી આ દષ્ટાંત તે પણ બ્રહ્મદેવનુંજ કહેલું છે કે, માતા, પિતા, ભ્રાતા, સ્ત્રી, પુરોહિત અને જે પોતાના ધર્મ પ્રમાણે વર્ત્તે છે તે, એટલા જણ રાજાએ દંડ કરવા યોગ્ય નથી.

मातापिताचभ्राताचभार्याचैवपुरोहितः ॥

नादंड्योविद्यतेराज्ञोयःस्वधर्मेणतिष्ठति ॥ ६० ॥

इतिश्री महाभारते शां० राज०गु० भा० शतोपरिएकाविंशोऽध्यायः ॥१२१॥

**भीष्मउवाच** ॥ अत्राप्युदाहरंतीममितिहासंपुरातनम् ॥

॥ अंगेषुराजाद्युतिमान्वसुहोमइतिश्रुतः ॥ १ ॥

ભીષ્મ કહેછે,–આ જગોએ પણ આ પુરાતન ઇતિહાસનું દષ્ટાંત આપવામાં આવે છે. અંગ દેશમાં વસુહોમ નામે તેજસ્વી અને કીર્તિમાન રાજા થયો હતો તે રાજા નિરંતર ધર્મને જાણનારો હતો, તે પોતાની સ્ત્રી સાથે, દેવ ઋષિ અને પિતૃઓએ પૂજેલા મુંજ પૃષ્ઠ ઉપર ગયો. ત્યાં મેરૂના બરફવાળા શિખર ઉપર, મુંજાવટ પ્રદેશમાં રામે જટાનું હરણ કરવાની આજ્ઞા કરી હતી, તે ઉપરથી હે રાજેંદ્ર! પ્રશંસા કરવા યોગ્ય જેમનાં આચરણ છે એવા ઋષિઓ તે રૂદ્રે સેવેલા પ્રદેશને મુંજા પૃષ્ઠ કહેવા લાગ્યા. તે સ્થળમાં રહીને તે રાજા ઘણા વેદમય ગુણોએ કરીને યુક્ત થયો તથા બ્રાહ્મણોએ માન આપેલો તે દેવર્ષિ સરખો થયો. તે રાજાની પાસે એક સમયે ઇંદ્રનો માનવંતો સખા, અદીન પ્રકૃતિવાળો, શત્રુને નાશ કરનાર, માંધાતા રાજા આવ્યો. તે માંધાતા રાજા વસુહોમ રાજાની પાસે જઇને તેને ઉગ્ર તપવાળો જોઇને તેની પાસે નમસ્કાર કરીને ઉભો રહ્યો. વસુહોમ રાજાએ પણ પાદ્ય અને અર્ઘ્યનું નિવેદન કર્યું તથા

સમાંગ રાજ્યની કુશળતાનો તથા તેના નિર્વિકારપણાનો તેને પ્રશ્ન કર્યો. વસુહોમે તેને પૂછ્યું કે સત્પુરૂષોએ પૂર્વે આચરણ કરેલા માર્ગને તમે યથાવત્ અનુસરનારા છો. હે રાજન ! હું તમારી કયી આજ્ઞા સંપાદન કરૂં ? હે પાંડવ ! પછી તે માંધાતા અતિ પ્રસન્ન થઇને મહા બુદ્ધિવાળા તે સ્થળમાં બેઠેલા વસુહોમ પ્રત્યે બોલ્યા. માંધાતા કહે છે–હે રાજન્ ! હે ઉત્તમ પુરૂષ ! બૃહસ્પતિનું શાસ્ત્ર તમે સઘળું ભણ્યા છો તેજ પ્રમાણે શુક્રાચાર્યની રાજનીતિનું પણ તમને જ્ઞાન છે. એટલામાટે દંડ શી રીતે ઉત્પન્ન થાય છે તે હું જાણવાને ઇચ્છું છું. વળી તે શી રીતે પૂર્વે જાગૃત રહે છે અને તેની મહત્તા શી છે તેમજ ક્ષત્રિયોના હાથમાં દંડ શી રીતે આવ્યો તે મને હે મહા બુદ્ધિવાળા રાજન કહો; હું તમને આચાર્ય દક્ષિણા આપીશ. વસુહોમ કેહે છે–હે રાજન્ ! લોકસમુદાયમાંથી દંડ જે રીતે ઉત્પન્ન થયો તે તું સાંભળ. તે પ્રજાની નીતિનું રક્ષણ કરવાને અર્થે સનાતન ધર્મરૂપ છે. સર્વ લોકના પિતામહ ભગવાન બ્રહ્મદેવને એક વખત યજ્ઞ કરવાની ઇચ્છા થઈ. પણ તેમને પોતાના સરખો કોઇ ઋત્વિજ મળ્યો નહિ એમ અમે સાંભળ્યું છે, ત્યારે તે વિચારરૂપ ગર્ભ ઘણા વરસ સુધી તેમણે માથામાં ધારણ કરી રાખ્યો; અને એક હજાર વરસ પૂરાં થયાં ત્યારે છીંક ખાતાં તે ગર્ભ તેમાંથી નિકળી પડ્યો. હે શત્રુને નાશ કરનાર માંધાતા ! તે ક્ષુપ નામે પ્રજાપતિ ઉત્પન્ન થયો. હે મહારાજ ! મહાત્મા બ્રહ્મદેવના યજ્ઞમાં તે ઋત્વિજ થયો. હે રાજશ્રેષ્ઠ ! બ્રહ્મદેવનો તે યજ્ઞ ચાલુ થયો એટલે બ્રહ્મદેવનું દીક્ષા ધારણ કરેલું તે સ્વરૂપ જોઇને અંતર્ધાન દંડ થયો. અર્થાત્ પ્રજાના નિયંતા બ્રહ્મદેવે દીક્ષા ધારણ કરી માટે નિયમન કરનાર કોઇ રહ્યો નહિ તેથી દંડ અંતર્ધાન થયો. જ્યારે દંડ અંતર્ધાન થયો ત્યારે પ્રજામાં મોટો ગરબડાટ ઉપજ્યો. કાર્ય, અકાર્ય, ભોજ્ય, અભોજ્ય એ સંબંધી કાંઇ વિચાર રહ્યો નહિ તો પછી પેય અને અપેય એનો વિચાર તો કયાંથીજ હોય. પ્રજા એક બીજાનો નાશ કરવા લાગી. તે સમયે ગમ્ય અને અગમ્ય એવો ભેદ રહ્યો નહિ તથા પોતાનું અને પારકુ ધન એ સર્વે સરખું થઇ ગયું. જેમ કૂતરા માંસના ટુકડાને ચારે પાસથી લૂંટવા માંડે છે તેવી મનુષ્યોની સ્થિતિ થઇ ગઇ. બળવાન પુરૂષો નિર્બળનો નાશ કરવા લાગ્યા

તથા મર્યાદા રહિત થઇને વર્તવા લાગ્યા. પછી પિતામહ દેવે સનાતન ભગવાન વિષ્ણુનું પૂજન કરીને વરદાનને આપનારા મહાદેવ પ્રત્યે બોલ્યા કે હે કેશવ! આ સ્થળમાં તમારે અમારા ઉપર કૃપા કરવી યોગ્ય છે. જે રીતે આ પ્રજામાં સંકર ન થાય તે પ્રમાણે કરો. પછી ઉત્તમ શૂળ છે આયુધ જેનું એવા તે ભગવાને ઘણોક વખત ધ્યાન કરીને આત્મરૂપ દંડ તે દેવસત્તમે પોતાનામાંથીજ પ્રકટ કર્યો: તથા તેજ ધર્માચરણમાંથી સરસ્વતિ દેવી નીતિને પણ ઉત્પન્ન કરી અને ત્રણ લોકમાં તે દંડનીતિ એ પ્રકારે પ્રસિદ્ધ થઈ. વળી ઉત્તમ શૂળ છે આયુધ જેનું એવા તે ભગવાને ફરીને પણ ઘણીવાર સુધી ધ્યાન કરીને તે તે સમુદાયનો એક એક અધિપતિ ઉત્પન્ન કર્યો. સહસ્ર નેત્રવાળા ઇંદ્રને દેવતાઓનો ઇશ્વર કર્યો. વિવસ્વાન્ (સૂર્ય)ના પુત્ર યમને પિતૃઓનો રાજા ઠરાવ્યો, રાક્ષસ અને ધનનો સ્વામી કુબેરને નિર્માણ કર્યો, પર્વતનો સ્વામી મેરૂને કર્યો, સમુદ્રને નદીઓનો સ્વામી કર્યો. અસુર અને જળના રાજ્યમાં વરૂણને સ્વામી બનાવ્યો. પ્રાણનો સ્વામી મૃત્યુને કર્યો, તેજનો સ્વામી અગ્નિને કર્યો, અને રૂદ્રોનો રક્ષણ કરનારો સ્વામી ઇશાન નામે દેવને કર્યો. તે ઇશાન દેવ તે મહાત્મા વિશાળ છે નેત્ર જેનાં એવા સનાતન મહાદેવ છે. બ્રાહ્મણના સ્વામી વસિષ્ટને કર્યા. વસુઓનો સ્વામી અગ્નિને કર્યો. સૂર્યને તેજનો સ્વામી કર્યો. ચંદ્રને નક્ષત્રનો સ્વામી ઠરાવ્યો. વેલીઓનો સ્વામી સૂર્યને ઠરાવ્યો. ભૂતોનો સ્વામી બાર હાથવાળા ઉત્તમ રાજા સ્કંદકુમારને ઠરાવ્યા. સંહાર ને વૃદ્ધિરૂપ કાળને સર્વનો સ્વામી ઠરાવ્યો. શસ્ત્ર, શત્ર, યમ અને કર્મ, એ ચાર છે વિભાગ જેના એવા મૃત્યુના અને સુખ તથા દુ:ખના સ્વામી સર્વના દેવ, રાજાના રાજા, ધનના અધિપતિ કુબેરને ઠરાવ્યા. સર્વે રૂદ્રોના સ્વામી શૂલપાણી શંકરને ઠરાવ્યા એમ સાંભળવામાં છે. બ્રહ્માના પુત્ર, પાછળથી ઉત્પન્ન થયેલા પ્રજાના અધિપતિ, સર્વ ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ એવો ક્ષુપ, તે શંકરને આપ્યો. પછી યથાવિધિ તે યજ્ઞ ચાલતો થયો એટલે મહાદેવે ધર્મનું રક્ષણ કરનાર દંડ સત્કાર પૂર્વક વિષ્ણુને આપ્યો. વિષ્ણુએ તે દંડ અંગિરાને આપ્યો. મુનિશ્રેષ્ઠ અંગિરાએ તે દંડ ઇંદ્ર તથા મરીચિને આપ્યો, મરીચિએ ભૃગુને આપ્યો. ધર્મ સહિત દંડ ભૃગુએ ઋષિ-

ઓને આપ્યો. ઋષિઓએ લોકપાળને આપ્યો. લોકપાળોએ ક્ષુપને આપ્યો. ક્ષુપે સૂર્યના પુત્ર મનુને આપ્યો. તે મનુએ સૂક્ષ્મ એવા ધર્મ અને અર્થના કારણથી પોતાના પુત્રોને આપ્યો અને કહ્યું કે તમારે દંડ વિભાગ કરીને એટલે ન્યાયાન્યાયનો વિચાર કરીને ધર્મવડે દંડ કરવો. પણ મરજી આવે તેમ દૈવયોગે થયેલા કાર્યની પેઠે દંડ કરવો નહિ. દંડનું મુખ્ય પ્રયોજન એ છે કે દુષ્ટ પુરૂષોનો નિગ્રહ કરવો. દ્રવ્યાદિક લોકો પાસેથી લેવામાં આવે છે તે માત્ર લોકને ભય પમાડવાને બાહ્યોપચાર છે પણ રાજાના ભંડારમાં વૃદ્ધિ કરવાનો હેતુ તેમાં નથી. અલ્પ કારણ માટે મનુષ્યને ખોડ ખાંપણ આણવી નહિ તથા તેના દેહનો નાશ પણ કરવો નહિ. તે તે શરીરની પીડાઓ, દેહત્યાગ, દેશ નિકાલ ઇત્યાદિક દંડ યોગ્યતા જોઇને કરવા. સૂર્યના પુત્ર મનુએ પ્રજાના રક્ષણને અર્થે તે દંડ પોતાના પુત્રોને આપ્યો. એ પ્રમાણે પૂર્વના વખતથી ચાલતો આવેલો દંડ પ્રજાનું પાલન કરીને જાગતો રહેલો છે. ભગવાન ઇંદ્ર જાગે છે અને ઈંદ્રવડે કરીને ભગવાન સૂર્ય સાવધ રહે છે. તેના થકી વરૂણ દેવતા સાવધ રહે છે. વરૂણ થકી પ્રજાપતિ દેવ અને પ્રજાપતિ દેવ થકી વિનયરૂપ ધર્મ સાવધ રહે છે. ધર્મ થકી બ્રહ્માનો પુત્ર સનાતન વ્યવસાય અને વ્યવસાય થકી તેજ સર્વનું પાલન કરીને જાગ્રત રહે છે. તે તેજથી ઔષધીઓ અને ઔષધીથકી પર્વતો, અને પર્વત થકી રસ તથા રસના ગુણ જાગ્રત રહે છે. તે થકી દેવી નિઋતિ સાવધ રહે છે અને તેથી જ્યોતિઓ જાગ્રત રહે છે, જ્યોતિઓ થકી વેદ અને પ્રતિષ્ઠા, તેના થકી હયશિરા પ્રભુ, તેના થકી પિતામહ બ્રહ્મા જે નિર્વિકરણ પ્રભુ છે તે જાગ્રત રહે છે. પિતામહ થકી મહાદેવ ભગવાન શિવ જાગ્રત રહે છે. શિવથકી વિશ્વેદેવા, વિશ્વેદેવા થકી ઋષિઓ, ઋષિઓ થકી ભગવાન સોમ, સોમ થકી સનાતન દેવો અને દેવતાઓ થકી લોકમાં બ્રાહ્મણો જાગ્રત રહે છે. બ્રાહ્મણ થકી રાજાઓ જાગ્રત રહીને ધર્મવડે કરીને લોકનું રક્ષણ કરે છે અને સનાતન કાળથી ચાલતું આવેલું સ્થાવર અને જંગમ ક્ષત્રિઓ થકી જાગ્રત રહે છે. આ લોકમાં પ્રજા જાગ્રત રહે છે અને તેમનામાં દંડ જાગે છે. પિતામહ સમાન તેજવાળો દંડ સર્વનો સમાવેશ પોતાનામાં કરે છે. હે ભારત !

આદિ, મધ્ય અને અંતમાં સર્વ લોકના ઇશ્વર પ્રજાના પતિ મહાદેવ કાળ જાગ્રત રહે છે. દેવના દેવ, શિવ સર્વના પ્રભુ જેનાં શર્વ, કપર્દી, શંકર, રૂદ્ર, શિવ, સ્થાણુ, ઉમાપતિ એવાં નામ છે તે જાગ્રત રહે છે. એ પ્રમાણે આદિ, મધ્ય તથા અંતમાં દંડનું સ્વરૂપ મેં તને નિરૂપણ કરી બતાવ્યું. ધર્મને જાણનારા રાજાએ એ દંડનીતિવડે યથા ન્યાય આચરણ કરવું. ભીષ્મ કહે છે–એ પ્રમાણેજ પુરૂષ આ વસુહોમનો અભિપ્રાય સાંભળે અને સાંભળીને તે પ્રમાણે આચરણ કરે તો તેના સર્વે મનોરથ પ્રાપ્ત થાય. હે નરપતે! હે ભારત! ધર્મ થકી આક્રાંત એવા આ સર્વ લોકનો નિયંતા દંડ શું છે તે સર્વ મેં તને કહ્યું.

इतितेसर्वमाख्यातंयोदंडोमनुजर्षभ ॥
नियंतासर्वलोकस्यधर्माक्रांतस्यभारत ॥ ९६ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि दंडोत्पत्त्युपाख्याने गुर्जरभाषायां शतोपरि द्वाविंशतितमोऽध्यायः ॥ १२२ ॥

**युधिष्ठिरउवाच** ॥ तातधर्मार्थकामानांश्रोतुमिच्छामिनिश्चय ॥
॥ लोकयात्राहिकात्स्र्न्येनातिष्ठेत्केपुप्रतिष्ठिता ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,–હે તાત! હું ધર્મ, અર્થ અને કામનો નિર્ણય સાંભળવાને ઇચ્છું છું; તથા લોક યાત્રા સમગ્રપણે શામાં સ્થિતિ કરીને રહેલી છે? ધર્મ, અર્થ, અને કામ એ ત્રણનાં મૂળ કયાં છે? એ ત્રણનું ઉત્પત્તિસ્થાન શું છે? તેઓ અન્યોન્ય એકત્ર થઇને શી રીતે રહેલા છે તથા પૃથક પૃથક શી રીતે રહેલા છે?

ભીષ્મ કહે છે,–જ્યારે લોકો ધર્મ અને અર્થના નિશ્ચયમાં સારા મનવાળા થાય છે ત્યારે કાળ, ઉત્પત્તિસ્થાન અને સંસ્થા, એ ત્રણેમાં તે ધર્મ, અર્થ અને કામ ત્રણે એકત્ર થાય છે. એમાં કહેવાનો અભિપ્રાય એમ છે કે લોકોના મનમાં જ્યારે ધર્માદિકની શ્રદ્ધા હોય છે, ત્યારે તેઓ એમ માનેછે કે 'હું ગર્ભધાન' વિધિમાં કહ્યા પ્રમાણે તે વિધિપૂર્વક ઋતુકાળે સ્ત્રી સંગમ-કરીને પુત્ર પામીશ.' તે વખતે ઋતુકાળ એ કાળ, સ્ત્રી એ ઉત્પત્તિસ્થાન

અને રૂડે પ્રકારે કર્મનું નિષ્પન્ન થવું એ સંસ્થા, એ ત્રણેમાં યોનિસંસ્કાર રૂપધર્મ, પુત્રરૂપ અર્થ, અને સ્ત્રીસંગરૂપ કામ, એ ત્રણે એકત્ર થાય છે. અર્થનું મૂળ સદૈવ ધર્મમાં છે; અર્થનું ફળ કામ છે; તે સર્વેનું મૂળ સંકલ્પ છે અને સંકલ્પ વિષયરૂપ છે. સર્વે વિષયો સમગ્રપણે કરીને આહારથી સિદ્ધિને અર્થેછે. એ પ્રમાણે સંકલ્પ એ ધર્મ અર્થ અને કામનું મૂળ જાણવું. અને તે સંકલ્પનો નાશ એજ મોક્ષ છે, એમ જાણવું. ધર્મ થકી શરીરનું રક્ષણ થાય છે, અને અર્થ ધર્મને અર્થે ઉપયોગમાં આવે છે. ઇંદ્રિયોનિ પ્રીતિના ફળને અર્થે કામ છે; એ સર્વે રજોગુણ યુક્ત વાસનાઓ છે. એ ધર્મ, અર્થ અને કામનો મનવડે પણ ત્યાગ ન કરવો, પણ આત્મરૂપ ફળને અર્થે ઉત્તમ એવા ધર્માર્થ કામને સેવવા. એને તજવા હોય તો સંગફળ માત્ર ત્યાગ કરવો; વિચાર માત્રથીજ એને તજવા. કામમાં સ્થિતિવાળા એ ધર્માદિકથી તપવડે વિમુક્ત થવું યોગ્ય છે. અર્થાત્ ચિત્ત શુદ્ધિ માટે ધર્મ, નિષ્કામ કર્મને અર્થે અર્થ, અને દેહ ધારણને અર્થે કામનું સેવન કરવું. જો મનુષ્ય ધર્માદિક ત્રિવર્ગે કરીને મોક્ષની પ્રાપ્તિ કરી શકે તો તે તેની બુદ્ધિ શ્રેષ્ઠ જાણવી. પણ ધર્મથી અર્થ અને અર્થથી ધર્મ એ વિષયમાં અજ્ઞાનવડે નિકૃષ્ટ બુદ્ધિવાળો પુરૂષ મોહ પામે તો તે ધર્મ અને અર્થનું ફળ જે મોક્ષ તેને પ્રાપ્ત કરી શકતો નથી. પૂર્વે કહ્યું છે કે ધર્માર્થ કામ એ ત્રણ રજોગુણયુક્ત છે એટલે મલિન છે, તો તે મળ હવે બતાવે છે કે ફળ પ્રાપ્તિ થવાની વાસના રાખીને ધર્મ કરવો એ ધર્મનો મળ છે; દાન ન કરવું કે ભોગ ન ભોગવવા એ અર્થનો મળ છે; અત્યંત આસક્ત થઇ જવું એ કામનો મળ છે. એ સર્વે પોતાના ગુણથી વર્જિત એટલે દુર્ગુણ છે, માટે એ ત્રણે જો એ મળથી રહિત શુદ્ધ આચર્યા હોય તો ચિત્ત શુદ્ધિ દ્વારા બ્રહ્માનંદની પ્રાપ્તિ કરી આપે છે. હવે એ ત્રણ વર્ગ પૃથક પૃથક નિરૂપણ કરવાને અર્થે કામંદક અને આંગરિષ્ઠ એ બન્નેના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસનું આ સંબંધમાં ઉદાહરણ અપાય છે તે હું કહું છું. એક વખત કામંદક ઋષિ બેઠા હતા, તે વખતે આંગરિષ્ઠ રાજાએ પ્રણામ કરીને અને મર્યાદા ભંગ કરીને પૂછ્યું કે હે ઋષે, જે રાજા કામ, અથવા મોહના આવેશથી ન ઇચ્છતાં છતાં પાપ કરે અને

પછી તે પશ્ચાત્તાપથી તપ્ત થાય તો તેનું પાપ શી રીતે નાશ પામે? જે પુરૂષ અજ્ઞાનથી અધર્મને ધર્મ જાણીને આચરે અને લોકમાં તે અધર્મનો વિસ્તાર કરે તો તેનું પણ રાજાએ શી રીતે નિવર્તન કરવું? કામંદક ઋષિ કહે છે,–જે પુરૂષ ધર્મ અને અર્થનો ત્યાગ કરીને કામનુંજ સેવન કરે છે, તે પુરૂષ ધર્મ અને અર્થનો પરિત્યાગ કરવાથી પોતાની બુદ્ધિનો નાશ કરવાને ઇચ્છે છે. બુદ્ધિનો નાશ થવો એજ મોહનું સ્વરૂપ છે તથા તેજ મોહ ધર્મ અને અર્થનો નાશ કરે છે. ધર્મ અને અર્થનો નાશ થવાથી નાસ્તિકપણું તથા દુરાચાર ઉત્પન્ન થાય છે. જ્યારે દુરાચારને લીધે રાજા દુષ્ટ પુરૂષોનું નિવારણ કરતો નથી ત્યારે ઘરમાં ભરાયલા સાપથી જેમ ઘરમાં રહેનારાઓને ઉદ્વેગ થાય છે તેમ તેનાથી લોકો ઉદ્વેગ પામે છે. એમ થાય છે ત્યારે પ્રજા, સાધુ પુરૂષો કે બ્રાહ્મણો તેનું અનુવર્તન કરતા નથી; પછી તે સંશય ભરેલી સ્થિતિમાં આવી પડે છે, તથા પછી વધ પામે છે. વધ નથી પામતો તો તે પદભ્રષ્ટ થાય છે, અપમાન પામે છે અને દુઃખ ભરેલું જીવતર ભોગવે છે. પદભ્રષ્ટ થઇને એવી રીતે જે જીવવું તે ચોખ્ખું મૃત્યુજ સમજવું. આ વિષયમાં આચાર્યોએ પાપનાં પ્રાયશ્ચિત આ પ્રમાણે કહેલાં છે;–વેદત્રયી વિદ્યાનું સેવન કરવું; બ્રાહ્મણોનો સત્કાર કરવો; ધર્મના કાર્યમાં ઉદાર થવું; મોટા કુળમાં લગ્ન કરવું; ક્ષમા યુક્ત અને સ્વતંત્ર મનના બ્રાહ્મણોનું સેવન કરવું; સુખથી બેશીને નિરંતર જપ કરવો તથા સ્નાન કરવું; ધર્મવાળા પુરૂષોને રાજ્યમાં બોલાવીને રાખવા તથા દુષ્કૃતવાળા પુરૂષોને બહાર કાઢી મૂકવા. મધુર વાણીથી અથવા મધુર કર્મથી સત્પુરૂષોને પ્રસન્ન કરવા; બીજાઓના ગુણનું કીર્તન કરીને 'હું તમારોજ છું' એ રીતે નિરંતર બોલવું. જો કોઇ મનુષ્ય પાપ રહિત હોઇને એ પ્રમાણે આચરે તો તે થોડા કાળમાં ઘણું માન પામે તથા જો તેણે કષ્ટતર પાપ કર્યાં હોય તો પણ તેનું એવું આચરણ તે પાપનો નાશ કરે છે એમાં સંશય નથી. ગુરૂઓ પણ તને જે પરમ ધર્મ કહે તે ધર્મ તું તેવી રીતે આચર; ગુરૂઓની કૃપાથીજ તું પરમ કલ્યાણ પામીશ.

गुरवोहिपरंधर्मंय ब्रूयुस्तंतथाकुरु ॥
गुरूणांहिप्रसादाद्धिश्रेयःपरमवाप्स्यसि ॥ २४ ॥
इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि कामंदांगरिष्ठसंवादे गुर्जरभाषायां शतोपरित्रयोविंशतितमोऽध्यायः ॥ १२३ ॥

इमेजनानरश्रेष्ठप्रशंसंतिसदाभुवि ।
धर्मस्यशीलमेवादौततोमेसंशयोमहान् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે નરશ્રેષ્ઠ ! આ લોકો પૃથ્વી ઉપર સર્વદા ધર્મના શીલનું સર્વથી પ્રથમ વખાણ કરે છે તેથી મને મોટો સંશય ઉપજે છે કે એનું શું કારણ હશે ? હે ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ! જો એ વાત અમારાથી જાણવી શક્ય હોય તો હું તે સર્વ સાંભળવાને ઇચ્છું છું કે જેથી તે મને સમજાય. હે ભારત ! તે શીલ શી રીતે પ્રાપ્ત થાય તે સાંભળવાને ઇચ્છું છું; હે વક્તાઓમાં શ્રેષ્ઠ ! તે શીલનું શું લક્ષણ છે તે મને કહો. ભીષ્મ કહે છે,—હે માનદ ! તને લક્ષ્મી પ્રાપ્ત થઇ તે જોઇને પરિતાપ પામેલા દુર્યોધને પૂર્વે એક વખત ધૃતરાષ્ટ્રને એ સંબંધી પૂછ્યું હતું. હે ભારત ! હે મહારાજ ! ઇંદ્રપ્રસ્થમાં ભાઇઓ સહિત તારી સભામાં તેણે જે વચન કહ્યું હતું તે સાંભળ. તારી સભા અને તારી સર્વોત્તમ સમૃદ્ધિ જોઇને ત્યાં બેઠેલા દુર્યોધને તે સર્વ પોતાના પિતાની પાસે નિવેદન કર્યું. ધૃતરાષ્ટ્રે દુર્યોધનનું તે વચન સાંભળીને કર્ણસહિત તે બેઠો હતો ત્યાં આગળ આ પ્રમાણે વચન કહ્યું. ધૃતરાષ્ટ્ર કહે છે,—હે પુત્ર ! તું શાને અર્થે પરિતાપ પામે છે તે હું યથાર્થપણે સાંભળવાને ઇચ્છું છું; અને તારૂં વચન સાંભળીને જો તે રૂડું હશે તો તેનું હું સમાધાન કરીશ. હે શત્રુના નગરને જીતનાર ! તને મોટું ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે; તારા મિત્ર, સંબંધીઓ, અને સર્વે ભાઇઓ તારા સેવક છે; તું શાલદોશાલા ઓઢે છે, માંસસહિત ભાતનું ભોજન કરે છે, જાતવાન ઘોડાઓ તારૂં વહન કરે છે, તોપણ તું હરિણના જેવો કૃશ કેમ છે ? દુર્યોધન કહે છે,—દશહજાર સ્નાતક બ્રાહ્મણો સુવર્ણની થાળીઓવાળી તેટલીજ સ્ત્રીઓ સહિત યુધિષ્ઠિરને

ઘેર ભોજન કરે છે. વળી દિવ્ય પુષ્પ અને ફળવડે યુક્ત એવી દિવ્ય સભા તેને ઘેર મેં જોઇ; તેતરના જેવા વિચિત્ર વર્ણના ઘોડાઓ અને નાના પ્રકારનાં વસ્ત્ર તેને ઘેર મેં જોયાં; હે ભારત ! મારા શત્રુ પાંડુના પુત્રોની કુબેરના જેવી સુંદર અને મોટી સમૃદ્ધિ જોઇને મને શોક થાય છે. ધૃતરાષ્ટ્ર કહે છે,–હે પુત્ર ! જેવી લક્ષ્મી યુધિષ્ઠિરને છે, તેવી અથવા તેથી વધારે લક્ષ્મીને જો તું ઇચ્છતો હોય તો શીલવાળો થા. શીલવડે ત્રણે લોક જીતતા શકય છે એમાં સંશય નથી; શીલવાળા પુરૂષને લોકમાં કાંઇ અસાધ્ય નથી. શીલવડે માંધાતાએ એક રાત્રિમાં, જનમેજયે ત્રણ રાત્રિમાં, અને નાભાગે સાત રાત્રિમાં પૃથ્વી પ્રાપ્ત કરી છે, એ સર્વે રાજાઓ શીલવાળા અને દયાવાળા હતા, માટે તેમના ગુણે કરીને ખરીદ કરેલી પૃથ્વી પોતાની મેળે આવીને તેમને પ્રાપ્ત થયેલી છે. દુર્યોધન કહેછે,–હે ભારત ! તે શીલ કેમ પ્રાપ્ત થાય તે હું સાંભળવાને ઇચ્છું છું કે જે શીલવડે કરીને તેમણે ઉતાવળેજ પૃથ્વી પ્રાપ્ત કરી ? ધૃતરાષ્ટ્ર કહે છે,–હે ભારત ! શીલના સંબંધમાં નારદે કહેલા પુરાતન ઇતિહાસનું આ સ્થળમાં દૃષ્ટાંત આપવામાં આવે છે. પ્રલ્હાદ નામે દૈત્યે શીલ ગુણ ધારણ કરીને મહાત્મા મહેંદ્રનું રાજ્ય લેઇ લીધું તથા ત્રણ લોક વશ કર્યા. ત્યારે ઈંદ્ર બૃહસ્પતિની પાસે જઇને હાથ જોડીને ઉભા રહ્યા તથા તે મહા બુદ્ધિમાન ઇંદ્રે બૃહસ્પતિને કહ્યું કે મારૂં કલ્યાણ કેમ થાય તે જાણવાને ઇચ્છું છું. હે કુરૂવંશને ધારણ કરનારા ! એ સાંભળીને પછી ભગવાન બૃહસ્પતિએ તે દેવના રાજા ઈંદ્રને કલ્યાણકારી પરમ જ્ઞાન કહ્યું, અને પછી બૃહસ્પતિ બોલ્યા કે 'એટલુંજ કલ્યાણ છે.' ત્યારે ઈંદ્રે ફરીને પૂછ્યું કે એમાં કાંઇ વિશેષ છે ? અને છે તો તે શું છે તે કહો. બૃહસ્પતિ કહે છે,–હે તાત ! એમાં વિશેષ ઘણું છે અને તે વિશેષ જ્ઞાન મહાત્મા ભાર્ગવ (શુક્ર) પાસે છે. હે દેવશ્રેષ્ઠ ! તારૂં કલ્યાણ થાઓ; તું ત્યાં જા. પછી તે મહાતપસ્વી અને પરમ તેજસ્વી ઇન્દ્રે ભાર્ગવ પાસેથી પ્રીતિએ કરીને ફરીને પણ જ્ઞાન પ્રાપ્ત કર્યું. તે મહાત્મા ભાર્ગવે પણ ઇન્દ્રને કહ્યું કે 'એ કલ્યાણ છે;' ત્યારે ઇન્દ્રે ફરીને શુક્રને પૂછ્યું કે એથી કાંઇ વિશેષ જ્ઞાન છે ? ત્યારે સર્વજ્ઞ શુક્રાચાર્યે કહ્યું, કે મહાત્મા પ્રલ્હાદને વિશેષે કરીને જ્ઞાન

છે; એ સાંભળીને તે આનંદ પામ્યો. પછી ઇંદ્ર બ્રાહ્મણ થઇને પ્રહ્લાદની પાસે ગયો અને ત્યાં જઈને તે બુદ્ધિશાળી બોલ્યો કે હું શ્રેય: શું છે તે જાણવાને ઇચ્છું છું. ત્યારે પ્રહલાદે જવાબ દીધો કે હે દ્વિજશ્રેષ્ઠ! ત્રણ લોકના રાજ્યની ખટપટમાં મને વખત મળતો નથી, માટે હું તને એ જ્ઞાનનો ઉપદેશ કરી શકતો નથી. બ્રાહ્મણે કહ્યું કે હે રાજન્! જે સમયે તમને વખત મળે તે વખતે એ સર્વોત્તમ આચરવા યોગ્ય ધર્મનો મને ઉપદેશ કરજો; એમ મારી ઇચ્છા છે. એ પ્રમાણે 'હું બ્રાહ્મણ છું' એમ કહેનારા ઇંદ્રનું વચન સાંભળીને રાજા પ્રહ્લાદ બહુ પ્રસન્ન થયો; અને 'વારૂ તેમ કરીશું' એમ કહીને પછી સારો સમય મળ્યો ત્યારે તેને જ્ઞાનોપદેશ કર્યો. તે બ્રાહ્મણે પણ પોતાના સર્વ ભાવથી તેની સર્વોત્તમ ગુરૂવૃત્તિનું અનુવર્ત્તન કર્યું તથા જેમ તેના મનની ઇચ્છા હતી તે પ્રકારે કર્યું. ઇંદ્રે બહુ પ્રકારે પૂછ્યું કે હે ધર્મજ્ઞ! સર્વોત્તમ ત્રણ લોકનું રાજ્ય તને શી રીતે પ્રાપ્ત થયું, તેનું કારણ તું મને કહે. હે મહારાજ! ત્યારે પ્રહ્લાદે પણ બ્રાહ્મણને આ વચન કહ્યું. પ્રહ્લાદ કહે છે,—હે વિપ્ર! હું રાજા છું, એવા માનથી કોઇ વખત બ્રાહ્મણની અસૂયા કરતો નથી; જ્યારે તેઓ શુક્રાચાર્યકૃત નીતિશાસ્ત્ર મને આવીને સંભળાવે ત્યારે સર્વજ્ઞપણાના અભિમાનથી હું તેમની ઇર્ષ્યા કરતો નથી. પણ હું મારા મનનું નિયમન કરીને પછી બોલું છું. તેઓ મને વિશ્વાસ લાવીને કહે છે કે તમે ઇંદ્રિયનું નિયમન રાખો. તેઓ મને શુક્રની નીતિના માર્ગમાં યુક્ત સેવા કરવામાં તત્પર, અસૂયા વિનાનો, ધર્માત્મા, ક્રોધ જેણે જીત્યો છે એવો નિયમમાં રહેનાર, અને ઇંદ્રિયોને કબજે રાખનાર જોઇને મને ઉપદેશ કરે છે તથા ગાંધમાખીઓ જેમ મધપૂડાને મધથી ભરે છે, તેમ મને ઉપદેશથી પરિપૂર્ણ કરે છે. તેથી કરીને હું જીભને ટેરવે રહેલા વિદ્યાના રસનો સ્વાદ ચાખનારો થાઉં છું અને જેમ ચંદ્રમા નક્ષત્રોનો અધિષ્ઠાતા થઇને વર્તે છે તેમ હું મારી નીતિના દૈત્યોનો અધિષ્ઠાતા થઇને વર્તું છું. શુક્રાચાર્યની નીતિનું વચન એજ પૃથ્વીમાં અમૃત અને અનુત્તમ નેત્ર છે. જે પુરૂષ બ્રાહ્મણના મુખથી શુક્ર નીતિનું વચન સાંભળીને તે પ્રમાણે વર્તે છે, એજ કલ્યાણ છે. એ પ્રકારે તે બ્રહ્મવાદીને પ્રહ્લાદે કહ્યું. પછી તેણે દૈત્યેંદ્ર

પ્રહ્લાદની સારી સેવા કરી ત્યારે તે બોલ્યો કે, હે દ્વીજ શ્રેષ્ઠ ! યથાવત્ તેં ગુરૂ સેવા કરી તેથી હું તને પ્રસન્ન થયો છું, માટે તું વરદાન માગ, તારૂં કલ્યાણ થાઓ. હું તને તે આપીશ, એમાં સંશય નથી. ત્યારે તે બ્રાહ્મણે પ્રહલાદને કહ્યું કે તમે એ પ્રમાણે કૃપા કરી તેથી હું પરિપૂર્ણ થયો છું. ત્યારે પ્રહલાદે ફરીને પણ પ્રસન્ન થઇને કહ્યું કે વરદાન માગ. બ્રાહ્મણ કહે છે;-હે રાજન્ ! તમે જો મારા ઉપર પ્રસન્ન થયા છો અને મારૂં પ્રિય કરવાને ઇચ્છો છો, તો હું તમારૂં શીલ ઇચ્છું છું; એ વરદાન મને આપો. પછી પ્રહલાદે પ્રસન્ન થઇને તેને તે વરદાન આપ્યું, પણ તે દૈત્યપતિના મનમાં મોટું ભય ઉત્પન્ન થયું કે બ્રાહ્મણના રૂપે કરીને આ કોઇ મોટા તેજવાળો પુરૂષ છે. પછી વિસ્મયપામીને પ્રહ્લાદ બોલ્યો કે તારૂં તે પ્રમાણે થશે. બ્રાહ્મણને વરદાન આપી ઉપકાર કરીને પ્રહ્લાદ દુઃખિત થયો. વરદાન આપ્યું અને બ્રાહ્મણ ગયો. ત્યાર પછી પ્રહ્લાદને મોટી ચિંતા ઉત્પન્ન થઈ. હે મહારાજ ! તોપણ પ્રહ્લાદે જે વચન આપ્યું હતું તેના નિશ્ચયમાં ફેર પડ્યો નહિ. હવે એ વિચાર કરતો હતો એવામાં છાયારૂપ મોટી કાંતિવાળું, અને દેહધારી તેજ તેજ શરીરમાંથી નીકળીને ચાલ્યું. તે મોટી કાયાવાળા તેજને પ્રહલાદે પૂછ્યું કે તું કોણ છે ? તેણે જવાબ દીધો કે હું શીલ છું અને તેં મારો ત્યાગ કર્યો તેથી હું જાઉંછું. હે રાજન્ ! પેલો પ્રશંસા કરવા યોગ્ય બ્રાહ્મણ જે તારો શિષ્ય થઇને નિરંતર સાવધાનીથી તારૂં સેવન કરતો હતો તેનામાં જઇને હું નિવાસ કરીશ. હે પ્રભો ! એમ કહીને તે અંતર્ધાન થયું તથા ઈંદ્રમાં જઇને તેણે નિવાસ કર્યો. તે તેજ ગયા પછી તેના શરીરમાંથી તેવાજ રૂપનો બીજો એક પુરૂષ નીકળ્યો. તેને પ્રહલાદે પૂછ્યું કે તું કોણ છે ? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે હે પ્રહલાદ ! મને તું ધર્મ જાણ; હે દૈત્યેંદ્ર ! પેલો દ્વિજ શ્રેષ્ઠ જ્યાં વસે છે ત્યાં હું જઇશ. જ્યાં શીલ રહે છે ત્યાંજ મારો નિવાસ છે. હે મહારાજ ! પછી તેજવડે પ્રજ્વલિત એવો બીજો એક પુરૂષ મહાત્મા પ્રહલાદના શરીરમાંથી નીકળ્યો તેને પ્રહલાદે પૂછ્યું કે તું કોણ છે ? ત્યારે તે મોટી કાંતિવાળો પુરૂષ બોલ્યો કે હે અસુરેંદ્ર તું ! મને સત્ય જાણજે; જ્યાં ધર્મ ગયો છે

ત્યાં હું પણ જઈશ. એમ કહીને તે પણ ધર્મની પાછળ ચાલ્યો ગયો. ત્યાર પછી વળી બીજો એક મહા પુરૂષ પ્રહ્લાદમાંથી નીકળ્યો; તેને પ્રહ્લાદે પૂછવા ઉપરથી તે પણ બોલ્યો કે મારૂં નામ વૃત્ત છે; જ્યાં સત્ય રહે છે ત્યાંજ હું રહું છું. તેના ગયા પછી તેના દેહમાંથી એક મોટા શબ્દવાળો પુરૂષ નીકળ્યો તેને પૂછવા ઉપરથી તેણે કહ્યું કે હે પ્રહ્લાદ મારૂં નામ બળ એમ તું જાણ; જ્યાં વૃત્ત રહે છે ત્યાંજ હું રહું છું. એમ કહીને વૃત્તની પાછળ બળ પણ ચાલ્યું. પછી તેના શરીરમાં કાંતિવાળી એક દેવી નીકળી. તેને દૈત્યપતિએ પૂછ્યું કે તું કોણ છે? ત્યારે તે બોલી કે હું દેવી લક્ષ્મી છું. હે વીર! હે સત્ય પરાક્રમ પ્રહ્લાદ! હું આજ સુધી તારે વિષે રહેતી હતી, પણ હવે તું મારો ત્યાગ કરે છે ત્યારે હું જઈશ, કેમકે હું હમેશાં બળની પાછળ જાઉંછું. તે વખતે મહાત્મા પ્રલ્હાદને મોટું ભય ઉત્પન્ન થયું અને ફરીને તે દેવીને પૂછ્યું કે હે કમલવાસિની દેવિ! તું કયાં જાય છે? તું લોકની પરમેશ્વરી સત્યવ્રતવાળી દેવી છે. એ બ્રાહ્મણ શ્રેષ્ઠ! કોણ હતો તે હું યથાર્થપણે કરીને જાણવાને ઇચ્છું છું. લક્ષ્મી કહે છે,–હે પ્રભો! જે બ્રહ્મચારીને ઉપદેશ કર્યો તે ઇન્દ્ર હતો, ત્રણ લોકમાં જે તારૂં ઐશ્વર્ય હતું તે તેણે લેઇ લીધું છે. હે ધર્મજ્ઞ! શીલવડે તેં ત્રણ લોક જીત્યા હતા, તે જાણીને દેવાધિપતિએ તારા શીલનું હરણ કર્યું છે. હે મહા બુદ્ધિશાળી! ધર્મ, સત્ય, વૃત્ત, બળ અને હું લક્ષ્મી, એ સર્વેનું મૂળ શીલ છે, એમાં સંશય નથી. ભીષ્મ કહે છે,—હે યુધિષ્ઠિર! એ પ્રકારે કહીને લક્ષ્મી તથા તે સર્વે પ્રલ્હાદને તજીને ગયાં, પછી દુર્યોધને ફરીને પણ પોતાના પિતાને પૂછ્યું કે,—હે કૌરવનંદન! શીલનું તત્વ હું જાણવાને ઇચ્છું છું; તથા જે પ્રકારે તે શીલ પ્રાપ્ત કરી શકાય, તેનો ઉપાય તું મને કહે. ધૃતરાષ્ટ્ર કહે છે,–તેનો ઉપાય પૂર્વે મહાત્મા પ્રલ્હાદે બતાવેલો છે; હે નરપતે! તોપણ હું તને સંક્ષેપમાં કહું તે સાંભળ. મન, વાણિ અને કર્મે કરીને સર્વ કોઈ (કોઇપણ) ભૂતનો દ્રોહ કરવો નહિ. પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરવો તથા દાન કરવું, તેને પ્રશંસા કરવા જેવું શીલ કહે છે. જે કર્મ કરવાથી પોતાનું કે બીજાનું હિત થતું ન હોય, તથા જે કર્મ કરવાથી તે કોઇ પુરૂષત્વવાળું કર્મ ન

થતું હોય, તેમજ જે કર્મ કરવાથી લાજવું પડે એમ હોય તે કર્મ કોઇ-પણ પ્રકારે કરવું નહિ. એવું કર્મ કરીને તેથી સભામાં પોતાનું વખાણ થાય અથવા તે કર્મની પ્રશંસા થાય. હે કુરૂસત્તમ ! સંક્ષેપમાં એ મેં તને શીલનો પ્રકાર કહ્યો. યદ્યપિ શીલરહિત પુરૂષો કોઇ સ્થળમાં કદાચિત લક્ષ્મી પામે, તોપણ હે તાત ! તે ઘણા કાળ લગી ભોગવી શકતા નથી, તથા તેઓ મૂળસહિત નાશ પામી જાય છે. ધૃતરાષ્ટ્ર કહે છે,—હે પુત્ર ! એ વાત યથાર્થ જાણીને જો યુધિષ્ટિર કરતાં વિશેષ રાજ્યલક્ષ્મી પ્રાપ્ત કરવાની તારી અભિલાષા હોય તો તું શીલવાન થા. ભીષ્મ કહે છે,— ધૃતરાષ્ટ્ર રાજાએ પોતાના પુત્રને એ પ્રમાણે કહ્યું હતું, માટે હે કૌંતેય ! તું એ પ્રમાણે કર અને તેથી તેનું ફળ પામીશ.

एतत्कथितवान्पुत्रेधृतराष्ट्रोनराधिपः ॥
एतत्कुरुष्वकौंतेयततःप्राप्स्यासितत्फलम् ॥ ७० ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि शीलवर्णने
गुर्जरभाषायां शतोपरिचतुर्विंशतितमोऽध्यायः ॥ १२४ ॥

**युधिष्ठिरउवाच** ॥ शीलंप्रधानंपुरुषेकथितंतेपितामह ॥
॥ कथंत्वाशासमुत्पन्नायाचाशातद्वदस्वमे ॥

યુધિષ્ઠિર કહે છે,—હે પિતામહ ! તમોએ શીલ પુરૂષમાં શ્રેષ્ઠ છે એમ કહ્યું પણ વારૂ આશા કેવી રીતે ઉત્પન્ન થઇ તથા આશા એ શું છે તે મને કહો. હે પિતામહ ! એ મને મોટો સંશય ઉત્પન્ન થયેલો છે; હે શત્રુનાં નગર ઉપર જય પ્રાપ્ત કરનાર પિતામહ ! તમારા વિના બીજો કોઇ એ સંશયનો નાશ કરનાર છે નહિ. હે પિતામહ ! દુર્યોધન વિષે મને મોટી આશા હતી કે યુદ્ધ કરવાનો સમય પ્રાપ્ત થયો છે, એમ જાણી યુદ્ધ કર્યા વિનાજ જે યોગ્ય છે (એટલે વિના યુદ્ધે અરધું રાજ્ય અમને આપવું) તે એ દુર્યોધન કરશે. સર્વ કોઇ પુરૂષને મોટી આશા ઉત્પન્ન થાય છે અને તે આશાનો ભંગ થવાથી દુઃખે કરીને મૃત્યુ પ્રાપ્ત થાય છે એમાં કાંઇ સંશય નથી. હે રાજેંદ્ર ! દુરાત્મા ધૃતરાષ્ટ્ર પુત્રે મને આશાભંગ અને દુષ્ટ

બુદ્ધિવાળો કર્યો; મારૂં મંદ બુદ્ધિપણું તમે જુઓ! વૃક્ષો સહિત પર્વત કરતાં પણ આશાને હું મોટી માનું છું; હે રાજન્! આકાશ કરતાં પણ તે મોટી છે. અથવા તે આશા અપ્રમેય છે એટલે તેનું માપજ થઇ શકતું નથી. હે કુરૂશ્રેષ્ઠ! એ આશા અત્યંત દુર્વિચિંત્ય અને અત્યંત દુર્જય છે. એને દુર્જય જોઇને હું ધારૂં છું કે એના કરતાં બીજું વિશેષ દુર્જય શું છે! ભીષ્મ કહે છે,–હે યુધિષ્ઠિર! એ વિષે હું તને સુમિત્ર અને ઋષભનો ઇતિહાસ કહું છું તે સાંભળ. હૈહય દેશનો સુમિત્ર નામે રાજા એક વખત શિકાર કરવા ગયો અને નમ્યાં છે પર્વ જેનાં એવા બાણવડે કરીને એક મૃગને વિંધીને તેની પાછળ પડયો. તે અમાપ બળવાળો મૃગ પણ બાણ લેઇને ચાલ્યો ગયો અને તેની પાછળ પોતાની સેનામાંથી નીકળીને તે રાજા પણ દોડયો. પછી તે હરિણ ઉતાવળી ગતિવાળો એક નીચાણના સ્થળમાં ગયો અને એક મુહુર્તમાં તે પાછો સમાન માર્ગ ઉપર થઇને દોડયો. પછી તે રાજા પણ જુવાનીને લીધે છાતીના બળથી હાથમાં ધનુષ્યબાણ લેઇને તથા ખડ્ગ અને કવચ સુદ્ધાં તેની પાછળ દોડવા લાગ્યો. પછી મોટા નદ, નદીઓ, તળાવ અને વન ઉલ્લંઘન કરીને એકલો તે વનમાં તેની પાછળ દોડવા લાગ્યો. હે રાજન્! પેલો મૃગ પણ પોતાની ઇચ્છાથી ક્ષણમાં રાજાની પાસે થઇ જાય અને જાણે હમણાં પકડયો! પકડયો! એટલામાં તો પાછો મોટા વેગે કરીને દૂર જતો રહે. તે વનમાં ફરનારા મૃગ ઉપર રાજાએ ઘણાક બાણ નાખ્યા પણ પકડાયો નહિ અને જેમ ગમ્મત કરતો હોય તેમ ફરીને વળી તેની પાસે આવી પહોચે. વળી ફરીને તે મૃગના ટોળાનો અધિપતિ હરિણ વેગ ધારણ કરીને ઘણો દૂર જતો રહે અને વળી પાછો તેની પાસે આવી પોહોચે. પછી શત્રુઓનો નાશ કરનાર તે રાજેંદ્રે તેનાં મર્મનું છેદન કરનારૂં ભયાનક ઉત્તમ બાણ ધનુષ્ય ઉપર ચઢાવીને છોડયું. એટલે તેના એક ગવ્યુતી (બે ગાઉ) જેટલે દૂર તે મૃગયુથપતિમાં શ્રેષ્ઠ હરિણ જતો રહ્યો અને તેના બાણની ગતિ ચુકાવીને જાણે તેને હસતો હોય તેમ ત્યાં ઉભો રહ્યો. તે પ્રજ્વલિત તેજવાળો બાણ પૃથ્વી ઉપર પડયો એટલે તે મૃગ મોટા અરણ્યમાં પેશી ગયો અને રાજા પણ તેની પછવાડે દોડયો.

तस्मिन्निपातितेबाणेभूमौज्वालिततेजसि ॥
प्रविवेशमहारण्यंमृगोराजाप्यथाद्रवत् ॥ १३ ॥
इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि ऋषभगीतासु
गुर्जरभाषायां शतोपरि पंचविंशतितमोऽध्याय: ॥ १२५॥

**भीष्मउवाच** ॥ प्रविश्यसमहारण्यंतापसानामथाश्रमम् ॥
॥ आससादततोराजाश्रांतश्चोपाविशत्तदा ॥ १ ॥

ભીષ્મ કહે છે,–પછી તે રાજાએ તે મોટા અરણ્યમાં પ્રવેશ કર્યો, ત્યાં એક તપસ્વીઓનો આશ્રમ તેને પ્રાપ્ત થયો; રાજા થાકી ગયેલો હતો તેથી તે આશ્રમમાં જઇને બેઠો. તેને ધનુષ્યધારી, શ્રમથકી પીડિત અને ક્ષુધાતુર જોઇને ત્યાંના ઋષિઓ તેની પાસે આવ્યા તથા યથાવિધિ તેનો સત્કાર કર્યો. તે રાજાએ ઋષિઓએ અર્પણ કરેલું પૂજન ગ્રહણ કરીને સર્વે તપસ્વીઓને તપની ઉત્તમ વૃદ્ધિ થાય છે કે કેમ ? ઇત્યાદિ સમાચાર પૂછ્યા. તપ છે ધન જેનું એવા તે ઋષિઓએ તે રાજાનું વચન સાંભળીને પછી તે રાજશ્રેષ્ઠને તેને ત્યાં આવવાનું કારણ પૂછ્યું. હે રાજન્ ! હે ભદ્રમૂર્તિ નરેશ્વર ! તમે કવચ પેહેર્યું છે, ધનુષ્યબાણ ધારણ કર્યાં છે, અને પગે ચાલતા છો, માટે કયા સુખના હેતુથી આ તપોવનમાં પધાર્યા છો ? હે રાજન્ ! હે માનદ ! એ સાંભળવાને અમે ઇચ્છા કરીએ છીએ માટે તમે ક્યાંથી આવ્યા છો ? કયા કુળમાં તમારો જન્મ છે ? તથા તમારૂં શું નામ છે ? તે અમને કહો. હે પુરૂષશ્રેષ્ઠ ! હે ભારત પછી તે રાજાએ તે સર્વે ઋષિઓને યથાન્યાય પોતાનું વૃત્તાંત તથા વનમાં આવવાનું કારણ કહ્યું. મિત્રને આનંદ આપનાર હું હૈહયના કુળમાં જન્મેલો છું. મારૂં નામ સુમિત્ર છે અને બાણવડે હજાર પ્રકારે મૃગનાં ટોળાંમાં પ્રહાર કરતો હું ફરૂં છું. મોટું સૈન્ય, પ્રધાન અને અંતઃપુર લેઇને હું મૃગયા માટે નીકળેલો છું; એક મૃગને મેં બાણવડે વીંધ્યો છે તથા તે બાણ તેના શરીરમાં ચોટયો છે, તે સાથે તે નાશી ગયેલો છે. તેની પછવાડે પડીને દૈવયોગથી આ સ્થળમાં શ્રમવડે કર્શિત; આશા ભંગ થયેલો, અને લક્ષ્મી રહિત થયેલો

તમારી પાસે આવ્યો છું. હું શ્રમથકી કર્શિત થઇને, આશા ભંગ થઇને. તથા લક્ષ્મી ( શોભા ) રહિત થઇને તમારા આશ્રમમાં આવ્યો છું. એથી બીજું મોટું દુઃખ શું છે ? હે તપોધનો, રાજાનાં લક્ષણોનો મેં ત્યાગ કર્યો નથી, નગર મેં છોડયું નથી, તથાપિ મારી આશા( મૃગને પકડવાની આશા ) ભંગ થઇ છે તેથી મને તીવ્ર દુઃખ થાય છે. મોટો પર્વત હિમવાન અથવા મહાસાગર સમુદ્ર અથવા આકાશ પણ મહત્તામાં આશાને પોહોંચી શકે એમ નથી. નૃપમાં શ્રેષ્ઠ એવા હે મુનિઓ ! હું આશાના અંતને પામ્યો નથી. તમો તે સર્વ જાણોજ છો, કેમકે તપોધન પુરૂષો સર્વજ્ઞ હોય છે. તમે અત્યંત મોટા ભાગ્યવાળા છો, માટે હું તમને સંશય પૂછું છું કે જે પુરૂષ આશાવાળો હોય તે તથા આકાશ એ બેમાંથી વધારે મોટું કોણ છે ! એટલે આશાવાળા પુરૂષની આશાનું મહત્વ વધારે કે આકાશનું મહત્વ વધારે ! હે મહારાજ આ લોકમાં આશા કરતાં બીજું શું વધારે દુર્જય છે તે હું યથાર્થપણે સાંભળવાને ઇચ્છું છું. હે દ્વિજશ્રેષ્ઠ ! એ વચન જો અતિશય ગુપ્ત રાખવા જેવું હોય તો તે મને ઉતાવળે કહી દો; કેમકે તમારા થકી હું કાંઇ ગુપ્ત રાખવા જેવું વચન સાંભળવાને ઇચ્છતો નથી. જો મારા એ પ્રશ્નથી તમારા તપને અડચણ થતી હોય તો હું તે પ્રશ્ન પૂછવા ઇચ્છતો નથી; પણ જો મારા કરેલા પ્રશ્નનો ઉત્તર કહેવા જેવો હોય તો એ કારણનું સામર્થ્ય હું યથાર્થપણે સાંભળવાને ઇચ્છું છું; અને તમે પણ નિરંતર તપ આચરનારા છો માટે આ સ્થળમાં એકત્ર થઇને મને કહેશો.

॥ एतत्कारणसामर्थ्यंश्रोतुमिच्छामितत्वतः ॥

॥ भवंतोपितपोनित्याब्रूयुरेतत्समान्विताः ॥ १९ ॥

इतिश्री महाभारते शां० राज० ऋषभगीतासु गु० भा० शतोपरि षड्विंशोऽध्यायः ॥ १२६ ॥

**भीष्मउवाच** ॥ ततस्तेषांसमस्तानामृषीणामृषिसत्तमः ॥

॥ ऋषभोनामविप्रर्षिर्विस्मयन्निदमब्रवीत् ॥ १ ॥

ભીષ્મ કહે છે,–પછી તે સર્વ ઋષિઓમાં શ્રેષ્ઠ ઉત્તમ ઋષિ ઋષભ નામે વિપ્રર્ષિ હતા, તેમણે આ પ્રમાણે બોલીને સર્વને વિસ્મય પમાડ્યા. તે બોલ્યા કે, હે રાજાઓમાં વ્યાઘ્ર જેવા સુમિત્ર ! હે પ્રભો ! હું પૂર્વે તીર્થયાત્રા કરતો હતો. તેમાં તીર્થ ફરતાં ફરતાં હું દિવ્ય એવા નરનારાયણના આશ્રમમાં આવી પહોંચ્યો. જ્યાં પુરાણોમાં પ્રસિદ્ધ તે બદરીનો વૃક્ષ છે, જ્યાં આકાશ માર્ગે ગમન કરતી મંદાકિની નદીનો હૃદ છે, તથા હે રાજન્ ! જ્યાં અશ્વશિરા સનાતન વેદોનું પઠન કરે છે. સરોવરમાં દેવતાઓ તથા પિતૃઓનું વિધિ પ્રમાણે તર્પણ કરીને પછી હુ આશ્રમમાં ગયો. જ્યાં નિરંતર નર અને નારાયણ ઋષિ રમણ કરે છે, તે સ્થળની પાસે નિવાસને અર્થે કોઇક આશ્રમમાં હું ગયો. તે સ્થળમાં વલ્કલ તથા મૃગચર્મ જેણે ધારણ કરેલું, શરીરે અતિ કૃશ અતિશય ઊંચા અને તપરૂપ છે ધન જેનું એક તનુ નામે ઋષિને આવતા મેં જોયા. હે મહાબાહો ! બીજા પુરૂષો કરતાં આઠ ગણા શરીરવાળા તે હતા. તેમજ હે રાજર્ષિ ! એવી શરીરની કૃશતા પણ મેં કોઈ જગોએ દીઠી નહોતી. હે રાજેંદ્ર ! તેનું શરીર પણ જાણે કનિષ્ઠિકા હોય એટલું પાતળું હતું તથા ગળુ, બન્ને બાહુ, બન્ને પગ અને કેશ પણ અદ્દભૂત દેખાવવાળા હતા. માથું પણ તે શરીરને અનુરૂપ એટલે પ્રમાણમાં હતું તથા બન્ને કાન અને બન્ને નેત્ર પણ તેજ પ્રમાણમાં હતાં. હે રાજસત્તમ ! તેની વાણી અને ચેષ્ટાઓ તો બીજા સહુના જેવી સામાન્ય હતી. તે કૃશ વિપ્રને જોઇને હું પરમ ઉદાસ થઈને ભય પામ્યો, અને તેના બન્ને ચરણમાં પ્રણામ કરીને તેના મુખ આગળ બન્ને હાથ જોડીને ઉભો રહ્યો. હે નરપતે ! તેમના આગળ મારૂં નામ, ગોત્ર અને પિતાનું નામ નિવેદન કરીને તેમણે બતાવેલા આસન ઉપર હું ધીમેથી બેઠો. હે મહારાજ ! પછી ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ ! તે તનુ ઋષિએ ઋષિઓના મધ્યમાં ધર્મ અને અર્થથી યુક્ત કથા કહેવા માંડી. તે કથા કહે છે એવામાં કમળ સમાન નેત્રવાળો એક રાજા વેગવાળા ઘોડા સહિત સેના સાથે. અને અંતઃપુર સાથે ત્યાં આવી પહોંચ્યો. તેનો પુત્ર ભૂરિદ્યુમ્ન નામે અરણ્યમાં નાશ પામ્યો હતો તેથી પરમ ઉદાસ થઇને આવેલો તેનો પિતા

મોટા યશવાળો વીરદ્યુમ્ન તે હતો. મારો છોકરો મને અહીં જડશે, આ જગોએ હું મારા પુત્રને જોઇશ એ પ્રમાણે આશાએ ખેંચી આણેલો તે રાજા આખા જંગલમાં ભટકતો ભટકતો ત્યાં આવ્યો હતો. તે કહેતો હતો કે પરમ ધાર્મિક અને એકનોએક તે મારો પુત્ર મોટા અરણ્યમાં ખોવાઇ ગયો છે તે નક્કી હવે ફરી એને મારે દેખવો દુર્લભ છે. એમ તે વારંવાર બોલતો હતો. તે મારે દેખવો હવે દુર્લભ છે અને આશા તો મારી મોટી છે; એ આશાથી વીંટાયલા આ દેહવાળો હું હવે આ સ્થળમાં મરણ પામીશ એમાં સંશય નથી. એ સાંભળીને મુનિવરને વિષે ઉત્તમ એવા ભગવાન તનુઋષિએ નીચું જોઇને ધ્યાન કર્યું તથા એક મુહૂર્ત લગી તે સ્થિતિમાં રહ્યા. તે ધ્યાન કરે છે એમ જોઇને પરમ ઉદાસ થઇ ગયેલા અને દીન સરખા તે રાજાએ ધીમે ધીમે વારંવાર આ વચન કહ્યું કે હે દેવર્ષે! જગતમાં દુર્લભ વસ્તુ શી છે! અને આશા કરતાં મોટું શું છે? તે જો મને કહેવાને ગુપ્ત ન હોય તો હે ભગવાન! તે મને કહો. મુનિ કહેછે,-તારા પુત્રે પૂર્વે પોતાના મંદભાગ્યને લીધે બાળકબુદ્ધિ ધારણ કરીને (મૂર્ખ થઇને) ભગવાન મહર્ષિની અવગણના કરી હતી. તે મુનિએ તેની પાસેથી સુવર્ણનો કળશ અને વલ્કલ માગ્યાં હતાં પણ મુનિની અવજ્ઞા કરીને તેણે ઋષિને તે પ્રાપ્ત કરી આપ્યું નહિ. એ પ્રમાણે મુનિનું વચન સાંભળીને તે રાજર્ષિ નિર્વેદ પામીને નિરાશ થયો. હે નરશ્રેષ્ઠ! તે ધર્માત્મા વીરદ્યુમ્ન રાજા લોકમાં પૂજિત એવા તે મુનિને પ્રણામ કરીને, તારી પેઠે પ્રથમ શ્રમિત થયેલો હતો તે હવે છેક નષ્ટપ્રાય થઇ ગયો. પછી અર્ઘ્ય અને પાદ્ય આણીને તે મહર્ષિએ અરણ્ય વિધિવડે સર્વ રાજાને નિવેદન કર્યું. પછી હે નરવ્યાઘ્ર! સપ્તર્ષિઓ જેમ ધ્રુવના આસપાસ સ્થિતિ કરીને રહેલા છે તેમ તે સર્વે મુનિઓ તે રાજાની આસપાસ વીંટાઇને બેઠા અને પરાજય ન પામે એવા તે રાજાને આ આશ્રમમાં પ્રવેશ કરવાનું સરવે પ્રયોજન પૂછવા લાગ્યા.

अपृच्छंश्चैवतंतत्रराजानमपराजितम् ॥
प्रयोजनमिदंसर्वमाश्रमस्यनिवेशने ॥ ५९ ॥

इतिश्री महाभारते शां० राज० ऋषभगीतासु गु० भा०
शतोपरिसप्तविंशतितमोऽध्यायः ॥ १२७ ॥

**राजोवाच** ॥ वीरद्युम्नइतिख्यातोराजाहंदिक्षुविश्रुतः ॥
॥ भूरिद्युम्नंसुतंनष्टमन्वेष्टुंवनमागतः ॥ १ ॥

રાજા કહે છે,—હું વીરદ્યુમ્ન નામે પ્રસિદ્ધ અને દિશાઓમાં કીર્તિવાળો રાજા છું; તથા ભૂરિદ્યુમ્ન નામે ખોવાઇ ગએલા પુત્રને શોધવાને વનમાં આવેલો છું. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મારો તે એકનો એકજ પુત્ર બાળકજ છે; હે અનઘ! (પાપ રહિત) તે આ વનમાં જોવામાં આવતો નથી તેને શોધવાને હું ભમું છું. ઋષભ કહે છે,—રાજાએ એ વચન કહ્યું તે વખતે મુનિ નીચું મુખ રાખીને છાનામાના બેશી રહ્યા અને તે રાજાને કાંઈ પ્રત્યુત્તર કહ્યા નહિ. પછી તે પોતે પાછલા અધ્યાયમાં જે ભૂરિદ્યુમ્નના પૂર્વજન્મની વાત કહી હતી તેનું અનુસંધાન કરીને બોલ્યા કે, તે રાજાએ પૂર્વે અતિ ધન ન આપવાવડે જે બ્રાહ્મણની અવગણના કરી હતી તે બ્રાહ્મણની આશા ભંગ થવાથી ઘણા કાળ તેણે તપ કર્યું. તેણે એમ નિશ્ચય કર્યો કે હું હવે રાજાઓનો પ્રતિગ્રહ કોઇ પ્રકારે પણ કરીશ નહિ, તથા બીજી વર્ણના લોકોનો પણ પ્રતિગ્રહ કરીશ નહિ. પુરૂષ અને બાળક સર્વને ઉભા કરીને ટેકો આપનારી આશા છે, તે આશાને હું દૂર કરીશ, એમ કરીને તે સ્થિર થયો. વીરદ્યુમ્ને ફરીને પણ તે મુનિશ્રેષ્ઠને પૂછ્યું. રાજા કહે છે,—આશાનું કૃશપણું કેવું છે તથા આશાને જગતમાં દુર્લભ શું છે? હે ભગવન! તે તમે મને કહો; કેમકે તમેજ ધર્મને અને અર્થને જાણનારા છો. પછી ભગવાન કૃશતનુ મુનિ જાણે રાજાને સંભારી આપતા હોય નહિ તેમ, તે સર્વ સંભારીને બોલ્યા. ઋષિ કહે છે,—હે નૃપ, હે રાજન્! આશા સમાન જગતમાં બીજું કાંઇ કૃશ નથી; અને એ આશા પ્રાપ્ત થવી દુર્લભ છે માટે મેં રાજાઓની પ્રાર્થના કરી છે. રાજા કહે છે,—હે બ્રાહ્મણ! જેણે આશા જીતી તે પુષ્ટ અને જેને આશાએ જીત્યો તે કૃશ, એ વાતનું મેં તમારા વચનથી ગ્રહણ કર્યું અને હે દ્વિજ! જાણે વેદ વચન હોય તેમ આશાનું દુર્લભપણું પણ મેં ગ્રહણ કર્યું; પણ હે મહા બુદ્ધિમાન! મારા હૃદયમાં એક સંશય ઉત્પન્ન થયો છે તે હું તમને પૂછું છું માટે મને યથાર્થપણે કરીને તે કહેવો ઘટે છે. હે મુનિસત્તમ!

તમારા કરતાં બીજું કાંઇ જગતમાં કૃશ છે કે નહિ? તે જો ગુહ્ય વાત ન હોય તો ભગવાન ઋષિદેવે મને કહેવાની કૃપા કરવી ઘટે છે. કૃશતનુ મુનિ કહે છે,-જે પુરૂષ અર્થી થઇને પણ સંતોષ ધારણ કરે છે તેવો પુરૂષ દુર્લભ છે અથવા છે પણ નહિ; અને હે તાત! જે પુરૂષ અર્થી પુરૂષની અવગણના કરતો નથી તે તો અત્યંતજ દુર્લભ છે. જે પુરૂષ અર્થી પુરૂષનો સત્કાર કરીને પછી તેના ઉપર પોતાની શક્તિ પ્રમાણે અને યોગ્યતા પ્રમાણે ઉપકાર કરતો નથી તેવી જગોએ સર્વ પ્રાણીઓમાં જે રાખેલી હોય તે આશા અત્યંત કૃશ જાણવી. વળી કૃતઘ્ન, દુર્જન, આળસુ અને અપકારી ઉપર જે આશા રાખી હોય તે અત્યંત કૃશ જાણવી. એકજ છોકરાનો બાપ થઇને તે પુત્ર ખોવાઈ ગયો હોય કે પરદેશ જતો રહ્યો હોય, પણ તેની ખબર જે જાણતો નથી, તે પિતાની આશા મારા કરતાં પણ વધારે કૃશ જાણવી. પ્રસવને વિષે સ્ત્રીઓની આશા, પુત્રે કરેલી વૃદ્ધોની આશા અથવા પુત્રને અર્થે કરેલી વૃદ્ધોની આશા, તેમજ, હે રાજન! ધનવાન પુરૂષોની આશા, તે આશા મારા કરતાં પણ કૃશ છે. જેમનો કન્યાકાળ પાસે આવેલો છે તથા જે પોતાનું કન્યાદાન થયેલું જોવાની આકાંક્ષા રાખે છે એવી કન્યાઓના પ્રદાનનું વચન સાંભળીને જે તેમની આશા રાખે છે, તે આશા અત્યંત કૃશ છે. હે રાજન્! એમ સાંભળીને અંતઃપુર સહિત તે રાજાએ મુનિના બન્ને ચરણનો માથાવડે સ્પર્શ કરીને તેમને દંડવત પ્રણામ કર્યો. રાજા કહે છે,-હે ભગવાન તમારી કૃપા માગુ છું, અને મારા પુત્રની સાથે મારો સમાગમ થાય તેમ કરો. હે દ્વિજશ્રેષ્ઠ! તમે જે કહ્યું છે તે સર્વ સત્ય છે એમાં સંદેહ નથી. પછી ધર્માચરણકરનારામાં શ્રેષ્ઠ ભગવાન્ તનુઋષિએ હશીને પોતાના તપ તથા વેદાભ્યાસના બળવડે તત્કાળ તેનો પુત્ર આણી આપ્યો. પછી તે રાજાને ઠપકો આપીને ધર્માચરણવાળાઓમાં ઉત્તમ એવા તે મુનિએ પોતાનું ધર્મનુંરૂપ પ્રકાશ કર્યું. તથા દિવ્ય અને અદ્દ્ભુત છે દર્શન જેનું એવું તે રૂપ દેખાડીને પાપરહિત તથા ક્રોધરહિત તે મુનિ ત્યાંથી ઉઠીને વનમાં ચાલતા થયા. હે રાજન્! એ પ્રમાણે મેં જોયું છે તથા વચન પણ સાંભળ્યાં છે, માટે અત્યંત કૃશ એવી તારી આશાને ઝટપટ દૂર કર. ભીષ્મ કહે છે,-હે

રાજન્ ! તે સમયે મહાત્મા ઋષભે કહેલું વચન સાંભળીને સુમિત્ર રાજા એ અત્યંત કૃશ એવી પોતાની આશાને તત્કાળ દૂર કરી. હે કૌંતેય ! એ પ્રમાણે તું પણ આ મારી વાણી સાંભળીને હિમાચળ પર્વતની પેઠે સ્થિર થા. સંકટમાં પડેલા પુરૂષોમાંથી તુંજ પ્રશ્ન કરનાર અને સાંભળનાર છે, માટે હે મહારાજ ! મારાં વચન સાંભળીને તારે સંતાપ પામવો યોગ્ય નથી.

त्वंहिप्रष्टाचश्रोताचकृच्छ्रेष्वनुगतेष्विह ॥
श्रुत्वाममममहाराजनसंतप्तुमिहार्हसि ॥ २७ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि ऋषभगीतासमाप्तौ गर्जरभाषायां शतोपरि अष्टाविंशतितमोऽध्यायः ॥ १२८ ॥

**युधिष्ठिरउवाच** ॥ नामृतस्येवपर्याप्तिर्ममास्तिब्रुवतित्वयि ॥
॥ यथाहिस्वात्मवृत्तिस्थस्तथातृप्तोस्मिभारत ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—જેમ અમૃત પાન કરનારની તૃપ્તિ થતી નથી તેમ તમે બોલોછો તે વચન સાંભળીને મારી પણ તૃપ્તિ થતી નથી. હે ભારત ! જે પ્રકારે સમાધિ સુખમાં મગ્ન થયેલો પુરૂષ તેમાં તૃપ્તિ પામે છે તે પ્રમાણે તમારા વચનરૂપે અમૃતથી હું તૃપ્ત થયેલો છું. અર્થાત્ સમાધિ સુખવાળો તે આનંદમાં તૃપ્ત રહે છે ખરો પણ તેને તે જેમ તજવા ઇચ્છી શકતો નથી તેમજ તમારાં વચનમાં હું તૃપ્ત થઇને પણ તેને પુનઃ સાંભળવા ઇચ્છું છું. માટે હે પિતામહ ! શીલવાળા અને આશા જેણે જીતી હોય એવા પુરૂષના કર્તવ્ય ધર્મ હવે તમે કહો. તમારા ધર્મરૂપ અમૃતનું પાન કરતાં હું તૃપ્તિ પામતો નથી. ભીષ્મ કેહે છે,—આ વિષે પણ ગૌતમ અને મહાત્મા યમના સંવાદના પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. પારિયાત્ર પર્વત ઉપર ગૌતમનો મોટો આશ્રમ છે; ત્યાં ગૌતમ જેટલો કાળ રહ્યા તે પણ હું તમને કહું છું તે તું સાંભળ. ત્યાં આગળ સાઠ હજાર વર્ષ સુધી ગૌતમે તપ કર્યું. હે નર વ્યાઘ્ર ઉગ્ર તપવડે કરીને ભાવિત એવા તે મહામુનિ પાસે લોકપાળ યમ ગયો તથા અત્યંત તપથી યુક્ત ગૌતમઋષિને તેણે જોયા. તે બ્રહ્મર્ષિએ પોતાના તપોબળથી પોતાના આશ્રમમાં આવેલો આ યમ છે એમ જાણીને

નિયમપૂર્વક થઇને હાથ જોડીને તે તપોધન ઋષિ તેના આગળ બેઠા. ધર્મરાજાએ તેને જોઇનેજ તે દ્વિજશ્રેષ્ઠનો સત્કાર કરીને તેને કહ્યું કે હું ધર્મ છું; હું તારૂં કયું ઇષ્ટ સંપાદન કરૂં ? ગૌતમ કહે છે,–માતા તથા પિતાના અનૃણી શી રીતે થવાય એટલે માતા પિતાના ઋણમાંથી શી રીતે મુક્ત થવાય ? તથા પવિત્ર અને દુર્લભ એવા પુણ્ય લોક પુરૂષને શી રીતે પ્રાપ્ત થવાય ? તે કહો. યમ કહે છે,–તપ અને પવિત્રતા રાખીને તથા સત્ય ધર્મમાં આસક્તિ રાખીને નિત્ય પ્રત્યે માતા પિતાનું આતુરતાથી સેવન કરવું તેથી માતા પિતાના ઋણમાંથી મુક્ત થવાય છે; તથા અત્યંત દક્ષિણાવાળા ઘણાક અશ્વમેધ યજ્ઞોવડે ઇશ્વરનું પૂજન કરવું. તેથી અદ્ભુત છે દર્શન જેનું એવા લોક પુરૂષને પ્રાપ્ત થાય છે.

अश्वमेधैश्चयष्टव्यंवहुभिःस्वाप्तदक्षिणैः ॥
तेनलोकानवाप्नोतिपुरुषोद्भुतदर्शनान् ॥ ११ ॥

इतिश्री महाभारते शां०राज०गु० भा०शतोपरिएकोनत्रींशोऽध्यायः ॥१२९॥

युधिष्ठिरउवाच ॥ मित्रैःप्रहीयमाणस्यवह्वमित्रस्यकागतिः ॥
॥ राज्ञःसंक्षीणकोशस्यबलहीनस्यभारत ॥ १ ॥

* યુધિષ્ઠિર કહે છે,–હે ભારત ! જેના મિત્રો તેને તજીને જતા રહ્યા હોય, જેને ઘણા શત્રુ થયા હોય, જેનો ભંડાર ક્ષીણ થઇ ગયો હોય અને જે બળહીન થઇ ગયો હોય તેણે શું કરવું તે કહો. જે રાજાના સહાય તથા અમાત્ય દુષ્ટ હોય, જેનો મંત્ર સર્વ પ્રકારે નાશ પામ્યો હોય, જે રાજ્યથી ભ્રષ્ટ થયો હોય, અને પોતાની ઉત્તમ ગતિનો કોઇ પ્રકાર જેને માલમ ન પડતો હોય તેણે શું કરવું તે કહો. વળી જે રાજા પોતે દુર્બળ છતાં બળવાન શત્રુના દેશ ઉપર ચઢાઇ કરીને ગયો હોય તથા શત્રુના

---

* આગળ જે આપદ ધર્મ કહેવાશે તેનો સૂત્રભૂત આ અધ્યાય છે. તેમાં તાત્પર્ય એ છે કે સર્વ પ્રકારે આપત્તિ આવી પડવાથી પ્રજાને પીડન કરવારૂપ અધર્મથી પણ કોશની વૃદ્ધિ કરવી. કેમકે તે વડે સર્વે આપદાઓનો નાશ કરી શકાય છે.

દેશને ચાંપતો હોય અને વિગ્રહમાંજ આવી પડ્યો હોય તેણે શું કરવું તે કહો. વળી જે પોતાના દેશનું પણ રક્ષણ કરી શકતો ન હોય, અને દેશ કાળ જાણતો ન હોય, અતિ પીડનવડે શત્રુના પ્રધાન મંડળમાં ભેદ ઉત્પન્ન કરી શકવાનું પણ દ્વાર હોય નહિ તથા ધન વિના સાંત્વ ઉપાયનો પણ પ્રયોગ કરી શકતો ન હોય તેણે શું કરવું? તેણે અર્થ પ્રાપ્તિ કરીને જીવિતનું રક્ષણ કરવું એ ઠીક છે? એમ હોય તો તે અર્થ (દ્રવ્ય) અમાર્ગે ઉત્પન્ન કરવાનો તે વખત હોય છે માટે ગમે તે રીતે પણ અર્થ પ્રાપ્ત કરવો? અથવા દ્રવ્ય ન મળવાથી મરણ એજ શ્રેષ્ઠ છે. ભીષ્મ કહે છે,—હે ભરતર્ષભ! હે ધર્મ પુત્ર! તેં મને અત્યંત ગુપ્ત વાત પૂછીછે, હે યુધિષ્ઠિર! તેં જો મને પૂછ્યું ન હોત તો હું તને એ વાત કહેવાને ખુશી થાત નહિ. હે ભરતર્ષભ! ધર્મની ગતિ અને બુદ્ધિ શાસ્ત્રના વચન કરતાં બહુ સુક્ષ્મ છે. શાસ્ત્રથી તે ધર્મ સાંભળીને સદાચારવડે તેનું ઉપાસન કરવું ઘટે છે, પણ તે ધર્મ કોઈ જગોએ ઉપાસવા જેવો હોય છે અને કોઇ જગોએ નથી પણ હોતો. મનુષ્ય કર્મવડે ને બુદ્ધિવડે ધનવાન થાય છે અને નથી પણ થતો. તારો પ્રશ્ન તે સંબંધનો છે માટે તેનો ઉત્તર તારે તારી બુદ્ધિવડે કરવો યોગ્ય છે. મતલબ એ છે કે આપત્તિના સમયમાં પ્રજાનું પીડન કરવાવડે પણ જો ધનની પ્રાપ્તિ થતી હોય તો તેવી રીતે ધન મેળવીને જ્યારે આપત્તિકાળ પતિ જાય ત્યારે પ્રજા ઉપર પાછી કૃપા કરીને તેનો બદલો તેને આપવો; પણ પ્રજા પાસેથી જો ધન ન મળે એમ હોય તો તેથી પ્રજાનો અને પોતાનો પણ નાશ થાય છે એમ વિચારીને એ પ્રશ્નનો ઉત્તર પોતાની મેળેજ શોધી કાઢવો યોગ્ય છે. હે ભારત! રાજાઓના વ્યવહારના નિર્વાહને અર્થે આપદ્ધર્મના ઘણા ઉપાય છે તે તું સાંભળ; પણ હું તો ધર્મના કારણથી એવા ધર્મવડે કોઇ પણ કાર્ય સંપાદન કરવા ઇચ્છતો નથી. પ્રજા પાસેથી તેમને પીડા કરીને દ્રવ્ય લેવું એ બહુ દુઃખકારક છે, એ ઉપાય મરણ તુલ્ય સમજવો; કેમકે પ્રજાને પીડન કરવાથી થયેલા સંતાપમાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ રાજાના પ્રાણ, બળ, અને કોશને બાળીને શાંત થાય છે. સર્વે બુદ્ધિઓને એકઠી કરીએ તો તે સર્વનો એક મત એ પ્રમાણે છે. જેમ જેમ પુરૂષ નિત્ય નિત્ય પ્રત્યે શાસ્ત્ર જુવે છે

તેમ તેમ તેને જ્ઞાન થાય છે, અને વિજ્ઞાન ઉપર તેની રૂચિ થાય છે, જો પુરૂષને જ્ઞાન થાય નહિ તો તેને કોઈ ઉપાય સુઝે નહિ પણ જ્ઞાન થવાથી તેને ઉપાય સુઝી આવે છે અને તે ઉપાયથી તેને પરમ ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. મનમાંથી શંકા તજીને અને અસૂયા દોષનો નાશ કરીને આ વચન તું સાંભળ. રાજાના કોશનો ક્ષય થવાથી તેના બળનો ક્ષય થાય છે. જેમ જળ વગરની ભૂમિમાંથી જળ પ્રાપ્ત કરવામાં આવે છે તે પ્રમાણે રાજાએ ભંડાર ઉત્પન્ન કરવો, અને વખત આવે ત્યારે રાજાએ પ્રજા ઉપર અનુગ્રહ કરવો એ સનાતન ધર્મ છે. આ આપત્તિ કાળમાં આચરવાનો ગૌણ ધર્મ પૂર્વે થઇ ગયેલા રાજાઓએ આચરેલો છે. હે ભારત! સમર્થ પુરૂષના ધર્મ જૂદા છે અને આપત્તિમાં પડેલાના ધર્મ જૂદા છે. કોશ વિના પણ ધર્મ પ્રાપ્ત કરી શકાય છે. પણ જીવિકા તો ધર્મ કરતાં પણ ઉત્તમ છે. અર્થાત્ નિર્વાહવૃત્તિનો લોપ થતો હોય તો કોશનો શંચય કરવામાં જે ધર્મ બાધ કરે એવો હોય તેને તજવો. જે પુરૂષ દુર્બળ હોય તે ધર્મવડે આચરણ કરીને ન્યાય પ્રમાણે વૃત્તિ પ્રાપ્ત કરી શકેજ એમ કાંઈ બનતું નથી; કેમકે યત્ન કરવાથી અવશ્ય બળની પ્રાપ્તિ થશે એવો કાંઇ નિયમ નથી. એટલા માટે આપત્તિ કાળ-માં અધર્મ એજ ધર્મ છે. અને આપત્તિ કાળમાં આચરવાને જે ધર્મ યોગ્ય માનેલા છે તે ધર્મ આચરવામાં ન આવે તેજ અધર્મ છે. એટલે આપત્તિમાં પ્રજાનું પીડન કરીને પણ દ્રવ્ય પ્રાપ્ત કરવું એ ધર્મ છે પણ જો તે ન થયું તો તે અધર્મ છે એમ જાણવું. આપત્તિકાળ ગયા પછી પૂર્વે કરેલા અધર્મનું એજ પ્રાયશ્ચિત્ત છે કે જે રીતે ધર્મ નાશ ન પામે તથા શત્રુના વશમાં આવી પડાય નહિ, એ રીતે વર્તવું એજ કર્તવ્ય કહેલું છે. પણ રાજાએ પોતાનો નાશ થવા દેવો નહિ. સર્વ ઉપાયવડે કરીને બીજાના ધર્મનો કે પોતાના ધર્મનો ઉદ્ધાર કરવાની ઇચ્છા રાખવી નહિ પણ સર્વ રીતે કરીને પોતાનો આપત્તિમાંથી ઉદ્ધાર કરવો એ નિ-શ્ચય છે. હે તાત! ધર્મના જાણનારાઓનો એ વિષે એવો નિશ્ચય છે, કે ધર્મમાં નિપુણતા રાખવી. અને તે નિપુણતા ક્ષત્રિયને બાહુબળથી પ્રાપ્ત કરેલો ઉદ્યમ છે એવી શ્રુતિ છે. હે ભારત! બ્રાહ્મણ અને તપસ્વિના ધર્મ

શિવાય જીવિકા ચલાવવાના સંકટમાં આવી પડેલા ક્ષત્રિયે કોનું ધન લેવું યોગ્ય નથી? અર્થાત્ સર્વ કોઇનું લેવું યોગ્ય છે. જેમ કોઇ બ્રાહ્મણ સંકટમાં આવી પડવાથી જેને યજ્ઞ કરાવવો ન ઘટે તેને યજ્ઞ કરાવે અને જે ખાવું ન ઘટે તે ખાય તે રીતે આ પણ સમજવું, એમાં સંશય નથી. જેનું પીડન થયું તેને અદ્ધાર કર્યું છે? એટલે જેના ઉપર દબાણ થયું હોય તે જેમ ગમે તે માર્ગે બાહાર નીકળે, તે પીડા પામેલો ગમે તે માર્ગે પોતાને તે પીડામાંથી મુક્ત કરે. જેને પકડયો છે તેને કુમારગ કયો છે? અર્થાત્ ગમે તે રસ્તે તે ભાગે. જેમ જેમ પુરૂષ પીડિત થાય તેમ તેમ તે અદ્ધારે કરીને પણ નાસે છે. જે રાજાનો કોશ અને બળ નાશ પામવાથી સર્વ લોકમાં તેનો પરાભવ થયેલો છે, જેને ભિક્ષુક વૃત્તિ કરવાની શાસ્ત્રે આજ્ઞા આપી નથી જેને વૈશ્ય કે શૂદ્રની વૃત્તિથી જીવિકા ચલાવવાનું શાસ્ત્રે કહ્યું નથી, તેને પોતાની જાતિના ક્ષત્રિઓ પાસેથી યાચના કરીને જીવવું અથવા કોઇને આધારે જીવવું એ પણ યોગ્ય નથી; પણ તેણે પોતાના ધર્મથી પછી જે વૃત્તિ કરવી ઘટિત હોય તે કરવી. ક્ષત્રિયે વિજયવડે દ્રવ્ય પ્રાપ્ત કરવું એ તો જાણે તેનો (પ્રથમ કલ્પ) સર્વોત્તમ ધર્મ છે; પણ સંકટમાં પડવાથી તે ન બન્યું તો પોતાના કે શત્રુના દેશમાં લૂંટ કરીને પણ ધન મેળવવું એ તેનો (અનુકલ્પ) તે પછીનો બીજો માર્ગ છે. મતલબ કે નિરંતર પ્રથમ કલ્પ પ્રમાણે વૃત્તિ કરતા છતાં પણ સંકટમાં અનુકલ્પથી જીવિકા ચલાવવી એ પણ યોગ્ય છે. આપત્તિમાં પડેલા પુરૂષે ધર્મને કોરે મૂકીને અન્યાયથી પણ નિર્વાહ કરવો; જીવિકાનો ક્ષય થાય છે ત્યારે બ્રાહ્મણોને પણ તેમ કરવાનું કહેલું છે એટલે ત્રણ દિવસ સુધી બ્રાહ્મણને અન્ન ન મળે, તો ચોથે દિવસે તેણે શૂદ્રનો પણ પ્રતિગ્રહ કરવો ઇત્યાદિ કહેલું છે. એમ છે તો ક્ષત્રિયે તેમ કરવાને શા માટે સંશય રાખવો? તેણે પણ જે વિશેષ ધનવાળા હોય તેની પાસેથી બળાત્કારે ધન લેવું, પણ દુઃખથી કોઇ પ્રકારે નાશ પામવું નહિ; એ નિશ્ચય છે. પ્રજાનો રક્ષણ કરનાર તથા હણનાર પણ ક્ષત્રિય છે, માટે પ્રજાનું રક્ષણ કરીને ક્ષત્રિયે તેની પાસેથી ધનનું ગ્રહણ કરવું. હે રાજન્! કોઇને પણ હિંસા વિના તો બીજી કોઇ વૃત્તિજ નથી; જે મુનિ અરણ્યમાં જન્મ પામ્યો છે અને એકલોજ ફરે છે

તેને પણ હિંસા વિના બીજી વૃત્તિ નથી તો બીજાની શી વાત કરવી?° હે કુરૂશ્રેષ્ઠ! નસિબમાં લખ્યું હશે તે બનશે એમ દૈવના ઉપર આધાર રાખીને વૃત્તિ કરવાથી તો રાજા જીવી પણ શકે નહિ; અને નિરંતર તેમાં પ્રજાનું પાલન કરવાની ઇચ્છાવાળાને તો એ વાત બનેજ નહિ. રાજાએ અને પ્રજાએ સંકટમાં એક બીજાની નિરંતર રક્ષા કરવી એજ સનાતન ધર્મ છે. આપત્ કાળ આવે છે ત્યારે રાજા જેમ ઢગલા દ્રવ્ય ખરચી નાખીને પણ પ્રજાનું રક્ષણ કરે છે, તેમ સંકટમાં પ્રજાએ પણ રાજાનું રક્ષણ કરવું ઘટિત છે. કોશ, દંડ, બળ, મિત્ર, અને બીજું પણ જે સંચિત હોય તે ક્ષુધાવડે વ્યાપ્ત થયેલા રાજાએ દેશમાંથી દૂર કરવું નહીં. અર્થાત્ આપત કાળમાં સંચિતનો નાશ થવા દેવો નહિ. મોટી માયાવાળા શંબરનું કહેલું દ્દષ્ટાંત છે કે જેમ વાવવાને અર્થે રાખી મૂકેલું બીજ રાંધી ખાવાથી આગળ ભોજન મળવું દુર્લભ થઇ પડે છે એમ ધર્મ જાણનારા જાણે છે, તેમ રાજા નિર્ધન થાય ત્યારે પ્રજાએ તેનું રક્ષણ કરવું, અને ન કરે તો તે રાજા નાશ પામે; તથા રાજા નાશ પામવાથી પછી પ્રજા પણ નાશ પામે. જે રાજાનો દેશ દુઃખી થાય છે તે રાજાના જીવિતને ધિક્કાર છે. અથવા જે રાજા જીવિકા ચલાવી શકવાને સમર્થ નથી માટે અલ્પ મનુષ્ય રાખે છે, અથવા જે પરદેશમાં જઇને જીવિકા ચલાવે છે તે રાજાને ધિક્કાર છે. રાજાનું મૂળ કોશનું બળ છે; અને બળનું મૂળ કોશ છે—તથા તે બળ એ સર્વ ધર્મનું મૂળ છે; અને પ્રજાનું મૂળ એ ધર્મ છે. બીજાને પીડા કર્યા શિવાય કોશ પ્રાપ્ત કરવો શકય નથી, તો પછી બળ તો શી રીતે પ્રાપ્ત કરી શકાય? એટલા માટે પ્રજાનું પીડન કરીને તે કોશ સંચય કરે તો તે દૂષણ પામવાને યોગ્ય નથી. વળી કોઈ કાર્ય નહિ કરવા જેવું છતાં યજ્ઞ કર્મમાં તે જેમ કરવામાં આવે છે તેમ રાજા પણ રક્ષણને માટે પ્રજા પાસેથી બળાત્કારે ધન લે તેમાં દોષ પામતો નથી. આપત્તિ કાળમાં પ્રજાને પીડા કરીને દ્રવ્ય ગ્રહણ કરવું એથી પણ અર્થ થાય છે અને તેવા સમયમાં પ્રજાનું પીડન ન કરીને દ્રવ્ય ગ્રહણ કરે તો તેથી અનર્થ થાય છે. વળી હાથી પાળવા વગેરે ભારે ખરચ રાખવો

એ અર્થની હાનિ કરનારા છતાં દ્રવ્યને ઉત્પન્ન કરનારા છે માટે તેથી અર્થ પ્રાપ્ત થાય છે. એ સર્વ અર્થનાં સાધન છે. એ પ્રમાણે બુદ્ધિમાન પુરૂષે કાર્યનો નિશ્ચય જાણીને અર્થ ઉત્પન્ન થાય એવાંજ કાર્ય કરવાં. જેમ પશુ આદિક ચરીને અર્થે હોય અને યજ્ઞ વિત્તના સંસ્કારને અર્થે હોય છે; તથા પશુ, યજ્ઞ, અને વિત્તસંસ્કાર, એ ત્રણે મોક્ષને અર્થે થાય છે. તેમ દંડ કોશને અર્થે, કોશ બળને અર્થે અને બળ શત્રુના પરાભવને અર્થે હોય છે; તથા કોશ, બળ અને જય એ ત્રણે દેશની આબાદીને અર્થે થાય છે–દેશની આબાદી સંપાદન કરવાને કામ લાગે છે–એ જગોએ હું એક ધર્મના તત્વને પ્રકાશ કરનારી ઉપમા આપું છું કે જેમ યજ્ઞને અર્થે યૂપ (યજ્ઞ સ્તંભ) કાપવામાં આવે છે ત્યાં જે વૃક્ષો તે યૂપના વૃક્ષની પાસે જતાં રોધ કરનારા હોય છે તે પણ નિશ્ચય કાપવામાં આવે છે, તથા તે વૃક્ષો જ્યારે નીચે પડે છે ત્યારે બીજા વૃક્ષોને પણ તે હણે છે. હે પરંતપ! એજ પ્રમાણે મોટા કોશની ઉપાર્જના કરવામાં જે પુરૂષો આડે આવે છે તેમને હણ્યા સિવાય હું કોઇ બીજો માર્ગ કોશ ઉપાર્જન કરવાનો દેખતો નથી. ધનવડેજ આ લોક તથા પરલોક બન્ને લોકમાં પુરૂષ જય મેળ છે; તેમ સત્ય તથા ધર્મ વચન પણ ધનવડેજ સાચવી શકાય છે, પણ નિર્ધન પુરૂષ તો તેમાંનું કરી શકતો નથી; તે તો જીવતો છતાં પણ મરેલોજ છે. યજ્ઞને અર્થે નિષિદ્ધ અને અનિષિદ્ધ સર્વે ઉપાયો વડે કરીને ધન પ્રાપ્ત કરવું. હે ભારત! પણ કાર્ય અને અકાર્યમાં એટલે વિહિત અને નિષિદ્ધમાં સમાન દોષ થતો નથી. એટલે આપત્તિમાં પ્રજાપીડન વિહિત કર્મ છે, તેજ કર્મ આપત્કાળ ન હોય ત્યારે નિષિદ્ધ છે. એ પ્રમાણે દેશકાળને અનુસારે કાર્ય પણ અકાર્ય થાય છે તથા અકાર્ય હોય છે તે કાર્ય થાય છે. માટે જે દેશકાળ અકાર્ય કરવા જેવો હોય તેમાં અકાર્ય કરવાથી દોષ પ્રાપ્તિ નથી, પણ જે દેશકાળ અકાર્ય કરવા જેવો નથી તેમાં અકાર્ય કરવાથી દોષ પ્રાપ્ત થાય છે; માટે કોઇ અકાર્યમાં એવી રીતે વર્તવાથી સમાન દોષ થતો નથી. હે રાજન! હે પૃથ્વીપતે! એકજ પુરૂષને એકજ વખતે ધનનો સંગ્રહ તથા ધનનો ત્યાગ સંભવતો નથી; અરણ્યમાં મેં ધનવૃદ્ધ પુરૂષો કોઇ કાળે દીઠા નથી. આ પૃથ્વીમાં જે કાંઇ ધન જોવામાં

આવે છે તે મને મળે, તે મને મળે, એ પ્રમાણે મનુષ્ય અભિલાષા રાખે છે. હે શત્રુને સંતાપનાર યુધિષ્ઠિર! રાજ્ય સમાન ધર્મ કોઇ પણ બીજો નથી. રાજાઓને સંપત્તિ કાળમાં 'ધર્મ' શબ્દવડે કરીને જે અર્થ કહેલો છે, તેથી બીજો અર્થ વિપત્તિકાળમાં ધર્મ શબ્દે કરીને સમજવાનો છે. કેટલાક દાન લઈને, કેટલાક કર્મ કરીને, કેટલાક તપસ્વીઓ તપ કરીને, કેટલાક બુદ્ધિએ કરીને અને કેટલાક દક્ષતાએ કરીને ધનસંચય પ્રાપ્ત કરે છે. નિર્ધનને દુર્બળ કહે છે; ધનવડેજ બળવાન થવાય છે. ધનવાળો પુરૂષ સર્વ કાંઈ પ્રાપ્ત કરી શકે છે અને જેની પાસે કોશસંચય છે તે સર્વ આપત્તિઓની પાર જઇ શકે છે. કોશવડે ધર્મ, કામ, પરલોક અને આ લોક સર્વે સિદ્ધ થાય છે; તે પરલોકની ઇચ્છા ધર્મવડે કરવી પણ અધર્મવડે કદાપિ કરવી નહિ.

कोशेनधर्मःकामश्चपरलोकस्तथाह्ययम् ।

तंचधर्मेणलिप्सेतनाधर्मेणकदाचन ॥ ४९ ॥

इतिश्री महाभारते शतसाहस्र्यांसंहितायांवैयासिक्यां शांतिपर्वणि

राजधर्मे शतोपरि त्रिंशत्तमोऽध्यायः ॥ १३० ॥




छोटालालेनविदुषा वसतावटपत्तने ।
भीष्मोक्तराजधर्माणा मिदंभाषांतरंकृतम् ॥

श्रीमदावादनगरनिवासिनारैक्कज्ञातीयेनस्वदेशवत्सलपत्रिकाध्यक्षेण महानन्दात्मजेनमणिशंकरेण राजमानराज्यश्रीमतांनाना भाईतनुजानां भाइशंकरशर्मणांसाहाय्यान् महाभारतांतर्गत शांतिपर्वणः राजधर्मः विक्रमस्यसंवदष्टषष्ट्यधिकैकोनविंशशताब्दे आश्विनमासे प्रकटीकृतः तन्मध्येप्रमादश्चेन्महाशयैः क्षंतव्यः ॥

# ભારતાર્થપ્રકાશ.

## शांतिपर्वणि आपद्धर्माः ॥



॥ नारायणंनमस्कृत्यनरंचैवनरोत्तमम् ॥

॥ देवींसरस्वतींव्यासंततोजयमुदीरयेत् ॥

**युधिष्ठिरउवाच** ॥ क्षीणस्यदीर्घसूत्रस्यसानुक्रोशस्यबंधुषु ॥
॥ परिशंकितवृत्तस्यश्रुतमंत्रस्यभारत ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે ભારત, જે રાજાનો ધાન્યનો કોઠાર, કોશ, વગેરે સંગ્રહ ક્ષીણ થઇ ગયેલો હોય, જે આળસુ થયેલો હોય, જે બાંધવોનો ક્ષય થશે એવા ભયથી કિલ્લામાંથી બાહાર નીકળીને યુદ્ધ આપવાને અસમર્થ હોય, જેનો મંત્ર સર્વત્ર પસરી જવાથી સર્વ લોકો જેના વૃત્ત ઉપર શંકા રાખતા હોય, જેનાં નગર અને દેશ શત્રુઓએ જીતી લેઇને વેંહેચી લીધાં હોય, અને તેથી દ્રવ્ય વગેરે સામગ્રી વિનાનો જે થયો હોય, તથા દ્રવ્ય ન હોવાના કારણથી જે મિત્રોની સંભાવના કરી ન શકતો હોય, તેમજ મિત્ર અને બળની હીનતાને લીધે જેના પ્રધાનો ફરીને સર્વ પ્રકારે શત્રુને તાબે થયા હોય, જે શત્રુવડે પરાજય પામ્યો હોય, જે પોતે દુર્બળ હોવાથી સબળ શત્રુએ જેનું ચિત્ત વ્યાકુળ કર્યું હોય, એવા રાજાએ હવે શું કરવા યોગ્ય છે, તે કહો.

ભીષ્મ કહે છે,—જો બાહારથી જીતવા આવેલો શત્રુ ધર્માર્થમાં કુશળ અને પવિત્ર હોય તો ઉતાવળે તેની સાથે સંધિ કરવો અને પછી પોતાના પૂર્વજોનાં ગામ નગરો વગેરે સામ ઉપાયથીજ એકે એકે છોડાવવાં. જો બાહારથી જીતવા આવેલો શત્રુ બળવાન અને પાપકર્મ કરવાના નિશ્ચયવાળો હોય, તો પોતાના દેશમાંથી કેટલાંક ગામ આપીને પણ તેની સાથે સંધિ કરવો.

જો તેથી પણ શત્રુ દુષ્ટ હોય તો રાજધાની છોડીને દૂર જવું તથા દ્રવ્યવડે કરીને આપત્તિકાળ વટાવવો; તથા જો રાજાલ ગુણયુક્ત હોય તો તેણે જીવતાં રહીને ફરીને પોતાનો દેશ પાછો પ્રાપ્ત કરવો. શત્રુ સર્વ કરતાં અતિશય દુષ્ટ હોય તો કોશબળનો પણ ત્યાગ કરવો. કેમકે કોશબળનો ત્યાગ કરવાથી જે આપત્તિઓ તરવી શકય હોય, ત્યાં તેના કરતાં અધિક એવા આત્માનો ત્યાગ કોણ કરે? અર્થાત્ સર્વ જવા દેઇને પ્રાણનું રક્ષણ કરવું. એવો વખત આવે ત્યારે અંતઃપુર (સ્ત્રીઓ વગેરેને) પણ પડતાં મૂકીને નાસવું. કેમ કે તેનું રક્ષણ કરવાની પોતાનામાં શક્તિ રહી ન હોય તો તે વખતે શત્રુના ધનરૂપ થઇ પડેલી સ્ત્રીઓ વગેરે ઉપર પણ દયા શી કરવી ? અર્થાત્ તેમના ઉપર પણ સ્નેહ કરવો ઉચિત નથી; પણ જો બની શકે એમ હોય તો પોતાનો આત્મા શત્રુના હાથમાં જવા દેવો નહિ. યુધિષ્ઠિર કહે છે,—જ્યારે અંદરના પ્રધાન વગેરે ફુટેલા હોય તથા શત્રુ બાહારથી દેશ ચાંપતો હોય, તેમ ભંડાર ખાલી થઈ ગયો અને મંત્ર ખુલ્લો થઈ ગયો હોય ત્યારે શું કરવું તે કહો. ભીષ્મ કહે,—એમ થયું હોય ત્યારે જો આવનાર શત્રુ ધર્મિષ્ઠ હોય તો ઉતાવળે તેના સાથે સંધિ કરવો અને અધર્મિષ્ઠ હોય તો તીક્ષ્ણ પરાક્રમ કરીને તેના સાથે યુદ્ધ કરવું. એમ કરવાથી શત્રુ ઉતાવળે દૂર થશે અથવા ધર્મયુદ્ધમાં મૃત્યુ થવાથી પણ લોકનું હિત થશે. જો રાજા પાસે થોડું પરંતુ પ્રીતિવાળું અને હર્ષ પામેલું સૈન્ય હોય તો તેટલા અલ્પ સૈન્યવડે પણ રાજા પૃથ્વી જીતી શકે છે, માટે એવે પ્રસંગે યુદ્ધ કરવાથી ઉભય પ્રકારે હિત છે; જો હણાય તો સ્વર્ગ પ્રાપ્તિ થાય અને જય પામે તો પૃથ્વીનું રાજ્ય ભોગવે. જે પુરૂષના પ્રાણ યુદ્ધ કરતાં જાય છે તેને ઇન્દ્રલોકની પ્રાપ્તિ થાય છે. પ્રથમ યુદ્ધ ન કરવા માટે સર્વે લોકનું પ્રસિદ્ધ શાસ્ત્ર જે સોગંદ વગેરે ઉપાય તે કરીને તેમાં કપટ ન થાય માટે તેમને વિશ્વાસ ઉત્પન્ન કરીને વિનય કરવો, તથા તેવાજ કોમળ ઉપાયથી તેમના ઉપર પણ વિશ્વાસ કરવો; પણ દુરાગ્રહે કરીનેજ યુદ્ધ કરવાનો હઠ કરવો નહિ. જ્યારે દેશની માંહેની ફાટફુટને લીધે શત્રુ સાથે યુદ્ધ કરવું શકય હોય નહિ, તેમ બાહારના શત્રુના કોપને લીધે સામ ઉપાય પણ નિરર્થક થઇ પડ્યો હોય, ત્યારે સામ ઉપાય વડેજ કિલ્લામાંથી નાસવાની ઇચ્છા કરવી. કિલ્લામાંથી નાઠા પછી કેટલાક દેશનું તથા કેટલાક કાળનું ઉલ્લંઘન કરીને (દૂર જઇને કેટલાક કાળ વીતવા દેઇને) પછી મંત્રના બળથી પૃથ્વી જીતવાનો ફરીને આરંભ કરવો.

॥ अथचिक्रमिषुःक्षिप्रंसाम्नात्रापरिसांत्वयन् ॥
॥ त्रिलंघयित्यामंत्रेणततःस्वयमुपक्रमेत् ॥ १४ ॥
इतिश्री महाभारते शांतिपर्वणि आपद्धर्मे गु० भा० प्रथमोऽध्यायः ॥ १ ॥

**युधिष्ठिरउवाच** ॥ हीनेपरमकेधर्मेसर्वलोकाभिसंहिते ॥
॥ सर्वस्मिन्दस्युसाद्भूतेपृथिव्यामुपजीवने ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—જ્યારે રાજાનો પરમ ધર્મ જે બ્રાહ્મણોનું રક્ષણ કરવું, તે નાશ થઇ ગયો હોય, સર્વે પ્રજા જ્યારે ભેળસેળ થઇ ગઇ હોય, આખા દેશમાં સર્વ ઠેકાણે ઉપજીવિકાનાં સાહિત્યોની લૂંટ ચોરી પસરી ગઇ હોય, એવો અતિ આપત્તિનો સમય આવે ત્યારે હે પિતામહ, દયાભાવને લીધે પુત્ર તથા પૌત્રોનો ત્યાગ ન કરીને બ્રાહ્મણે શા વડે નિર્વાહ કરવો? ભીષ્મ કહે છે,—તેવો વખત આવે ત્યારે બ્રાહ્મણે વિજ્ઞાનનું બળ રાખીને નિર્વાહ કરવો. તથા જે કાંઇ મળે તે સત્પુરૂષોનુંજ ધન માનવું. અસત્પુરૂષોનું કાંઇ પણ સમજવું નહિ. જે પુરૂષ અસાધુ પુરૂષો પાસેથી ધન લેઇને સાધુ પુરૂષને અર્પણ કરે છે તથા તે ધન આપનાર 'હું છું' એમ બતાવે છે, તે આપદ્ધર્મને જાણનાર પુરૂષ જાણવો. હે રાજન્, રાજ્ય ઉપર પોતાની સ્થિતિની આકાંક્ષા કરનાર રાજાએ કોઇ દાન આપતો હોય, તેની પાસેથી વિત્ત લેઇ લેવું અને તે વિત્ત મારૂં છે એમ કહીને પણ બ્રાહ્મણોને આપવું. અર્થાત્ સ્થાનભ્રષ્ટ થયેલા રાજાને બ્રાહ્મણનું પાલન કરવાને અર્થે સર્વસ્વ હરણ કરવાનો પણ દોષ નથી. વિજ્ઞાનના બળવડે પવિત્ર થયેલો કોઇ પુરૂષ નિંદિત કૃત્યમાં વર્તતો હોય તો તેવા વૃત્તિના વિજ્ઞાનવાળા ધીર પુરૂષની નિંદા કરવાને કોણ યોગ્ય છે? હે યુધિષ્ઠિર, જે સત્પુરૂષોની વૃત્તિ બળવડે ઉપાર્જન કરવામાં આવે છે, તેમને બીજી વૃત્તિ પસંદ પડતી નથી; બળવાન પુરૂષો પછી તે વૃત્તિવડેજ પોતાનો નિર્વાહ કરે છે. આપત્તિમાં પડેલા રાજાએ પોતાના રાજ્યમાં તથા શત્રુના રાજ્યમાં પ્રજા પીડન કરીને દ્રવ્ય મેળવી નિર્વાહ કરવો એ સામાન્ય શાસ્ત્ર છે, પણ તેમાં જે બુદ્ધિમાન હોય છે તેઓ તો દેશમાં રહેલા ધનવાન પુરૂષો જેઓ કૃપણતા રાખીને દ્રવ્ય સંચયજ કર્યા કરતા હોય

છે અને તેથી દંડને પાત્ર હોય છે, તેમનેજ લૂંટે છે,-તેમની પાસેથીજ ધન ગ્રહણ કરવાનો રિવાજ રાખે છે. ગમે તેટલી આપત્તિ પડે તો પણ ઋત્વિક્, પુરોહિત, આચાર્ય, એ સત્કાર પામેલા અને સત્કાર કરવા યોગ્ય બ્રાહ્મણોને ધન હરણ કરવાવડે હણવા નહિ. કેમકે તેમનો ઘાત કરવાથી દોષ પ્રાપ્ત થાય છે. બ્રાહ્મણ એ તો લોકમાં પ્રમાણભૂત છે; એ તો સનાતન નેત્ર છે, તેના પ્રમાણને માનીને કોઇપણ કાર્યમાં પ્રવેશ કરવો તથા તેમના કહેવા પ્રમાણે તારૂં ભલું કે ભૂંડું થશે એ નિશ્ચય છે. વળી ગામમાં રહેનારા પુરૂષો એક બીજાના ઉપર રીસ રાખીને ઘણા જણ પરસ્પરનું ભૂંડું બોલે છે; તેમના વચન ઉપરથી રાજાએ કોઇનો સત્કાર ન કરવો કે ઘાત પણ ન કરવો. ઋત્વિક્ વગેરેની નિંદા પણ કરવી નહિ અથવા કોઈ પ્રકારે તે સાંભળવી પણ નહિ; જ્યાં તેમની નિંદા થતી હોય ત્યાં કાનમાં આંગળીઓ ઘાલવી અથવા ત્યાંથી બીજી જગોએ ચાલી નીકળવું. હે રાજન્, બીજાની નિંદા કરવી અને ચાડી કરવી એજ અસત્પુરૂષોનું શીલ છે; અને જેઓ સત્પુરૂષો હોય છે તેઓ તો સત્પુરૂષોના ગુણજ બોલે છે. જેમ સુંદર, સારી રીતે નાથેલા સારી પ્રશંસા પામેલા બે વાછરડા ધુંસરી ઉપાડીને તેનું વહન કરે છે તે પ્રમાણે રાજાએ વર્તવું. જેમ જેમ તે સદાચારથી વર્તતો જશે તેમ તેમ તેને બીજા ઘણા સહાય આવી મળશે; ધર્મ છે લક્ષણ જેનું એવા આચારનેજ પંડિતો મોટો માને છે. ઋત્વિક્ આદિકનો પણ દંડ કરવો એમ, જેઓ શંખ લિખિતના ધર્મને અનુસરનારા છે તે માને છે. જેમ શંખે પોતાના ભાઇનો પણ હસ્તચ્છેદ કર્યો હતો, તેમ ઋત્વિક્નો પણ પ્રસંગે દંડ કરવો એમ તેમનું કહેવું છે; કેટલાક એમ કહે છે ઇર્ષ્યાથી કે લોભથી ઋત્વિક્નો દંડ કરવાનું કહેવું નહિ પણ ધર્મવડે તો દંડ કરવાનું કહેવું. કેટલાક ઋષિ પરંપરાનો ધર્મ બતાવે છે કે ગુરૂ પણ જો વિપરીત કર્મ કરનારો હોય તો તેનો પણ દંડ કરવો; પણ તેના જેવું કાંઈ પ્રમાણ કોઇ સ્થળમાં જોવામાં આવતું નથી. પણ યથાર્થ જોઇએ તો ઋત્વિક્ આદિકનો દંડ રાજાએ કરવો નહિ એમ અમને લાગે છે, કેમકે વિપરીત કર્મ કરનાર અધમ પુરૂષનો દંડ દેવતાઓજ કરે છે, પણ ઋત્વિક્નો દંડ કરવારૂપ બાહાનાથી રાજા જો તેનો દંડ લે તો તે ધર્મથી હીન થાયછે—જે ધર્મનો સર્વ લોકોએ અંગીકાર કરેલો છે, (શ્રૌતધર્મ), સત્પુરૂષો (મન્વાદિ)

જેનો આદર કરે છે, ( સ્માર્તધર્મ ), કુલદેશની પરંપરાથી ચાલતો આવેલો એટલે શાસ્ત્રમાં નહિ કહેલો પણ શિષ્ટ પુરૂષોએ આદર કરેલો, તથા પોતાના હૃદયમાં ધર્મત્વ બુદ્ધિથી નિશ્ચિત થયેલો. એવાં ચાર કારણોવડે ધર્મ સિદ્ધ થાય છે. કેવળ અમુક શાસ્ત્રના વચન ઉપરથી કે અમુક પુરૂષના કહેવાથી ધર્મ સિદ્ધ થતો નથી. જે પુરૂષ ચાર ગુણવડે સંપન્ન એવો ધર્મ કહે તેનેજ ધર્મ જાણનારો જાણવો. આન્વીક્ષિકી, ત્રયી, વાર્તા અને દંડનીતિ એ ધર્મના ચાર ગુણ સમજવા. જેમ સર્પ ગયો હોય તેને તેના લીટા ઉપરથી શોધી કાઢવો એ પરમ દુઃખકર થાય છે, તેમ ધર્મનો માર્ગ શોધી કાઢવો પણ પરમ દુઃખકર છે. જેમ વીંધેલા મૃગનાં પગલાં તેનાં અંગમાંથી પડતા રૂધિરવડે શોધી કાઢીને પુરૂષ તેના સ્થાનને શોધી કાઢે છે તેજ પ્રમાણે ધર્મના સ્થાનને પણ પામી શકાય છે. જે પ્રમાણે સત્પુરૂષો જે ધર્મને માર્ગે ગયેલા છે, તે પ્રમાણે પુરૂષે પણ વિનય રાખીને ચાલ્યા જવું; રાજર્ષિઓનું એજ આચરણ છે, માટે હે યુધિષ્ઠિર, તું પણ એમ ચાલજે.

॥ यथासद्भिर्विनीतेनयथागंतव्यमित्युत ॥

॥ राजर्षीणांवृत्तंमेतदेवंगच्छयुधिष्ठिर ॥ २२ ॥

इतिश्री महाभारते शां० आप० राजर्षिवृत्तोनाम गु० भा०

द्वितीयोऽध्यायः ॥ २ ॥

**भीष्मउवाच** ॥ स्वराष्ट्रात्परराष्ट्राच्चकोशंसंजनयन्नृपः ॥

॥ कोशाद्धिधर्मःकौंतेयराज्यमूलंचवर्द्धते ॥ १ ॥

ભીષ્મ કહે છે,—હે કૌંતેય, પોતાના રાજ્યમાંથી તેમ પરરાજ્યમાંથી પણ રાજાએ કોશ પ્રાપ્ત કરવો. કેમકે રાજ્યના મૂળરૂપ જે ધર્મ, તેની વૃદ્ધિ કોશથીજ થાય છે. એટલા માટે કોશ ઉપાર્જન કરવો તથા ઉપાર્જન કરેલા કોશનું રૂડા કર્મમાં ખરચ કરીને તેનું પાલન કરવું; તેમજ કોશનું પાલન કરીને તેની વૃદ્ધિ કરવી; એ સનાતન ધર્મ છે. શુદ્ધ પવિત્રતા રાખીને વર્તવાથી કોશ ઉપાર્જન થતો નથી; તેમ છેકજ દુષ્ટતા કરીને પણ કોશ ઉપાર્જન કરવો નહિ; મધ્યમ માર્ગે વર્તીને કોશનો સંગ્રહ કરવો. નિર્બળ રાજાને

કોશનો સંચય ક્યાંથી હોય ? અને કોશ વિનાના રાજાને બળ ક્યાંથી હોય? નિ-બળ રાજાને રાજ્ય ક્યાંથી હોય ? અને રાજ્ય હોય નહિ ત્યારે રાજ્યલક્ષ્મી પણ ક્યાંથી ? જે પુરૂષ મોટા સ્થાનમાં રહેલો છે, તેને લક્ષ્મીની હાનિ એ મરણ તુલ્ય છે; માટે કોશ, બળ, અને મિત્ર, એ ત્રણની રાજાએ વૃદ્ધિ કરવી. જે રાજાનો કોશ હીન હોય છે, તેની મનુષ્યો અવજ્ઞા કરે છે. . તે જે અલ્પ આપે છે, તેવડે તેના સેવકો સંતોષ પામતા નથી તથા કાર્ય કરવાને પણ ઉત્સાહ રાખતા નથી. લક્ષ્મીના કારણથી રાજા પરમ સત્કાર પામે છે; જે સ્ત્રીનાં વસ્ત્ર તેના ગુપ્ત સ્થળને ઢાંકે છે તેમ લક્ષ્મી પણ રાજાનાં પાપ ઉપર આચ્છાદન કરે છે. તે રાજાએ પૂર્વે જેમની સાથે વિરોધ કર્યો હોય છે, તે પુરૂષો એની સમૃદ્ધિ જોઇને પરિતાપ પામે છે, તથા કૂતરાની પેઠે પોતાને હણ-વાની ઇચ્છા રાખનાર તે રાજાનોજ પાછા નિરંતર આશ્રય કરે છે તથા કપ-ટવડે તેને હણવાની ઇચ્છા રાખે છે. હે ભારત, એવા રાજાને સુખ ક્યાંથી પ્રાપ્ત થાય ? એવા રાજાએ ઉદ્યોગજ કરવો અને ડોકું સર્વથી ઉપરજ કાઢવું પણ નમવું નહિ. કેમકે ઉદ્યમ છે એજ પૌરૂષ છે. શેરડી જેમ સાંધાઓમાંથી ભાગી જાય છે તેમ ભલે ! ભાગી જવું. પણ કોઇને નમ્યું આપવું નહિ; અથવા કાંઇ ન બને તો અરણ્યમાં જઇને મૃગના સમૂહ સાથે ફરવું. અર્થાત્ તપ કરવું; પણ ચોર જેવા અમાત્યો સાથે રહીને ફરવું નહિ. હે ભારત, વનમાં ચોર લોકોની સેના સેહેલથી મળી આવે છે તથા તેઓ રૌદ્ર કર્મ કર-વામાં કામ આવે છે. તેમની સાથે પણ સત્ય અને મૃદુતાથી રહેવું, કેમકે જે અત્યંત અમર્યાદ થાય છે તેનાથી સર્વ કોઈ મનુષ્ય ઉદ્વેગ પામે છે, તથા જે દયા નથી રાખતો તેનાથી ચોર લોકો શંકિત થાય છે. મનુષ્યના ચિત્તને પ્રસન્ન કરનારી મર્યાદાનું સ્થાપન કરવું. અર્થ અલ્પ હોય તો પણ લોકમાં મર્યાદા પૂજન પામે છે. જે પુરૂષે એમ નિશ્ચય કરેલો હોય છે કે આ લોક શાશ્વત નથી, માટે તેમાં સત્કર્મ આદિકની જરૂર નથી, તેમ પરલોક પણ છે નહિ, એવા નાસ્તિક અને ભયની શંકા રાખવા જેવા મનુષ્ય ઉપર કોઇ વિ-શ્વાસ લાવવું નથી. ચોર લોકો પણ જો સારા ચોર હોય તો તેઓ બીજાનું ધન લૂંટે ખરા પણ તેમાં હિંસા થતી નથી; ચોર લોકો પણ મર્યાદાવાળા હોય છે ત્યારે લોકો તેમના ઉપર પણ રંજિત થાય છે. જે લૂંટનો ધંધો કરતો

વા ચોરે પણ પોતાની સાથે જે યુદ્ધ કરવા ઇચ્છા ન રાખતો હોય, સામો ન થતો હોય, તેનો વધ કરવો નહિ; કોઇની સ્ત્રીનું હરણ કરવું નહિ; તેમજ કૃતઘ્નતા, બ્રાહ્મણના વિત્તનું હરણ, કાંઇ પાસે બાકી ન રહેવા દેતાં છેકજ લૂટી લેવો તથા કન્યાની ચોરી કરી લેઇ જઇને તેના સ્વામી થઇને રહેવું, એ ચોર લોકોને પણ નિંદવા યોગ્ય છે. વળી પરસ્ત્રીને પકડીને તેની સાથે વ્યભિચાર પણ કરવો નહિ. એટલાં કર્મ ચોર લોકોએ તજવાં. જે મનુષ્યોનું ચોર લોકોએ સર્વસ્વ લૂંટી લીધું છે, તે લોકો એકત્ર મળીને પછી તે ચોર લોકો સાથે મળી જાય છે અને તેમને વિશ્વાસ ઉત્પન્ન કરે છે. તથા તેમ કરતાં તેમનાં ગુપ્ત સ્થાન વગેરેથી માહિત થઇને તેમને પણ નિઃશેષ લૂંટી લે છે અથવા અન્ય દ્વારા તેમને નિઃશેષ કરે છે. એટલા માટે ચોરે પણ પોતાના સ્વાધીનમાં આવેલા દ્રવ્યમાંથી કેટલાક ભાગ રહેવા દેઈને બાકીનો લેવો; પણ હું બળવાન્ માટે મને કોઇ શું કરી શકનાર છે એમ સમજીને છેક દુષ્ટતા આચરવી નહિ. જેઓ શેષ રાખીને પ્રજાનું ધન હરણ કરે છે તે સર્વ સ્થળમાં કાંઇ પણ શેષ રહેલું છે એમજ દેખે છે. પણ નિઃશેષ હરણ કરનારને તો નિઃશેષ કરવાથી ભય ઉપજે છે.

॥ सशेषकारिणस्तत्रशेषंपश्यतिसर्वशः ॥

॥ निःशेषकारिणोनित्यंनिःशेषकरणाद्भयम् ॥ २० ॥

इतिश्री महाभारते शां० आ० गु० भा० तृतियोऽध्यायः ॥ ३ ॥

**भीष्मउवाच** ॥ अत्रधर्मानुवचनंकीर्तयंतिपुराविदः ॥

॥ प्रत्यक्षावेत्रधर्मार्थौक्षत्रियस्याविजानतः ॥ १ ॥

ભીષ્મ કહે છે,—આ જગોએ પૂર્વના આચાર્યો પ્રત્યક્ષ દુઃખનાં કારણ જે સર્વસ્વહરણ તથા ચોરી તેમાં પણ ધર્મ છે એમ કહે છે, તથા જે ક્ષત્રિયને તેનું જ્ઞાન હોય છે, તેને પણ પ્રત્યક્ષ દુઃખનાં કારણમાં ધર્મ અને અર્થ રહેલા છે. ધર્મોપદેશ આ સ્થળમાં પરોક્ષ છે, કેમ કે તેમાં દૃષ્ટફળનો અભાવ છે, તથા તેથી તે ધર્મોપદેશ વિશ્વાસ રાખવા યોગ્ય નથી. માટે જેમ આ તે વરુનું પગલું હશે કે કૂતરાનું હશે કે ચિત્તાવાઘનું પગલું હશે એ વિચાર જેમ

વ્યર્થ છે, તેમ આ જગોએ પણ આ ધર્મ કે આ અધર્મ એ વિચાર પણ વ્યર્થ છે અને તેથી શાસ્ત્રોક્ત ધર્માધર્મનો વિચાર કરીને તેમાં વ્યવધાન નાખવું નહિ. ધર્મ કે અધર્મનું ફળ અદૃષ્ટ (જોવામાં ન આવે એવું) છે. તે કોઇએ આ જગતમાં જોયું નથી, *માટે બળ પ્રાપ્ત કરવાનીજ ઇચ્છા કરવી; કેમ કે સર્વ કાંઇ બળવાનના વશમાં થાય છે. લક્ષ્મીથી બળ પ્રાપ્ત થાય છે, અને બળથી અમાત્ય આવી મળે છે, એ પ્રમાણે બળવાનને સર્વ આવી મળે છે. પણ જેની પાસે ધન નથી તેને પતિત જાણવો; જેમ ઘણા પાકમાંથી થોડો રહ્યો હોય તે ઉચ્છિષ્ટ કહેવાય છે તેમ થોડું ધન તેવું છે. બળવાન માણસમાં ઘણો અનાચાર જોઇને પણ ભયથી તેને તે કોઇ કહી શકતું નથી. માટે ધર્મ અને બળ એ બન્ને જો પોતાના સ્થાનમાં રહેલાં હોય તો મોટા ભયથકી રક્ષણ કરે છે. ધર્મ અને બળ એ બેમાંથી ધર્મ કરતાં પણ હું બળને વિશેષ મોટું માનું છું, કેમકે બળથકી ધર્મની પ્રવૃત્તિ થાય છે. જે પૃથ્વી ઉપર જંગમ પ્રાણી માત્ર રહેલાં છે તે બળ ઉપર ધર્મ સ્થિતિ કરીને રહેલો છે. જેમ ધુમ વાયુને વશ છે તેમ ધર્મ બળનું અનુવર્તન કરીને રહેલો છે; પણ ઝાડને આશરેલી જેમ વેલ હોય તેમ બળને આશરેલો ધર્મ કાંઇ પણ કરવાને સમર્થ નથી. જેમ વૈભવવાળાઓના સ્વાધીનમાં સુખ હોય છે, તેમ બળવાનના સ્વાધીનમાં ધર્મ હોય છે; બળવાનને કાંઇ અસાધ્ય નથી અને બળવાનને સર્વે વસ્તુઓ પવિત્ર છે. જે પુરૂષ દુરાચારી અને ક્ષીણ બળવાળો હોય છે તે રક્ષણ પામતો નથી, તથા જેમ વરૂથી સર્વ કોઇ ઉદ્વેગ પામે છે તેમ તેનાથી પણ સર્વે લોકો ત્રાસ પામે છે. તે પદભ્રષ્ટ થઇને અને અવગણના પામીને દુ:ખમાં જીવતર પૂરૂં કરે છે. તથા તેનું નિંદિત જીવતર તે મરણ સમાન છે. તેના પોતાના પાપી આચરણથી તેના બાંધવ આદિક પણ તેને તજી દે છે તથા તેમણે કહેલાં વચનરૂપી બાણથી ભેદાઇને તે અત્યંત પરિતાપ પામે છે. અધર્મવડે ધનપ્રાપ્તિ કરી હોય તો તેના પાપમાંથી મુક્ત થવાને માટે વેદત્રયીનું પઠન કરવું તથા બ્રાહ્મણોનું ઉપાસન કરવું. તેમને નેત્રવડે,

* વિશાલે દશ પ્રકારનું બળ કહેલું છે:—વિદ્યા, અભિજન, મિત્ર, બુદ્ધિ, સત્વ, ધન, તપ, સહાય અને દૈવ એ દશ પ્રકારના બળનોજ આશ્રય કરવો; ધર્માધર્મ કલ્પના કરવી આપદકાળમાં વ્યર્થ છે.

વાણીવડે અને કર્મવડે પ્રસન્ન કરવા તથા ઉદાર મનવાળા થવું. તેણે મોટાં કુળમાં લગ્ન કરવું. 'હું તો આવો છું' એ પ્રકારે સહુને કહેવું તથા બીજાઓના ગુણનું કીર્તન કરવું. મંત્રનો જપ કરવો; વારંવાર સ્નાન કરવું; કોમળ થવું અને બહુ બોલવું નહિ. બહુ દુષ્કર તપ કરીને બ્રહ્મક્ષત્રિયના વર્ગમાં પ્રવેશ કરવો. લોક ગમે તેમ કહે તો પણ એ પ્રમાણે ઘણો આચાર પાળવો; બહુ પરોપકાર કરવો પણ તેને સંભારી રાખવો નહિ—તેનું ચિંતવન કર્યા ન કરવું કે ફલાણા ઉપર ઉપકાર કર્યો છે. એમ આચરણ કરવાથી થોડા કાળમાં તે પાપરહિત અને ઘણા જણે માન આપેલો થાય છે. વળી તે વિચિત્ર સુખ ભોગવે છે. તથા એક સદાચાર પાળવાવડે તે પોતાનાં પાપકર્મને ઢાંકી શકે છે. તેમજ લોકમાં પૂજન પામે છે તથા આ લોક અને પરલોકમાં મોટું ફળ પામે છે.

॥ सुखंचचित्रंभुंजीतकृतेनैकेनगोपयेत् ॥
॥ लोकेचलभतेपूजांपरत्रेहमहत्फलम् ॥ ११ ॥

इतिश्री महाभारते शां० आप० गु० भा० चतुर्थोऽध्यायः ॥ ४ ॥

**भीष्मउवाच** ॥ अत्राप्युदाहरंतीममितिहासंपुरातनम् ॥
॥ यथादस्युःसमर्यादःप्रेतभावेननश्यति ॥ १ ॥

ભીષ્મ કહે છે,—આ સ્થળમાં પણ આ પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે કે જેથી કરીને, મર્યાદા સહિત વર્તનારો ચોર પણ મૃત્યુ પામીને અધોગતિ પામતો નથી, તે માલમ પડે છે. કાપવ્ય કરીને એક પ્રહાર કરવામાં કુશળ, બુદ્ધિવાળો, શૂરો, વિદ્યાવાળો, અને અત્યંત ભલો એક ચોર હતો. તે આશ્રમીઓના ધર્મનું રક્ષણ કરતો હતો, બ્રાહ્મણનો સત્કાર કરતો હતો તથા ગુરૂનું પૂજન કરનારો હતો. તે એક ભીલ સ્ત્રીને વિષે ક્ષત્રિયથી ઉત્પન્ન થયેલો હતો અને ક્ષત્રિયના ધર્મનું પાલન કરનારો હતો. એ ભીલડીનો પુત્ર કાપવ્ય લુંટ ચોરી કરીને પણ સિદ્ધિ પામ્યો. અરણ્યમાં સાયંકાળે અને સવારમાં મૃગનાં ટોળાંને તે ખીજવતો હતો. વનપશુઓની વિધિને જાણનાર તથા નિષાદ (ભિલ્લ) ના ધંધામાં તે કુશળ હતો. તે સર્વે સમયને

અને સર્વે પ્રદેશને જાણનારો હતો તથા નિરંતર પારિયાત્ર પર્વતમાં ફરતો હતો. સર્વે ભૂતો પ્રત્યે પોતાનો શો ધર્મ છે તે, જાણતો હતો. તેનો એકકે બાણ ખાલી જતો નહોતો તથા તેનાં આયુધ મજબૂત હતાં. સેંકડો સેનાઓ તેના સામી આવે તો પણ તે એકલોજ તેને જીતતો હતો. તેનાં ઘરડાં તથા આંધળાં માતાપિતા મોટા અરણ્યમાં હતાં તેમનું તે પૂજન કરતો હતો. તેમને તે માન આપતો હતો તથા મધુ, માંસ, મૂળ, ફળ, તથા નાનાપ્રકારનાં અન્ન વડે કરીને તેમની તે પરિચર્યા (ચાકરી) કરતો હતો. અરણ્યમાં વસનારા ત્યાગી બ્રાહ્મણોનું તે પૂજન કરતો હતો, તથા વનમાં મૃગ હણીને તે તેમને લાવી આપતો હતો. જે બ્રાહ્મણો ચોરનું ભોજન કરવું નહિ એવી શંકાથી તેની પાસેથી લેતા નહોતા તેમના ઘરમાં તે પાછલી રાતે છાનો માનો મૂકીને જતો રહેતો હતો. તેને એવો જોઇને બીજા હજારો નિર્મર્યાદ વર્તનારા અને નિર્દય કામ કરનારા ચોર લોકોએ તેને પોતાનો નાયક કર્યો. દસ્યુઓ કહે છે,—હે કાપવ્ય, તું મુહૂર્ત, દેશ તથા કાળને જાણનારો, શૂરો અને દૃઢવ્રત છે, માટે તું અમો સર્વની સાથે આવીને અમારો નાયક થા. તું જેમ જેમ આચરણ કરવાને અમને કહીશ તે તે પ્રમાણે અમે સર્વે કરીશું; માટે જેમ માતા તથા પિતા પુત્રોનું પાલન કરે છે તેમ તું અમારૂં યથાન્યાય પાલન કર. કાપવ્ય કહે છે,—તમારે કોઇને સ્ત્રી, બીકણ, બાળક કે તપસ્વીનો વધ કરવો નહિ; જે સામો યુદ્ધ કરતો ન હોય તેને પણ હણવો નહિ તથા બલાત્કારે સ્ત્રીનું ગ્રહણ કરવું નહિ. કોઇ પણ પ્રાણીમાં જે સ્ત્રી જાતિ છે તેનો વધ કોઇએ પણ સર્વ પ્રકારે કરવો નહિ. નિરંતર બ્રાહ્મણના કલ્યાણને અર્થે યત્ન કરવો તથા તેને અર્થે યુદ્ધ પણ કરવું. સત્યને કદાપિ તજવું નહિ તથા વિવાહમાં વિઘ્ન કરવું નહિ. જે સ્થળમાં દેવ, પિતૃઓ, અતિથિઓ, અને સર્વે પ્રાણીઓ મધ્યેથી વિશેષે કરીને બ્રાહ્મણનું પૂજન થાય છે, તે સ્થળમાં સદૈવ મોક્ષનો વાસો થાય છે. અર્થાત્ તેમનું પૂજન કરનાર મોક્ષ પામે છે. સર્વસ્વ આપવાવડે પણ જો તેમનું પૂજન થતું હોય તો તે કરવું. જેના ઉપર તેઓ રોષ લાવીને તેનો પરાભવ કરવાનો વિચાર કરે છે તેનું રક્ષણ ત્રણે લોકમાં કોઇ કરતું નથી. જે પુરૂષ બ્રાહ્મણનો પરાભવ કરે છે અથવા તેનો વિનાશ કરવાની વાત પસંદ કરે છે, તે પુરૂષનો, સૂર્યનો ઉદય થવાથી જેમ અંધકારનો નાશ થાય છે તેમ,

નાશ થાય છે. આ જગોએ બેશીનેજ સર્વ પ્રકારે ફળની આશા કરવી. જે જે વેપારીઓ આપણુને આપવું ઘટે તે આપશે નહિ તે તે પોતાના તેવા આચરણુથી પરાભવ પામશે. દુષ્ટનો નાશ કરવાને અર્થે દંડ ઠરાવેલો છે, પણ કોશની વૃદ્ધિ કરવાને દંડ ઠરાવેલો નથી એમ નિશ્ચય જાણવું. જેઓ શિષ્ટ પુરૂષોને પીડા કરે છે તેમનો વધ કરવો એ તેમનો દંડ છે. જે પુરૂષો દેશને પીડા કરવાવડે કોશની વૃદ્ધિ કરે છે, તેમને તેમના તેવા કૃત્યથી શરીરના માંસમાં પડેલા જીવડા જેવા જાણવા એટલે જેમ તે પીડા કરનારા હોવાથી ઔષધાદિકથી તેમનો નાશ કરવામાં આવે છે તેમ તેવા પ્રજા પીડકનો પણ નાશ કરવો ઘટે છે. પણ ચોર લોકો ધર્મશાસ્ત્ર પ્રમાણે ચાલે છે, તેઓ ચોર છતાં પણ ઉતાવળે સિદ્ધિ પામે છે. ભીષ્મ કહે છે,—પછી તે સર્વે ચોરોએ કાપવ્યની શિક્ષા માન્ય કરી તથા તેથી તેઓ વૃદ્ધિ પામ્યા અને પાપથી વિરામ પામ્યા. કાપવ્ય પણ સાધુઓનું કલ્યાણ આચરીને તથા ચોર લોકોને પાપથી નિવૃત્ત કરીને તે કર્મથી મોટી સિદ્ધિ પામ્યો. જે આ કાપવ્યના ચરિત્રોનું નિરંતર ચિંતવન કરે તેને વનમાં વસનાર કોઇ પ્રાણી થકી કાંઇ પણ ભય થાય નહિ. હે ભારત, તેને સર્વે ભૂત થકી ભય થાય નહિ તથા અસત્પુરૂષો થકી પણ તેને ભય થાય નહિ, પણ અરણ્યમાં રાજાની (સિંહની) પેઠે તે નિર્ભયપણે વિચરે છે.

॥ नभयंतस्यभूतेभ्यःसर्वेभ्यश्चैवभारत ॥

॥ नासतोविद्यतेराजन्सह्यरण्येषुगोपतिः ॥ २६ ॥

इतिश्री महाभारते शां० आ० गु० भा० पंचमोऽध्यायः ॥ ५ ॥

भीष्मउवाच ॥ अत्रगाथाब्रह्मगीताकीर्तयंतिपुराविदः ॥

॥ येनमार्गेणराजावैकोशंसंजनयत्युत ॥ १ ॥

ભીષ્મ કહે છે,—જે માર્ગે કરીને રાજા કોશ પ્રાપ્ત કરે છે, તે વિષે બ્રહ્માએ કહેલી ગાથા પ્રાચીન આચાર્યો કહે છે. જે પુરૂષો યજ્ઞ કરતા હોય તેમનું તથા દેવનું ધન રાજાએ હરણ કરવું નહિ; પણ ચોર લોકોનું તથા જેઓ યજ્ઞાદિક કરતા નથી તેમનું ધન રાજાએ હરણ કરવું ઘટે છે. હે ભા-

રત, આ પ્રજા ક્ષત્રિયની છે તથા તે રાજાએ ભોગવવા યોગ્ય છે તથા તેનું પાલન કરવું એ ધર્મ પણ ક્ષત્રિયનોજ છે, બીજા કોઇનો પણ નથી. એટલા માટે બળને અર્થે અથવા યજ્ઞને અર્થે રાજાએ ધનસંચય કરવો જોઇએ. જેમ જે વનસ્પતિઓ ભોજનના અર્થમાં નથી આવતી તેને કાપીને જે ભોજનના ખપમાં આવે છે તેને રાંધવાના બળતણને ઠેકાણે તેને વાપરે છે, તેમ રાજાએ દુષ્ટ પુરૂષોનો દંડ કરીને તેવડે સાધુ પુરૂષોનું પાલન કરવું ઘટે છે. જે પુરૂષ પોતાના ધનવડે દેવ, પિતૃઓ કે મનુષ્યને હવિર્ભાગ (બલિદાન) આપતો નથી, તેનું ધન નિરર્થક છે એમ ધર્મ જાણનારા પુરૂષો કહે છે. હે રાજન્! ધાર્મિક પૃથ્વીપતિ, દુષ્ટ પાસેથી દ્રવ્યનું હરણ કરીને તેવડે લોકને તૃપ્ત કરે છે; તેના તે કર્મનો શોક કરવો જોઇતો નથી. જે રાજા પોતાને નિમિત્તભૂત કરીને અસાધુ પાસથી ધન લેઇને સાધુ પુરૂષોને આપે છે તેને સમગ્ર ધર્મ જાણનારો જાણવો. જેમ પૃથ્વીમાંથી ઉત્પન્ન થનારા કીડી આદિક ઉદ્‌ભિજ્જ જીવો અથવા શુકલ જીવો જે પ્રમાણે પૃથ્વીમાંથી નીકળીને દૂર દેશ પ્રત્યે જાય છે, તેમ ધીમે ધીમે શક્તિ પ્રમાણે રાજાએ પણ લોકને જીતતા જવું—પરલોક પ્રાપ્તિ કરતાં જવી. જેમ નિમિત્ત વિના મત્સર, ડાંસ, કીડીઓનાં ઇન્ડાં વગેરે ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે યજ્ઞ વિના પણ રાજા પ્રજાનું પાલન કરીને સ્વર્ગાદિ લોક પ્રાપ્ત કરી શકે છે. તેજ રીત યજ્ઞ ન કરવામાં પણ સમજવી એટલે યજ્ઞ વિના પણ ધર્મ પ્રાપ્તિ થાય છે. જેમ પૃથ્વી ઉપર મારગમાં વટાવાથી સહજ ધૂળ ઉત્પન્ન થાય છે, પણ તે ધૂળ ઉપજાવવાને કોઇએ પ્રયત્ન કર્યો હોય તેમ હોતું નથી, તેમ સૂક્ષ્મ અને તેથી પણ સૂક્ષ્મ ધર્મ પણ એજ રીતે આ લોકમાં ઉત્પન્ન થાય છે.

॥ यथाह्यकस्माद्भवतिभुमौपांसुर्विलोलितः ॥
॥ तथैवेहभवेद्धर्मःसूक्ष्मःसूक्ष्मतरस्तथा ॥ ११ ॥

इतिश्री महाभारते शां० आप० गु० मा० षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

**भीष्मउवाच** ॥ अनागतविधाताचप्रत्युत्पन्नमतिश्चयः ॥
॥ द्वावेवसुखमेधेतेदीर्घसूत्रीविनश्यति ॥ १ ॥

ભીષ્મ કહે છે,—'અનાગતવિધાતા' (સમય આવ્યા પેહેલાં સાવધ રહેનાર) અને 'પ્રત્યુત્પન્નમતિ' (સમય આવે ત્યારે જોઇતી બુદ્ધિ જેને સૂઝે તે) એ બે સુખવડે વૃદ્ધિ પામે છે અને જે દીર્ઘસૂત્રી (આજનું કામ આવતી કાલે કરવા ઉપર મુલતવી રાખનાર—આળસુ) નાશ પામે છે. એ વિષે એક ચિત્ત થઇને એક ઉત્તમ આખ્યાન કહું તે સાંભળ. કાર્ય અને અકાર્યનો નિશ્ચય કરવામાં દીર્ઘસૂત્રી થવાથી કેવાં ફળ થાય છે તે તને એવડે માલમ પડશે. હે કૌંતેય, પુષ્કળ જળવાળા પણ બહુ ઊંડા નહિ એવા એક જળાશયમાં જ્યાં પુષ્કળ મત્સ્ય હતા ત્યાં કુશળ તથા સાથે ફરનારા ત્રણ મિત્ર મત્સ્યો વસતા હતા. તે ત્રણ મિત્રોમાંથી એક દીર્ઘદર્શી હતો એટલે તે આગળ શું થવાનું છે તે અગાઉથી નિશ્ચય કરી શકે એવો હતો; બીજો મિત્ર એવો હતો કે વખત આવ્યે શું કરવું તેની તત્કાળ તેને બુદ્ધિ સૂઝતી હતી; તથા તેમાંનો ત્રીજો એ દીર્ઘસૂત્રી એટલે હમણાં કરીશું, હમણાં કરીશું, કાલે કરીશું એમ આળસમાં કાળ કાઢનાર હતો. કોઇક સમયે તે જળાશયમાં માછી લોકોએ આવીને મત્સ્ય પકડવાના બાંધ બાંધ્યા હતા તે નીચાણના પ્રદેશ ભણીથી નાના પ્રકારનાં જલ વહી જવાના માર્ગ કરીને વેહેવરાવવા માંડ્યા તે જળાશયમાંથી પાણી કમી થઇ જતું જોઇને ભય આવશે એમ જાણી દીર્ઘદર્શી મત્સ્ય પોતાના બન્ને મિત્રોને કહેવા લાગ્યો કે, હવે સર્વે જળવાસી પ્રાણીઓને માથે આ મોટું સંકટ આવ્યું છે, માટે જ્યાં સુધી આપણે નીકળી જવાનો માર્ગ રોકયો નથી ત્યાંસુધીમાં ઉતાવળે આપણે બીજી જગોએ જઇએ. જ્યાં સુધી અનર્થ પાસે આવી પહોંચ્યો નથી ત્યાં સુધીમાં ઉત્તમ નીતિવડે જે તેનો અટકાવ કરે છે, તે સંશયમાં આવી પડતો નથી; માટે તમને ગમતું હોય તો આપણે અહીંથી ચાલી નીકળીએ. તે સાંભળીને તેમાં જે દીર્ઘસૂત્રી મત્સ્ય હતો તે બોલ્યો કે, ઠીક કહે છે, પણ એટલી બધી ઉતાવળ કરવાની કાંઇ જરૂર નથી એમ મારી બુદ્ધિએ નિશ્ચય કરેલો છે. ત્યારે 'સમય પ્રમાણે કરી જાણનાર' મત્સ્ય દીર્ઘદર્શીને કહેવા લાગ્યો કે જ્યારે સમય આવશે ત્યારે તે વખતે શું કરવું તેમાં હું કાંઇ ભૂલ ખાવાનો નથી, તેથી મને કાંઇ હાનિ થવાની નથી. એમ સાંભળીને મોટી બુદ્ધિવાળો દીર્ઘદર્શી મત્સ્ય તે જળાશયમાંથી નીકળીને તે પ્રવાહ માર્ગે બીજા ઊંડા જળવાળા જળાશયમાં ગયો. પછી માછીઓએ જોયું

કે જળાશયમાંથી જળ વહી ગયું છે તેથી મત્સ્ય ઉપર ઉપજીવિકા કરનાર માછીઓએ નાનાપ્રકારના યોગથી મત્સ્યને બાંધવા માંડ્યા. જળ જેમાંથી વહી ગયું છે એવા જળાશયને પછી તેમણે ડોહોળવા માંડ્યું તે વખતે બીજા મત્સ્યો સાથે 'દીર્ઘસૂત્રી' મત્સ્ય પણ બંધનમાં આવી ગયો. પછી માછીઓએ દોરીવતી મત્સ્યને પકડી પકડીને બાંધવા માંડ્યા ત્યારે પેલો 'સમય પ્રમાણે કરી જાણનાર' મત્સ્ય પણ તે બાંધેલા મત્સ્યોની વચમાં ભરાઇને મોંઢાવડે દોરી ઝાલીને ટીંગઇ રહ્યો. પછી જ્યારે માછીઓ બધા મત્સ્યને બાંધી રહ્યા ત્યારે તે જાળને લેઇને તેમણે જોયું તો સર્વને એક સરખા દોરીએ લટકાવેલા અને તેથી બંધાયલા જોયા. પછી પુષ્કળ જળવાળા જળાશયમાં લેઈ જઇને તેમને ધોઈ નાખવા માંડ્યા ત્યારે પેલો સમય પ્રમાણે કરી જાણનાર મત્સ્ય દોરીને છોડીને ઉતાવળે તેથી છુટો પડી ગયો. મંદાત્મા જડની અને મંદાત્મા, હીન બુદ્ધિવાળો, જડ, મૂઢ અને હણાઈ છે ઇન્દ્રિયો જેની એવો 'દીર્ઘસૂત્રી' મત્સ્ય મરણ પામ્યો. એ પ્રમાણે પ્રાપ્ત થયેલા સમયને જે મોહથી ઓળખતો નથી, તે દીર્ઘસૂત્ર મત્સ્યની પેઠે ઉતાવળેજ નાશ પામે છે. જે પુરૂષ એમ ધારે છે કે 'મને શી હરકત છે?' અને તેથી પ્રથમથી પોતાનું શ્રેય જે કરતો નથી, તે 'સમય પ્રમાણે કરી જાણનાર' મત્સ્યની પેઠે સંશયમાં આવી પડે છે. સમય આવી પોહોચતા પેહેલાં કાર્ય કરનાર, તથા 'સમય આવ્યે જેને યોગ્ય બુદ્ધિ ઉપજે છે તે' બન્ને સુખમાં વૃદ્ધિ પામે છે તથા 'દીર્ઘસૂત્ર' નાશ પામે છે. નિમેષ, કળા, મુહુર્ત, દિવસ, રાત્રિ, લવ, માસ, પક્ષ, છ ઋતુઓ, સંવત્સર, કલ્પ, એ સર્વે કાળનાં સ્વરૂપ છે, તથા પૃથ્વીને દેશ કહે છે. પણ કાળ જોવામાં આવતો નથી. પણ અભિપ્રેત અર્થની સિદ્ધિને માટે જે કાળનું ચિંતવન કર્યું હોય તે કાળ સમજવો. એ પ્રમાણે દેશ તથા કાળની સૂક્ષ્મતા સાવધાન થઇને જાણવી. એ દેશ અને કાળને ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર કામશાસ્ત્ર, અને મોક્ષશાસ્ત્રમાં ઋષિઓએ મુખ્ય તથા મનુષ્યોને અભિમત ગણેલા છે. તપાસીને કાર્ય કરનાર તથા ઉદ્યોગી પુરૂષ મનથી નિશ્ચય કરેલા દેશ અને કાળને સારી રીતે સંપાદન કરી શકે છે તથા તે બે થકી ફળ પ્રાપ્ત કરી શકે છે.

॥ परीक्ष्यकारीयुक्तश्चससम्यगुपपादयेत् ॥
॥ देशकालावभिप्रेतौताभ्यांफलमवाप्नुयात् ॥ २४ ॥
इतिश्री महाभारते शां० आप *शाकुलंनाम गु० भा० सप्तमोऽध्यायः ॥७॥

युधिष्ठिरउवाच ॥ सर्वत्रबुद्धिःकथिताश्रेष्ठातेभरतर्षभ ॥
॥ अनागतातथोत्पन्नादीर्घसूत्राविनाशिनि ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે ભરતશ્રેષ્ઠ, સમય આવ્યા પેહેલાં ઉપજેલી તથા સમય ઉપર ઉપજેલી બુદ્ધિ સર્વત્ર શ્રેષ્ઠ છે તથા દીર્ઘસૂત્રતાવાળી બુદ્ધિ નાશ કરનારી છે, એમ તમે કહ્યું, ત્યારે હે ભરતર્ષભ, ધર્મ અને અર્થમાં કુશળ તથા ધર્મશાસ્ત્રમાં પ્રવિણ પણ શત્રુઓથી વીંટાયલો, એવો રાજા જેથી કરીને મોહ ન પામે એ વિષે હું તમારી બુદ્ધિ સાંભળવાને ઇચ્છુંછું, માટે તે મને સમજાવવું ઘટે છે. ઘણા શત્રુઓથી ગ્રસ્ત થયેલા રાજાએ જે રીતે વર્તવું ઘટે છે તે હું યથાવિધિ સાંભળવાને ઇચ્છુંછું. વિષમ સ્થાનમાં રહેલા એક રાજાને પણ પૂર્વે સંતાપેલા ઘણા શત્રુઓ એકઠા મળીને મૂળમાંથી ઉખાડી નાખવાને યત્ન કરે છે. સર્વ દિશાએથી તેનો નાશ કરવાને બોલાવતા મોટા બળવાળા શત્રુઓની સામે સહાયહીન અને દુર્બળ એક રાજાએ ટકી રહેવું શી રીતે શક્ય થાય ? હે ભરતશ્રેષ્ઠ, તેણે મિત્રને અને શત્રુને શી રીતે મળવું તથા શત્રુ અને મિત્રની મધ્યે રહીને તેણે શી રીતે કરવું ? જેનાં લક્ષણ જાણેલાં છે એવો મિત્ર જે વખતે શત્રુ થઇ પડ્યો હોય તે વખતે કેવી રીતે કરવાથી પુરૂષ સુખી થાય ? બળવાન હોય તો પણ તેણે કોની સાથે વિગ્રહ કરવો અને કોની સાથે સંધિ કરવો ? તથા શત્રુના મધ્યમાં રહીને બળવાન છતાં પણ શી રીતે વર્તે ? હે પરંતપ, સર્વે કૃત્યોમાં એ કૃત્ય નિશ્ચય મોટું છે; સત્ય પ્રતિજ્ઞાવાળા અને જીતેંદ્રિય શંતનુના પુત્ર ભીષ્મ વિના એ કૃત્યનો કોઇ વક્તા નથી તેમ શ્રોતા પણ અત્યંત દુર્લભ છે. માટે હે મહાભાગ, એ પ્રશ્નનો ઉત્તર શોધી કાઢીને સંપૂર્ણ મને કહો. ભીષ્મ કહે છે,—હે યુધિષ્ઠિર, તેં પૂછેલો આ પ્રશ્ન બહુ આનંદદાયક છે, હે પુત્ર, હે ભારત, આપત્તિકાળનું ગુહ્ય હું તને સમજા

*શાકુલં એટલે માંછલાં સંબંધી ઉપાખ્યાન.

પણે કહું તે સાંભળ. શત્રુ હોય છે તે મિત્ર થાય છે અને મિત્ર હોયછે તે દૂષિત થાય છે. સામર્થ્યના યોગથી કાર્યોની ગતિ નિરંતર અનિત્ય હોય છે. માટે વિશ્વાસ પણ કરવો અને નિગ્રહ પણ કરવો તથા દેશકાળને જાણીને કાર્ય તથા અકાર્યનો નિશ્ચય પણ કરવો. હિતના અર્થવાળા પુરૂષોએ પંડિતો સાથે સદૈવ નિશ્ચય કરીને સંધિ કરવો; હે ભારત, શત્રુની સાથે પણ સંધિ કરવો તથા પ્રાણનું રક્ષણ કરવું. હે ભારત, જે મૂર્ખ પુરૂષ શત્રુની-સાથે પણ હમેશ સંધિ કરતો નથી, તે કોઇ પણ અર્થ પ્રાપ્ત કરી શકતો નથી તેમ ફળ પણ પ્રાપ્ત કરી શકતો નથી. જે પુરૂષ અર્થની યુક્તિ જોઇને શત્રુઓ સાથે સંધિ કરે તથા મિત્રની સાથે વિરોધ કરે તે પુરૂષ અત્યંત મોટું ફળ પ્રાપ્ત કરી શકે છે. આ વિષે પણ વડમાં રહેલા મૂષિકના અને બિલાડાના સંવાદના એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. કોઇએક મોટા વનમાં એક અતિશય મોટો વડ હતો, તે ચારે પાસથી વેલાઓના સમુદાયથી ઢંકાયલો તથા નાનાપ્રકારના પક્ષીઓના સમુદાયથી યુક્ત હતો, તેનાં મોટાં મોટાં ડાળાં બહુ લાંબાં વધેલાં હતાં તથા મેઘ સરખો તે વિશાળ અને શીતળ છાયાવાળો હતો. તે અતિશય મનને આનંદ આપનાર તથા અરણ્યમાં ચારે પાસે પસરેલો હતો. તેમાં પશુઓ અને સર્પ વગેરે અનેક પ્રાણીઓનો નિવાસ હતો. તેના મૂળ આગળ સો મોઢાંનું એક દર કરીને મોટો બુદ્ધિશાળી પલિત નામે ઊંદર રહેતો હતો. તેની શાખામાં પોતાનું સ્થાન કરીને પૂર્વે પક્ષીઓના સમુદાયને ખાઇ જનારો એક લોમશ નામે બિલાડો રહેતો હતો. તે વનમાં એક ચાંડાળ આવીને રહ્યો અને સૂર્ય અસ્ત પામે તે વખતે નિત્ય પશુ, મૃગ, પક્ષી વગેરેને પકડવાનો ફાંદો તે પસારી જતો હતો. તેમાં સ્નાયુમય (તાંતના નિર્માણ કરેલા) પાશ યથાવત્ ગોઠવીને તે ઘેર જઇને સુખે સૂઇ રહેતો હતો તથા સવાર થાય ત્યારે પાછો આવતો હતો. તે ફાંદામાં રાત્રિએ નિત્ય ઘણા પ્રકારનાં પશુ સપડાઇને બંધાતાં હતાં. તેમાં કોઇ વખતે પેલો બિલાડો સાવધ છતાં પણ બંધાઇ ગયો. પોતાના મોટા બળવાળા અને નિરંતર આતતાયી શત્રુને બંધાયલો જોઇને તે વખતે પેલો પલિત ઊંદર અત્યંત નિર્ભય થઇને ફરવા લાગ્યો. પછી વિશ્વાસયુક્ત થઇને તે વનમાં ફરતા અને ભક્ષ્ય શોધતા ઊંદરે કેટલીક વારે પેલા

ફાંદામાં મૂકેલું માંસ જોયું. એટલે તે ફાંદા ઉપર ચઢીને તે માંસ ખાવા લાગ્યો, તથા માંસ ખાતાં ખાતાં કોઇ વખત તે ફાંદામાં બંધાયલા પોતાના શત્રુના સામું જોઇને મનમાં હસવા લાગ્યો. એટલામાં શરકટના પુષ્પ જેવા વર્ણના અને પૃથ્વીના પોલાણમાં રહેનારા અને ભયાનક એવા પોતાના બીજા શત્રુને ત્યાં આવેલો તે ઉંદરે જોયો. તે હરિણ નામે ચપળ અને રાતાં નેત્રવાળો નોળિયો હતો. તથા ઉંદરના ગંધથી ઉતાવળો ત્યાં આવેલો હતો. તે જે ફાંદા ઉપર ઉંદર ચઢેલો હતો તેની નીચે આવીને ઉંચું મુખ કરીને તે ઉંદરને ખાઇ જવાને આશા રાખતો ઉભો રહ્યો. એવામાં તેણે વડની ડાળ ઉપર બેઠેલા તથા વડનાં પોલાણમાં રહેનારા પોતાના એક બીજા શત્રુને જોયો. તે તીક્ષ્ણ ચાંચવાળો અને રાત્રીએ ચારો કરવા નીકળનાર ચંદ્રક નામે ઘુવડ હતો. એક પાસે નોળ અને બીજી પાસે ઘુડ એ શત્રુના સપાટામાં પોતાને સપડાયલો જોઇને તથા તે મોટા ભયને પામીને તે ઉંદરના મનમાં મોટી ચિંતા થવા લાગી. તે વિચારવા લાગ્યો કે આવી મહાકષ્ટવાળી આપદા આવી પડી છે, મરણ પાસે આવી પહોંચ્યું છે તથા ચારે પાસથી મને ભય પ્રાપ્ત થયું છે, તે સમયે પોતાનું હિત ઇચ્છનારાએ મેં શું કરવું જોઇએ ? એ પ્રમાણે સર્વ તરફથી અંતરાયલો તથા સર્વ દિશાએ ભયને જોતો તે ઉંદર ભયવડે સંતપ્ત થયો અને ઉત્તમ બુદ્ધિ ધારણ કરી કે જે પુરૂષ આપત્તિમાં આવી પડ્યો હોય તેણે આપત્તિનો નાશ કરીને માત્ર જીવિત બચે એ બહુ માનીને તેટલું પણ કરવું જોઇએ. મારે પણ ચારે પાસે જોતાં જીવિત સંશયમાં આવી પડવાથી આપત્તિ આવી પડી છે; જો હું પૃથ્વી ઉપર જઇશ તો નોળ મને ખાઇ જશે. જો હું અહીં રહીશ તો પેલો ઘુડ ખાઇ જશે અને જો પાશ તૂટશે તો બિલાડો ખાઇ જશે. પણ મારા સરખા બુદ્ધિશાળીએ આવા ભયમાં ગભરાવું જોઇતું નથી. હું જ્યાં સુધી બુદ્ધિ ચાલશે ત્યાં સુધી હરકોઇ યુક્તિવડે આ ઘેરામાંથી જીવિત બચાવવાનો પ્રયત્ન કરીશ. જે પુરૂષ બુદ્ધિમાન, જ્ઞાની અને નીતિશાસ્ત્રમાં પ્રવીણ હોય છે તે મોટી અને દારૂણ આપત્તિ પામીને પણ તેમાં ડૂબી જતો નથી. આ વખતે આ બિલાડા શિવાય બીજી કોઇ મારી ગતિ હું દેખતો નથી; એ શત્રુ છે પણ સંકટમાં પડેલો છે, માટે એની સાથેજ મારે મોટું કામ છે. ત્રણ શત્રુઓ મને ખાઇ જવાને મોં વિકાસીને

બેઠેલા છે એટલા માટે મારા શત્રુ આ બિલાડાનો મારે ગમે તે પ્રકારે આશ્રય કરવો જોઇએ. મારે નીતિશાસ્ત્રનો આશ્રય કરીને એને એવું હિત કહી બતાવવું ઘટે છે અને તેથી આ શત્રુસમુદાયને છેતરીને બુદ્ધિપૂર્વક બચી જવાય તેમ છે. આ મારો શત્રુ બિલાડો પરમ સંકટમાં પડેલો છે, અને તેથી એને કર્તવ્ય બુદ્ધિ સૂઝતી નથી, માટે જો બને તો એની સાથે સમાગમ કરીને એને સ્વાર્થનું ગ્રહણ કરાવું. કેમકે કદાચિત્ દુઃખમાં પડેલો છે માટે મારી જોડે સંધિ કરે તો કરે પણ ખરો; બળવાન પુરૂષ જ્યારે સંકટમાં પડ્યો હોય તથા તે જીવવાની આશા રાખતો હોય તો તેણે પોતાનો શત્રુ યદ્યપિ હલકો હોય તોપણ તેની સાથે સંધિ કરવો, એમ નીતિ જાણનારા આચાર્યો કહે છે. શત્રુ પણ પંડિત હોય તે શ્રેષ્ઠ અને મિત્ર પણ મૂર્ખ તે શ્રેષ્ઠ નથી. મારા શત્રુ બિલાડા ઉપર મારૂં જીવિત અવલંબીને રહેલું છે, માટે મારા આત્માના રક્ષણનો હેતુ હું એને નિવેદન કરીશ. કદાચિત્ આ શત્રુ સંકટમાં પડવાથી મારા સમાગમવડે હમણાં પંડિત પણ થાય. એ પ્રમાણે તે ઊંદર પોતાના શત્રુનાં ચેષ્ટિત ઉપર વિચાર કરવા લાગ્યો. પછી અર્થની ગતિના તત્વને જાણનાર અને સંધિ અને વિગ્રહના કાળને જાણનાર, તે ઊંદરે સાંત્વનપૂર્વક આ વચન તે બિલાડાને કહ્યું કે, હે માર્જાર! હું મિત્રતાથી તને પૂછું છું કે કેમ જીવે છે તો ખરો! તારૂં જીવિત માત્ર હું ઇચ્છું છું, કેમ કે જીવવારૂપી કલ્યાણ તારે અને મારે સમાન છે. હે સૌમ્ય! તારે ભય રાખવું નહિ; તું સુખે કરીને જીવિશ, જો તું મને મારવાની ઇચ્છા નહિ કરે તો હું તને આ પાશમાંથી છોડાવીશ. જે વડે તારો આ પાશમાંથી છૂટકો થાય તથા મને કુશળતાની પ્રાપ્તિ થાય એવો કોઇ ઉપાય તારા જાણવામાં છે? મને તો એ વાત દુષ્કર જણાય છે. તોપણ મેં મારી બુદ્ધિમાં વિચાર કરી જોયો તેથી મને તારે અર્થે તથા મારે અર્થે એક ઉપાય સૂઝ્યો છે; કેમ કે કુશળતા એ આપણે બન્નેને સાધારણ છે. આ નોળ તથા ઘુવડ બન્ને જણા પાપ બુદ્ધિએ કરીને મને પકડવાને ટાંપી રહ્યા છે. તથા આ પાસે તું બિલાડો છે, તે મારા ઉપર ધસારો કરતો નથી તેથી હમણાં મારી કુશળતા છે. ઝાડની ડાળીના છેડા ઉપર બેઠેલો આ પાપી તથા ચપળ નેત્રવાળો ઘૂડ શબ્દ કરે છે અને મને જૂએ છે, તેનાથી મને બહુ ઉદ્વેગ થાય છે. સત્પુરૂષ સાત ડગલાં જોડે ચાલે

એટલામાં તેમને મિત્રતા થાય છે, તથા તું પણ તેવો સત્પુરૂષ અને મારો મિત્ર પંડિત છે; માટે હું તારી પાસે નિવાસ કરીને તને ફાંસામાંથી મુક્ત કરીશ. હવે તારે ભય રાખવાની જરૂર નથી. હે માર્જાર ! મારા વિના તું પોતે તારા પાશ કાપવાને સમર્થ નથી; માટે જો તું મને ખાઇ ન જાય તો હું તારા પાશ કાપી નાંખું. તું ઝાડની ટોચે વસે છે અને હું એ વૃક્ષના મૂળમાં વસું છું. આપણે બન્ને ઘણા કાળથી આ વૃક્ષમાં વસીએ છીએ તે તારા જાણવામાંજ છે. જેનો આશ્રય કરીને કોઇ પણ આશ્વાસન પામતું નથી તથા જે પુરૂષ કોઇને આશ્વાસન આપતો નથી, તે બન્ને જણ નિરંતર ઉદ્વેગ પામેલા ચિત્તવાળા રહે છે તથા તેમને ધીર પુરૂષો વખાણતા નથી. એટલા માટે આપણી પ્રીતિ વૃદ્ધિ પામે તથા આપણે બન્ને નિરંતર મિત્ર ભાવથી વર્તીએ એવી મારી ઇચ્છા છે; સમય વીતી ગયા પછી જે કાર્ય થાય છે તેને પંડિતો વખાણતા નથી. આ જગોએ જે અર્થની યોજના કરવી છે તે તું યથાર્થ સાંભળ; હું તારૂં જીવિત ઇચ્છું છું અને તારે મારૂં જીવિત ઇચ્છવું. કોઇ પુરૂષ અતિશય ઊંડી મોટી નદીને કાષ્ઠવડે તરી જાય છે. તે પુરૂષ પેલા કાષ્ઠને તારે છે અને તે કાષ્ઠ પેલા પુરૂષને તારે છે. એ પ્રમાણે અત્યંત વિસ્તારવાળો તારો અને મારો સમાગમ થશે; તથા હું તને તારીશ તથા તું મને તારશે. એ પ્રમાણે બન્નેનું હિત કરનાર, હેતુવાળા અને ગ્રહણ કરવા યોગ્ય તે અર્થને કહી બતાવીને તેનો ઉત્તર બિલાડો શો આપે છે તે સાંભળવાની વાટ જોવા લાગ્યો. પછી પોતાના શત્રુનું સુંદર રીતે કહેલું, હેતુવાળું અને ગ્રહણ કરવા યોગ્ય છે અર્થ જેમાં એવું તે વચન સાંભળીને વિચક્ષણ એવો બિલાડો આ વચન બોલ્યો. તે પણ બુદ્ધિમાન તથા વાક્ય બોલવામાં ચતુર હતો. તેણે પોતાની અવસ્થાનો વિચાર કરીને તેના વચનની પ્રશંસા કરી તથા સામ ઉપાયથી તેનું પૂજન કર્યું. પછી તીક્ષ્ણ છે અગ્રભાગ જેના એવા દાંતવાળો, તથા વૈડૂર્યમણિ જેવાં નેત્રવાળો તે લોમશ બિલાડો મૂષિકને ધીમેથી જોઇને બોલ્યો કે,—હે સૌમ્ય ! તું, જે મારૂં જીવિત ઇચ્છે છે, તેથી તારા વચનનું હું અભિનંદન કરૂં છું. તારૂં કલ્યાણ થાઓ. જો તું મારૂં ભલું કરવાનું કાંઇ જાણતો હોય તો તે કર; વિચાર કરીશ નહિ. હું અત્યંત આપત્તિમાં પડેલો છું તથા તું મારા કરતાં પણ વધારે આપત્તિમાં પડેલો છે;

આપણે બન્ને આપત્તિમાં પડેલા છીએ માટે ઉતાવળે આપણુ બેનો સંધિ કરવો જોઇએ. હે વિભો! જે સમયે જે કરવું ઘટે તે કાર્ય હું કરીશ. હું જ્યારે સંકટમાંથી નિર્મુક્ત થઇશ ત્યારે તારો કરેલો ઉપકાર હું નાશ કરીશ નહિ. મેં માન છોડી દીધું છે તથા હું તારો ભક્ત છું એટલે તારા ઉપર પ્રીતિ રાખનારો છું. વળી હું તારો શિષ્ય છું એટલે તું જેમ ઉપદેશ કરીશ તેમ હું વર્તીશ. વળી તારો હિતકર્ત્તા અને તારી આજ્ઞામાં રહેનારો છું. હું તારે શરણે આવેલો છું. એ સાંભળીને અર્થને જાણનારા પલિત ઊંદરે પોતાના વશમાં આવેલા તે બિલાડાને નીતિશાસ્ત્ર પુરઃસર અને હિતકારક વચન કહ્યું કે,—તું જે કહે છે તે ઉદાર વચન છે; તારા સરખો બળવાન એમ કહે એમાં આશ્ચર્ય નથી. મેં જે માર્ગનો હિતને અર્થે નિશ્ચય કર્યો છે તે હું તને કહુ છું તે સાંભળ. હું તારી તળે ભરાઇને બેશીશ, કેમ કે નોળથકી મને મોટો ભય છે. માટે હે મિત્ર! મારૂં તું રક્ષણ કર અને મારો વધ કરીશ નહિ; હું તારૂં રક્ષણ કરવાને શક્તિમાન છું. વળી પેલા ઘૂડ થકી પણ તું મારૂં રક્ષણ કર. કેમ કે તે અધમ મને ખાઈ જવાને ઇચ્છે છે; હું તારા પાશ કાપી નાંખીશ. હે મિત્ર! હું તને સત્યના સોગંદ ખાઇને કહુ છું. તેનું વચન યથાવત્ લાગુ પડે એવું, યુક્ત તથા અર્થવાળુ જોઇને પલિત ઊંદર સામું હર્ષથી જોઇને તેનો સત્કાર કરીને તેને આદર આપ્યો તથા પોતાની પાસે બોલાવ્યો. તે પલિતનુ પૂજન કરીને મિત્રભાવમાં સ્થિર થયેલો તે ધીર બિલાડો વિચાર કરીને ઉતાવળે બોલ્યો કે, તું ઉતાવળે આવ, તારૂં ભલું થાઓ; તું મારો પ્રાણ સમાન મિત્ર છે. હે બુદ્ધિમાન્! તારી કૃપાથીજ વિશેષે કરીને હું જીવિત પામીશ. હે નાથ! એમ કર્યા પછી મારાથી તારી સેવા જે બની શકે એવી હોય તે કરવાની તું મને આજ્ઞા આપ; તે હું કરીશ. હે મિત્ર! આપણ બન્ને વચ્ચે સંધિ થાઓ. આ સંકટમાંથી હું મુક્ત થઇને મારા મિત્ર સમુદાય તથા બાંધવો સહિત તારાં સર્વે પ્રિય તથા હિતકારક કાર્ય હું કરીશ. હે સૌમ્ય! આ સંકટમાંથી હું મુકત થઇશ ત્યારે તારી પ્રીતિ સંપાદન કરીશ અને મારા ઉપર પ્રીતિ કરનારનો સત્કાર પણ કરીશ. જે પુરૂષ ઉપકાર કર્યા પછી પ્રત્યુપકાર ઘણોક કરે તો પણ પ્રથમ ઉપકાર કરનારના જેવો શોભતો નથી; કેમ કે જે પ્રત્યુપકાર કરે છે તે કરેલા ઉપકારના બદલામાં કરે છે, પણ જે પ્રથમ

ઉપકાર કરે છે, તે તો નિષ્કારણુજ ઉપકાર કરે છે. ભીષ્મ કહે છે,–પછી તે મૂષિક પોતાના અર્થનું તે બિલાડાને ગ્રહણ કરાવીને પોતાનો અપરાધ કરનારા તે બિલાડાની છાતી નીચે ભરાઇને બેઠો. તે નીતિને જાણુનાર મૂષિક એ પ્રમાણે બિલાડાથકી આશ્વાસન પામીને જેમ માતાપિતાની છાતિ ઉપર બાળક સૂઇ રહે તેમ વિશ્વાસ પામીને તે બિલાડાની છાતી ઉપર સૂઇ ગયો. તે માર્જારના અંગ ઉપર ઊંદરને લીન થયેલો જોઇને તે નોળ તથા ઘૂડ બન્ને નિરાશ થયા. હાથ આવેલા શિકારને આળસથી જવા દેનાર દઢ આળસુ તથા અત્યંત ત્રાસ પામેલા તે બન્ને જણુ તે બે જણુની પરમ પ્રીતિ જોઇને મોટો વિસ્મય પામ્યા. તે બન્ને બળવાન, બુદ્ધિવાળા, સારા આચારણુવાળા, અને પાસે આવેલા હતા, તેમ છતાં પણુ ઊંદર અને બિલાડાના સંધિરૂપ સારી નીતિવડે બળાત્કારે તેમના ઉપર ધસારો કરવાને તે અશક્ત થયા. કાર્યને અર્થે જેમણે સંધિ કર્યો છે એવા તે માર્જાર તથા મૂષિકને જોઇને ઘૂડ તથા નોળ ઉતાવળે પોતાને ઠેકાણે ગયા. હે રાજન્! પછી તે માર્જારના અંગને વિષે લીન થયેલો તથા દેશકાળને જાણુનારો તે પલિત ઊંદર માર્જારને છૂટો કરવાના વખતની અપેક્ષા કરતો કરતો ધીમે ધીમે તેના પાશ કાપવા લાગ્યો. પછી પાશ બંધનથી ક્લેશ પામેલો અને ત્વરાથી પોતાને પાશમાંથી મુક્ત થયેલો જોવાને ઇચ્છનાર તે માર્જાર પોતાના પાશને ધીમે ધીમે કાપતા અને ત્વરા ન કરતા ઊંદરને જોઇને, પાશ કાપવામાં પલિત ઉતાવળ નથી કરતો તે જોઇને તે ઊંદરને પ્રેરણુા કરવા લાગ્યો. હે સૌમ્ય! તું કેમ અતિશય ઉતાવળ કરતો નથી? અને પોતાનો અર્થ થયા પછી મારી અવગણુના શું કરે છે? હે શત્રુઓનો નાશ કરનાર! ચાંડાળ આવી પહોચે ત્યાર પેહેલાં તું પાશનું છેદન કર. ઉતાવળ કરતા તે બિલાડાએ એ પ્રમાણે કહેલું વચન સાંભળીને બુદ્ધિશાળી પલિતે તે અપક્વ બુદ્ધિવાળા બિલાડાને પથ્ય અને આત્મહિતકારક વચન કહ્યું કે, હે સૌમ્ય! તું છાનો રહે; તારે ઉતાવળ કરવી નહિ કે ગભરાવું પણ નહિ. અમેજ આ સ્થળમાં કાળને જાણુનાર છીએ, માટે કાળ જવા દેનાર નથી. કાળ આવ્યા શિવાય કોઇ કૃત્ય કરવા માંડ્યું હોય તો તેથી તેના કર્તાનો કોઇ અર્થ સિદ્ધ થતો નથી; તેજ કૃત્ય સમય આવ્યાથી આરંભ્યું હોય તો તેથી મોટો અર્થ સિદ્ધ થાય છે. જો સમય

આવ્યા વિના હું તને છોડી દેઊં તો મને તારા થકીજ ભય થાય; માટે તું સમયની પ્રતીક્ષા કર. હે સખે ! તું આમ ઉતાવળ શું કરે છે? જે વખતે હાથમાં હથિયાર લેઇને આવતા ચાંડાળને હું દેખીશ તે વખતે તને અને મને સાધારણ ભય પ્રાપ્ત થશે; તે વખતે હું તારા પાશ કાપી નાખીશ. તે વખતે તને મેં છેદ્યા કે તરત તું ઝાડ ઉપર ચઢી જશે અને જીવિત કરતાં બીજું કાંઇ કૃત્ય તે વખતે તું કરવાનો નથી. હે લોમશ ! જ્યારે ત્રાસ પામીને અને ભય પામીને તું અહીંથી દૂર નાશી જઇશ ત્યારે હું દરમાં પેશી જઇશ અને તું ડાળ ઉપર જતો રહીશ. એ પ્રમાણે પોતાના હિતનું વચન ઊંદરે વાક્યના તત્વને જાણનાર, મોટી બુદ્ધિવાળા તથા જીવિતના અર્થવાળા માર્જારને કહ્યું. તે સાંભળીને પોતાના કૃત્યમાં ત્વરાવાળો લોમશ બિલાડો રૂડી રીતે વિનય કરીને વાર લગાડનારા ઉંદરને કહેવા લાગ્યો કે, સાધુ પુરૂષો મિત્રનાં કૃત્ય એવી રીતે કરતા નથી; જેમ મેં તને પ્રીતિએ કરીને સંકટમાંથી ઉતાવળે મુક્ત કર્યો, તેજ પ્રમાણે ઉતાવળે તારે પણ મારૂં હિત કરવું ઘટે છે. માટે હે મોટી બુદ્ધિવાળા ! તું મેહેનત કર કે જેથી આપણ બન્ને જણનું રક્ષણ થાય ! અથવા પૂર્વનું વૈર સંભારીને જો તું કાળક્ષેપ કરતો હોય તો હે દુષ્કૃત કર્મવાળા! તારા આયુષ્યનો પણ ક્ષય થઇ ગયો છે એમ તું સ્પષ્ટ જાણજે. જો મેં પૂર્વે અજ્ઞાનથી કાંઇ તારૂં અનિષ્ટ કર્યું હોય, તો તારે તે આ વખતે મનમાં આણવું ઘટતું નથી; હું તારી ક્ષમા માગું છું, માટે તું મને પ્રસન્ન થા. પછી એ પ્રમાણે બોલતા તે માર્જાર પ્રત્યે બુદ્ધિમાન અને શાસ્ત્રના જ્ઞાનવાળા ઊંદરે આ ઉત્તમ વચન કહ્યું કે હે માર્જાર ! પોતાના અર્થનું ગ્રહણ કરીને તેં જે વચન મને કહ્યું તે મેં સાંભળ્યું તેમજ પોતાના અર્થનું ગ્રહણ કરીને મેં જે વચન તને કહ્યું છે, તે તું પણ જાણે છે. જે મિત્રને ભીતિવાળાની પેઠે થઇને સાધ્ય કરવો હોય, અથવા જે મિત્રથી ભય થવાની આશંકા રહેતી હોય, તેનાથી જેમ સાપના મુખથી હાથનું રક્ષણ કરવામાં આવે છે તેમ, સારી રીતે રક્ષણયુક્ત થવું ઘટે છે. બળવાનની સાથે સંધિ કરીને જે પુરૂષ પોતાનું રક્ષણ કરતો નથી તે પુરૂષને તે સંધિ, જેમ અપથ્ય પદાર્થનું ભોજન કર્યું હોય તેમ અર્થ સિદ્ધિ આપતો નથી. કોઇ કોઇનો મિત્ર નથી કે કોઇ કોઇનો શત્રુ નથી મિત્રો અને શત્રુઓ અર્થના હેતુથી બંધાય છે-ઉપજે છે. જેમ મોટા હાથી-

એથી વનના હાથીઓ બંધાય છે તેમ અર્થવડે કરીને અર્થ બંધાય છે. કાંઈ કરી ચૂકયા પછી કોઇ તેના કર્તાની દરકાર રાખતું નથી; એટલા માટે તમામ કાર્ય અવશેષ રાખીને કરવાં. તે સમયે તું પણ સૂર્યના પ્રકાશને લીધે ભય વ્યાપ્ત થઇને નાસવાનેજ તૈયાર થઈ રહ્યો હોઇશ તેથી મને પકડી લેવાને શક્તિમાન થવાનો નથી; પાશના ઘણાક તંતુઓ મેં કાપી નાખ્યા છે અને એક તંતુ બાકી રાખેલો છે, તેને પણ હું ઝટપટ કાપી નાખીશ; માટે હે લોમશ! નિરાંત રાખ. એ પ્રમાણે સંકટમાં પડેલા તે બે જણ વાતચિત કરે છે એવામાં તે રાત્રિ પૂરી થઇ અને લોમશના મનમાં ભય ઉત્પન્ન થયું. પછી પ્રભાત સમયે વિકૃત વેષવાળો, કાળો, માંજરો, સ્થૂળ કૂલાવાળો, બેડોળ આકૃતિનો, રૂક્ષ, કૂતરાંના ટોળાંથી વીંટાયલો, શંકુ આકૃતિ કાનવાળો, મોટા મુખવાળો, મલિન, ભયાનક દેખાવવાળો, તથા હાથમાં જેણે હથિયાર ઝાલેલું છે એવો પરિઘ નામે ચાંડાળ તેમણે જોયો. તેને યમના દૂત સરખો જોઇને ત્રાસ પામ્યાં છે નેત્ર જેનાં એવો તે બિલાડો ભય પામીને બોલ્યો કે હવે તું શું કરીશ? એ વખતે પેલો નોળ અને ઘૂડ જે દૂર બેશી રહ્યા હતા તે પણ બિહામણી સેના સહિત પેલા ચાંડાળને જોઇને ભયથી ત્રાસ પામીને પોતાની કાર્યસિદ્ધિ માટે છેક નિરાશ થયા. તે બન્ને બળવાન બુદ્ધિમાન અને સાથે થઇને આવેલા હતા, પણ તેની ઉત્તમ નીતિવડે તેની બળાત્કારે ઘર્ષણા કરવાને અશકત થયેલ હતા. પોતાના કાર્યને અર્થે જેમણે સંધિ કર્યો છે એવા તે બિલાડાને તથા ઊંદરને જોઇને, ઘૂડ તથા નોળ પોતપોતાને ઠેકાણે ગયા. પછી ઊંદરે બિલાડાનો બાકી રહેલો પાશ કાપી નાખ્યો. બિલાડો જેવો તે ઘોર શત્રુથી મુકત થયો કે મોટા વેગથી તેજ વૃક્ષ ઉપર ચઢી ગયો અને પલિત નામે તે ઊંદર પોતાના દરમાં પેશી ગયો. લોમશ બિલાડો પણ ડાળ ઉપર જઇને બેઠો. પછી તે ચાંડાળે તે પાશને લેઇને સર્વ દિશાએ જોયું, પણ તેજ ક્ષણે તેમાં કોઇ પ્રાણી સપડાયલું ન જોઇને તે નિરાશ થયો તથા તે જગોએથી દૂર ચાલી નીકળ્યો. હે ભરતશ્રેષ્ઠ! તે ચાંડાળ પોતાને ઘેર ગયો. પછી તે ભયમાંથી મુક્ત થયેલો લોમશ દુર્લભ જીવિત પામીને વૃક્ષની ટોચ ઉપર રહીને દરમાં પેઠેલા પલિતને કહેવા લાગ્યો કે, તારી સાથે કાંઈ સંભાષણ કર્યા વિના એકાએક હું કૂદીને વૃક્ષ ઉપર જતો રહ્યોછું; પણ વારૂં કર્યુંછે કર્મ જેણે એવાને મને કૃતઘ્ન તો જાણેછે કે કેમ? અથવા મારી કૃતજ્ઞતા

વિષે તને સંશય તો નથી? હે મિત્રા મારો વિશ્વાસ કર્યા પછી અને મને જીવિત આપ્યા પછી સુખભોગ સમયે તું મારી પાસે કેમ આવતો નથી? જે પુરૂષ પ્રથમ મિત્ર કરીને પછી પાછળથી તે મિત્રતાની સ્થિતિમાં તત્પર રહેતો નથી તે દુર્મતિ પુરૂષને મહા કષ્ટતર સંકટમાં પણ મિત્ર મળતો નથી. હે મિત્ર તેં પોતાના સામર્થ્યથી મારો સત્કાર કરેલો છે, માટે હવે હું તારો મિત્ર થયેલો છું તેથી મારી સાથે મિત્રતાથી વર્તવું તને યોગ્ય છે. મારા જે મિત્રો છે તથા જે સંબંધી અને બાંધવો છે તે સર્વે, શિષ્ય જેમ પ્રિય ગુરૂનું પૂજન કરે તેમ, તારૂં પૂજન કરશે. મિત્રસમુદાય અને બાંધવો સહિત તારૂં હું પણ પૂજન કરીશ; પોતાને જીવિતદાન આપનારનું કયો કૃતજ્ઞ પૂજન નહિ કરે? મારૂં શરીર, મારૂં ઘર, અને મારા સર્વે અર્થેનો તું ધણી થા, તથા મારો પણ ઉપદેશક છે. હે બુદ્ધિમાન, તું મારો અમાત્ય થા અને પિતાની પેઠે મને શિક્ષા આપ; હું મારા જીવિતના સોગંદ ખાઇને કહું છું તને અમારા કોઇથી ભય ઉપજવાનો નથી. બુદ્ધિવડે તું શુક્રાચાર્યની સમાન છે અને અમે બળવાળા છીએ; પણ આજ તેં મને જીવિતદાન આપ્યું માટે તું મંત્રના બળથી યુક્ત છે, એમ હું જાણું છું. એ પ્રકારે ઉત્તમ સાંત્વન વચન બિલાડે તે ઊંદરને કહ્યાં તે સાંભળીને શત્રુના મંત્રને જાણનાર તે ઊંદર પોતાનું હિત કરનારૂં મધુર વચન બોલ્યો, કે હે લોમશ! તું જે કહે છે તે સર્વે મેં તારા થકી સાંભળ્યું. હવે મારૂં પણ વચન તારે સાંભળવું ઘટે છે; મને જે સમજાય છે તે હું તને કહું છું. મિત્રને ઓળખવા તેમ શત્રુને પણ ઓળખવા એજ કામ આ લોકમાં અતિશય સૂક્ષ્મ છે એમ બુદ્ધિમાન પુરૂષોનું માનવું છે. કેટલાક શત્રુ સરખા દેખાય છે પણ મિત્ર હોય છે; અને કેટલાક મિત્ર સરખા દેખાય છે પણ શત્રુ હોય છે; કેમ કે તેમની સાથે સંધિ કર્યા છતાં પણ કામ અને ક્રોધના વશમાં પડેલા તે સમજતા નથી. કોઇ શત્રુ પણ નથી અને કોઇ મિત્ર પણ નથી; સામર્થ્યના યોગથી મિત્ર અને શત્રુઓ ઉત્પન્ન થાય છે. જે જેના ઉપર પોતાના અર્થને લીધે જીવે છે અને જે પીડા જુએ છે એટલે તેના ઉપર નિર્વાહ કરતો નથી તે તેનો મિત્ર કહેવાય છે; પણ જ્યાં સુધી સ્વાર્થનો વિપર્યય થયો નથી ત્યાં સુધીજ તે મિત્ર કહેવાય છે. મૈત્રી સદૈવ સ્થિર રહેતી નથી, તેમ શત્રુતા પણ સદાકાળ સ્થિર રહેતી નથી; મિત્ર અને શત્રુઓ અર્થના યોગથી થાય છે. કોઇક

કાળ એવો ફરી જાય કે તે વખતે મિત્ર હોય તેજ શત્રુ થઇ પડે, તેમ શત્રુ હોય તે મિત્ર થઇ પડે. માટે સ્વાર્થ એજ બળવાન છે. જે પુરૂષ અર્થની યુક્તિ જાણ્યા શિવાય મિત્રો ઉપર વિશ્વાસ કરે છે. અને શત્રુઓ ઉપર વિશ્વાસ કરતો નથી અથવા જે પ્રીતિથી તેમને પ્રણામ કરે છે, તે પુરૂષની મિત્ર અને શત્રુને વિષે બુદ્ધિ ચલિત થઇ છે એમ જાણવું. જે વિશ્વાસ રાખતો હોય નહિ તેના ઉપર વિશ્વાસ કરવો નહિ અને જે વિશ્વાસ રાખતો હોય તેના ઉપર પણ વિશ્વાસ કરવો નહિ; કેમકે વિશ્વાસથીજ જે ભય ઉત્પન્ન થાય છે તે મૂળ સુદ્ધાં પણ કાપે છે. અર્થના પ્રયોજનને લીધે પિતા, માતા, પુત્રો મામા, ભાણેજ સંબંધી અને બાંધવો થાય છે. અર્થનાજ પ્રયોજન માટે માતા અને પિતા પોતાના પ્રિય પુત્રને પતિત થયેલો જોઇને તજે છે, તથા લોક આત્માનું ( પોતાનું ) રક્ષણ કરે છે; સ્વાર્થનું બળ જુઓ, હે બુદ્ધિમાન, તારા અને મારા ઉપકારની નિષ્કૃતિ તો સામાન્યજ છે; હવે તું જે પોતાની પાશમાંથી મુક્તિ થયા પછી પોતાના શત્રુને શોધે છે, તે તારા પોતાના સુખના ઉપાયને માટેજ, એમાં સંશય નથી. વડ ઉપરથી ઉતરેલા તેં આજ સ્થળમાં પ્રથમથી મૂકી રાખેલા ફાંદાને ચપળપણાને લીધે જાણ્યો નહીં. ચપળ પુરૂષ પોતાનુંજ હિત કરી શકતો નથી તો બીજાનું ક્યાંથી કરી શકે ! એટલા માટે જે ચપળ હોય છે તે સર્વે કાર્યનો નાશ કરેછે એ નિઃસંશય જાણવું. હે મિત્ર, તું મને જે મધુર વચન કહે છે કે તું મારો 'પ્રિય છે ઈ૦' તેનું સર્વ કારણ પણ વિસ્તારથી તું સાંભળ. કારણથી પ્રિય થાય છે અને કારણથી અપ્રિય થાય છે; આ જીવલોક સઘળો અર્થાર્થી છે, કોઇ કોઇનો પ્રિય નથી. બે સગા ભાઇઓને અથવા સ્ત્રી પુરૂષને જે પરસ્પર પ્રીતિ રહે છે તેનાં પણ કારણ હોય છે. કોઇની પણ પ્રીતિ નિષ્કારણ હોયછે એમ હું જાણતો નથી. કોઈ કારણથી ભાઇઓ કોપ પામેછે અથવા કોઇક કારણથી ભાર્યા કોપ પામેછે; પણ સ્વભાવે કરીને પાછાં તેઓ પ્રસન્ન થાયછે, તેમ બીજા લોકો પ્રસન્ન થતા નથી. કોઇક મનુષ્ય દાનવડે પ્રિય થાયછે, કોઇ મનુષ્ય પ્રિય વાણીવડે પ્રિય થાય છે, અને કોઇ મંત્ર, હોમ અને જપવડે પ્રસન્ન થાયછે. પણ સર્વે કોઇ કાર્યને અર્થેજ પ્રિય થાય છે. આપણ બેની વચ્ચે જે પ્રીતિ ઉત્પન્ન થઇ તેનું પણ કારણ હતું; તેમ પ્રથમ પ્રીતિ નહોતી તેનું પણ બીજું કારણ હતું. કાર-

ણુથી પ્રીતિ ઉત્પન્ન થાય છે અને જ્યારે તે કારણ નિવૃત્ત થાયછે ત્યારે પ્રીતિ પણ નિવૃત્ત થાય છે. માટે જેથી હું તને પ્રિય લાગુંછું તેનું પણ કારણ છે એમ હું માનુંછું મને ખાઇ જવા શિવાય તારે મારા ઉપર હવે પ્રીતિ કરવાનું બીજું શું કારણ છે તે પણ અમે જાણીએ છીએ. કાળ હેતુમાં ફેરફાર કરે છે, તથા સ્વાર્થ તે હેતુને અનુસરે છે; ડાહ્યા પુરૂષ તે સ્વાર્થને સમજે છે તથા લોકો તે ડાહ્યા પુરૂષને અનુસરે છે માટે જ્ઞાતા તથા સ્વાર્થ સમજવામાં પંડિત એવા મારા સરખાને તારે એવું વચન કહેવું નહિ. હવે આ સમય આપણે સ્નેહ કરવાનો નથી, એમ છતાં તારા સરખો બળવાન પુરૂષ મારી સાથે કવખતે જે સ્નેહ કરવા આવે છે તેનો હેતુ એજ છે. એટલા માટે જો કે સંધિ અને વિગ્રહ આ લોકમાં ચળ છે તથાપિ સ્વાર્થને લીધે તે સ્થિર થાય છે. તે સંધિવિગ્રહ, જેમ મેઘનાં વાદળાં ક્ષણે ક્ષણે પોતાના આકાર બદલે છે તેમ તે, ક્ષણે ક્ષણે વિકાર પામે છે. આજ તું મારો શત્રુ થઇને ફરીને આજ તું મારો મિત્ર થયો; તથા આજજ ફરી પાછો શત્રુ થઇશ. યુક્તિની ચપળતા તું જો! જ્યાંસુધી આપણે હેતુ હતો ત્યાંસુધી આપણ બન્નેની મૈત્રી હતી; કાળયુક્ત હેતુ નાશ થયો તેની સાથે મૈત્રી પણ ગઈ. તું મારો જાતિએ કરીનેજ શત્રુ છે, પણ સામર્થ્યના યોગથી મિત્ર થયો હતો, માટે તે કૃત્ય સંપૂર્ણ થયું એટલે તારી મૂળ પ્રકૃતિ પ્રમાણે તું પાછો મારો શત્રુ થયો. તે હું એ રીતે રચેલાં શાસ્ત્રને તત્વે કરીને જાણ્યા પછી પણ તારા કરેલા પાશમાં શી રીતે પ્રવેશ કરૂં વારૂ? તું તે મને કહે. તારા સામર્થ્યથી હું મુકત થયો છું તેજ પ્રમાણે મારા સામર્થ્યથી તું મુકત થયો છે; એક બીજા ઉપરનો અનુગ્રહ થઇ ગયો છે માટે ફરીને સમાગમ હવે બને નહિ. હે સૌમ્ય! હવે આજ તારો અર્થ સિદ્ધ થયો છે, તેમ અમારો અર્થ પણ સિદ્ધ થઈ ગયો છે; માટે હવે મને ખાઇ જવા કરતાં બીજું કાંઇ તારે મારૂં કામ નથી. હું તારૂં ભોજન અને તું મારો ભોક્તા, હું દુર્બળ અને તું બળવાન, આપણ બન્નેનો સ્વભાવ જૂદો તથા બળ પણ વિષમ છે તેથી આપણો સંધિ થાય નહિ. તું મુકત થયા પછી તારા ભક્ષ્યની પ્રશંસા કરેછે તથા સુખે કરીને તને તે પ્રાપ્ત થાય તેમ તું ઇચ્છે છે માટે એ તારી બુદ્ધિ કેવી છે તે હું જાણુંછું. તું પાશમાંથી મુકત થઇને ક્ષુધાવડે પીડિત થયેલો છે, અને ભોજનને

અર્થે તું શોધમાં છે. માટે શાસ્ત્રથી ઉપજેલી મતિ ધારણ કરીને તું આજ મારૂં ભક્ષણ કરી શકે! તું ભુખ્યો છું તે હું જાણું છું, તેમ આ તારા આહારનો સમય છે તે પણ હું જાણું છું; તે તું મારી સાથે મિત્રતા કરીને પોતાનું ભક્ષ્ય શોધે છે! તારા પુત્ર અને સ્ત્રી વગેરે કુટુંબની મધ્યે રહેલો તું જે સંધિ મારી સાથે કરવા ઇચ્છે છે તથા જે મારી સેવા કરવાનો યત્ન કરે છે, હે મિત્ર! તે સર્વે મારે સહન કરવા યોગ્ય નથી. તારી સાથે મને દેખીને તારી પ્રિય સ્ત્રી, તથા પ્રિય છોકરાં હર્ષ પામીને તથા તારા ઉપર અતિશય સ્નેહ બતાવીને શા માટે મને ન ખાઈ જાય! માટે તારી સાથે હું આવવાનો નથી, કેમકે તારો સમાગમ કરવાને પ્રબળ હેતુ હોવો જોઇએ; માટે જો મારા ઉપકારનું તને સ્મરણ થતું હોય તો સ્વસ્થ થઇને મારા કલ્યાણનું ચિંતવન કર. અનાર્થ થઈ ગયેલા, ક્લેશ પામેલા, ક્ષુધાતુર અને ભક્ષ્ય શોધતા એવા શત્રુના દેશમાં (સ્વાધીનમાં) કયો ડાહ્યો પુરૂષ જાય? તારૂં કલ્યાણ થાઓ, હવે હું જાઉં છું; દૂર રહીને પણ મને તારાથી ત્રાસ ઉપજે છે. વિશ્વાસ રાખીને રહેનારો હોય અથવા પ્રમાદવાળો હોય તેને તો એટલુંજ કરવું કે બળવાનના સમાગમમાં કદાપિ રહેવું નહિ; તે સમાગમ તેને હિતકર નથી. હે લોમશ, હવે તું નિવૃત્તિ પામ, હું તારી સાથે આવવાનો નથી; જો તું મારા ઉપકારને જાણતો હોય તો મિત્રતાનાં કૃત્યજ કરજે એટલે બહુ છે. બળવાન અને પાપી પુરૂષ યદ્યપિ શાંત હોય તો પણ તેનાથી મારે ભય રાખવો ઘટે છે. જો તારો સ્વાર્થ ન કરવો હોય (મને ખાઈ ન જવો હોય) તો તું મને કહે કે તારે અર્થે હું કૃત્ય કરૂં? ભલે, હું તને મિત્ર જાણીને બધુંય આપી દઇશ, પણ મારો આત્મા આપીશ નહિ. પોતાના આત્માને અર્થે સંતતિ, રાજ્ય, રત્ન, ધન, એ સર્વ તજવાં. ભલે સર્વસ્વ જાય તો જવા દેવું પણ પોતાના આત્માનું રક્ષણ કરવું. ઐશ્વર્ય, ધન, અને રત્નો પ્રાપ્ત કરીને તે મિત્રને જે આપે છે, તેઓ જો જીવતા હોય છે તો તેમને ફરીને તે પ્રાપ્ત થયેલું જોયું છે એમ અમે સાંભળ્યું છે; પણ ધન અને રત્નની પેઠે પોતાના દેહનું અર્પણ કરવું યોગ્ય નથી. સ્ત્રી અને ધનનો વ્યય કરીને પણ આત્માનું નિરંતર રક્ષણ કરવું. જે પુરૂષો આત્માનું રક્ષણ કરવાની યોજનામાં રહે છે તથા સારી રીતે પરીક્ષા કર્યા પછી હર કોઇ કર્મ કરે છે, તેવા પુરૂષોને પોતાના દોષથી ઉપજેલી આપદાઓ પ્રાપ્ત થતી

નથી. જે દુર્બળ પુરૂષો પોતાના બળવાન શત્રુને સારી રીતે ઓળખે છે તેમની બુદ્ધિ શાસ્ત્રના અર્થથી નિશ્ચયવાળી થઇને ચલિત થતી નથી. એ પ્રમાણે સ્પષ્ટ રીતે પલિત ઊંદરે ધિક્કારી કાઢેલો માર્જાર લાજ પામીને ઊંદર પ્રત્યે આ વચન બોલ્યો. લોમશ કહે છે,—હે મિત્ર, હું તારા સમ ખાઇને સત્ય કહું છું કે મિત્રદ્રોહ બહુ નિંદા કરવા યોગ્ય છે. તું જે મારા હિતમાં પ્રીતિવાળો છે, તે હું તારી બુદ્ધિને માન આપું છું. મારા ઉપર ભેદ બુદ્ધિથી જોઇને તું જે બોલ્યો છે તે અર્થ ાજું છે, પણ હે સાધુ, મને તારે એવી ભેદ બુદ્ધિથી જોવો ઘટતો નથી. તેં મારા પ્રાણનું દાન કર્યું છે તેથી તે વિષે મારા મનમાં પ્રીતિ ઉત્પન્ન થયેલી છે. હું ધર્મને જાણનારો, ગુણને જાણનારો અને વિશેષે કરીને કૃતજ્ઞ છું; માટે હે સાધુ, મારે વિષે તારે મિત્રબુદ્ધિથી વર્તવું ઘટે છે. તારાં વચન માત્રથી હું બાંધવો સહિત મારા પ્રાણ ત્યાગ કરીશ. મારા સરખા મનસ્વી પુરૂષોમાં પંડિતોએ વિશ્વાસનું સ્થળ જોયેલું છે. હે ધર્મના તત્વને જાણનાર, જો એમ છે તો પછી તારે મારી મિત્રતા કરીને શોક પામવા જેવું નથી. એ પ્રમાણે બિલાડાએ સ્તુતિ કરી તો પણ તે ઊંદર ચલિત થયો નહિ અને ગંભિર જેનો ભાવ છે એવો તે મનમાં વિચાર કરીને બિલાડાને કહેવા લાગ્યો કે,—તું સાધુ પુરૂષ છે એમ જે તેં મને કહ્યું તે મેં અર્થશઃ સાંભળ્યું. પણ અપ્રિય વસ્તુ ઉપર હું વિશ્વાસ રાખતો નથી. મારી સ્તુતિ કરવાવડે, અથવા ધનના ઢગલા આપવાવડે કરીને પણ ફરીને તું મને વશ કરી શકે એમ બનવાનું નથી. હે સખે, પંડિત પુરૂષો કારણ વિના પોતાના શત્રુના વશમાં જઈ પડતા નથી. એ સંબંધી શુક્રાચાર્યે બે શ્લોક કહ્યા છે તે તું સાંભળ. જે કૃત્ય એવું હોય કે તેમાં એક કરતાં વધારે શત્રુઓ હોય અને તે સર્વે એકજ પ્રકારની મતલબ સિદ્ધ કરવા ઇચ્છતા હોય, ત્યારે તેમાંથી જે બળવાન હોય તેની સાથે સંધિ કરીને સાવધાન થઇને યુક્તિવડે વર્તવું તથા પોતાનો અર્થ થઈ રહ્યા એટલે તેનો વિશ્વાસ કરવો નહિ. પોતાના ઉપર જે વિશ્વાસ રાખતો ન હોય તેના ઉપર વિશ્વાસ કરવો નહિ, તેમ જે વિશ્વાસ રાખતો હોય તેના ઉપર પણ અતિશય વિશ્વાસ રાખવો નહિ. નિરંતર બીજા પુરૂષોને વિશ્વાસ ઉત્પન્ન કરવો; પણ શત્રુઓ ઉપર તો કોઈ કાળે પણ વિશ્વાસ રાખવો નહિ. માટે સર્વે અવસ્થાઓમાં પોતાના

જીવિતનું રક્ષણ કરવું, કેમ કે દ્રવ્ય અને સંતતિ એ સર્વ જીવતાને આવી મળે છે. વિશ્વાસ કોઇનો પણ ન કરવો એ ટુંકામાં સઘળું નીતિશાસ્ત્ર છે, માટે મનુષ્યોમાં જે અવિશ્વાસ રાખવાનો ગુણ છે, તેથી તે પોતાનું પુષ્કળ હિત કરી શકે છે. જેઓ વિશ્વાસ રાખતા નથી તેઓ દુર્બળ હોય તો પણ તેઓ શત્રુઓના બંધનમાં આવી પડતા નથી અથવા તેઓ તેનો વધ પણ કરી શકતા નથી; પણ જેઓ વિશ્વાસ રાખીને રહેલા છે તેઓ બળવાન છતાં દુર્બળથી માર્યા જાય છે. હે માર્જાર! તારા સરખાઓથી મારે નિરંતર આત્માનું રક્ષણ કરવું ઘટે છે. અને તું પણ પાપજાતિ ચાંડાળ થકી તારા આત્માનું રક્ષણ કર. એ પ્રમાણે તે બોલતો હતો તેવામાં અત્યંત ત્રાસથી ગભરાઇને ત્વરાયુક્ત થઇ તે બિલાડો વેગે કરીને તે ડાળ છોડી તત્કાળ જતો રહ્યો. પછી શાસ્ત્રના અર્થના તત્વને જાણુતો તે પલિત નામે ડાહ્યો ઉંદર પોતાની બુદ્ધિનું સામર્થ્ય તેને સંભળાવીને બીજા દરમાં ગયો. એ પ્રમાણે બુદ્ધિવાળા એક દુર્બળ પલિતે પોતાની બુદ્ધિના સામર્થ્યથી મોટા બળવાળા ઘણાક શત્રુઓ સાથે સંધાન કર્યું. માટે જે ડાહ્યો રાજા હોય તેણે શત્રુઓમાં પણ જે સમર્થ હોય તેની સાથેજ સંધિ કરવો. જેમ કે ઉંદર અને બિલાડો એ એક બીજાનો આશ્રય કરવાથી સંકટમાંથી મુક્ત થયા. હે મહારાજ, એ પ્રમાણે શાસ્ત્રને માર્ગે કરીને ક્ષત્રિય ધર્મ મેં તને વિસ્તારથી કહ્યો. હવે હું તને સંક્ષેપેં કહું તે પણ તું સાંભળ. બે જણે અરસપરસ વૈર કર્યું હોય, તેમની બુદ્ધિ જ્યારે એક બીજા સાથે સંધિ કરવાની થાય છે ત્યારે તેઓ એક-બીજા સાથે ઉત્તમ પ્રીતિ કરે. તેમાં જે નિપુણ હોય તે રૂડે પ્રકારે બુદ્ધિનો આશ્રય કરીને સંધિ કરે છે. અથવા પ્રમાદવડે મૂર્ખ પુરૂષો સાથે પણ ડાહ્યો પુરૂષ સંધિ કરે. પણ ભય પામતાં છતાં ભય નથી પામતો એમ દેખાડીને તથા વિશ્વાસ ન રાખતાં છતાં વિશ્વાસ રાખું છું એમ દેખાડીને તેણે વર્તવું જોઇએ. કેમકે એ પ્રમાણે જે સાવધ રહે છે તે ચલાયમાન થતો નથી; પણ કદાચિત ચલિત થાય છે તો તે વિનાશ પામે છે. હે રાજન્, સંધિવિગ્રહ શાસ્ત્રને જાણનાર પુરૂષો હમેશાં એમ કહે છે કે વખત આવ્યે શત્રુ સાથે સંધિ કરવો, તથા વખત આવ્યે મિત્ર સાથે વિગ્રહ કરવો. હે મહારાજ, એ જાણીને તથા શાસ્ત્રના અર્થને સમજીને બુદ્ધિની યોજના કરવામાં તત્પર રહીને

તથા પ્રસન્ન રહીને પૂર્વે થયેલા ભયને લીધે ભય પામેલાની પેઠે આચરવું. ભય પામેલાની પેઠે કોઇની પાસે જવું પડે તો જવું તથા સામો સંધિ કરવો હોય તો તે પણ ભય પામેલાની પેઠે કરવો. ભયથી તથા સાવધાન રહેવાથી બુદ્ધિ ઉપજે છે. હે રાજન્, ભય ન આવ્યા છતાં પણ જે ભય પામે છે તેને ભય છેજ નહિ; પણ જે ભય નથી પામતો તે વિશ્વાસ રાખીને રહે છે માટે તેના મનમાં અત્યંત મોટું ભય ઉત્પન્ન થાય છે. જે પુરૂષ નિરંતર નિર્ભય થઇને વર્તતો હોય તેને રાજાએ મંત્ર કોઇ પ્રકારે પણ આપવો નહિ. કેમ કે તે તેના ન જાણવામાં આવે તેમ તેના મુખથી શત્રુઓના જાણવામાં આવી જશે. માટે ભય પામતાં છતાં ભય ન પામનારની પેઠે અને વિશ્વાસ ન રાખતાં છતાં વિશ્વાસ રાખનારની પેઠે વર્તવું તથા કાર્યની મહત્તા જોઇને કાંઇ અસત્ય વર્તન કરવું નહિ. હે યુધિષ્ઠિર, એ પ્રકારે એ ઇતિહાસ મેં તને કહ્યો. તે સાંભળીને મિત્રમંડળમાં તું જેમ ઘટે તેમ આચરણ કર. ઉત્તમ બુદ્ધિ ધારણ કરીને, શત્રુ તથા મિત્રનાં અંતર (છિદ્ર) જાણીને તથા સંધિ વિગ્રહને સમયે તેમાંથી મુક્ત થવાનો ઉપાય જાણીને નિરંતર વર્તવું. બધા શત્રુઓનું એક સામાન્ય કૃત્ય હોય ત્યારે બળવાનની સાથે સંધિ કરીને તેના સમાગમમાં યુક્તિપૂર્વક વર્તવું તથા પોતાનો અર્થ સિદ્ધ થયો એટલે તેનો વિશ્વાસ કરવો નહિ. હે રાજન્, ધર્મ, અર્થ, અને કામ, એ ત્રિવર્ગથી અવિરૂદ્ધ એવી એ નીતિ છે. આ સાંભળીને પ્રજાનું રક્ષણ કરતાં તું એ નીતિનું આચરણ કરજે. હે પાંડવ ! બ્રાહ્મણોને સાથે લેઇને તારે દેશમાં ફરવા નીકળવું અથવા શત્રુ રાજા ઉપર ચઢાઇ કરવા જવું. હે ભારત ! આ લોકમાં તથા પરલોકમાં બ્રાહ્મણ એ પરમ કલ્યાણ છે. હે પ્રભો એ ધર્મના જાણનારા અને નિરંતર કૃતજ્ઞ હોય છે. હે રાજન્, એમને પૂજવાથી એ ભલું કરનારા છે માટે તું એમનું પૂજન કરજે. હે રાજન્, તેથી તું રાજ્ય, પરમ કલ્યાણ, યશ, કીર્તિ, તથા યથાક્રમ અને યથાન્યાય કુળમાં સંતતિ પામશે. હે ભારત, એ શત્રુ રાજાઓનો સંધિ અને વિગ્રહ જે આ અધ્યાયમાં રૂડે પ્રકારે કહેલો છે તે વિશેષ બુદ્ધિ ઉત્પન્ન કરનારો છે; માટે હે રાજન્, રાજાએ યોગ્ય રીતે તે ઉપર લક્ષ્ય આપીને શત્રુ મંડળમાં તેનું સર્વકાળ સેવન કરવું.

॥ द्वयोरिमंभारतसंधिविग्रहंसुभाषितंबुद्धिविशेषकारकम् ॥
॥ यथात्त्ववेक्ष्यक्षितिपेनसर्वदानिषेवितव्यंनृपशत्रुमंडले ॥ २१ ॥
इतिश्री महाभारते शां० आ० मार्जारमूषिकसंवादे गु० भा०
अष्टमोऽध्यायः ॥ ८ ॥

**युधिष्ठिरउवाच** ॥ उक्तोमंत्रोमहाबाहोविश्वासोनास्तिशत्रुषु ॥
॥ कथंहिराजावर्तेतयदिसर्वत्रनाश्वसेत् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે મહાબાહો ! રાજાએ શત્રુ ઉપર વિશ્વાસ રાખવો નહિ. એ પ્રમાણે તમે મંત્ર કહ્યો, પણ જો તે સર્વત્ર વિશ્વાસ રાખે નહિ, તો તેણે શી રીતે વર્તન કરવું? હે રાજન્ ! વિશ્વાસથકી રાજાઓને પરમ ભય ઉપજે છે એમ તમો કહો છો ત્યારે રાજા વિશ્વાસ કર્યા શિવાય શત્રુઓને શી રીતે જીતે ? હે પિતામહ ! વિશ્વાસ ન કરવો એવી જે કથા કહી તે સાંભળીને મારી બુદ્ધિ મોહ પામે છે, માટે એ સંશયનું નિવારણ કરો. ભીષ્મ કહે છે,— હે રાજન્ ! બ્રહ્મદત્તના ઘરમાં બ્રહ્મદત્ત રાજા અને ચકલીનો જે સંવાદ થયો હતો તે સાંભળ. કાંપિલ્ય નગરમાં બ્રહ્મદત્ત નામે રાજા હતો. તેના અંતઃપુરમાં પૂજની નામે એક ચલ્લી ઘણાક કાળથી રહેતી હતી. જેમ જીવજીવક નામે પક્ષી સર્વે મનુષ્યોનું સત્ય અસત્ય જાણે છે તેમ તે ચલ્લી પણ સર્વનું સત્ય અસત્ય જાણનારી હતી. તે પક્ષી જાતિમાં જન્મ પામેલી હતી તો પણ સર્વજ્ઞ અને સર્વ તત્વને જાણનારી હતી. તેને એક સુંદર કાંતિવાળો પુત્ર જન્મ્યો હતો તથા તેજ વખતે રાજાની રાણીને પણ પુત્ર જન્મ્યો હતો. હવે પેલી કૃતજ્ઞ ચલ્લી પૂજનીએ તે બે પુત્રોને માટે સમુદ્ર કાંઠે જઇને બે ફળ આણ્યાં. તે તેણે પોતાના પુત્રની તથા રાજપુત્રની પુષ્ટિ થવા માટે આણ્યાં હતાં, તેથી તેમાંનું એક ફળ તેણે પોતાના પુત્રને આપ્યું અને બીજું ફળ તેણે રાજપુત્રને આપ્યું. તે ફળ અમૃતના સરખું સ્વાદવાળું તથા બળ અને તેજની વૃદ્ધિ કરનારૂં હતું. તે ચકલી નીત્ય પ્રત્યે તેવાં ફળ આણી આણીને તે બે પુત્રોને વારંવાર આપતી હતી. પછી તે ફળ ખાવાથી તે રાજપુત્ર પરમ બુદ્ધિ પામ્યો. પછી પોતાની ધાવમાતાની કેડે બેશાને ફરતો બાળક રાજ-

પુત્ર બાળકપણાને લીધે જઇને તે પક્ષીપુત્રને જોવા લાગ્યો તથા બાળકપણાને લીધે યત્ને કરીને તે પક્ષી સાથે રમવા લાગ્યો. પછી પોતાની સાથે જન્મેલા તે પક્ષીને લેઈને તે શૂન્ય સ્થળમાં ગયો અને હે રાજેંદ્ર ! પેલા પક્ષીને તેણે મારી નાખ્યું ! તથા તે પછી તેની ધાવમાતાના હાથમાં તે આવ્યો. હવે પેલી પૂજની ચલ્લી ફળ લેઇને આવી ત્યારે તેણે પોતાના બાળકને પેલા રાજપુત્રે મારીને પૃથ્વી ઉપર નાખી દીધેલો જોયો. પોતાના પુત્રને હણાયલો જોઇને તે પૂજનીની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં તથા દીન થઇને તે રડવા લાગી. તે પૂજની દુઃખ થકી સંતપ્ત થઇને રડતી રડતી આ વચન બોલી કે, ક્ષત્રિય સાથે સંગતિ કરેલી ખોટી છે; તેનામાં પ્રીતિ નથી કે સ્નેહ નથી. જો મતલબ હોય તો તે સામાનું સાંત્વન કરે અને તેમની મતલબ થઇ રહી કે તેઓ તજીને ચાલ્યા જાય છે. ક્ષત્રિય ઉપર કોઇએ વિશ્વાસ કરવો નહિ કેમકે તે સર્વને અપકાર કરનારા છે; તેઓ અપકાર કરીને પણ પાછળથી નિરર્થક સાંત્વન કરે છે; પણ હું હવે જેવું એણે મારૂં અનિષ્ટ કર્યું છે તેની બરાબરજ તે કૃતઘ્ન, દુર્જન અને અત્યંત વિશ્વાસઘાતી, પાસેથી વેર લેઇશ. એણે એ પાપ ત્રણ પ્રકારનું કર્યું છે. એક તો સાથે જન્મીને સાથેજ મોટા થયેલા, બીજું સાથેજ ભોજન કરનારા, અને ત્રીજું શરણે આવેલા, એવા મારા બાળકનો એણે વધ કર્યો છે. એમ કહીને પોતાના બન્ને પગવતી તે રાજપુત્રની બન્ને આંખો ફોડી નાખીને પછી તે પૂજની આ વચન બોલી. જો પાપ બુદ્ધિપૂર્વક કર્યું હોય તો તે પાપ તેના કર્ત્તાને ફળરૂપે તત્કાળ પ્રાપ્ત થાય છે. શુભ કે અશુભ કર્મ કરનારના સામે જે શુભ કે અશુભ કર્મ કરે છે તેનું પણ શુભ કે અશુભ ફળ નાશ પામતું નથી. જો કરેલું પાપકર્મ કાંઈ પણ કર્ત્તામાં જોવામાં આવે નહિ તો હે રાજન્ ! તેના પુત્રોમાં, પૌત્રોમાં કે પૌત્રોના પુત્રોમાં તે જોવામાં આવે છે. બ્રહ્મદત્તે જોયું કે ચલ્લીએ મારા છોકરાની આંખો ફોડી નાખી છે, તથા તે તેણે કરેલા કર્મનો સામો બદલો આપેલો છે એમ જાણીને પૂજની ચલ્લીને આ વચન કહ્યું. બ્રહ્મદત્ત કહે છે,—હે પૂજનિ ! અમોએ કોઇક કૃત્ય ( તારા પુત્રને મારવારૂપ ) કર્યું, અને તેં તેનું પ્રતિકર્મ કરીને વેર પણ લીધું. એ બન્ને સમાન થયેલું છે, માટે હે પૂજની ! તું નિરાંતે આ સ્થાનમાં રહે; જઇશ

નહિ પૂજની કહેછે,–એકવાર અપરાધ કરીને ફરીને તેજ સ્થળમાં રહેવું પંડિતો વખાણતા નથી; ત્યાંથી તો દૂર જવું એમાંજ કલ્યાણ છે. એકવાર જો વૈર કર્યું હોય તો પછી સામો ધણી ગમે તેટલા સાંત્વન ઉપાયની યોજના કરે તથાપિ નિરંતર તેનો વિશ્વાસ કરવો નહિ; જે વિશ્વાસ કરે છે તે મૂઢ ઉતાવળેજ બંધનમાં આવે છે પણ વૈર શાંત થતું નથી. અન્યોન્ય વૈર કરનાર એક બીજાના પુત્ર અને પૌત્રોનો નાશ કરે છે તથા પુત્ર અને પૌત્રોનો નાશ થયાથી તેમના પરલોકનો પણ નાશ થાય છે. જેમણે વૈર કર્યું હોય તે સર્વેનો વિશ્વાસ ન કરવો એજ સુખના ઉદયનું સ્થાન છે. વિશ્વાસઘાતી પુરૂષોએ તો અત્યંત વિશ્વાસ નજ કરવો. પોતાના ઉપર જે વિશ્વાસ ન કરતો હોય તેના ઉપર વિશ્વાસ ન કરવો, તેમ જે પોતાના ઉપર વિશ્વાસ કરતો હોય તેના ઉપર પણ વિશ્વાસ કરવો નહિ; કેમ કે વિશ્વાસ રાખવાની જગોએથીજ જો ભય ઉત્પન્ન થયું તો તે મૂળ સહિત છેદી નાખે છે. ભલે, ગમે તો બીજાનો વિશ્વાસ આપણા ઉપર ઉત્પન્ન કરવો પણ બીજાના ઉપર આપણે તો વિશ્વાસ નજ કરવો. માતા અને પિતાને બાંધવોમાં સૌથી શ્રેષ્ઠ માનવાં; સ્ત્રી એ વૃદ્ધાવસ્થા જાણવી કેમ કે તે વીર્યનું હરણ કરે છે. પુત્ર એ તો બીજ માત્ર છે. ભાઇ એ શત્રુરૂપ છે, કેમકે તે વારસામાં ભાગ પડાવે છે. ધનાદિકે કરીને જેનું પૂજન કરવામાં આવે તેજ મિત્ર છે. માત્ર એકલો આત્માજ સુખ અને દુઃખનો ભોગવનાર છે. અન્યોન્ય જેમણે વૈર કરેલું છે તેમની વચ્ચે સંધિ થઇ શકે નહિ; જેને અર્થે મેં અહીં નિવાસ કર્યો હતો તે હેતુનો હવે નાશ થયો છે. પૂર્વે જેણે અપકાર કરેલો છે એવા પ્રાણીનું અર્થ અને માનવડે પૂજન કરવામાં આવે છે તો પણ તેનું મન વિશ્વાસ યુક્ત થતું નથી; તથા તેનું પોતાનું કર્મ તેને બળાત્કારે ત્રાસ પમાડે છે. જે સ્થળમાં પૂર્વે સન્માન થયું હોય તથા તે સ્થળમાં પાછળથી અપમાન થયું હોય, તો તે સ્થળમાં યદ્યપિ શત્રુ તરફથી માન મળતું હોય તો પણ સત્વવાળા પુરૂષે તે સ્થાનનો ત્યાગ કરવો. તારા ઘરમાં ઘણાક કાળ સુધી પૂજન પામીને હું રહી છું; તેમાં હવે આ વૈર ઉત્પન્ન થયું માટે સુખે કરીને હું જઇશ. બ્રહ્મદત્ત કહે છે,—જે કોઇ કરેલા કર્મને બદલે સામું તેવું કર્મ કરે છે એટલે અપકારને બદલે અપકાર કરે છે, તે તે કર્મ કરીને અપરાધ પામતો નથી–

અપરાધી થતો નથી; પણ તેથી તે અનૃણી થાય છે, માટે હે પૂજનિ! તું અહીં રહે; જઇશ નહિ. પૂજની કહે છે,—જેણે અપકાર સહન કર્યો તથા જેણે અપકાર કર્યો છે એ બેની મિત્રતાનું ફરીને સંધાન થતું નથી; પણ કર્ત્તાનું અને અપકાર સહન કરનારનું હૃદયજ તે વાત જાણે છે. બ્રહ્મદત્ત કહે છે,—અપકાર કરનાર અને વેઠનાર બન્નેની મિત્રતાનું સંધાન ફરીને થાય છે તથા પ્રાયશ્ચિત્તાદિકે કરીને વૈરની શાંતિ થયેલી પણ જોયામાં આવે છે અને પાપફળ ભોગવવું પડતું નથી. પૂજની કહે છે,—વૈર નાશ પામતુંજ નથી; અપકાર કરનારે એમ ન જાણવું કે મારૂં એણે સાંત્વન કર્યું છે માટે એ વિશ્વાસ રાખવા યોગ્ય છે. વિશ્વાસ થકીજ લોકમાં બંધન થઇ શકે છે, માટે તેનાથી તો દૂર જતા રહેવું તેમાંજ કલ્યાણ છે. અત્યંત તીક્ષ્ણ શસ્ત્રોએ કરીને તથા વેગે કરીને પણ જે કબજામાં નથી આવતા તે પણ સામ ઉપાયથી કબજામાં આવે છે. અહીં દૃષ્ટાંત છે કે જેમ હાથીઓ બીજા મોટા મોટા ઉપાયથી કબજામાં નથી આવતા તે પણ હાથણીઓને જોઇને કબજામાં આવી જાય છે. બ્રહ્મદત્ત કહે છે,—પોતાના જીવિતનો અંત કરનારા સાથે પણ એકત્ર નિવાસ કરવાથી અન્યોન્યનો સ્નેહ બંધાય છે. અહીં દૃષ્ટાંત છે કે ચાંડાળ શ્વપચ (કૂતરાંને પાચન કરનાર) કહેવાય છે તથાપિ તેનો કૂતરાંને એકત્ર નિવાસ થવાથી તેમને અન્યોન્ય વિશ્વાસ ઉત્પન્ન થાય છે. અન્યોન્ય જેમણે વૈર કર્યું હોય છે, તેઓ એકત્ર વસવાથી તે વૈર કોમળ ભાવને પામી જાય છે. તે વૈર કમળમાં જેમ પાણી ટકતું નથી તેમ ટકતું નથી. પૂજની કહે છે,—વૈર પાંચ પ્રકારથી ઉત્પન્ન થાય છે તેને પંડિતો જાણે છે. (૧) સ્ત્રીકૃત વૈર—જેમ કૃષ્ણ અને શિશુપાળનું; (૨) વાસ્તુજ એટલે ગૃહ વગેરે સ્થાન માટે થયેલું વૈર—જેમ કૌરવ અને પાંડવનું; (૩) વાણીથી ઉપજેલું વૈર—જેમ દ્રોણ અને દ્રુપદનું (૪) સાપત્ન વૈર એટલે સ્વાભાવિક જાતિ વૈર—જેમ ઊંદર અને બિલાડીનું (૫) અપરાધ સંબંધી વૈર—જેમ તારી તથા મારી વચ્ચે થયું છે તે. તેમાં પણ—વૈર કર્યું છતાં પણ અર્થાદિકવડે માન આપનાર દુશ્મનને, અર્થની આશાવાળા પુરૂષે પોતાનું બળ તથા નિર્બળતા વિચારીને તથા દાવનો વિચાર કરીને પ્રકાશ કે ગુપ્ત, ગમે તે રીતે પણ હણવો નહિ; તથા ક્ષત્રિયે તો વિશેષે

કરીને હણવો નહિ, પોતાનો મિત્ર હોય તો પણ એક વખત વૈર થયું એટલે તેનો વિશ્વાસ કરવો નહિ; કેમકે જેમ અગ્નિમાં ઢાંકેલો અગ્નિ રહે છે તેમ તેના અંતઃકરણમાં છાનું વૈર રહે છે. હે રાજન્! ચિત્તવડે, ગુરૂનાં શિક્ષારૂપ કડવાં વચન વડે, સાંત્વનપૂર્વક મધુર વચનવડે કે વિદ્વતાવડે, સમુદ્રમાંના વડવાનળની પેઠે કોપ રૂપી અગ્નિ શાંત થતો નથી. વૈર રૂપી અગ્નિ ઉત્પન્ન થયો હોય અથવા અપરાધથી વૈર ઉપજ્યું હોય તો હે રાજન્! તે વાળ્યા વિના શાંત થતો નથી. અર્થાત્ બેમાંથી એકનો ક્ષય થયા પછીજ તે અગ્નિ ઓલવાય છે. આગળ પાછળ જેણે અપકાર કર્યો હોય તેનો અર્થ અને માનવડેજ સત્કાર કરવો એ ઠીક છે, પણ મિત્રની પેઠે માનીને તેને વિશ્વાસ સોંપવો નહિ. કેમ કે અરસ્પરસનાં પૂર્વનાં કર્મ તેને બલાત્કારે ત્રાસ પમાડે છે. કોઇ બીજા અપકાર કરનાર ઉપર જેમ હું વિશ્વાસ રાખતી નથી તેમ તારા ઉપર પણ વિશ્વાસ રાખીશ નહિ. તેમ તારે મારા ઉપર વિશ્વાસ રાખવો નહિ. હું આજ સુધી તારા ઘરમાં રહી, પણ હવે તારો વિશ્વાસ હું કરીશ નહિ. બ્રહ્મદત્ત કહે છે.—કોઇક કાળવડે કાર્ય કરાય છે તથા નાનાપ્રકારની ક્રિયાઓ પણ કરવામાં આવે છે; તે સર્વે કાળના સામર્થ્યથી પ્રવૃત્ત થાય છે. એમાં કોણ કોનો અપરાધ કરે છે? મરણ અને જન્મ એ બંને બરાબરજ પ્રવૃત્ત થાય છે. તે સર્વ કાળવડે થાય છે તથા મૃત્યુ પણ કાળના નિમિત્તથીજ થાય છે. કેટલાક એકીવારે બંધનમાં આવે છે, અને કોઇ વખત એક એક જણથી એક એક જણ બંધાય છે. જેમ બળતણ મળવાથી અગ્નિ સર્વ પદાર્થને બાળેછે તેમ કાળ સર્વ ભૂતનું દહન કરે છે. હે શુભે! આપણે બન્ને એક બીજાના અપકારનું કારણ થઇએ છીએ પણ વસ્તુતઃ તું પણ પ્રમાણ નથી તેમ હું પણ પ્રમાણ નથી. પ્રાણીઓનું સુખ અને દુઃખ સર્વે કાળ નિરંતર ધારણ કરે છે. એમ સમજીને સ્નેહ રાખીને ઇચ્છામાં આવે તેવી રીતે સ્નેહયુક્ત થઇને તું અહીં રહે; તારી હિંસા કોઇ કરનાર નથી. તેં જે કર્યું તેની હું તને ક્ષમા આપું છું તથા હે પૂજનિ! તું મને પણ ક્ષમા કર. પૂજનિ કહે છે,—જો તારે મન કાળજ પ્રમાણ છે અને કોઇનું કોઇની સાથે વૈર નથી ત્યારે હણાયલા બાંધવોવડે બીજા બાંધવો શા માટે પૂજન પામે છે? જો કાળવડેજ મોક્ષ, સુખ, દુઃખ, જન્મ અને મરણ થતું હોય તો શા માટે દેવો અને અસુરો

પૂર્વે એક બીજાને હણતા હતા? જો કાળવડેજ સર્વ મરે છે ત્યારે વૈદ્ય રોગીનું ઔષધ શા માટે કરે છે? ઔષધોવડે શું પ્રયોજન છે? જો તારા મનમાં કાળજ પ્રમાણ હોય તો શોક થકી મૂર્છિત થઇને લોકો શા માટે મોટા વિલાપ કરે છે? જો કાળજ પ્રમાણ હોય તો અમુક કૃત્ય કરનારને ધર્મ પ્રાપ્તિ કેમ થાય? તારા પુત્રે મારા પુત્રને હણ્યો, તેથી મેં તેને હણ્યો; હવે હે રાજન્! તારે મને હણવી એ નિશ્ચય છે. મેં પુત્રના શોકથી દુઃખ પામીને તારા પુત્રને વિષે પાપ આચરણ કર્યું છે. હવે તારે મને શી રીતે પ્રહાર કરવો તે હું તને તત્વે કરીને કહું તે સાંભળ. ખાવાને અર્થે અથવા રમવાને અર્થે મનુષ્યો પક્ષીઓની ઇચ્છા કરે છે. એ વધ અને બંધન બે શિવાય ત્રીજે પ્રકારે મનુષ્ય અને પક્ષીનો સંયોગ હોઈ શકે એમ મને લાગતું નથી. વધ અને બંધ એ બેના ભયથી પક્ષીઓ સ્વતંત્ર થઇને ફરે છે; કેમ કે વધ થવો કે બંધનમાં પડવું એને મરણના ઉત્પાતથી ઉપજેલું દુઃખ છે એમ વેદને જાણનારા પુરૂષો કહે છે. બધા પ્રાણીઓને પ્રાણ વાહાલા છે તથા બધા પ્રાણીઓને પુત્ર પણ વહાલા છે. સર્વ કોઇ દુઃખથી ત્રાસ પામે છે તથા સર્વને સુખ વાહાલું છે. હે બ્રહ્મદત્ત! વૃદ્ધાવસ્થા એ દુઃખ છે; અર્થ વિપર્યય (અનર્થ) થવો એ પણ દુઃખ છે; અનિષ્ટ સ્થાનમાં રહેવું એ પણ દુઃખ છે તથા તેજ પ્રમાણે ઇષ્ટનો વિયોગ, વધ થવો, બંધનમાં પડવું, સ્ત્રી સંબંધી, જન્મસાથે ઉપજેલું, એ સર્વે દુઃખ તે દુઃખજ છે. સુખની સાથે દુઃખ પણ મનુષ્યોના ઉપર વિપરીતપણે ઉત્પન્ન થાય છે. કેટલાક અબુધ પુરૂષો એમ કહે છે કે બીજાને દુઃખ પડે તેમાં આપણને શું દુઃખ છે? જે પુરૂષ દુઃખને જાણતો નથી, તે એવી રીતે મોટા જન આગળ એમ બોલે છે. પણ દુઃખથી પીડિત થઇને જે શોક કરે છે, તે એ પ્રકારે બોલવાનો ઉત્સાહ કેમ રાખે? તે તો જેવું પોતાના ઉપર પડતું દુઃખ જાણે છે તે બીજાના દુઃખનો પણ રસજ્ઞ હોય છે. હે શત્રુને દમન કરનાર રાજા! મેં જે તારો અપકાર કર્યો છે તથા તેં જે મારો અપકાર કર્યો છે, તે સો વર્ષે પણ ભૂશી નંખાય એમ છે નહિ. આપણે બેની વચ્ચે એવું વૈર થઇ ગયું છે કે જેનો ફરીને સંધિ થાય નહિ; તને તારો પુત્ર ફરીફરીને સાંભરશે તથા તેમ તેમ તારા મનમાં નવું નવું વૈર ઉત્પન્ન થશે. જે મનુષ્ય અંતઘડી સુધીનું વૈર

થયા પછી તેની સાથે સંધિ કરવા ઇચ્છે છે, તો ભાગેલા માટીના વાસણને સાંધવાના મનોરથની પેઠે તેનો મનોરથ સિદ્ધ થતો નથી. જે પુરૂષ સ્વાર્થ શાસ્ત્ર ભણ્યો હોય તેના ઉપર વિશ્વાસ રાખવાથી સુખની પ્રાપ્તિ થતી નથી; એ વિષે શુક્રાચાર્યે પૂર્વે બે શ્લોક પ્રલ્હાદને કહ્યા હતા કે જે પુરૂષ શત્રુ ઉપર વિશ્વાસ રાખે છે, તે શત્રુ કદાચિત્ સત્યવાદી હોય કે અસત્યવાદી હોય તો પણ, તેના ઉપર શ્રદ્ધા રાખનારા પુરૂષો બંધનમાં પડે છે. અહીં દૃષ્ટાંત છે કે જેમ શત્રુએ દેખાડેલું મોઢા આગળનું મધ લેવા જનારના માર્ગમાં સૂકા ઘાસથી ઢાંકેલો કૂવો હોય તેને તે લોભથી ન જાણીને મધ લેવા જતાં જેમ કૂવામાં પડે છે તેમ શત્રુ ઉપર વિશ્વાસ રાખીને મનુષ્ય ફસાય છે. જેનાવડે કુળમાં દુઃખ ઉત્પન્ન થયેલું છે એવાં વૈર શાંત થતાં નથી. કદાચિત સામાસામી વૈર કરનારા બંને મરી પરવાર્યા હોય અને તે બંને કુળની પ્રજા તે વૈર વિષે કાંઇ જાણતી ન હોય તો પણ તેમના પૂર્વ વૈરનું કથન કરનાર કોઇ પણ પુરૂષ કુળમાં હોય છે. હે રાજન્! વૈર કરીને પછી જે પુરૂષ તેને શાંત કરવા ઇચ્છે છે તે જળથી ભરેલા ઘડાને પથ્થર ઉપર પછાડવા જેવું કૃત્ય કરે છે, એમ જાણવું. રાજાએ કોઇનું પણ ભૂંડું કર્યા પછી તેનો વિશ્વાસ કદાપિ કરવો નહિ. કેમકે બીજાને અપકાર કર્યા પછી તેના ઉપર વિશ્વાસ રાખવાથી દુઃખ ઉત્પન્ન થાય છે. બ્રહ્મદત્ત કહે છે,—તું કહે છે તેમ કેવળ અવિશ્વાસ રાખવાથી કોઇ પણ અર્થ સિદ્ધ થઈ શકે નહિ તથા કોઇ પણ અર્થની અભિલાષા પણ રાખી શકાય નહિ. ગમે તે એક તરફનો નિરંતર ભય રાખીને બેશી રહેવાથી તો મરણ તુલ્ય દશા પ્રાપ્ત થાય. પૂજની કહે છે,—જે પુરૂષને બંને પગે વ્રણ થયાં હોય તથા તે પગવડે તે માણસ ચાલવા લાગે તો તેના બંને પગ સૂજી જાય છે અને અત્યંત ગુપ્તપણે તે સ્થળની ધાતુઓ વિકાર પામે છે. વળી જે પુરૂષની આંખો દુખતી હોય તથા તે નેત્રવડે સામા આવતા વાયુ સામે જે જુએ છે, તો તે વાયુ નિશ્ચય તેના નેત્રને અત્યંત પીડા ઉત્પન્ન કરે છે. જે પુરૂષ મોહવડે દુષ્ટ માર્ગને પામીને તેને અનુસરે છે, તથા પોતાનું બળ જાણી શકતો નથી, તે મનુષ્યનું જીવતર તેજ તેનું મરણ સમજવું. જે ખેડૂત વૃષ્ટિકાળ જાણ્યા શિવાય ખેતર ખેડીને તેમાં અનાજ વાવે છે તો તેનો પુરૂષ પ્રયત્ન મિથ્યા જાય છે અને તેને ધાન્ય પ્રાપ્ત થતું નથી.

જે પુરૂષ નિત્યે કડવો, તુરો, મધુર અથવા સ્વાદિષ્ટ પણ હિતકર આહાર કરે છે તે આહાર તેને અમૃત સરખું ફળ આપે છે. જે મનુષ્ય મોહથી પથ્ય છોડીને દુષ્ટ ભોજન ખાય છે તથા તેનો પરિણામ જાણતો નથી તે પુરૂષનું જીવતર એજ તેનો મરણકાળ સમજવો. દૈવ અને પુરૂષપ્રયત્ન, એ બન્ને એક બીજાના ઉપર આધાર રાખીને રહેલા છે. તેમાંથી જેઓ ઉદાર એટલે મોટી બુદ્ધિવાળા છે તેઓ તો રૂડા પુરૂષપ્રયત્નનો આશ્રય કરે છે; પણ જેઓ બાયલા છે, તેઓ દૈવને આશરે બેશી રહે છે. તીક્ષ્ણ અથવા કોમળ, ગમે તેવું પણ પોતાનું હિત કરે એવું કર્મ કરવું; જે પુરૂષ કોઈ પ્રકારનું કર્મ કરતો નથી તે પુરૂષ આખરે નિષ્કિંચન થઇને અનર્થમાં ડુબી જાયછે એટલા માટે બીજા બધાય અર્થને દૂર કરીને પુરૂષે પરાક્રમ કરવું; એટલે સુધી કે તેણે ભલે સર્વસ્વનો ત્યાગ કરવો, પણ પોતાનું જેમાં હિત થતું હોય તેજ કરવું. વિદ્યા, શૌર્ય, દક્ષતા, બળ અને ધૈર્ય, એ પાંચ ગુણોને દેહની સાથે જન્મ પામેલા મિત્ર કહે છે. પંડિતો તેમનાવડે પોતાનો નિર્વાહ કરે છે. ઘર, સોનું, રૂપું, વગેરે ધાતુઓ, ખેતર, સ્ત્રી, અને મિત્રો, એટલાં પાંચ વાનાં ઉપહિત એટલે ઉતરતા દરજ્જાનાં હિત છે, તથા તે પુરૂષને સર્વે સ્થાનમાં મળી આવે છે. વિદ્યાદિક પૂર્વે કહ્યાં તેનાં ફળ એ છે કે તે પુરૂષને સર્વત્ર લાભ મળે છે તથા તે સર્વત્ર શોભે છે; તે કોઇને ભય ઉત્પન્ન કરતો નથી કે તેને બીજો કોઇ ભય ઉત્પન્ન કરતો નથી; તેમ તેને કોઇ ભય ઉત્પન્ન કરે તો તે બીહીતો પણ નથી. બુદ્ધિમાન પુરૂષનો અર્થ સ્વલ્પ હોય તથાપિ તે નિરંતર વૃદ્ધિ પામેછે; જે પુરૂષ દક્ષતાવડે કાર્ય કરતો નથી અથવા દક્ષતાનો સંકોચ બતાવે છે તેનો અર્થ માત્ર સ્થિર થાય છે, પણ વૃદ્ધિ પામતો નથી. જે અલ્પબુદ્ધિના પુરૂષો ઘરના સ્નેહમાં બંધાઇ રહેલા છે, તે પુરૂષોના માંસને, કરચલીનાં બચ્ચાં જેમ તે કરચલીના માંસને ખાઇ જાય છે તેમ, નઠારી સ્ત્રી ખાઇ જાય છે. જે પુરૂષોની બુદ્ધિ વિપરીત થઇ ગયેલી છે તેઓ એમ જાણે છે કે આ મારૂં ઘર, આ મારૂં ખેતર, આ મારા મિત્ર, આ મારો સ્વદેશ; અને એજ પ્રમાણે ઘણાક પુરૂષો મારૂં, મારૂં કરીને પીડિત થાય છે. જે દેશમાં પોતાનો જન્મ થયો હોય તે દેશમાં વ્યાધિ પ્રવેશ કરે અથવા દુકાળ પડે તો ત્યાંથી ઉતાવળે નીકળી જવું અને બીજા દેશમાં નિવાસ કરવાને જવું તથા ત્યાં નિરંતર માન-

સહિત નિવાસ કરવો. હે રાજન્! એટલા માટે હું અહીંથી નીકળીને બીજા સ્થળમાં જઇશ. પણ અહીં રહેવાની મારી ઇચ્છા નથી; કેમ કે તારા પુત્ર ઉપર મેં જે કૃત્ય કર્યું છે તે તથા તારા પુત્રે મારા ઉપર જે કૃત્ય કર્યું છે તે અનાર્ય કૃત્ય છે. નઠારી સ્ત્રી, નઠારો પુત્ર, નઠારો રાજા, નઠારો મિત્ર, નઠારો સંબંધ, અને નઠારૂં સ્થાન, એ છ નઠારી વસ્તુઓને દૂરથીજ તજવી. નઠારા પુત્ર ઉપર વિશ્વાસ રખાય નહિ; નઠારી સ્ત્રી ઉપર કામપ્રીતિ ક્યાંથી ઉપજે? નઠારા રાજ્યમાં નિર્વૃત્તિ પ્રાપ્ત થાય નહિ; નઠારા દેશમાં જીવિકા મળી શકે નહિ; નઠારા મિત્ર સાથે સમાગમ રહે નહિ, કેમ કે નિરંતર તેનું મન સ્નેહના સંબંધમાં અસ્થિર હોય છે; નઠારો સંબંધ કર્યો હોય અને કોઇક અર્થ વિપરીત બને તો તત્કાળ અપમાન પામવાનો વખત આવે. ભાર્યા તો તેનેજ જાણવી કે જે મધુર વચન બોલતી હોય; પુત્ર તો તેનેજ જાણવો કે જેનાથી નિર્વૃત્તિ પ્રાપ્ત થતી હોય; મિત્ર તો તેનેજ જાણવો કે જેના ઉપર વિશ્વાસ મૂકી શકાતો હોય; દેશ તો તેનેજ જાણવો કે જ્યાં જીવિકા ચાલી શકતી હોય. રાજા કદાચિત સખત શિક્ષા કરનારો હોય તો તેની ચિંતા નહિ; પણ જેના રાજ્યમાં બળાત્કાર થતો ન હોય તો તે રાજા ઉત્તમ છે એમ જાણવું. જે રાજાના રાજ્યમાં મનુષ્યોના અંતરમાં ભય નથી તથા જે રાજા દરિદ્ર પ્રજાને પાળવાને ઇચ્છે છે, તેજ ઉત્તમ રાજા. રાજા જ્યારે સારો ગુણવાન અને ધર્મનો પ્રવર્તાવનારો હોય ત્યારે સારી સ્ત્રી, સારો દેશ, સારા મિત્ર, સારા પુત્ર, સારા સંબંધી, સારા બાંધવ, એ સર્વે પ્રાપ્ત થાય છે. જે રાજા અધર્મી હોય તે ધર્મી પુરૂષોનો નિગ્રહ કરે છે તેથી તેની પ્રજા નાશ પામે છે. માટે રાજાએ સાવધાન રહીને ધર્મ, અર્થ, અને કામ એ ત્રિવર્ગના મૂળનું રક્ષણ કરવું. રાજા પ્રજાની પાસેથી છઠ્ઠો ભાગ બલિ લે છે, તેનો તેણે સદુપયોગ કરવો ઘટે છે; જો તે પ્રજાનું સારી રીતે રક્ષણ કરે નહિ તો તે રાજારૂપ તસ્કર જાણવો. જે રાજા બીજાને અભય આપીને દ્રવ્યના લોભથી તે પ્રમાણે કરતો નથી. તે અધર્મ બુદ્ધિવાળો રાજા સર્વ પ્રકારના લોભથી પાપી થઇને નરકમાં પડે છે. જે રાજા અભયદાન આપીને તેને પ્રમાણ કરે છે, તે રાજા પ્રજાનું ધર્મવડે રક્ષણ કરીને સર્વને સુખ કરનારો જાણવો. પ્રજાના પતિ મનુએ રાજાના આ સાત ગુણ કહ્યા છે; એવા કે, રાજા એ માતા, પિતા, ગુરૂ, રક્ષણકર્ત્તા, અ-

ગ્નિ, કુબેર અને યમ છે. રાજા પ્રજાનો પિતા છે; કેમ કે તે પ્રજા ઉપર કૃપા કરે છે. જે મનુષ્ય તે રાજા પ્રત્યે અવિનય કરે છે તે મનુષ્ય તિર્યક ગતિ (પશુ જેવી અવસ્થા) ને પામે છે. રાજા માતા જેવો છે; કેમ કે દીન પણ શરણે આવ્યો તો તે તેની પણ માતાની પેઠે સંભાવના કરે છે. રાજા અગ્નિ જેવો છે; કેમ કે તે અનિષ્ટ પુરૂષોને અગ્નિની પેઠે બાળે છે. તે યમ સરખો છે; કેમ કે અસત્પુરૂષોનું નિયમન કરે છે. કુબેરના સરખો તે મનુષ્યોના મનોરથ પૂર્ણ કરીને પોતાના ઇષ્ટજન ઉપર તે અર્થની વૃષ્ટિ કરે છે. તે કર્તવ્ય ધર્મનો ઉપદેશ કરે છે માટે ગુરૂ છે; તથા તે પાલન કરે છે માટે રક્ષક છે. જે રાજા પોતાના ગુણોવડે પોતાના નગરના અને દેશના લોકોને રંજન કરે છે, તે રાજાનું રાજ્ય ભ્રમણ થતું નથી; કેમકે તે પોતે ધર્મનું પાલન કરે છે. જે રાજા નગરના લોકની સંભાવના કેમ કરવી તે તથા દેશના લોકની સંભાવના કેમ કરવી તે જાણે છે તે રાજા આ લોકમાં તથા પરલોકમાં સુખ પામે છે. જે રાજાની પ્રજા કરના ભારથી પીડા પામીને નિરંતર ઉદ્વિગ્ન રહે છે, તથા અનર્થવડે કરીને તેમનો નાશ થાય છે તે રાજા પરાભવ પામે છે. જેમ સરોવરમાં કમળ ખીલે છે તેમ જે પ્રજા આબાદ થાય છે તે રાજા સર્વ ફળને ભોગવનારો થાય છે તથા સ્વર્ગલોકમાં પણ તે પૂજન પામે છે. હે રાજન્! બળવાન સાથે વિગ્રહ કરવો કદાપી પણ યોગ્ય નથી; જે પુરૂષ બળવાન સાથે વિગ્રહ કરે છે, તેને સુખ ક્યાંથી અને રાજ્ય પણ ક્યાંથી? ભીષ્મ કહે છે,—એ પ્રમાણે તે પક્ષીની માતાએ બ્રહ્મદત્ત રાજાને કહીને તથા તેની પાસેથી રજા માગીને પોતાની ઇચ્છામાં આવે તે દિશામાં તે ચાલતી થઇ. હે શ્રેષ્ઠ રાજન્! એ પ્રમાણે ચકી તથા બ્રહ્મદત્ત બનેની વચ્ચે જે સંભાષણ થયું તે મેં તને કહ્યું; હવે તું શું સાંભળવાને ઇચ્છે છે?

॥ एतत्तेब्रह्मदत्तस्यपूजन्यासहभाषितम् ।
॥ मयोक्तंनृपतिश्रेष्ठकिमन्यच्छ्रोतुमिच्छसि ॥ १२ ॥

इतिश्री महाभारते शां०प० ब्रह्मदत्तपूजन्योःसंवादे गु०भा०नवमोऽध्यायः॥९॥

**युधिष्ठिरउवाच** ॥ युगक्षयात्परिक्षीणेधर्मेलोकेचभारत ।
॥ दस्युभिःपीड्यमानेचकथंस्थेयंपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે ભારત ! હે પિતામહ ! યુગનો ક્ષય થવાથી, ધર્મનો ક્ષય થવાથી અને ચોર લુંટારાથી લોકો પીડા પામતા હોય ત્યારે શી રીતે રહેવું તે કહો. ભીષ્મ કહે છે,—હે ભારત ! આપત્‌કાળમાં આચરવાની નીતિ અને તે વખતે દયાનો ત્યાગ કરીને રાજાએ કેવી રીતે વર્તવું તે વિષે આ સ્થળમાં હું તને વર્ણવીને કહીશ. એ વિષે પણ ભારદ્વાજનો અને શત્રુંજય રાજાનો સંવાદરૂપ પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. સૌવીર દેશમાં મહારથી શત્રુંજય નામે રાજા થયો હતો. તે એક વખત ભારદ્વાજની પાસે જઇને અર્થનો નિશ્ચય પૂછવા લાગ્યો કે, જે અર્થ પ્રાપ્ત થયો નથી તેની અભિલાષા શી રીતે પૂર્ણ કરવી ? તથા પ્રાપ્ત થયેલા અર્થની વૃદ્ધિ શી રીતે કરવી ? તથા વૃદ્ધિ પામેલા અર્થનું રક્ષણ શાવડે કરવું ? તથા રક્ષણ કરેલા અર્થનો ઉપયોગ શી રીતે કરવો ? એ પ્રમાણે વિશેષે કરીને અર્થનો જેણે નિશ્ચય કરેલો છે એવા તે રાજાને, જેને વિષે અર્થનો નિશ્ચય જણાયલો છે એવા તથા હેતુવાળા અને ઉત્તમ તથા બ્રહ્માએ કહેલા વચનને ભારદ્વાજે કહ્યું. રાજાએ નિરંતર દંડ ઉગામીને રહેવું; નિરંતર તેણે પુરૂષ પરાક્રમ પ્રકટ કરતા રહેવું; સામાનું છિદ્ર ન હોય તેમાં પણ છિદ્ર શોધવાની ટેવ રાખવી તથા શત્રુઓનાં છિદ્રને જોઇને તેમાં પ્રવેશ કરવો. જે રાજા નિરંતર દંડ ઉગામીને રહે છે તેનાથી લોક ઘણો ત્રાસ પામે છે. એટલા માટે સર્વે પ્રાણિઓને દંડવડેજ વશ કરવાં. એ પ્રમાણે જે તત્વદર્શી પંડિતો છે તેઓ દંડને વખાણે છે. એટલા માટે એ ચારમાં દંડ મુખ્ય ગણાય છે. જે વૃક્ષમાંથી સર્વ કોઇનું જીવન થતું હોય તેનાં મૂળ કાપી નાખીએ તો સર્વેની જિવિકાનો નાશ થાય છે; માટે કોઈ વૃક્ષનાં મૂળ કાપી નાખીએ તો તેનાં ડાળાં પાંખડાં શી રીતે રહેશે? તેથી જે ડાહ્યો પુરૂષ હોય તેણે પ્રથમ તો શત્રુના પક્ષનું મૂળજ છેદવું. પછી તે મૂળની પેઠેજ તેના સહાય અને તેના પક્ષવાળાનું પણ છેદન કરવું. જે વખતે આપત્તિ આવી પડે તે વખતે સારી રીતે મંત્ર કરવો, સારી રીતે પરાક્રમ કરવું, સારી રીતે યુદ્ધ કરવું અને સારી રીતે નાશી પણ જવું પરંતુ વિચારતા રહેવું નહિ. વળી રાજાએ વાણીમાત્રમાંજ વિનય રાખવો પણ હૃદયમાં તો અસ્ત્રાની પેઠે તીક્ષ્ણ ધારવાળા થવું, વાણીમાં મૃદુવચનથી બોલવાનો આરંભ કરવો તથા કામ ને ક્રોધનો ત્યાગ કરવો. જે કાર્ય પોતાના દુશમનને સાથે રા-

બીને કરવાનું હોય તેમાં તેની સાથે સંધિ કરીને તેનો વિશ્વાસ કરવો નહિ; પણ કામ થાય કે તરતજ ત્યાંથી દૂર થઇ જવું એજ ડાહ્યા માણસનું કામ છે. શત્રુને પણ મિત્રરૂપે થઇને સાંત્વન વચનથીજ શાંત કરવો તથા જેમ ઘરમાં સર્પ હોય તેની પેઠે તેનાથી હમેશાં ત્રાસ પામતા રહેવું. જેવી પોતાની બુદ્ધિ હોય તે પ્રમાણે તેનો પરાભવ કરવો તથા જે બની ગયું તે અનિવાર્ય છે ઇત્યાદિ કહીને તેનું સાંત્વન કરવું. દુષ્ટ બુદ્ધિવાળા પુરૂષથી પ્રથમથીજ ચેતીને અને પંડિત શત્રુનું સમયોચિત કાર્યથી સાંત્વન કરવું. જે પોતાની આબાદી ઇચ્છતો હોય તેણે જરૂર હોય તો હાથ જોડવા, સોગન ખાવા, સામ વચન કહેવાં, માથાવડે નમસ્કાર કરીને બોલવું અને આંસુ લોહોવાં, એવાં કાર્ય પણ કરવાં. જ્યાં સુધી કાળ ફરી જાય ત્યાં સુધી શત્રુને ખભે બેસાડીને પણ ફરવું, પણ સમય અનુકૂળ આવ્યો જાણીને ઘડાને પથ્થર ઉપર પટકતાં વાર લગાડવી નહિ. હે રાજેંદ્ર ! આંબલીના બળતાની પેઠે એક મુહૂર્ત લગી પણ સારો પરિતાપ ઉત્પન્ન કરે તેમ પ્રદીપ્ત થવું; પણ છાલાંના અગ્નિની પેઠે જ્વાળ બાહાર કાઢ્યા શિવાય ઘણા કાળ લગી પુરૂષે ધૂમાયા કરવું નહિ. કૃતઘ્ન પુરૂષની સાથે નાના પ્રકારના અર્થના સંબંધ કરવા નહિ; જ્યાંસુધી આપણી સાથે સામા ધણીને અર્થ છે ત્યાંસુધી આપણે તેને જેમ નચાવવા ઇચ્છીએ તેમ તે નાચશે, પણ કામ થઇ રહ્યું એટલે આપણું અપમાન કરશે; એટલા માટે સર્વે કાર્ય કરવાં ખરાં પણ તેમાં કાંઇ પણ બાકી રાખવું. વળી રાજાએ કોયલ, વરાહ, મેરૂ, શૂન્યઘર, નટ અને ભક્તિ કરનારના મિત્ર એઓનું જેમાં કલ્યાણ થાય છે, તે તે ગુણ ધારણ કરવા. એટલે કોયલ જેમ પોતાના બચ્ચાનું બીજાની*પાસે પોષણ કરાવે છે, તેમ રાજાએ પણ પોતાના આઠે પ્રકારના અર્થ પ્રજા પાસેથી સિદ્ધ કરવા. તે આઠ પ્રકાર આ પ્રમાણે છે;—ખેતી, વેપાર, જંગલના માર્ગ, પૂલ, હાથી બાંધવા, ખાણ ખોદવી, કર લેવા, અને સંચય કરવો એ આઠ પ્રકારના અર્થ છે. એ આઠ પ્રકારના અર્થ પ્રજા પાસેથી આ રીતે સિદ્ધ કરવા,—જમીનદારો જે પોતાની જમીન ખેડે છે તેને ભાગે પડતી સરકારી જમીન પણ ખેડવા આ-

* કોયલ પોતાનાં ઈંડાં કાગડીના માળામાં મૂકે છે તથા કાગડી તેને પોતાનાં સમજીને સેવે છે, એવી કહેવત પ્રસિદ્ધ છે.

પરી તથા તેના વૃક્ષનું રક્ષણ પણ પોતાના વૃક્ષની પેઠે કરે તથા તેનું ઉત્પન્ન સરકારને આપે. પશુને પાળનારા ઢોરનો વેપાર કરે છે તેમણે પોતાનાં પશુ સાથે રાજાનાં પણ બળદ વગેરે પશુ રાખવાં તથા તેમનું પાલન કરવું. જંગલના માર્ગનું અમે રક્ષણ કરીએ છીએ એ બાહાનાથી મુસાફરો પાસેથી કર લેવો. નદી ઉપર પૂલ કર્યો હોય તે ઉપર થઇને જનારા પાસેથી પણ કર લેવો. રાજાએ હાથી રાખ્યા હોય તેની પણ ગામ પ્રમાણે વેહેંચણ કરી નાખીને તેનો ખરચ તે ગામ પૂરો કરે એમ કરવું. હીરા વગેરેની ખાણુ ખોદવાની પરવાનગી આપીને તે ઉપર પણ કર લેવો. ઉપજનો છઠ્ઠો ભાગ પ્રજા પાસેથી લેવો તથા તેનો સંચય કરવો. પણ બીજો ખરચ ઉપર કહ્યું તેમ પ્રજા દ્વારાજ અદા કરવો. એ રીતે કોયલ જેમ પોતાનું કલ્યાણ બીજાની પાસેથી સાધે છે, તેમ રાજાએ પણ પોતાનું કલ્યાણ પ્રજા પાસેથી સાધવું. બીજો ગુણ વરાહનો છે; વરાહ જેમ જમીનમાંથી મૂળ ખોદી કાઢે છે તેમ રાજાએ પણ દુશ્મનનાં મૂળ ખોદી કાઢવાનીજ ટેવ રાખવી. ત્રીજો ગુણ મેરૂનો છે; મેરૂ જેમ પોતાના સ્થાનમાંથી ડગતો નથી, તેમ રાજાએ પણ પોતાના સ્થાનમાં સ્થિર થવું. ચોથો ગુણ સૂના ઘરનો છે; સૂનું ઘર જેમ સંપત્તિની ઇચ્છા કરે છે તેમ રાજાએ પણ સંપત્તિની ઇચ્છા કરવી. પાંચમો ગુણ નટનો છે; નટ જેમ નાના પ્રકારનાં રૂપ ધારણ કરે છે તેમ રાજાએ ક્રોધી, પ્રસન્ન, સ્નેહયુક્ત, વગેરે નાના પ્રકારનાં રૂપ ધારણ કરવાં. ભક્તિ કરનારનો મિત્ર જેમ ભક્તિ કરનારનો ઉદય ઇચ્છે છે તેમ પોતે જેનું પાલન કરે છે એવી પ્રજાનો અભ્યુદય સદૈવ રાજાએ ઇચ્છવો. નિરંતર ઉદ્યોગી થઇને ઉઠીને શત્રુને ઘેર જવું તથા યદ્યપિ તેનું ભલે અકુશળ થતું હોય તથાપિ તેનું કુશળ પૂછવું. જે પુરૂષો આળસુ છે, જેઓ નામરદ છે, જેઓ અભિમાની છે, જેઓ લોક વાદથી ડરે છે, તથા જેઓ નિરંતર આશા રાખીને બેશી રહે છે, તેમને અર્થ પ્રાપ્ત થતા નથી. પોતાનું છિદ્ર શત્રુને જણાવા દેવું નહિ; પણ શત્રુનું છિદ્ર પોતે જાણવું; કાચબાની પેઠે પોતાનાં અંગ સંતાડવાં, તથા પોતાનું કલંક હોય તે ઢાંકવું. બગલાની પેઠે અર્થનું ચિંતવન કરવું; સિંહની પેઠે પરાક્રમ કરવું; વરૂની પેઠે પોતાનો શિકાર બીજાને હાથ જવા દેવો નહિ પણ જલદીથી ખાઇ જવો; તથા સસલાની પેઠે વખત આવ્યે કૂદી જતાં વાર

લગાડવી નહિ. મદ્યપાન, પાસા, સ્ત્રિઓ, મૃગયા, ગાયન, વાદિત્ર, એ સર્વ એક વિચારથી યુક્તિપૂર્વક સેવવાં, પણ તેમાં વ્યસની થવું નહિ; કેમકે તેમાં લપટાઇ પડવાથી દોષ ઉત્પન્ન થાય છે. ઘાસનું ધનુષ્ય કરવું; મતલબ કે વખત આવ્યે દર્ભની શળીથી પણ શત્રુની આંખ ફોડી નાખવી, પણ હથિયાર નથી; શાવડે પ્રહાર કરૂં ? એમ સમય ચૂકવો નહિ. મૃગની પેઠે સૂઇ જવું; એટલે હરણ અચેતન જેવું અને અસાવધ જેવું પડેલું હોય છે પરંતુ ભય આવ્યો કે એકદમ કૂદીને દૂર જતું રહે છે પણ શત્રુથી પકડાતું નથી; તેમ રાજાએ પણ ગમે તે અવસ્થામાં હોઇને પણ શત્રુના કબજામાં સપડાવું નહિ. આંધળા થવાની વેળાએ આંધળા થવું અને બેહેરા થવાની વેળાએ બેહેરા પણ થવું. એટલે વખતે દીઠું અણદીઠું કરવું તથા સાંભળ્યું નાસાંભળ્યું કરવું. વિચક્ષણ પુરૂષે દેશકાળ અનુકૂળ પ્રાપ્ત થાય કે તરત પરાક્રમ કરવું. કેમકે દેશકાળ વીત્યા એટલે કરેલું પરાક્રમ નિષ્ફળ થાય છે. પોતાનો અનુકૂળ સમય અને વિપરીત સમય, પોતાનું બળ તથા નિર્બળતા, પોતાનું બળ તથા શત્રુનું બળ, એ સર્વ જાણીને પોતાની યોજના કરવી. દંડવડે નમેલા શત્રુને જે રાજા પકડીને વશ કરી લેતો નથી તે, ખચરી જેમ ગર્ભ* ધારણ કરે છે અને મૃત્યુ પામે છે તેમ પોતાને હાથે પોતાનું મોત ગ્રહણ કરી લે છે. રાજાએ વાંઝીયા વૃક્ષની પેઠે અત્યંત પુષ્પવાળા પણ ફળ વિનાના થવું; અર્થાત્ બહુ લાલચ બતાવવી પણ તે સફળ કરવી નહિ. વળી રાજાએ ફળવાળા થવું તો તે ફળ દુઃખે કરીને પ્રાપ્ત થાય તેવું કરવું. વળી તેણે પાકા ફળની પેઠે સુંદર રંગ દેખાડીને અંદરખાનેથી કાચા ફળ જેવા થવું. એટલે શત્રુ જાણે કે આમાંથી મધુર સ્વાદ મળશે, પણ ચાખે ત્યારે ખારો રસ અનુભવીને ખેદ પામે. તથા રાજાએ કોઇના ભમાવ્યા ભમવું નહિ. રાજાએ આશા આપવી પણ તેનો અમુક વખત રાખવો; તે વખતમાં વિઘ્ન આણી મૂકવું; તે વિઘ્ન થવાનું નિમિત્ત યોજવું; તથા તે નિમિત્ત પણ કોઇ હેતુથી ઉત્પન્ન કરવું. એટલે તે નિમિત્તને પણ હેતુ જોઇએ; પોતાને માથે લેવું નહિ. જ્યાંસુધી ભય આવ્યું ન હોય ત્યાંસુધી

---

* એમ કહેવાય છે કે ગધેડી અને ઘોડાનો સંયોગ થવાથી જે ગર્ભ રહે છે તે પેટ ફોડીને જન્મે છે.

પ્રત્યેક ક્રિયા ભય પામેલાની પેઠે કરવી; પણ ભય આવ્યું એટલે પછી નિર્ભયની પેઠે તે ઉપર પ્રહાર કરવો. કોઇ પણ પુરૂષ સંશય ઉપર અસ્વાર થયા વિના સારૂં ફળ પામી શકતો નથી; પણ જો તે સંશય ઉપર પણ સ્વાર થઇને તે કાર્ય કરે છે અને તેમ કરતાં જો જીવતો રહે છે તો ઉત્તમ ફળ તેને પ્રાપ્ત થાય છે. જે ભય પ્રાપ્ત થયું નથી તેની ખબર મેળવવી; ભય પ્રાપ્ત થાય ત્યારે તેને કબજામાં રાખવું અર્થાત્ નાશ કરવો. વળી ફરીને તે ભય વૃદ્ધિને પાંમે માટે સર્વદા સાવધ થઇને તે ઉપર લક્ષ્ય રાખવું. જે સમયે જે સુખ પ્રાપ્ત થયું હોય તેનો ત્યાગ કરવો તથા જે સુખ પ્રાપ્ત થયું નથી તેની આશા રાખવી એ બુદ્ધિમાનની નીતિ નથી. જે પુરૂષ શત્રુ સાથે સંધિ કરીને તે ઉપર વિશ્વાસ રાખીને સુખે સૂઇ રહે છે, તે વૃક્ષની ટોચ ઉપર સૂતેલા પુરૂષના જેવો જાણવો; જ્યારે તે પડે છે ત્યારેજ તે જાગે છે. કઠોર કે કોમળ ગમે તેવા કર્મે કરીને પણ દીન પુરૂષનો તથા પોતાનો દુ:ખમાંથી ઉદ્ધાર કરવો; અને જો સામર્થ્ય હોય તો ધર્મ કરવો. જે પોતાના શત્રુના શત્રુઓ હોય તે સઘળાનું પણ સેવન કરવું; તથા પોતાના જે જાસુસોને શત્રુઓએ મારી નાખ્યા હોય તેની પણ તજવીજ કરતાં રહેવું. જાસુસ એવો કરવો કે જેને પોતાના પક્ષના કે શત્રુના પક્ષના કોઇ ઓળખે નહિ. પાખંડધર્મ આચરનારા તથા તપસ્વી વગેરેને જાસુસ કરીને શત્રુના રાજ્યમાં મોકલવા. બાગબગીચાઓમાં, મઠમાં, પરબોમાં, ધર્મશાળાઓમાં, દારૂનાં પીઠામાં, સાર્વજનિક મકાનોમાં, તીર્થમાં, અને સભાસ્થળોમાં ધર્મનો ડોળ ધારણ કરનારા, પાપીઓ, ચોર અને લોકમાં કંટકરૂપ, એવા લોકો આવે છે, તેમને ઓળખવા તથા તેમનો નાશ કરવો. જે વિશ્વાસ કરતો હોય નહિ તેના ઉપર વિશ્વાસ કરવો નહિ તથા વિશ્વાસ કરતો હોય તેના ઉપર પણ અતિશય વિશ્વાસ કરવો નહિ; કેમ કે વિશ્વાસ કરવાથીજ ભય ઉત્પન્ન થાય છે, માટે પરીક્ષા કર્યા શિવાય વિશ્વાસ કરવો નહિ. તત્વરૂપ હેતુવડે શત્રુને પોતાના ઉપર વિશ્વાસ ઉપજાવીને તે લગાર પોતાના સ્થાનમાંથી ચલિત થાય કે સમય જોઇને તેના ઉપર પ્રહાર કરવો. જેની શંકા કરવી સંભવતી નથી તેવા પુરૂષની પણ શંકા કરવી તથા જે આપણાથી શંકા રાખતો હોય તેનાથી તો નિરંતર શંકાયુક્ત રહેવું. કેમ કે જેની આપણે શંકા કરતા નથી તેનાથી જો ભય ઉત્પન્ન થયું તો તે મૂળસહિત નાશ કરે છે.

ધ્યાન આપવાવડે, મૌન ધારણ કરવાવડે, કાષાય (ભગવાં) ધારણ કરવાવડે અને જટા તથા મૃગચર્મ ધારણ કરવાવડે શત્રુને વિશ્વાસ ઉત્પન્ન કરીને વરૂની પેઠે તેને જલદી ખાઇ જવો અર્થાત્ નાશ કરવો. જે રાજા પોતાનો અભ્યુદય ઇચ્છતો હોય તેણે ગમે તો પોતાનો પુત્ર હો કે ગમે તો પોતાનો ભાઇ હો, ગમે તો પોતાનો પિતા હો કે ગમે તો પોતાનો મિત્ર હો, પણ જો પોતાના અર્થમાં તે વિઘ્ન કરનારો હોય તો તેને હણવો. કદાપિ પોતાનો ગુરૂ હોય અને તે ગર્વિષ્ટ થયો હોય તથા કાર્ય અકાર્યમાં સમજતો ન હોય, તેમ અવળે માર્ગે ચાલતો હોય તો રાજદંડ વડે તેને પણ શિક્ષા કરવી યોગ્ય છે. રાજાએ ચઢાઇનો ઉદ્યોગ કરવાવડે અથવા શત્રુની નિંદા પસારવાવડે અથવા કોઇને કાંઇ આપવાવડે પણ તીક્ષ્ણ ચાંચવાળા પક્ષીની પેઠે શત્રુના ફળનાં પુષ્પનો નાશ કરવો. મતલબ કે ધર્મ, અર્થ આદિક પુરૂષાર્થ એ ફળ છે તથા તેનાં સાધન એ પુષ્પરૂપ છે. માટે શત્રુના પુરૂપાર્થનાં સાધનોનો નાશ કરવો. શત્રુનાં મર્મ છેદ્યા શિવાય, દારૂણ કર્મ કર્યા શિવાય, તથા માછલાં મારનાર માછીની પેઠે અનેક જીવ ઉપર પ્રહાર કર્યા શિવાય મોટી રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થતી નથી. જાતિવડે કરીને કોઇ કોઇનો શત્રુ નથી, તેમ મિત્ર પણ નથી; સામર્થ્યના યોગથી મિત્ર અને શત્રુઓ ઉત્પન્ન થાય છે. જો શત્રુ કબજામાં આવ્યો હોય અને તે દયા ઉપજે એમ બોલતો હોય તથાપિ તેને છોડવો નહિ; પૂર્વે આપણા ઉપર અપકાર કરનારને હણવોજ; તેમ કરવામાં કાંઇ મનમાં દુઃખ લાવવું નહિ. પોતાનો અભ્યુદય ઇચ્છનારે સત્પુરૂષોનો સંગ્રહ કરવામાં તથા તેમના ઉપર મેહેરબાની કરવામાં અસૂયા બુદ્ધિ તજીને સર્વદા યત્ન કરવો; તથા તેજ પ્રમાણે અસત્પુરૂષોનો નિગ્રહ પણ કરવો. શત્રુને મારતાં મારતાં પણ મીઠુંજ બોલવું; પ્રહાર કરીને પછીથી પણ મધુરજ બોલવું; તરવારથી શત્રુનું માથું કાપીને પણ શોક કરવો તથા રડવું. પોતાનો ઉદય ઇચ્છનારાએ સાંત્વન ઉપાયવડે તથા સહનશીલતાવડે શત્રુને પણ નિમંત્રણ કરવું; કેમ કે એ લોકને પ્રસન્ન કરવા માટે છે. *શુષ્ક વૈર કોઇની સાથે કરવું નહિ તથા બાહુવડે (વામો નાખીને) નદી તરવી નહિ. જેમ ગાયનાં શીંગડાંનું ભક્ષણ કરવું તેથી કાંઇ અર્થ સરતો નથી તથા આયુષ્ય પણ વધતું નથી; માત્ર દાંત પડી

*જેમાંથી કાંઇ ફળ થાય નહિ તેને શુષ્ક વૈર કહે છે.

જાય છે અને રસ પ્રાપ્ત થતો નથી, તેમ શુષ્ક વૈર કરવાથી હાનિ માત્ર થાય છે અને અર્થ સરતો નથી. ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગની ત્રણ પ્રકારની પીડાઓ છે તથા ત્રણ પ્રકારના તેના અનુબંધ છે; માટે અનુબંધને જાણીને પીડાઓનો ત્યાગ કરવો. એની મતલબ એ છે કે, ધર્મ કરવા જતાં અર્થની પીડા થાય છે અને અર્થ સંચય કરવા જતાં ધર્મની પીડા થાયછે; તથા કામ સિદ્ધ કરવા જતાં ધર્મ તથા અર્થ એ બન્નેની પીડા થાય છે. પીડા થાયછે એટલે નાશ પામે છે એમ સમજવું. એટલે ધર્મ કરવા જતાં અર્થ, અર્થ સાધતાં ધર્મ, અને કામ સાધતાં બન્ને નાશ પામે છે. 'અનુબંધ' ફળને કહે છે. પામર પુરૂષોને ધર્મનું ફળ અર્થ, અર્થનું ફળ કામ, અને કામનું ફળ ઇન્દ્રિયોને આનંદ, એ પ્રકારે છે; પણ જ્ઞાનીઓને મતે તો ધર્મનું ફળ ચિત્તશુદ્ધિ, અર્થનું ફળ યજ્ઞ અને કામનું ફળ જીવન માત્ર, એટલુંજ છે. એ ત્રિવર્ગમાં બળાબળ જાણીને અનુબંધ એટલે ફળની ઇચ્છા કરવી અને પીડાનો ત્યાગ કરવો, એ તાત્પર્ય છે. ઋણ, અગ્નિ, અને શત્રુ એ ત્રણમાંથી જરા પણ જો કાંઇ શેષ રહે તો તે ફરી ફરીને વૃદ્ધિ પામે છે, માટે એ ત્રણમાંથી કાંઇ પણ શેષ રહેવા દેવું નહિ. વૃદ્ધિ પામતું ઋણ, પરાભવ પામેલા શત્રુ, અને ઉત્પન્ન થયેલા વ્યાધિ, એ ત્રણની જો ઉપેક્ષા કરવામાં આવે (એટલે દરકાર ન કરવામાં આવે) તો તેઓ તીવ્ર ભય ઉત્પન્ન કરે છે. જે કાર્ય કરવું તે સારી રીતેજ પૂરેપૂરૂ કરવું અને સર્વદા સાવધાન રહેવું; કાંટો પણ જો સારી રીતે પગમાંથી કાઢી ન નાખ્યો હોય, અને અણું જેટલો પગમાં રહી ગયો હોય તો તે ઘણા કાળ લગી વિકાર કરે છે. શત્રુના દેશને નાશ કરવાના ત્રણ ઉપાય છે, એટલે મનુષ્યોનો વધ કરીને, માર્ગમાં લૂંટ, ચોરી, વગેરે ઉત્પન્ન કરીને માર્ગ દૂષિત કરીને, તથા લોકોનાં ઘરનો નાશ કરીને શત્રુના દેશને નાશ કરવો. રાજાએ ગીધની પેઠે દૂરદર્શી થવું; બગલાની પેઠે નિશ્ચળ થઇને ગુપચુપ બેશી રહેવું; કૂતરાની પેઠે જાગ્રત તથા ચોરની સૂચના કરનારા થવું; સિંહની પેઠે પરાક્રમી તથા ઉદ્વેગ વિનાના થવું; કાગડાની પેઠે મનુષ્યનાં ચેષ્ટિત જાણનારા તથા શંકાવાળા થવું; તથા સાપની પેઠે બીજાએ કરેલા કિલ્લામાં પેશીને તે બથાવી પડનારા થવું. પોતાના કરતાં અધિક શૂરો હોય તેને હાથ જોડીને મિત્ર કરવો; બીકણ હોય તેના મંત્રિમંડ-

કળમાં કે સરદારોમાં ફુટફાટ કરીને તેને ભેદ પમાડવો; લોભી હોય તેને દ્રવ્ય આપીને વશ કરવો તથા જે સમાન હોય તેની સાથે યુદ્ધ કરીને તેને વશ કરવો. જૂદી જૂદી જાતના મનુષ્યો એક કાર્યમાં સામેલ થયેલા હોય તેને શ્રેણી કહે છે. એવા શ્રેણીના મુખ્ય નાયકને શત્રુઓ ભેદ પમાડતા હોય ત્યારે તથા તેમના મિત્રોની આરાધના બીજા કોઇ ( શત્રુઓ ) કરતા હોય ત્યારે તથા સર્વે અમાત્યોનો એક સમુદાય થઇને તેમની એક સલાહ થતી હોય તો ત્યારે તેમજ તે અમાત્યોને શત્રુ ભેદ પમાડતા હોય ત્યારે પણ તે અમાત્યોનું ભેદથી રક્ષણ કરવું. સારાંશ કે શત્રુઓ પોતાના દાસવર્ગને કે તેમના મિત્રોને ફોડવાને મથતા હોય તો તેમ થવા દેવું નહિ. રાજા જો અત્યંત કોમળ થાય ત્યારે બીજાઓ તેની અવગણના કરે છે, તથા તે અત્યંત તીક્ષ્ણ થાય છે ત્યારે તેઓ તેનાથી ત્રાસ પામે છે; માટે કોમળ થવાને વખતે રાજાએ કોમળ થવું તથા તીક્ષ્ણ થવાને વખતે રાજાએ તીક્ષ્ણ થવું. જે કોમળ હોય તેને પણ તું કોમળ ઉપાયથી છેદજે; તેમજ કઠિણ હોય તેને પણ કોમળ ઉપાયથી છેદી શકાય છે. કોમળ ઉપાયથી કાંઇ ન બની શકે એમ નથી. માટે કોમળ છે, તે તો અત્યંત તીક્ષ્ણમાં તીક્ષ્ણ છે. જે પુરૂષ સમય આવ્યે કોમળ થાય છે તથા સમય આવ્યે કઠિન થાય છે, તે પુરૂષ શત્રુઓને વશ કરે છે તથા તેમના માથા ઉપર ચઢી બેસે છે. બુદ્ધિમાન પુરૂષ સાથે વિરોધ કરીને 'હું તેનાથી દૂર છું માટે મને એ શું કરનાર છે ?' એમ વિશ્વાસ રાખવો નહિ. બુદ્ધિમાનના બાહુઓ ઘણા લાંબા છે અને તેમના ઉપર જો પ્રહાર કર્યો તો તેઓ તે લાંબા બાહુઓવડે મારી નાખે છે. જેની પાર જઇ શકાય નહિ તે તરવાનો આરંભજ ન કરવો; તથા જે હરણ કરી લીધા પછી બીજો પુરૂષ તે આપણી પાસેથી હરણ કરી જાય તેનું હરણજ કરવું નહિ; જેનું મૂળ ખોદીને તે કાઢી શકાય નહિ તેને ખોદવાનો આરંભજ ન કરવો તથા જેનું માથું પૃથ્વી ઉપર પાડી શકાય નહિ. તેને હણવોજ નહિ. આ નીતિ જે મેં તને કહેલી છે તે પાપથકી સંયુક્ત છે, માટે સર્વદા પુરૂષે એ આચરવા જોગ નથી; પણ શત્રુઓજ જ્યારે એ નીતિની યોજના કરી તારા ઉપર સંકટ આણે ત્યારે શા માટે તે નહિ યોજવી ? અર્થાત્ યોજવીજ. માટે આપત્કાળે યોજવાના અભિપ્રાયથી તારૂં

હિત ઈચ્છીને આ નીતિ મેં તને કહેલી છે. પોતાનું હિત ઇચ્છનારા તે બ્રાહ્મણે યથાર્થ વચન કહેલું સાંભળીને પરાક્રમી સુવીર દેશના રાજાએ તે પ્રમાણે કર્યું તથા બાંધવો સહિત તેણે પ્રકાશમાન રાજ્યલક્ષ્મી ભોગવી.

यथावदुक्तंवचनंहितार्थिनानिशम्यविप्रेणसुवीरराष्ट्रपः ।

तथाकरोद्वाक्यमदीनचेतनःश्रियंचदीप्तांबुभुजेसबांधवः ॥ ७१ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि आ० कणिकोपदेशोनाम गु० मा०

दशमोऽध्याय ॥ १० ॥

---

**युधिष्ठिरउवाच** ॥ हीनेपरमकेधर्मेसर्वलोकाभिलंघिते ।

॥ अधर्मेधर्मतांनीतेधर्मेचाधर्मतांगते ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—જ્યારે ઉત્તમ ધર્મ હીનતા પામી જાય તથા સર્વ લોકો તેનું ઉલ્લંઘન કરે, તેમજ જ્યારે અધર્મ એજ ધર્મરૂપ મનાય અને ધર્મ એ અધર્મરૂપ મનાય, જ્યારે મર્યાદાઓ તૂટી જાય તથા જ્યારે ધર્મનો નિશ્ચય ક્ષોભ પામે, હે રાજન્! જ્યારે રાજાઓ અથવા બીજા શત્રુઓ લોકોને પીડા કરે, સર્વે આશ્રય મોહ પામી જાય, કર્મનો નાશ થઇ જાય, હે ભારત! કામથી, લોભથી કે મોહથી કર્ત્તવ્ય કર્મ કોઇ કરે નહિ તથા જ્યાં ત્યાં ભય જોવામાં આવે, હે રાજન્! જ્યારે સર્વ સ્થળમાં અવિશ્વાસ વ્યાપી જાય તથા નિરંતર સર્વના મનમાં ભય તાજો થઈ રહેલો હોય, જ્યારે કપટ કરીને લોકો એક બીજાને હણતા હોય તથા પરસ્પર એક બીજાને છેતરતા હોય, સધળો દેશ ચારે પાસેથી એવી રીતે સળગી ઉઠ્યો હોય અને બ્રાહ્મણો અતિશય પીડા પામતા હોય, વર્ષાદ વરસતો ન હોય, તથા અરસ્પરસ ભેદ બુદ્ધિ ઉત્પન્ન થઇ રહી હોય, જ્યારે પૃથ્વી ઉપર ઉપજીવિકાના તમામ પદાર્થોની લૂંટાલૂંટ થઇ રહી હોય તથા ચોર લોકો તે ઉપર સર્વદા તકાશી રહ્યા હોય, એવે વખતે, હે રાજન્! પુત્ર તથા પૌત્ર વગેરે કુટુંબવાળો બ્રાહ્મણ, જે પોતાના કુટુંબનો ભૂખમરો જોઇને દયા લાવીને તેમનું દુઃખ સહન કરી શકતો ન હોય તે, એવો અધમ કાળ આવેલો જોઇને એ આપત્તિનો કાળ શી રીતે કાઢે? હે પિતામહ! તે તમે મને કહો. હે પરંતપ, એવી રીતે લોક પાપમય થઇ જાય ત્યારે રાજાએ શી

રીતે વર્તવું કે જેથી તે ધર્મથી અને અર્થથી હીન થાય નહિ ? ભીષ્મ કહેછે, હે મહાબાહો ! પ્રજાનું યોગક્ષેમ, સારી વૃષ્ટિ, વ્યાધિઓ, મરણ અને ભય એ સર્વેનું મૂળ રાજા છે. હે ભરત શ્રેષ્ઠ ! સત્યયુગ, ત્રેતા, દ્વાપર અને કલિયુગ એ ચારે યુગનું પણ મૂળ રાજા છે એમ મારૂં માનવું છે; એમાં કાંઇ સંશય નથી. એમ હોઇને પણ પ્રજાને દોષ પમાડનાર સમય આવે ત્યારે રાજાએ વિજ્ઞાન બળ ધારણ કરીને જીવિકા કરવી. આ વિષે પણ ચાંડાળના ઘરમાં ચાંડાલ અને વિશ્વામિત્રનો સંવાદ થયો હતો તેનો પુરાતન ઇતિહાસ કહેવામાં આવે છે. ત્રેતા અને દ્વાપર યુગની સંધિમાં દૈવયોગથી એક વખત બાર વર્ષની ભયાનક અનાવૃષ્ટિ થઇ હતી. તે વખતે પ્રજાની અતિશય વૃદ્ધિ થઈ ગઇ હતી, તેમનો તે યુગનો અંતકાળ પ્રાપ્ત થયો હતો; તે સમયે ત્રેતાયુગ પૂરો થઇ રહેલો હતો અને દ્વાપર યુગનો પ્રવેશ થતો હતો. ઇંદ્ર તે વખતે વરસ્યો નહિ અને બૃહસ્પતિ પણ વક્રીભાવ પામ્યો હતો તથા ચંદ્રમા પણ વિપરીત લક્ષણવાળો થઇને દક્ષિણ માર્ગે ગમન કરતો હતો. ધૂમર પણ વરસતું નહોતું તો પછી વાદળાં તો શાનાંજ હોય ! નદીઓમાંથી પાણી ઘટી ગયું હતું અને જમીનમાં કાંઇક ઊંડી જતી રહેલી હતી. તળાવો, સરોવરો, નદીઓ, કૂવા, ઝરણ, એ સર્વે ઝાંખાં થઈ જઇને દેખાતાં પણ નહોતાં તથા ઇશ્વરકૃત જળસ્થાનમાં પણ પાણી દેખાતું નહોતું. જળસ્થાન જેમાંથી સૂકાઇ ગયાં છે તથા બંધ પડી છે મુસાફરોને વિસામવાની જગા પરબો જેમાં એવી, જેમાં યજ્ઞ, સ્વાધ્યાય, વષટ્કાર, અને મંગળ શબ્દ બંધ થઈ ગયા છે, ખેતી જેમાંથી નાશ પામી છે, પશુ પાલન જેમાંથી ભાગી પડયું છે, આપવા લેવાનો વેહેવાર જેમાં ચાલતો નથી એવી દુકાનો બંધ પડેલી જેમાં છે, યૂપ અને યજ્ઞ સામગ્રીઓ જ્યાં જોવામાં આવતી નથી, મહોત્સવ જેમાંથી નાશ પામ્યા છે, હાડકાંના સમુદાય જ્યાં ઠામ ઠામ વેરાયલા દૃષ્ટિએ પડે છે, પ્રાણીઓના મોટા ઘોર શબ્દોથી જે વ્યાપ્ત થયેલી છે, મોટાં મોટાં નગર જેમાં ખાલી ખંડેર થઇ પડેલાં છે, ગામ અને ઘર જેમાં બળી ગયાં છે, કોઇ સ્થળમાં ભયાનક બનાવ બનવાથી, કોઈ જગોએ હથિઆરોવડે કાપાકાપી ચાલવાથી, કોઇ જગોએ રાજાઓના જુલમથી પીડા પામવાથી અને કોઇ જગોએ પ્રજામાં પરસ્પર ભય ઉત્પન્ન થવાથી ભારે વસ્તિ જેમાંથી

ઉજડ થઈ ગઇ છે, દેવતાઓનાં સ્થાન જેમાંથી નાશ પામેલાં છે, વૃદ્ધ લોકોનો જેમાંથી ત્યાગ કરેલો છે, ગાય, બકરી, બોકડી, ભેંશ, ઇત્યાદિ દૂધ આપે એવાં પશુ વિનાની, પરસ્પર એક બીજાથી હણાયલી, બ્રાહ્મણોનો જેમાંથી નાશ થયેલો છે, સર્વત્ર રક્ષણનો પણ જેમાંથી નાશ થયેલો છે, ઓષધિના સંચય જેમાંથી નાશ પામેલા છે, જાણે સર્વે પ્રાણી માત્રના એક મોટા સ્મશાનનો વૃક્ષ હોય નહિ, તેના જેવી તે સમયે પૃથ્વી થઇ ગઇ હતી. હે યુધિષ્ઠિર ! સામાસામી જેમાં ભય ઉત્પન્ન થાય છે એવા ધર્મ રહિત તે સમયમાં મનુષ્યો ઘણા ક્ષુધાતુર થવા લાગ્યા અને પરસ્પર ખાઇ જવા લાગ્યા. ઋષિઓ પણ પોતાના નિયમોને તજીને તથા અગ્નિ અને દેવતાઓને તજીને તેમ પોતાના આશ્રમોને પણ છોડી દેઇને અહીંથી તહીં દોડતા હતા. તે વખતે બુદ્ધિમાન્ એવા ભગવાન્ વિશ્વામિત્ર મહર્ષિ પણ ક્ષુધાથી અત્યંત વ્યાપ્ત થઈને ઘર છોડીને ચારે પાસે ભટકતા હતા. કોઇ એક જનસમુદાયમાં પોતાની સ્ત્રી અને પુત્રોને છોડીને ભક્ષ્ય તથા અભક્ષ્ય સર્વે જેને સમાન છે એવી અવસ્થા પામીને સ્થાન વિનાના તથા અગ્નિના નિત્ય હોમ વિનાના તે ઋષિ ભટકવા લાગ્યા હતા. તે એક વખત કોઇક જંગલમાં ભમતાં ભમતાં પ્રાણિઓનો ઘાત કરનાર, હિંસક એવા ચાંડાળ લોકોની વસ્તીમાં જઇ પડ્યા. ભાગેલાં માટીનાં લોટાંનાં ઠીકરાં ત્યાં વેરાયલાં હતાં, કૂતરાનાં ચામડાં કાપવાનાં કાતાં તે સ્થળમાં નજરે આવતાં હતાં, ભૂંડ અને ગધેડાનાં ભાગેલાં હાડકાં, ઠાચલાં અને ભાજેલા ઘડાથી તે જગો યુક્ત હતી. મડદાં ઉપર ઓઢાડેલાં કપડાં ચારે પાસે સૂકવેલાં હતાં, મડદાંને પેહેરાવેલી માળાઓ વગેરેના નિર્માલ્યથી તે સ્થાન અલંકૃત થયેલું હતું. સાપની કાંચળીઓની માળાથી તેમના ઘરને અને ઝૂંપડાંને ચિન્હિત કરેલાં હતાં. ઘણા કૂકડા ત્યાં બોલતા હતા તથા ગધેડાના ભૂંકવાથી તે સ્થળ શબ્દાયમાન થઇ ગયેલું હતું. ઘરમાં ચાંડાળો કઠોર વચન બોલીને માંહોમાંહે લડાઇ કરીને સોર કરતા હતા. પાસેનાં ઝાડ ઉપર ચારે પાસે ઘૂડ પક્ષીઓ કઠોર શબ્દ બોલતાં હતાં. મલિન દેવતાઓનાં સ્થાનકોથી તે સ્થાન વિંટાયલું હતું. લોઢાની ઘંટાઓ થકી અલંકૃત કરેલા કૂતરાઓનાં ટોળાં તેની ચારે પાસે વીંટાઇ વળેલાં હતાં. એવા ચાંડાલોની વસ્તિના સ્થાનમાં ભૂખથી પીડાયલા મહાઋષિ વિશ્વામિત્રે પ્રવેશ કર્યો

અને આહાર શોધવામાં ઉદ્યોગી થઇને પરમ યત્ન કરવા લાગ્યા. તે કૌશિક મુનિએ ચાંડાલોની વસ્તિમાં ઘેર ઘેર ભીખ માગી પણ તેને માંસ, અન્ન, ફળ, મૂળ કે બીજું પણ કાંઇ જે પેટમાં હોમી શકાય એવું કાંઇ કોઇ જગોએથી પ્રાપ્ત થયું નહિ. પછી ફરી ફરીને થાકયા ત્યારે તે કૌશિક મુનિ બોલ્યા કે અરે! આ તે ખરેખરૂં કષ્ટ હું પામ્યો છું. હવે નિશ્ચય મરણ સંકટ મને પ્રાપ્ત થશે. એ નિશ્ચય કરીને નિર્બળતાને લીધે કૌશિકમુનિ તે ચાંડાલોના વાસમાં જમીન ઉપર પડ્યા. હે રાજાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! પછી તે મુની વિચાર કરવા લાગ્યા કે હવે હું શું કરૂં કે જેથી મારો અર્થ સિદ્ધ થાય અને મારૂં આ રીતે મિથ્યા મોત થાય નહિ. પછી હે રાજન્! તે મુનિએ તે ચાંડાળના ઘરમાં તત્કાળ શસ્ત્રે કરીને હણેલા કૂતરાના માંસની નસાઓની જાળ વિસ્તારીને મૂકેલી દીઠી. તે જોઇને તે મુનિ વિચારવા લાગ્યા કે હવે આ વખતે મારે ચોરી કરવી ઘટેછે. કેમ કે ચોરી શિવાય હવે બીજો ઉપાય મારા પ્રાણ બચાવવાને અર્થે મને માલમ પડતો નથી. કેમ કે આપત્કાળ આવે ત્યારે મોટાએ પણ ચૌર્ય કર્મ કરવું એ શ્રેષ્ઠ ગણેલું છે. તથા પ્રાણનું રક્ષણ કરવાને બ્રાહ્મણે પણ ચૌર્ય કર્મ કરવું, એ નિશ્ચય છે. પ્રથમ હીન એટલે અધમ પુરૂષો પાસેથી ચોરી કરવી. તેથી કાર્ય ન બને તો પછી સમાન પુરૂષો પાસેથી ચોરી કરવી; અને તેથી પણ કાર્ય ન બને એમ હોય તો ધર્મવાળા અને ઉત્તમ પુરૂષ પાસેથી ચોરી કરવી. એટલા માટે ભક્ષ્ય વિના હવે મારા પ્રાણ જવા તત્પર થયા છે, ત્યારે હું આ કૂતરાની જાઘિની (જઘન સ્થળનો ભાગ)નું હરણ કરીશ, કેમ કે પ્રતિગ્રહ કરવા કરતાં ચોરીનો દોષ મારા જાણવા પ્રમાણે કાંઇ અધિક નથી. હે ભારત! પછી એમ નિશ્ચય કરીને મહા મુનિ વિશ્વામિત્ર પણ જ્યાં પેલા ચાંડાળનું ઘર હતું તેજ જગોએ સૂઈ ગયા. પછી ઋષિએ જોયું કે હવે રાત્રિ ઘણી ગઈ છે તથા ચાંડાળના વાસમાં સર્વ કોઇ સૂઈ ગયું છે તે વખતે ધીમે ધીમે ઉઠીને ભગવાન વિશ્વામિત્રે ચાંડાળની ઝુંપડીમાં પ્રવેશ કર્યો. ઋષિ પેઠા એટલે કફવડે ઢંકાઇ ગયાં છે નેત્ર જેનાં તથા ખોખરો અને રૂક્ષ છે સ્વર જેનો તથા બિહામણો છે દેખાવ જેનો એવો પેલો ચાંડાળ જેમ સૂઇ ગયો હોય તેમ (ઊંઘમાંથી જાગી ઉઠ્યો હોય તેમ) બોલી ઉઠ્યો. ચાંડાળ કહે છે,—અરે! આ ચાંડાળનો વાસ બધો સૂઈ

ગયો છે તે વખતે આ કૂતરાની જાંઘિનીને કોણ ખખડાવે છે? હું જાગું છું, ઊંઘતો નથી; હમણાં મારીજ નાખીશ. એ પ્રમાણે કઠોર વચન તે બોલ્યો. તે સાંભળીને વિશ્વામિત્ર ભયભીત થયા, તથા પોતાના તે કર્મથી ઉદ્વેગ પામીને તથા લજ્જાવડે મુખ વ્યાપ્ત થઇ ગયા પછી એકાએક બોલી ઉઠયા કે હે આયુષ્યમાન્! હું વિશ્વામિત્ર છું; હું અતિશય ક્ષુધાથી પીડિત થઇને આવેલો છું. હે રૂડી બુદ્ધિવાળા! જો તને કાંઇ ઠીક સૂઝતું હોય તો (પરમેશ્વરનો ડર હોય તો) મને મારીશ નહિ. મોટી પ્રતિષ્ઠાવાળા મહર્ષિનું આ વચન સાંભળીને ચાંડાળની ઊંઘ તો એકદમ ઉડી ગઇ અને તે પથારીમાંથી ત્વરાથી ઉઠીને ઉભો થયો. તથા પોતાનાં નેત્ર જે રાત્રિના કફવડે ઢંકાયલાં હતાં તેમાંથી આંસું લોહી નાંખીને ઋષિ પ્રત્યે બહુ માનથી હાથ જોડીને રાત્રિએ તે કૌશિકમુનિ પ્રત્યે બોલ્યો કે હે બ્રહ્મદેવ! તમારી શું કરવાની ઇચ્છા છે? તે વખતે તે ચાંડાળને શાંત કરીને વિશ્વામિત્ર બોલ્યા કે હું ક્ષુધાવડે પીડાઊં છું અને મારા પ્રાણ નીકળી જાય છે, માટે કૂતરાની જાંઘિનીનું હું હરણ કરીશ. હું ક્ષુધાતુર થયો છું માટે પાપકર્મને અનુસરવા તૈયાર થયો છું; અને ખાવાની ઇચ્છાવાળાને મને લાજ નથી. ક્ષુધા મને આ સ્થળમાં દોષ પમાડે છે તેથી હું કૂતરાની જાંઘિનીનું હરણ કરીશ. મારા પ્રાણ દુર્બળ થઇ ગયા છે તથા ભૂખથી મારી શ્રુતિ (શ્રવણ શકિત) નાશ પામે છે; હું દુર્બળ થઇ ગયો છું તથા મારી બુદ્ધિ તમામ નાશ પામી ગઇ છે; ભક્ષ્ય અને અભક્ષ્યનો વિચાર મને રહ્યો નથી; માટે હું જાણું છું કે આ કર્મ બહુ અધર્મવાળું છે, તેમ છતાં પણ હું કૂતરાની જાંઘિનીનું હરણ કરીશ. હું તમારા વાસમાં સર્વત્ર ભમ્યો પણ મને કાંઇ ખાવાનું મળ્યું નહીં, ત્યારે મેં આ પાપકર્મમાં બુદ્ધિ કરી છે માટે આ તારી શ્વજાંઘિની (કૂતરાના જઘનસ્થળનો ભાગ) હું લેઇ જઇશ. અગ્નિ જેમ સર્વે દેવતાઓનું મુખ છે તથા તેમનો પુરોહિત છે; પવિત્ર પદાર્થનુંજ તે સહન કરે છે, પણ અમેધ્ય પદાર્થ અગ્નિમાં હોમાય તો તે કોપે છે એવો તે સમર્થ દેવ છે; એમ છતાં પણ તે સર્વભક્ષી કહેવાય છે અને સમય આવ્યે સર્વ પદાર્થનું ભક્ષણ કરનારો થાય છે તે પ્રમાણે હું પણ બ્રહ્મદેવ જેવો છું, તથાપિ તું ધર્મબુદ્ધિથી આ વખતે મને સર્વનું ભક્ષણ કરનાર જાણજે. એવું વિશ્વામિત્રનું વચન સાંભ-

ળીને ચાંડાળ બોલ્યો કે હે મહર્ષે ! મારૂં આટલું વચન સાંભળો; તથા તે સાંભળીને પછી જે ખરૂં હોય અને જેવી રીતે ધર્મનો નાશ ન થાય, તે રીતે તમે કરો. હે બ્રહ્મર્ષિ ! તમારો ધર્મ પણ તમને કહું તે તમે સાંભળો. કૂતરાને શિયાળ કરતાં પણ બુદ્ધિમાન્ પુરૂષો અધમ કહે છે. તે કૂતરાના શરીરમાં પણ તેના પેહુ આગળનો ભાગ તે અતિ અધમ છે. માટે હે મહર્ષે ! આ કર્મ તો મોટું અધર્મનું તથા નિંદવા જેવું છે; એવું કે ચાંડાલના ઘરમાં ચોરી કરવી અને તેમાં પણ વિશેષે કરીને અભક્ષ્ય પદાર્થની ચોરી કરવી ! હે મહર્ષે ! આ તમારો નિશ્ચય કાંઇ રૂડો નથી. હે મહામુને ! પ્રાણનું ધારણ કરવાને ભલે કોઈ બીજો સારો ઉપાય તમે શોધી કાઢો પણ આ રીતે માંસના લોભથી તમારા તપનો નાશ થાય તે ઠીક નથી. તમારા સરખા શાસ્ત્રમાં કહેલા ધર્મને જાણનારા પુરૂષે ધર્મભ્રષ્ટતા કરવી ઘટારત નથી; તમે ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ છો, માટે ધર્મનો ત્યાગ કરશો નહિ. હે ભરત શ્રેષ્ઠ ! હે રાજન્ ! એ પ્રમાણે ચાંડાળનું વચન સાંભળીને ભૂખથકી પીડાયલા તે મહામુનિ વિશ્વામિત્રે ફરીને પણ તેને પ્રત્યુત્તર આપ્યો કે, અહાર કર્યા વિના ઉપવાસ કરી કરીને અહીં ભમતાં મારો અતિઘણો કાળ વીતી ગયો છે, હવે મારા પ્રાણ ધારણ કરવાનો બીજો કોઇ ઉપાય રહ્યો નથી. દુર્બળ થઇ ગયેલા પુરૂષે જે જે કર્મવડે અને વિશેષે કરીને ગમે તે કર્મવડે કરીને પણ જીવતા રેહેવાય તેમ કરવું અને જ્યારે ધર્મ આચરવાનું પોતાનામાં સામર્થ્ય આવે ત્યારે તે આચરવો. જગત્‌નું પાલન કરવારૂપ ઇંદ્ર દેવતાનો ધર્મ ક્ષત્રિયનો છે; તથા સર્વનું ભક્ષણ કરવારૂપ અગ્નિ દેવતાનો ધર્મ બ્રાહ્મણનો છે. વેદરૂપ અગ્નિ એ મારૂં બળ છે માટે તે અગ્નિના બળથી હું આ કૂતરાના જઘનનું ભક્ષણ કરીને મારી ક્ષુધાને શમાવીશ. મનુષ્યે જે તે પ્રકારે કરીને જીવી શકાય તે તે કર્મ મોટા પ્રયત્ને કરીને કરવું; મરવા કરતાં જીવવું બહુ કલ્યાણકારક છે, કેમકે જીવીને ધર્મ કરી શકાશે. માટે એવી રીતે માત્ર જીવવાની ઇચ્છા કરીને બુદ્ધિપૂર્વક અભક્ષ્યનું પણ ભક્ષણ કરવાનો મેં નિશ્ચય કર્યો છે, માટે તું મને તેમ કરવા દે. જો હું જીવતો રહીશ તો ફરીને પાછો ધર્મ આચરીશ અને જેમ પ્રકાશવડે મોટો અંધકાર નાશ કરી શકાયછે તેમ તપના સમુદાયથી અને વિદ્યાના બળથી મારાં સઘળાં પાપ હું નાશ કરીશ. ચાંડાળ કહે

છે,—એ કૂતરાના જઘનનો ભાગ ખાવાથી દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થવાનો નથી, પ્રાણ પણ રહેવાના નથી તેમ અમૃતની પેઠે તૃપ્તિ પણ થવાની નથી; માટે બીજી કોઈ ભિક્ષા તમે માગો અને આ કૂતરાનું માંસ ખાવાની બુદ્ધિ તમને થાઓ નહિ; કેમ કે બ્રાહ્મણોને કૂતરાનું માંસ જરૂર અભક્ષ્ય છે. વિશ્વામિત્ર કહે છે,—હે શ્વપચ ! (ચાંડાળ) આ દુષ્કાળના સમયમાં બીજું કોઈ માંસ મળવું સુલભ નથી એમ હું માનું છું; તથા મારી પાસે વિત્ત પણ નથી. હું ભૂખથી અતિશય દુઃખી થયેલો છું; હવે મારે બીજો કોઇ આશ્રય નથી અને હું નિરાશ થયો છું; માટે આ કૂતરાના માંસમાં ઉત્તમ રીતે છએ રસ રહેલા છે એમ હું માનું છું. ચાંડાળ કહે છે,—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને પાંચ નખવાળા પાંચ પાંચ પશુઓનું માંસ ખાવું એટલે તે પાંચ નખવાળાં પણ તમામ ખાવાં નહિ પરંતુ તેમાંથી પણ અમુક પાંચજ ખાવાં, એવું શાસ્ત્રમાં કહેલું છે અને તે વચનનું પ્રમાણ તમારે માનવું જોઇએ. માટે અભક્ષ્યમાં તમે મન કરશો નહિ. વિશ્વામિત્ર કહે છે,—અગસ્ત્યમુનિ જ્યારે ભૂખ્યા થયા હતા ત્યારે તે વાતાપિ નામે રાક્ષસને ખાઇ ગયા હતા; અને હું પણ ક્ષુધાતુર આપત્તિમાં પડેલો છું માટે કૂતરાની જાંધિનીનું ભક્ષણ કરીશ. ચાંડાળ કહે છે,—તમે બીજી ભિક્ષા કરો, પણ આ કર્મ તમને કરવું યોગ્ય નથી. નિશ્ચય, તમારે એ કરવા જેવું નથીજ; પછી ગમે તો આ શ્વાનની જાંઘિની તમે લેઇ જાઓ ! વિશ્વામિત્ર કહે છે,—ધર્મના કરનારા શિષ્ટ પુરૂષો છે, માટે તેઓ જેમ ચાલ્યા હશે તેમ હું પણ આચરીશ; અને તેથી હું માનું છું કે પવિત્ર ભોજનથી પણ આ કૂતરાની જાંધિની અત્યંત પવિત્ર ભોજન કરવાનો પદાર્થ છે. ચાંડાળ કહે છે,—અસત્ પુરૂષે કોઇક કર્મ આચર્યું હોય તો તે સનાતન ધર્મ કહેવાતો નથી, માટે જે અકાર્ય હોય તે તમારે કરવું ઘટતું નથી; તેથી કરીને છળવડે કરીને તમે અશુભ કર્મ કરશો નહિ. વિશ્વામિત્ર કહે છે—આ કૂતરાનું માંસ ભક્ષણ કરવામાં આ સમયે કાંઇ પાતક નથી કે તે નિંદિત કર્મ પણ નથી; કેમ કે ઋષિઓ તેને સત્કર્મ કરવાને યોગ્ય છે. આ વખતે મૃગ અને શ્વાન બંને હું સમાન માનું છું. માટે આ કૂતરાના જઘનસ્થળનું હું ભક્ષણ કરીશ. ચાંડાળ કહે છે —તમે કહો છો કે અગસ્તિએ વાતાપિનું ભક્ષણ કર્યું હતું તેમ હું કરીશ તો તે યોગ્ય નથી; કેમ કે અગસ્તિએ તો બ્રાહ્મણોની

પ્રાર્થના ઉપરથી તેમનું રક્ષણ કરવાને વાતાપિનું ભક્ષણ કર્યું હતું; એટલે જાણે કે તે અગસ્તિએ નહિ પણ બ્રાહ્મણોએજ કર્યું હતું, કેમ કે અગસ્તિ તે વખતે બ્રાહ્મણનો પ્રતિનિધિ થયેલો હતો, તેથી તે અવસ્થાના અધિકારમાં તે સર્વ બ્રાહ્મણરૂપ હતો. તથા તેના તે કર્મને આપણે ધર્મ કહીએ છીએ; કેમ કે તેમાં પાપકર્મ થયું નથી. સર્વ ઉપાયોવડે કરીને ગુરૂઓનું રક્ષણ કરવું ઘટિત છે. માટે અગસ્તિએ સ્વાર્થને માટે નહિ પણ પરોપકારને માટે નરમાંસનું ભક્ષણ કર્યું હતું તેનો તેને દોષ નથી. વિશ્વામિત્ર કહે છે,—હું બ્રાહ્મણ છું અને મારો આ આત્મા લોકમાં મિત્ર, પ્રિય, અને પૂજ્યતમ છે; તેનું ભરણ પોષણ કરવાને હું આ શ્વજાઘિની લેવાને ઇચ્છું છું અને એવા પાપથી ભય પામતો નથી. ચાંડાળ કહે છે,—સત્પુરૂષો તો એવા હોય છે કે તેઓ ભલે જીવતરને તજી દે છે પણ અભક્ષ્યનું ભક્ષણ કરવાની બુદ્ધિ કરતા નથી; હે વિદ્વાન્! એ ક્ષુધાને જીતવાવડેજ સર્વે કામ પ્રાપ્ત થાય છે માટે ક્ષુધા સહન કરીને તમે પણ સર્વે કામનાઓ પરિપૂર્ણ કરો. વિશ્વામિત્ર કહે છે,—અન્ન વિના મૃત્યુ પામવાથી અન્નમાં વાંછના રહેશે, અને તેથી સદ્‌ગતિ થશે કે નહિ તેનો સંશય રહે છે, પણ મૃત્યુ પામવાથી કર્મનો વિનાશ થશે એ તો નિઃસંશય છે. એમ છતાં પણ ઉપવાસ કરીને મરવું ઠીક છે એમ જે તું કહે છે તે સત્ય છે, પણ હું તો નિરંતર વ્રત કરનારો અને શમરૂપ છું, માટે મારે ધર્મનું મૂળ જે શરીર તેનું રક્ષણ કરવું યોગ્ય છે; કેમ કે શરીરની જો વિકળતા થાય તો ધર્મનો લોપ નિશ્ચય થાય છે. માટે અભક્ષ્યનું ભક્ષણ કરીને પણ ધર્મના મૂળરૂપ શરીરનું હું રક્ષણ કરીશ. બુદ્ધિરૂપ પ્રમાતાને વિષે વિચાર કરવા જતાં કૂતરાનું માંસ ખાવાથી મને પુણ્ય દેખાય છે; કેમ કે જ્ઞાનોત્પત્તિ યોગ્ય શરીરનું ગમે તેવે ખોટે રસ્તે પણ રક્ષણ કરવું; પણ જે મોહસ્વરૂપ છે તે કર્તાપણાના અભિમાનથી (એટલે હું કૂતરાનો ભક્ષણ કરનારો છું એમ) શ્વમાંસ ખાય છે અને તેથી તેને દોષ લાગે છે. યદ્યપિ એમ છે, તથાપિ હું આત્મા છું કે દેહ એ વિષેનો મને સંશય નથી તેથી સર્વત્ર આત્મદ્દષ્ટિરૂપ દ્દઢ પરિગ્રહ થવાની શ્વાનનું ભક્ષણ કરવા છતાં પણ હું તારા જેવો ચાંડાળ થવાનો નથી; અર્થાત્ તપવડે તે દોષ દૂર કરવાને હું સમર્થ છું. ચાંડાળ કહે છે,—આવી રીતે શાસ્ત્રની યુક્તિઓ

બોલી બતાવીને આ પાપ તમારે સંતાડવું છે એમ તમારી નિશ્ચય બુદ્ધિ છે. અને મારે પણ તમને આ પાપકર્મ ન કરવા દેવું એમ નિશ્ચય છે માટે હું દુષ્ટ કર્મ કરનારો અને ચાંડાળ છતાં પણ તમને ઠપકો દેઊંછું, તે ખોટું કરૂં છું, પણ તમે શ્વમાંસ ખાવાનો આગ્રહ કરોછો ત્યારે મારે કહેવું પડે છે. વિશ્વામિત્ર કહે છે,—તળાવમાંથી ગાયો પાણી પી જાયછે તેથી દેડકાઓ બૂમો પાડ્યાજ કરેછે અને તેમ છતાં પણ ગાયો પાણી પીએ છે; માટે ધર્મનો ઉપદેશ કરવાનો તારો અધિકાર નથી. માટે પોતાની સ્તુતિ તું કરીશ નહિ. ચાંડાળ કહે છે,—હે દ્વિજ ! તમારા ઉપર મને દયા આવે છે અને તેથી તમારો મિત્ર થઇને આ શીખામણ તમને હું દેઊં છું; માટે જો તે મારી શિક્ષા કલ્યાણકારી હોય તો તે કરો, પણ લોભથી પાપ કરશો નહિ. વિશ્વામિત્ર કહે છે,—જો તું મારો મિત્ર હોય અને મારૂં સુખ ઇચ્છતો હોય તો આ આપત્તિમાંથી મને કાઢ; હું ધર્મવડે આત્માને જાણું છું માટે કૂતરાની જાંઘની તું મને આપી દે. ચાંડાલ કહે છે,—તમને હાથે કરીને એ કુતરાનું માંસ આપવાને મને ઉત્સાહ થતો નથી; તેમ મારૂં એ ભોજન છે માટે તેની અવગણના કરીને તેને દૂર ફેંકી દેઉં ( કે જેથી તમે ગમે તો લેઇ લ્યો અને મને તેનું પાપ લાગે નહિ ) એમ કરવાને પણ હું શક્તિમાન નથી; જો હું એ તમને આપું તો હું દાતા તથા તમે બ્રાહ્મણ થઇને ચાંડાલથી શ્વાનના માંસનો પ્રતિગ્રહ કરનાર, બન્ને પાપથી લિપ્ત થઇને નરકમાં પડીએ. વિશ્વામિત્ર કહે છે,—આજ હું આ પાપકર્મ કરીને જીવતો રહીશ અને પછી મોટું પવિત્ર કર્મ કરીશ. તથા એવી રીતે પવિત્ર થયાથી મને ધર્મજ પ્રાપ્ત થશે, માટે પાપકર્મ ન કરીને મરી જવું તથા પાપકર્મ કરીને જીવવું, એ બેમાંથી તને જે ઉત્તમ લાગતું હોય તે કહે. ચાંડાળ કહે છે,—પોતાના કુળના ધર્મકૃત્યમાં આત્માજ (પોતેજ) પોતાનો સાક્ષી છે. એમાં પાપકર્મ કયું છે અને પુણ્યકર્મ કયું છે તે તમેજ જાણો. જે મનુષ્ય કૂતરાના માંસને ભક્ષ્ય કરવા જેવું માનીને તેનો આદર કરે છે તેને જગત્માં કાંઇ ત્યાગ કરવા યોગ્ય છે એમ હું માનતો નથી. વિશ્વામિત્ર કહે છે,—અમુક વસ્તુ ગ્રહણ કરવામાં અને અમુક વસ્તુનું ભક્ષણ કરવામાં દોષ છે એ વાત ખરી છે પણ જ્યારે પ્રાણત્યાગનો સમય આવ્યો હોય ત્યારે એ નિયમને અપવાદ

લાગે છે; જે ભક્ષ્યમાં હિંસા અને અસત્ય થાય છે, તે ભક્ષ્ય અત્યંત નિંદ્ય છે. પણ જે ભક્ષ્યમાં અલ્પનિંદા છે, પરંતુ પ્રાણધારણરૂપ મહત્કાર્ય નીપજે છે તે ભક્ષ્ય હિંસાદિક જેવું અત્યંત નિંદ્ય નથી. ચાંડાળ કહે છે,—જો આ શ્વાનમાંસ ખાવામાં તમે એવાજ હેતુ બતાવો છો, ત્યારે તો તમારે દેવતાઓનું પણ પ્રમાણ આપવાની જરૂર નથી કે આર્યધર્મનું પણ પ્રમાણ આપવાની જરૂર નથી; માત્ર પ્રાણનું પોષણ કરવાનીજ જરૂર છે. માટે હે દ્વિજવર્ય ! એમજ જો છે તો હું જેમ આ શ્વાનમાંસમાં તમને દોષ બતાવુંછું, તેમ ભક્ષ્યમાં અને અભક્ષ્યમાં તમારે માટે કાંઇ દોષ છે, એમ કહી શકતો નથી. વિશ્વામિત્ર કહે છે,—અમુક પદાર્થ ખાવામાંજ અત્યંત પાપ છે એમ કોઇ જગોએ જોયું નથી; મદ્યપાન કરીને મનુષ્ય ધર્મથી પડે છે તથા હિંસા કરીને મનુષ્ય પાપી થાય છે. પીને પડે છે માટે 'પાપ'* શબ્દ ઉત્પન્ન થયો છે. મતલબ એ છે કે અભક્ષ્ય લક્ષણમાં પાપ કહેલું છે ખરૂં, પરંતુ પાપનો મુખ્ય હેતુ જે હિંસા તે અહીં દેખાતો નથી, માટે આ પાપ નથી. જેમ મૈથુનરૂપ પાપથી માત્ર કરેલું પુણ્ય ક્ષય થાય છે તેમ અહીંઆં પાપ માત્રથી કૃતપુણ્યનો ક્ષય નથી. અર્થાત્ અઘટિત મૈથુનાદિકથી જેમ પાપ થાય છે તેમ તે પાપથી બ્રાહ્મણત્વ આદિક ધર્મની પણ હાનિ થાય છે, તેમ અભક્ષ્ય ભક્ષણથી પાપ થાય છે એ વાત ખરી, તથાપિ તે પાપથી બ્રાહ્મણત્વની હાનિ થતી નથી. ચાંડાળ કહે છે,—જે વિદ્વાન્ થઇને ચાંડાળના ઘરરૂપ આ સ્થાનમાંથી ચૌર્યકર્મ કરીને તથા તે આપવાને ન ઇચ્છતા કૃપણરૂપ નિંદ્ય પુરૂષનો પદાર્થ છે એમ જાણીને તેની પાસે જે આગ્રહ કરીને શ્વાનનું માંસ લેઇ લે છે, તે વિદ્વાન્ પુરૂષને સદાચરણ બાધ કરે છે,—એટલે સદ્ધર્મના નિયમ તેને તેમ કરવાને મના કરે છે; એમ છતાં પણ જો તે નથી માનતો તો તે સદ્ધર્મના નિયમરૂપ શાસ્ત્રે ઠરાવેલો દંડ પણ તેણેજ સહેવો જોઇએ. મતલબ કે, હું આટલું આટલું કહું છું તથાપિ આવું અત્યંત

* શાસ્ત્રમાં અમુક ક્રિયાથી પાપ અને અમુક ક્રિયાથી પુણ્ય એમ વિધિ દેખાડેલો હોય છે, પરંતુ વસ્તુતઃ તે ક્રિયાનો પરિણામ ઉપર પાપ કે પુણ્ય આધાર રાખે છે. કેટલાકનું કહેવું એમ છે કે ચિત્તશુદ્ધિ ઉપર પાપ પુણ્યનો આધાર છે. ભા. ક.

નિંદ્ય શ્વાનમાંસ ચાંડાળના ઘરમાંથી, અને તે પણ ચોરીથી, અને વળી ચોરી પકડાઇ ત્યારે આપવાને ન ઇચ્છનારા કૃપણ પાસેથી, અને તે પણ અતિ આગ્રહથી જે લે છે, તેનું પાપ તેને માથે. ભીષ્મ કહે છે,–એ પ્રમાણે વિશ્વામિત્રને કહીને ચાંડાલ વિરામ પામ્યો; એટલે બુદ્ધિમાન્ વિશ્વામિત્રે શ્વાનની જાંઘની લેઇ લીધી. જીવવાની ઇચ્છાવાળા તે મહામુનિ કૂતરાના તે અંગને લઇને પોતાની સ્ત્રી પાસે ગયા તથા તે તેને આપીને વનમાં જઇને તેનું ભોજન કરવાની ઇચ્છા કરી. હવે તે મુનિએ વિચાર કર્યો કે હું પ્રથમ વિધિપૂર્વક દેવતાઓને તૃપ્ત કરીને પછી ઇચ્છા પ્રમાણે આ શ્વાનમાંસનું ભોજન કરૂં. પછી તે મુનિએ બ્રાહ્મવિધિથી અગ્નિ આણીને ઇન્દ્ર અને આગ્નેય વિધિથી હોમ કરવાને ચરૂ તૈયાર કર્યો. હે ભારત ! પછી તેમણે દેવકર્મ અને પિતૃકર્મ કરવાનો આરંભ કર્યો. તથા ઇન્દ્રાદિક દેવતાઓનું આવાહન કરીને (દેવતાઓને બોલાવીને) વિધિપૂર્વક ક્રમે કરીને તેમને તેમના ભાગ આપવા માંડ્યા. એજ સમયે ઇન્દ્રદેવે વૃષ્ટિ કરી અને સર્વે પ્રજાને જીવાડીને ઔષધી, વનસ્પતિ વગેરે ઉપજાવવા માંડી. તપવડે નાશ થયું છે પાપ જેનું એવા ભગવાન વિશ્વામિત્ર પણ ઘણેક કાળે કરીને પરમ અદ્‌ભુત સિદ્ધિ પામ્યા. વૃષ્ટિ થઇ એટલે દ્વિજ શ્રેષ્ઠ વિશ્વામિત્રે તે કર્મ સમેટીને તથા તે હુતદ્રવ્ય (શ્વાનમાંસ) ચાખ્યા શિવાય દેવતાઓ તથા પિતૃઓને તૃપ્ત કર્યા. એ પ્રકારે જે જ્ઞાની હોય તે દુઃખમાં આવી પડે તથાપિ તેણે દીન ન થતાં જીવવાના ઉપાય કરવા, અને ઉપાયને જાણનારા તે પુરૂષે સર્વ ઉપાયોવડે કરીને દીન એવા પોતાના આત્માનો ઉદ્ધાર કરવો. એ બુદ્ધિ ધારણ કરીને સર્વદા મનુષ્યે જીવવું, કેમકે જીવવા થકી પુણ્યની પ્રાપ્તિ થાય છે તથા પુરૂષને કલ્યાણ પણ પ્રાપ્ત થાય છે. હે કૌંતેય ! એટલા માટે દૃઢ નિશ્ચયવાળા અને જ્ઞાની પુરૂષે ધર્મ તથા અધર્મનો નિશ્ચય કરવામાં બુદ્ધિ ધારણ કરીને આ લોકમાં વર્ત્તવું.

तस्मात्कौंतेयविदुषाधर्माधर्मविनिश्चये ।

बुद्धिमास्थायलोकेस्मिन्वर्तितव्यंकृतात्मना ॥ १०२॥

इतिश्री महाभारते शांतिपर्वणि आपद्धर्मे विश्वामित्रश्वपचसंवादे गु० भा०

एकादशोऽध्यायः ॥ ११ ॥

**युधिष्ठिरउवाच** ॥ यदिघोरंसमुद्दिष्टमश्रद्धेयमिवानृतम् ।
॥ अस्तिस्विद्दस्युमर्यादायामहंपरिवर्जये ॥ १ ॥

યુધિષ્ઠિર કહેછે,—હે પિતામહ! જ્યારે તમે મોટા પુરૂષોએ પણ આવું ઘોર અને શ્રદ્ધા ન રાખવા જેવું કર્મ કરવું એમ તમે કહોછો ત્યારે હવે ચોરની કોઈ મર્યાદા રહેલી છે, કે જેનો હું ત્યાગ કરૂં. અર્થાત્ એવાં કર્મ જ્યારે મોટા પુરૂષો કરે ત્યારે ચોર લોકોમાં ને તેમાં ફેર શો છે? આ સાંભળીને હું મોહ પામુંછું તથા શિથિલ થઇ જાઊં છું; મારો ધર્મ શિથિલ થઇ જાય છે; તે હરકોઇ ઉપાયે મારા મનનું સમાધાન કરીને હું કોઇ કર્મમાં પ્રવૃત્ત થઇ શકતો નથી. ભીષ્મ કહે છે,—હે યુધિષ્ઠિર! આ મેં તને વિધિરૂપે શાસ્ત્રનાં વચન કહેલાં નથી. તે એ પ્રમાણે કરવુંજ જોઇએ એમ કાંઇ વિધિ થઇ શકતું નથી પણ તેમ ન કરવાથી મોટો અનર્થ ઉત્પન્ન થતો હોય ત્યારે તે કરવું એમ બુદ્ધિએ કરીને પંડિતોએ ગ્રહણ કરેલું છે; તથા તે વાત અનુકૂળ જાણીને ગ્રંથોમાં પણ લખવામાં આવી છે. રાજાએ અનેક જગોએ કોયલ, ભૂંડ, વરૂ, સિંહ વગેરેથી બુદ્ધિ શીખીને અનેક પ્રકારની બુદ્ધિ વાપરવી જોઇએ છીએ. એકજ પ્રકારનો ધર્મ આચરવાથી પ્રજારક્ષણરૂપ કાર્ય સંપાદન થતું નથી, અથવા રાજા પોતાનો નિર્વાહ કરી શકતો નથી. સત્પુરૂષોનો આચાર અને ધર્મ બુદ્ધિમાંથી ઉત્પન્ન થયેલો છે. હે યુધિષ્ઠિર! એ તારે જાણવું જોઇએ છીએ અને તે તે ધર્મ વિષે જે વચન હું તને કહું તે તું જાણ. વિજયની ઇચ્છાવાળા રાજાઓ ઉત્તમ બુદ્ધિ રાખીને આચરણ કરે છે. તથા જૂદા જૂદા સ્થળના જૂદા જૂદા ધર્મ આચરવાની જરૂર પડે છે, તે ધર્મ તેમણે બુદ્ધિએ કરીને કલ્પવો ઘટે છે. રાજા જો એકજ રીતે ધર્મનું આચરણ કરે તો તે રાજા યથાર્થ ધર્મનું આચરણ કરી શકતો નથી. અહીં દૃષ્ટાંત છે કે જેમ, એક ઇંદ્રિયના જ્ઞાનવાળો વિદ્યાર્થી ગુરૂએ બતાવેલી એકજ રીતે અભ્યાસ કરે પણ પોતાની બુદ્ધિથી જ્યાં ઘટે ત્યાં તેની યોજના કરે નહીં તો તે વિદ્વાન્ થઈ શકતો નથી; તેમ રાજા પણ શાસ્ત્રમાં બતાવેલા એક દેશી ધર્મનું આચરણ કરે તો તે ધર્મવાન થઈ શકતો નથી. જ્યાં બે પ્રકારનો ધર્મ આચરવો ઘટતો હોય એટલે એકજ કર્મ જે એક જગોએ ધર્મરૂપ અને અને બીજી જગોએ અધર્મરૂપ થતું હોય ત્યાં તે ધર્મના

બે પ્રકારનાં રૂપ રાજાએ જાણવાં જોઇએ. પણ જો ન જાણે તો કોઇ વખતે તેવું કાર્ય ઉત્પન્ન થવાથી તેને મોટું ધર્મસંકટ ઉત્પન્ન થાય છે. જેમ કે, હિંસા ન કરવી એ પરમ ધર્મ છે. આ એકુજ વચનનો નિશ્ચય કરીને આચરનાર રાજા જ્યારે ખુનીને શિક્ષા કરવાનો પ્રસંગ આવે છે ત્યારે અહિંસા ધર્મરૂપ શાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન થવાથી મનમાં સંકટ પામે છે અને કાંતો ખુનીને શિક્ષા કરી શકતો નથી, અને તેથી ખુનીને શિક્ષા ન કરવારૂપ અધર્મમાં પડે છે; અથવા કાંતો ખુનીનો વધ કરીને અધર્મ થયો એ રીતે પસ્તાવો પામે છે. હે યુધિષ્ઠિર ! એટલા માટે ધર્મના બે પ્રકાર રાજાએ જાણવા જોઇએ. કોઇ રાજા એમ જાણે કે આ વર્ષમાં દુકાળ વગેરેના કારણથી પ્રજા પાસેથી હું છ ભાગને બદલે તેનું અર્ધ ત્રણ ભાગ કર લેઇશ અને આવતે વર્ષે તેજ છ ભાગને દોઢા કે સવાયા કરીને લેઇશ, અને તે પ્રમાણે જો તે નિશ્ચય કરીને કરે તો લોકો તેના તે કૃત્યને ધર્મ જાણે છે પણ તેમ નથી કરતો તો અધર્મ જાણે છે. કેટલાક પુરૂષો યથાર્થ જ્ઞાનવાળા હોય છે અને કેટલાક પુરૂષો મિથ્યા જ્ઞાનવાળા હોય છે એટલે તેમનું જ્ઞાન સત્ય જેવું દેખાય તેમ છતાં મિથ્યા હોય છે; પણ ડાહ્યા પુરૂષે તેને યથાર્થ જાણીને તેમાંથી સત્પુરૂષોએ જે જ્ઞાન ગ્રહણ કરવા જેવું ગણેલું હોય તે જ્ઞાનનું ગ્રહણ કરવું. કેટલાક ધર્મથી વિરૂદ્ધ ચાલનારા પુરૂષો શાસ્ત્રનો અર્થ નાશ કરે છે અને કહે છે કે, ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ જે અર્થશાસ્ત્ર હોય તે માનવું નહિ, પણ તેઓ શાસ્ત્રના અર્થને યથાર્થ જાણનારા હોતા નથી; માટે તેઓ અર્થશાસ્ત્રને અપ્રમાણ ગણે છે. વિદ્યા, યશ અને કામ ઉપર જીવિકા કરનાર હોઇને જેઓ એ રીતે બોલે છે તેમને હે રાજન્ ! તારે પાપી અને ધર્મના શત્રુઓ જાણવા. તેઓ મંદ અને કાચી બુદ્ધિના હોઇને શાસ્ત્રના યથાર્થ અર્થને જાણતા નથી. જેમ શાસ્ત્રમાં અકુશળ પુરૂષો અમુક અર્થની યોજના સર્વત્ર કરી જાણતા નથી અને તેથી તે તે શાસ્ત્રમાં તેમની દૃષ્ટિએ દોષ જોવામાં આવે છે તથા પોતે પોતાની અપકવ બુદ્ધિ પ્રમાણે શાસ્ત્રના અર્થને બગાડે છે. તેઓ કહે છે કે, આ વિદ્યાનો અર્થ તમે આમ કરો છો તે અથવા લોકો આ પ્રમાણે જાણે છે તે યથાર્થ નથી, અને એવી રીતે બીજાની વિદ્યાની નિંદા કરીને પોતાની વિદ્યાને વખાણે છે. હે ભારત, તેઓ વાગ્ગીરૂપ અસ્ત્રવાળા અને વાગ્ગીરૂપ

બાણુવાળા હોય છે. તેઓ મનમાં એમ જાણે છે કે, વિદ્યાનું ફળ અમેજ લેઈ લીધું છે. એવા પુરૂષોને વિદ્યાનો વેહેપાર કરનારા રાક્ષસ સરખા જાણવા. હે યુધિષ્ઠિર, જો તું કોઇ ધર્મ દંભવડે કરીને એટલે તે ધર્મ છે એટલુંજ માત્ર દેખાડવાની ઇચ્છાથી આચરીશ તો તેથી તારો ધર્મ નાશ થશે. ધર્મનો નિશ્ચય કેવળ વાણીવડેજ અથવા કેવળ બુદ્ધિવડેજ થઇ શકતો નથી, પણ વાણી અને બુદ્ધિ બંનેની યથાર્થ યોજના કરવાથી ધર્મનો નિશ્ચય થાય છે. એ પ્રકારે બૃહસ્પતિએ પોતાના શાસ્ત્રમાં કહ્યું છે એમ ઇન્દ્ર પોતે કહે છે. શાસ્ત્રમાં કોઇ પણ વચન નિમિત્ત વિના કહેલું હોતું નથી પણ કેટલાક પુરૂષો શાસ્ત્રે યુક્તિ સહિત પ્રતિપાદન કરેલા વચનને પણ નિશ્ચય માનતા નથી. એટલે જેમ "આતતાયી પુરૂષ બ્રાહ્મણ હોય તોપણ તેને મારવો" એવું શાસ્ત્રનું વચન છે. પણ કેટલાકનું કહેવું એમ છે કે, "બ્રાહ્મણને મારનાર પુરૂષનું પ્રાયશ્ચિત્તજ થઈ શકે નહિ" એવું પણ વચન છે; માટે પ્રથમ જે વચન કહ્યું તેની મતલબ એવી છે કે આતતાયીને સર્વથા મારવો; પણ આતતાયી બ્રાહ્મણને મારવો એવો વિધિ ઠરાવવાની તેની મતલબ નથી, પણ બીજા કેટલાએક તો શાસ્ત્રમાં આતતાયીનો વધ કરવાનું કહેલું છે તે છતાં પણ અહિંસા શાસ્ત્રનો દૃઢ નિશ્ચય કરીને આતતાયીનો વધ કરવો કબૂલ કરતા નથી. તેમનું કેહેવું એમ છે, કે આપણને મારવાને ગાય આવતી હોય તો તેનાથી નાસીને પોતાનો બચાવ કરવો પણ ગાયનો વધ કરવો યોગ્ય નથી. તેમ પોતાને મારવા આતતાયી આવતો હોય તો તેનાથી પણ પોતાનું રક્ષણ કરવું યોગ્ય છે પણ આતતાયીનો વધ કરવો યોગ્ય નથી. કેટલાક મુખ્ય આચાર્યો તો એમજ કહે છે કે લોકયાત્રા એટલે જગત્માં ,વ્યવહાર ચલાવવો એજ મોટો ધર્મ છે અને તે ધર્મ ચોર વગેરેનો વધ કર્યા શિવાય બની શકે એમ નથી; માટે જરૂર પડે તો હિંસા પણ કરવી અને એવી રીતે હિંસા કરવાથી કાંઇ અધર્મ થતો નથી. એવી રીતે ધર્મના વિવિધ મત છે. માટે ડાહ્યા પુરૂષે પોતાની બુદ્ધિથી ધર્મનો ઘટે તેવો નિશ્ચય કરવો. હે ભારત, એટલા માટે ક્રોધ તજીને, શાસ્ત્રનો મોહ તજીને તથા શાસ્ત્ર સંબંધી અજ્ઞાનપણું તજીને બુદ્ધિવાન પુરૂષે જે શાસ્ત્ર કહેતો હોય તેના ઉપર પોતાની બુદ્ધિથી

તર્ક કરીને નિશ્ચય કરવો તથા તેનેજ આચરવા યોગ્ય ધર્મ માનવો. શાસ્ત્રનું જ્ઞાન જેને હોય તેવા પુરૂષનું વચન તથા પોતાની બુદ્ધિ એ બે વડે ધર્મનો જે નિશ્ચય કર્યો હોય તે યથાર્થ માનવો; પણ જેઓ કેવળ અજ્ઞાની હોય છે, તે શાસ્ત્રના જ્ઞાનના હેતુભૂત વચનમાત્રે કરીને તેનું યથાર્થ જ્ઞાન સંપાદન કર્યા શિવાય ધર્મનો નિશ્ચય કરે છે. કેટલાક પુરૂષો એમ કહે છે કે આ અમુક યુક્તિથી અમુક શાસ્ત્ર દૂષિત થાય છે; માટે તે ખોટું છે તો તે પણ અજ્ઞાન છે, એવું સંશયને છેદનારૂં વાક્ય શુક્રાચાર્યે દૈત્યોને પૂર્વે કહ્યું હતું. તેની મતલબ એ છે કે તર્કવડે શાસ્ત્રનો અને શાસ્ત્રવડે તર્કનો બાધ ન કરતાં જે શાસ્ત્ર અને તર્ક બંનેના એકમતથી સિદ્ધ થતું હોય તેજ કરવું. એ પ્રમાણે કરવાથી બૃહસ્પતિ અને શુક્રાચાર્ય બંનેનું કહેવું સમાન થાય છે. જે જ્ઞાન એક છતાં વિરૂદ્ધ દિશામાં જતું ન હોય, અર્થાત્ જેમાં સંશય ન ઉપજતો હોય તે જ્ઞાન ગ્રહણ કરવા યોગ્ય જાણવું; પણ જો તે જ્ઞાન તેવું હોય તો તેને મૂળમાંથી ઉખાડી નાંખીને દૂર કરવું ઘટે છે. તું જો આ મારૂં નીતિવચન અંગીકાર કરતો નથી તો તે તને અયોગ્ય છે; કેમકે હિંસારૂપ ઉગ્ર કર્મ કરવાને અર્થે ઇશ્વરે તને સરજ્યો છે, પણ તું તે જોતો નથી. હે ભાઇ! રાજસમુદાયનો અભ્યુદય કરવાની ઇચ્છાવાળાને મને તું જો અને તે પ્રમાણે કરવાને ઇચ્છ. બીજા લોકો જે વાત પસંદ કરતા નથી, અને મને એમ કહે છે કે આ ભીષ્મ હિંસા કરનાર છે એવી રીતે મારી નિંદા કરતા અને ભૂલોકના સુખને ઇચ્છતા, પોતાનું હિત ન જાણતા રાજાઓને મેં સ્વર્ગલોક પમાડ્યા છે તે માત્ર ઉપકારનેજ અર્થે પણ સ્વાર્થને અર્થે નહિ. તે પ્રમાણે તું પણ ઉગ્ર કર્મવડે પ્રજાના હિતને અર્થે તેમનું શાસન કર. બકરો, ઘોડો અને ક્ષત્રિય એ ત્રણને બ્રહ્માએ સરખા કહેલા છે. એકલા બકરાને યજ્ઞમાં હોમવાને યજ્ઞસ્થંભ પ્રત્યે લઇ જાય છે, તે જેમ તેના સ્વર્ગપ્રાપ્તિરૂપ હિતને અર્થે છે, તે પ્રમાણે ઘોડાને અને ક્ષત્રિયને પણ સંગ્રામયજ્ઞમાં જવાની પ્રેરણા કરવી તે પણ તેના હિતને અર્થેછે; માટે તે ક્ષત્રિય વગેરેથી નિરંતર કોઇપણ એક લોકવ્યવહાર સિદ્ધ થાયછે. જે દોષ અવધ્યનો વધ કરવાથી થાયછે તેજ દોષ વધ્યનો વધ ન કરવાથી થાયછે એજ ધર્મની મર્યાદા છે અને તે મર્યાદાનું ચોર લોકો ઉલ્લંઘન કરેછે તથા

રાજા ઉલ્લંઘન કરતો નથી એટલો ચોરમાં અને રાજામાં ફેર છે. એટલા માટે રાજાએ તીક્ષ્ણ થઇને પણ પ્રજાનું ધર્મમાં સ્થાપન કરવું જો રાજા એમ કરે નહિ તો પ્રજા વરૂની પેઠે એક બીજાનું ભક્ષણ કરીને ગમે તેમ વર્તે. જે રાજાના રાજ્યમાં જળમાંથી જળકાગડા જેમ માછલાંને લેઇ લે છે તેમ ચોર લોકો બીજાના ધનનું હરણ કરે છે તેને અધમ ક્ષત્રિય જાણવો. હે રાજન્! કુળવાન તથા વેદ વિદ્યા ભણેલા પુરૂષોને પ્રધાનપદ આપીને પ્રજાનું ધર્મવડે રક્ષણ કરતો તું પૃથ્વીનું પાલન કર. જે રાજા પ્રજામાંથી અન્યાય કર્મવડે કરીને કર લેછે, તેને વિશેષ ઉપાય જાણનાર_નપુંસક ક્ષત્રિય જાણવો. જે ક્ષત્રિય અતિ ઉગ્ર હોય અથવા અતિશય કોમળ હોય, તે ક્ષત્રિય ધર્મવડે રાજ્ય કરવાને વખાણવા લાયક નથી; પણ ઉગ્રતા અને કોમળતા બંનેનું ઉલ્લંઘન કર્યા શિવાય તું ઉગ્ર થઇને કોમળ પણ થા. ક્ષત્રિયનો ધર્મ મહા કઠિન છે પણ તારા ઉપર મારી પ્રીતિ છે તેથી હું તને તે કહું છું. તું ઉગ્ર કર્મ કરવાને ઉત્પન્ન થયેલો છે, એટલા માટે રાજ્યનું પાલન કર. જે પુરૂષો દુરાચારી હોય તેમનો તું નિરંતર નિગ્રહ કરજે અને જે પુરૂષો સદાચારી હોય તેમનું તું પાલન કરજે. હે ભરતશ્રેષ્ઠ! બુદ્ધિમાન્ શુક્રાચાર્યે એ પ્રમાણે આપદ્ધર્મમાં વર્તવાનું કહ્યું છે. યુધિષ્ઠિર કહે છે—હે પિતામહ! જેનું ઉલ્લંઘન કોઇએ કરવું જોઇએ નહિ એવી કોઈ મર્યાદા હોય તો તે હું તમને પૂછુંછું માટે હે સત્પુરૂષમાં શ્રેષ્ઠ! તમે મને કહો. ભીષ્મ કહે છે,—વિદ્વાન્, વૃદ્ધ, તપસ્વી, વેદાધ્યયનવાળા, સદાચરણી એવા બ્રાહ્મણોને સેવવા એજ પરમ ઉત્તમ છે. તું જે વૃત્તિ દેવતાઓને વિષે રાખે છે તે વૃત્તિ સર્વદા બ્રાહ્મણોને વિષે રાખજે. હે, રાજન! ક્રોધ પામેલા બ્રાહ્મણોએ ઘણાં દુ:સહ કૃત્ય કરેલાં છે. બ્રાહ્મણોની પ્રસન્નતાવડે, મોટો યશ પ્રાપ્ત થાય છે અને અપ્રસન્નતાવડે મોટું ભય ઉત્પન્ન થાય છે. જો બ્રાહ્મણો પ્રસન્ન હોય તો તે અમૃતના સરખા સુખ કરનારા છે પણ જો તેઓ ક્રોધ પામેલા હોય તો ઝેરના જેવા નાશકારક છે.

प्रीत्यायशोभवेन्मुख्यमप्रीत्यापरमंभयम् ॥

प्रीत्याह्यमृतवद्विप्राःकुद्धाश्चैवयथाविषम् ॥ ३८ ॥

इतिश्री महाभारते शां० आप० गु० भा० द्वादशोऽध्यायः ॥ १२ ॥

**युधिष्ठिरउवाच** ॥ पितामहमहाप्राज्ञसर्वशास्त्रविशारद ।
॥ शरणंपाल्यमानस्ययोधर्मस्तंब्रवीहिमे ॥ १ ॥

યુધિષ્ઠિર કહેછે,—હે મોટી બુદ્ધિવાળા અને સર્વ શાસ્ત્રને જાણનારા પિતામહ ! શરણે આવેલાનું રક્ષણ કરનારનો ધર્મ મને કહો. ભીષ્મ કહે છે,—હે મહારાજ ! શરણાગતનું રક્ષણ કરવામાં મોટો ધર્મ છે અને હે ભરતશ્રેષ્ઠ! એવો પ્રશ્ન પૂછવાને તમે યોગ્યજ છો. હે રાજન્ ! મહાત્મા શિબિ આદિક રાજાઓ શરણે આવેલાઓનું રક્ષણ કરવાથી મોટી સિદ્ધિ પામી ગયા છે. એવું સાંભળ્યું છે કે એક કપોતે પોતાનો શત્રુ શરણે આવેલો જોઇને તેનું પોતાના માંસવડે કરીને યથાન્યાય પૂજન કર્યું હતું. યુધિષ્ઠિર કહે છે,—હે ભારત! પોતાને શરણે આવેલા શત્રુને પૂર્વે કપોતે પોતાના દેહનું માંસ શી રીતે ભોજન કરવા આપ્યું હતું તથા તે કેવી ગતિ પામ્યો ? ભીષ્મ કહે છે,—હે રાજન્! ભાર્ગવ મુનિએ મુચકુંદને કહેલી દિવ્ય અને સર્વ પાપનો નાશ કરનારી કથા સાંભળ. હે પાર્થ ! હે પુરૂષશ્રેષ્ઠ ! મુચકુંદ રાજાએ ભાર્ગવમુનિને પ્રણામ કરીને પૂર્વે આવોજ પ્રશ્ન કર્યો હતો. હે રાજન્ ! સેવા કરતા એવા તે મુનિને ભાર્ગવે પણ આ કથા કહી જેમાં કપોત સિદ્ધિ પામ્યો તે કહેલું છે. મુનિ કહે છે,—હે રાજન્! હે પૃથ્વીપતે ! ધર્મના નિશ્ચયથી યુક્ત, તથા કામ અને અર્થવાળી કથા હું તને કહું છું તે ધ્યાન રાખીને સાંભળ. કોઇએક મોટા અરણ્યમાં અધમ આચરણવાળો, પૃથ્વીમાં કાળ જેવો ભયાનક, પક્ષીઓને મારનાર પારધી ફરતો હતો કાળા કાગડા જેવો કૃષ્ણ વર્ણનો, રાતી આંખોવાળો, લાંબી જંઘાવાળો અને ટૂંકા પગવાળો, મોટા મુખવાળો અને મોટી હડપચીવાળો તથા રાતી આંખોવાળો તે હતો. તેને કોઇ મિત્ર કે સંબંધી કે બાંધવ, હતું નહિ; કેમકે તેનું નિર્દય કૃત્ય જોઇને તેમણે પણ તેનો ત્યાગ કરેલો હતો. જે મનુષ્ય પાપ આચરણવાળો હોય છે તેને ડાહ્યા પુરૂષોએ દૂરથીજ તજવો યોગ્ય છે,- કેમકે જે પોતાનો પણ ઝેર, ફાંસો વગેરેથી ઘાત કરવાને તૈયાર થાય છે તે બીજાનું ભલું શું કરવાનો હતો? જે પુરૂષો ક્રૂર, દુરાચરણી અને પ્રાણીઓની હિંસા કરનારા હોય છે, તેઓ પ્રાણીઓને ઉદ્વેગ પમાડનારા સર્પ જેવા જાણવા. હે રાજન્ ! તે નિત્ય પ્રત્યે પોતાની જાળ લેઇને વનમાં જઇને પક્ષીઓને મારી

લાવતો હતો તથા તે પક્ષીઓને વેચતો હતો. એ પ્રમાણે પોતાની વૃત્તિ ચલાવતા તે દુરાત્મા પારધીનો ઘણોક કાળ વીતી ગયો પણ તે ધર્મ સમજી શક્યો નહિ. તે પોતાની સ્ત્રીને લેઇને નિરંતર રમણ કરતો હતો; પણ દૈવના યોગથી અતિ મૂઢ થયેલા તે પારધીને બીજી વૃત્તિ કોઇ પસંદ પડી નહિ. હવે એક વખત તે પારધી વનમાં ગયો હતો એવામાં ચારે પાસેથી તે વનમાં વૃક્ષોને પાડી નાખતો મોટો વંટોળીઓ થયો તથા આકાશ સઘળું વાદળાંથી ભરાઇ ગયું અને ચારે પાસે વીજો ચમકવા લાગી. પછી જોતજોતામાં જેમ નૌકાઓના સમુદાયથી સમુદ્ર ઢંકાઇ જાય, તેમ તે પણ મેઘસમૂહથી ઢંકાઇ ગયો. પછી તે વનમાં જળની ધારાઓના સમુદાયવડે ઇન્દ્રે પ્રવેશ કર્યો અને એક ક્ષણમાં જળવડે પૃથ્વીને પૂર્ણ કરી નાખી. વર્ષાદની ધારાઓથી સમાકુળ એવા તે સમયમાં તે પારધી આમતેમ દોડવા લાગ્યો તથા નષ્ટ થયું છે ચેતન જેનું તથા શીતથી પીડા પામેલો અને અંતરમાં આકુળવ્યાકુળ થયેલો તે આખા વનમાં ફર્યો પણ તે પક્ષીઓને હણનાર પારધીને કોઇ જગોએ જ્યાં પાણી ન આવ્યું હોય તેવું સ્થળ માલમ પડ્યું નહિ; તે વનના તમામ માર્ગ જળના ઓઘથી ભરાઇ ગયા હતા. તે વખતમાં વૃષ્ટિના વેગથી હણાઇને પક્ષીઓ પણ સંતાઇ ગયા હતા. તથા મૃગ, સિંહ અને વરાહ આદિક પશુઓ પણ જ્યાં જ્યાં પોતાને સ્થળ માલમ પડ્યું ત્યાં જઇને ઠરી ગયા હતા. ઘણાક પશુઓ મોટા વાયુ અને વૃષ્ટિથી ત્રાસ પામીને ભયથી તથા ક્ષુધાથી પીડિત થઇને એકઠા મળીને વનમાં ભમતા હતા. પેલો પારધી પણ શીતથી હણાયાં છે ગાત્ર જેનાં એવો થઇને કોઇ જગોએ જઇ શકતો નહોતો, તેમ એક જગોએ સ્થિર થઇને ઉભો પણ રહી શકતો ન હતો. એટલામાં ટાઢથી વિહ્વળ થઇ ગયેલી એક કપોતી (હોલી) તેની દૃષ્ટિએ પડી. પાપીષ્ઠ તે પારધી પોતે દુઃખનો અનુભવ કરે છે, તેમ છતાં પણ તેને પકડીને તેણે પોતાની પાસેના પાંજરામાં નાખી. પોતે દુઃખથી પરાભવ પામેલો છતાં પણ બીજાને દુઃખ કરવાને તે ચૂક્યો નહિ. તે પાપબુદ્ધિવાળો તથા પાપકર્મ કરનારો હતો તેથી તેણે પાપકર્મજ કર્યું. પછી તેણે તે વનના ભાગમાં મેઘ સમાન નીલ રંગનો એક મોટો વૃક્ષ જોયો. તે વૃક્ષ ઉપર છાયા, નિવાસ અને

ફળ, એ ત્રણેની પ્રાપ્તિ થવાના હેતુને લીધે અનેક પક્ષીઆદિક પ્રાણીઓ વસતાં હતાં. જાણે વિધાતાએ પરોપકાર કરવાને કોઈ સાધુપુરૂષ ન ઉત્પન્ન કર્યો હોય, તેવો તે વૃક્ષ હતો. હવે એક ક્ષણમાં આકાશ નિર્મળ થયું તથા તેમાં તારા દેખાવા લાગ્યા. અનેક યોયણાંવડે વ્યાપ્ત જળવાળું મોટું સરોવર હોય તેવું રમણિક આકાશ દેખાવા લાગ્યું. મેઘમંડળથી મુક્ત થયેલું, તારાઓ થકી ભરપૂર તથા કમળના જેવું અત્યંત નિર્મળ આકાશ જોઇને તથા રાત્રી ઘણી ગયેલી જોઇને શીતથી ધ્રુજતો તે પારધી ચારે પાસે જોવા લાગ્યો. હે રાજન્! તે વિચારવા લાગ્યો કે આ જગોએથી મારૂં ઘર બહુ દૂર છે, રાત્રી ઘણી ગયેલી છે તથા રસ્તામાં પાણી ભરાઇ ગયું છે. માટે હવે મારે શું કરવું? પછી તેણે પેલા વૃક્ષ નીચે રાત્રે નિવાસ કરવાની બુદ્ધિ કરી, અને તે વૃક્ષને હાથ જોડી પ્રણામ કરીને આ વચન કહ્યું કે, આ વૃક્ષમાં જે દેવતાઓ હોય તેમને હું શરણ થાઊં છું. પછી પૃથ્વી ઉપર પાંદડાં પાથરીને તથા પથ્થર ઉપર માથું મૂકીને મોટા દુઃખે કરીને વીંટાયલો તે પારધી ત્યાં સુઇ ગયો.

सशिलायांशिरःकृत्वापर्णान्यास्तीर्यभूतले ।
दुःखेनमहताविष्टस्ततःसुष्वापपक्षिहा ॥ २४ ॥

इतिश्री महाभारते शां० आ० गु० भा० त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

भीष्मउवाच ॥ अथवृक्षस्यशाखायांविहंगःससुहृज्जनः ।
॥ दीर्घकालोषितोराजंस्तत्रचित्रतनूरुहः ॥ १ ॥

ભીષ્મ કહે છે—હવે તે વૃક્ષની ડાળ ઉપર પોતાના કુટુંબ પરીવાર સાથે વિચિત્ર પીછાંવાળો એક કપોત પક્ષી ઘણા કાળથી વસતો હતો. તેની સ્ત્રી ઘણા વખતથી ચારો કરવા ગઈ હતી તે પાછી આવી નહોતી, તથા રાત પડી તે જોઇને તે પક્ષી મનમાં પરિતાપ પામવા લાગ્યો. વાયુ અને વૃષ્ટિ બહુ ભારે થઈ અને મારી પ્રિયા હજી પાછી આવી નહિ! તે હજી લગી પાછી આવી નહિ તેનું શું કારણ હશે? મારી સ્ત્રી વનમાં ચારો કરવા ગઇ છે તે કુશળક્ષેમ તો હશે વારૂ? તેના વિના આ મારૂં ઘર મને શૂન્ય લાગે છે!!

ઘરમાં પુત્ર હોય, પૌત્ર હોય, છોકરાઓની વહુઓ હોય, સેવક હોય, એ સર્વથી સર્વ જગોએ ઘર ભરપૂર હોય તથાપિ સ્ત્રી વિના ગૃહસ્થનું ઘર શૂન્ય કહેવાય. ઘર એજ ઘર છે એમ જાણવું નહિ પણ ગૃહીણી (સ્ત્રી)જ ઘર કહેવાય છે; જે ઘર ઘરણી વિનાનું છે તે અરણ્ય સરખું જાણવું. રાતા છે નેત્રના અંતભાગ જેના વિચિત્ર વર્ણનું છે શરીર જેનું, તથા મધુર છે સ્વર જેનો એવી તે મારી રૂપાળી સ્ત્રી જો આજ પાછી નહિ આવે તો મારે જીવવું નથી. જે ઉત્તમ વ્રતવાળી મેં ખાધું ન હોય ત્યાં સૂધી ખાય નહિ, મેં સ્નાન કર્યું ન હોય ત્યાં સૂધી સ્નાન કરે નહિ, હું ઉભો રહું નહિ તો જે ઉભી પણ ન રહે તથા હું સૂઇ જાઊં તોજ જે સૂઇ જાય, તે જો આજ પાછી ન આવે તો મારે જીવવું શાને અર્થે? મને હર્ષ પામતો જોઇને તે હર્ષ પામતી હતી; મને દુઃખિત જોઇને તે દુઃખી થતી હતી; હું બાહાર ગયો હોઊં તો તે દીન મુખવાળી થઈ જતી હતી; તથા જો હું ક્રોધ કરૂં તો તે મધુરવાણી બોલતી હતી. પતિનુંજ વ્રત કરનારી, પતિ એજ જેની પરમ ગતિ છે, પતિનાજ પ્રિયમાં અને હિતમાં પ્રીતિવાળી, એવી મારી સ્ત્રી જેવી જેને સ્ત્રી હોય તે પુરૂષ પૃથ્વીમાં ભાગ્યશાળી જાણવો. તે તપ આચરનારી મારી સ્ત્રી જો હું થાકી ગયેલો કે ભૂખ્યો હોઊં તો તે જાણતી હતી; તે યશવાળી સ્ત્રી મારે વિષે પ્રીતિવાળી, સ્થિર ભક્તિવાળી અને સ્નેહવાળી હતી. જે પુરૂષ વૃક્ષના મૂળ આગળ વસેલો હોય અને ત્યાં જો તેની પ્યારી સ્ત્રી હોય તો તે તેનું ઘર છે; પણ તે સ્ત્રી વિનાનો મેહેલ પણ જંગલ છે એ નિશ્ચય જાણવું. ધર્મ, અર્થ, અને કામ, એ ત્રણ કાર્ય સમયે સ્ત્રી એ પુરૂષની સહાય કરનારી છે; તથા પરદેશ જતી વખતે પુરૂષને વિશ્વાસનું પાત્ર પણ તેજ છે. પુરૂષને સ્ત્રી એજ આ લોકમાં પરમ અર્થ છે એમ શાસ્ત્રમાં કહેલું છે. આ લોકમાં સહાય વિનાના પુરૂષને લોકવ્યવહારમાં સહાય કરનારી પણ તેજ છે. જે પુરૂષ રોગવડે પરાજય પામેલો હોય તથા નિરંતર સંકટમાં પડેલો હોય, તેને સ્ત્રી સમાન બીજું કાંઈ ઔષધ નથી. સ્ત્રી સમાન કોઇ બંધુ નથી કે સ્ત્રી સમાન બીજી કોઇ ગતિ નથી; તેમજ ધર્મનો સંગ્રહ કરવાને આલોકમાં સ્ત્રી સમાન કોઇ સહાય નથી; જે પુરૂષના ઘરમાં સાધ્વી તથા પ્રિય વચન બોલનારી સ્ત્રી ન હોય તેણે અરણ્યમાં જવું; કેમકે તેને તો અરણ્ય અને ઘર બન્ને સમાનજ છે.

यस्यभार्यागृहेनास्तिसाध्वीचप्रियवादिनी ।
अरण्यंतेनगंतव्यंयथारण्यंतथागृहम् ॥ १७ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि आप० भार्याप्रशंसायां गुर्जरभाषायां चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

भीष्मउवाच ॥ एवंविलपतस्तस्यश्रुत्वातुकरुणंवचः ।
॥ गृहीताशकुनाध्नेनकपोतीवाक्यमब्रवीत् ॥ १ ॥

ભીષ્મ કહે છે,—એ પ્રમાણે વિલાપ કરતા તે કપોતનું કરૂણા વચન સાંભળીને પારધીએ પકડેલી હોલીએ ઉચ્ચાર કર્યો. હોલી કહે છે,—અહો! હું ઘણુ સારા ભાગ્યવાળી છું કે જેથી મારા પ્રિય સ્વામી, મારામાં ગુણ નથી કે છે, તો પણ આ પ્રકારે ગુણનું કથન કરે છે! જે સ્ત્રીવડે તેનો સ્વામી સંતોષ પામતો નથી તેને સ્ત્રીજ ન સમજવી; કેમકે જ્યારે સ્ત્રી ઉપર તેનો સ્વામી પ્રસન્ન થાય છે, ત્યારેજ સર્વે દેવતાઓ તેને પ્રસન્ન થાય છે. અગ્નિની સાક્ષી રાખીને જેને સ્વામી કરેલો છે, તે સ્વામી એજ પરમ દૈવત છે. જે સ્ત્રીના ઉપર તેનો સ્વામી પ્રસન્ન થતો નથી તે સ્ત્રી પુષ્પ અને ગુચ્છ સહિત વેલી જેમ દાવાગ્નિથી બળીને ભસ્મ થાય છે તેમ ભસ્મ થાય છે. દુઃખવડે પીડિત તથા પારધીએ પકડેલી છતાં પણ તે કપોતી એમ વિચાર કરીને પોતાના સ્વામિને દુઃખિત જોઇને તેના પ્રત્યે આ વચન બોલી, હે સ્વામી! હું તમને તમારૂં કલ્યાણ કરે એવો એક ઉપાય બતાવું છું તે સાંભળીને તે પ્રમાણે કરો; હે સ્વામિ! વિશેષે કરીને તમે શરણે આવેલાનું રક્ષણ કરનારા થાઓ. આ પારધી તમારા ઘર નીચે આશ્રય લેઇને સૂઇ રહેલો છે, તે શીત થકી અને ભૂખ થકી પીડાએલો છે, માટે તેનો સત્કાર તમે કરો. જે કોઇ બ્રાહ્મણની હત્યા કરે અથવા લોકની માતારૂપ એવી ગાયની હત્યા કરે, તેમજ શરણે આવેલાની હત્યા કરે, તે ત્રણેનું પાપ સમાન છે. આપણે કપોત છીએ, માટે કપોતની જાતિના ધર્મ પ્રમાણે આપણી જે વૃત્તિ ઇશ્વરે નિર્માણ કરી છે, તેનું તમારા સરખા આત્મવાન પુરૂષે અનુસરણ કરવું એ ન્યાય છે. આપણે એમ સાંભળ્યું છે કે

જે કોઇ ગૃહસ્થ થઇને શક્તિ પ્રમાણે ધર્મનું અનુવર્તન કરે છે, તે પરલોકમાં જઇને અક્ષયલોક પામે છે. હે પક્ષિ! માટે તમે હવે પ્રજાવાળા અને પુત્રવાળા છો, તેથી પોતાના દેહ ઉપરથી દયા તજી દેઇને ધર્મ તથા અર્થનું ગ્રહણ કરીને જે રીતે એ પારધીનું મન પ્રસન્ન થાય તે રીતે તેનો સત્કાર કરો. હે પક્ષિ! તમે શરીરમાં સંતાપ કરશો નહિ. કેમકે શરીરનો વ્યવહાર ચલાવવા માટે તો બીજી સ્ત્રી પણ તમને મળશે. પાંજરામાં રહેલી અને અતિ દુઃખથી પીડાયલી તે તપસ્વિની કપોતી એ પ્રમાણે વચન બોલીને પોતાના સ્વામી સામું જોવા લાગી.

इतिसाशकुनीवाक्यंपंजरस्थातपस्विनी ।
अतिदुःखान्विताप्रोक्ताभर्त्तारंसमुदैक्षत ॥ १४ ॥

इतिश्री महाभारते शांति० आप० कपोतलुब्दकसंवादे गुर्ज्जभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥

भीष्मउवाच ॥ सपत्न्यावचनंश्रुत्वाधर्मयुक्तिसमान्वितम् ।
॥ हर्षेणमहतायुक्तोवाक्यंव्याकुललोचनः ॥ १ ॥

ભીષ્મ કહે છે,--ધર્મ અને યુક્તિ સહિત એવું પોતાની સ્ત્રીનું વચન સાંભળીને મોટા હર્ષથકી યુક્ત થઇને વ્યાકુળ થયાં છે નેત્ર જેનાં એવો તે કપોતપક્ષી વિધિએ દેખાડેલા કર્મવડે (દૈવના કરવાથી) તે પારધીને જોઇને તે પક્ષિ ઉપર જીવનાર પારધીનું યત્ને કરીને પૂજન કરવાને તત્પર થયો અને આ રીતે વચન બોલ્યો; હે પારધિ! તમે ભલે પધાર્યા! કહો તમારી મને શી આજ્ઞા છે? તમારે કાંઇ ફીકરચિંતા કરવી નહિ અને તમે પોતાને ઘેરજ છો એમ જાણજો. તમે ઉતાવળે બોલો કે તમે શું ઇચ્છો છો તથા તમારે અર્થે હું શું કરૂં? તમે અમારે શરણે આવેલા છો, માટે તે સ્નેહથી હું તમને આ વચન કહું છું. શત્રુ પણ પોતાને ઘેર આવે ત્યારે તેનું ઘટિત હોય તેવું આતિથ્ય કરવું જોઇએ; કેમકે વૃક્ષનો કાપનાર પણ વૃક્ષની નીચે આવે છે, ત્યારે તેના ઉપરથી તે કાંઇ પોતાની છાયા પાછી ખેંચી લેતો નથી. જે કોઇ શરણે આવ્યો હોય, તેનો આતિથ્ય સત્કાર પ્રયત્ને કરીને કરવો પડે છે; અને પંચમહાયજ્ઞમાં તો

ગૃહસ્થે વિશેષે કરીને પ્રયત્નવડે સત્કાર કરવો જોઇએ. જે પુરૂષ ગૃહસ્થાશ્રમી થઇને મોહથી પંચમહાયજ્ઞ કરતો નથી, તેને ધર્મવડે આ લોક કે પરલોક પ્રાપ્ત થતા નથી. માટે તમે અત્યંત વિશ્વાસ રાખીને મને કહો. તમે વાણીવડે જે બોલશો તે સર્વ હું કરીસ, તમારે મનમાં શોક કરવો નહિ. તે પક્ષિનું એવું વચન સાંભળીને પેલો પારધી બોલ્યો કે મને અતિશય ટાઢ વાય છે, માટે તેથી મારૂં રક્ષણ તું કર. એમ સાંભળીને તે પક્ષિએ પૃથ્વી ઉપર સૂકાં પાંતરાંનો ઢગલો કર્યો, તથા પોતાની શક્તિ પ્રમાણે ચાંચમાં પાંદડું લેઇને ઉતાવળે અગ્નિ લેવાને ગયો. અગ્નિ લેવાને ગયેલો તે પક્ષિ અગ્નિ લેઇને પાછો આવ્યો તથા પછી પેલાં સૂકાં પાંદડાંના ઢગલામાં તેણે અગ્નિ પણ સળગાવ્યો. તેણે મોટો ભડકો કરીને પોતાના શરણાગત પરોણાને કહ્યું કે સારી રીતે નિરાંતથી હવે તમે તમારાં અંગ શેકો અને કોઇ જગોએથી ભયની શંકા રાખશો નહિ. તેનું એવું વચન સાંભળીને "બહુ સારૂં" એમ કહીને તે પારધીએ પોતાનાં અંગ શેકવા માંડ્યાં, અગ્નિની ગરમીથી જેના પ્રાણ પાછા આવ્યા છે એવો તે પારધી ઘણો આનંદ પામ્યો અને વિધિના કરાથી આ પક્ષિને જોઇને વ્યાકુળ નેત્રવાળો તે બોલ્યો કે મને ભૂખ બહુ લાગી છે, માટે તું મને કાંઈ ખાવાનું આપ, એવી મારી ઇચ્છા છે. તેનું એવું વચન સાંભળીને તે પક્ષી બોલ્યો કે મારો એવો વૈભવ કાંઇ છે નહિ કે જેથી તારી ક્ષુધાને હું નાશ કરૂં; અમે તો વનમાં રહેનારા છીએ માટે નિત્યના ઉત્પન્નવડે નિત્ય જીવીએ છીએ. પણ મુનિઓ જેમ ભોજન કરવાનો સંચય રાખે છે તેમ અમારી પાસે કાંઈ સંચય રહેતો નથી. એ પ્રમાણે તેને કહીને તે પક્ષિનું મુખ ફીકું પડી ગયું, તેના મનમાં એમ ચિંતા થઇ કે હવે કેમ કરવું? હે ભરતશ્રેષ્ઠ ! તે પક્ષી પોતાની વૃત્તિની નિંદા કરવા લાગ્યો કે અરે ! આપણે સંચય નથી રાખતા તે બહુ ખોટું છે, કેમ કે સંચય હોય તો આવે પ્રસંગે અતિથિનો સત્કાર થઈ શકે. પણ એ ઘડીમાં તેને ભાન આવ્યું, એટલે તે પક્ષિઘાતકને કપોત કહેવા લાગ્યો કે તમે બે ઘડી વાટ જુઓ; હું તમને તૃપ્ત કરીશ. એમ કહીને સૂકાં પાંદડાંવડે અગ્નિને પ્રદિપ્ત કરીને પછી મોટો આનંદ પામીને તે પક્ષી બોલ્યો કે, મેં પૂર્વે ઋષિઓ, દેવતાઓ, અને મહાત્મા પિતૃઓનો અતિથી પૂજન શ્રેષ્ઠ મોટો ધર્મ છે એમ સાં-

મળ્યું છે. હે સૌમ્ય ! માટે તું મારા ઉપર કૃપા કરીને મારો અંગીકાર કરજે; હું એ તને સાચું કહું છું. કેમ કે અતિથિનું પૂજન કરવામાં મારી બુદ્ધિ નિશ્ચયવાળી છે. પછી તે પક્ષી જાણે હસતાં હસતાં (હાસ્યમાં) તે કાર્ય કરતો ન હોય તેમ પ્રતિજ્ઞા કરીને તે મોટી બુદ્ધિવાળા પક્ષિએ અગ્નિની ત્રણ પ્રદક્ષિણા કરીને તેમાં પ્રવેશ કર્યો. પક્ષિને અગ્નિમાં પડેલો જોઇને પેલો પારધી મનમાં વિચારવા લાગ્યો કે આ મેં શું ઘોર કર્મ કર્યું છે! અરે! મહા ક્રૂર અને પોતાનાં કર્મથી નિંદાયલાને મને મહાભયંકર અધર્મ પ્રાપ્ત થશે એમાં સંશય નથી. પક્ષિને એ રીતે અગ્નિમાં પડેલો જોઇને પોતાનાં કર્મનો ધિક્કાર કરતો તે પારધી એ રીતે બહુ પ્રકારે અત્યંત વિલાપ કરવા લાગ્યો.

एवंबहुविधंभूरिविललापसलुब्धकः ।
गर्हयन्स्वानिकर्माणिद्विजंदृष्ट्वातथागतम् ॥

इतिश्री महाभारते शां० आप० कपोतलुब्धकसंवादे गुर्जरभाषायां
षोडशोऽध्यायः ॥ १६ ॥

**भीष्मउवाच** ॥ ततःसलुब्धकःपश्यन्क्षुधयापिपरिप्लुतः ।
॥ कपोतमग्निपतितंवाक्यंपुनरुवाचह ॥ १ ॥

ભીષ્મ કહે છે,—પછી ક્ષુધાવડે નિમગ્ન થયેલા છતાં પણ તે પારધીએ અગ્નિમાં પડેલા કપોતને જોઇને ફરીને આ વચન બોલ્યો કે, બુદ્ધિહીન અને દુષ્ટ મેં આ કર્મ શું કર્યું! ! પોતાનાં દુષ્કૃત ઉપર જીવનારને મને નિત્ય પ્રત્યે પાતક લાગશે. એ પ્રમાણે પોતાને અતિશય ધિક્કાર કરતો તે પારધી ફરી ફરીને બોલ્યો કે વિશ્વાસ નહિ કરવા જેવો, અત્યંત દુષ્ટ બુદ્ધિવાળો, સર્વદા કપટના નિશ્ચયવાળો, હું શુભ કર્મનો ત્યાગ કરીને પક્ષિઓને જાળમાં પકડવાનું કર્મ કરૂં છું ! મારા સરખા દુષ્ટને મહાત્મા કપોતે પોતાના માંસનું દહન કરીને મોટો ઉપદેશ આપ્યો છે એમાં સંશય નથી. માટે હું મારા પ્રિય પ્રાણ તથા પુત્ર અને સ્ત્રિયો, એ સર્વને છોડી દેઇશ; મહાત્મા કપોતે મને નિશ્ચય ધર્મોપદેશજ કરેલો છે. આજથી આરંભીને આ દેહને સર્વ પ્રકારના ભોગથી

વિવર્જીત કરીને ગ્રીષ્મ ઋતુના અલ્પ તલાવડાની પેઠે હું સોષણ કરીશ. હું ભૂખ, તરસ, અને તડકો સહન કરીને કૃશ તથા નસાઓથી માત્ર વ્યાપ્ત છે શરીર, જેનું એવો થઇશ તથા નાના પ્રકારના ઉપવાસે કરીને પરલોક સંબંધી ધર્મ આચરીશ; અહો! આ પક્ષિએ પણ પોતાના દેહનું અર્પણ કરીને અતિથિ પૂજન બતાવી આપ્યું છે, માટે હું ધર્મનું આચરણ કરીશ; કેમકે ધર્મ એજ પરમગતિ છે. આ ઉત્તમ પક્ષિમાં જેવો ધર્મ મેં દીઠો છે તેવા ધર્મનું હું આચરણ કરીશ. એમ કહીને ધર્મ આચરવાનો નિશ્ચય કરીને રૌદ્ર કર્મ કરનારો તે પારધી વખાણવા યોગ્ય વ્રત ધારણ કરીને મહાપ્રસ્થાનની વાટે ચાલ્યો, પછી તેણે પોતાની લાકડી, શલાકા (જાળનો સળીયો), જાળ, પાંજરૂ અને તેમાં બાંધેલી કપોતી એ સર્વને છોડી મૂકીને તજી દીધાં.

ततोयष्टिंशलाकांचक्षारकंपंजरंतथा ।

तांचबद्धांकपोतींसममुच्यविससर्जह ॥ १० ॥

इतिश्री महाभारते शां० आप० गु० भा० सप्तदशोऽध्यायः ॥ १७ ॥

**भीष्मउवाच** ॥ ततोगतेशाकुनिकेकपोतीप्राहदुःखिता ।

॥ संस्मृत्यसाचभर्तारंरुदतीशोककार्षिता ॥ १ ॥

ભીષ્મ કહે છે,—પછી પારધી ગયો એટલે દુઃખ પામેલી, શોકથી કૃશ થઇ ગયેલી તથા પોતાના સ્વામિને સંભારીને રૂદન કરતી કપોતી વિલાપ કરવા લાગી, કે હે નાથ! તમે કોઇ વખત મારૂં અપ્રિય કર્યું હોય એમ મને સાંભરતું નથી; સર્વે વિધવા સ્ત્રિયો યદ્યપિ ઘણા પુત્રો હોય તથાપિ સ્વામિ વિના શોક પામે છે. પતિ વિનાની તપસ્વિની સ્ત્રી બાંધવોને શોક કરવા લાયક થાય છે. તમે મને નિરંતર લાડ લડાવ્યાં છે તથા મધુર, સ્નેહયુક્ત, કલેશ વિનાનાં અને મનને હરણ કરે એવાં વચનો બોલીને બહુ માન આપી પૂજન કર્યું છે. પર્વતોની ગુફાઓમાં, નદીઓનાં ઝરણમાં અને રમણીક વૃક્ષોનાં શિખરો ઉપર મેં તમારી સાથે રમણ કર્યું છે. આકાશમાં ઉડવાની ક્રીડામાં હું તમારી સાથે સુખે કરીને મનમાં આનંદ પામી છું, તથા હે કાંત! પૂર્વે આપણે અનેક ક્રીડાઓ કરી છે તેમાંનું આજ મારે કાંઇ નથી! પિતા આપે તે પણ થોડું અને ભાઇ તથા

પુત્ર પણ થોડુંજ આપે છે; પણ માપ વિના સુખના પદાર્થ આપનાર તો પોતાનો સ્વામીજ છે, તેનું પૂજન કયી સ્ત્રી નહિ કરે? સ્વામિ સમાન સ્ત્રીનો બીજો કોઇ પ્રભુ નથી અને સ્વામિ સમાન સ્ત્રીને બીજું કોઇ સુખ નથી; બધું ધન તથા સર્વસ્વનો ત્યાગ કરીને સ્ત્રીએ કેવળ સ્વામીનેજ શરણ થવું યોગ્ય છે, કેમકે તેના વિના બીજો કોઇ સ્ત્રીને શરણે રાખનાર નથી. હે નાથ! તમારા વિના મારે હવે આ લોકમાં જીવવું નથી; પતિ વિનાની થઇને કયી સ્ત્રી જીવવાને ઉત્સાહ રાખે? અત્યંત દુઃખ પામેલી તે પતિવ્રતા કપોતીએ એ રીતે બહુ પ્રકારનો કરૂણાજનક વિલાપ કરીને પ્રદીપ્ત થયેલા અગ્નિમાં પ્રવેશ કર્યો. પછી વિચિત્ર બાજુબંધ જેણે ધારણ કરેલા છે, વિમાનમાં બેઠેલો છે તથા પુણ્યવાન મહાત્માઓ જેનું પૂજન કરે છે, નાના પ્રકારની માળાઓ તથા નાના પ્રકારનાં વસ્ત્ર જેણે ધારણ કરેલાં છે, સર્વ અલંકારથી જે શોભાયમાન છે, પુણ્ય કર્મવાળાં શતકોટિ ઉત્તમ વિમાનોથી જે વીંટાયલો છે, એવો પોતાનો સ્વામી તેણે જોયો. પછી ઉત્તમ વિમાનમાં બેશીને તે પક્ષી સ્વર્ગમાં ગયો તથા ત્યાં પોતના કર્મથી પૂજન પામીને સ્ત્રી સહિત વિલાસ કરવા લાગ્યો.

ततःस्वर्गगतःपक्षीविमानवरमास्थितः ।
कर्मणापूजितस्तत्ररेमेससहभार्यया ॥ १२ ॥

इतिश्री महाभारते शां० आ० कपोतलुब्कसंवादे गुर्जरभाषायां
अष्टादशोऽध्यायः ॥ १८ ॥

**भीष्मउवाच** ॥ विमानस्थौतुतौराजन्लुब्धकःखेददर्शह ।
॥ दृष्ट्वातौदंपतीराजन्व्यचिंतयततांगतिम् ॥ १ ॥

ભીષ્મ કહે છે,—હે રાજન્! પછી પેલા પારધીએ તે કપોત તથા કપોતીને આકાશમાં વિમાનમાં બેઠેલાં જોયાં, તથા તે દંપતીને જોઇને તે ગતિનો વિચાર કરવા લાગ્યો કે આવાજ તપવડે કરીને હું પરમ ગતિ પામીશ. એમ પોતાની બુદ્ધિવડે નિશ્ચય કરીને તે પક્ષિઓ ઉપર જીવન કરનારો પારધી મહા પ્રસ્થાન કરવાના હેતુથી ત્યાંથી ચાલી નીક-

જ્યો. સ્વર્ગની ઇચ્છાથી તે કોઇ પ્રકારની ચેષ્ટા વિનાનો વાયુનો આહાર કરનાર અને મમત્વ વિનાનો થઇને ચાલ્યો. પછી જતાં જતાં તેણે એક સુંદર, મોટું, મનોરમ, કમળવડે શોભાયમાન, નાનાપ્રકારના પક્ષિઓના સમુદાયથી વ્યાપ્ત, શીતળ જળવાળું અને કલ્યાણકારી સરોવર જોયું. તે સરોવર જોઇને તૃષા થકી પીડિત પુરૂષ જોવા માત્રથીજ તૃપ્ત થાય એમાં સંદેહ નથી, હે રાજન્! એવું સરોવર આવ્યું તોપણ તે પારધીની ચિત્તવૃત્તિ ચલિત થઇ નહિ. અને તેના સામું જોયા વિનાજ હર્ષ પામીને તે આગળ ચાલ્યો, એટલે હિંસ્ર પશુઓ જેમાં રહેતાં હતાં એવી ઝાડીવાળું વન આવ્યું; મોટો નિશ્ચય કરીને પારધીએ તેમાં પણ પ્રવેશ કર્યો, તો વનમાં પેસતાંજ તેના શરીમાં કાંટા ભોંકાવા લાગ્યા. તે કાંટાવડે તેનાં અંગ ભેદાવા લાગ્યાં તથા તેને શરીરે રૂધિરના રેલા ચાલવા લાગ્યા, એમ છતાં પણ તેની દરકાર ન કરીને તે મનુષ્ય વિનાના તથા પશુ અને પક્ષિઓથી સમાકુળ એવા તે વનમાં તે ભમવા લાગ્યો. પછી તે વનમાં એકાએક ભારે પવન છુટયો, તેથી વૃક્ષો અરસ્પરસ ઘસાઇને તેના ઘર્ષણથી અત્યંત મોટો અગ્નિ પ્રકટ થયો, તથા તેથી વૃક્ષોથી સંપૂર્ણ ભરેલું તથા વેલીઓ અને વૃક્ષની શાખાઓથી સમાકુળ એવા તે વનને પ્રલયકાળના અગ્નિની પેઠે ક્રોધ પામીને બાળવા લાગ્યો. તે અગ્નિની જ્વાળા સહિત તેમાંથી ઉડતા તણખાઓ ચારે પાસે ફેલાવા લાગ્યા અને પશુ તથા પક્ષિઓથી સમાકુળ એવું તે ભયાનક વન અગ્નિએ બાળી નાંખ્યું. તે જોઇને પોતાના દેહનો ત્યાગ કરવાની ઇચ્છાથી મનમાં હર્ષ પામીને તે પારધી વૃદ્ધિ પામતા અગ્નિભણી દોડ્યો. હે ભરતસત્તમ! પછી તે પારધી તે અગ્નિથી બળી મૂઓ અને નાશ થયાં છે પાપ જેનાં એવો તે પરમ સિદ્ધિ પામ્યો. પછી ગયો છે પરિતાપ જેનો એવા તે પારધીએ યક્ષ, ગંધર્વ અને સિદ્ધોની મધ્યે શોભતા ઇંદ્ર જેવો પોતાને સ્વર્ગમાં જોયો. એ પ્રમાણે પુણ્યકર્મ આચરવાથી કપોત, પતિવ્રતા કપોતી અને પારધી ત્રણે સ્વર્ગમાં ગયાં. જે સ્ત્રી એ કપોતીના જેવા આચરણવાળી થઇને સ્વામીનું અનુવર્તન કરે છે તે મૃત્યુ પામ્યા પછી તરતજ કપોતીની પેઠે સ્વર્ગમાં જઇને શોભે છે. એ રીતે પારધી અને મહાત્મા કપોતની પુણ્ય કર્મવડે ધર્મયુક્ત ગતિ પૂર્વે થઇ હતી. જે પુરૂષ આ આખ્યાનનું નિત્ય શ્રવણ કરે

અથવા જે તેનું કીર્તન કરે તેના મનમાં પ્રમાદથી પણ અશુભ રહેતુ નથી. હે યુધિષ્ઠિર ! હે ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ ! એ (શરણાગતનું રક્ષણ કરવું તે) મોટો ધર્મ છે; ગોહત્યા કરીને પાપ કર્યું હોય તેની પણ નિષ્કૃતિ એથી થાય છે, પણ જે શરણે આવેલાને હણે છે, તેની નિષ્કૃતિ થતી નથી. આ પવિત્ર અને પાપનો નાશ કરનારો ઇતિહાસ સાંભળવાથી મનુષ્ય ભૂંડી ગતિ પામતો નથી અને મૃત્યુ થયા પછી તેને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે.

इतिहासमिमंश्रुत्वापुण्यंपापप्रणाशनम् ॥
नर्दुर्गतिमवाप्नोतिस्वर्गलोकंचगच्छति ॥ १९ ॥

इतिश्री महाभारते शां० आप० गु० भा० एकोनविंशोऽध्यायः ॥१९॥

**युधिष्ठिरउवाच** ॥ अबुद्धिपुर्वयत्पापंकुर्याद्भरतसत्तम ।
॥ मुच्यतेसकथंतस्मादेतत्सर्वंब्रवीहिमे ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે—હે ભરત શ્રેષ્ઠ, કોઇ પુરૂષે કાંઈ પાપ બુદ્ધિપૂર્વક ન કર્યું હોય ( અજાણતાં પાપ થઈ ગયું હોય ) તો તે તે પાપથી શી રીતે મુક્ત થાય તે તે સર્વ મને કહો. ભીષ્મ કહે છે,—આ વિષે ઋષિએ વખાણેલી પ્રાચીન કથા જે શૌનક કુળના ઇન્દ્રોત નામે બ્રાહ્મણે જનમેજયને કહી હતી તે હું તને કહું છું. એક મોટો વીર્યવાન પરિક્ષિતનો પુત્ર જનમેજય કરીને રાજા હતો. તે રાજાએ અજાણતાં એક બ્રહ્મહત્યા કરી. તે જોઇને તેના પુરોહિત સહિત સર્વ બ્રાહ્મણોએ તેનો ત્યાગ કર્યો, તેથી તે રાજા રાત્રિદિવસ પરિતાપ પામીને વનમાં ગયો. પ્રજાએ ત્યાગ કરેલા તે રાજાએ મોટું કલ્યાણકારી કર્મ કર્યું, એવું કે ક્રોધથી પરિતાપ પામતા તે રાજાએ ઘણાક કાળ સૂધી તપ કર્યું. વળી તે રાજાએ બ્રહ્મહત્યાનો નાશ કરવા માટે આખી પૃથ્વીમાં ફરીને દેશદેશ ઘણાક બ્રાહ્મણોને પૂછ્યું. તેમાં એના ધર્મની વૃદ્ધિ કરનારો જે બનાવ બન્યો તેનો ઇતિહાસ હું તને કહુંછું. પાપકર્મથી દગ્ધ થતો જનમેજય ફરતો ફરતો પ્રશંસા કરવા જેવું જેનું વ્રત છે, એવા શૌનક કુળના ઇન્દ્રોતની પાસે ગયો તથા તે મળ્યા એટલે તેના બન્ને ચરણનું પીડન કરીને તેનું ગ્રહણ કર્યું. તે ઋષિએ રાજાને જોઇને તેનો અત્યંત તિરસ્કાર કરીને કહ્યું કે મોટા પાપનો ક-

રનાર ગર્ભહત્યા કરનારો તું અહીં શા માટે આવ્યો છે? તારે અમારી સાથે શું કામ છે? મને કોઇ પ્રકારે સ્પર્શ કરીશ નહિ; અહીંથી જલદી જતો રહે, કેમ કે તું અહીં રહે તે અમને પ્રીતિકર થતું નથી. તારા શરીરનો વાસ રૂધિરના જેવો અને તારો દેખાવ મડદા જેવો જણાય છે. અકલ્યાણકારી–અપવિત્ર તું પવિત્ર જેવો થઇને અને મરી ગયેલો તું જીવતા જેવો થઇને ફરે છે. બ્રાહ્મણના મૃત્યુરૂપ અપવિત્રાત્મા તું પાપનુંજ ચિંતવન કરતો જાગે છે અને તેવોજ સુઇ જાય છે તથા એ પ્રકારના પરમ સુખમાં તું છે. હે રાજન્! તારૂં જીવવું નિષ્ફળ છે તથા તું જે જીવે છે તે દુઃખ ભરેલું જીવિતજ જીવે છે. તું પાપને અર્થે ઉત્પન્ન થયો છે તથા હીનકર્મ માટે તારો જન્મ છે. પિતૃઓ તપવડે, દેવતાઓનું અર્ચન કરીને, દેવને નમસ્કાર કરીને અને સહનશીલતાવડે કરીને પુત્રોની ઈચ્છા કરે છે તથા તેમનું ઘણું કલ્યાણ ઇચ્છે છે. તારે લીધે નરકને પામેલા તારા પિતૃવંશને તું જો; તારા ઉપર એમણે જે જે આશાઓ બાંધી હતી તે તે સઘળી નકામી થઈ છે. જેમને પૂજવાવડે લોક સ્વર્ગ, આયુષ્ય, યશ અને પ્રજાને પામે છે તે બ્રાહ્મણોનો તું નિરંતર નિષ્ફળ દ્વેષ કરનારો છે. આ લોક જ્યારે તું છોડી દેઇશ (મૃત્યુ પામીશ), ત્યારે તારાં બધાં કર્મ સમાપ્ત થઈ જશે અને ઘણા કાળ સુધી ઊંચે માથે તું પતન પામીશ. તથા તે સ્થળમાં, જેના કંઠમાં ઝેર છે તથા લોઢાનાં જેમનાં મુખ છે, એવા ગીધો થકી પીડા પામતો તું ત્યાંથી ફરી પાછો પતન થઇને પાપયોનિમાં જન્મ પામીશ. હે રાજન્ જો આ લોકને તું તારો માનતો હોય તો જાણજે કે આ લોકજ તારે સુખકર નથી, તો પછી પરલોક ક્યાંથી હોય ! એ વાતનું સ્મરણ તને યમદૂતો યમલોકમાં કરાવશે.

यदिदंमन्यसेराजन्नायमास्तिकुतःपरः ।
प्रतिस्मारयितारस्त्वांयमदूतायमक्षये ॥ १९ ॥

इतिश्री महाभारते शांतिपर्व्वे आ० इंद्रोतपारिक्षितीयसंवादे
गु० भा० त्रिंशातितमोऽध्यायः ॥ २० ॥

**भीष्मउवाच** ॥ एवमुक्तःप्रत्युवाचतंमुनिंजनमेजयः ।
॥ गर्ह्यंभवान्गर्हयतेनिंद्यंनिंदतिमांपुनः ॥ १ ॥

ભીષ્મ કહે છે,—એમ કહ્યું તે સાંભળીને જનમેજયે તે મુનિને કહ્યું કે હું તિરસ્કાર કરવા જોગ છું તેનો તમે તિરસ્કાર કરો છો અને હું નિંદવા લાયક છું તેની તમે નિંદા કરો છો; તેમજ હું ધિક્કાર પામવા જોગ છું, તેનો તમે ધિક્કાર કરોછો. એટલા માટે હું તમારી પ્રાર્થના કરૂં છું. મેં જે સર્વે પાપકર્મ કર્યું છે તેને લીધે જાણે મને અગ્નિમાં મૂકયો હોય તેમ હું દગ્ધ થાઉં છું. મારાં કર્મને જોઇ જોઇને મારૂં મન પ્રસન્ન થતું નથી. યમરાજા થકી પણ અધિક દારૂણ ભય પામીને તથા તે પાપરૂપ શલ્યનો ત્યાગ કર્યા શિવાય હું શી રીતે જીવી શકીશ? અર્થાત્ યમયાતના ભોગવ્યા પછી મારાં દુષ્કૃતનું શલ્ય પાછું મને પ્રાપ્ત થશેજ. હે શૌનક! તમે મારા ઉપરથી સઘળો કોપ દૂર કરીને તે મને કહો. હું બ્રાહ્મણોનો પરમ ભક્ત હતો અને હવે પછી થઇશ તથા હમણાં છું. આ કૂળનો નાશ ન થાઓ, પણ કાંઇક શેષ રહો, એમ મારી પ્રાર્થના છે. જ્યાંસૂધી અમોને બ્રાહ્મણ એકમતથી વખાણતા નથી ત્યાંસુધી બ્રાહ્મણની હિંસા કરનારા અમારા જેવા પાપીના કુળનું શેષ રહેવાનું નથી. તમે વેદનો નિશ્ચય જાણનારા છો માટે તમારી ફરીને પણ હું પ્રાર્થના કરૂં છું કે હું મારા આત્માથકી નિર્વેદ પામી ગયો છું, માટે જેમ યોગી પુરૂષો દીન પુરૂષોનું રક્ષણ કરે છે, તેમ તમે મારૂં રક્ષણ કરો. જે પુરૂષો યજ્ઞ કરતા નથી તેને આલોક તથા પરલોક પ્રાપ્ત થતા નથી; તથા તે જ્યારે નરક ભોગવીને જન્મ લેવા આવે છે ત્યારે તેના સામે મ્લેચ્છ અને ભિલ્લ આદિક લોકો ઉભા રહેલાજ હોય છે, અર્થાત્ તે જાતિમાં તે જન્મ પામે છે. હું તમારે શરણે આવેલો છું માટે મારામાં દોષ છતાં તે ઉપર દૃષ્ટિ ન કરતાં પંડિત જેમ મૂર્ખ ઉપર દયા કરે તથા પિતા જેમ પુત્ર ઉપર દયા કરે તેમ હે શૌનક! હે બ્રહ્મન્! તમે મારા ઉપર પ્રીતિમાન્ થાઓ. શૌનક કહે છે,—અબુદ્ધિમાન્ પુરૂષ ઘણુંક અયોગ્ય કર્મ કરે એમાં શું આશ્ચર્ય છે? એમ જાણીને પંડિત પુરૂષ પ્રાણીઓ ઉપર કોપ કરતો નથી. તે અશોચ્ય પુરૂષ બુદ્ધિરૂપી મેહેલ ઉપર ચઢીને બીજા મનુષ્યોનો શોક કરે છે; જેમ પૃથ્વી ઉપર રહેલા પુરૂષોનો પર્વતના શિખર ઉપર બેશીને કોઇ પુરૂષ શોક કરે તેમ પોતાની બુદ્ધિના ઉન્નતપણા ઉપર રહીને તે મૂર્ખોને શોચે છે. જે પુરૂષ સાધુપુરૂષોથી વેગળો રહીને તેમની નજરથી દૂર રહે છે,

તથા સાધુપુરૂષોએ પ્રથમ જેનો ધિક્કાર કરેલો છે, એવો પુરૂષ બુદ્ધિ પ્રામી શકતો નથી, તે જોઇને પંડિતો વિસ્મય પણ પામતા નથી. કેમકે સત્સંગ વિના બુદ્ધિ દુર્લભજ છે. બ્રાહ્મણનું મહાત્મ્ય અને વીર્ય વેદશાસ્ત્રમાં તેં જાણેલુંજ છે, હવે તું તેઓ શાંત થાય તેવી રીતે કર અને બ્રાહ્મણોજ તને શરણે રાખી શકશે. હે તાત ! બ્રાહ્મણો જ્યાં સુધી કોપ પામ્યા નથી ત્યાં સુધી જે કર્યું તે પરલોકનું સાધન જાણવું, પણ જો તેઓ કોપ પામ્યા તો તું ધર્મને જાણીને પણ તારાં પાપવડે પરિતાપ પામીશ. જનમેજય કહે છે—હે શૌનક ! હું મારાં પાપથી પરિતાપ પામું છું તથા ધર્મનો લોપ કરતો નથી; તથા મારો અભ્યુદય થાય એવી મારી ઇચ્છા છે તથા હું તમારી ભક્તિ કરનારો છું, માટે મારા ઉપર પ્રસન્ન થાઓ. શૌનક કહે છે-હે રાજન્ ! દંભ અને માન છોડીને તું બ્રાહ્મણો પ્રત્યે પ્રીતિ કર એમ હું ઇચ્છું છું. વળી તું સર્વે પ્રાણીઓનું હિત કરનારજ થજે, તથા ધર્મને કદાપિ તજતો નહિ. હું તને મારો શિષ્ય કરૂં છું પણ ભયથી, લોભથી કે દીનતાથી તને શિષ્ય કરતો નથી એ તારે નિશ્ચય સમજવું; બ્રાહ્મણો સહિત હું તને દેવવાણી કહું છું તે સાંભળ, હું કોઇ પ્રકારે પણ દ્રવ્યની આશા તારી પાસેથી રાખતો નથી, પણ ધર્મને માટે હું તને શિષ્ય કરૂં છું. શૌનકે પાપિષ્ઠ રાજાનું ગ્રહણ કર્યું માટે તેને ધિક્કાર છે, એ પ્રમાણે સર્વે લોકો મારી નિંદા કરશે, તો પણ એ નિંદાની દરકાર ન કરીને હું તારૂં ગ્રહણ કરૂં છું. લોકો મને અધર્મજ્ઞ કહેશે તથા મારાં સગાંવહાલાં મને તજી દેશે. આ વાત મારા મિત્રો સાંભળીને મારા ઉપર અત્યંત કોપ પામશે; એ સર્વમાંથી કોઇક મોટી બુદ્ધિવાળા હશે તેજ યથાર્થ વાત જાણશે. હે ભારત ! તો પણ હું જે કરૂં છું તે ઉપરથી બ્રાહ્મણો પ્રત્યે મારી શી ઇચ્છા છે તે તું જાણજે; જે રીતે તેઓ મારા નિમિત્તથી તારાવડે કલ્યાણ પામે તેમ તું કર. હે રાજન્ ! બ્રાહ્મણોનો દ્રોહ ન કરવો એ વાતની તું પ્રતિજ્ઞા કર. જનમેજય કહે છે—હે વિપ્ર, હવે ફરીને કોઇ દિવસ વાણીવડે, મનવડે કે, કર્મવડે હું બ્રાહ્મણનો દ્રોહ કરનાર નથી, એ વિષે હું તમારે પગે હાથ મૂકું છું.

नैवव्राचानमनसानर्जातुकर्मणा ।

द्रोग्धास्मिब्राह्मणान्विप्रचरणाववपितेस्पृशे ॥ २२ ॥

इतिश्री महाभारते शां० आप० गु० भा० एकविंशतितमोऽध्यायः ॥२१॥

**शौनकउवाच** ॥ तस्मात्तेहंप्रवक्ष्यामिधर्ममावृतचेतसे ।

॥ श्रीमान्महाबलस्तुष्टःस्वयंधर्ममवेक्षसे ॥ १ ॥

શૌનક કહે છે—હું વિદ્યાથી શોભતો, વિદ્યારૂપ મોટા બળવાળો અને તારા ઉપર પ્રસન્ન થયેલો છું તેથી તથા તું ધર્મ સાંભળવાની ઈચ્છા રાખે છે અને તે માટે તારૂં ચિત્ત મારામાં આસક્ત થયું છે તેથી હું તને ધર્મ કહીશ. તું રાજા પ્રથમ મહા દારૂણ થઈને પછી પોતાનાં આચરણ વડે પ્રાણીઓ ઉપર દયા કરે છે એ અત્યંત વિસ્મયકારક છે ! લોકો એમ નિશ્ચય કરે છે કે એવો દારૂણ સમગ્ર ધર્મને નિશ્ચય બાળી મૂકશે; અને એ પ્રમાણે પરિતાપ આપનારો થઈને તું ધર્મની અપેક્ષા કરે છે એ આશ્ચર્યકારક છે ! હે જનમેજય ! ઘણાક કાળથી તેં તપ આરંભીને ભક્ષ્ય તથા ભોજ્યનો ત્યાગ કર્યો છે, એ સર્વે લોકને અદ્ભુત દેખાય છે ! કોઇ ધન સંપન્ન હોઈને દાતાર થાય તથા દીન હોઈને તપસ્વી થાય, તેમાં કાંઇ આશ્ચર્ય નથી, કેમકે તે તો (કાર્ય કારણ) ઘણું પાસે પાસે છે. તારામાં જે દીનતા દેખાય છે તે સર્વે પૂર્વાપર સંબંધ વિનાની જણાય છે; પણ જો તે દીનતા કોઇ કાર્યની ઇચ્છાથી સંબંધવાળી હોય તો તેથી ગુણ ઉપજે છે. હે રાજન્ ! યજ્ઞ, દાન, દયા, વેદ અને સત્ય એ પાંચ તથા છઠ્ઠું સારા આચરણથી તપ કર્યું હોય, તે સર્વે પવિત્ર છે. હે જનમેજય ! તપ એજ રાજાઓને પરમ પવિત્ર સાધન છે; જો તેનુંજ રૂડી રીતે ગ્રહણ થયું તો કલ્યાણકારક ધર્મ પ્રાપ્ત થાય છે. વળી પુણ્યશાળી સ્થળમાં જવું તે પણ પરમ પવિત્ર છે. આ વિષે પણ યયાતિએ કહેલી ગાથાનું ઉદાહરણ અપાય છે. તે ગાથા એવી છે કે, જે મનુષ્ય પોતાના જીવિતરૂપ આયુષ્યને પામે છે, તેણે અતિ યત્ને કરીને યજ્ઞ કરવો તથા તે ઇશ્વરને અર્પણ કરીને પછી તપ કરવું. કુરૂક્ષેત્ર એ પુણ્ય સ્થળ છે, કુરૂક્ષેત્ર કરતાં સરસ્વતી વિશેષ, સરસ્વતી કરતાં તીર્થસ્થળ અને તીર્થો કરતાં વિશાળ જળવાળાં સ્થળ વિશેષ છે. તે સ્થળમાં સ્નાન કરીને અને જળપાન કરવાવડે મૃત્યુ તેને પરિતાપ આપતું નથી. મોટા સરોવર, પુષ્કર, પ્રભાસ, ઉત્તર માનસ સરોવર, અને કાળોદક, એ તીર્થમાં જો તું જીવતો રહે તો જજે. સરસ્વતી અને દૃષદ્વતીનો સમાગમ જે સ્થળમાં થાય છે તેને માનસ સરોવર કહે છે. સ્વાધ્યાયનું પઠન કરતાં કરતાં એ સર્વ સ્થાનમાં જળ સ્પર્શ કરવો. સર્વે પવિત્ર ધર્મોમાં દાનધર્મ સર્વથી વિશેષ પવિત્ર છે તથા સન્યા-

સદ્ધર્મ તેના કરતાં પણ વિશેષ પવિત્ર છે એમ મનુએ કહેલું છે. આ જગે-એ સત્યવાને કહેલી ગાથાનું ઉદાહરણ અપાય છે; તે એવું છે કે,-જેમ બાળ, રાગ દ્વેષ વિનાનો હોવાથી એ સત્ય છે તથા તે પુણ્ય કે પાપ કાંઇ કરતો નથી, તેમ આચરણ કરવું. સર્વે ભૂતોને દુ:ખજ નથી તો સુખ કયાંથી હોય? અર્થાત્ સુખ અને દુ:ખ બન્ને મન:કલ્પિત છે. એ પ્રમાણે બ્રહ્મસ્વરૂપ સર્વે ભૂતને સંસર્ગરૂપ પાપ પ્રાપ્ત થાય છે. તે પાપ અને પુણ્ય નિવૃત્ત થયા પછી દેહ ત્યાગ થવો કલ્યાણકારક છે. વળી રાજાને સર્વથી મોટું કાર્ય જે કરવાનું છે તે કહું છું તે સાંભળ;-હે નરપતે! ધૈર્ય અને દાનવડે તું સ્વર્ગને જીતજે; કેમકે જેની પાસે ધૈર્ય અને દાન એ બે ગુણ છે તે પુરૂષ સ્વર્ગને જીતે છે. હે રાજન્! તું બ્રાહ્મણને અર્થે અને સુખને અર્થે પૃથ્વીનું પાલન કર. જે પ્રમાણે પૂર્વે તું તેમની નિંદા કરતો હતો તે પ્રમાણેજ તું તેમને પ્રસન્ન કર. કદાચિત્ તેઓ તારો તિરસ્કાર કરે અથવા અનેક રીતે ત્યાગ કરે, તો પણ બ્રાહ્મણોને આત્મસમાન જાણીને તેમની તું હત્યા કરીશ નહિ એવો નિશ્ચય કર અને એ રીતે પોતાના કાર્યમાં ઉદ્યોગી રહિને પરમ કલ્યાણ પ્રાપ્ત કર. કોઇક રાજા હિમ જેવો શીતળ, અગ્નિ સરખો ક્રૂર, અને યમ સરખો ગુણદોષ વિચારનારો હોય છે; તથા કોઇ રાજા હળની પેઠે દુષ્ટ પુરૂષોનાં મૂળ ઊખેડી નાખનાર અને વજ્રની પેઠે દુષ્ટ ઉપર અકસ્માત્ તૂટી પડનાર હોય છે. ખળ પુરૂષોના સંગમાં વિશેષ ગુણને લીધે (જેમકે અમુક પુરૂષ હોશીઆર છે એમ ધારીને) પણ જવું નહિ; અથવા બ્રાહ્મણત્વાદિ સામાન્ય ગુણને લીધે પણ જવું નહિ; કેમકે ખળની સંગતિ કરીને હું કાંઇ ખળ નથી તેથી મને તેમનો સંગ શો બાધ કરનાર છે એમ ધારવું નહિ, પણ એમજ ધારવું કે 'હું પણ ખળ છું', કેમકે મને ખળ ઉપર પ્રીતિ થાય છે, માટે ખળ પુરૂષોના સાથે કદાપિ પ્રીતિ કરવી નહિ. દુષ્ટ કર્મ એકવાર કર્યું હોય તો પછી તેનો પરિતાપ કરવાથીજ તેના પાપથી મુક્ત થવાય છે તથા બે વાર કર્યું હોય તો હવે ફરીને એવું કાર્ય કરવું નહિ એમ દૃઢ નિશ્ચય કરવારૂપ બીજા કાર્યથી મુક્ત થવાય છે,—તેમજ જો ત્રણ વાર દુષ્ટકર્મ કર્યું હોય તો હું ધર્માચરણ કરીશ એવા બીજા સંકલ્પથી પણ મુક્ત થવાય છે. પણ જો વારંવાર દુષ્ટ કર્મનો અભ્યાસ કર્યો હોય તો અનેક પવિત્ર તીર્થ ફરવાવડે તે પાપથી મુકત થવાય છે. જે પુરૂષ પોતાના

અભ્યુદયની ઇચ્છા રાખતો હોય તેણે પુણ્યકર્મ કરવાં; જેમકે જે પુરૂષો સુગંધી પદાર્થોનું સેવન કરેછે, તેઓનાં અંગ સુગંધમય થાય છે તથા જેઓ દુર્ગંધમય પદાર્થો સેવેછે તેમનાં અંગ દુર્ગંધમય થાય છે. જે પુરૂષ તપનું આચરણ કરે છે તે તત્કાળ પાપથી મુક્ત થાય છે. જેને માથે અપવાદ આવ્યો છે, તે પુરૂષ એક વરસ સુધી અગ્નિનું સેવન કરવાથી મુકત થાય છે. ત્રણ વરસ સુધી અગ્નિનું સેવન કરવાથી ગર્ભહત્યા કરનાર મુકત થાય છે. તેમજ મહા સરોવર, પુષ્કર તીર્થ, પ્રભાસ અને ઉત્તર માનસરોવર, એ તીર્થોમાં જવાવડે સો યોજન ચાલીને ગર્ભહત્યા થકી મુકત થવાય છે. જેટલાં પ્રાણીઓની જે પુરૂષ હિંસા કરે તેટલાં પ્રાણીઓનો વધ થતાં છોડાવે તો પ્રાણીઓને હણનારો પોતાના પાપથી મુકત થાય છે. જળમાં સ્નાન કરીને ઋતંચ૦ એ ત્રણ મંત્રોવડે અઘમર્ષણનો જાપ કરવાથી અશ્વમેધ યજ્ઞ કર્યા જેટલું પુણ્ય થાયછે એમ મનુએ કહેલું છે. એ અઘમર્ષણ તત્કાળ પાપનો નાશ કરેછે તથા તે કરનાર પુરૂષ સત્કાર પામેછે; અને પ્રાણીઓ તથા જડ મૂગાની પેઠે તેને પ્રસન્ન થાય છે. હે રાજન્! દેવ અને દૈત્યો સર્વે એકઠા મળીને એક વખત બૃહસ્પતિની પાસે ગયા અને પૂછવા લાગ્યા કે હે મહર્ષે! ધર્મથી ઉપાજેલું સુખરૂપ ફળ શું છે તમે જાણો છો? તેમ પરલોકમાં નરકનાં દુઃખરૂપ શું ફળ મળે છે તે તમે જાણો છો? વળી જે યોગીને સુખ અને દુઃખ બન્ને સમાન છે તેને તે બન્નેની બરોબર ફળ મળે છે કે કેમ? વળી જેને સુખ દુઃખ સમાન નથી એવો ધર્મશીલ પુરૂષ દાન પુણ્યથી શી રીતે પાપનો નાશ કરે છે તથા તે પુણ્યનું ફળ શું છે તે કહો. બૃહસ્પતિ કહે છે,—જે પુરૂષ પ્રથમ અબુદ્ધિપૂર્વક પાપ કરીને પછી તે પાપનો ક્ષય થવા માટે બુદ્ધિપૂર્વક પુણ્ય કરે છે, તે કર્મશીળ પુરૂષ ક્ષારયુકત મલિન વસ્ત્રની પેઠે તે પાપનો નાશ કરે છે. જે પુરૂષ પાપ કરીને એમ માને છે કે તેનો કર્ત્તા હું નથી અર્થાત્ અભિમાન રહિત થઇને પાપ કરે છે તે શ્રદ્ધાવાળો અને અસૂયા વિનાનો પુરૂષ કલ્યાણજ પ્રાપ્ત કરે છે. જે પુરૂષ સત્પુરૂષોનાં છિદ્ર ઉઘાડાં થયાં હોય તેને ઢાંકે છે, તે પુરૂષ પાપ કરીને પણ કલ્યાણને પામે છે. જે પ્રમાણે પ્રાતઃકાળમાં સૂર્ય ઉદય પામીને સર્વ અંધકારનો નાશ કરેછે, તે પ્રમાણે પુરૂષ કલ્યાણકારી કર્મ કરવાવડે સર્વ પાપનો નાશ કરેછે. ભીષ્મ કહે છે,—એ પ્રમાણે

જનમેજય રાજાને શૌનક વંશના ઈંદ્રોત ઋષિએ કહિને તે રાજાના પાસે તેણે વિધિપૂર્વક અશ્વમેધ યજ્ઞ કરાવ્યો. પછી—હે રાજન્ ! દૂર થયું છે પાપ જેનું, કલ્યાણુથી વીંટાયલો, પ્રજ્વલિત અગ્નિના સરખો તેજસ્વી અને અને શત્રુનો નાશ કરનાર, જેમ સંપૂર્ણ મંડળવાળો ચંદ્રમા આકાશમાં પ્રવેશ કરે તેમ પોતાના રાજનગરમાં પેઠો.

॥ ततःसराजाव्यपनीतकल्मषःश्रेयोवृतःप्रज्वलिताग्निरूपवान् ।
॥ विवेशराजन्स्वममित्रकर्षणोयथादिवंपूर्णवपूर्निशाकरः ॥ ३१ ॥

इतिश्री महाभारते शांति० आ० गु० भा० द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

**युधिष्ठिरउवाच** ॥ काच्चित्पितामहेनासीच्छ्रुतंवादृष्टमेवच ॥
॥ कश्चिन्मर्त्योमृतोराजन्पुनरुज्जीवितोभवेत् ॥ १ ॥

*યુધિષ્ઠિર કહે છે,—હે રાજન્ ! કોઇ પુરૂષ મરી ગયો હોય અને પછી તે જીવતો થયો હોય એવું પિતામહે (તમોએ) સાંભળ્યું છે કે જોયું છે શું? ભીષ્મ કહે છે,—પૂર્વે નૈમિષારણ્યમાં ગીધ અને શિયાળનો સંવાદ થયો હતો તેનો પુરાતન ઇતિહાસ હું તને યથાર્થ કહું તે સાંભળ. કોઇએક બ્રાહ્મણને મહા દુઃખે કરીને એક પુત્ર પ્રાપ્ત થયો તથા તે વિશાળ નેત્રવાળો બાળક બાળસંગ્રહથી પીડા પામીને બાળપણમાંજ મરી ગયો. તે જોઇને તેના સગાવહાલા બહુ દુઃખિત થયા, કેમ કે આખા કુળમાં એનાવડે સર્વનાં બારણાં ઉઘાડાં રહેવાનાં હતાં, તેથી તેઓ યૌવન જેને પ્રાપ્ત થયું નથી એવા તે બાળ.

---

* આ યુધિષ્ઠિરના પ્રશ્નનું તાત્પર્ય આ રીતે સમજવું;—પાછલા અધ્યાયમાં કહ્યું છે કે આ લોકમાં બુદ્ધિપૂર્વક કે અબુદ્ધિપૂર્વક જે પાપ કર્યું હોય તે સત્કર્મથી અને ધર્મ આચરવાથી નાશ થાય છે. એટલે પાપી એ મૃતતુલ્ય છે અને આ લોકમાંજ રહીને પાછો તે પાપ રહિત થયો એટલે જીવતો થયો. એમ બનવું શું સંભવિત છે? જો એમ બને તો મરી ગયેલો મનુષ્ય પણ જીવતો જોઇએ. એમ તર્ક કરીને યુધિષ્ઠિર પૂછે છે કે, મરી ગયેલો કોઇ ફરી જીવતો થયો છે કિં૦ ? અર્થાત્ જો તેમ કોઈ કાળે બન્યું હોય તો પાપી પુરૂષ પુણ્યશાળી પણ થઈ શકે એ સંભવિત છે; અન્યથા સંભવિત નથી.

કને લેઇને શોકથી વિહ્વળ થઇને રડવા લાગ્યા. પછી તે મરી ગયેલા બાળકને લેઇને સ્મશાન ભણી ચાલ્યા અને ત્યાં જઇને તે બાળકને ખોળામાં સૂવાડીને અત્યંત દુઃખ પામીને રડવા લાગ્યા. તે બાળક પૂર્વે જે જે શબ્દ બોલતો હતો તે તે સંભારીને તેઓ વારંવાર શોક કરતા હતા તથા તે બાળકને પૃથ્વી ઉપર નાખીને ત્યાંથી જવાને તેઓ શક્તિમાન થયા નહિ. તેમનો રોદન શબ્દ સાંભળીને એક ગીધ ત્યાં આવ્યો. તથા તે લોકો બાળકને સ્મશાનમાં મૂકીને જતા નથી તે જોઇને બોલ્યો કે, અરે ! આ લોકો જગતમાં પોતાના એક બાળકને પણ છોડીને ઘણી વારથી જતા નથી ! આ જગો ઉપર હજારો પુરૂષોને અને હજારો સ્ત્રીઓને કાળે આણેલાં છે, તથા તેને તજીને તેના બાંધવો પાછા ચાલ્યા ગયા છે! તમે જુઓ તો ખરા કે આખું જગત્ સુખ અને દુઃખથી ભરપૂર છે; તથા તેમાં અનુક્રમે સંયોગ અને વિયોગ થયાજ કરે છે, જે મનુષ્યો મરનારાને લેઇને સ્મશાનમાં જાય છે, તથા તેની પાછળ રડતાં કકળતાં તેનાં જે સગાં વહાલાં જાય છે, તેઓ પણ પોતાના આયુષ્યના પ્રમાણમાં તેની પાછળ સ્મશાનમાં આવીને પડે છે. માટે આ ગીધ તથા શિયાળવાંવડે ભયંકર, મનુષ્યનાં હાડકાંવડે રૌદ્ર અને સર્વે પ્રાણીઓને ભયંકર એવા આ સ્મશાનમાં બેશી રહેવાથી શું ફળ છે? જે એક વખત કાળના સપાટામાં સપડાઇને મૃત્યુ પામ્યો, તે પછી ગમે તો પ્રિય હો અથવા ગમે તો શત્રુ હો, તે ફરીને કોઈ જીવતો થયો નથી; સર્વે પ્રાણીઓની એવીજ ગતિ છે ! આ મૃત્યુલોકમાં જે જન્મ પામ્યો છે, તે સર્વને નિશ્ચય મરવાનુંજ છે ! કૃતાંતે કરેલા માર્ગે સર્વે પ્રાણીઓ ચાલ્યાં જાય છે; માટે મરી ગયેલાને જીવાડે એવું કોણ છે? સર્વે લોકો હવે પોતપોતાના કર્મથી વિરામ પામ્યા છે અને સૂર્ય અસ્ત થવાનો હવે સમય થયો છે, એટલા માટે પુત્રસ્નેહનો ત્યાગ કરીને સર્વે પોતપોતાને ઠેકાણે જાઓ ! હે રાજન ! પછી ગીધનું વચન સાંભળીને સર્વે બાંધવો રડવા લાગ્યા તથા તે પુત્રને પૃથ્વી ઉપર મૂકીને ત્યાંથી ઘર તરફ જવાને ચાલી નીકળ્યા. તેમણે નિશ્ચય કર્યો કે હવે મરી ગયેલો આ પુત્ર આપણને ફરીને પ્રાપ્ત થનાર નથી તથા ફરીને એનું દર્શન થવું દુર્ઘટ છે એમ આશા તજીને તે તે સ્થળમાં રોદન કરતાં કરતાં તેઓએ ચાલવા માંડ્યું. પોતાના પુત્રનો ત્યાગ કરીને ચાલવા તત્પર થયેલા

તથા તેના ફરીને જીવવા વિષે નિરાશ થયેલા તેના બાંધવોએ નિશ્ચય કર્યો હતો કે હવે એ ફરીને જીવતો થનાર નથી તેથી પોતાને જવાના માર્ગમાં સર્વે ચાલવાને તત્પર થઇને ઉભા રહ્યા હતા. એવામાં કાગડાની પાંખોના વર્ણ જેવા વર્ણનો (કાળો) એક શિયાળ દરમાંથી બાહાર નીકળીને પેલા મરી ગયેલાના બાંધવો ચાલતા હતા તેમને કહેવા લાગ્યો કે અરે હો! મનુષ્યો ખરેખરા નિર્દય છે!! અરે મૂઢ મનુષ્યો! હજી તો આ સૂર્ય દેખાય છે, માટે સ્નેહ તજી દેશો નહિ અને ભય પામશો નહિ! પ્રત્યેક મુહૂર્ત અનેક રૂપવાળો છે અને કદાપિ તમે તે બાળકને મરી ગયેલો કહો છો, પરંતુ જીવે પણ ખરો!! અરે! તમે પુત્રસ્નેહ તજીને સ્મશાનમાં પોતાના બાળકને છોડીને તથા તેને પૃથ્વી ઉપર નાખીને નિર્દય સરખા થઇને કેમ ચાલ્યા જાઓ છો! અથવા, મધુર વચન બોલનાર એ બાળક ઉપર તમને સ્નેહજ નથી!! જે બાળકના બોલવા માત્રથીજ તમે આનંદ પામતા હતા તે આ બાળકને છોડીને તમે જાઓ છો!! પશુ અને પક્ષીઓને પોતાનાં બાળક ઉપર કેવો સ્નેહ હોય છે, તેનો તો લગાર વિચાર કરો! પશુ પક્ષીઓ પોતાનાં બાળકને ઉછેરે છે, તેમ છતાં તે બાળકો પાસેથી તેમને કોઇ પ્રકારના ફળની પણ પ્રાપ્તિ નથી. પરલોકની ગતિમાં રહેલા મુનિની યજ્ઞક્રિયાની પેઠે પોતાનાં બાળકો ઉપર સ્નેહથી આસક્તિ કરનાર પશુ, પક્ષી અને કીટ આદિક પ્રાણિઓને પણ કોઇ ફળની આશા નથી. તે પ્રાણીઓ પુત્રની ઇચ્છા રાખે છે, પરંતુ તેમને આ લોકમાં કે પરલોકમાં તે પુત્રથી કોઇ પ્રકારનો ગુણ થતો નથી; એમ છતાં પણ તેઓ પોતાની સંતતિનું પોષણ કરે છે. જ્યારે તે બાળકો મોટાં થાય છે અને તેમનાં માતાપિતા તેમને દેખતાં નથી ત્યારે તેમના મનમાં શોક પણ રહેતો નથી; તથા તે મોટા થયેલા પુત્રો કોઇ સ્થળમાં પોતાનાં માતાપિતાનું પોષંણ કરતા નથી. પણ જેમને શોક માત્ર થાય છે, એવા મનુષ્યોને સ્નેહ શાનો હોય! આ તમારા કૂળની વૃદ્ધિ કરનાર પુત્રને છોડીને તમે ક્યાં જશો? અરે! તમે ઘણી વાર એની પાસે બેશીને આંખમાંથી આંસુઓ પાડો અને ઘણીવાર સુધી સ્નેહે કરીને એના સામું જુઓ! આવાં આવાં ઈષ્ટજનનો ત્યાગ કરવો વિશેષે કરીને દુઃખદાયક છે!! ક્ષીણ થયેલા તથા સ્નેહરૂપ અર્થથી સંયુક્ત એવા સ્મશાનમાં પડેલા મનુષ્યનાં બાંધવો જે

સ્થળમાં રહે છે ત્યાં બીજાથી ઉભા રહેવાતું નથી. સર્વ કોઇને પોતાના પ્રાણ પ્રિય છે તથા સર્વ કોઇ સ્નેહ પ્રાપ્ત કરી શકે છે; પશુ પક્ષી આદિક તિર્યક યોનિમાં રહેલા પ્રાણીઓનો પણ સ્નેહ કેવો હોય છે તેજ તમે જુઓને. અરે ! આ કમળના સરખા વિશાળ અને ચંચળ નેત્રવાળા બાળકને છોડીને તમે કેમ જઇ શકો છો ? જાણે પેહેલ વેહેલોજ વિવાહ કરવા (પરણાવવા) માટે સ્નાન તથા હાર આદિકથી અલંકૃત કર્યો હોય, તેવો એ દેખાય છે ! ! એ રીતે કરૂણા ઉપજે એમ વચન બોલતા શિયાળની વાણી સાંભળીને તે સર્વે મનુષ્યો પાછા વળીને તે શબની પાસે ગયા. તેમને પાછા આવતા જોઇને *ગીધ બોલ્યો કે—અરે અલ્પ બુદ્ધિવાળા ! અધમ અને દુષ્ટ શિયાળે તમને આમ તેમ કહ્યું, તે સાંભળીને હીન સત્વવાળા નિર્બળ મનના મનુષ્યો તમે કેમ પાછા આવો છો ? પાંચ ભૂતે ત્યાગ કરેલા, શૂન્યરૂપ, લાકડા જેવા એ શબનો શો શોક કરો છો ? તમે પોતે પોતાનોજ શા માટે શોક કરતા નથી ? તમે તમારૂં ભલું ઇચ્છતા હો તો તીવ્ર તપ કરો કે જેથી તમે પાપથી મુક્ત થાઓ; તપવડે સર્વ કાંઇ પ્રાપ્ત થાય છે. વિલાપથી શું ફળ થવાનું છે? આ શબના દેહરૂપે અનિષ્ટ ભાગ્યજ જન્મ પામીને આવે છે, કે જેથી આ બાળક તમને અનંત શોક આપીને જાય છે. ધન, ગાયો (પશુઓ), સુવર્ણ, મણિ, રત્ન, અને બાળકો, એ સર્વેનું મૂળ તપ છે; તપના યોગથીજ એ સર્વે પ્રાપ્ત થાય છે. સુખ અને દુ:ખ પૂર્વે કરેલાં કર્મને અનુસારે પ્રાણીઓને પ્રાપ્ત થાય છે. પ્રાણી જ્યારે જન્મે છે ત્યારે સુખ અને દુ:ખ સાથે લેઇનેજ અવતરે છે. પિતાએ કરેલાં કૃત્યનું ફળ પુત્રને ભોગવવું પડતું કે પુત્રનાં કરેલાં કૃત્યનું ફળ પિતાને ભોગવવું પડતું નથી; પણ સર્વે પોતપોતાનાં સુકૃત કે દુષ્કૃત સાથે લેઇને આજ માર્ગે (મૃત્યુને માર્ગે) ચાલ્યાં જાય છે. એટલા માટે તમે યત્ને

---

*ગીધ તથા શિયાળ અનુક્રમે પ્રેતના બંધુઓને ભિન્ન ભિન્ન ઉપદેશ કરે છે; વાર્તારૂપે તેનો હેતુ આમ સમજવો. ગીધના મનમાં એમ હતું કે દિવસ છતાં મનુષ્યો જાય તો હું પ્રેત લેઇ જાઉં, કેમકે રાત પડી જશે તો પછી મારૂં ફાવશે નહિ. શિયાળ રાત્રીએ ફરનાર છે (કેમકે દિવસે તેને કૂતરાં વગેરેનો ડર રહે છે) તેથી રાત પડતાં સુધી પ્રેતના બંધુઓને રોકવાનો પ્રયત્ન કરે છે.

કરીને ધર્મનું આચરણ કરો અને અધર્મમાં મન રાખશો નહિ; તથા તમે જીવો ત્યાં સુધી સમય પ્રમાણે બ્રાહ્મણ અને દેવ ઉપર પ્રીતિ રાખી તેમનું ઉપાસન કરો. તમે શોકનો અને દીનતાનો ત્યાગ કરો તથા એ મરી ગયેલા પુત્ર ઉપરથી સ્નેહ હવે ઉઠાવી લ્યો. તથા એને આકાશમાં ફેંકી દેઇને પછી ઉતાવળે પાછા વળીને ઘેર જાઓ. મનુષ્ય જે સારૂં કે પછી માઠું કર્મ કરે છે તે તેના કર્તાનેજ ભોગવવું પડેછે; બાંધવોને તેમાં શું લાગે વળગે ? આખરે પણ પોતાના પ્રિય બાંધવને આ જગોએ પડયો મૂકીને બાંધવો અશ્રુથી નેત્ર મલિન કરીને સ્નેહ છોડીને ચાલ્યા જાય છે, પણ અહીંને અહીંજ બેશી રહેતા નથી; તો શા માટે વેળાસરજ સ્નેહ છોડીને ન ચાલ્યા જવું ? ગમે તો ડાહ્યો હો કે મૂર્ખ, ધનવાન હો કે નિર્ધન, પણ તે સર્વે પોતપોતાનાં સારાં માઠાં કર્મ લેઇને તે સાથે કાળને આધીન થાયછે. તમે શોક કરીને શું કરશો ? અને જ્યારે તમારૂં હવે કાંઈ ઉપજે એમ નથી ત્યારે મરી ગએલાનો શા માટે શોક કરોછો ? કાળ સર્વનો રાજા છે અને ધર્મવડે તે સમાન દૃષ્ટિવાળો છે. જુવાન, બાળક, વૃદ્ધ કે ગર્ભમાં રહેલા એ સર્વને મૃત્યુ પકડે છે; આ સર્વે જગત્ મૃત્યુરૂપજ છે ! આ સાંભળીને શિયાળ પેલા પ્રેતના બાંધવોને કહેવા લાગ્યો કે,—અરે ! તમે પુત્રના સ્નેહવડે પરાભવ પામેલા અને અત્યંત શોક કરતા હતા તે તમારો સ્નેહ અલ્પ બુદ્ધિવાળા ગીધે મંદ કરી નાખ્યો દેખાય છે. તેનાં સમાન અને સારી રીતે યોજેલાં તથા છેવટે સિદ્ધતા કરી બતાવનારાં વચનો સાંભળીને દુઃખે કરીને તજવા જેવો સ્નેહ છોડીને આ લોકો ઘેર જાય છે ! અરે ! પુત્ર મરી જવાથી તેના વિયોગે કરીને શૂન્ય સરખા આ જગતમાં રહીને આક્રંદ કરતા બાંધવોને અત્યંત દુઃખ થાય છે ! જાણે વાછરડાના વિયોગથી ગાય દુઃખ પામતી હોય તેવું એ દુઃખ છે ! પૃથ્વી ઉપર મનુષ્યોને કેવા શોક સહન કરવા પડે છે, તે આજ મેં જાણ્યું; એમના સ્નેહને લીધે ઉત્પન્ન થતા દુઃખને જોઇને મારી પણ આંખમાંથી આંસુ પડે છે. મનુષ્યે હમેશાં યત્ન તો કરવોજ; પછી દૈવયોગથી તે સિદ્ધ થાય તો ઠીક છે. કદાચિત્ કાળના મોંઢા આગળ પુરૂષ પ્રયત્ન ચાલતો નથી એમ કહેશો તો પણ દૈવયોગ તો ખરોજ છે. મનુષ્યે સર્વદા અનિર્વેદ ( ઉત્સાહ ) રાખવો. કેમકે નિર્વેદ પામવાથી સુખપ્રાપ્તિ થાય કેમ ? પ્રયત્ન કરવાથી અર્થની પ્રાપ્તિ

થાય છે, માટે તમે આમ નિર્દય થઇને કેમ ચાલ્યા જાઓ છો ? પોતાના માંસથી નિર્માણ થયેલા અરધા શરીરરૂપ તથા પિતૃઓના વંશને કરનાર આ દેહને વનમાં પડ્યા મૂકીને કયાં જાઓ છો ? અથવા સૂર્ય આથમવા દો અને સંધ્યાકાળ થવા દો તે વખતે કાંતો તમે તમારા પુત્રને પાછો ઘેર લેઇને જશો અથવા કાંતો અહીંજ તમે તેની પાસે બેસજો. શિયાળનાં એવાં વચન સાંભળીને ગીધ તેમને કહેવા લાગ્યો કે,—હે મનુષ્યો ! આજ મને પૂરેપૂરાં હજાર વર્ષ આ જગોએ થયાં છે, પણ કોઇ સ્ત્રી, પુરૂષ કે નપુંસકને મરી ગયા પછી જીવતું થયેલું મેં જોયું નથી. મરી ગયેલા પાછા ગર્ભમાં આવે છે અને જન્મ્યા એટલે તે પાછા મરે છે; કેટલાક જુવાનીમાં હોઇને ચાલતા ચાલતા મરે છે. ચોપગાં પ્રાણી અને પક્ષીઓનાં ભાગ્ય પણ આ લોકમાં અનિત્ય છે. જંગમ અને પર્વત આદિક સ્થાવર પદાર્થોનો પણ આયુષ્ય બંધાઇ ગયેલો છે. અનેક લોકો પોતાનાં ઇષ્ટજન, સ્ત્રી અને પુત્રના શોકથી યુક્ત થઇને તથા શોકથી દગ્ધ થઇને નિત્યપ્રત્યે ઘેર જાય છે. હજારો અનિષ્ટ જનોને અને સેંકડો ઇષ્ટજનોને આ સ્મશાનમાં નાખી દેઇને તેના બાંધવો અત્યંત દુઃખિત થઇને ચાલ્યા ગયા છે. અરે મનુષ્યો આ તેજ રહિત થયેલા સૂન્ય અને કાષ્ટપણાને પામી ગયેલા શબને હવે પડ્યું મૂકો. એમાંનો આત્મા હવે બીજા દેહમાં ગયો છે તેથી એ શબ કાષ્ટરૂપ થયેલું છે. એ દેહને હવે જીવે તજી દીધો છે, તેને છોડીને તમે હજી કેમ જતા નથી ! હવે તમારો આ બધો સ્નેહ નિરર્થક છે તથા તમારો પરિશ્રમ પણ નિષ્ફળ છે. એ દેહ હવે નેત્રવડે જોઇ શકતો નથી કે કાનવડે સાંભળી શકતો નથી. એમ છે ત્યારે એને છોડીને શા માટે જલદી ઘેર તમે જતા નથી ! ! અત્યંત કઠોર પણ મોક્ષ ધર્મને આશરેલાં અને હેતુવાળાં વચનો બોલીને મેં તમને કહેલું છે, માટે તે ધ્યાનમાં રાખીને હવે ઉતાવળથી-સર્વે પોતપોતાને ઘેર જાઓ. હે મનુષ્યો ! જ્ઞાન અને વિજ્ઞાનથી યુક્ત તથા બુદ્ધિ અને સંજ્ઞાનું આપનારૂં એવું વચન મેં તમને સંભળાવ્યું છે, માટે તમે હવે ઘેર જાઓ. પોતાના પ્રિય મનુષ્યના પ્રેતને જોઇને તથા તેનાં ચેષ્ટિતને સંભારીને શોક બમણો થાય છે. એ વચન સાંભળીને તે મનુષ્યો તે જગોએથી પાછા વળ્યા. તે વખતે પેલા બાળકને એકલો જમીન ઉપર સૂતે-

લો જોઇને શિયાળ ઉતાવળે જઇને તેના બંધુઓને કહેવા લાગ્યો કે,—અરે, આ સોનાના રંગ જેવી કાંતિવાળા અને અલંકારથી અલંકૃત કરેલા પિતૃઓને પિંડ આપનારા બાળકનો તમે ગીધનાં વચનથી કેમ ત્યાગ કરો છો !! વિલાપ કરીને રૂદન કરવાનો તથા બાળક પ્રત્યે તમારા સ્નેહનો તમે એકદમ આમ ત્યાગ ન કરી દેશો; આ મૃત બાળકનો ત્યાગ કરવાથી તમને નિશ્ચય અત્યંત પરિતાપ થશે. એમ સાંભળ્યું છે કે શંબૂક શૂદ્રને હણવાથી સત્ય છે પરાક્રમ જેનું એવા રામચંદ્રથી ધર્મ પ્રાપ્ત કરીને બ્રાહ્મણના મરી ગયેલા બાળકને પૂર્વે જીવતો કર્યો હતો ! તેમજ શ્વેત નામે રાજર્ષિનો બાળક પણ મૃત્યુ પામ્યો હતો, તેને ધર્મનિષ્ટ શ્વેત રાજર્ષિએ મરી ગયા છતાં ફરીને જીવતો કર્યો હતો। તેજ પ્રમાણે કદાચિત્ તમને પણ કોઇ સિદ્ધ કે મુનિ અથવા દેવતા મળી જાય તો તમો દીન મનુષ્યોનું વિલાપ ભર્યું રૂદન સાંભળીને તમારા ઉપર પણ તે દયા કરે ! એવું શિયાળનું વચન સાંભળીને પુત્ર સ્નેહવાળા તથા શોકથી પીડાયલા તે સર્વે વળી પાછા વળ્યા અને તેનું માથું પોતાના ખોળામાં મુકીને ઘણે ઘણે પ્રકારે રડવા લાગ્યા. તેમના રોદનનો શબ્દ સાંભળીને ગીધ ત્યાં આવ્યો અને બોલ્યો; ગીધ કહેછે,—તમારાં નેત્રમાંથી આંસુ પડવાથી જેનું શરીર પલળી ગયું છે તથા તમારા હાથના સ્પર્શથી જેનાં અંગ દબાઇ ગયાં છે એવા આ બાળકને ધર્મરાજની આજ્ઞાથી દીર્ધ નિદ્રામાં પ્રવેશ કરાવ્યો છે—ફરીને ન જાગે-એવી લાંબી ઊંધમાં ઊંઘાડી દીધો છે. જે સ્થળમાં તપવડે સંયુક્ત, ધનવાન અને મોટી બુદ્ધિવાળા સર્વે મૃત્યુના આધીનમાં થઇને આવી પડેછે તે આ પ્રેત નગર છે ! જ્યાં હજારો બાળક અને વૃદ્ધને એમને એમ તજીને તેમના બાંધવો નિરંતર રાત્રી અને દિવસો દુઃખે કરીને પૃથ્વી ઉપર નિર્ગમન કરે છે તે આ સ્થળ છે ! શોક ધારણ કરવામાં મનને હવે તમે શું કરવા રોકો છો ? હવે એનું જીવિત ફરીને પ્રાપ્ત થાય એમ કયાંથી બને ? એવું કોઇ સ્થળમાં બનેલું જોયું નથી. જે એક વાર મરી ગયો અને તેણે તે દેહ ત્યાગ કર્યો, તેને ફરીથી તે દેહ પ્રાપ્ત થતો નથી; તમે જે શિયાળનાં વચન સાંભળીને પાછા આવો છો, તેના જેવા એક સો શિયાળવાંના દેહનું બળિદાન આપો તો પણ તે બને નહિ. સો વર્ષ સુધી તમે એમને એમ શબને લેઇને વિલાપ કર્યા કરો તો પણ એ બાળક તો નજ જીવે. હા; કદાપિ શંકર, સ્વામિ કાર્તિક, બ્રહ્મા કે વિષ્ણુ,

વરદાન આપે તો કદાચિત્ એ બાળક જીવે તો જીવે. પણ તમે અશ્રુપાત કરો, તમે નિસાસા મૂકો, કે તમે ઘણા કાળ સુધી રોદન કરો, તેથી તો એ ફરીને જીવતો થાય નહિ. હું, એ શિયાળ, તમે, અને આ પ્રેતના બીજા બાંધવો, એ સર્વે પોતપોતે કરેલા ધર્મ તથા અધર્મ સાથે લેઇને એજ માર્ગે ચાલીએ છીએ. અને એટલા માટેજ કોઇનું અપ્રિય કરવું, કઠોર વાણી બોલવી, બીજાનો દ્રોહ કરવો, પરસ્ત્રીનું ગ્રહણ કરવું, અધર્મ આચરવો, અને અસત્ય બોલવું એટલાં વાનાંનો બુદ્ધિમાન પુરૂષે દૂરથીજ ત્યાગ કરવો ઘટે છે; તેમજ ધર્મ, અસત્ય, વેદપઠન, ન્યાયપ્રમાણે આચરણ, પ્રાણી ઉપર અત્યંત દયા, સરળતા અને ખળતાનો ત્યાગ, એટલાં વાનાંનું સદા યત્ને કરીને સેવન કરવું. માતા, પિતા, બાંધવ અને સન્મિત્ર, જીવતાં છતાં જેઓ તેમના સામું જોતા નથી તેમને અધર્મ પ્રાપ્ત થાય છે. પણ જે બાળક પોતાનાં બન્ને નેત્રથી તમારા સામું જોતો નથી અથવા કોઈ પ્રકારે બીજી પણ ચેષ્ટા કરતો નથી, એવા બાળકનું જ્યારે મૃત્યુ થયું ત્યારે રડીને તમે શું કરશો? એ પ્રમાણે ગીધનાં વચન સાંભળીને શોકમાં ડૂબી ગયેલા તે ગીધના બાંધવો પોતાના પુત્રને પૃથ્વી ઉપર મૂકીને પુત્રના સ્નેહથી દગ્ધ થતા થતા પોતાને ઘેર જવાને નીકળ્યા. તેમને જવાને તૈયાર થયેલા જોઇને શિયાળ બોલ્યો કે, સર્વે પ્રાણીઓનો નાશ કરનાર આ મૃત્યુલોક મહા કઠિન દેખાય છે! આ મનુષ્ય લોકમાં પોતાના ઈષ્ટબંધુનો વિયોગ, અલ્પ જીવતર, અત્યંત કપટ, અત્યંત અસત્ય, અતિશય બોલવું, અપ્રિય વાણી, અને દુઃખ તથા શોકની વૃદ્ધિ કરનાર એવું જન્મવું અને મરવું એ જોઇને મનુષ્યલોક મને એક ઘડી પણ પ્રીતિકર થતો નથી! અરે તમને ધિક્કાર છે કે જેઓ ગીધના કહેવા ઉપરથી નિર્બુદ્ધની પેઠે પુત્રસ્નેહ છોડીને તથા છેકજ સ્નેહ વિનાના થઇને ચાલવા માંડો છો! પુત્રના શોકથી પ્રદિપ્ત થયેલા હે મનુષ્યો! પાછા વળો; પાપી અને અકૃતાત્મા ગીધનું વચન સાંભળીને જશો નહિ. આ લોક સુખ અને દુઃખથી વીંટાયલોજ છે; તેમાં સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ ચાલ્યુંજ આવે છે; સુખ કે દુઃખ એમાંથી એકે એવું નથી કે જે નિરંતર એકનું એકજ સ્થિર રહે! આ કુળને શોભા આપનાર અને રૂપવાળા બાળકને પૃથ્વી ઉપર નાખીને હે મૂઢ મનુષ્યો! તમે કયાં જાઓ છો? એ બાળકરૂપ અને બાળપણના તાજાપણાથી

યુક્ત છે. જાણે શોભાવડે પ્રકાશમાનજ થઇ રહ્યો હોય તેવો એ દેખાય છે; તથા તે ઉપરથી હું તો મારા મનથી એને જીવતોજ જોઊં છું એમાં સંશય નથી! એ બાળકનો નાશ થયો નથી; અને તેથી હે મનુષ્યો! એને છોડીને જવાથી તમે સુખ પામવાના નથી! તમો આજ પુત્રના શોકવડે સંતાપ પામેલા છો, માટે એ બાળક પ્રત્યે સુખની સંભાવના કરીને તથા પોતાના મનમાં પણ સુખની ધારણા કરીને પછી તમારે ઘેર જવું યોગ્ય છે; પણ તમને જો ઘેર જતાં સુખ ઉપજતું ન હોય તો પછી માત્ર ગીધનાંજ વચનથી એ બાળકને છોડીને અલ્પ બુદ્ધિવાળાની પેઠે તમે ક્યાં જશો? ભીષ્મ કહે છે—હે રાજન્! પછી ધર્મનો વિરોધ કરનારા, પ્રિય પરંતુ મિથ્યા વચન કહેનારા, નિરંતર સ્મશાનમાં વસનારા, અને રાત્રી પડવાની વાટ જોતા તે શિયાળે પોતાના કાર્યને માટે અમૃત સરખાં વચન બોલીને તે પ્રેતના બાંધવોને જતા અટકાવ્યા તથા તેનાં વચન સાંભળીને તેઓ પાછા વળીને પ્રેતની પાસે બેઠા. તે જોઇને ગીધ બોલ્યો કે,—આ સ્મશાન ભૂમિ પ્રેતવડે વ્યાપ્ત છે તથા યક્ષ અને રાક્ષસો તેમાં ફર્યા કરે છે. જંગલનો આ પ્રદેશ મહા દારૂણ છે. એમાં ચારે પાસે ઘુડના શબ્દ થયા કરે છે. એ પ્રદેશ મહા ભયાનક, અત્યંત ઘોર તથા કાળા મેઘના જેવો જણાય છે. એ પ્રદેશમાંથી તમે શબ પડ્યું મૂકીને જલદી જલદી જતા રહો અને પ્રેતકાર્ય કરવાં હોય તે કરો. જુઓ! સમળીઓ કઠોર વાણીથી ચીસો પાડે છે અને શિયાળવાં દારૂણ શબ્દથી રડે છે! સિંહની ઘોર ગર્જનાઓ સંભળાય છે અને સૂર્ય પણ અસ્ત પામવાની તૈયારીમાં છે! આ ચિતામાંથી નીકળતા કાળા રંગના ધુમાડાથી ઝાડો છવાઈ ગયાં છે! આહાર મળ્યા વિનાના સ્મશાન વાસી દેવતાઓ ચારે પાસે ગર્જનાઓ કરવા લાગ્યા છે! ભયાનક દેહવાળા, વિકૃત આકારના માંસ ભોજન કરનારા જીવો આ દારૂણ સ્મશાન ભૂમિમાં આવીને તમારા ઉપર તાકશે તથા તમને ભય ઉત્પન્ન કરશે. આ સ્મશાન ભૂમિ બહુ ક્રૂર છે, અને તેથી નિશ્ચય તમને આજ ભય થવાનું છે! માટે શિયાળનાં વચન ઉપર આધાર ન રાખીને કાષ્ટરૂપ થઇ ગયેલા એ શબને છોડીને ચાલ્યા જાઓ. જો તમે એ શિયાળનાં નિષ્ફળ અને અસત્ય વચન સાંભળ્યા કરશો તો તમારૂં જ્ઞાન ભ્રષ્ટ થઈ જશે અને તમે બધાય ના-

શ પામશો. એ સાંભળીને શીયાળ બોલ્યો કે,—જ્યાં સુધી સૂર્ય આથમ્યો નથી, ત્યાં સુધી તમે બેફિકર અહીં રહો; લગારે ભય પામશો નહિ. જ્યાં સુધી સૂર્ય તપે છે ત્યાં સુધી એ પુત્ર ઉપર સ્નેહ તજ્યા શિવાય ઉત્સાહથી રહો! ઇચ્છામાં આવે એ પ્રકારે વિલાપ કરીને વિશ્વાસ રાખીને ઘણીવાર સુધી હજી તમે એ પુત્ર પ્રત્યે સ્નેહની દૃષ્ટિથી જુઓ. જ્યાં સુધી સૂર્ય દેખાય છે ત્યાં સુધી રહો; માંસાહારી ગીધનાં વચનથી શું થવાનું હતું! જો તીવ્ર અને સાહસરૂપ દોષ વાળાં ગીધનાં વચન તમે મોહ બુદ્ધિ વાળા થઇને સાંભળશો તથા માન્ય કરશો તો પછી આ પુત્ર તમારો નથી, એમજ જાણજો. ભીષ્મ કહે છે,—પછી ગીધ બોલ્યો કે હવે સૂર્ય આથમી ગયો છે અને તમારે આ સ્મશાનમાં વસવું ઘટિત નથી. એ સાંભળીને શિયાળ બોલ્યો કે સૂર્ય હજી આથમ્યો નથી, માટે ત્યાં સુધી રહા જુઓ. એ પ્રકારે હે રાજન્! ક્ષુધાથી યુક્ત થએલા અને પોતાનું કાર્ય સિદ્ધ કરવાને કેડ બાંધી મંડેલા તે ગીધ અને શીયાળ વારાફરતી મરી ગયેલાના બાંધવોને ભમાવવા લાગ્યા. તે બન્ને જણ ભૂખ અને તરસથી થાકી ગયેલા હતા તથા શાસ્ત્રનો આધાર લેઇ લેઇને બોલતા હતા. તે બન્ને જણ પોતાના અર્થના જ્ઞાનમાં કુશળ હતા તેથી એક પશુ અને બીજો પક્ષી એ બન્ને જણનાં અમૃત સમાન વચનોએ કરીને તેઓ પાછા વળે અને વળી ચાલવા માંડે, એમ સ્થિરતા પામી શકતા નહોતા, અને શોક તથા દીનતાથી આવિષ્ટ થઇને રોદન કરતા તે સ્મશાનમાં ઉભા રહ્યા હતા. એ પ્રકારે પોતાના કાર્યમાં કુશળ એવા શિયાળ અને ગીધ પોતાની કુશળતાને લીધે તેમને ‡ ભમાવતા હતા. એ રીતે વિજ્ઞાનને જાણનારા તે બે જે વખતે વિવાદ કરતા હતા અને પ્રેતના બંધુઓ પૂર્વે કહ્યું તેવી સ્થિતિમાં ઉભા હતા, તેવામાં ત્યાં શ્રી શંકર આવી ચઢયા. શંકર અને પાર્વતી બન્ને ત્યાં થઇને જતાં હતાં તેમણે આ મનુષ્યોનું દુઃખ જોયું તથા કરૂણાવડે જેનાં નેત્ર ભરાઇ આવ્યાં છે એવા શંકરને જગદંબા પાર્વતીએ પ્રેરણા કરવા ઉપરથી તે મનુષ્યોની પાસે જઇને કહેવા લાગ્યા કે હું શંકર તમને વરદાન આપવા આવેલો છું. તે સાંભળીને દુઃખિત એવા તે પુરૂષો શંકરને પ્રણામ કરીને બોલ્યા કે આ એક

‡ સાંમાનું હિતાહિત ન જોતાં માત્ર પોતાનાજ સ્વાર્થને માટે વિરૂદ્ધ શાસ્ત્ર કે કાયદો બતાવીને તકરાર કરનારા પુરૂષોને માટે આ ઉત્તમ નિદર્શન છે.

પુત્ર વિનાના અમે સર્વે જીવવાની ઇચ્છા કરીએ છીએ અર્થાત્ આ એક પુત્રનું જીવિત જવાથી અમારૂં પણ જીવિત જવા બેઠું છે, માટે અમારા પુત્રને જીવતો કરવાની કૃપા કરીને અમને જીવિતદાન આપવું ઘટે છે। એ વચન સાંભળીને જળથકી જેનાં નેત્ર ભરાઇ ગયાં છે એવા ભગવાન શંકરે તે બાળકને સો વર્ષનો આયુષ્ય આપ્યો।। તેમજ પિનાક ધનુષ્યધારી ભગવાન શંકર જે સર્વદા સર્વ પ્રાણીઓના હિતમાં પ્રીતિવાળા છે, તેમણે પેલા શિયાળ તથા ગીધને પણ તેમની ક્ષુધા નાશ કરનારૂં વરદાન આપ્યું। હે રાજન્। એવી રીતે ઉત્સાહ રાખવાથી, અને લાંબો નિશ્ચય તથા સ્થિરતા રાખવાથી દેવન દેવ શ્રી શંકરની કૃપાવડે તત્કાળ ફળ પામીને તેઓ કૃતકૃત્ય થયા, તથા સુખે કરીને હર્ષ પામીને તથા વિશેષે કરીને આનંદયુક્ત થઇને શ્રી શંકરને પ્રણામ કરીને સર્વે પોતાને ઘેર ગયા. હે રાજન્ ! તું તે પ્રેતના બાંધવોનો નિશ્ચય તથા દૈવનો સંયોગ જો। દીન અને રડતા એવા તે બંધુઓનાં આંસુ ઇશ્વરે લોહ્યાં।। વળી અલ્પ કાળમાં અને નિશ્ચય રાખવાથી શ્રી શંકરની કૃપા પામીને તે દુઃખિત બાંધવો સુખ પામ્યા તે જો !હે ભરતશ્રેષ્ઠ। શંકરની કૃપાથી પુત્ર ફરીને જીવતો થયો તેથી તેઓ વિસ્મય પામ્યા અને હર્ષયુક્ત થયા. હે રાજન્। પછી પુત્રના મરી જવાથી ઉપજેલો શોક છોડી દેઇને પોતાના પુત્રને લેઇને હર્ષ પામીને ઉતાવળા નગરમાં ગયા. તથા એ સર્વની નિશ્ચય બુદ્ધિ ચારે વર્ણના લોકોએ જોઇ. હે રાજન્। આ ધર્મ, અર્થ, અને મોક્ષ સહિત ઇતિહાસ તું સાંભળ; એ સાંભળવાથી મનુષ્ય નિરંતર આ લોકમાં તથા પરલોકમાં આનંદ પામે છે.

॥ धर्मार्थमोक्षसंयुक्तमितिहासंमिमंशृणु ।
॥ श्रुत्वामनुष्यःसततमिहामुत्रप्रमोदते ॥ १२२ ॥

इतिश्रीमन्महा० शांतिपर्वणि आ० गृध्रगोमायुसंवादे गु० भा०
त्रयोविंशातितमोऽध्यायः ॥२३॥

**युधिष्ठिरउवाच** ॥ बलिनःमन्यामित्रस्यानित्यमासन्नवर्तिनः ।
॥ उपकारापकाराभ्यांसमर्थस्योद्यतस्यच ॥ १

યુધિષ્ઠિર કહે છે,—હે પિતામહ ! જે રાજા અલ્પ બળવાળો, હલકો, અને મોહથી પોતાનાં વખાણુજ ગાતો હોય, એવા નિર્બળ રાજાએ બળવાન, નિરંતર સમીપ ( પરોશ ) માં રહેનાર, સમર્થ અને ઉપકાર તથા અપકારવડે પોતાને મૂળમાંથી ઉખેડી નાંખવાને સદા તૈયાર શત્રુ રાજા સાથે વાણિ માત્ર બોલીને વિરોધ કર્યો હોય ત્યારે તેણે પોતાનું બળ ધારણ કરીને શી રીતે વર્તવું તથા પોતાને ઉખેડી નાખવાને આવતા અતિ ક્રોધાયમાન શત્રુથી શી રીતે બચવું ? ભીષ્મ કહે છે,—હે ભરતશ્રેષ્ઠ ! આ જગોએ પણ પવન અને શાલ્મલિ ( શીમળાનો વૃક્ષ ) ના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. હિમાલય પર્વત ઉપર એક મોટો વૃક્ષ હતો. તે ઘણાક વર્ષથી વૃદ્ધિ પામેલો, મોટી ડાળો અને ડાળીઓવાળો તથા પાંદડાંવાળો હતો, હે મહાબાહો ! તેની છાયા નીચે તાપથી પીડિત તથા શ્રમથી કૃશ થયેલા મદોન્મત્ત હાથીઓ તથા બીજા પણ અનેક પશુપક્ષીઓ વિશ્રાંતિ કરતા હતા. તે વૃક્ષનો ઘેરાવો ચારસે હાથનો હતો તથા તેની છાયા બહુ સજજડ હતી; તેના ઉપર પોપટ અને મેના વગેરે પક્ષીઓ રહેતાં હતાં તથા તેને પુષ્પ અને ફળ પણ આવતાં હતાં. એ ઉત્તમ અને રમણિક વૃક્ષની છાયામાં માર્ગે ચાલનાર મુસાફરો, વેપારીઓ અને તેમના કાફલા, તપસ્વિઓ તથા વનવાસીઓ વસતા હતા. હે ભરતશ્રેષ્ઠ ! તે વૃક્ષની વિશાળ ડાળીઓ અને ડાળાં જોઇને એક વખત તેની પાસે આવીને નારદઋષિ બોલ્યા કે હે વૃક્ષોમાં શ્રેષ્ઠ એવા શીમળા ! શી તારી આ રમણીયતા છે ! તથા શું તારૂં મનોહરપણું છે ! અમે તારાથી નિરંતર પ્રસન્ન થઇએ છીએ ! હે તાત ! હે મનોહર વૃક્ષ ! મનોહર એવાં પક્ષીઓ, પશુઓ, અને હાથીઓ સદૈવ હર્ષ પામીને તારે વિષે વસે છે ! હે મોટી ડાળોવાળા વૃક્ષ ! તારા વિશાળ ગાળા તથા તારાં ડાળાં વાયુએ કોઇ પ્રકારે પણ ભાગ્યાં હોય તેમ મને દેખાતું નથી. હે તાત ! પવન સાથે તારે શું પ્રીતિ છે અથવા શું તે તારો મિત્ર છે ? કે જેથી આ વનમાં તે નિરંતર તારૂં રક્ષણ કરે છે ! વેગવાળો ભગવાન પવન નાનાં મોટાં સર્વે વૃક્ષોને તથા પર્વતનાં શિખરોને ઉખેડી નાખીને દૂર ફેંકી દે છે. પવિત્ર અને ગંધનું વહન કરનારો વાયુ, નદીઓ, સરોવર, સમુદ્ર અને પાતાળનું પણ શોષણ કરે છે એમાં કાંઈ સંદેહ નથી. માટે પવન તારી સાથે મિત્રતા રાખીને તારૂં રક્ષણ કરે છે એમાં કાંઈ સંશય નથી; તેથીજ તું ઘણી ડાળોવાળો, પત્રવાળો અને પુષ્પ-

વાળો છે. હે વૃક્ષરાજ ! આ પક્ષિઓ આનંદ પામીને તારે વિષે રમે છે એ મને બહુ રમણિક દેખાય છે. જે સમયે તને પુષ્પ આવેલાં છે તથા તેનો ઉત્સવ કરવાનો કાળ છે તે સમયે તે તારે વિષે વસતાં પક્ષીઓ જૂદાં જૂદાં બોલે છે તેનો તથા એકઠાં મળીને બોલે છે તેનો મધુર સ્વર અતિશય મનોહર સંભળાય છે. હે શીમળા ! તેજ પ્રમાણે આ ગર્જના કરતા હાથીઓ જે પોતાના ટોળા સાથે તથા સંતતિ સાથે શોભે છે, તેઓ ધામથી પીડાઇને તારી છાયામાં આવીને સુખ પામે છે. હે વૃક્ષ ! તેજ પ્રમાણે તું બીજા અનેક પશુઓને આશ્રય આપે છે તેથી અને તારા ઉપર સર્વ પ્રાણીઓનો નિવાસ છે તેથી તું મેરૂની પેઠે શોભે છે. વળી તપવડે સિદ્ધિ પામેલા તપસ્વી બ્રાહ્મણો અને શ્રવણોના નિવાસવડે તારૂં સ્થાન હું સ્વર્ગના સરખું માનું છું.

॥ ब्राह्मणैश्वतपःसिद्धैस्तापसैःश्रमणैस्तथा ।

॥ त्रिविष्टपसमंमन्ये तवायतनमेवहि ॥ २१ ॥

इतिश्री महाभारते शां० आ० पवनशाल्मलिसंवादे गु० भा०

चतुर्विंशतितमोऽध्यायः ॥ २४ ॥

**नारदउवाच** ॥ बंधुत्वादथवासख्याच्छाल्मलेनात्रसंशयः ।

॥ पालयत्येवसततंभीमःसर्वत्रगोनिलः ॥ १ ॥

નારદ કહે છે,—હે શીમળા ! સર્વ સ્થાનમાં ગતિ કરનારો અને ભયાનક એવો વાયુ બંધુપણાને લીધે અથવા મિત્રતાને લીધેજ તારૂં નિરંતર રક્ષણ કરે છે એમાં કાંઇ સંશય નથી. હે શાલ્મલિ વૃક્ષ ! "હું તારો છું" એ પ્રમાણે વાયુ આગળ તું પરમ નમ્રતા ધારણ કરે છે, તેથી વાયુ તારૂં રક્ષણ કરે છે. આ પૃથ્વી ઉપર એવું કોઇ ઝાડ, કે પર્વત, કે ધામ મેં એવું જોયું નથી કે વાયુએ પોતાના બળથી જેને ભાગી નાખ્યું ન હોય ! એમ મારી બુદ્ધિમાં નિશ્ચય થયેલો છે. પણ હે શીમળા ! વાયુ ઉપર કહેલાં અને બીજાં કારણોને લીધે પરીવાર સહિત તારૂં રક્ષણ કરે છે. તેથી તું ટકી

રહેલો છે એ નિશ્ચય. શાલ્મલિ કહે છે,—હે બ્રહ્મન્ વાયુ મારો મિત્ર નથી કે વાયુ મારો બાંધવ નથી, અથવા વાયુ મારો સ્નેહી પણ નથી. તેમજ વાયુ મારો ઇશ્વર પણ નથી કે જેથી તે મારૂં રક્ષણ કરે. હે નારદ ! વાયુ કરતાં પણ મારૂં તેજ અને બળ ભયાનક છે. મારા સામર્થ્યની અઢારમી કળાની પણ વાયુ બરાબરી કરી શકે તેમ નથી. મહા કઠોર વાયુ આવતો જોઇને બળે કરીને હું તેને અટકાવી રાખું છું. વાયુ પર્વત અને વૃક્ષોને તથા બીજું પણ જે કાંઇ તેના ઝપાટામાં આવે તેને ભાગી નાખે છે તેમ સર્વને ભાગી નાંખે છે માટે તે 'પ્રભંજન' કહેવાય છે. એવો પ્રભંજન,—વાયુ મારા થકી બહુ વાર હારીને ભાગી ગયો છે. હે દેવના ઋષિ નારદ ! એવો વાયુ અત્યંત કોપ પામે તથાપિ હું તેનાથી ભય પામતો નથી. નારદ કહે છે,—હે શીમળા ! તું જે આ બધી વાત કહે છે તે મને બધી વિપરીત ભાસે છે. અને વિપરીતજ છે એમાં કાંઇ સંશય નથી. વાયુ સમાન બળવાળું કોઇ સત્વ (પ્રાણી-પદાર્થ) કોઇ સ્થળમાં નથી. હે વૃક્ષ ! ઇંદ્ર, યમ, કુબેર અને જળનો સ્વામિ વરૂણદેવ, એ દેવતાઓ પણ વાયુની બરોબરી કરી શકે એમ નથી તો તું તો માત્ર વનસ્પતિજ છે ! તું તેની બરોબરી કયાંથી કરી શકે ? હે શાલ્મલે ! આ પૃથ્વી ઉપર હર કોઇ પ્રાણી ચેષ્ટા કરે છે (હાલે છે, ચાલે છે, તથા ક્રિયા કરે છે) તે સર્વની સકળ ચેષ્ટાઓ કરાવનાર તથા તેમને પ્રાણ આપનાર સમર્થ વાયુજ છે ! રૂડે પ્રકારે વિકારે વિસ્તાર પામીને તે પ્રાણીઓને ગમનાદિક ચેષ્ટા કરાવે છે તથા જ્યારે તે રૂડે પ્રકારે વિસ્તાર પામતો નથી ત્યારે મનુષ્યોની ચેષ્ટાઓ વિકૃત થઇ જાય છે. એ પ્રમાણે સર્વે પ્રાણીઓમાં ઉત્તમ વાયુનો તું સત્કાર કરતો નથી ત્યારે તારામાં બુદ્ધિમાં કમીપણા કરતાં બીજું શું રહેલું છે ? તું બળ વગરનો તથા દુષ્ટ બુદ્ધિવાળો છે તેથીજ ઘણું ભાષણ કરે છે; હે શીમળા ! ક્રોધાદિકથી ઢંકાયલો તું જેટલું બોલે છે તે બધું ખોટું છે. તું એમ બોલે છે તે સાંભળીને મને પણ ક્રોધ ઉત્પન્ન થાય છે; તથા તારાં અતિશય દુર્વચન હું પોતે વાયુને કહીશ. હે કુબુદ્ધિ ! ચંદન વૃક્ષ, સ્યંદનવૃક્ષ, સાલવૃક્ષ, સરલવૃક્ષ, દેવદારવૃક્ષ, તથા વેતસવૃક્ષ, તથા બીજા પણ જે વિશેષ બળવાન વૃક્ષો છે, તે પુણ્યવાન વૃક્ષોએ પણ તારી પેઠે વાયુનો તિરસ્કાર કર્યો નથી; તેઓ પણ પોતાનું તથા વાયુનું બળ કેટલું કેટલું છે તે

જાણે છે. તથા તેટલા માટે તે ઉત્તમ વૃક્ષો વાયુને પ્રણામ કરે છે. પણ તું તો મૂઢતાથી વાયુના અનંત બળને જાણતો નથી. વારૂ, એ પ્રમાણે છે ત્યારે હું હવે વાયુની પાસે જાઉં છું.

॥ त्वंतुमोहान्नजानीषेवायोर्बलमनंतकम् ॥

॥ एवंतस्माद्गमिष्यामिसकाशंमातरिश्वनः ॥ १९ ॥

इतिश्री महाभारते शां० आप० पवनशाल्मलिसंवादे गु० भा०

पंचविंशतितमोऽध्यायः ॥ २५ ॥

**भीष्मउवाच** ॥ एवमुक्त्वातुराजेंद्रशाल्मलिंब्रह्मवित्तमः ॥

॥ नारदःपवनेसर्वंशाल्मलेर्वाक्यमब्रवीत् ॥ १ ॥

ભીષ્મ કહે છે,—હે રાજેન્દ્ર ! બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ નારદે શીમળાને એ પ્રમાણે કહીને શીમળાનાં કહેલાં સરવે વચન પવનને કહી સંભળાવ્યાં. નારદ કહે છે,—હે વાયુ ! હિમાલયના પૃષ્ઠ ઉપર વિસ્તારવાળો, મોટાં મૂળવાળો, અને મોટી છાયાવાળો, એક શીમળાનો વૃક્ષ છે, તે તારૂં અપમાન કરે છે. તેણે તને ઘણાં ધિક્કારયુક્ત વચન કહ્યાં તે સર્વે, હે વાયુ ! મારે તારી આગળ કહેવાં ઘટતાં નથી. હે વાયુ ! હું તને સર્વે પ્રાણીઓમાં શ્રેષ્ઠ જાણું છું તથા તેમને વિષે ઉત્તમ અને મોટો પણ તને જાણું છું. તું ક્રોધમાં યમના સરખો ભયંકર છે. ભીષ્મ કહે છે,—નારદનું એ વચન સાંભળીને વાયુ તે શીમળા પાસે ગયો અને ક્રોધ પામીને આ વચન બોલ્યો. વાયુ કહે છે,—અરે શીમળા ! નારદ તારી પાસે થઇને જતા હતા ત્યારે તેં તેમના આગળ મારી નિંદા કરી; માટે હું વાયુ તને મારો પોતાનો પ્રભાવ અને બળ બતાવું છું. હે વૃક્ષ ! હું તને ઓળખું છું અને પૂર્વેથી મેં તને જાણેલો છે. જ્યારે પ્રજાની ઉત્પત્તિ કરી ત્યારે પિતામહ બ્રહ્મદેવ પ્રભુએ તારી નીચે વિશ્રામ કર્યો હતો. તેમણે તારી છાયા નીચે વિશ્રાંતિ લીધી હતી તેને લીધે આજ સુધી તારા ઉપર કૃપા કરીને મેં તારૂં રક્ષણ કર્યું છે; હે દુષ્ટ બુદ્ધિવાળા અધમ વૃક્ષ ! તારા પોતાના પરાક્રમથી તારૂં રક્ષણ થતું નથી, પણ એ કારણથી તારૂં રક્ષણ મેં કર્યું છે. પણ તું બીજા પ્રાકૃત જીવોના જેવો મને ગણીને મારૂં અપમાન કરેછે તેથી

હવે હું મારૂં સ્વરૂપ તને દેખાડું છું કે જેથી તું મારૂં અપમાન કરે નહિ. ભીષ્મ કહે છે,—એ વચન સાંભળીને શીમળાનો વૃક્ષ જાણે હસતો હોય તેમ તેને કહેવા લાગ્યો કે હે પવન! ક્રોધ પામીને તું મને તારૂં સ્વરૂપ બતાવ્ય. પણ હે વાયુ! તું મારા ઉપર ક્રોધ કરવો પડ્યો મૂક; કેમકે ક્રોધ પામીને તું મને શું કરવાનો છે? હે પવન! તું તારી મેળે ગમે તેટલો સમર્થ ભલે હો, પરંતુ તેથી હું તારાથી બીહીતો નથી. હું તારા કરતાં વધારે બળવાન છું, માટે મારે તારાથી બીહીવાનું કાંઇ કારણ નથી; કેમકે જેઓ બુદ્ધિએ કરીને બળવાન છે, તેઓજ બળવાન કહેવાય છે. જેઓ માત્ર પ્રાણ ધારણ કરી શકવા રૂપ બળવાળા છે, તેઓ બળવાન કહેવાતા નથી. એ પ્રમાણે પવનને કહ્યું તે સાંભળીને પવન બોલ્યો કે "વારૂ ત્યારે સવારે હું તને મારૂં બળ બતાવીશ," એમ કહીને વાયુ ગયો. પછી વાયુ થકી ઉત્પન્ન થવાના અરિષ્ઠનો મનમાં નિશ્ચય કરીને તે શીમળાના વૃક્ષે જોયું કે વાયુના બળ સાથે મારૂં બળ કાંઇ તુલ્ય નથી, તથા નારદની પાસે હું જે વચન બોલ્યો હતો તે સર્વે મિથ્યા હતાં. વાયુની સાથે બાથ ભીડવાને હું અસમર્થ છું તથા તે વાયુ તો બળવડે કરીને મારા કરતાં બળવાન છે, એમાં સંશય નથી. નારદે કહ્યું હતું તે પ્રમાણે વાયુ તો નિરંતર બળવાનજ છે. તથા બીજા વૃક્ષો કરતાં પણ હું દુર્બળ છું એમાં પણ સંશય નથી. પણ બુદ્ધિએ કરીને મારી બરોબરી કરી શકે એવો કોઇ વનસ્પતિ નથી. માટે હું બુદ્ધિને ધારણ કરીને વાયુ થકી ઉત્પન્ન થતા ભયથી મુક્ત થઇશ. જો એ બુદ્ધિનો આશ્રય કરીને વનમાં સર્વે વૃક્ષો રહે તો ક્રોધ પામેલા પવન થકી અરિષ્ટ તો નિરંતર ઉત્પન્ન થાય એમાં સંશય નથી; પણ જેમ હું જાણું છું કે ક્રોધ પામેલો વાયુ જેમ તે અરિષ્ટોને પ્રેરણા કરે છે, તેમ તે મૂર્ખ વૃક્ષો જાણતા નથી.

॥ तेतुबालानजानंतियथावैतान्समीरणः ॥

॥ समीरयंतिसंक्रुद्धोयथाजानाम्यहंतथा ॥ १९ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि पवनशाल्मलिसंवादे गुर्जरभाषायां षड्विंशतितमोऽध्यायः ॥ २६ ॥

---

**भीष्मउवाच** ॥ ततोनिश्चित्यमनसाशाल्मलिःक्षुभितस्तदा ॥

॥ शाखास्कंधान्प्रशाखाश्चस्वयमेवव्यशातयत् ॥ १ ॥

ભીષ્મ કહે છે,—પછી એ પ્રમાણે મનવડે નિશ્ચય કરીને ક્ષોભ પામેલા શીમળાએ પોતાની ડાળીઓ, ડાળાં, અને પાંખડાં પોતાની મેળેજ પાડી નાખ્યાં. એ રીતે ડાળાં, પાંદડાં અને પુષ્પ, એ સર્વેનો ત્યાગ કરીને તે વૃક્ષે સવારમાં આવતા વાયુને જોયો. પછી ક્રોધ પામેલો અને સૂસવાટા કરતો મોટો વાયુ મોટા મોટા વૃક્ષોને પાડી નાંખતો પાડી નાંખતો જ્યાં આગળ તે શીમળાનો વૃક્ષ ઉભો હતો ત્યાં આગળ આવી પહોચ્યો. ત્યાં આગળ આવીને તે શીમળાને પાંદડાં વિનાનો, મોટાં મોટાં ડાળ જેનાં ભાગી પડચાં છે એવો તથા પુષ્પ જેનાં ગરી ગયાં છે એવો જોઇને હાસ્ય કરતા તથા હર્ષ પામેલા તે વાયુએ ઉગ્ર શાખાવાળા તે શીમળાને કહ્યું. વાયુ કહે છે,—હે શીમળા! જે તેં પોતાની ડાળોને પાડી નાખવારૂપ કષ્ટ પોતાની મેળે વેઠયું, તેજ કષ્ટ હું પણ તને કરનારો હતો. તારાં પુષ્પ અને ડાળીઓ નાશ પામ્યાં છે તથા તારા અંકુર અને પાંદડાં ગરી ગયાં છે, એ રીતે પોતાનીજ દુષ્ટ સલાહથી તું પોતાની મેળે મારા સામર્થ્યના વશમાં આવી પડયો છે! ભીષ્મ કહે છે,—એવું વાયુનું વચન સાંભળીને તે શીમળાનો વૃક્ષ મનમાં લાજ પામ્યો; તથા પ્રથમ પોતાને જે વચન નારદે કહ્યું હતું તે સંભારીને મનમાં પરિતાપ પામવા લાગ્યો. હે ક્ષત્રિયમાં વ્યાઘ્ર જેવા યુધિષ્ઠિર! એ પ્રમાણે પોતે દુર્બળ છતાં જે મૂર્ખ બળવાનની સાથે વૈર કરે છે તે આ શીમળાના વૃક્ષની પેઠે પરિતાપ પામે છે. એટલા માટે જે દુર્બળ હોય તેણે બળવાનની સાથે વૈર કરવું નહિ, કેમકે જે દુર્બળ છતાં બળવાન સાથે વૈર કરે છે તે આ શીમળાની પેઠે શોક પામે છે. જે મોટા પુરૂષો હોય છે તે પોતાના પ્રત્યે અપકાર કરનારા ઉપર પોતાનું વૈર પ્રકટ બતાવતા નથી; પણ હે મહારાજ! તેઓ ધીમે ધીમે પોતાનું બળ બતાવે છે. બુદ્ધિહીન પુરૂષે બુદ્ધિની આજીવિકા ઉપર જીવનાર પુરૂષ સાથે વૈર કરવું નહિ; કેમકે તરણાંના ઢગલામાં જેમ અગ્નિ પ્રવેશ કરે છે તેમ બુદ્ધિમાન પુરૂષોની બુદ્ધિ પણ નિર્બુદ્ધ પુરૂષના સમૂહમાં પ્રવેશ કરીને તેનો નાશ કરે છે. હે રાજન્! હે નરપતિ! બુદ્ધિ સમાન મોટું તત્વ પુરૂષમાં બીજું કાંઇ છે નહિ, તથા બુદ્ધિબળની તુલના બીજું કોઇ બળ કરી શકે તેમ પણ નથી. હે શત્રુઓને હણનાર રાજા! એટલા માટે બાળક, જડ, આંધળો, બેહેરો અને પોતાના કરતાં અધિક બળવાળો જે હોય તેને ક્ષમા કરવાનો

સ્વભાવ રાખવો અને તે ગુણુ તારામાં છે. હે રાજન્! અઢાર અક્ષૌહિણીનું બળ એક મહાત્મા અર્જુનના બળની સમાન નથી; કેમકે સંગ્રામમાં બળનો આશ્રય કરીને ફરનારા યશવાળા પાંડુપુત્ર અર્જુને હણેલી તે અક્ષૌહિણીઓ ભાગી ગઇ છે તથા હણાઈ ગઈ છે. હે ભારત! રાજધર્મ અને આપદ્ધર્મ મેં તને વિસ્તારથી કહ્યા; હે મહારાજ! હવે તારે શું સાંભળવાની ઇચ્છા છે?

॥ उक्ताश्चतेराजधर्माआपद्धर्माश्चभारत ॥

॥ विस्तरेणमहाराज किंभूयःश्रोतुमिच्छसि ॥ १६ ॥

इतिश्री महाभारते शां० आ० गु० भा० सप्तत्रिंशतितमोऽध्यायः ॥२७॥

युधिष्ठिरउवाच ॥ पापस्ययदधिष्ठानंयतःपापंप्रवर्तते ॥

॥ एतदिच्छाम्यहंश्रोतुंतत्वेनभरतर्षभ ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે ભરતશ્રેષ્ઠ! પાપનું જે સ્થાન છે તથા જેથી પાપની પ્રવૃત્તિ થાય છે તે હું યથાર્થપણે સાંભળવાને ઇચ્છુંછું. ભીષ્મ કહે છે—હે રાજન્! પાપનું સ્થાન હું તને કહું તે તું સાંભળ. એક લોભ એ મોટા ગ્રાહ (મગર) જેવો છે, એ લોભથી પાપની પ્રવૃત્તિ થાય છે; એનાથીજ પાપ, અધર્મ અને અત્યંત દુઃખ ઉપજે છે; એ લોભજ કપટ માત્રનું મૂળ છે; તેનાવડેજ મનુષ્યો પાપકર્મ કરનારા થાય છે. લોભ થકી ક્રોધ ઉત્પન્ન થાય છે અને તે લોભ થકીજ કામ પણ ઉત્પન્ન થાય છે. મોહ, માયા (છળ), માન, સ્થંભ (અક્કડપણું), અને પારકા સ્વાધીનમાં જીવતર સોંપવારૂપ કર્મ એ સર્વે પણ લોભ થકીજ બને છે. વળી અક્ષમા, લજ્જાનો ત્યાગ, લક્ષ્મીનો નાશ, ધર્મનો ક્ષય, ચિંતા, અને અપકીર્ત્તિ એ સર્વે પણ લોભથીજ ઉપજે છે. દાન નહિ કરવાનો ગુણુ, અતિશય તૃષ્ણા, વિપરીત કર્મ કરવાની ક્રિયાઓ, કુળનો મદ, વિદ્યાનો મદ, રૂપનો મદ, ઐશ્વર્યનો મદ, સર્વે પ્રાણીઓનો દ્રોહ, સર્વે પ્રાણીઓનો સત્કાર ન કરવારૂપ કર્મ, સર્વે પ્રાણીઓનો અવિશ્વાસ, સર્વે પ્રાણીઓ પ્રત્યે વાંકા ચાલવું, પારકા દ્રવ્યનું હરણ, પારકી સ્ત્રીઓ ઉપર બલાત્કાર, વાણીનો વેગ, મનનો વેગ, નિંદાનો વેગ, ઉપસ્થનો વેગ, ઉદરનો વેગ, કઠિન એવો મૃત્યુનો વેગ, બળવાન એવો ઇર્ષ્યાનો વેગ, ન જીતાય એવો

મિથ્યા વેગ, નિવારણ ન કરી શકાય એવો રસનો વેગ, સહન ન કરી શકાય એવો શ્રવણેંદ્રિયનો વેગ, પારકી નિંદા, પોતાની બડાઈ, બીજાની અદેખાઇ, પાપ, દુષ્કરકર્મ કરવાપણું, સર્વે સાહસ અને સર્વે અકાર્યની ક્રિયા; એ સર્વનું મૂળ લોભ છે. જન્મ થયા પછી, બાળકપણામાં, કુમારઅવસ્થામાં, અને જુવાનીમાં મનુષ્યો જેનાવડે પોતાનું કર્મ તજતા નથી, મનુષ્ય જીર્ણ થાય છે પણ જે જીર્ણ થતો નથી, હે કુરૂવંશના ધુરંધર! જે પ્રાપ્તિવડે પણ પૂર્ણ કરી શકાતો નથી, તે લોભજ સર્વ પાપનું મૂળ છે. ઊંડાં જળવાળી નદીઓવડે કરીને નિરંતર ભરાતો છતાં પણ જેમ સમુદ્ર પૂર્ણ થતો નથી તેમ જે અનેક કામનાએ પૂર્ણ થતાં પણ તૃપ્તિ પામતો નથી તથા હે નૃપ! લોભ કરેલા પદાર્થોની પ્રાપ્તિથી પણ જે હર્ષ પામતો નથી, જેને દેવ, ગંધર્વ, અસુર, મોટા નાગ, અને સર્વે પ્રાણીઓના સમુદાયજ યથાર્થપણે ઓળખી શકતા નથી એવા લોભને મોહ સહિત જીતેંદ્રિય પુરૂષે જીતવો. અર્થાત્ મોહ તથા લોભને ઇન્દ્રિયજીત પુરૂષજ જીતી શકે છે. હે કૌરવ્ય! અજીતેંદ્રિય અને લોભી પુરૂષોમાં દંભ, દ્રોહ, નિંદા, ચાડિયાપણું, અને અદેખાઈ, એવા દુર્ગુણો ઉત્પન્ન થાય છે. કેટલાક પુરૂષો અત્યંત મોટાં મોટાં શાસ્ત્રો ભણેલા તથા બહુશ્રુત હોય છે, તથા બીજાઓના સંશયને છેદે એવા હોય છે, તથાપિ લોભને વશ પડીને તેઓ ક્લેશ પામે છે. તે પુરૂષો દ્વેષ અને ક્રોધથી યુક્ત તથા શિષ્ટાચારથી રહિત હોય છે; તેમની વાણી મધુર હોય છે, પરંતુ અંતરમાં તેઓ ક્રૂર હોય છે; એવા પુરૂષોને ઘાસથી ઢાંકેલા કૂવાના જેવા જાણવા. લોભ સંબંધી જ્ઞાનમાં સ્થિર થયેલા એવા અધમ અને વેષધારી પુરૂષો ધર્મના બાહાનાથી જગતને લુંટે છે. વળી તેઓ શાસ્ત્રના બળનો આશ્રય કરીને અનેક માર્ગ પ્રસારે છે અને સત્પુરૂષોનાં માર્ગનો લોપ કરે છે. જેમ કે તેઓ કહે છે કે ગમે તે ઉપાયે કરીને પણ બીજાને સંતોષ પમાડવો એજ સર્વથી ઉત્તમ ઈશ્વર પૂજન છે. અને તેથી વ્યભિચારાદિકથી અન્યોન્ય સંતોષ ઉપજે છે માટે તે ધર્મ છે, એવી રીતે સન્માર્ગનો લોપ કરે છે. એ રીતે લોભે ગળેલા દુરાત્મા પુરૂષો ધર્મનું હરણ કરીને તેની જે જે સ્થિતિમાં ફેરફાર કરે છે, તે તે વિકારવાળી ધર્મની સ્થિતિ લોકોમાં પસરે છે. હે કૌરવ્ય! લોભયુકત બુદ્ધિવાળા મનુષ્યોમાં

ગર્વ, ક્રોધ, મદ, નિદ્રા, હર્ષ, શોક અને અતિશય માન એટલાજ દુર્ગુણો જોવામાં આવે છે. એ લોભયુક્ત પુરૂષોને નિરંતર તું 'અશિષ્ટ પુરૂષોજ' જાણજે. હવે પવિત્ર વ્રતવાળા જે શિષ્ટ પુરૂષોનાં લક્ષણ હું તને કહું છું, તેમને તું ધર્મ પૂછજે. જે પુરૂષોને મૃત્યુ પછી ફરીને જન્મ પામવાનો ભય નથી, જેમને પરલોક સંબંધી પણ ભય નથી, જેમને માંસમાં પ્રસંગ નથી, જેમને પ્રિય અને અપ્રિય કાંઇ છે નહિ, જેમને શિષ્ટાચાર વહાલો છે, જેઓ ઇન્દ્રિયોને દમન કરી શકે છે, જેમને સુખ અને દુઃખ સમાન છે; જેમને સત્ય એજ પરમ શરણરૂપ છે, જેઓ દાન કે પ્રતિગ્રહ બેમાંથી એકે કરતા નથી, જેઓ દયાવાળા છે, જેઓ નિરંતર પિતૃ, દેવ અને અતિથિનું પૂજન કરેછે, જેઓ નિરંતર ઉદ્યોગી છે, જેઓ વીર અને સર્વનો ઉપકાર કરનારા છે, જેઓ સર્વે ધર્મનું પાલન કરે છે, હે ભારત! જેઓ સર્વે પ્રાણીઓનું હિત કરે છે તથા સર્વ વસ્તુઓનું દાન કરે છે, એવા સત્પુરૂષો, જેઓ ધર્મના વ્યાપારમાં ફરનારા હોય છે તેઓ શિષ્ટાચારથી ચલાયમાન થવાને શક્ય નથી. પૂર્વે સત્પુરૂષોએ જે આચરણ ઠરાવેલું છે તે તેમનું આચરણ ભેદ પામતું નથી. જેઓ ત્રાસ પામતા નથી; જેઓ ચપળ કે રૌદ્ર નથી તથા જેઓ સન્માર્ગમાં સ્થિર થયેલા છે તેમજ જેઓને વિષે અહિંસારૂપ ધર્મ સ્થિર થયેલો છે, તેમને નિરંતર સાધુ પુરૂષોએ સેવવા ઘટે છે. જે પુરૂષો કામ તથા ક્રોધ એ બે વિકારથી રહિત છે, જેમનામાં અહંકાર કે મમત્વ રહેલું નથી, તથા જેમના વ્રત ઉત્તમ છે અને જેમની મર્યાદા સ્થિર છે તેમની તું ઉપાસના કરીને તેમને ધર્મ પૂછજે. હે યુધિષ્ઠિર! તેઓ જે ધર્મ આચરે છે તે ધન માટે અથવા યશ માટે નથી આચરતા પરંતુ એ ધર્મ અવશ્ય આચરવોજ જોઇએ, માટે તેનું તેઓ આચરણ કરે છે. તેમના શરીરની આહારાદિક ક્રિયાઓ પણ તેમજ બને છે. તેમનામાં ભય, ચપળતા કે શોક છે નહિ; ધર્મને બ્હાને દંભ તેઓ કરતા નથી; તથા ગુપ્ત રાખવા જોગ કોઇ પાખંડ ધર્મનું તેઓ આચરણ કરતા નથી. જેમને વિષે લોભ કે મોહ નથી, તથા જેઓ સત્યતા અને સરળતાથી વર્તે છે, તેમજ હે કૌંતેય! જેમનું ઉત્તમ વૃત્ત નાશ પામતું નથી, તેમને વિષે તું આસક્તિ રાખજે. જે પુરૂષો લાભ થવાથી હર્ષ પામતા નથી તથા હાનિ થવાથી ખેદ પામતા નથી તથા

જેઓ મમતા રહિત, અહંકાર રહિત, સત્વમાં સ્થિતિવાળા અને સમાન દષ્ટિવાળા છે, તેમની તું ઉપાસના કરજે. હે તાત ! લાભ અને હાનિ, સુખ અને દુઃખ પ્રિય અને અપ્રિય, મરણ અને જીવિત, એ સર્વે જે સ્થિર પરાક્રમવાળા, મહત્પદ ઇચ્છનારા અને સત્વના માર્ગમાં રહેલા પુરૂષોને સમાન છે એવા ધર્મની પ્રીતિવાળા અને મોટા અનુભવવાળા પુરૂષોનું તું ઇંદ્રિયોને નિયમમાં રાખીને તથા સાવધાન રહીને પૂજન કરજે. હે ભદ્ર! દૈવબળથી સર્વે વાણીના પ્રલાપ ગુણવાળા થાય છે, તથા મૂર્ખની વાણીના પ્રલાપ અશુભને અર્થે થાય છે. અર્થાત્ સત્પુરૂષોનો ઉપદેશ સુખકર થાય છે અને અસત્પુરૂષનો ઉપદેશ દુઃખકર થાય છે માટે લોભને જીતવા ઇચ્છનારાઓ સત્સંગ કરવો, એમ કહેવાનો અભિપ્રાય છે.

॥ धर्मप्रियांस्तान्सुमहानुभावान्दांतोप्रमतश्चसमर्चयेथाः ॥

॥ दैवात्सर्वेगुणवन्तोभवंतिशुभाशुभेवाक्प्रलापास्तथान्ये ॥ ६६ ॥

इतिश्री महाभारते शांति० आप० गु० भा० मष्टाविंशतितमोऽध्यायः ॥२८॥

---

**युधिष्ठिरउवाच** ॥ अनर्थानामधिष्ठानमुक्तोलोभःपितामह ॥

॥ अज्ञानमपिवैतात श्रोतुमिच्छामितत्वतः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે પિતામહ ! અનર્થનું અધિષ્ઠાન લોભ છે એ તમે કહ્યું; હે તાત ! હવે અજ્ઞાન શું છે તે હું તત્વે કરીને સાંભળવાને ઇચ્છું છું. ભીષ્મ કહે છે,—જે પુરૂષ અજ્ઞાનને લીધે પાપ કરે છે અને તે પાપથી પોતાનો ક્ષય થાય છે તે જાણતો નથી તથા સાધુ પુરૂષોનાં આચરણનો દ્વેષ કરે છે, તે લોકની નિંદાનું પાત્ર થાય છે. પુરૂષ અજ્ઞાનવડે નરકમાં પડે છે, અજ્ઞાનવડે દુર્ગતિ પામે છે તથા અજ્ઞાનવડે કલેશ પામે છે તથા આપત્તિમાં ડુબે છે. યુધિષ્ઠિર કહે છે,-હે રાજન્ ! અજ્ઞાનનું સ્વરૂપ, પ્રવૃત્તિ સ્થાન, વૃદ્ધિ, ક્ષય, ઉદય, મૂળ, યોગ, ગતિ, કાળ, કારણ અને હેતુ, એ હું યથાર્થપણે સાંભળવાને ઇચ્છું છું; કેમકે આ લોકમાં જે દુઃખ પ્રાપ્ત થાય છે તેનું મૂળ અજ્ઞાનજ છે. ભીષ્મ કહે છે,—રાગ (પ્રીતિ), દ્વેષ, મોહ, હર્ષ, શોક, અભિમાનીપણું, કામ, ક્રોધ, ગર્વ, તંદ્રા, આળસ, ઇચ્છા, અનિચ્છા, તાપ, પારકી વૃદ્ધિ જોઇને બળી મરવાનો ગુણ (અદેખાઇ), તથા હિંસા આ-

દિક પાપીઓનાં કર્મ, એને અજ્ઞાન કહે છે. હે મહારાજ ! એ સર્વની પ્રવૃત્તિ કેમ થાય છે તથા વૃદ્ધિ કેમ થાય છે એ વગેરે જે કાંઇ તું સાંભળવાને ઇચ્છે છે તે હું તને વિસ્તારથી કહું છું; તથા તેમાં પણ હું તને વિશેષે કરીને કહું તે સાંભળ. હે ભારત ! અજ્ઞાન અને અતિ લોભ એ બન્ને સમાન ફળ આપનારાં અને સમાન દોષ ઉત્પન્ન કરનારાં છે. હે રાજન્ ! એ બન્નેને એક સરખાંજ જાણવાં. અજ્ઞાનનું ઉત્પત્તિસ્થાન લોભ છે. લોભ જ્યારે વૃદ્ધિ પામે છે ત્યારે તે અજ્ઞાન પણ વૃદ્ધિ પામે છે અને જ્યારે લોભ સમાન અવસ્થાને પામે છે ત્યારે અજ્ઞાન પણ સમાન અવસ્થાને પામે છે. જ્યારે લોભ ક્ષીણ થાય છે ત્યારે અજ્ઞાન પણ ક્ષીણ થાય છે. એવી રીતે એક લોભજ દુઃખ, સંતાપ, મોહ, આદિક ઉત્પન્ન કરીને નાના પ્રકારની ગતિને પામે છે. યુધિષ્ઠિરના છ પ્રશ્નનો એવી રીતે ઉત્તર થયો. એટલે અજ્ઞાનનું સ્વરૂપ લોભ, અજ્ઞાનની પ્રવૃત્તિ લોભથી, સ્થાન પણ લોભમાં, વૃદ્ધિ પણ લોભની સાથે, ક્ષય પણ લોભની સાથે, ઉદય પણ લોભના ઉદય સાથે, એ રીતે છ પ્રશ્નનો ઉત્તર થયો. હવે સાતમો પ્રશ્ન એવો છે કે અજ્ઞાનનું મૂળ શું ? તેનો ઉત્તર આ રીતે છે. અજ્ઞાનરૂપ લોભનું મૂળ મોહ છે. તથા મોહનો સંયોગ એજ અજ્ઞાનનો યોગ છે. મોહનો કાળ એજ અજ્ઞાનનો કાળ અને મોહની ગતિ એજ અજ્ઞાનની ગતિ છે. લોભનો છેદ અને ભેદ એ અજ્ઞાનનું કારણ છે. એટલે જ્યારે ઇચ્છેલો પદાર્થ પ્રાપ્ત થતાં વિઘ્ન થાય ત્યારે વૈચિત્યરૂપ અજ્ઞાનનો કાળ એ લોભરૂપ અજ્ઞાનનું કારણ થાય છે. તે કાળરૂપ અજ્ઞાનના મૂળના અજ્ઞાનથી લોભરૂપ કાર્ય ઉત્પન્ન થાય છે. અને લોભથી અજ્ઞાન ઉપજે છે. તેજ પ્રમાણે સર્વે દોષ લોભથકીજ ઉપજે છે, માટે લોભનો ત્યાગ કરવો. જનક, યુવનાશ્વ, વૃષાદર્ભિ, પ્રસેનજિત, અને તેમજ બીજા રાજાઓ પણ લોભને તજવાથી સ્વર્ગને પામ્યા છે, માટે લોભને વર્જવો. હે કુરુ શ્રેષ્ઠ ! તું પોતાની મેળે પ્રત્યક્ષ લોભનો તો ત્યાગજ કર; કેમકે લોભ તજવાથી તું આ લોકમાં અને પરલોકમાં સુખે કરીને વિચરીશ.

॥ प्रत्यक्षंतुकुरुश्रेष्ठः त्यजलोभमिहमहात्मना ॥
॥ त्यक्त्वालोभं सुखंलोके प्रेत्यचानुपरिष्यासि ॥ १४ ॥

इतिश्री महाभारते शां० आ० गु० भा० एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

**યુધિષ્ઠિરउवाच** ॥ स्वाध्यायेकृतयत्नस्यनरस्यचापितामह ॥
॥ धर्मकामस्यधर्मात्मन् किन्नुश्रेयइहोच्यते ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,-હે ધર્મરૂપ પિતામહ ! સ્વાધ્યાયમાં યત્ન કરનારા, અને ધર્મને ઇચ્છનારા પુરૂષને આ લોકમાં કલ્યાણકારક શું છે તે મને કહો. કેમકે લોકમાં શ્રેય ઘણે પ્રકારે જોવામાં આવે છે. તેમાં જે આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણકારી હોય તે મને કહો. હે ભારત ! હે તાત ! ધર્મનો આ માર્ગ બહુ મોટો અને ઘણી શાખાવાળો છે, માટે તેનું જે પરમ મૂળ હોય તે મને તત્વે કરીને કહો. ભીષ્મ કહે છે,--વારૂ હું તને એવો માર્ગ કહીશ કે જેથી તું કલ્યાણ પ્રાપ્ત કરી શકશે; અને જેમ અમૃતપાન કર્યું હોય તેમ બુદ્ધિમાન એવો તું જ્ઞાનવડે તૃપ્ત થઇશ. પોતપોતાના વિજ્ઞાનનો આશ્રય કરીને ધર્મની જે વિધિઓ મહર્ષિઓએ કહેલી છે તે અનેક છે, પણ * દમ એ તે સર્વે વિજ્ઞાનનું પરમ સ્થાનરૂપ છે. નિશ્ચયવાળાં છે શાસ્ત્ર જેનાં એવા વૃદ્ધોએ દમને કલ્યાણરૂપ કહેલો છે; વિશેષે કરીને બ્રાહ્મણને દમ એ સનાતન ધર્મરૂપ છે. દમવડેજ બ્રાહ્મણની ક્રિયાઓની સિદ્ધિ જોઇએ તે પ્રકારે પ્રાપ્ત થાય છે. દમ એ ગુણ દાન, યજ્ઞ, અને વેદાધ્યયન એ ત્રણે કરતાં શ્રેષ્ઠ છે. દમ તેજની વૃદ્ધિ કરે છે; દમ એ પરમ પવિત્ર ગુણ છે; દમ ગુણવાળો પુરૂષ પાપ રહિત થઇ તેજવડે યુક્ત થઇને મોટા ફળને પામે છે. દમના જેવા બીજા કોઇ મોટા ધર્મને અમે લોકોમાં સાંભળ્યો નથી; દમ એજ લોકમાં સર્વથી શ્રેષ્ઠ અને બધા ધર્મવાળાઓનો વખાણવા યોગ્ય ધર્મ છે. હે નરપતે ! દમ ધર્મવડે યુક્ત પુરૂષ આ લોકમાં તેમજ પરલોકમાં પણ પરમ સુખ પામે છે તથા મોટા ધર્મનું ફળ ભોગવે છે. દમ ગુણવાળો પુરૂષ સુખે કરીને શયન કરે છે તથા સુખે કરીને જાગે છે; તે સુખે કરીને લોકમાં ફરે છે તથા તેનું મન પ્રસન્ન થાય છે; જે પુરૂષ દમ ગુણવાળો નથી તે નિરંતર કલેશ પામે છે તથા પોતાના દોષથી ઉત્પન્ન થયેલા બીજા અનેક અનર્થને ઉત્પન્ન કરે છે. ચારે આશ્રમમાં દમ એજ ઉત્તમ વ્રત કહેવાય છે. જે પુરૂષમાં દમ ગુણ હોય તેનાં લક્ષણ કેવાં હોય તે હું તને કહું છું;—જે પુરૂષ દમ ગુણવાળો હોય તેનામાં ક્ષમા, ધૃતિ, અહિંસા, સમાનપણું, સત્ય, સરળપણું, ઇંદ્રિયોને

* ઇંદ્રિયોને દમન કરવાના (કબજામાં રાખવાના) ગુણને દમ કહે છે.

જીત્વાપણું; દક્ષ્યતા, કોમળતા, લજ્જા, અચળતા, અદીનતા, અક્રોધ, સંતોષ, પ્રિય વચન બોલવાપણું, ઘાત ન કરવાપણું, અસૂયા ન કરવાપણું, એવા ગુણો પ્રકટ થાય છે. હે કૌરવ્ય ! દમ ગુણવાળો પુરૂષ ગુરૂજનની પૂજા કરે છે, પ્રાણીઓ ઉપર દયા રાખે છે, તથા ચાડીઆપણું, લોકનિંદા, મિથ્યા વચન અને કોઇની સ્તુતિ કે નિંદા કરતો નથી. જે પુરૂષ દમ ગુણવાળો હોય તે કામ, ક્રોધ, લોભ, ગર્વ, સ્તંભ, બડાઇ મારવી, રોષ, ઇર્ષ્યા, અભિમાન, એ ગુણોને સંઘરતો નથી. દમ ગુણવાળો પુરૂષ કોઇ નિંદિત કર્મ કરતો નથી તથા કોઇ પ્રકારની કામના રાખતો નથી; વિષય સુખ જેવા અલ્પ પદાર્થની પ્રાર્થના કરતો નથી; કોઈનો અભ્યુદય જોઇને પરિતાપ પામતો નથી; તે પુરૂષ સમુદ્રના જેવો મહાન કોઇ પ્રકારે પૂર્ણ થતો નથી; અર્થાત્ સમુદ્ર જેમ અનેક નદિયોનાં જળ મળવા છતાં પણ પૂર્ણ થતો નથી તેમ બ્રહ્મલોક પર્યંત સુખની પ્રાપ્તિ થવા છતાં પણ તે પુરૂષ સંતોષ પામતો નથી, કેમકે તે તો માત્ર આત્માનંદનીજ અભિલાષા રાખે છે. હું તારે વિષે પ્રીતિ રાખું છું, તું મારો છે, તું મારે વિષે પ્રીતિ રાખે છે, તેમને વિષે હું પ્રીતિ રાખું છું તથા પૂર્વે હું તેમને વિષે હતો, ઇત્યાદિક પૂર્વના સંબંધીઓનો સંયોગ દમ ગુણવાળો પુરૂષ રાખતો નથી, તેમાં આસકત થતો નથી. જે પુરૂષ દમ ગુણવાળો હોય છે તે ગ્રામ સંબંધી સર્વે પ્રવૃત્તિઓ તથા અરણ્ય સંબંધી સર્વે પ્રવૃત્તિઓ, તેમજ નિંદા અને પ્રશંસા, એ સર્વનો આશ્રય કરતો નથી, પણ તે પ્રવૃત્તિઓ થકી મુક્ત રહે છે. અને જે એમ મુક્ત રહે છે તેજ મુક્તિ પામે છે. જે પુરૂષ ઇંદ્રિયાદિકનું દમન કરે છે તે પુરૂષ જગતનો મિત્ર, શીલ ગુણથી સંપન્ન, નિરંતર પ્રસન્ન જેનો આત્મા છે એવો, અને આત્માને જાણનારો હોય છે. તે નાનાપ્રકારના સંગથી મુકત હોય છે તથા પરલોકમાં ગયા પછી તેને મોટું ફળ પ્રાપ્ત થાય છે. તે સારા આચરણવાળો શીલ ગુણથી યુકત, પ્રસન્ન આત્માવાળો, આત્માને જાણનારો અને પંડિત હોય છે. તે આ લોકમાં સત્કાર પામીને સારી ગતિ પામે છે. જે કર્મ આ લોકમાં સારૂં કહેવાય છે તથા સત્પુરૂષો જેવું આચરણ કરે છે, તેજ કર્મ જ્ઞાનવાળા મુનિનો સ્વાભાવિક માર્ગ છે અને તે માર્ગથી તે ખસતો નથી, એવો જીતેંદ્રિય અને જ્ઞાનયુકત પુરૂષ ઘરથી નીકળીને વનમાં જાય છે અને ત્યાં જઇને દેહનો પાત થવાના કાળની રાહ

જોતા જોતો પોતાનું યથાયોગ્ય આચરણ કરે છે. અને એવી રીતે તે બ્રહ્મ સ્વરૂપ થાય છે. સર્વ પ્રાણી થકી જેને નિરંતર અભયજ છે તથા જેના થકી સર્વે પ્રાણીઓને અભય છે, એવો તે પુરૂષ જ્યારે દેહ તજે છે ત્યારે તેને કોઇ જગેએથી ભય ઉત્પન્ન થતું નથી. એવો પુરૂષ પ્રારબ્ધ ભોગ ભોગવીને કર્મનો ક્ષય કરે છે પણ નૂતન કર્મનો સંચય કરતો નથી; તથા સર્વે ભૂત પ્રત્યે સમતા રાખીને સર્વનો મિત્ર થઇને વર્તે છે. એવો પુરૂષ દેહ તજે છે ત્યારે વિમાનમાં બેશીને ગયો કે અમુક માર્ગે એના પ્રાણ ગયા તે માલમ પડતું નથી; કેમકે જેમ પક્ષીઓની આકાશમાં ગતિ દેખાતી નથી તથા જળચરની ગતિ જળમાં જોવામાં આવતી નથી, તેમ તેના પ્રાણની ગતિ પણ પ્રાણોત્ક્રમણ ન થવાથી માલમ પડતી નથી. અર્થાત્ તે બ્રહ્મરૂપ પુરૂષ બ્રહ્મમાંજ લીન થાય છે: હે રાજન્! જે પુરૂષ ઘરને છોડીને મોક્ષને માર્ગે ગમન કરે છે તેને અનંત કાળ લગી તેજોમય લોક પ્રાપ્ત થાય છે. એવો પુરૂષ સર્વે કર્મનો ત્યાગ કરીને તથા વિધિપૂર્વક તપનો પણ ત્યાગ કરીને તેમજ નાના પ્રકારની વિદ્યાઓ અને સર્વ કાંઇનો ત્યાગ કરીને સત્ય માત્રની કામનાવાળો, સ્વેચ્છાચરણવાળો, પ્રસન્ન આત્માવાળો, આત્માને જાણનારો અને પવિત્ર થઇને આ લોકમાં સત્કાર પામે છે, તથા તે પછી સ્વર્ગ લોકને પામે છે. તે પુરૂષ પોતાના દમ ગુણવડે જે બ્રહ્મરાશિ થકી ઉત્પન્ન થએલું પિતામહનું સ્થાન છે, જે નિરંતર ગુફામાં ઢાંકેલું છે, તે પામે છે. એવા જ્ઞાનમાં રમનારા તથા જ્ઞાનવાન અને સર્વ ભૂતની સાથે અવિરોધપણે આચરણ કરનારા પુરૂષને આ લોકમાં ફરીને આવવાનુંજ ભય નથી તો પછી પરલોકનું ભય તો ક્યાંથીજ હોય! એટલું બધું છતાં પણ દમ ગુણમાં માત્ર એકજ દોષ છે; બીજો દોષ તો નથીજ. .તે એક દોષ એ છે.કે તે પુરૂષ નિરંતર ક્ષમાયુક્ત રહે છે માટે લોકો તેને અશક્ત માને છે. હે અત્યંત મોટી બુદ્ધિવાળા! એનો એક દોષ એજ અત્યંત મોટો ગુણ છે; કેમકે ક્ષમાવડે વિશાળ લોક તેને સુખેથી પ્રાપ્ત થઇ શકે છે અને સહન કરવાનો ગુણ પણ તેને સુલભ થાય છે. હે ભારત! જે પુરૂષ દમ ગુણવાળો છે તેને અરણ્યમાં જવાવડે પણ શું અધિક છે? કેમકે તે દમ ગુણવાળો પુરૂષ જ્યાં વસે છે તેજ અરણ્ય છે અને તેજ આશ્રમ છે, તથા જે દમ ગુણવાળો નથી તેને પણ અરણ્યમાં જવાવડે શું અધિક

છે? કેમકે અરણ્યમાં રહીને પણ તે પ્રવૃત્તિને તજી શકવાનો નથી. વૈશંપાયન કહે છે,—એ ભીષ્મનું વચન સાંભળીને યુધિષ્ઠિર રાજા જેમ અમૃતથી તૃપ્ત થયો હોય તેમ અત્યંત આનંદ પામ્યો, અને ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા ભીષ્મને ફરીને પણ કેટલાક પ્રશ્ન કર્યા તથા તે કુરૂકુળને વહન કરનાર ભીષ્મપિતાએ પણ પ્રસન્ન થઇને તેને સર્વના પ્રત્યુત્તર કહ્યા.

॥ पुनश्चपरिपप्रच्छभीष्मंधर्मभृतांवरम् ॥

॥ ततःप्रीतःसचोवाचतस्मैसर्वंकुरूद्वहः ॥ ३७ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि आपद्धर्मे दमकथने गु० भा०

त्रिंशतितमोऽध्यायः ॥ ३० ॥

**भीष्मउवाच** ॥ सर्वमेतत्तपोमूलंकवयःपरिचक्षते ॥

॥ नह्यतप्ततपामूढःक्रियाफलमवाप्नुते ॥ १ ॥

ભીષ્મ કહે છે,—આ સર્વનું મૂળ તપ છે એમ કવિઓ (પંડિતો) કહે છે; જે મૂઢ પુરૂષ તપ કરતો નથી તેને પોતાની ક્રિયાનું ફળ મળતું નથી. સમર્થ પ્રજાપતિ બ્રહ્મદેવે આ સર્વ સૃષ્ટિ તપવડેજ સરજી છે; તેમજ ઋષિઓને વેદ પણ તપવડેજ પ્રાપ્ત થાય છે. તપવડેજ અન્ન, ફળ અને મૂળ સરજ્યાં છે તથા સિદ્ધ પુરૂષો ત્રણે લોકને તપવડેજ સાવધાન થઇને જુએ છે અર્થાત્ ત્રણે લોકની વાત જાણે છે. ઔષધ, ઓસડ, અને નાના પ્રકારની ક્રિયાઓ તપવડેજ સિદ્ધ થાય છે; કેમકે સર્વે સાધનનું મૂળ તપ છે. જે કાંઈ આ લોકમાં દુર્લભ હોય તે સર્વે તપવડે પ્રાપ્ત થાય છે, તથા ઋષિઓ જે ઐશ્વર્ય પામ્યા છે તે તપવડેજ પામ્યા છે એમાં સંશય નથી. દારૂ પીનાર, પર દ્રવ્યની ચોરી કરનાર, ગર્ભહત્યા કરનારા, અને ગુરૂની સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર, એવા પાપવાળો પુરૂષ પણ સારી રીતે આચરેલા તપવડે તે તે પાપથી મુક્ત થાય છે. તપનાં ઘણાં રૂપ છે તથા અનેક દ્વારે કરીને તપની પ્રવૃત્તિ થાયછે; પણ જે પુરૂષ નિવૃત્તિ ધર્મ પાળીને વર્તન કરે છે તેને ઉપવાસ કરતાં બીજું મોટું તપ નથી. હે મહારાજ! અહિંસાવ્રત પાળવું, સત્ય વચન બોલવું, દાન કરવું, ઇન્દ્રિયો કબજે રાખવી, એ સર્વે તપ કરતાં પણ

અનશન ( ઉપવાસ) રૂપ તપ મોટું છે. દાન કરવા સરખું બીજું કાંઇ દુષ્કર કર્મ નથી; તથા દાન સરખી બીજી ઉત્તમ ગતિ પણ નથી. વળી ત્રણે વેદ વિદ્યા કરતાં બીજું કાંઈ ઉત્તમ તત્વ નથી. તથા સન્યાસ એજ પરમ તપ છે. એમ છે ખરૂં પણ સ્વર્ગધર્મના રક્ષણને અર્થે ઇન્દ્રિયોનું રક્ષણ કરવું યોગ્ય છે; માટે અર્થ કાર્યમાં અને ધર્મ કાર્યમાં અનશનવ્રત સમાન બીજું મોટું તપ નથી. ઋષિઓ, પિતૃઓ, દેવતાઓ, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, અને બીજાં સ્થાવર તથા જંગમ ભૂત, એ સર્વનો મુખ્ય આશ્રય તપ છે તથા તેઓનાં કાર્ય તપવડે સિદ્ધ થાય છે. એ પ્રમાણે દેવતાઓ પણ તપવડેજ મહત્પદ પામેલા છે. આકાશમાં આ નક્ષત્રાદિક દેખાય છે તે તપનો ઇષ્ટ વિભાગ જેમાં પ્રાપ્ત થયો છે એવાં સત્કર્મ કરનારાઓનાં તેજોમય સ્વરૂપ છે; તપવડે દેવપણું પણ પામી શકાય છે એમ નિશ્ચય જાણવું.

॥ इमानीष्टाविभागानिफलानितपसःसदा ॥

॥ तपसाशक्यतेप्राप्तुंदेवत्वमपिनिश्चयात् ॥ ३१ ॥

इतिश्री महाभारते शां० आप० गु० भा० एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

**युधिष्ठिरउवाच** ॥ सत्यंधर्मंप्रशंसंतिविप्रर्षिपितृदेवताः ॥

॥ सत्यमिच्छाम्यहंश्रोतुंतन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે પિતામહ ! બ્રાહ્મણ, ઋષિઓ, પિતૃઓ અને દેવતાઓ સત્યરૂપ ધર્મની પ્રશંસા કરે છે માટે હું સત્ય સાંભળવાને ઇચ્છું છું તે મને કહો. હે રાજન્ ! સત્યનું શું લક્ષણ છે તથા તે શી રીતે પ્રાપ્ત થાય છે તે કહો; વળી સત્ય પામવાથી શું થાય છે અને તે શી રીતે થાય છે તે પણ કહો. ભીષ્મ કહે છે,—હે ભારત ! ચારે વર્ણના ધર્મમાં સંકરપણું થાય તે ઠીક કહેવાતું નથી કેમકે સર્વે વર્ણમાં સત્યરૂપ ધર્મ તો અવિકારીપણેજ રહેવો જોઇએ. સત્પુરૂષોમાં સદા સત્ય એજ ધર્મ કહેવાય છે; સત્ય એજ સનાતન ધર્મ છે. માટે સત્યનેજ સર્વદા નમસ્કાર કરવો અને સત્ય એજ પરમગતિ છે. સત્ય એજ ધર્મ, તપ અને યોગ છે; સત્ય એજ સનાતન બ્રહ્મ છે; સત્ય એજ પરમ યજ્ઞ છે; અને સર્વ કાંઇ સત્યને વિષેજ રહેલું છે. આ સ્થળમાં હું તને સત્યના

સર્વે આચરણ તથા સત્યનાં સર્વે લક્ષણ અનુક્રમે કહીશ. વળી જે રીતે સત્યની પ્રાપ્તિ થાય છે તે પણ સાંભળવું તારે યોગ્ય છે. હે ભારત ! સર્વે લોકમાં સત્ય, તેર પ્રકારનું છે. હે રાજેન્દ્ર ! તે સત્યના તેર પ્રકાર આ પ્રમાણે છે;— સત્ય, સમાન બુદ્ધિ, ઇન્દ્રિય દમન, માત્સર્યનો ત્યાગ, ક્ષમા, લજ્જા, સહનશીલતા, અનસૂયતા, ત્યાગ રૂપ ધ્યાન, આર્યપણું, ધૃતિ, નિરંતર દયા, અને અહિંસા, એ તેર પ્રકારનું સત્ય જાણવું. એ તેર પ્રકારના અર્થ નીચે પ્રમાણે જાણવા. સત્ય સર્વદા વિકાર રહિત તથા પોતાને સ્વરૂપે રહેનારૂં તત્વ છે તથા સર્વ ધર્મને અવિરૂદ્ધ એવા યોગવડે તે પ્રાપ્ત થાય છે. બીજો ગુણ સમાનતા છે; પોતાને વિષે ઇષ્ઠ વસ્તુમાં, અનિષ્ઠ વસ્તુમાં અને શત્રુમાં જે સમાન ભાવ તેને સમતા કહે છે. ઇચ્છા તથા દ્વેષ અને કામ તથા ક્રોધ એ ગુણોનો ક્ષય થવાથી તે સમતા ગુણ પ્રાપ્ત થાય છે. ત્રીજો પ્રકાર દમ છે. બીજાની કે અન્ય પદાર્થની સ્પૃહા ન રાખવી, નિરંતર ગંભીરતા રાખવી, ધીરજ રાખવી, અભય આપવું, રોગને શમાવવા, એ દમનું સ્વરૂપ છે; તથા તે જ્ઞાનવડેજ પ્રાપ્ત થાય છે. ચોથો પ્રકાર અમાત્સર્ય છે. દાન અને ધર્મમાં સંયમ રાખવો તેને અમાત્સર્ય કહે છે અને સત્યવડે તે ગુણ પમાય છે. પાંચમો પ્રકાર ક્ષમા છે. જે માન પામેલો સાધુ પુરૂષ હોય છે તે ક્ષમા કરવા જેવાં કાર્યમાં તથા ક્ષમા નહિ કરવા જેવાં કાર્યમાં પણ પ્રિય કે અપ્રિય જે જે કાર્ય થાય તેની ક્ષમા કરે છે એ ક્ષમાનું સ્વરૂપ છે; તથા સત્યવાળો પુરૂષ સાધુ આચરણવડે તે પ્રાપ્ત કરે છે. જે બુદ્ધિમાન પુરૂષ લજ્જાવાળો હોય છે તે કલ્યાણયુક્ત કર્મ કરે છે તથા કોઇ સ્થળમાં ગ્લાનિ પામતો નથી. વળી તે પુરૂષ નિરંતર શાંત વાણીવાળો અને શાંત મનવાળો થઇને વર્તે છે; ધર્મથી લજ્જા પ્રાપ્ત થાય છે. ક્ષાંતિનું સ્વરૂપ કહે છે,—ધર્મ અને અર્થના હેતુથી તથા લોકને ઉદાહરણ આપવાના હેતુથી પુરૂષ જે સુખ દુઃખ ભૂખ, તરશ, શીત, ઉષ્ણ વગેરે સહન કરે છે તેને તિતિક્ષા અથવા સહનશીલતા કહે છે. એ તિતિક્ષા ગુણ ધૈર્યથી પ્રાપ્ત થાય છે. * બીજાના ગુણમાં દોષ જોવાના ગુણને અસૂયા કહે છે. એ

---

* 'અનસૂયતા' એ ગુણનું વ્યાખ્યાન ગ્રંથમાં નથી, પણ ટીકાકાર લખે છે કે "ગમે તો એ શ્લોકનો લોપ થયો હોય અથવા તિતિક્ષા ભેગુંજ એનું વ્યાખ્યાન સમજવું એવો વ્યાસનો હેતુ હોય." માટે આ વ્યાખ્યાન ટીકાને આધારે લખ્યું છે; મૂળમાં નથી.

ગુણનો ત્યાગ કરવો એનું નામ અનસૂયા જાણવું. તિતિક્ષા અથવા સહનશીલતાથી એ ગુણ પ્રાપ્ત થાય છે. સ્નેહ અને વિષયનો જે ત્યાગ તેજ ત્યાગ નામે સત્યનો પ્રકાર કહેવાય છે અને તે રાગ અને દ્વેષ છોડી દીધાથીજ પ્રાપ્ત થાય છે, બીજે પ્રકારે પ્રાપ્ત થતો નથી. પુરૂષ જે દંભ તજીને અને રાગ છોડીને પ્રયત્નવડે શુભ કર્મ કરે છે તેજ પ્રાણીઓમાં 'આર્યતા' નામે સત્યનો પ્રકાર જાણવો. સુખ અને દુ:ખમાં જે વિક્રિયા પામતો નથી તેના તે ગુણને ધૃતિ કરીને કહે છે. જે પુરૂષ પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તેણે એ ધૃતિ ગુણને ધારણ કરવો. પુરૂષે સર્વ પ્રકારે ક્ષમાયુક્ત થવું તથા સત્યયુકત થવું; તથા જે પંડિત પુરૂષનાં હર્ષ, ભય અને ક્રોધ નાશ પામ્યાં છે તેને 'ધૃતિ' ગુણ પ્રાપ્ત થાય છે. મન, વાણી અને કર્મ કરીને સર્વ પ્રાણીઓનો દ્રોહ ન કરવાનો ગુણ, દયા કરવાનો ગુણ તથા દાન, એ સત્પુરૂષોનો સનાતન ધર્મ છે. હે ભારત! એ તેર પ્રકાર જૂદા જૂદા સત્યના છે તથા તે સર્વનું એક લક્ષણ સત્ય છે. એ સર્વ ગુણો સત્યને આશરીને રહેલા છે તથા સત્યનેજ પુષ્ટિ આપે છે. હે રાજન્! સત્યના ગુણોનો અંત કહેવાને કોઈ શકય નથી; અને એટલામાટેજ પિતૃઓ, દેવ અને બ્રાહ્મણો સત્યની પ્રશંસા કરે છે. સત્ય કરતાં બીજો કોઇ ઉત્તમ ધર્મ નથી અને અસત્ય કરતાં બીજું કોઇ મોટું પાપ નથી; વેદમાં પણ સત્યનેજ ધર્મ કહ્યો છે, માટે સત્યનો લોપ કદાપિ કરવો નહિ. દાન, દક્ષિણાઓ સહિત યજ્ઞ, ત્રણે અગ્નિઓમાં હોમ, વેદ અને ધર્મના નિશ્ચય, એ સર્વે સત્યને પ્રાપ્ત થાય છે. જો એક હજાર અશ્વમેધ અને સત્ય એ બન્નેને એક તૂલામાં મૂકયાં હોય (ત્રાજવામાં મૂકી જોખ્યાં હોય) તો હજાર અશ્વમેધ કરતાં પણ સત્ય વધશે એ નિશ્ચય છે.

॥ अश्वमेधसहस्रंचसत्यंचतुलयाधृतम् ॥
॥ अश्वमेधसहस्राद्धिसत्यमेवातिरिच्यते ॥ २६ ॥

इतिश्री महाभारते शां० आप० गु० भा० द्वात्रिंशतितमोऽध्यायः ॥ ३२॥

**युधिष्ठिरउवाच** ॥ यत:प्रभवतिक्रोध:कामोवाभरतर्षभ ॥
॥ शोकमोहौविधित्साचपरासुत्वंचतद्वद ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—હે ભરત શ્રેષ્ઠ! ક્રોધ, કામ, શોક, મોહ, વિધિત્સા પરાસુત્વ, લોભ, માત્સર્ય, ઇર્ષ્યા, કુત્સા, અસૂયા, કૃપા અને ભય, એ તેર ક્યાંથી ઉત્પન્ન થાય છે તે હે મહા બુદ્ધિમાન! મને યથાર્થપણે કરીને કહો. ભીષ્મ કહે છે,—એ તેર ગુણો પ્રાણીઓના મહાબળવાન શત્રુઓ છે; હે મહારાજ! એ શત્રુઓ પુરૂષની ચારેપાસથી ઉપાસના કરે છે. જે પુરૂષ ગાફલ હોય તેને એ શત્રુઓ, કે જે સર્વદા સાવધજ છે તે, તોડી ખાય છે. ગાફલ પુરૂષને દેખીને જાણે વરૂ હોય, તેવા તે પુરૂષને ફાડી ખાય છે. હે પુરૂષશ્રેષ્ઠ! એ શત્રુઓ થકીજ પાપની પ્રવૃત્તિ થાય છે અને દુઃખની પ્રવૃત્તિ પણ એમનાજ થકી થાય છે એમ મનુષ્યે નિરંતર જાણવું. એ તેર શત્રુઓની ઉત્પત્તિ, સ્થિતિ અને ક્ષય હું તને કહીશ. હે રાજન્! પ્રથમ તો તું ક્રોધની ઉત્પત્તિ વગેરે સાંભળ. હે પૃથ્વીપતે! હું તને તે યથાતત્વે કરીને કહીશ, માટે તું તે એકાગ્ર ચિત્તે સાંભળજે. લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે; બીજાના દોષથી તે વૃદ્ધિ પામે છે;હે રાજન્! ક્ષમાવડે તે સ્થિર થાય છે; અને ક્ષમાવડેજ નિવૃત્ત થાય છે. કામ સંકલ્પથી ઉત્પન્ન થાય છે; તેનું સેવન કરવાથી તે વૃદ્ધિ પામે છે; અને જ્યારે ડાહ્યો પુરૂષ પોતાની મેળે સમજીને વિરામ પામે છે ત્યારે તે તત્કાળ નાશ પામે છે. બીજાને વિષે દોષ જોવાના ગુણને 'પરાસૂયા' કહે છે. એ પરાસૂયા ક્રોધ તથા લોભ એ બન્નેની મધ્યમાં પ્રકટ થાય છે; સર્વ પ્રાણી ઉપર દયા રાખવાની વૃત્તિથી તે નિવૃત્ત થાય છે; તેમજ અસૂયા ગુણ બીજાનામાં દોષ જોવાને લીધે ઉપજે છે તથા તે વસ્તુના તત્વજ્ઞાનથી બુદ્ધિમાન પુરૂષોની અસૂયા નાશ પામે છે. મોહ અજ્ઞાનથી ઉપજે છે; પાપકર્મના અભ્યાસથી તે વૃદ્ધિ પામે છે; જ્યારે પુરૂષ બુદ્ધિમાન પુરૂષોનો સમાગમ કરે છે ત્યારે તે મોહ તત્કાળ નાશ પામે છે. એક બીજાથી વિરૂદ્ધ શાસ્ત્ર જ્યારે જોવામાં આવે છે ત્યારે વિધિત્સા ઉત્પન્ન થાય છે. આરંભમાં પ્રબળતાને વિધિત્સા કહે છે. જ્યારે તત્વજ્ઞાન થાયછે ત્યારે એ વિધિત્સા નાશ પામે છે. જ્યારે અમુક દેહધારીનો વિયોગ થાય છે ત્યારે તેના ઉપરની પ્રીતિને લીધે શોક ઉત્પન્ન થાય છે; પણ જ્યારે તેને નિરર્થક જાણે છે ત્યારે તે તત્કાળ નશ પામે છે. ક્રોધ અને લોભથી પરાસુતા એટલે અકાર્યમાં અત્યંત આસક્તિનો ગુણ ઉપજે છે. સર્વ પ્રાણી ઉપર દયા રાખવાના ગુણને લીધે ક્રોધથી ઉપજેલી

પરાસુતા નાશ પામે છે તથા વૈરાગ્યને લીધે લોભથી ઉપજેલી પરાસુતા નાશ પામે છે. સત્યનો ત્યાગ કરવાથી તથા અહિતનું સેવન કરવાથી માત્સર્ય એટલે અદેખાઇ ઉપજે છે; હે તાત ! સાધુપુરૂષોનું સેવન કરવાથી તે દુર્ગુણ નાશ પામે છે. કુળને લીધે, જ્ઞાનને લીધે તથા ઐશ્વર્યને લીધે પ્રાણીઓને મદ ઉપજે છે; પણ જ્યારે તે કુળ, જ્ઞાન અને ઐશ્વર્યનું યથાર્થ વિજ્ઞાન થાય છે ત્યારે તે મદ નાશ પામે છે. કામથી તથા અતિ હર્ષ ઉપજવાથી ઇર્ષ્યા ઉપજે છે; પણ જ્યારે બીજા પ્રાણીઓની સ્થિતિનું યથાર્થ જ્ઞાન થાય છે ત્યારે તે નિવૃત્તિ પામે છે. હે રાજન્ ! લોકમાંથી બાહાર કરેલા મનુષ્યોની ભ્રાંતિને લીધે તથા અસંમત અને દ્વેષ કરવા જેવાં વચન સાંભળવાવડે કુત્સા ( નિંદા ) ઉપજે છે; તથા લોકને જોવા જાણવાથી તે શાંત થાય છે. પોતાના ઉપર અપકાર કરનાર બળવાન પુરૂષને યથા યોગ્ય પ્રતીકાર કરવાને જેઓ શક્તિમાન નથી તેમના મનમાં તેને વિષે તીવ્ર અસૂયા ( બીજાનું ભલું સહન ન કરવાનો ગુણ ) પેદા થાય છે; પણ કરૂણા ગુણથી તે શમી જાય છે. કૃપા પણ ચિત્તનો ક્ષોભ કરનારી છે માટે તજવા જેવી છે એવા વિચારથી તેના સંબંધમાં પણ કહે છે કે દીન પુરૂષોને નિરંતર જોવાવડે કૃપા ઉત્પન્ન થાય છે, પણ જ્યારે તે ધર્મનિષ્ઠાને સમજે છે ત્યારે તે કૃપા શમે છે. * પ્રાણી માત્રમાં જે લોભ ઉત્પન્ન થાય છે તેનું ઉત્પત્તિ સ્થાન અજ્ઞાન છે; પણ જ્યારે તે સાંસારિક ભોગનું અસ્થિરપણું જૂએ છે તથા જાણે છે ત્યારે લોભ નિવૃત્ત થાય છે. એ તેર ગુણોને શમ ગુણવડે જીતાય છે, માટે શમ ગુણથી તેને જીતવા. હે યુધિષ્ઠિર ! ધૃતરાષ્ટ્રના પુત્રોમાં એ બધાય તેરે દોષ હતા, પણ સત્યની ઇચ્છા રાખનારે તે મહત્પુરૂષોનું સેવન કરવાથી એ દોષ જીત્યા છે.

॥ एतेहिधार्तराष्ट्राणांसर्वेदोषास्त्रयोदश ॥

॥ त्वयासत्यार्थिनानित्यंविजिताज्येष्ठसेवनात् ॥

ઇતિશ્રી મહાભારતે શાંતિ૦ આ૦ ગુ૦ મા૦ त्रयस्त्रिंशोऽध्यायः ॥ ૩૩ ॥

* ટીકાકાર લખે છે કે કૃપા પછી ભયની વ્યાખ્યા થવી જોઇએ માટે લોભને ઠામે ભયનું વ્યાખ્યાન કરવું.

**युधिष्ठिरउवाच** ॥ आनृशंस्यंविजानामिदर्शनेनसतांसदा ॥
॥ नृशंसांनविजानामितेषांकर्मचभारत ॥

યુધિષ્ઠિર કહે છે,—સર્વકાળ સત્પુરૂષોના દર્શનથી સજ્જનપણું કોને કહેવું તે હું જાણું છું. પણ હે ભારત ! દુર્જન તથા તેમના કર્મને હું જાણતો નથી, માટે તે મને કહો. જે રીતે પુરૂષો કાંટાને, કૂવાને અને અગ્નિને તજીને ચાલ્યા જાય છે તેજ રીતે દુષ્ટકર્મ કરનાર પુરૂષને સર્વે લોકો તજીને ચાલ્યા જાય છે. હે ભારત ! દુર્જન પુરૂષ આ લોકમાં અને પરલોકમાં પણ સ્પષ્ટ દહન કરનારો છે, માટે હે કૌરવ ! તે નૃશંસ મનુષ્યનો ધર્મ મને કહો. ભીષ્મ કહે છે,—જે પુરૂષના મનમાં દુષ્કર્મ કરવાની સ્પૃહા રહેલી હોય તથા તે કર્મની નિંદા પણ કરતો હોય, જેમ કે " મારૂં દુર્ભાગ્ય છે કે જેથી હું આવું નિંદ્ય કર્મ કરૂં છું" એવી રીતે જાણતાં છતાં જે તેવું નિંદ્ય કર્મ કરવાની ઇચ્છા રાખતો હોય, મતલબકે પોતેજ નિંદ્ય છતાં પોતેજ નિંદક હોય, તેને દુર્જન પુરૂષ જાણવો. વળી જે પુરૂષ દાન કરીને પછી તેનાં વખાણ કરતો હોય, પ્રાણીઓ ઉપર સમવિષમ ભાવ રાખનારો હોય, નીચ કર્મ કરનારો હોય, સ્નેહ બતાવીને ઠગનારો હોય, સામર્થ્ય છતાં દરિદ્રતા દેખાડનારો શઠ હોય, કોઇને આપ્યા શિવાય એકલોજ પોતે ખાઇ જનારો હોય, માની સ્વભાવનો હોય, પુત્રાદિકમાં આસક્ત હોય, પોતાને મોઢે પોતાની બડાઈ હાંકનાર હોય, અને જે સર્વ ઉપર અતિશય શંકા આણનારો હોય તેને દુર્જન પુરૂષ જાણવો. વળી જે પુરૂષ કાગડાની પેઠે ધૂર્ત દષ્ટિવાળો, દીનતા બતાવનારો, પોતાના વર્ગની પ્રશંસા કરનારો, નિરંતર ચારે આશ્રમનો દ્વેષ કરનારો, વર્ણસંકર, હિંસા કરવામાં નિરંતર ગમ્મત માનનારો, સાધારણ ગુણવાળો તથા નિર્ગુણ, અત્યંત અસત્ય આચરનારો, સ્વેચ્છાચારી, અત્યંત લોભી અને દુષ્ટ કર્મ કરનારો હોય તેને દુર્જન જાણવો. જે પુરૂષ ધર્મશીલ અને સદ્ગુણવાળા પુરૂષને પાપી જાણે છે, તથા પોતાના આચરણ ઉપરથી સર્વ કોઇનાં આચરણનું અનુમાન કરે છે અને કોઇનો વિશ્વાસ કરતો નથી, બીજાઓના જ્યાં દોષ રહેલા હોય એવું સામાનું ગુપ્ત છિદ્ર ઉઘાડું કરે, પોતાના સરખોજ બીજાનો દોષ હોય તેમ છતાં પોતાની વૃત્તિને માટે તેનો ઘાટ કરાવે, પોતાના ઉપર જે કોઇ ઉપકાર કરે તેને વિષે એમ સમજે કે મેં એને છેતર્યો છે,

પોતાના ઉપર ઉપકાર કરનારને સમય આવ્યે ધન આપીને પછી મનમાં પરિ- તાપ પામે, ભક્ષ્ય, ભોજ્ય, પેય (પીવાના પદાર્થ) અને લેહ્ય (ચાટવા જેવા પદાર્થ) તથા એવાંજ બીજાં જે સારાં ભોજન હોય તે બીજાઓ જોઇ રહેતાં છતાં તેમને ન આપતાં જે પોતે એટલોજ ખાઇ જાય છે, તેને દુર્જન કહેવો. જે પુરૂષ શ્રેષ્ઠ ભાગ બ્રાહ્મણને આપીને બાકીનું રહેલું પોતાના સ્નેહી વર્ગની સાથે વેહેંચીને ખાય છે તે મૃત્યુ પછી સ્વર્ગને પામે છે તથા આ લોકમાં પણ અત્યંત ફળ ભોગવે છે. હે ભરત શ્રેષ્ઠ! જ્ઞાનવાન પુરૂષે સદા વર્જવા જોગ દુર્જન કેવો હોય છે એ મેં તને કહ્યું.

॥ एषतेभरतश्रेष्ठनृशंसःपरिकीर्तितः ॥

॥ सदाविवर्जनीयोहिपुरुषेणाविजानता ॥ १३ ॥

इतिश्री महाभारते शां० आप० गु० भा० चतुस्त्रिंशत्तमोऽध्यायः ॥३४॥

---

**भीष्मउवाच** ॥ हृतार्थोयक्षमाणश्चसर्ववेदांतगश्चयः ॥

॥ आचार्यपितृकार्यार्थंस्वाध्यायार्थमथापिच ॥ १ ॥

ભીષ્મ કહે છે,—જે બ્રાહ્મણનું ધન ચોરે લુંટી લીધું હોય, જે યજ્ઞ કરતો હોય, સકળ વેદાંતનું જેને જ્ઞાન હોય, ગુરૂ અને પિતૃઓના કાર્યને અર્થે તથા સ્વાધ્યાયને અર્થે જે ભિક્ષા કરતો હોય તેને સાધુ બ્રાહ્મણ જાણવો. એ બ્રાહ્મ- ણોને ધર્મભિક્ષુ સમજવા. હે ભારત! દ્રવ્ય વિનાના એવા બ્રાહ્મણોને આ- પવું તેને દાન સમજવું. હે ભરતશ્રેષ્ઠ! એ કહેલા બ્રાહ્મણો સિવાય બીજા પણ સત્પાત્ર બ્રાહ્મણોને દક્ષિણા અને દાન આપવું. બીજા બ્રાહ્મણોને કાચું અન્ન આપવું ઘટિત છે. રાજાએ સર્વે રત્નને યોગ્યતા જોઇને બ્રાહ્મણને આ- પવાં; કેમકે બ્રાહ્મણોજ વેદસ્વરૂપ અને બહુ દક્ષિણાવાળા યજ્ઞસ્વરૂપ છે. તે બ્રાહ્મણો પોત પોતાના વૈભવ અને આચારને અનુસારે અન્યોન્યનું નિરં- તર પૂજન કરે છે. જે બ્રાહ્મણના ઘરમાં સેવક અને પોષ્ય વર્ગની જીવિકા માટે ત્રણ વર્ષ ચાલે એટલું અન્ન ભરેલું હોય અથવા તેથી અધિક પણ હોય તો તે સોમપાન કરવાને યોગ્ય છે. કોઈ યજ્ઞ કરનારા પુરૂષની સ્ત્રીનો નાશ થવાથી તેનો યજ્ઞ જો અટકે, અને રાજા ધાર્મિક છતાં વિશેષે કરીને

બ્રાહ્મણનો યજ્ઞ અટકે તો જે વૈશ્યને ઘેર ઢોર ઘણાં હોય, જે યજ્ઞ ન કરતો હોય અને જેણે સોમપાન ન કર્યું હોય, તેવા વૈશ્યના કુટુંબમાંથી યજ્ઞને અર્થે રાજાએ ધન હરણ કરવું. ગમે તેમ વર્તતાં પણ શૂદ્રના ઘરમાંથી કાંઇ લેવું નહીં. કેમકે યજ્ઞના કામમાં શૂદ્રનું કાંઇ લેવાનું ઘટતું નથી. જે વૈશ્યને ઘેર સો બળદ હોય અને તેણે અગ્નિ લીધેલો ન હોય, તથા જેને ઘેર હજાર બળદ છતાં તેણે યજ્ઞ ન કર્યો હોય, તો બંનેના કુટુંબમાંથી પણ વિચાર કરવા ન રહેતાં ધન લેવું. જે પુરૂષ દાન કરતા હોય નહિ તેમને તે વાતની પ્રથમથી સૂચના આપીને રાજાએ તેમનું ધન હરણ કરવું; તથા એવી રીતે ધર્મ આચરનારા રાજાને સમગ્ર ધર્મ પ્રાપ્ત થાય છે. તેજ પ્રમાણે એક દિવસ ચાલે એટલું ભોજન પ્રાપ્ત કરવાની રીત હું તને કહું તે સાંભળ; છ વખતનું ભોજન જેને ન મળ્યું હોય એટલે જે ત્રણ દિવસનો ઉપવાસી હોય તેણે ખળામાંથી, ખેતરમાંથી, બાગમાંથી, તેમજ જેમાંથી માલૂમ પડી આવે તેમાંથી હીન કર્મવડે કરીને પણ એક દિવસનું ભોજન મેળવવું. તથા પછી તે કર્મ રાજા પૂછે અથવા ન પૂછે તથાપિ તેને કહેવું. ધર્મને જાણનારા રાજાએ તે પ્રમાણે કહેવા આવનાર બ્રાહ્મણને દંડ કરવો નહીં; કેમકે તેને દંડ કરવો એ ધર્મ નથી; કેમકે જો બ્રાહ્મણ ભૂખથી કલેશ પામતો હોય તો તે ક્ષત્રિયનોજ દોષ છે. રાજાએ બ્રાહ્મણની વિદ્વત્તા તથા આચરણ જોઇને તેને જીવિકા બાંધી આપવી. તથા પિતા જેમ ઔરસ પુત્રનું રક્ષણ કરે તેમ તેનું રક્ષણ કરવું. વર્ષનો ફેરફાર થાય ત્યારે નિરંતર વૈશ્વાનર નામે યાગ કરવો, એમ ધર્મને જાણનારા પુરૂષોએ કહેલું છે. તેમાં ધર્મ વચનોવડે બે માર્ગ બતાવ્યા છે; એક પ્રથમ કલ્પ અને બીજો અનુકલ્પ. આપત્તિ કાળમાં જ્યારે મરણનો ભય આવી પડે, ત્યારે, વિશ્વેદેવા, સાધ્યા દેવ, બ્રાહ્મણો અને મહર્ષિઓએ વિધિના પ્રતિનિધિરૂપ અનુકલ્પ કહેલો છે (યથાર્થ વિધિનું નામ પ્રથમ કલ્પ અને તેને બદલે કામ ચલાઉ વિધિનું નામ અનુકલ્પ જાણવું). જે પુરૂષ એ બેમાંથી પ્રથમકલ્પ આચરવાને સમર્થ હોય, તેમ છતાં જ્યારે તે અનુકલ્પનું આચરણ કરે ત્યારે તે દુષ્ટ બુદ્ધિવાળા શઠને પરલોકનું ફળ મળતું નથી. રાજાને શું નિવેદન કરવું ઘટે છે તે જાણનારા બ્રાહ્મણે રાજાને પોતાના સંકટ સંબંધી કાંઇ નિવેદન કરવું નહિ; કેમકે પોતાનું બળ અને

રાજાનું બળ, એ એમાંથી પોતાનું બળ વધારે બળવાન છે. એટલા માટે બ્રહ્મવાદી બ્રાહ્મણોનું તેજ રાજાને સર્વદા દુઃસહ છે એમ જાણવું; બ્રાહ્મણ કર્તા શાસ્તા અને વિધાતા દેવના જેવો છે. એવા બ્રાહ્મણને અકુશળ કાંઇ કહેવું નહિ કે તેના પ્રત્યે શુષ્ક વચન બોલવું પણ નહિ. ક્ષત્રિયને આપદા આવે ત્યારે તેણે પોતાના બાહુના પરાક્રમથી તેને તરવી; વૈશ્ય અને શૂદ્રે ધનવડે તરવી; તથા બ્રાહ્મણે મંત્ર અને હોમવડે તરવી. કન્યાએ, સ્ત્રીએ, મંત્ર ન જાણનારાએ, નાદાન પુરૂષે, કે સંસ્કાર પામ્યા વિનાના પુરૂષે અગ્નિહોત્રમાં હોમ કરનારા થવું નહિ. કેમકે એમાંનું કોઇ જો અગ્નિહોત્રમાં હોમ કરે તો તેથી તે અને જેનો તે અગ્નિહોત્ર હોય તે, બંને નર્કમાં પડે છે. એટલા માટે યજ્ઞના વૈતાન કર્મમાં કુશળ અને વેદને સંપૂર્ણ જાણનાર પુરૂષેજ હોમ કરનારા થવું. જે પુરૂષે પ્રાજાપત્ય અશ્વરૂપ અગ્નિ ધારણ કરવાની દક્ષિણા આપી ન હોય તેને ધર્મ જાણનારા પુરૂષો અનાહિતાગ્નિ એટલે અગ્નિ ધારણ કર્યા વિનાનો કહે છે. શ્રદ્ધાવાળા અને જીતેંદ્રિય પુરૂષે બીજાં જે પુણ્ય કરવાં હોય તે કરવાં; પણ દક્ષિણા જેમાં ન અપાય તેમ હોય તેવો યજ્ઞ કોઇ પ્રકારે કરવો નહિ. કેમકે દક્ષિણા વિનાનો યજ્ઞ પ્રજાનો, પશુઓનો અને પરલોકનો નાશ કરે છે. તેમજ ઇંદ્રિયો, યશ, આયુષ્ય અને કીર્તિ, એમનો પણ નાશ કરે છે. કેટલાક અગ્નિ રહિત બ્રાહ્મણો હોઇને જે હોમ કરે છે અથવા શ્રોત્રિય કર્મ કરે છે તેમજ જેઓ રજસ્વલા સ્ત્રી સાથે ગમન કરે છે તે સર્વે પાપકર્મ કરનારા જાણવા. જે ગામમાં એકજ કૂવો હોય તે ઉપર સર્વનો નિર્વાહ થતો હોય તેવા ગામમાં રહેનારો તથા વ્યભિચરિણી સ્ત્રીનો સ્વામિ એવો બ્રાહ્મણ તેવા ગામમાં બાર વરસ વસવા પછી શૂદ્ર થઇ જાય છે. જેની સાથે લગ્ન સંબંધ કર્યો નથી તેવી સ્ત્રીને પોતાના બિછાનામાં ધારણ કરનારો તથા શૂદ્ર વૃદ્ધિ પામ્યો હોય તેને મોટો માનનારો તેમજ ક્ષત્રિય અથવા વૈશ્યને વૃદ્ધિ પામેલો જોઇને તેને મોટો માનનારો બ્રાહ્મણ તેની પાછળ ઘાસની સાદડીમાં બેસે તો પછીથી જેવી રીતે તે શુદ્ધ થાય તે હું તને કહું છું; હે રાજન્ ! તું મારૂં વચન સાંભળ. બ્રાહ્મણ થઇને પોતાના કરતાં હલકા વર્ણના મનુષ્યનું સેવન કરે તથા તેની સાથે એક સ્થાનમાં અથવા એક આસનમાં બેસે અને તેમ કરવાથી એકજ

રાતમાં જે પાપ થાય તે પાપ મટવા માટે ત્રણ વરસ લગી વ્રત ધારણ કરે તો તે પાપ મટે છે. હે રાજન્! જે વચન હાસ્યમશ્કરીમાં કહ્યું હોય, જે વચન સ્ત્રી આગળ કહ્યું હોય, જે વચન વિવાહને સમયે કહ્યું હોય, જે વચન ગુરૂને અર્થે એટલે ગુરૂના હિતને અર્થે કહ્યું હોય, જે વચન પોતાની જીવિકાને અર્થે કહ્યું હોય, તે વચન કદાપિ અસત્ય હોય તો પણ તેનાથી ધર્મહાનિ થતી નથી. હે રાજન્! એ પાંચ ઠેકાણે અસત્ય વચન બોલવાનું પાપ નથી. જો કોઇ હીન પુરૂષ હોય અને તેની પાસે ઉત્તમ વિદ્યા હોય તો શ્રદ્ધા રાખીને તે ઉત્તમ વિદ્યા તેની પાસેથી શીખી લેવી; અપવિત્ર જગોએ સોનું પડ્યું હોય તો તે લેવામાં આનાકાની કરવા રહેવું નહિ. નઠારા કુળમાંથી પણ સ્ત્રીરૂપી રત્ન લેવું અને ઝેરમાંથી પણ અમૃત લેવું; સ્ત્રી, રત્ન, અને જળ એ પોતાના સ્વાભાવિક ધર્મથીજ નિર્દોષ છે. ગાય અને બ્રાહ્મણના હિતને અર્થે, વર્ણસંકરપણું અટકાવવાને અર્થે, અને પોતાની જાતનું રક્ષણ કરવા માટે વૈશ્યે પણ શસ્ત્ર ધારણ કરવાં. સુરાપાન, બ્રહ્મહત્યા, અને ગુરૂની સ્ત્રી સાથે ગમન, એ ત્રણ પાતક જો બુદ્ધિપૂર્વક કર્યાં હોય તો તેના નિવારણને માટે પ્રાયશ્ચિત શાસ્ત્રમાં કહેલું નથી; એનું પ્રાયશ્ચિત એજ કે પ્રાણનો ત્યાગ કરવો. હે મહારાજ! સોનાની ચોરી, સામાન્ય ચોરી (ચૌર્ય કર્મ), અને બ્રાહ્મણના ધનનું હરણ કરવું એ ત્રણ પાપ કહેવાય છે. એ ત્રણ પાપ કરવાથી, મદ્યપાન કરીને વિહાર કરવાથી, અગમ્યા સ્ત્રી સાથે ગમન કરવાથી, પતિતની સાથે વ્યવહાર કરવાથી, અને બ્રાહ્મણ ન હોઇને બ્રાહ્મણી સાથે ગમન કરવાથી, થોડા કાળમાં પતિત થવાય છે. પતિતની સાથે યજ્ઞ કરાવવા સંબંધી, અધ્યાપન કરાવવા સંબંધી, કે વિવાહ સંબંધી વ્યવહાર એક વર્ષ પર્યંત કરવાથી પતિત થવાય છે; પણ તેની સાથે એક વાહનમાં બેશીને જવાથી, એક આસન ઉપર બેસવાથી કે ભોજન કરવાથી પતિત થવાતું નથી. હે ભારત! એ વિના બીજાં બધાંય પાપ પ્રાયશ્ચિત્ત કરી શકાય એવાં છે. એ પાપ પ્રાયશ્ચિત્તથી નિવારણ થઇ શકે છે એમ જાણીને કોઈ અવ્યસની પુરૂષે પાપકર્મ કરવામાં રૂચિવાળા થવું નહિ. તથા એક વાર પ્રાયશ્ચિત કર્યા પછી ફરીને પાપ આચરવું નહીં. સુરાપાન કરનાર, બ્રહ્મહત્યા કરનાર અને ગુરૂપત્ની સાથે ગમન કરનાર, એ ત્રણમાંનો કોઇ મરી ગયો હોય તથા તેનું પ્રેત

કર્મ કરવામાં ન આવ્યું હોય તથાપિ તેના સપિંડોને તેનું સ્નાન સુતક લાગતું નથી;—માટે તેને દાહક્રિયા ન કરી હોય તથાપિ અન્ન અને વીર્ય લેવું; તેનો બાધ નથી તથા એ વાતનો વિચાર પણ કરવા જેવો નથી. કદાપિ એ ત્રણ પાતકમાંનું એકાદ પાતક કરનાર અમાત્ય હોય અથવા ગુરૂ હોય તોપણ ધર્મવાન પુરૂષે તેનો ત્યાગ કરવો એજ ધર્મ છે. કેમકે તેને પ્રાયશ્ચિતરૂપ કર્મ લાગુ પડતાં નથી. તથા તેમની જોડે ભાષણ પણ કરવું યોગ્ય નથી. એવી રીતે પાપીઓની સાથે ભાષણ કરવાથી થયેલું પાપ કરનારો અધર્મી થાય છે અને એ અધર્મરૂપ પાપ ધર્મથી અને તપથી મટે છે. જેમ કે ચોરને 'ચોર' એ પ્રમાણે કહેવાથી પણ પાપ લાગે છે તો પછી તેની (ચોરની) સાથે સંભાષણની વાતજ શી કરવી? જે પુરૂષ ચોર નથી તેને ચોર કહ્યાથી બમણું પાપ લાગે છે. એજ પ્રમાણે બીજા દોષનાં પાપ પણ જાણી લેવાં. પરણાવ્યા વિનાની કન્યા જો કોઇની સાથે મૈથુનની ઇચ્છા કરે તો તે કન્યાને બ્રહ્મહત્યાના ત્રણ ભાગનું પાપ લાગે છે. તથા તે કન્યાએ જે પુરૂષને દૂષિત કર્યો હોય તેને બ્રહ્મહત્યાના બાકીના એ ભાગનું પાપ લાગે છે. જો કોઇ પુરૂષ બ્રાહ્મણની નિંદા કરે અથવા તેને ધક્કા મારવા વગેરેના કારણથી સ્પર્શ કરે તો તેજ બ્રહ્મહત્યાના એ ભાગરૂપ પાતક વિશેષ ભારે થાય છે. એક સો વર્ષ લગી તે પ્રેતયોનિથકી મુકત થતો નથી. તથા એક હજાર વરસ લગી તે નરકમાં પડીને વસે છે. એટલા માટે બ્રાહ્મણની કદાપિ નિંદા કરવી નહિ તથા કદાપિ તેને પાડી નાખવો નહિ. જે પુરૂષ બ્રાહ્મણનું રૂધિર પૃથ્વી ઉપર પાડે છે તે પુરૂષ, તે બ્રાહ્મણનો ક્ષય થવાથી જેટલું રૂધિર પૃથ્વી ઉપર પડે અને જેટલા રેતીના કણ તેને વળગે, તેટલા કાળ લગી નરકમાં રહે છે. ભ્રૂણહત્યા કરનાર સંગ્રામમાં જઇને બ્રાહ્મણના રક્ષણને અર્થે અથવા ગાયના રક્ષણને અર્થે યુદ્ધ કરે અને તેમાં શસ્ત્ર વાગવાથી મૃત્યુ પામે તો શુદ્ધ થાય. અથવા અગ્નિ પ્રજ્વલિત કરીને તેમાં પડતું મૂકીને બળી મરે તેથી તે શુદ્ધ થાય. મદ્યપાન કરનારો મદ્યને અત્યંત ગરમ કરીને પી જાય તો તેવડે તે પાપથી મુક્ત થાય. અથવા તે ગરમ દારૂથી શરીરને બાળીને મૃત્યુ પામે તો તેથી તે શુદ્ધ થાય. એ રીતે પ્રાયશ્ચિત કરે તોજ બ્રાહ્મણ ઉત્તમ લોકને પામે; પણ બીજે માર્ગે તેનો પરલોક સુધારવાનો નથી. જે દુરાત્મા

અને પાપબુદ્ધિવાળો મનુષ્ય ગુરૂપત્ની સાથે ગમન કરે છે તે સ્ત્રીના આકારની પ્રતિમા કરીને તેને તપાવીને તેનું આલિંગન કરીને પ્રાણ તજે તોજ તેની શુદ્ધિ થાય અથવા ગુરૂસ્ત્રીની સાથે ગમન કરનાર પુરૂષ પોતાનું શિશ્ન ઇન્દ્રિય તથા વૃષણ બન્નેને કાપીને હાથમાં લેઇને નૈઋત દિશાએ સીધોને સીધો મૃત્યુ થતાં લગી ચાલ્યો જાય તથા મૃત્યુ આવે ત્યારે પૃથ્વી ઉપર પડે તો તેની શુદ્ધિ થાય. અથવા બ્રાહ્મણને અર્થે પ્રાણનો ત્યાગ કરે તેથી તે શુદ્ધ થાય. અથવા અશ્વમેધવડે અથવા ગોમેત્રવડે અથવા અગ્નિષ્ટોમવડે સારી રીતે યજ્ઞ કરવાથી તે આ લોક તથા પરલોકમાં પૂજવા યોગ્ય થાય છે. તેજ પ્રમાણે બ્રહ્મહત્યા કરનાર બાર વરસ લગી હાથમાં બ્રહ્મ કપાળ ઝાલીને, બ્રહ્મચર્ય પાળીને, અને મુનિવૃત્તિ આચરીને, પોતાના કર્મની પ્રસિદ્ધિ કરતો કરતો પૃથ્વીમાં ફરે તો તે કર્મ થકી મુક્ત થાય. એ પ્રમાણે બ્રહ્મહત્યા કરનારે એવું તપ કરીને મુનિવ્રત પાળવું. જો કોઇ માણસ રજસ્વલા સ્ત્રીનો વધ કરે તો તેને બ્રહ્મહત્યા કરતાં બમણું પાપ થાય. જે કોઇ સુરાપાન કરે તેણે બ્રહ્મચર્ય વ્રત પાળવું, પૃથ્વી ઉપર સૂઈ રહેવું. તથા એ રીતે ત્રણ વરસથી ઉપરાંત વ્રત પાળ્યા પછી અગ્નિષ્ટોમ યજ્ઞ કરવો. અથવા એક હજાર બળદ અથવા એક હજાર ગાયોનું દાન આપવું તેથી પવિત્ર થવાય. જો વૈશ્યની હત્યા કરી હોય તો બે વરસ લગી વ્રત આચરવું તથા એકસો બળદ અથવા ગાયો આપવી. શૂદ્રની હત્યા કરી હોય તો એક વરસ લગી વ્રત આચરવું તથા સો બળદ અથવા ગાય આપવી. કૂતરા, વરાહ અને ગધેડાને હણવાની શૂદ્ર હત્યા જેવું પ્રાયશ્ચિત કરવાથી શુદ્ધિ થાય. હે રાજન! બિલાડી, ચાસ, દેડકો, કાગડો, સાપ, ઊંદર, અને બીજાં એવાંજ પ્રાણીની હત્યા કરવાથી પશુ હત્યા સમાન પાપ લાગે છે. બીજાં પ્રાયશ્ચિત પણ હું તને અનુક્રમે કહીશ. અબુદ્ધિપૂર્વક જીવડાં વગેરેની હત્યા કરવારૂપ અલ્પ પાતક થવાથી પશ્ચાત્તાપ કરવો; તેટલાવડેજ તે પાપની નિર્મુક્તિ થાય છે. ગોવધ શિવાય બીજા ઉપપાતક કરવાથી તે પ્રત્યેક ઉપપાતકનું પ્રાયશ્ચિત્ત એક એક સંવત્સર લગી કરવું. શ્રોત્રિયની સ્ત્રી સાથે ગમન કરવાથી ત્રણ વર્ષ લગી અને પરસ્ત્રીગમન કરવાથી બે વર્ષ લગી પ્રાયશ્ચિત્ત આચરવાની જરૂર છે. તે પ્રાયશ્ચિત્ત એવું છે કે સાંજરે એક વખત ખાવું,

બ્રહ્મચર્ય વ્રત પાળવું અને સ્થાન તજીને તથા આસન તજીને ફરવું. એજ પ્રમાણે જેણે પોતાના માતાપિતાને તજ્યાં હોય અથવા જેણે અગ્નિનો ત્યાગ કર્યો હોય તેણે પણ કરવું. જે પુરૂષ વિના કારણ માતા, પિતા અને ગુરૂનો ત્યાગ કરે છે, તે પુરૂષ પતિત થાય છે; હે કૌરવ્ય ! ધર્મનો એવોજ નિશ્ચય છે. જો પોતાની સ્ત્રી વ્યભિચારિણી હોય તો, અને વિશેષે કરીને જો તેને રોકી રાખી હોય તો તેને ખોરાકી પોશાકી તો આપવીજ, એવો શાસ્ત્રનો નિયમ છે. તથા પુરૂષને પરસ્ત્રી ગમન કરવાથી જે પ્રાયશ્ચિત્ત કરવું પડે છે તે વ્રત તેની પાસે કરાવવું. જે સ્ત્રી પોતાના પતિ બ્રાહ્મણની શય્યાને તજીને બીજા નીચ વર્ણના પુરૂષની શય્યામાં જાય છે તે સ્ત્રીને રાજાએ ઘણી વિશાળ જગોમાં કૂતરાઓ પાસે ફાડી ખવરાવવી. તેમજ તે સ્ત્રી સાથે સંગમ કરનાર પુરૂષને પણ તપાવેલા લોઢાં ઉપર ચઢાવવો અને તેથી બાળીને મારી નાખવો. અથવા અગ્નિકાષ્ટ ધારણ કરાવીને તે પાપ કરનારાને બાળી નાખવો. હે મહારાજ ! સ્ત્રીઓ પોતાના સ્વામિની મર્યાદાનું ઉલ્લંઘન કરે તો તેને એવો દંડ કરવો ઘટે છે. જેને પ્રાયશ્ચિત્ત કરવાનું ઠરાવેલું છે તે જો એક વર્ષમાં પ્રાયશ્ચિત કરે નહિ અને વાર લગાડે તો તે દુષ્ટને બમણા કાળ લગી પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા કરવી. પતિત પુરૂષનો સંસર્ગ રાખનારી સ્ત્રી જો એક વરસ સંસર્ગ રાખે તો તેણે બે વરસ પ્રાયશ્ચિત્ત આચરવું બે વરસ રાખે તો ત્રણ વરસ, અને ત્રણ વરસ રાખે તો ચાર વરસ, તેમજ ચાર વરસ રાખે તો પાંચ વરસ પ્રાયશ્ચિત્ત આચરવું. પતિતનો સંસર્ગ રાખનાર પુરૂષ હોય તો તેણે પણ એજ પ્રમાણે પ્રાયશ્ચિત્ત આચરવું તથા મુનિવ્રત ધારણ કરીને પૃથ્વીમાં ફરીને ભિક્ષા કરવી. જ્યેષ્ઠ ભાઇ કુંવારો છતાં જો નાનો ભાઇ પરણે તો તે પરણનાર નાનો ભાઇ, મોટો ભાઇ અને પરણનારી સ્ત્રી એ ત્રણે અધર્મ આચરવાવડે પતિત થાય છે. અને બ્રહ્મહત્યા કરનાર જે વ્રત આચરે તે વ્રત તેમણે પણ આચરવું જોઇએ. અથવા એક માસ લગી કૃચ્છ્રચાંદ્રાયણ વ્રત આચરે તો તે પાપની શુદ્ધિ થાય. અથવા પરણનારો નાનો ભાઇ મોટાને તે સ્ત્રી સ્નુષા (વહુ—દીકરાની વહુ) તરિકે અર્પણ કરે અને તે મોટા ભાઇની આજ્ઞા લેઇને નાનો ભાઇ તે સ્ત્રીને રાખે; એ પ્રમાણે યથાધર્મ આચરણ કરવાથી તે બન્ને

બાઇ તથા તે સ્ત્રી પાપમાંથી છૂટે. આપત્તિમાં આવી પડવાથી ગાય વિના બીજા પશુની હિંસા કરવાનો દોષ નથી; પણ જે પુરૂષ પશુઓનો માલિક હોય તેજ જો તેનો વધ કરે તો ચમરીના પૂંછડાના વાળનું વસ્ત્ર પેહેરીને અને મૃત્તિકાનું પાત્ર હાથમાં લેઇને પોતાના કરેલા કર્મને પ્રસિદ્ધ કરતો કરતો સાત ઘેર ફરીને નિત્ય પ્રત્યે ભિક્ષા માગી લાવીને તે ઉપર નિર્વાહ કરે. એ પ્રમાણે બાર દિવસ સુધી કરવાવડે તે શુદ્ધ થાય છે. વળી તેના ઉભા વાળ જો કાપે તો તેણે એવું વ્રત એક સંવત્સર પર્યંત કરવું. એ પ્રાયશ્ચિત્ત બ્રાહ્મણને માટે કહેલું છે અને તે સર્વ કરતાં શ્રેષ્ઠ છે. જે પુરૂષ દાન કરવાને શક્તિવાળો હોય તેને માટે દાન આપવાની પણ કલ્પના કરવી. જે પુરૂષ નાસ્તિક હોય નહિ તેને માટે એક ગાયનું દાન આપવાનું કહેલું છે. કૂતરો, ભૂંડ, મનુષ્ય, કૂકડો, ગધેડો; એ પ્રાણીઓનું માંસ, મૂત્ર, વિષ્ટા વગેરે જો ખાધામાં આવે તો તે ફરી સંસ્કાર પામવાને યોગ્ય થાય છે. સોમપાન જેણે કર્યું હોય એવા બ્રાહ્મણે જો દારૂ પીનારા મનુષ્યનો વાસ લીધો હોય તો ત્રણ દિવસ ઉનું પાણી પીને રહેવું તથા ત્રણ દિવસ ઉનું દૂધ પીને રહેવું; તથા ત્રણ દિવસ ઉનું દૂધ પીધા પછી ત્રણ દિવસ વાયુ ભક્ષ્ય કરીને રહેવું. એ પ્રકારે આ સનાતન પ્રાયશ્ચિત્ત તને કહ્યું; અને તે વિશેષે કરીને બ્રાહ્મણથી જે કર્મ અજાણતાં થઇ ગયું હોય તેની શુદ્ધિને અર્થે કહ્યું છે.

एवमेतत्समुदीष्टंप्रायश्चित्तंसनातनम् ।
ब्राह्मस्यविशेषेणयदज्ञानेनसंभवेत् ॥ ७९ ॥

इतिश्री महाभारते शां० आप० गु० भा० पंचत्रिंशतितमोऽध्याय: ॥३५॥

---

**वैशंपायनउवाच** ॥ कथांतरमथासाद्यखड्गयुद्धविशारद: ।
॥ नकुल:शरतल्पस्थमिदमाहपितामहम् ॥

વૈશંપાયન કહેછે,—આપદ્ધર્મ કહેવાઇ રહ્યા તેથી કથામાં અંતર પામીને ખડ્ગના યુદ્ધમાં નિપુણ એવા નકુલે બાણ શય્યામાં સૂતેલા પિતામહ ભીષ્મને આ વચન કહ્યું. નકુલ કહે છે,—હે પિતામહ! પ્રહાર કરવાના આયુધમાં ધનુષ્ય અત્યંત શ્રેષ્ઠ છે, પરંતુ હે ધર્મજ્ઞ! તેના કરતાં પણ મારા ધારવા પ્રમાણે તો ખડ્ગજ બહુ વખાણવા યોગ્ય છે. હે રાજન્! જ્યારે

ધનુષ્ય તૂટી જાય અને ઘોડાઓનો ક્ષય થઇ જાય, ત્યારે સંગ્રામમાં ખડ્ગ-વડે સારી રીતે આત્માનું રક્ષણ કરવાનું બની આવે છે. ધનુષ્યધારીઓને, ગદાધારીઓને, અને શક્તિ ધારણ કરનારા વીરોને એક વીર પુરૂષ જે ખડ્ગને ધારણ કરે છે તે સામો થઇ બાધ કરવાને સમર્થ છે. હે રાજન્! તથાપિ મારા મનમાં એ મોટો સંશય છે તથા એ જાણવાનું મને મોટું કુતૂહલ છે કે સર્વે યુદ્ધમાં કયું હથિયાર સર્વના કરતાં શ્રેષ્ઠ કહેવાય? હે પિતામહ! ખડ્ગ શી રીતે ઉપજ્યો? શાને અર્થે તેને ઉત્પન્ન કર્યો? કોણે ઉત્પન્ન કર્યો? ખડ્ગ-નો પ્રથમ આચાર્ય કોણ? એ સર્વે મને કહો. વૈશંપાયન કહે છે,—હે ભારત! પછી બુદ્ધિમાન્ એવા માદ્રીના પુત્ર નકુળનું કુશળતા યુક્ત તથા સૂક્ષ્મ અને વિચિત્ર અર્થવાળું વચન સાંભળીને, ધર્મને જાણનાર, ધનુર્વેદમાં સંપૂર્ણ જ્ઞાનવાળા અને બાણશય્યામાં સૂતેલા પિતામહ ભીષ્મે શસ્ત્ર સંબંધી શિક્ષા જેણે લીધેલી છે એવા દ્રોણના શિષ્ય મહાત્મા નકુળને સ્વર અને વર્ણે કરીને યુક્ત, સૂક્ષ્મ અને વિચત્ર અર્થવાળું તથા નિપુણતાથી સંયુકત એવું ઉત્તરરૂપ વચન કહ્યું. ભીષ્મ કહે છે,—હે માદ્રીના પુત્ર! જે તું મને પૂછે છે, તે તું સાંભળ. ગૈરિકના પર્વતના જેવા, રૂધીરથી લાલ રંગના થયેલાને મને તેં જાગૃત કર્યો છે. હે તાત! પૂર્વે આ સર્વ વિશ્વ જળવડે એક સમુદ્રરૂપ થઇ ગયું હતું. તે હાલતું ચાલતું નહોતું. આકાશ પણ ક્યાંય રહ્યું નહોતું તથા પૃથ્વીનું પૃષ્ટ પણ ક્યાંય માલમ પડતું નહોતું. સઘળું વિશ્વ અંધકારથી વીંટાયલું, બીજું કાંઇ સ્પર્શ કરવામાં ન આવે એવું, અત્યંત ગંભીર દેખાવવાળું, શબ્દ રહિત અને બુદ્ધિમાં ન સમાય એવું થઇ ગયું હતું. એવા જળના સમુદાયમાં પિતામહ બ્રહ્મદેવ ઉત્પન્ન થયા. તે સમર્થ બ્રહ્મદેવે વાયુ, અગ્નિ અને સૂર્યને પ્રકટ કર્યા; ઊંચે આકાશ અને નીચે પૃથ્વી ઉત્પન્ન કરી, વળી તેમણે ચંદ્ર અને તારાઓ સહિત આકાશ, નક્ષત્રો, ગ્રહો, સંવત્સર, ઋતુઓ, માસ, પક્ષ, ઘડી અને ક્ષણ એ પણ સર્વ ઉત્પન્ન કર્યું. પછી પિતામહ ભગવાન બ્રહ્મદેવે પોતાના લોકમાં રહેલા દેહને ધારણ કરીને ઉત્તમ તેજવાળા પુત્રો ઉત્પન્ન કર્યા. એ પુત્રોનાં નામ આ પ્રમાણે છે. મરીચિ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, વસિષ્ઠ, અંગિરા, અને લોકના પ્રભુ અને ઇશ્વર એવા રૂદ્ર. પછી પ્રચેતા થયા અને દક્ષ થયા. દક્ષે સાઠ કન્યાઓ ઉત્પન્ન કરી, તે સર્વે કન્યાઓનું પ્રજાને અર્થે બ્રહ્મર્ષિઓએ

ગ્રહણ કર્યું. હે તાત ! તે કન્યાઓ થકી સમગ્ર ભૂતમાત્ર, દેવતાઓ, પિતૃઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાનાપ્રકારના રાક્ષસો, પાંખોવાળાં પ્રાણી, પશુઓ, માછલાં, વાનર, મોટા સર્પ, સર્વે પક્ષીઓના સમુદાય, જળનાં સ્થાન કરીને રહેનારાં તથા જળમાં ફરનારાં પ્રાણીઓ, પૃથ્વીમાંથી પેદા થનારાં, પરસેવામાંથી પેદા થનારાં, ઈંડાંમાંથી પેદા થનારાં, જરાયુ સાથે પેદા થનારાં, અને એ વિના બીજું તમામ સ્થાવર અને જંગમ વિશ્વ પેદા થયું. સર્વ લોકના પિતામહે આ ભૂતસૃષ્ટિ ઉત્પન્ન કરીને વેદમાં કહેલા સનાતન ધર્મની તેમાં યોજના કરી. તે ધર્મમાં દેવો, તેમના આચાર્ય, પુરોહિત, આદિત્ય, વસુઓ, રૂદ્રદેવો, સાધ્યા દેવો, મરૂત દેવો, અશ્વિનીકુમાર દેવો, ભૃગુ, અત્રિ, અંગિરા, સિદ્ધ, તપરૂપ ધનવાળા કાસ્યપના પુત્રો, વસિષ્ઠ, ગૌતમ, અગસ્ત્ય, નારદ, પર્વત, વાલખિલ્ય ઋષિઓ, પ્રભાસ, સિક્તા, ધૃતપા, સોમ, વાયવ્ય, વૈશ્વાનર, મરીચિપા, અકૃષ્ઠા, હંસ, અને અગ્નિમાંથી ઉપજેલા ઋષિઓ વાનપ્રસ્થ, પ્રશ્નિ, એ આદિક સર્વ કોઇ સ્થિતિવાળા થયા અને બ્રહ્મદેવની આજ્ઞા માનવા લાગ્યા. પણ કેટલાક ગોટા મોટા દાનવો ક્રોધ અને લોભયુક્ત થઇને પિતામહના એ શાસનનું ઉલ્લંઘન કરવા લાગ્યા. તથા તેમણે ધર્મનો ક્ષય કરવા માંડયો. હિરણ્યકશિપુ, હિરણ્યાક્ષ, વિરોચન, શંબર, વિપ્રચિત્તિ, પ્રલ્હાદ, નમુચિ, બલિ, એ અને બીજા પણ દૈત્ય તથા દાનવો પોતપોતાના સમુદાય સહિત ધર્મસેતુનું ઉલ્લંઘન કરીને અને અધર્મ કરવાનોજ નિશ્ચય કરીને યથેષ્ઠ આચરણ કરતા હતા. તે એમ કહેતા હતા કે "દેવો અને આપણે સર્વે એકજ જાતીના છીએ અને એકજ કુળમાંથી ઉપજેલા છીએ માટે સમાન છીએ." એ પ્રમાણે ધર્મની પકડ પકડીને દેવતાઓ તથા ઋષિઓ સાથે નિરંતર સ્પર્દ્ધા કરતા હતા. હે ભારત ! તે દૈત્યોએ પ્રજાનું પ્રિય પણ ન કર્યું કે તેમના ઉપર દયા પણ ન કરી; પણ સામાદિક ત્રણે ઉપાયને પડ્યા મૂકીને ચોથા ઉપાય દંડવડેજ પ્રજાનો રોધ કરવા માંડ્યો. અને ગર્વથી તે અસુર શ્રેષ્ઠોએ દેવો સાથે સલાહ પણ ન કરી. પછી ભગવાન બ્રહ્મદેવ ઋષિઓ સહિત રમણિક એવા હિમાલય પર્વતના શિખરપર ગયા. તે શિખર ઉપર આવી રહેલા તારા જાણે સરોવરમાં કમળ ઉગેલાં હોય તે પ્રમાણે શોભતા હતા, તથા જેનો વિસ્તાર સો યોજન જેટલો છે અને જ્યાં મણિ અને રત્નના

સમુદાય પથરાયલા છે, તેમજ જેના ઉપર પત્ર અને પુષ્પવાળાં વૃક્ષોનાં વન છે, એવા ઉત્તમ હિમાલય પર્વત ઉપર દેવતાઓમાં શ્રેષ્ઠ એવા બ્રહ્મદેવ લોકના અર્થની સિદ્ધિને વાસ્તે સ્થિત થયા. એક હજાર વર્ષ સુધી બ્રહ્મા તે સ્થળમાં રહ્યા પછી તે પ્રભુએ ત્યાં યજ્ઞ કરવાનો આરંભ કર્યો. તે યજ્ઞ યજ્ઞકલ્પમાં કહેલી વિધિ પ્રમાણે યથાવત્ કર્મ કરનારા અને યજ્ઞકર્મમાં કુશળ એવા ઋષિઓએ ઉપપાદન કરેલો, સમિધવડે વ્યાપ્ત, પ્રદિપ્ત થયેલા અગ્નિવડે દેદિપ્યમાન અને સુવર્ણનાં તેજસ્વી યજ્ઞપાત્રોવડે અલંકૃત હતો. તે યજ્ઞમંડળ દેવતાઓના સમુદાયથી વીંટાયલું અને બ્રહ્મર્ષિ એવા સદસ્યવડે શોભાયમાન હતું. ઋષિઓના મુખથી મેં સાંભળ્યું છે કે ત્યાં એક મહાભયાનક બનાવ બન્યો હતો. તે એ કે તે યજ્ઞકુંડમાંથી અગ્નિને આકાશમાં ઉડાડતું એક સત્વ ઉત્પન્ન થયું તેથી જાણે ચંદ્રમાથકી નિર્મળ આકાશમાં તારા ઉગ્યા હોય તેવો ભાસ થયો. તે સત્વ કાળા કમળના સરખા સ્યામ વર્ણનું, તીક્ષ્ણ દાઢોવાળું, કૃશ ઉદરવાળું, ઊંચું, અત્યંત દુર્ધર્ષ અને અત્યંત બળવાળું હતું. તે જે વખતે પ્રકટ થયું તે વખતે પૃથ્વી કંપવા લાગી તથા મોટાં મોજાં થવાથી ઊંડા આવર્ત જેમાં થયા છે એવો થઇને સમુદ્ર પણ ક્ષોભ પામ્યો. આકાશમાંથી મોટા ઉત્પાતની સાથે ઉલ્કા (બળતો અગ્નિ) પડવા લાગ્યો તથા વૃક્ષની ડાળો ભાગીને પૃથ્વી ઉપર પડી. બધી દિશાઓમાં કોલાહલ થઇ રહ્યો તથા શરીરની શાંતિને હરણ કરે એવો અકલ્યાણકારી પવન વાવા લાગ્યો. પ્રાણીઓ વારંવાર ભયથી પીડા પામવા લાગ્યાં. પછી અત્યંત ભયાનક એવા તે સત્વને ઉત્પન્ન થયેલું જોઇ એ પિતામહ બ્રહ્મદેવ મહર્ષિ, દેવ અને ગંધર્વને કહેવા લાગ્યા કે એ પ્રકારનું સત્વ ઉત્પન્ન થવાનું મેં ચિંતવન કર્યું હતું; એ અસિ (ખડ્ગ) નામે વીર્યવાન્ સત્વ છે. એ સત્વ લોકના રક્ષણને અર્થે અને દેવના શત્રુ દૈત્યોના વધને અર્થે ઉત્પન્ન થયો છે. પછી તે રૂપ તજીને તે ખડ્ગ ખડ્ગરૂપેજ થયો અને નિર્મળ, તીક્ષ્ણ ધારવાળો તથા પ્રલયકાળનો અંતક જેમ પ્રજાને હણવાને તૈયાર થયો હોય તેવો તે દેખાવા લાગ્યો. પછી ઋષભનું ચિન્હ જેની ધ્વજામાં છે એવા શિતિકંઠ રૂદ્રને અધર્મનું નિવારણ કરનારો તે તીક્ષ્ણ ખડ્ગ બ્રહ્માએ આપ્યો. પછી મહર્ષિ પુરૂષોએ સ્તુતિ કરેલા ભગવાન

રૂદ્રે તે ખડગ હાથમાં લેઇને બીજું રૂપ ધારણ કર્યું. તે પૃથ્વી ઉપર રહેલા છતાં સૂર્યમંડળને માથાવડે સ્પર્શ કરતા રૂદ્રદેવે ચાર બાહુ, ઉર્ધ્વ દૃષ્ટિ અને મોટું લિંગ, એવું રૂપ ધારણ કર્યું. તે મુખમાંથી અગ્નિની જ્વાળાઓ વરસાવવા લાગ્યા તથા કાળા ધોળા અને રાતા એવા અનેક તરેહના રંગ ધારણ કર્યા. સુવર્ણની ઉત્તમ ટપકીઓ ચોઢેલી એવું કાળા મૃગચર્મનું વસ્ત્ર તેમણે પેહેર્યું તથા કપાળમાં સૂર્યના સરખું એક નેત્ર ધારણ કર્યું. એ ત્રીજા નેત્ર સિવાય એક કાળું અને બીજું પિંગટ એવાં બે નેત્ર તેમનાં શોભતાં હતાં. પછી ત્રિશૂલ જેના હાથમાં છે તથા ભગ નામે દેવના નેત્રનો સંહાર કરનારા મોટા બળવાળા અને મોટા પરાક્રમવાળા દેવ મહાદેવ પ્રલય કાળના અગ્નિના સમાન તેજવાળું તથા ત્રણ ધારવાળું તે ખડ્ગ તથા ઢાલ લેઇને ફરવા લાગ્યા. તે જાણે મેઘ સહિત વીજળીને લેઇને ફરતા હોય તેવા શોભતા હતા. હે ભારત ! યુદ્ધ કરવાની ઇચ્છાથી આકાશમાં તે તરવાર ફેરવતા હતા તથા મોટું હાસ્ય અને ઘોર ગર્જના કરતા હતા તે વારે તેમનું રૂપ અત્યંત ભયંકર દેખાવા લાગ્યું. પછી દાનવોએ સાંભળ્યું કે રૂદ્રે એવું રૂપ ધારણ કર્યું છે ત્યારે તેઓ પણ રૌદ્ર કર્મ કરવાની ઇચ્છાથી હર્ષ પામીને તેમની સામે થવાને ધાઇ આવ્યા. તથા પથરાઓ વડે અને સળગતાં બળતાંવડે તેમના ઉપર વૃષ્ટિ કરવા માંડી; તેમજ તીક્ષ્ણ ધારવાળાં લોહનાં બનાવેલાં બીજાં પણ હથિયાર તેમના ઉપર ફેંકવા માંડ્યાં. પછી દાનવની સેનાએ દેવની સેનાના સેનાપતિ અખંડિત અને ઉત્કટ બળવાળા રૂદ્રને જોયા અને તેથી તેઓ મોહ પામ્યા અને કંપિત થયા. તે એક છતાં સર્વે અસુરોએ તેને હજાર હોય એવા જાણ્યા.. રૂદ્ર પણ શત્રુ સેનામાં વૃક્ષના પોલાણમાંથી દાવાગ્નિ સળગ્યો હોય તે રીતે કેટલાકને કાપી નાખીને, કેટલાકને તોડી નાખીને, કેટલાકને ઘાયલ કરીને, કેટલાકનાં અંગ જૂદાં કરી નાખીને, કેટલાકને ફાડી નાખીને અને કેટલાકને જમીન ભેગા કરી નાખીને નાશ કરવા લાગ્યા. રૂદ્રના ખડ્ગના વેગથી ભાગી ગયેલા મોટા બળવાળા તે અસુરો, જેમના બાહુ, જંઘા અને છાતીઓ કપાઇ ગયાં છે તથા જેમનાં આંતરડાં અને અંગ વેરાઇ ગયાં છે, એવા થઇને પૃથ્વી ઉપર પડ્યા. ખડ્ગના પ્રહારથી પીડિત થયેલા કેટલાક દાનવો સંગ્રામમાંથી નાશી ગયા. કેટલાક એક બીજાને બૂમો પાડીને

બોલાવતા બોલાવતા ગમે તે દિશામાં નાશી ગયા; કેટલાક પૃથ્વીમાં પેશી ગયા તથા કેટલાક પર્વતોમાં સંતાઇ ગયા; કેટલાક આકાશમાં જતા રહ્યા તથા કેટલાક પાણીમાં સંતાઇ ગયા. એ પ્રમાણે અત્યંત દારૂણ અને મોટો તે સંગ્રામ થયો એટલે માંસ અને રૂધિરના કાદવવાળી તથા જોતાં ભય ઉપજે એવી તે પૃથ્વી થઇ. હે મહાબાહો! રૂધિરથી ખરડાયલાં અને પૃથ્વી ઉપર પડેલાં દાનવોનાં શરીરવડે વ્યાપ્ત એવી તે ભૂમિ જાણે કેસુડીનાં ફુલથી છાયેલા પર્વતવાળી ભૂમિ હોય તેવી દેખાતી હતી. તે રૂદ્રે એ પ્રમાણે દાનવોને હણીને તથા જગતમાં ધર્મ પ્રવર્તાવીને પોતાનું રૌદ્રરૂપ સમેટી લીધું તથા શંકરે પાછું પોતાનું કલ્યાણકારી સ્વરૂપ ધારણ કર્યું. પછી સર્વે મહર્ષિઓ તથા સર્વે દેવના સમુદાય અદ્ભુત જય પામીને દેવના દેવ શંકરનું પૂજન કરવા લાગ્યા. પછી દાનવના રૂધિરથી ખરડાયલા અને ધર્મનું રક્ષણ કરનારા તે ખડ્ગને ભગવાન સદાશિવે સત્કારપૂર્વક વિષ્ણુને આપ્યો. વિષ્ણુએ તે ખડ્ગ મરિચિને આપ્યો; ભગવાન મરીચિએ તે ખડ્ગ મહર્ષિઓને આપ્યો અને ઋષિઓએ તે ઇન્દ્રને આપ્યો, ઇન્દ્રે તે ખડ્ગ લોકપાલોને આપ્યો; અને હે પુત્ર! લોકપાલોએ તે અત્યંત મોટો ખડ્ગ સૂર્યના પુત્ર મનુને આપ્યો, અને તેને આ વચન કહ્યું કે તું મનુષ્યોનો પ્રભુ છે માટે આ ધર્મગર્ભ ખડ્ગવડે પોતાની પ્રજાનું તું પાલન કરજે. વળી જેઓ પોતાના સ્થૂળ દેહને અર્થે તથા સૂક્ષ્મ દેહ એટલે મન આદિક ઇન્દ્રિયોની પ્રીતિને અર્થે ધર્મના સેતુનું ઉલ્લંઘન કરીને વર્તે છે, તેમને યથાયોગ્ય દંડ આપીને ધર્મવડે પ્રજાનું રક્ષણ કરવું; પણ દૈવયોગે રક્ષણ બની આવ્યું તો કરવું એમ કરવું નહિ. કડણ વચન કહેવું, કેદ કરવો, ઘણુંક સુવર્ણ લેવારૂપ દંડ કરવો, શરીરને ખોડ આણવી અને વધ કરવો, એ સર્વ ખડ્ગનાંજ રૂપ છે. પણ અલ્પ હેતુ માટે વધ કરવો નહિ. ખડ્ગનાં એવાં રૂપ જાણીને તેવડે ધર્મની મર્યાદા ઉલ્લંઘન નહિ કરતાં પ્રજાનું રક્ષણ કરીને તેણે ખડ્ગ પોતાના પુત્રને પ્રજાનો રાજા કરીને તેને આપ્યું. એ રીતે મનુએ પ્રજાઓનું રક્ષણ થવા માટે પોતાના પુત્ર ક્ષુપને તે ખડ્ગ આપ્યું. ક્ષુપ પાસેથી ઇક્ષ્વાકુને અને ઇક્ષ્વાકુ પાસેથી પુરૂરવાને તે ખડ્ગ મળ્યું; તેની પાસેથી આયુને મળ્યું; તેની પાસેથી સમર્થ નહુષને મળ્યું; નહુષ પાસેથી યયાતિને અને તેની પાસેથી પૂરૂને તે ખડ્ગ

મળ્યું તેની પાસેથી અમૂર્તરયસ, અને તેની પાસેથી ભૂમિશય નામે રાજાને તે ખડ્ગ મળ્યું. ભૂમિશય રાજા પાસેથી દુષ્યંતના પુત્ર ભરતને તે ખડ્ગ મળ્યું. હે રાજન્! તેની પાસેથી ધર્મજ્ઞ એવા ઐલવિલ રાજાને તે પ્રાપ્ત થયું અને ઐલવિલ પાસેથી ધુંધુમાર નામે નરપતિને તે ખડ્ગ પ્રાપ્ત થયું. ધુંધુમાર પાસેથી કાંબોજ અને તેની પાસેથી મુચુકુંદને તે મળ્યું. મુચુકંદ પાસેથી મરૂત્ત રાજા અને મરૂત્ત પાસેથી રૈવત રાજાને તે મળ્યું. રૈવત પાસેથી યુવનાશ્વ, યુવનાશ્વ પાસેથી રઘુ અને રઘુ પાસેથી ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલો પ્રતાપી હરિણાશ્વ તે ખડ્ગ પામ્યો. હરિણાશ્વ પાસેથી તે ખડ્ગ શુનકને મળ્યું અને શુનક પાસેથી ધર્માત્મા ઉશીનરને તથા તેની પાસેથી યદુકુળ સહિત ભોજરાજાને મળ્યું. યાદવો પાસેથી શિબિ રાજાને તે પ્રાપ્ત થયું; શિબિ પાસેથી પ્રતર્દનને, પ્રતર્દન પાસેથી અષ્ટકને, અષ્ટક પાસેથી પૃષદશ્વને, પૃષદશ્વ પાસેથી ભરદ્વાજને, તેની પાસેથી દ્રોણને, અને તેની પાસેથી કૃપાચાર્યને ખડ્ગ પ્રાપ્ત થયું. તથા તે કૃપાચાર્ય પાસેથી ભાઈઓ સહિત તું તે ઉત્તમ ખડ્ગ પામ્યો છે. તે ખડ્ગનું નક્ષત્ર કૃતિકા છે, દેવતા અગ્નિ છે, રોહિણી ગોત્ર છે અને તેના ઉત્તમ ગુરૂ રૂદ્ર છે. હે પાંડુપુત્ર! એ ખડ્ગનાં આઠ નામ છે તે પરમ ગુપ્ત છે; તે નામ હું તને કહું તે સાંભળ, કેમકે તેનું કીર્તન કરવાથી સદા જય પ્રાપ્ત થાય છે. અસિ, વિશસન, ખડ્ગ, તીક્ષ્ણધાર, દુરાસદ, શ્રીગર્ભ, વિજય અને ધર્મપાળ, એવાં તે આઠ નામ છે. હે માદ્રવતીના પુત્ર! સમગ્ર આયુધમાં એ ખડ્ગ સૌ કરતાં શ્રેષ્ઠ છે. તથા શ્રી મહેશ્વરે તેને નિર્માણ કર્યો છે એમ પુરાણમાં પણ નિશ્ચય થયેલો છે. શત્રુનું દમન કરનાર પૃથુએ પ્રથમ ધનુષ્ય પેદા કર્યું હતું તથા તે વડે આ પૃથ્વીમાંથી અનેક પ્રકારનાં ધાન્ય તેણે દોહ્યાં હતાં. જે પ્રમાણે ધનુષ્ય ઉત્પાદન કરીને પૃથુએ ધર્મવડે પૃથ્વીનું રક્ષણ કર્યું હતું તે પ્રમાણે હે માદ્રેય! આ ખડ્ગને પણ પ્રાચીન જાણીને પ્રમાણ કરવું ઘટે છે. જે પુરૂષ યુદ્ધમાં કુશળ હોય તેણે ખડ્ગની પૂજા સદા કરવી જોઇએ. હે ભરતશ્રેષ્ઠ! એ પ્રમાણે મેં તને આ જે ખડ્ગની ઉત્પત્તિ અને એક બીજા પાસેથી તેની પ્રાપ્તિરૂપ સંસર્ગ વિસ્તારથી કહ્યો, તે પ્રથમ કલ્પ છે. સર્વ પ્રકારે આ

ઉત્તમ એવી ખડ્ગની ઉત્પત્તિ સાંભળવાવડે આ લોકમાં પુરૂષ કીર્તિ પામે છે અને પરલોકમાં તેને મોક્ષ પ્રાપ્ત થાય છે.

सर्वथैतदिदं श्रुत्वा खड्गसाधनमुत्तमम् ॥
लभते पुरुषः कीर्तिं प्रेत्य चानंत्यमश्नुते ॥ ८९ ॥

इति श्री महाभारते शांतिपर्वणि आप० गुर्जरभाषायां खड्गोत्पत्तिकथने षट्त्रिंशत्तमोऽध्यायः ॥ ३६ ॥

वैशंपायन उवाच ॥ इत्युक्तवति भीष्मे तु तूष्णींभूते युधिष्ठिरः ॥
॥ पप्रच्छावसथं गत्वा भ्रातॄन्विदुरपंचमान् ॥ १ ॥

વૈશંપાયન કહે છે,—એ પ્રમાણે ભીષ્મ કહેતા હતા તે વખતે છાનો માનો બેશી રહેલો યુધિષ્ઠિર ઘેર ગયા પછી પોતાના ચાર ભાઇઓને અને પાંચમા વિદુરને પૂછવા લાગ્યો કે ધર્મ, અર્થ અને કામમાં લોભવૃત્તિ આરોપણ કરી છે; હવે એ અધર્માદિમાંથી ઉત્તમ કયો, મધ્યમ કયો, અને કનિષ્ઠ કયો? કામ, ક્રોધ અને લોભરૂપ ત્રિવર્ગ જીતવા માટે શામાં આત્માનું આરોપણ કરવું? એના ઉત્તરમાં તમે હર્ષ પામીને ઘટે તેવું સ્થિતિવાળું વાક્ય બોલો. પછી અર્થની ગતિના તત્વને જાણનારો અને બુદ્ધિવાળો વિદુર ધર્મશાસ્ત્રનું અનુસ્મરણ કરીને પ્રથમ આ પ્રમાણે બોલ્યો. વિદુર કહે છે,—બહુ અધ્યયન, તપ, ત્યાગ, શ્રદ્ધા, યજ્ઞક્રિયા, ક્ષમા, નિષ્કપટપણું, દયા, હિંસા રહિત યથાર્થ વચન (સત્ય), અને મનઃસંયમ—મનને કબજે રાખવું એ ધર્મની સંપત્તિઓ છે. હે યુધિષ્ઠિર! એ ધર્મની સંપત્તિઓજ આચરવા યોગ્ય છે, માટે તારૂં મન તેમાંથી ચલિત ન થાઓ. ધર્મ અને અર્થ બન્નેનું મૂળ એજ છે, અને એજ એક એવું પગલું છે કે જેમાં સર્વે પગલાંનો સમાવેશ થઈ જાય છે. ઋષિઓ ધર્મવડે તરી ગયા છે, લોકની સ્થિતિ પણ ધર્મમાંજ રહેલી છે, દેવો ધર્મવડેજ વૃદ્ધિ પામે છે તથા ધર્મમાંજ અર્થ રહેલો છે. હે રાજન્! ધર્મ એજ ઉત્તમ ગુણ છે અને અર્થ મધ્યમ છે; તથા કામ કનીષ્ઠ છે એમ બુદ્ધિમાન્ પુરૂષો કહે છે. એટલા માટે મનને વશ રાખીને મનુષ્યે મુખ્યત્વે કરીને ધર્મ આચરવા ઉપર ધ્યાન રાખવું તથા જેવી રીતે પોતાના પ્રત્યે પોતે

વર્તે છે તેજ પ્રમાણે સર્વે પ્રાણીઓ પ્રત્યે વર્તવું. વૈશંપાયન કહે છે,—વિદુરનું વચન સમાપ્ત થયું એટલે યુધિષ્ઠિરે પૂછવા ઉપરથી ધર્મ અને અર્થના તત્વને જાણનારો અને અર્થ શાસ્ત્રમાં કુશળ એવો અર્જુન આ વચન બોલ્યો. અર્જુન કહે છે,—હે રાજન્! આ લોક કર્મ ભૂમિ કહેવાય છે. માટે વૃત્તિ સંપાદન કરવારૂપ ધંધો સંપાદન કરવો એ વખાણવા યોગ્ય છે. ખેતી, વેપાર, પશુપાળન, નાના પ્રકારનાં શિલ્પ એ સર્વે અર્થ કહેવાય છે અને તે સર્વે કર્મની મર્યાદા ભૂત છે. ધર્મ અને કામ એ બે પુરૂષાર્થ અર્થ વિના બનતા નથી. જે પુરૂષની પાસે અર્થ (દ્રવ્ય) હશે તે પુરૂષ ઉત્તમ પ્રકારનો ધર્મ આચરવાને તથા કામ આચરવાને પણ શક્તિમાન છે. તે ધર્મ અને કામ અર્થ વિનાના અકૃતાત્મા પુરૂષોથી પ્રાપ્ત થવા દુર્લભ છે. એમ સાંભળ્યું છે કે ધર્મ અને કામ એ બન્ને અર્થના અવયવ છે; જો અર્થની સિદ્ધિ થાય તો તે બન્ને એની મેળેજ સિદ્ધ થશે, એટલા માટે જેની પાસે દ્રવ્ય હશે તે પુરૂષને સર્વે ઉત્તમ વર્ણના પુરૂષો પણ જેમ પ્રાણીઓ બ્રહ્મદેવની ઉપાસના કરેછે તેમ નિરંતર ઉપાસે છે. અર્થની ઇચ્છા રાખીને પુરૂષો જટા અને મૃગચર્મ ધારણ કરે છે, ઇંદ્રિયોનું દમન કરે છે, શરીરે કાદવ ચોપડે છે, ઇન્દ્રિયોને જીતે છે, તથા માથાં મુંડાવી નાંખે છે અને એક તાંતણો પણ વસ્ત્ર માટે રાખતા નથી. અથવા નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળે છે. કેટલાક કાષાય (ભગવાં) વસ્ત્ર ધારણ કરે છે, કેટલાક દાઢી મૂછ વધારે છે, કેટલાક લજ્જાનું સેવન કરે છે, પણ તે સર્વે અર્થ માટેજ એ પ્રયાસ કરે છે. કેટલાક વિદ્વાન્ શાંત અને સર્વ પ્રકારના પરીગ્રહથી મુક્ત હોય છે તથા તેમાંના કેટલાક અર્થની અપેક્ષાવાળા તથા બીજા કેટલાક સ્વર્ગની અપેક્ષાવાળા હોય છે. તે સર્વે પોતપોતાના કુળમાં જે શાસ્ત્રની માન્યતા ચાલતી હોય તેને અનુસારે આચરણ કરે છે. કેટલાક આસ્તિક છે, કેટલાક નાસ્તિક છે, કેટલાક સંયમશીલ છે, પણ તે સર્વે અનર્થને (અદ્રવ્ય) અંધકારરૂપ જાણે છે તથા અર્થની શ્રેષ્ઠતારૂપ વિષયને પ્રકાશરૂપ જાણે છે. જે સેવકને ભોગવડે યુક્ત કરે તથા શત્રુઓને દંડવડે યુક્ત કરે તે એક અર્થવાળોજ કરે. હે સર્વોત્તમ બુદ્ધિવાળા! એ મારૂં યથાઘટિત મત છે. હવે વાક્ય જેને કંઠમાં આવી રહેલું છે એટલે બોલવાને જેઓ ઉત્સુક છે એવા

આ નકુલ તથા સહદેવનું વચન તમે સાંભળો. વૈશંપાયન કહેછે—પછી ધર્મ અને અર્થમાં કુશળ એવા માદ્રીના પુત્ર નકુલ તથા સહદેવ બોલ્યા. નકુલ તથા સહદેવ કહે છે, પુરૂષ ગમે તો બેઠો હોય અથવા ગમે તો સૂતો હોય, ગમે તો ચાલતો હોય અથવા ગમે તો ઉભો રહ્યો હોય, પણ તેણે સારા માઠા (ઉત્તમ અધમ) યોગવડે કરીને અર્થયોગ દૃઢ કરવો. આ અત્યંત દુર્લભ અને પરમ પ્રિય એવો અર્થયોગ જો દૃઢ થઇ ચૂકયો તો આ લોકોમાં પ્રત્યક્ષ કામનાઓ પ્રાપ્ત થાય એમાં કાંઈ સંશય નથી. અર્થનો યોગ તે શું ? જે અર્થ ધર્મની સાથે સંયુકત છે અને જે ધર્મ અર્થની સાથે સંયુકત છે તે અમે તમારા પ્રત્યે અમૃત સમાન સુખપ્રદ કહીએ છીએ. અર્થ રહિત પુરૂષને કામપ્રાપ્તિ થતી નથી; તેમજ ધર્મ માત્ર ઊપાર્જન કરનારને અર્થની પ્રાપ્તિ પણ કયાંથી થાય ? માટે જે પુરૂષ ધર્મ અને અર્થથી બહિષ્કૃત છે તેનાથી લોકો ઉદ્વેગ પામે છે તથા એટલા માટેજ ઇંદ્રિય સંયમ કરનારા પુરૂષે ધર્મનું દાન કરીને અર્થ સિદ્ધ કરવો. અમે જે આ વચન કહીએ છીએ તેના ઉપર વિશ્વાસ રાખનારા પ્રાણીઓને સર્વ કાંઇ પ્રાપ્ત થશે; માટે પ્રથમ ધર્મનું આચરણ કરવું અને પછી તેથી ધર્મ સહિત અર્થપ્રાપ્તિ થશે. તે પછી કામનું આચરણ કરવું, કેમ કે અર્થ પ્રાપ્તિ થયા પછીજ તે (કામ) ફળ પ્રાપ્ત થાય છે. વૈશંપાયન કહે છે—એ પ્રમાણે વચન બોલીને તે બંન્ને અશ્વિની કુમાર વિરામ પામ્યા એટલે પછી ભીમસેને આ પ્રકારે વચન બોલવાનો આરંભ કર્યો. ભીમસેન કહે છે,—કામના વિનાનો પુરૂષ અર્થની ઇચ્છા કરતો નથી અને કામના વિનાનો પુરૂષ ધર્મની પણ ઇચ્છા કરતો નથી; કામ વિનાનો પુરૂષ કશાયની ઇચ્છા કરતો નથી માટે કામ એજ શ્રેષ્ઠ છે. કામથી યુકત થઇને ઋષિઓ તપ કરવામાં આસક્ત થયેલા છે, તથા ફળ મૂળ ખાઇને અથવા વાયુભક્ષ દેહદમન કરીને સારી રીતે નિયમમાં વર્તે છે. બીજા કેટલાક વેદમાં અને ઉપવેદમાં યુક્ત છે, કેટલાક સ્વાધ્યાયનું સંપૂર્ણ પઠન કરનારા છે, કેટલાક શ્રાદ્ધક્રિયા, યજ્ઞક્રિયા, તપક્રિયા, દાનક્રિયા, અને પ્રતિગ્રહ ક્રિયામાં કુશળ છે. કેટલાક વેપાર કરે છે, કેટલાક ખેતી કરે છે, કેટલાક ઢોર પાળે છે, કેટલાક કારીગરી કરે છે; કેટલાક શિલ્પકામ કરે છે, તેમજ કેટલાક દેવકર્મ કરે છે એ સર્વને 'કામ (ઇચ્છા)' એ નામના વિકારે કામ ( કર્મ ) માં યોજ્યા છે. કામથી

સંયુક્ત થઇને કેટલાક પુરૂષો સમુદ્રમાં પેસે છે; કામનાં અનેક રૂપ છે, તથા આ આખું વિશ્વ કામવડે વ્યાપ્ત છે. કામમય જે પ્રાણી કે પદાર્થ હોય નહિ એવો પ્રાણી કે પદાર્થ ત્રણ લોકમાં છે નહિ, હતો નહિ કે હશે પણ નહિ. હે મહારાજ ! ધર્મ અને અર્થ બન્ને જેમાં રહેલા છે એવું સારભૂત પદાર્થ તો માત્ર એટલું એજ છે. જેમ દહીમાંથી સારભૂત માંખણ કાઢવામાં આવે છે તેમ અર્થ અને ધર્મનું સારભૂત તત્વ કામ છે. ખોળ કરતાં તેલ જેમ ઉત્તમ છે તથા મઠા (ભાગેલા દહીં) કરતાં ઘૃત જેમ ઉત્તમ છે, કાષ્ટ કરતાં પુષ્પ અને ફળ જેમ ઉત્તમ છે, તેમજ ધર્મ અને અર્થ કરતાં કામ પણ ઉત્તમ છે. જેમ પુષ્પના કરતાં તેમાંનો મકરંદ ઉત્તમ છે તેમ ધર્મ તથા અર્થ એ બન્ને કરતાં કામ ઉત્તમ છે. કામ એજ ધર્મ અને અર્થનું ઉત્પત્તિસ્થાન છે. તથા કામ એજ ધર્મ અને અર્થનું સ્વરૂપ છે. જો કામ હોય નહિ તો બ્રાહ્મણો ઉત્તમ એવું ભોજન પામે નહિ અથવા દેવોને બળિદાન આપે નહિ; જો કામ હોય નહિ તો બ્રાહ્મણોને કોઇ કાંઇ આપે નહિ; જો કામ હોય નહિ તો નાના પ્રકારની લોકક્રિયા બને નહિ; માટે કામ એજ ધર્માદિ ત્રણે વર્ગમાં શ્રેષ્ઠ છે. હે રાજન્ ! સુંદર આકૃતિવાળી અલંકાર યુકત (શણગારેલી), મદથી ઉત્કટ અને પ્રિય દર્શનવાળી, એવી સ્ત્રીઓ સાથે તું મરજીમાં આવે તેવી રીતે રમણ કર, કેમકે કામ એજ ક્ષત્રિયનો આશ્રય છે. હે ધર્મપુત્ર ! સર્વ રીતે મૂળ પર્યંત શોધ કરી જોતાં મારો એજ નિશ્ચય થાય છે માટે તમારે પણ એ નિશ્ચયથી ફરવું જોઇએ નહિ. એ મારૂં વચન સત્પુરૂષોએ ગ્રહણ કરેલું, ઉત્તમ સારવાળું, અને પરમ અનિષ્ઠુર છે. ધર્મ, અર્થ અને કામ, એ ત્રણેનું અકેકે કાળે સેવન કરવું; પણ જે પુરૂષ એ ત્રણમાંથી એકનું સેવન કરે છે તે પુરૂષને અધમ જાણવો. અર્થ કામ અને ધર્મ એ ત્રણમાંથી અર્થનું સેવન કરનાર મધ્યમ છે અને તેથી ધર્માદિ ત્રણે વર્ગમાં જે આસકત હોયજ તેજ ઉત્તમ છે. પછી ડાહ્યો, સ્નેહ વાળો, ચંદનનો જેણે લેપ કરેલો છે એવો અને તરેહવાર હાર અને અલંકારથી યુકત એવો ભીમ એ પ્રમાણે સંક્ષેપ અને વિસ્તારથી પોતાના ભાઇઓને વચન સંભળાવીને વિરામ પામ્યો. હવે શ્રવણ કરનારાઓમાં તથા ધર્મવાળાઓમાં સર્વોત્તમ એવા ધર્મરાજાએ પોતાના ભાઇઓ તથા વિદુરનાં વચન

ઉપર એક મુહૂર્ત લગી સારી પેઠે વિચાર કરીને પછી યથાર્થ તત્વનું સ્મરણ કરીને આ પ્રમાણે વચન કહ્યું. તમે સર્વેએ ધર્મશાસ્ત્રનો નિશ્ચય કહેલો છે અને પ્રમાણને જાણો છો એમાં સંશય નથી; એનો નિશ્ચય જાણવાની ઇચ્છા મને થવાથી તમોએ જે સિદ્ધાંતરૂપ વચન કહ્યાં તે મેં સાંભળ્યાં. વારૂ હવે તમે એક સ્થળમાં ચિત્ત રાખીને હું પણ તે સંબંધી જે વચન કહું છું તે સાંભળો. જે પુરૂષ પાપમાં આસક્ત નથી અથવા પુણ્યમાં આસક્ત નથી, અર્થ, ધર્મ, કે કામમાં આસક્ત નથી, જે પુરૂષને મન માટીનો ગોળો અને સુવર્ણ સમાન છે, તે પુરૂષ દોષથકી મુકત થઇને દુઃખ અને સુખરૂપ અર્થની સિદ્ધિથી મુકત થાય છે. અર્થાત્ તેને દુઃખ સુખ બાધ કરતું નથી. પ્રાણીઓ જન્મમરણ અને તેની પેહેલાંની વાતોનું પણ સ્મરણ કરે છે—એવાં પણ કેટલાંક પ્રાણી છે—અર્થાત્ જન્મમરણ યુકત પ્રાણીઓ છે. વળી તે વૃદ્ધા અવસ્થા આદિક વિકારોથી યુકત છે, અને વારંવાર તે સુખ દુઃખ, જન્મ, મરણ, જરા, વ્યાધિ, આદિક વિકારો પાછા તેને લાગુ પડે છે, એવો કોઇ પ્રાણી જો મોક્ષની પ્રશંસા કરે તો તે ભલે કરો, પણ તે મોક્ષ એ શું છે એ અમે જાણતા નથી, અર્થાત્ સુખદુઃખના હેતુભૂત કર્મવૃંદ કરવાથી પ્રાણી જ્યાંસૂધી વિરામ પામશે નહિ તથા તે ઉપરથી તેની આસક્તિ મટશે નહિ ત્યાંસૂધી તેને જન્મ મરણાદિક ભાવ ટળવાના નથી અને મોક્ષ પણ તે પામવાનો નથી. જે પુરૂષ સ્નેહ યુકત છે તેને મુકિત પ્રાપ્ત થતી નથી. એ પ્રકારે ભગવાન બ્રહ્મદેવ વેદમાં કહે છે. જે પંડિત પુરૂષો હોય છે તેઓનાં મન વિષયથી વિરામ પામી જાય છે માટે તેઓ પ્રિય કે અપ્રિય કરતા નથી. મનુષ્ય જે પોતાના મનમાં એમ સમજે કે હું જે કાંઇ કરૂં છું તે મારી ઇચ્છાથી કરતો નથી પણ મને જે પ્રકારે વિધિ પ્રેરણા કરે છે તેમ હું કરૂં છું, તો એ વિચાર સર્વોત્તમ છે; કેમકે સર્વે પ્રાણીઓને વિધિજ તેમનાં કર્મમાં યોજે છે તથા વિધિ એજ બળવાન છે એમ તમે સર્વે જાણો. જે અર્થ પમાય એવો નથી તે કર્મ કરવાવડે પ્રાપ્ત થતો નથી તથા જે બનવાકાળ છે તેજ બને છે એમ તમે સમજો; ધર્મ, અર્થ અને કામ એ ત્રણેથી રહિત થયેલો છતાં મોક્ષને અર્થે પુરૂષ રહસ્ય જ્ઞાન પામે છે. વૈશંપાયન કહે છે,—પછી ઉત્તમ તથા મનમાં ઉતરે એવું અથવા મનમાં રહેલું

સમસ્ત વચન અને તે વચનનો હેતુ જાણીને તે સર્વે મનમાં હર્ષ પામ્યા તથા કુરૂશ્રેષ્ઠ એવા યુધિષ્ઠિરને તેમણે પ્રણામ કરીને હાથ જોડ્યા. હે રાજન્ ! અત્યંત સુંદર વર્ણ અને અક્ષરવાળી, અત્યંત સુંદર રીતે અલંકૃત કરેલી, મનને અનુસરનારી, વાક્યમાંથી કંટક કાઢી નાખેલા એવી અર્થાત્ કઠોરતા હીન, અને યુધિષ્ઠિરે શોભાયમાન કરેલી એવી વાણી સાંભળીને તે સર્વે ક્ષત્રિકુમારો પ્રશંસા કરવા લાગ્યા. પછી વીર્યવાન અને ઉદાર મનના એવા તે ધર્મપુત્ર પણ પોતાના વચન ઉપર વિશ્વાસ જેમને ઉત્પન્ન થયેલો છે એવા પોતાના ભાઈઓની પ્રશંસા કરી અને ફરીને પણ દૃઢ ચિત્તવાળા એવા ગંગા પુત્ર ભીષ્મને તેથી ઉત્તમ બીજા ધર્મ પૂછવા માંડ્યા.

सचापितान्धर्मसुनोमहामनास्तदाप्रतीतान्प्रशशंसवीर्यवान् ।
पुनश्चपप्रच्छसरिद्वरासुतंततःपरंधर्ममहानिचेतसम् ॥ ५२ ॥
इतिश्री महाभारते शां० आ० गुर्जरभाषायां खड्गगीतानाम
सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥

**युधिष्ठिरउवाच** ॥ पितामहमहाप्राज्ञकुरूणांप्रीतिवर्द्धन ।
॥ प्रश्नंकिंचित्प्रवक्ष्यामितन्मेव्याख्यातुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે—કુરૂકુળના પુરૂષોની પ્રીતિની વૃદ્ધિ કરનાર હે પિતામહ ! હે મોટી બુદ્ધિવાળા ભીષ્મ ! હું કાંઈક પ્રશ્ન કરવાને ઇચ્છું છું તેનું મને નિરૂપણ કરી સમાધાન આપવું જોઇએ. કેવા મનુષ્યોને સૌમ્ય કહેવા ? તથા કોની સાથે પરમ ઉત્તમ પ્રીતિ થાય ? પરિણામે તથા વર્તમાનકાળમાં પણ કોણ અર્થાત્ કેવા મિત્ર કાર્યને યોગ્ય છે ? તે મને કહો. મારી બુદ્ધિ તો એવી છે કે જ્યાં મિત્રો રહે છે ત્યાં પુષ્કળ ધન કે સંબંધી કે બાંધવ પણ રહી શકતા નથી. અર્થાત્ ધન, સંબંધી અને બાંધવ એમાંનું કોઇ મિત્રની તુલના કરવાને યોગ્ય નથી; મિત્ર તે કરતાં પણ વિશેષ છે. અથવા હૃદયના જે સ્થાનમાં મિત્ર રહે છે ત્યાં ધન, સંબંધી વગેરે રહેતાં નથી. અર્થાત્ ધનાદિક કરતાં મિત્ર વધારે હૃદયંગમ ( પ્રિય ) છે. જે સુખદુઃખની વાત સાંભળે એવો પ્રીતિવાળો મિત્ર દુર્લભ છે, અને હિતકર એવો મિત્ર પણ દુર્લભ

છે; હે ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ પિતામહ ! એ સર્વ મને વ્યાખ્યાન કરીને કહેવું ઘટે છે. ભીષ્મ કહે છે,—હે રાજન્ ! હે યુધિષ્ઠિર ! જે પુરૂષ સાથે મિત્રતા કરવી ઘટે છે તથા જેમની સાથે મિત્રતા કરવી ઘટતી નથી તે હું તને યથાર્થ-પણે કરીને કહું છું તે તું સમગ્ર સાંભળ. લોભી ક્રૂર, તજ્યો છે ધર્મ જેમણે એવા, કપટી, શઠ, હલકો, પાપી, સર્વની ( સર્વ વાતમાં ) શંકા રાખનાર, આળસુ, દીર્ઘસૂત્રી, વાંકો ચાલનાર, નિંદિત, ગુરૂસ્ત્રીની ધર્ષણા કરનાર, સંકટ વેળાએ છોડીને જતો રહેનાર, દુરાત્મા, નિર્લજ્જ, સર્વ તરફ પાપની દૃષ્ટિથી જોનાર, નાસ્તિક, વેદની નિંદા કરનાર, ઇન્દ્રિયો જેના સ્વાધિનમાં હોય નહિ એવો, ઇચ્છામાં આવે તેમ અતિશયપણે આચરનાર, અસત્યવાદી, લોકોમાં દ્વેષને પાત્ર થયેલો, પ્રતિજ્ઞા નહિ પાળનાર, ચાડીઓ, સમય આવ્યે જેને બુદ્ધિ ન સૂઝે એવો, અદેખો, પાપ કર્મ કરવાના નિશ્ચયવાળો, દુષ્ટ શીલવાળો, અકૃતાત્મા, દુર્જન, ઠગ, મિત્રો સાથે અપકાર આચરનાર, જે નિરંતર પારકા દ્રવ્યનીજ આશા કરે છે, યથાશકિત આપ્યા છતાં જે મંદ બુદ્ધિવાળો મનુષ્ય સંતોષ પામતો નથી, હે રાજન્ ! જે મિત્ર પ્રત્યે ધીરજ રાખતો નથી, ન ઘટે ત્યાં ક્રોધ કરનારો, જે ધ્યાન રાખવાની જગોએ ધ્યાન રાખતો નથી અથવા એ ઊંચકનો અથવા બાધોડ છે, જે વિનાકારણ અક-સ્માત્ વિરોધ કરી બેસે છે, જે પાપમતિવાળો અને મૂઢ પુરૂષ લગાર અપકાર કર્યો હોય અથવા અજાણતાં કાંઇ અપકાર થઇ ગયો હોય તો તે-ટલામાં પોતાનું કલ્યાણ કરનારા મિત્રોને જલદી તજી દે છે. હે રાજન્ ! જે કામ હોય ત્યાં સુધીજ મિત્રની સેવા કરે, જે મિત્ર હોઇને પોતાના મિત્રનો દ્વેષ કરે, મિત્રના જેવો ડોળ બતાવીને જે શત્રુનું કાર્ય કરતો હોય, જે વાંકી દૃષ્ટિથી જૂએ છે, જેની દૃષ્ટિ સર્વદા વિપરીત છે, જે કોઇનું કલ્યાણ દેખીને રાજી થતો નથી, જે મદ્યપાન કરે છે, દ્વેષ કરે છે, ક્રોધી સ્વભાવનો છે, નિર્દય છે, બીજાને પરિતાપ કરનારો છે, મિત્રનો દ્રોહ કરનાર છે, પ્રાણીઓનો વધ કર-વામાં પ્રીતિવાળો છે, કૃતઘ્ન છે અને અધમ છે, એવા પુરૂષ સાથે કોઇ કાળે મિત્રતા કે સંધિ કરવો નહિ. વળી તેજ પ્રમાણે જેને બીજાનાં છિદ્ર શોધ-વાની ટેવ હોય તેની સાથે પણ મિત્રતા કરવી નહિ. હવે સંધિ કરવા જેવા પુરૂષો હું તને કહું તે સાંભળ. જે પુરૂષો કુળવાન હોય, જેઓ વચન બોલી

જાણતા હોય, જેઓ જ્ઞાન તથા વિજ્ઞાનમાં નિપુણ હોય, જે રૂપવાળા, ગુણવાન લાલચ રહિત, તથા જેમણે શ્રમને જીત્યો છે એવા જે હોય, જેઓ અભિમત્ર, કૃતજ્ઞ, સર્વજ્ઞ, અને લોભ વિનાના હોય, જેઓ માધુર્ય ગુણથી યુક્ત, સત્ય પ્રતિજ્ઞાવાળા, અને જિતેંદ્રિય હોય, જેઓને નિરંતર કસરત કરવાની ટેવ હોય, જેઓ કુળવાન માબાપના પુત્ર હોય, જેઓએ સારા કુળમાં લગ્ન કર્યું હોય, જેઓને માથે દોષારોપ થયા પછી તેમાંથી નિર્મુક્ત થઇને ખ્યાતિ પામ્યા હોય, અથવા પાપી લાલચોથી ન લલચાતાં જેઓ શુદ્ધ રહેવાવડે કીર્ત્તિ પામ્યા હોય, તેવા પુરૂષોને રાજાએ મિત્ર તરીકે ગ્રહણ કરવા. હે સમર્થ રાજા! પોતાની શક્તિના પ્રમાણમાં આચરણ કરનાર, સદા સંતોષથી રહેનાર, અઘટિત જગોએ ક્રોધ નહિ કરનાર તથા અકસ્માત્ સ્નેહ છોડીને જૂદા ન પડી જનાર તથા તેજ પ્રમાણે જે પુરૂષે સર્વનો સંગ છોડ્યો હોય એવા પુરૂષ મનવડે પણ દોષ પામતા નથી, કેમકે તેઓ અર્થ જ્ઞાનમાં પ્રવીણ હોય છે. જે પુરૂષો પોતે પીડા વેઠીને પણ મિત્રનું કાર્ય કરવામાં તત્પર રહે છે, તે પુરૂષોની પ્રીતિ, જેમ ઉનના વસ્ત્રને ચઢાવેલો રંગ નાશ પામતો નથી તેમ નાશ પામતી નથી—તેઓ પોતાના મિત્રથી પ્રીતી તજી છૂટા પડતા નથી. તેવા પુરૂષો ક્રોધથી પ્રીતિનો ત્યાગ કરતા નથી કે સ્ત્રીને વિષે લોભ મોહને લીધે પ્રીતિનો ત્યાગ કરતા નથી, તેમ મિત્ર નિર્ધન થઇ જાય તો પણ તેના ઉપરની પોતાની પ્રીતિનો ત્યાગ કરતા નથી. વિશ્વાસ રાખીને રહેલા ધર્મનું પ્રતિપાલન કરનારા, માટીનું ઢેકું અને સોનું જેમને મન સમાન છે એવા તથા મિત્રને વિષે દૃઢ બુદ્ધિવાળા મિત્રો ક્રોધ, મોહ, લોભ, આદિકના કારણથી પ્રીતિને તજી દેતા નથી. જે પુરૂષો આત્માભિમાન છોડીને દેહનાં પ્રારબ્ધ કર્મ ભોગવે છે તથા પોતાના સ્વામિનો અર્થ સાધવામાં નિરંતર ઉદ્યોગી રહીને પરિજનનું ગ્રહણ કરેછે, એવા પુરૂષો સાથે જે રાજા સંધિ કરે છે, તે રાજાનું રાજ્ય ચંદ્રના ચાંદરણાની પેઠે વિસ્તાર પામે છે. જે પુરૂષો શાસ્ત્રમાં કહેલી નીતિ પ્રમાણે વર્તીને ક્રોધને જીતે છે, જેઓ સંગ્રામમાં સદા બળવાન છે, જેમનો સારા કુળમાં જન્મ થયો હોય, જેઓ શીલવાળા હોય, જેઓ સદ્ગુણવાળા હોય, એવા ઉત્તમ પુરૂષ સાથે મિત્રતા કરવી. હે પાપરહિત રાજન્! જે દોષયુક્ત પુરૂષો મેં તને

કહ્યા છે, તેમના કરતાં પણ કૃતઘ્ન અને મિત્રનો ઘાત કરનારા પુરૂષોને અધમ જાણવા. એવા દુરાચારી પુરૂષોને સર્વ કોઇએ તજવા એવો શાસ્ત્રનો નિશ્ચય છે. યુધિષ્ઠિર કહે છે,—હે પિતામહ! તમે જે મિત્રદ્રોહી અને કૃતઘ્ન કહ્યા તેના સંબંધી વિસ્તારથી અને તત્વે કરીને હું જાણવા ઇચ્છું છું માટે તે મને કહો. ભીષ્મ કહેછે,—હે રાજન્! એ વિષે ઉત્તર દિશામાં મ્લેચ્છોમાં એક વર્તમાન બન્યું હતું તેનો પુરાતન ઇતિહાસ હું તને કહીશ. કોઇ એક મધ્ય દેશમાં રહેનારો વેદ ભણ્યા વિનાનો તથા વેદોક્ત કર્મ પણ ન જાણનારો બ્રાહ્મણ ભિક્ષા કરવાની ઇચ્છાથી એક વસ્તિવાળું ગામ જોઇને તેમાં પેઠો. તે ગામમાં એક ધનવાન, સર્વે વર્ણના કરતાં વિશેષ જાણનારો, બ્રાહ્મણ ઉપર નિષ્ઠાવાળો, સત્ય પ્રતિજ્ઞાવાળો અને દાન કરવામાં પ્રીતિવાળો મ્લેચ્છ રહેતો હતો. તે મ્લેચ્છને ઘેર જઇને પેલા બ્રાહ્મણે રહેવાને માટે આશ્રમ અને વરસ સુધી ચાલે એટલી ભિક્ષા માગી. તે મ્લેચ્છે પેલા બ્રાહ્મણને દશીવાળું નવું વસ્ત્ર અને જુવાન તથા સ્વામિ વિનાની (દાસી) સ્ત્રી આપી. હે રાજન્! એ પ્રમાણે પેલા મ્લેચ્છ પાસે સર્વ પામીને તે બ્રાહ્મણ મનમાં આનંદ પામ્યો તથા ગૌતમકુળનો તે બ્રાહ્મણ તેણે આપેલ ઘરમાં રહીને તે સ્ત્રી સાથે રમવા લાગ્યો. તે બ્રાહ્મણ પોતાના કુટુંબને અર્થે અને પેલી દાસીને અર્થે ધનાદિક ઉપાર્જન કરી લાવીને તેમનું પોષણ કરતો હતો તથા એ પ્રમાણે સમૃદ્ધિવાળા તે ભિલ્લના ઘરમાં તે કેટલાંક વર્ષ લગી રહ્યો. હે રાજન્! ત્યાં રહીને બાણવડે નિશાન તોડવામાં તે ગૌતમે બહુ મેહેનત લીધી તથા તે કામમાં તે પ્રવીણ થયો. અને પછી નિત્ય પ્રત્યે બીજા ભિલ્લ લોકોની સોબત કરીને તેમની પેઠે વનમાં ફરનારા હંસ વગેરે પ્રાણીઓનો ઘાત કરવા લાગ્યો. એ રીતે ભિલ્લ લોકોના સહવાસથી ગૌતમ હિંસા કરવામાં ચપળ, દયા વિનાનો અને નિરંતર પ્રાણીઓનો વધ કરવામાં પ્રીતિવાળો થયો તથા એમ કરીને તે ભિલ્લ લોકોની બરાબરી પામ્યો. એ રીતે દસ્યુ લોકોના ગામમાં તે સુખે કરીને રહેતો હતો, ત્યાં અનેક પક્ષીઓને હણતાં હણતાં તેના ઘણાક માસ વીત્યા. પછી એક સમયે તે સ્થળમાં એક બ્રાહ્મણ આવી પહોંચ્યો, તેણે માથે જટા ધારણ કરી હતી, વલ્કલનાં વસ્ત્ર પેહેરેલાં હતાં અને તેણે આસન માટે મૃગચર્મ સાથે

રાખેલું હતું. વળી તે બ્રાહ્મણ સ્વાધ્યાયનું પઠન કરનારો, પવિત્ર, વિનયવાળો નિયમિત આહાર કરનારો, બ્રાહ્મણ ઉપર શ્રદ્ધા રાખનારો, સર્વે વેદ સંપૂર્ણ ભણેલો, અને બ્રહ્મચારી હતો. તે બ્રાહ્મણ પેલા ગૌતમના દેશનો, ગૌતમનો વહાલો અને મિત્ર હતો. એવો તે બ્રાહ્મણ જ્યાં ગૌતમ રહેતો હતો તે ગામમાં આવ્યો. એ ગામમાં આવીને તે ત્યાં બ્રાહ્મણનું ઘર શોધતો શોધતો ચારે પાસે ફરતો હતો; કેમકે તે શૂદ્રનું અન્ન જમતો નહિ તથા તે ગામ તો બધું ભિલ્લ લોકોથીજ ભરેલું હતું. પછી તે ઉત્તમ બ્રાહ્મણને પોતાના મિત્ર ગૌતમનું ઘર માલમ પડ્યું તેથી તે ઘરમાં તે ગયો; એવામાં ગૌતમ પણ બાહારથી આવતો હતો તે તેને મળ્યો અને એ પ્રમાણે તે બન્ને જણનો ગૌતમના ઘર આગળ મેળાપ થયો. ગૌતમે તે દિવસે હંસ માર્યા હતા તેનો ભાર તેને ખભે લાદેલો હતો, તેના હાથમાં ધનુષ્ય હતું તથા પાસે બીજાં હથિયાર રાખેલાં હતાં. રૂધિરવડે તેનું શરીર પલળી ગયું હતું. જાણે કોઇ રાક્ષસ હોય તેવી તેની કાન્તિ થઈ ગઈ હતી. એવા ભ્રષ્ટ થઇ ગયેલા અને બાહારથી શિકાર કરીને ઘેર આવેલા તથા ઘરનાં બારણાં આગળ ઉભા રહેલા તે ગૌતમ બ્રાહ્મણને ઓળખીને પેલો પવિત્ર બ્રાહ્મણ મનમાં લાજ પામ્યો તથા બોલ્યો કે અરે ! આ તું મોહથી શું લઇ બેઠો છે ! તું તો મધ્યદેશમાં પ્રખ્યાત અને સારા કુળમાં જન્મ પામેલો બ્રાહ્મણ છે; તું આ રીતે ભિલ્લરૂપ શી રીતે થઇ ગયો ? અરે ! તારા પેહેલાંના જ્ઞાતિબંધુઓ બ્રાહ્મણોને તું સંભાર તો ખરો ! તેઓ પ્રખ્યાત અને વેદમાં પારંગત થયેલા છે. તું તેમના કુળમાં આવો કુળને કલંક લગાડનારો ઉત્પન્ન થયો છો! હે બ્રાહ્મણ ! તું પોતાની મેળેજ પોતાને ઓળખ અને સત્ય, શીલ, વેદાધ્યયન, ઇન્દ્રિયદમન, દયા ઇત્યાદિ ગુણોનું સ્મરણ કરીને આ ઠેકાણાનો ત્યાગ કર. હે રાજન્ ! તેનું હિત ઇચ્છનારા તેના મિત્રે તેને એ પ્રમાણે કહ્યું. તે સાંભળીને દુઃખીની પેઠે મનમાં નિશ્ચય કરીને તે ગૌતમે સામો ઉત્તર આપ્યો કે, હે દ્વિજોત્તમ ! હું નિર્ધન છું તથા વેદ પણ હું ભણેલો નથી; હે બ્રાહ્મણસત્તમ ! હું આ ગામમાં દ્રવ્યને માટે આવ્યો હતો એમ જાણજો. હે દ્વિજ ! તમારાં દર્શન થવાથી હું આજ કૃતાર્થ થયો છું. હે વિપ્રેન્દ્ર ! કાલે સવારે આપણે બન્ને સાથે આ ગામમાંથી નીકળીને જઇશું, માટે આજની રાત અહીં રહો. એમ સાંભળીને તે દયાળુ

બ્રાહ્મણ તે જગોએ રહ્યો પણ કોઇ પદાર્થનો તેણે સ્પર્શ કર્યો નહિ; તે ભૂખ્યો હતો તથા ભોજન કરવાને ગૌતમે તેને બહુ આગ્રહ કર્યો તથાપિ તેણે ભોજન કરવું પસંદ કર્યું નહિ.

सतत्रन्यवसाद्विप्रोघृणीकिंचिदसंस्पृशन् ।
क्षुधितश्चछंद्यमानोपिभोजनंनाभ्यनंदत ॥ ३८ ॥
इतिश्री महाभारते शांतिपर्वे आ० गु० भा०
अष्टत्रिंशांततमोऽध्यायः ॥३८॥

**भीष्मउवाच** ॥ तस्यांनिशायांव्युष्टायांगतेतस्मिन्द्विजोत्तमे ।
॥ निष्क्रम्यगौतमोगच्छंत्समुद्रंप्रतिभारत ॥ १ ॥

ભીષ્મ કહે છે,—હે ભારત ! તે રાત્રિ ગઇ અને પેલો બ્રાહ્મણ જે આવ્યો હતો તે પણ ગયો, એટલે ગૌતમ પોતાના ઘરમાંથી નીકળીને સમુદ્ર તરફ ગયો, ત્યાં જતાં, સમુદ્ર કાંઠે વણજાર લેઇ જનારા વેપારીઓ રસ્તામાં પડ્યા હતા તે તેણે જોયા એટલે તેમના કાફલા સાથે તે સમુદ્ર પ્રત્યે ચાલ્યો. હે રાજન્! તે મોટો કાફલો કોઇ પર્વતની ખીણમાં થઇને જતો હતો તેવામાં એક ગાંડો હાથી તેમાં આવી પડ્યો તેથી ઘણેભાગે તેનો નાશ થયો. તેમાં પેલો ગૌતમ બ્રાહ્મણ પણ હતો, પરંતુ કાંઇ કરતાં તે ભયમાંથી બચ્યો પણ કયી દિશાએ જવું તે તેને ગભરાટમાં સૂઝ્યું નહિ તેથી જીવતરના ખપવાળો તે બ્રાહ્મણ ઉત્તર દિશા ભણી નાઠો. એ પ્રમાણે કાફલામાંથી છૂટો પડી ગયેલો તથા તે જગોએથી ભૂલો પડેલો તે બ્રાહ્મણ જેમ અરણ્યમાં કિંપુરૂષ ભટકે તેમ એકલો ભટકવા લાગ્યો. પછી એમ ભટકતાં સમુદ્ર તરફ જવાનો એક રસ્તો તેને પ્રાપ્ત થયો તથા તે માર્ગે જતાં મનને આનંદ આપે એવું તથા દિવ્ય અને પુષ્પવાળાં વૃક્ષવાળું એક વન તેને પ્રાપ્ત થયું. તે વન સર્વે ઋતુઓમાં ફળ આપનારાં અને પુષ્પોથી ભરાઈ ગયેલાં આંબાનાં વૃક્ષોવડે શોભાયમાન હતું. જાણે નંદન વનનો કોઈ ભાગ હોય તેવું તે વન હતું. તેમાં યક્ષ અને કિન્નર વસતા હતા. તેમાં શાલ્લ વૃક્ષ, તાડ વૃક્ષ, તમાલ વૃક્ષ, અગરનાં વૃક્ષ, અને મોટાં એવાં ચંદનનાં વૃક્ષ હતાં તેવડે તે શોભતું હતું.

તે વનમાંના રમણીક પર્વતોના શિખર ઉપર તથા નાના પ્રકારના સુગંધ યુક્ત પ્રદેશમાં ચારે પાસે ઉતમ પક્ષીઓ શબ્દ કરતાં હતાં તેમાં કેટલાંક પક્ષી મનુષ્યના જેવા મુખવાળાં જેમને 'ભારૂડ' કરીને કહે છે તે હતાં તથા કેટલાંક પૃથ્વી ઉપર વસનારાં, કેટલાંક સમુદ્ર કાંઠે વસનારાં અને કેટલાંક પર્વત ઉપર ઉત્પન્ન થનારાં પક્ષીઓ હતાં. એવાં પક્ષીઓનાં મનોહર અને અત્યંત રમણિક ગાયન સાંભળતો સાંભળતો તે ગૌતમ બ્રાહ્મણ ચાલ્યો જતો હતો. હે રાજન્! પછી આગળ જતાં સુવર્ણની રેતી થકી વ્યાપ્ત, અત્યંત રમણિક, સમાન સુખકર, વિચિત્ર અને સ્વર્ગની ભૂમિ સમાન એક પ્રદેશ આવ્યો. તેમાં એક લક્ષ્મીએ સેવેલો (શોભાયમાન), સારી રીતે મંડળાકાર આકૃતિવાળો, વૃક્ષને અનુરૂપ એવી અનેક ડાળીઓવડે છત્રના સરખો શોભતો વડનો વૃક્ષ જોયો. તે વડનાં મૂળ ઉતમ ચંદનના જળવડે સીંચેલાં હતાં. તથા દિવ્ય પુષ્પ ત્યાં વેરેલાં હતાં. જાણે શોભાયમાન બ્રહ્મદેવ હોય તેના સરખો તે વૃક્ષ શોભતો હતો. એવા મનને આનંદ આપનારા, અનુપમ, પવિત્ર દેવાલય સરખા, અને પુષ્પવાળાં વૃક્ષોથી વીંટાયલા વડના વૃક્ષને જોઇને ગૌતમ મનમાં પ્રસન્ન થયો તથા આનંદ પામીને તે વૃક્ષની નીચે બેઠો. હે કૌંતેય! ગૌતમ ત્યાં બેઠો એટલે શરીરને તથા મનને સુખ કરનારો, કલ્યાણકારી અને શુભ પવન પુષ્પમાં થઇને વાવા લાગ્યો. અર્થાત્ સુગંધયુક્ત પવન વાતો હતો. હે રાજન્! તે પવિત્ર વાયુવડે ગૌતમનાં સર્વે અંગ આનંદ પામ્યાં. કલ્યાણકારી વાયુનો સ્પર્શ થવાથી તે બ્રાહ્મણ શાંતિ પામ્યો અને મનમાં સુખ પામીને પૃથ્વી ઉપર સુઇ ગયો તથા સૂર્ય પણ તેજ સમયે અસ્ત પામ્યો. સૂર્ય અસ્ત પામ્યો અને સંધ્યાકાળ થયો એટલે બ્રહ્મલોકમાંથી એક ઉત્તમ પક્ષી ત્યાં આવ્યો. તે નાડીજંઘ, એ પ્રકારે પ્રખ્યાત હતો તથા બ્રહ્માનો પ્રિય મિત્ર હતો. તે મોટા બુદ્ધિવાળો કશ્યપનો પુત્ર બગલાઓનો રાજા હતો તથા તેનું નામ રાજધર્મા એવું હતું. એના સમાન બીજો પક્ષી પૃથ્વીમાં છે નહિ. તે શોભાયમાન, વિદ્વાન્, દેવ સમાન કાંતિવાળો અને દેવ કન્યાનો પુત્ર તપાવેલા સુવર્ણના અલંકારવડે અને સૂર્ય સરખાં દેદીપ્યમાન ભૂષણવડે સર્વે અંગે અલંકૃત થયેલો હતો. તે સમગ્ર વેદને જાણનારો અને લક્ષ્મીવડે જાજ્વલ્યમાન જણાતો હતો. એવા તે પક્ષીને ત્યાં આવેલો જોઇને

ભૂખ અને તરસથી શ્રમિત થયેલો ગૌતમ વિસ્મય પામ્યો તથા હિંસા કરવાના વિચારથી તેને જોવા લાગ્યો. રાજધર્મા કહે છે,—હે વિપ્ર! તમે ભલે પધાર્યા; સૂર્ય હવે અસ્ત પામ્યો છે અને આ સંધ્યાકાળનો સમય થયો છે તેવે સમે તમે મારે ઘેર આવ્યા તે બહુ રૂડી વાત છે! પ્રશંસા કરવા જોગ તથા પ્રિય એવા અતિથી તમે મારે ઘેર પધાર્યા છો, માટે શાસ્ત્રે કહેલા વિધિ પ્રમાણે અહીં તમારૂં પૂજન થશે અને તે પછી સવારમાં તમારે જવું હોય ત્યાં તમે જજો.

ममत्वंनिलयंयातःप्रियातिथिरनिंदितः ।

पूजितोयास्यसिप्रातर्विधिदृष्टेनकर्मणा ॥ २४ ॥

इतिश्री महाभारते शांति० आप० गुर्जरभाषायां

एकोनचत्वारिंशत्तमोऽध्यायः ॥ ३९ ॥

भीष्मउवाच ॥ गिरंतांमधुरांश्रुत्वागौतमोविस्मितस्तदा ।

॥ कौतूहलान्वितोराजनूराजधर्माणमैक्षत ॥ १ ॥

ભીષ્મ કહે છે,—એ પ્રમાણે મધુર વચન સાંભળીને ગૌતમ વિસ્મય પામ્યો તથા કૌતૂહલયુક્ત થઇને તે રાજધર્મા પ્રત્યે જોવા લાગ્યો. રાજધર્મા કહે છે,—હે દ્વિજોત્તમ! હું કશ્યપનો પુત્ર છું તથા મારી માતા દક્ષની પુત્રી છે; તથા તમે અતિથિ મોટા ગુણવાળા છો માટે તમો ભલે પધાર્યા છો. ભીષ્મ કહે છે,—વિધિમાં કહેલા પ્રમાણે કર્મવડે તેને સત્કાર આપીને પછી તે રાજધર્માએ શાલવૃક્ષના પુષ્પથી નિર્માણ કરેલું દિવ્ય આસન તેને આપ્યું તથા ભગીરથ રાજાનો રથ જે દેશમાં ફરેલો છે તથા ગંગાએ જે સેવેલો છે એવા દેશમાં જેઓ ભ્રમણ કરનારા મોટા મત્સ્ય લાવીને તેને નિવેદન કર્યા. કશ્યપના પુત્ર તે રાજધર્માએ સારો પ્રજ્વલિત અગ્નિ તથા અતિશય પુષ્ટ એવા મત્સ્ય પોતાના અતિથિ ગૌતમને અર્પણ કર્યા. પછી પ્રસન્ન થયો છે આત્મા જેનો એવા તથા ભોજન કરતા એવા તે બ્રાહ્મણનો ખેદ મટાડવાને અર્થે મહા તપસ્વી એવા તે પક્ષીએ તેને પોતાની બન્ને પાંખોવડે વાયુ નાખવા માંડ્યો. પછી વિશ્રાંતિ પામીને બેઠેલા તે બ્રાહ્મણને રાજધર્માએ તેનું ગોત્ર

પૂછયું ત્યારે તેણે કહ્યું કે હું ગૌતમ કુળનો બ્રાહ્મણ છું; એ વિના બીજી કાઇ વાત તેણે કહી નહિ. પછી રાજધર્માએ તેને દિવ્ય પુષ્પવડે સુવાસિત કરેલું અને સુગંધથી ભરપૂર પાંદડાંથી નિર્માણ કરેલું એક દિવ્ય બિછાનું આપ્યું તે ઉપર તે બ્રાહ્મણ સુખે કરીને સૂઇ ગયો. પછી તે બિછાનામાં બેઠેલા ગૌતમને વચન બોલવામાં કુશળ એવા કસ્યપના પુત્ર રાજધર્માએ પૂછયું કે તમારે આ સ્થળમાં શા કારણથી આવવું પડયું છે ! હે ભારત ! તે સાંભળી ગૌતમે તેને કહ્યું કે હે મોટી બુદ્ધિવાળા પક્ષીરાજ ! હું દરિદ્ર છું અને તેથી દ્રવ્યને અર્થે સમુદ્ર પ્રત્યે જવાને નીકળ્યો હતો ત્યાંથી અહીં આવી ચઢયો છું. તે સાંભળીને કસ્યપ પુત્ર પક્ષીરાજે પ્રસન્ન થઇને કહ્યું કે હે દ્વિજોત્તમ ! એ વાતની તમારે ચિંતા કરવી નહિ; અહીંથી તમે તમારૂં કાર્ય સિદ્ધ કરીને દ્રવ્ય લેઇને પોતાને ઘેર જશો. હે પ્રભો ! બૃહસ્પતિના કહેવા પ્રમાણે અર્થની સિદ્ધિ ચાર પ્રકારે થાય છે; એક તો વંશપરંપરાથી દ્રવ્યની પ્રાપ્તિ થાય, બીજું—દૈવયોગથી ધનપ્રાપ્તિ થાય; ત્રીજું-પોતાની મતલબ પાર પાડવાના હેતુથી કોઇ દ્રવ્ય આપે; તથા ચોથું—મિત્રતાને લીધે કોઈની પાસેથી ધન મળે. એ ચારમાંથી આપણા બેની વચ્ચે મિત્રપણાનો સંબંધ ઉત્પન્ન થયો છે; તથા તારા વિષે મારો મિત્રભાવ રહેલો છે એટલા માટે જેથી તું દ્રવ્યવાળો થાય તેવો યત્ન હું કરીશ. પછી બીજે દિવસે સવારમાં સુખ સમાચાર પૂછીને તે આ પ્રમાણે બોલ્યો કે,—હે સૌમ્ય ! આ માર્ગે તું જા, તેથી તું કૃતકૃત્ય થઇશ. અહીંથી ત્રણ યોજન તું જઇશ એટલે ત્યાં એક મારો મિત્ર વિરૂપાક્ષ નામે મોટો બળવાન રાક્ષસોનો અધિપતિ રહે છે તેને તું મળીશ. તેને મારા વચનથી તું કહેજે એટલે હે દ્વિજશ્રેષ્ઠ ! તારા મનમાં જે જે અભિલાષાઓ હશે તે તે અભિલાષાઓ તે પૂર્ણ કરશે એમાં સંશય નથી. હે રાજન ! એ પ્રમાણે વચન સાંભળીને પોતાની ઇચ્છા પ્રમાણે અમૃત જેવાં ફળાદિકનું ભોજન કરીને ખેદ રહિત થયેલો તે ગૌતમ ત્યાંથી ચાલી નીકળ્યો. હે મહારાજ ! તે માર્ગમાં ચંદનનાં, અગરનાં, તજનાં અને તમાલપત્રનાં, મોટાં મોટાં વૃક્ષ ઉગેલાં હતાં તેનું સેવન કરતો કરતો તે ઉતાવળે ચાલ્યો. છેવટે એક મેરૂવ્રજ નામે નગર આવ્યું તેના દરવાજા પર્વતના હતા, તેનો કોટ અને બુરજ પણ પર્વતનાજ હતા, અને પર્વતોથીજ તે યંત્રિત કરેલું હતું. હે રાજન !

ત્યાં ગયો એટલે તે નગરના તે બુદ્ધિમાન્ રાજાને તત્કાળ ખબર થઇ કે તેના પ્રિયમિત્રે પોતાને પ્રિય અને પ્રીતિવાળા અતિથિને મોકલ્યા છે. હે યુધિષ્ઠિર, પછી તે રાક્ષસના રાજાએ પોતાના સેવકોને આજ્ઞા કરી કે જાઓ, અને નગરની બહાર તે ગૌતમ બ્રાહ્મણ આવ્યો છે તેને ઉતાવળે અહીં તેડી લાવો. એ આજ્ઞા સાંભળીને બાજ પક્ષીના જેવી ઝડપવાળા રાજપુરૂષ નગરમાંથી દોડવા લાગ્યા અને હે ગૌતમ ! હે ગૌતમ ! એ પ્રકારે બોલતા નગરની બારણે આવ્યા. હે મહારાજ ! ત્યાં આગળ આવીને તે રાજપુરૂષો તેને કહેવા લાગ્યા કે હે દ્વિજ ! ઉતાવળે ચાલ; રાજા તને જોવાને ઇચ્છે છે. રાક્ષસોનો મહારાજા વિરૂપાક્ષ એ પ્રકારે પ્રખ્યાત છે તે તને જોવાને બહુ ત્વરા કરે છે માટે તું ઉતાવળ કર. આ સાંભળીને પેલો ગૌતમ બ્રાહ્મણ વિસ્મય પામ્યો અને તેનો થાક પણ ઉતરી ગયો. તે રાજસેવકોની સાથે નગરમાં ચાલ્યો તથા તેની પરમ સમૃદ્ધિ જોઇને ભારે આશ્ચર્ય પામ્યો. પછી રાક્ષસના રાજા વિરૂપાક્ષનું દર્શન કરવાની ઇચ્છા કરતો તે બ્રાહ્મણ તેજ સેવકોની સાથે ઉતાવળે રાજભવન ભણી ચાલ્યો.

तैरेवसहितोराज्ञोवेश्मतूर्णमुपाद्रवत् ।
दर्शनंराक्षसेंद्रस्यकांक्षमाणोद्विजस्तदा ॥ ३६ ॥

इतिश्री महाभारते शां० आप० गु० भा० चत्वारिंशत्तमोऽध्यायः ॥४०॥

भीष्मउवाच ॥ ततःसविदितोराज्ञःप्रविश्यगृहमुत्तमम् ।
॥ पूजितोराक्षसेंद्रेण निषसादासनोत्तमे ॥ १ ॥

ભીષ્મ કહે છે,—પછી તેના આવ્યાની રાજાને ખબર કરી એટલે તેની આજ્ઞાથી તેણે રાજાના ઉત્તમ ઘરમાં પ્રવેશ કર્યો તથા રાક્ષસના રાજા વિરૂપાક્ષે પૂજન કરેલો તે બ્રાહ્મણ ઉત્તમ આસન ઉપર બેઠો. પછી રાજાએ તેને ગોત્ર, આચાર, સ્વાધ્યાય, બ્રહ્મચર્ય, આદિકનાં પ્રશ્ન કર્યાં, ત્યારે તે બ્રાહ્મણે પોતાના ગોત્ર વિના બીજા કશા સંબંધી કાંઇ કહ્યું નહિ. બ્રહ્મતેજથકી હીન, સ્વાધ્યાયમાં શૂન્ય, અને ગોત્રમાત્રને જાણનાર તે બ્રાહ્મણને રાજાએ તેના નિવાસ સ્થળની ખબર પૂછી. રાક્ષસ કહે છે.—હે કલ્યાણરૂપ બ્રાહ્મણ !

તારૂં નિવાસસ્થળ ક્યાં છે તથા તારી બ્રાહ્મણી (સ્ત્રી) કયા ગોત્રની છે, તે તું મને કહે; તારે મનમાં લેશ ભય રાખવો નહિ, પણ સુખે કરીને તું અમારો વિશ્વાસ કરજે; ગૌતમ કહે છે,—મારો જન્મ મધ્ય દેશમાં થયેલો છે તથા ભિલ્લના ઘરમાં મારો નિવાસ છે; ફરીને પરણેલી શૂદ્રની સ્ત્રી મારી ભાર્યા છે; એ મેં તમને સાચું હતું તે કહી દીધું છે. ભીષ્મ કહે છે—પછી રાજા વિચારવા લાગ્યો કે હવે આનું શું કરવું ? તે પોતાની બુદ્ધિવડે વિચારવા લાગ્યો કે હું શું કરૂં તો તે ઠીક કર્યું કહેવાય ? આ તો જન્મ માત્રે કરીનેજ બ્રાહ્મણ છે અને તે મહાત્મા રાજધર્માનો મિત્ર છે. તથા તે મહાત્મા કશ્યપ પુત્રે આને મારી પાસે મોકલ્યો છે. માટે હું તો તેનું જે પ્રકારે પ્રિય થાય તે પ્રકારે કરીશ, કેમકે તે સર્વદા મારોજ આશ્રય કરીને રહેલો છે. વળી તે મારો ભ્રાતા બાંધવ અને હૃદયને વિષે રહેલો સખા છે. આજ કાર્તિકીને દિવસે હું હજાર બ્રાહ્મણ જમાડવાનો છું તેમાં એને પણ જમાડીશ અને એને હું ધન આપીશ. આજનો દિવસ ઘણો કલ્યાણરૂપ છે, અને તેમાં વળી આ અતિથિ આવી પહોંચ્યો છે, માટે તેને આપવાના ધનનો મેં સંકલ્પ તો કર્યો; હવે બીજું શું વિચારવાનું છે? પછી વિદ્વાન્, એવા એક હજાર બ્રાહ્મણો ત્યાં નાહી ધોઇને, ઉત્તમ ચીરવસ્ત્ર પેહેરીને તથા અલંકાર ધારણ કરીને આવ્યા હે પૃથ્વીપતે! ત્યાં આવેલા તે ઉત્તમ બ્રાહ્મણોનો શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે વિરૂપાક્ષ રાજાએ જેને જેમ ઘટે તેમ સન્માન આપીને સત્કાર કર્યો. હે ભરતશ્રેષ્ઠ! તે રાક્ષસના રાજાની આજ્ઞાથી તે સ્થળમાં સેવકોએ ઉત્તમ દર્ભ પૃથ્વી ઉપર પાથર્યા અને બ્રાહ્મણોને બેસવાને આસન આપ્યાં તે આસનો ઉપર રાજાએ પૂજેલા એવા તે ઉત્તમ બ્રાહ્મણો બેઠા તથા તલ અને દર્ભના પાણીથી વિધિપૂર્વક તેમનું રાજાએ અર્ચન કર્યું, પછી તેમાંથી પિતૃઓ સહિત અને અગ્નિએ સહિત વિશ્વેદેવાની કલ્પના કરી તથા તેમને ચંદનનો લેપ કરીને પુષ્પ ચઢાવ્યાં અને સારી રીતે તેમનું પૂજન કર્યું. હે મહારાજ ! પછી તે બ્રાહ્મણો જાણે તેટલા બધા ચન્દ્રમા હોય તેમ શોભવા લાગ્યા. પછી રાજાએ હીરા જડેલાં નિર્મળ અને સુંદર સુવર્ણનાં પાત્રમાં ઉત્તમ અન્ન ભરીને તથા મધ અને ઘી પરિપૂર્ણ ભરીને તેમને આપ્યાં. વળી દોષવડે યુક્ત એવી મદ્રા નદીના કાંઠા ઉપર ઘણા બ્રાહ્મણો તે રાજાની પાસેથી

સત્કારપૂર્વક અભીષ્ટ ભોજન પામતા હતા, તથા એવો તે રાજાનો નિત્યનો નિયમ હતો. પણ જ્યારે શરદ્ ઋતુનો અન્ત આવે ત્યારે એટલે કાર્તિકી પૂર્ણિમાને દિવસે તે રાજા બ્રાહ્મણોને અનેક રત્ન આપતો હતો એમ સાંભળવામાં છે. હે ભારત ! તે દિવસે તે રાજા સુવર્ણ. રૂપુ, મણીઓ, મોતી, હીરા, ઘણુંક ધન, વૈડુર્યમણિ, મૃગચર્મ, રંકુ નામે મૃગનું ચર્મ, અને રત્નોના ઢગલા તે દક્ષિણા આપવાને અર્થે કરતો હતો તથા પછી તે મોટા બળવાળો વિરૂપાક્ષ ઉત્તમ બ્રાહ્મણોને કહેતો હતો કે જેટલી તમારી ઇચ્છા હોય અને જેવો તમારો ઉત્સાહ હોય તે પ્રમાણે આમાંથી રત્ન લ્યો હે ભારત ! વળી તે એમ પણ કહેતો કે હે બ્રાહ્મણ શ્રેષ્ઠો ! જે જે પાત્રમાં તમે જમ્યા હો તે તે પાત્ર પણ તમે તમારે ઘેર લઇ જાઓ. તે મહાત્મા રાક્ષસના અધિપતિએ એમ વચન કહ્યું એટલે તે બ્રાહ્મણ શ્રેષ્ઠો પોતાની મરજીમાં આવે તેટલાં રત્ન લેઇ જતા હતા. પછી તે દિવસે આવેલા મોટી યોગ્યતાવાળા બ્રાહ્મણો પણ એ પ્રમાણે સુંદર રત્નોવડે પૂજન પામીને ઉત્તમ વસ્ત્ર ધારણ કરીને અત્યંત પ્રસન્ન થયા. પછી અનેક પ્રકારના દેશમાં રહેલા સર્વે રાક્ષસોને વિરૂપાક્ષે કહ્યું કે તમારે આજનો દિવસ કોઇને હેરાન કરવા નહિ. એ પ્રમાણે આજ્ઞા કરીને પછી તે રાક્ષસપતિએ બ્રાહ્મણોને કહ્યું કે હે વિપ્રો ! એક આજનો દિવસ તમારે આ સ્થળમાં કોઇ પણ પ્રકારથી રાક્ષસનો ભય રાખવો નહિ; માટે આનંદ પામીને ઝટપટ તમારે જવું હોય ત્યાં જાઓ; બહુ વાર લગાડશો નહિ. એ સાંભળીને સમગ્ર બ્રાહ્મણોનાં ટોળાં ચારે પાસે નાશી જવા લાગ્યાં. તે વખતે પેલો ગૌતમ પણ માથે સોનાનો ભાર લેઇને અને મહાકષ્ટે કરીને તેને ઉપાડીને ઉતાવળથી પેલા વડ નીચે આવ્યો, અને થાકી જઇને, ખેદ પામીને તથા ક્ષુધાયુક્ત થઇને ત્યાં બેઠો. હે રાજન્ ! પછી મિત્રનું પ્રીતિથી રક્ષણ કરનાર એવો રાજધર્મા પક્ષી તેની પાસે આવ્યો તથા ગૌતમનો આદર સત્કાર કરીને તેનું અભિનંદન કર્યું. પછી તે પક્ષીએ પોતાની પાંખના અગ્રભાગને આસપાસ પસારીને તેને પવન નાખ્યો તથા તેનો ખેદ દૂર કર્યો, તેની પૂજા કરી તથા તેને ભોજન પણ આપ્યું. પછી ગૌતમ ભોજન કરીને સારી રીતે વિશ્રાંતિ પામીને વિચારવા લાગ્યો કે લોભ તથા મોહને લીધે મનને અનુકૂળ પડે એટલું સોનું લેતાં લેતાં મેં પુષ્કળ ભાર એકઠો કર્યો છે, તથા મારે

જવાનું ઘણું દૂર છે. વળી તે સાથે મારે મારગમાં ખાવાને ભાતું પણ નથી કે જેથી હું મારા પ્રાણ ધારણ કરી શકીશ; માટે મારગમાં હું મારા પ્રાણ શી રીતે ધારણ કરી શકીશ? એવો તે વિચાર કરવા લાગ્યો. હે પુરૂષ વ્યાઘ્ર! પછી જ્યારે પોતાને માર્ગમાં ભોજન કરવાનું કાંઇ તેને માલમ પડ્યું નહિ ત્યારે તે કૃતઘ્ન બ્રાહ્મણે મનમાં વિચાર કર્યો કે આ મારી બાજુ ઉપર બેઠેલો બગલાઓનો સ્વામી મોટો માંસનો ઢગલોજ છે; માટે એને મારીને અને સાથે લેઇને હું ઉતાવળે અહીંથી ચાલી નીકળીશ.

अयंबकपतिःपार्श्वेमांसराशिःस्थितोमहान् ।

इमंहत्वागृहीत्वाचयास्येहंसमभिद्रुतम् ॥ ३६ ॥

इतिश्री महाभारते शां० आ० गु०भा० एकचत्वारिंशत्तमोऽध्यायः ॥४१॥

**भीष्मउवाच** ॥ अथतत्रमहार्चिष्मानमलोवातसारथिः ।

॥ तस्याविदूरेरक्षार्थंखगेंद्रेणकृतोभवत् ॥ १ ॥

ભીષ્મ કહે છે,—પછી વાયુ છે સારથિ જેનો એવો મોટી જ્વાળાવાળો અગ્નિ તે બ્રાહ્મણના રક્ષણને અર્થે તેનીજ પાસે તે પક્ષીરાજે કર્યો હતો. તે અગ્નિની એક બાજુએ તે બકરાજા વિશ્વાસયુક્ત થઇને સૂતો હતો તથા તેને મારવાની ઇચ્છાવાળો તે કૃતઘ્ન દુષ્ટાત્મા તે અગ્નિની આગળ સૂતો હતો. પછી સળગતા લાકડાના ઉમાયડાવડે તે વિશ્વાસ રાખીને સૂતેલા પક્ષીને તેણે હણ્યો તથા તેને હણીને તે મનમાં હર્ષ પામ્યો પણ તેમાં પાપરૂપ દોષ છે તે તેણે જોયો નહિ. પછી તેણે તેની પાંખો કાઢી નાખી અને રૂવાં કાઢી નાખ્યાં અને અગ્નિમાં તેને શેક્યો; અને પછી તેને તથા પોતાની પાસેના સોનાના ભારને લેઇને તે બ્રાહ્મણ ઉતાવળે ચાલ્યો. પછી બીજો દિવસ વીતી ગયો એટલે વિરૂપાક્ષે પોતાના પુત્રને કહ્યું કે હે પુત્ર! આજ મને તે ઉત્તમ પક્ષી રાજધર્મા મળ્યો નથી. તે સવારમાં સર્વદા બ્રહ્માનું વંદન કરવા જાય છે, પણ ત્યાંથી પાછા વળતાં મને મળ્યા વિના કોઇ દિવસ તે પોતાને ઘેર જતો નથી. બે સંધ્યાકાળ અને બે રાત્રિઓથી તે મારે ઘેર આવ્યો નથી માટે મારા મનમાં શંકા ઉપજી આવી છે માટે જાઓ અને તે મારા મિત્રની ખબર કાઢો. સ્વા-

ધ્યાયનું પઠન કર્યા વિનાનો અને બ્રહ્મતેજ રહિત હિંસક ધર્મવાળો એક બ્રાહ્મણ તેનો મોકલ્યો અહીં આવ્યો હતો; એ અધમ બ્રાહ્મણે કદાપિ તેને હણ્યો પણ હોય ! કેમકે મને તેના ઉપર શંકા થાય છે. તેનાં ચેષ્ટિત ઉપરથી મેં તેને દુરાચારી અને દુષ્ટ બુદ્ધિવાળો જાણેલો છે; તે દયા વિનાનો, દારૂણ આકૃતિવાળો, દુષ્ટ અને ભિલ્લના જેવો અધમ જણાતો હતો. એનું નામ ગૌતમ હતું તથા તે ત્યાં ગયો છે તેથી મારૂં મન ઉદ્વેગ પામે છે. માટે હે પુત્ર ! અહીંથી ઉતાવળો તું રાજધર્માને ઘેર જા અને તજવીજ કર કે તે વિશુદ્ધ અંતઃકરણવાળો મારો મિત્ર જીવે છે કે કેમ ? જા વાર લગાડીશ નહિ. એ પ્રમાણે પિતાની આજ્ઞા પાળીને તે રાક્ષસોને સાથે લેઈને તે વડ પાસે ગયો તો ત્યાં રાજધર્માનું હાડપિંજર પડેલું જોયું. તે જોઇને બુદ્ધિમાન્ રાક્ષસ રાજાનો પુત્ર રૂદન કરવા લાગ્યો અને પોતાની ઘણામાં ઘણી જેટલી શક્તિ હતી તેવડે ગૌતમને પકડવાને ઉતાવળ કરી. પછી ગૌતમ બહુ દૂર ગયો નહોતો એટલામાંજ રાક્ષસોએ તેને પકડી પાડ્યો તથા તેની પાસે પાંખો, પગ અને અસ્થિ વિનાનું રાજધર્માનું શરીર હતું તે પણ જોયું. પછી રાક્ષસો તેને પકડીને ઉતાવળે મેરૂવ્રજ નગરમાં ગયા અને રાજધર્માનું શરીર રાજાને દેખાડ્યું તથા તેની સાથે પેલા પાપ કરનારા કૃતઘ્ન પુરૂષ ગૌતમને પણ રજુ કર્યો. તે પક્ષીના શરીરને જોઇને પોતાના પુરોહિત તથા પ્રધાન સુદ્ધાં રાજા રડવા લાગ્યો અને તેના ઘરમાં દુઃખી મનુષ્યોની મોટી રડારોળ થઈ રહી. તે નગરનાં સ્ત્રી, બાળક અને વૃદ્ધ સર્વ કોઇના મનમાં સંતાપ ઉત્પન્ન થયો. પછી રાજાએ પોતાના પુત્રને કહ્યું કે આ પાપીનો વધ કરવો જોઇએ અને એના માંસવડે આ સર્વે રાક્ષસોને યથેષ્ટ ઉજાણી કરાવો. હે રાક્ષસો ! આ પુરૂષ પાપનું આચરણ કરનારો, પાપરૂપ કર્મ કરનારો, પાપાત્મા અને પાપનુંજ સાધન છે, માટે તમારે તેને હણવો એવો મારો અભિપ્રાય છે. ભયાનક છે પરાક્રમ જેમનાં એવા રાક્ષસોને રાક્ષસાધિપતિએ એ પ્રમાણે કહ્યું તે સાંભળીને પણ 'એ પાપકર્મ કરનારો છે માટે એનું માંસ ખાવા યોગ્ય નથી,' એમ સમજીને તેને ખાવાની તેમણે ના કહી. હે મહારાજ ! તે સર્વે રાક્ષસોએ રાક્ષસના અધિપતિને એ રીતે કહ્યું કે મહારાજ ! એ અધમ પુરૂષ ભિલ્લ લોકોને આપી દ્યો તો

વાર. તે સર્વેએ માથું નમાવીને રાક્ષસાધિપતિને કહ્યું કે આ પુરૂષના પાપનું ભક્ષણ કરવાને તમે અમને એનું શરીર આપશો નહિ. એ સાંભળીને રાક્ષસના રાજાએ રાક્ષસોને કહ્યું કે વારૂ ત્યારે એમ કરો; હે રાક્ષસો ! એ કૃતઘ્નને આજજ ભિક્ષ લોકોના હાથમાં આપી દો. એ વચન સાંભળીને હાથમાં ભાલા તથા પટ્ટિશ નામે આયુધ ધારણ કરનારા રાક્ષસોએ તેના કકડે કકડા કરી નાંખ્યા અને ભિક્ષ લોકોને તેને આપી દીધો. ભિક્ષ લોકોએ પણ તેનો આહાર કરવાની ઇચ્છા કરી નહિ; તેમણે ગીધ વગેરે માંસાહારી પક્ષીઓને ભોજન કરવાને તેના શરીરના કકડા આપ્યા. પણ હે રાજેંદ્ર ! માંસાહારી પક્ષીઓએ પણ તે કૃતઘ્ન પુરૂષનું માંસ ખાધું નહિ. હે રાજન્ ! બ્રહ્મહત્યા કરનાર, સુરાપાન કરનાર, ચોરી કરનાર અને વ્રત ભંગ કરનાર, એ સર્વનું પ્રાયશ્ચિત્ત શાસ્ત્રમાં કહેલું છે પણ કૃતઘ્ન પુરૂષનું પ્રાયશ્ચિત કોઇ ઠેકાણે કહેલું નથી. હે નરપતે ! જે પુરૂષ મિત્રનો દ્રોહ કરનારો, કૃતઘ્ન અને ઘાતકી હોય, તો તેવા પુરૂષોનું માંસ માંસાહારી પક્ષીઓ અને જંતુઓ પણ ખાતાં નથી.

मित्रद्रोहीकृतघ्नश्चनृशंसश्चनराधिप ।
क्रव्यादैःकृमिभिश्चैवनभुज्यंतेहितादृशाः ॥ २६ ॥

इतिश्री महाभारते शांति० आप० गु० भा० द्विचत्वारिंशतमोऽध्यायः ॥४२॥

**भीष्मउवाच** ॥ ततश्चितांबकपतेः कारयामासराक्षसः ।
॥ रत्नैर्गंधैश्चबहुभिर्वस्त्रैश्चसमलंकृताम् ॥ १ ॥

ભીષ્મ કહે છે,—પછી તે રાક્ષસે બકના રાજા રાજધર્માની રત્ન, સુગંધવાળા અને પદાર્થો અને વસ્ત્રોવડે અલંકૃત એવી ચિતા કરી; તથા પ્રતાપવાળા વિરૂપાક્ષ રાજાએ તેને અગ્નિસંસ્કાર કરીને વિધિપૂર્વક પ્રેતકાર્ય કરવા માંડ્યાં. તે સમયે દક્ષની પુત્રી દેવી સુરભી (કામદુધા) આકાશમાં તેના ઉપર આવીને ઉભી રહી, હે પાપરહિત યુધિષ્ઠિર ! તે કામદુધાના મુખમાંથી ફેન સાથે મિશ્ર થયેલું એવું અમૃત ગળવા માંડ્યું તથા તે રાજધર્માની ચિતામાં પડ્યું. હે નિષ્પાપ ! તેના પ્રભાવથી તે બકરાજ સજીવન થયો અને ચિતામાંથી ઉડીને તે બકનો રાજા વિરૂપાક્ષની પાસે આવ્યો. પછી વનનો રાજા ઇન્દ્ર વિરૂપાક્ષના નગરમાં આવ્યો તથા તેને કહ્યું કે વારૂ, બક-

રાજ જીવતો થયો તે બહુ રૂડું થયું ! પછી ઇન્દ્રે વિરૂપાક્ષને પૂર્વની કથા કહી તેમાં જે રીતે બ્રહ્માએ રાજધર્માને શાપ દીધો હતો તે સર્વ કહ્યું. હે રાજન્ ! જ્યારે આ બકરાજા બ્રહ્માની પાસે ન જવા લાગ્યો ત્યારે ક્રોધથી પિતામહ બ્રહ્મદેવે પક્ષીરાજને આ પ્રમાણે કહ્યું કે—જેથી તે મૂઢ અને અધમ બક મારી સભામાં આવતો નથી તેથી એ દુષ્ટાત્મા થોડા કાળમાં વધ પામશે માટે એ પ્રમાણે બ્રહ્મદેવના વચનથી તેને ગૌતમે માર્યો છે. તથા તેજ કારણથી અમૃત સિંચન કરીને ફરીને બકરાજને જીવતો કર્યો છે. પછી રાજધર્મા બકે પ્રણામ કરીને ઇન્દ્રને પ્રાર્થના સહિત કહ્યું કે હે દેવાધિપતે ! જો તમે મારા ઉપર કૃપા બુદ્ધિથી દૃષ્ટિ કરી છે ત્યારે તો મારા અત્યંત પ્રિય મિત્ર આ ગૌતમને પણ ફરી જીવતો કરો. હે પુરૂષ શ્રેષ્ઠ ! તેનું વચન કબૂલ કરીને ઇન્દ્રે તેને અમૃત છાંટીને જીવતો કર્યો. તે જીવતો થયો એટલે તેનું પાત્ર તથા બીજા બધા સાહિત્ય સહિત તે બકરાજને આવી મળ્યો. તથા બકરાજ પોતાના મિત્રને પરમ પ્રીતિથી ભેટયો. પછી પાપકર્મના કરનારા તે બ્રાહ્મણને બકરાજ રાજધર્મા તેના ધન સહિત વિદાય કરીને પોતે પોતાના સ્થાનમાં ગયો. તથા પછી પોતાની યોગ્યતા પ્રમાણે તે બક બ્રહ્મસભામાં પણ ગયો ત્યાં બ્રહ્માએ તેનો અતિથ્ય સત્કાર કરીને પૂજન કર્યું. ગૌતમે પણ ફરીને તે ભિલ્લના ગામમાં જઇને પોતાની શૂદ્ર સ્ત્રીને પેટે દુષ્કર્મ કરનારા પુત્રો ઉત્પન્ન કર્યા. હે રાજન્, તે વખતે દેવના સમૂહે તેને મોટો શાપ દીધો કે,—આ પાપી થોડાક કાળમાં પુનર્ભૂ ( ફરીને પરણેલી ) સ્ત્રીને પેટે પુત્રો ઉત્પન્ન કરીને મોટું નરક પામશે કેમકે તે કૃતઘ્ન છે. હે ભારત ! એ સર્વ વૃત્તાંત પૂર્વે નારદે મને કહ્યું હતું, હે ભરતર્ષભ ! એ મોટું આખ્યાન સંભારીને જેમ હતું તેમ મેં તને પણ સર્વે કહ્યું, વાસ્તે કૃતઘ્નને યશ ક્યાંથી ? સ્થાન ક્યાંથી ? અને સુખ ક્યાંથી હોય ? નિશ્ચે કૃતઘ્ની છે તે શ્રદ્ધા કરવા યોગ્ય નથી, અને કૃતઘ્નીનું પ્રાયશ્ચિત પણ નથી. પુરૂષે વિશેષે કરીને મિત્રનો દ્રોહ કરવો નહિ. મિત્રદ્રોહિ પુરૂષ અનંત કાળ સૂધી ઘોર નર્કને પામે છે, માટે મિત્રપણાની ઇચ્છા રાખનારે નિરંતર કૃતજ્ઞી ( કર્યા કૃતને જાણનાર ) થવું. મિત્રથી સર્વ પમાય છે અને પૂજાય છે. મિત્રથી ભોગ ભોગવાય છે, મિત્રથી આપત્તિ મૂકાય છે, માટે વિચિક્ષણ પુરૂષે ઉત્તમ સત્કારવડે મિત્રને

પૂજવો. પંડિત પુરૂષોએ નિર્લજ, પાપરૂપ, મિત્રનો દ્રોહ કરનાર, કુળમાં અંગારારૂપ, પાપકર્મનો કરનાર, નર મધ્યે અધમ એવા કૃતઘ્નનો ત્યાગ કરવો. ધર્મના ધારણ કરનારા પુરૂષોમાં હે શ્રેષ્ઠ, મેં તને આ પાપરૂપ મિત્ર દ્રોહી કૃતઘ્ન પુરૂષનું વૃત્તાંત કહી દેખાડ્યું. બીજું તારે શું સાંભળવાની ઇચ્છા છે? વૈશંપાયન કહે છે-હે જનમેજય! તે સમયે મહાત્મા ભીષ્મે કહેલું એ વચન સાંભળીને યુધિષ્ઠિર મનમાં પ્રસન્ન થયો.

एतच्छ्रुत्वातदावाक्यंभीष्मेणोक्तंमहात्मना ।
युधिष्ठिरःप्रीतमनाबभूवजनमेजय ॥ ३६ ॥

इतिश्री महाभारते शांतिपर्वणि आप० गुर्जरभाषायां
त्रिचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४३ ॥

॥ आपद्धर्मः समाप्तः ॥

छोटालालेनविदुषावसतावटपत्तने ॥
भाषांतरेणव्याख्यातआपद्धर्म सनातनः ॥

श्रीमदमदावादनगरनिवासिनारैकज्ञातियेनस्वदेशव-
त्सलपत्रिकाध्यक्षेण महानंदात्मजेनमणिशंकरेण राजमान
राज्यश्रीमतांनानाभाइतनुजानां भाइशंकरशर्मणांसाहा-
य्यान् महाभारतांतर्गतशांतिपर्वणः आपद्धर्मः विक्रम-
स्यसंवदष्टषष्ठ्यधिकैकोनविंशशताब्दे आश्विनमासे प्रक-
टीकृतः तन्मध्येप्रमादश्चेन्महाशयैः क्षंतव्यः ॥